શ્રીઅચલદ્વિવેદિકૃત

# નિર્ણયદીપક

ગ્રંથનું

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી બી. એ

એમની દેખરેખ નીચે

કરનાર

શાસ્ત્રી. કૃષ્ણાજી પ્રલ્હાદ ભટ્ટજી અરણકે.

પ્રસિદ્ધ કરનાર

પંડ્યા. સદાશંકર હિરાશંકર.

નડિયાદ—જીલ્લે ખેડા.

નડિયાદ સત્યસાગર પ્રેસ.

સંવત્ ૧૯૫૩. સન ૧૮૯૭.

મૂલ્ય રૂ. ૧—૦—૦

श्रीगणेशाय नमः

# प्रस्तावना.

અથ મંગલ. જે સ્વાત્મરૂપી 'ત્વમ્' પદાર્થની સાથે ભેદરહિત 'તત્' પદાર્થ બ્રહ્મરૂપ તેજ શ્રુતિપ્રતિપાદિત છે, તે જોકે મન ને વાણીનો વિષય નથી, તોપણ અતત્ (એટલે માયિક જડ પદાર્થનું નિરસન કરનાર ઉપનિષચ્છાસ્ત્રોએ ઘણોજ ઉદ્ઘોષ કરીને તે તે ઠેકાણે પ્રકાશિત કરેલું તે (સ્વાત્મા ભિન્ન બ્રહ્મરૂપ) પાર્વતીપરમેશ્વરથી વિશેષ રૂપે તુંદિલ (મહોદર) ગણપતિને આકારે ઉત્પન્ન થએલું રૂપ; આ ગ્રંથની ટીકા કરનાર હું તથા મદદ આપનાર અને વાંચનાર સર્વે જનોને વિઘ્ન શાંત કરનારૂં, સુબુદ્ધિ આપનારૂં, દુઃખપીડા (માનસિક દુઃખ) ને નાશ કરનારૂં ને સર્વકાલ [ શારીરિક તથા લૌકિક ] સુખ આપનારૂં થજો. ૧

શ્રી નર્મદાતીરે કર્નાળી નામના ક્ષેત્ર વિષે શ્રી નંદાઆનંદા માતાજીના સ્થાનમાં રહેનાર શ્રી ગોપાલભટ્ટ આરણકેના પુત્ર પ્રલ્હાદભટ્ટજી આરણકે થયા. ૨ તેમનો પુત્ર વિદ્વાન્ લોકોના ચરણકમલમાં ભમરા જેવો અતિ આસક્ત કૃષ્ણશાસ્ત્રી નામનો હું ગૂર્જર બ્રાહ્મણોની સુસંગતિથી તથા ગૂર્જરની સમીપમાં જન્મ થઇ આજ સુધી રહેવાથી અને ગૂર્જર વિદ્વાન્ લોકોની સાહાય્યથી તેમની ભાષાનો અભ્યાસી છું. ૩. સ્વધર્મબુદ્ધિ લોકોને જેમ સમજવામાં આવે; તે રીતે ગૂર્જર ભાષામાં 'સુપ્રભા' નામની નિર્ણયદીપકની ટીકા હું કરૂંછું; જેમાં બુદ્ધિભ્રમથી અર્થનો વિપર્યય (ઉલટાપણું) થયો હોય, તેનો વિદ્વાન્ લોકોએ વિચાર કરી નિરાસ (શુદ્ધ અર્થ) કરવો. ૪. આ ધર્મરૂપી ક્ષીરસાગરની ગંભીરતા ક્યાં; હું મંદબુદ્ધિ મનુષ્ય ક્યાં, અને તેનું મથન કરવું ક્યાં ! એ સર્વ અઘટિત છે, કારણ કે જેમાં મંદરાચલ જેવા સર્વજ્ઞ મહા મુનિઓ ડૂબે છે, ત્યાં તેમના ચરણની રજરૂપી હું ડૂબીશજ; તથાપિ આ ટીકા કરીને એ સાગરને તરવાની હું આશા રાખુંછું, એની વિદ્વાન્ લોકો ક્ષમા કરશો. પરમાર્થ શાસ્ત્ર (વેદાન્ત) અભ્યાસ કરાવી જ્ઞાન આપનાર મારા ગુરુ કાશીનિવાસી વાસુદેવાશ્રમસ્વામી મહારાજને નમસ્કાર કરી નિર્ણયદીપકની સુપ્રભા નામની ગૂર્જરભાષાટીકા શ્રીસદાશિવની પ્રીતિ માટે હું કરૂંછું, તેથી શ્રી શંકર સદાશિવ અને તેના વિદ્વાન્ ભક્તો મને સર્વકાલ પ્રસન્ન થાઓ.

૬.—૭. આ મૃત્યુલોક કર્મભૂમિમાં અવતરેલા, અનાદિ માયામોહઅજ્ઞાનથી ઉત્પન્ન થએલા કામક્રોધમદમત્સરલોભ ઇત્યાદિ મોટા મોટા મગરમત્સ્યાદિથી પરિપૂર્ણ અવતરવા મરવા રૂપી સંસારસમુદ્રમાં વારંવાર ડૂબનારા અને સંસારસમુદ્રને તરવા યોગ્ય જ્ઞાનરૂપી મોટા વહાણથી રહિત પ્રાણિઓ માટે પરમ દયાલુ સર્વ વિદ્યાના અધિપતિ શ્રી શંકરે ચાર વર્ણ ને ચાર આશ્રમ સંબંધી ધર્મરૂપી આઠ પગથીઆંવાળી નિસરણી વેદમાં પ્રતિપાદન કરી છે; તે જોકે સંસારસમુદ્રથી પાર ઉતારનારી નથી, તોપણ તે સમુદ્રને તરવાને જ્ઞાનરૂપી વહાણ મળતા સુધી કંઇક કાલ પર્યંત વિશ્રાંતિ લેવા માટે બેટતુલ્ય સર્વ સુખપ્રદ સ્વર્ગમાં જવાનું સાધન છે. પરંતુ તેનો આશ્રય સંપાદન કરવાને પણ વર્ણાશ્રમધર્મનું જ્ઞાન ન હોવાથી અજ્ઞાનરૂપી તિમિરવાળા લોકો માટે પરમ દયાલુ, ધર્મ પ્રકાશ કરનારા મન્વાદિ આચાર્યો સૂર્ય જેવા પ્રકાશક થયા; પણ તેને અઠ્ઠાવીશ યુગજેટલો ઘણો કાલ ગયો અને અઠ્ઠાવીશમો કલિયુગ પ્રાપ્ત થયો તેથી લોકો અજ્ઞાનરૂપી તિમિરમાં ભ્રમણ કરનારા થયા, ત્યારે ફરી તેમને વાસ્તે કેટલાક વિદ્વાન્ શિરોમણિ લોકોએ અનાદિ વેદોક્ત વર્ણાશ્રમધર્મપ્રકાશક નિબંધો રચ્યા; પરંતુ તે ગ્રંથો ઘણા વિસ્તારવાળા હોવાથી જેમ પાણીનો વમળ (ભમરો) તરનારને ફેરવી નાંખે, તેમ લોકોના મનને ભમાવી નાંખનારા થયા; તેથી પરમ દયાલુ નાગરજ્ઞાતિના સર્વજ્ઞ વિદ્વાન્ અચલ દ્વિવેદી બ્રાહ્મણે ધર્મનિર્ણયને પ્રકાશ કરનારો નિર્ણયદીપક નામનો નિબંધ રચ્યો. તેનું એ નામ આપવાનું કારણ એ છે કે, જેમ સૂર્ય બારણે પ્રકાશ કરે, પણ ઘરના ખૂણાની વસ્તુ પ્રકાશ કરવામાં દીવાનો ઉપયોગ થાય છે, તેમ મોટા નિબંધોમાં જે ઝીણા શાસ્ત્રાર્થો નહિ બતાવેલા તે આ ગ્રંથમાં બતાવેલા છે.

હવે પોતાનું પેટ ભરવાની વ્યાવહારિક વિદ્યાનો માત્ર અભ્યાસ કરવાથી દૈવીવાણી ( સંસ્કૃત ) નો અભ્યાસ થયો નહિ; માટે તે નિર્ણયદીપકના અર્થનું જ્ઞાન થવાનો અસંભવ થયો. એ સર્વ વિચાર મનમાં આણીને નટપુરસ્થ ઘણા ઉદ્યોગી વડનગરા નાગરબ્રાહ્મણ પંડ્યા સદાશંકર હિરાશંકરની પ્રેરણાથી ગૃહસ્થ નાગર જ્ઞાતિના અને શ્રીમંત ગાયકવાડ સરકારના દિવાન દિ. બ. રા. રા. મણિભાઇ જશભાઇએ આશ્રય આપીને નડિયાદના રહેવાસી ઘણા ઉત્સાહી, બુદ્ધિસંપન્ન અને સંસ્કૃત અંગ્રેજી વગેરેમાં ઉત્તમ વિદ્વાન્ રા. રા. સાઠોદરા નાગર મણિલાલ નભુભાઇ દ્વિવેદી બી એ. ને પ્રેરણા

કરવાથી તેમણે સારી રીતે અનુકૂલતા આપી, તેમની સાહાય્યતાથી મેં જેમ કાચ વગેરેમાં મૂકેલો દીવો અધિક પ્રકાશ આપે છે, તેમ ધર્મશાસ્ત્રના નિર્ણયને પ્રકાશ કરનારા ગ્રંથની, સંસ્કૃત ભાષામાં, અપ્રવીણ લોકોને પ્રકાશ મળવા માટે ગૂર્જર ભાષામાં ટીકા કરીછે. આ ગ્રંથનાં પ્રુફ વગેરેની સુધારણા કરવામાં નડીઆદના નાગરબ્રાહ્મણ રા. રા. મણિશંકર મૂળશંકર તથા મંત્રાદિ સૂચવવામાં ચાંડોદના વૈદ્યોપનામવાળા ધનસુખશાસ્ત્રી એમણે પણ મને બહુ સાહાય્ય કરેલી છે.

## શ્લોક.

ભાષા ટીકા રૂપી પુષ્પની માલા ગુંથીને વિદ્વાન્ લોકોના ચરણારવિંદની પૂજા કરવા સારૂ અર્પણ કરી છે. તેથી તેઓ પાદપૂજાનો અંગીકાર કરી તે માલાને કંઠમાં ધારણ કરીને વિદ્વાન્‌ના ચરણના દાસ ટીકા કરનાર ઉપર પ્રસન્ન થાઓ; તેમ મત્તમયૂર જેવા પરમાનંદમાં નિમગ્ન સદ્‌ગૃહસ્થો પણ મારા ઉપર પ્રસન્ન રહો.

મૂલ ગ્રંથનો પ્રકાશ કરવા તથા તેનું ભાષાંતર કરતી વેળાએ નડિયાદ, અમદાવાદ, પેટલાદ, કર્નાળી, શિનોર, ભાવનગર, જૂનાગઢ, એ ગામોમાં રેહેનાર લોકો પાસેથી દશ ગ્રંથ સંપાદન કર્યા, તે એવી રીતે કેઃ—

૧–૨. અમદાવાદના રહીશ વેદસંપન્ન પંડ્યા. ઈશ્વરજી નારણજીનો સંવત્ ૧૬૧૧ ના ચૈત્ર સુદિ ૪ સોમનો લખેલો ગ્રંથ એક. તેમજ સંવત્ ૧૮૪૪ ના આશ્વિન સુદિ ૧૦ નો લખેલો ગ્રંથ એક તેજ શહેરના રહીશ વેદસંપન્ન દ્વિવેદી. બાલાભાઇ ભગવાનજીનો. (મંગળશંકર શાસ્ત્રીવાળો). ૩. પેટલાદના રેહેવાસી વેદમૂર્ત્તિ કુબેરનાથ લક્ષ્મીનાથ અગ્નિહોત્રીજીનો સંવત્૧૮૧૬ ના જ્યેષ્ઠ વદી ૭ગુરૂવારનો લખેલો. ૪–૫. શ્રી કર્નાળીક્ષેત્રના રહીશ વેદમૂર્તિ દ્વિવેદી. હરિશંકર કૃપાશંકરનો સંવત્ ૧૯૧૪ના માર્ગશીર્ષ વદી ૧૩ સોમનો (શિનોરવાળો), તથા પંચોલી વેદમૂર્તિ હિરાલાલ પરીક્ષતજીનો સંવત્ ૧૬૫૪ ના ભાદ્રપદ કૃષ્ણત્રયોદશી રવિવારનો લખેલો. ૬–૭. નડિયાદનિવાસી. રા. રા. પંડ્યા. મોતીભાઇ રઘુનાથજીનો સંવત્ ૧૮૨૧ ના આસો વદી ૨ સોમનો, તથા રા. રા. પંડ્યા. પંડિતરામ ભગવંતરામનો સંવત્ ૧૮૨૮ ના આશ્વિન વદી ૧ નો લખેલો (ખંભાતવાળો). ૮ શિનોરવાસી વેદસંપન્ન ચંદુલાલ સુભટરામનો, સંવત્ ૧૭૫૯ ના પૌષ સુદિ ૬ રવિવાર, શાકે ૧૬૨૪ નો, ૯ ભાવનગર નિવાસી રા. રા.

જયંતીલાલ વેણીલાલનો સંવત્ ૧૮૮૩ ના ફાગણ વદી ૮ સોમનો. ૧૦ જૂનાગઢ નિવાસી- રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ બુચનો, સંવત્ ૧૯૧૬ ના અંષાડ વદી ૧૨ નો લખેલો.

ઉપર પ્રમાણે દશ ગ્રંથો સંપાદન કરીને સર્વનું સંશોધન કરી શુદ્ધ એક ગ્રંથ કરી નવો લખીને તેને અનુસારે ભાષાંતર કર્યુંછે.

તેમાં " ; " આ નિશાનીથી સ્મૃતિનો શ્લોક જાણવો. ( ) આ નિશાનીથી શબ્દનો સ્પષ્ટ અર્થ જાણવો. [ ] આ નિશાનીથી ટીકાકારનો સ્વતંત્ર લેખ જાણવો. આ ગ્રંથમાં નંબરના જે ૯૬૦ અંકો મૂક્યા છે, તે મૂલ અને ટીકાનો મેલાપ કરી જોવા સારૂ મૂક્યા છે. × આ ચિન્હથી ટીપણી જાણવી. આ ગ્રંથને પહેલાં શુદ્ધિપત્ર જોઇને વાંચવો. મંત્રોનાં સ્થાન બતાવવા સારૂ જેટલા જડયા તેટલાનું નિશાન અષ્ટક, અધ્યાય, વગરે બતાવ્યું છે, તે જોયેથી મંત્ર જલદીથી જડશે.

આ ઉત્તમ ગ્રંથની યોગ્યતા જોઇ તેને પ્રસિદ્ધ કરવામાં ઉત્તેજનાર્થે કેટલાએક વિદ્વાન્ આચાર્યો, શાસ્ત્રીઓ, સદ્‌ગૃહસ્થો આદિએ સ્વાભિપ્રાય દર્શક પ્રમાણપત્રો (સર્ટિફીકેટો) આપ્યાં છે, તે આ ગ્રંથને અન્તે આભારપૂર્વક પ્રકાશિત કરવામાં આવ્યાં છે; જેથી અર્વાચીન વાચકોને આ ગ્રંથની મહત્તા જણાઇ આવશે. આ ગ્રંથયોજનાને અર્થે જેમણે પ્રસિદ્ધ કર્તાને ઉત્તેજન અર્થે પ્રતિઓ રાખેલી છે, તેમનો પણ આ પ્રસંગે ઉપકાર માનવામાં આવે છે. આ ગ્રંથનું ભાષાન્તર કેટલુંક છપાઇ ગયા પછીથી જૂનાગઢવાળા પ્રખ્યાત આચાર્ય વલ્લભજીએ તેના મુખપૃષ્ઠ ઉપરનો ૯ મો શ્લોક જોતાં તેમાં 'મડોડા' શબ્દ છે; તે સ્ત્રીનું નામ નથી પણ અવટંક છે, એમ લખી જણાવ્યું હતું; પરંતુ તે ઉપર સંશય રહેતાં રા. રા. તનસુખરામ મનઃસુખરામને એ વાર્તા વિષે પૂછતાં તેમણે અચલ દ્વિવેદીના કરેલા બીજા ગ્રંથ શોધી કાઢ્યા, અને વડનગરમાં સંવત ૧૫૦૦ માં તેમણે રચેલા આન્હિકદીપકને આરંભે તથા અંતે જે શ્લોક છે, તેમાંથી આચાર્ય વલ્લભજીના કહેવાને સ્પષ્ટ ટેકો મળે છે, એમ નક્કી કરી આપ્યું. અચલ દ્વિવેદીએ મહારુદ્રવિધાનપદ્ધતિ એવો એક ગ્રંથ રચ્યો છે, એમ પણ રા. રા. તનસુખરામે ખબર આપી છે. આ તથા એવી બીજી ઘણી અમૂલ્ય મદદને માટે આચાર્ય શ્રીનો તેમજ રા. રા. તનસુખરામનો હું

આભાર માનુંછું. ભાષાન્તર વાંચનારે મડોડા નામની સ્ત્રી થઇ એમ છે, ત્યાં મડોડા એવી અવટંકવાળું કુલ થયું, એમ સમજી લેવું.

આ અપૂર્વ ગ્રંથ શીઘ્ર પ્રસિદ્ધ કરવા ઘણી ઉત્કંઠા હતી, તથાપિ અનેક પ્રતિઓ શ્રમથી મેળવી તેનું શોધન કરી પાઠ નિર્ણય કરવો, તે કાર્યથી તથા તેને છપાવતાં મધ્યે મુંબાઇમાં થએલી મરકીથી વેળાસર ટાઇપ ન આવી શકવાથી તથા બીજાં અચિંતનીય વિઘ્નો આવવાથી મુદ્રણાકાર્યમાં વિલંબ થયો છે, તે સંબંધમાં સુજ્ઞ પુરૂષો ક્ષમા કરશેજ.

આ ગ્રંથ વિનંતીપત્રમાં દર્શાવ્યા પ્રમાણે આશરે ૧૨૦ ફોર્મનો થવા સંભવ હતો, પણ વાચકવર્ગની સુગમતાને અર્થે ટાઇપ બહુ મોટાં રાખવાથી તથા ભાષાંતરમાં પણ સર્વને સમજાય તેવો અર્થનો વિસ્તાર કરવાથી લગભગ ૧૫૦ ફોર્મ થયાં છે; તથાપિ પુસ્તકનો લાભ સર્વ સ્થિતિના મનુષ્યો લઇ શકે, તેથી યદ્યપિ તેનું પ્રમાણ વધી ગયું છે, છતાં તેના મૂલ્યમાં કંઇ પણ વધારો કરવામાં આવ્યો નથી.

નડિયાદ, સંવત્ ૧૯૫૩ ના આષાડ સુદિ ૯.
તા. ૭ મી જુલાઇ સન. ૧૮૯૭.

લિ૦ કૃષ્ણશાસ્ત્રી પ્રહ્લાદ ભટ્ટજી
અમરણકે.

# અર્પણપત્રિકા.

## વિદ્યાવિલાસી ધર્મપ્રિય દીવાન બહાદુર મણિભાઇ જશભાઇ,

રાજ્યકર્ત્તા મ્હોટા મ્હોટા રાજાઓમાં શ્રીમંતસરકાર મહારાજા શ્રીસયાજીરાવ ગાયકવાડ મ-ણિરૂપ છે, માટે તેમના બંધુની પેઠે તેમનો રાજ્યકાર્યભાર કરીને રક્ષણ કરનાર આપ તે રા-જમણિના ભાઇ થયાછો; અને ધર્મરૂપ સમુદ્રને મંથન કર્યાથી ઉત્પન્ન થએલો, વિદ્વદ્વર્ય અચ-લ દ્વિવેદીએ મંથન કરી ઉત્પન્ન કરેલો, સારી રીતે ધર્મનું જ્ઞાન આપનારો નિર્ણયદીપક નામનો નિબંધ પણ સર્વ ગ્રન્થોમાં મણિરૂપ છે, તેને છપાવીને પ્રસિદ્ધ કરી, ગુપ્ત હતો તેનું ઉદ્ધરણ કરવા પુરતું ધન વગેરે આપીને, બંધુની પેઠે આપ તેના રક્ષણકર્ત્તા થયા છો; આમ રાજમણિ તેમ ગ્રંથમણિ ઉભયના ભાઇ એવા આપ નાગરોમાં શ્રેષ્ઠ શ્રીમાન્ મણિભાઇનું નામ વ્યવહાર અને પરમાર્થ ઉભયત્ર અન્વર્થ છે. ૧

યશોબંધુ ( જશભાઇ ) નું પુણ્યજ આપસરખા પુત્રરૂપે મૂર્ત્તિમાન્ અવતર્યું છે; કા-રણ કે આપ પુણ્યમૂર્ત્તિએજ આ ગ્રન્થનું રક્ષણ કરવાથી જગતમાં યશ (કીર્ત્તિ) વિસ્તાર પામ્યો છે. તેવા આપ સાહેબના આશ્રયથી નડિયાદ નિવાસી ઘણા ઉદ્યોગી ને ઉત્સુક નાગરબ્રાહ્મણ પંડ્યા. સદાશંકર હીરાશંકરના ઉદ્યોગથી આ શ્રી નિર્ણયદીપક નિબંધ પૃથ્વી ઉપર ઘણી પ્રસિદ્ધિને પામ્યો; પણ આપે ગ્રન્થનું શોધન, લખવું, છપાવવું, વગેરે ખર્ચનો આશ્રય સારી રીતે આપ્યો, તેથી સર્વપુણ્ય આપનેજ છે. ૨

આ આપના પરમ ઉપકારના સ્મરણને અર્થે, તથા આપના ઉદારતા વિદ્યાવિલા-સિતા અને ધાર્મિકતા આદિ ગુણોના પ્રકાશને અર્થે, આ ગ્રન્થ પંડ્યા. સદાશંકરે છાપ-ખાનામાં છપાવી આપ શ્રીમંતને આપની પ્રીતિ સંપાદન કરવા માટે અર્પણ કર્યો છે, તેથી આપ સદાશંકર ઉપર પ્રીતિવાળા થાઓ, અને એજ પ્રમાણે ઉત્તરોત્તર આશ્રય આ-પો એવી પ્રાર્થના છે. ૩

જેમ મણિમાં લાલ રંગ મણિનો અંગભૂત હોય છે, તેમ 'મણિલાલ' નામ પણ

જેમ મણિમાં 'લાલ રંગ મણિનો અંગભૂત હોય છે, તેમ 'મોહનલાલ' નામ પણ પાર્થક છે, કારણ કે રા. રા. દ્વિવેદી મણિલાલ નભુભાઈ સર્વ કાલ પોતાનું ચિત્ત આપ પ્રતિ પ્રેમવાળું (આસક્ત), રાખે છે; આપની આજ્ઞા થતાં તેમણે આ કાર્યમાં સર્વ પ્રકારે સંપૂર્ણ સાહાય્ય કરીછે, જેથી શ્રી નંદાઆનંદા માતાના ઉપાસક શ્રી કરનાળી ક્ષેત્રના રહીશ કૃષ્ણશાસ્ત્રી પ્રલ્હાદ ભટ્ટજીએ ગુજરાતી ભાષામાં આ સુપ્રભા નામની શુભ ટીકા કરી છે, અને તે પણ આપને અર્પણ કરી છે. ૪-૫

આ પાંચ શ્લોક સંસ્કૃતમાં કરેલા છે, તે રૂપી માલા આ ગ્રન્થ વાંચનાર સર્વ લોકોને રા. પંડ્યા સદાશંકરે અર્પણ કરી છે. ૬

આ ટીકા કૃષ્ણશાસ્ત્રી પ્રલ્હાદભટ્ટે યથાબુદ્ધિ કરી છે. તેમાં કંઇ અર્થનો ફેરફાર હોય તો સુધારો કરી આપ વિદ્વજ્જન ક્ષમા કરશો એવી પ્રાર્થના છે. ૭



श्री गणेशाय नमः

# શ્રી નિર્ણય દીપકસ્ય અનુક્રમણિકા.



અનુક્રમણિકા સંપૂર્ણ.

॥ श्रीगणेशाय नमः ॥

# શ્રી નિર્ણયદીપક.

( એ ગ્રંથનું ભાષાંતર. )

---

૧ સિદ્ધિબુદ્ધિસહિત, નિરંતર સત્પુરુષોને સર્વ કાર્યમાં સિદ્ધિ આપનાર, શ્રીગણપતિ આ ગ્રંથ રચવામાં સહાય થાઓ.

૨ જેમના ઘરમાં ઉત્તમ વિધિયુક્ત પંચમહાયજ્ઞસહિત, ધર્મના આચારવિચારયુક્ત ચાલેલી નિત્યચર્યા કોઈ પણ વખતે વિરામ પામતી નથી, એવા આ સમસ્ત જગત્માં રહેલા શ્રેષ્ઠ બુદ્ધિવાળા નાગરો જ્યાં જ્યાં હોય, ત્યાં તે સઘળાનું શંકરના પુત્ર શ્રીગણપતિદેવ (સર્વ) ભયથી રક્ષણ કરો.

૩ શરણાગતપ્રતિ સારા આચાર કરનાર, ષટ્કર્મ અને ધર્મમાં તત્પર, તથા અતિથિનો સત્કાર કરવાવાળા, યજ્ઞક્રિયામાં કુશલ, વિચારશીલ અને ધર્મયુક્ત બ્રાહ્મણોવડે શ્રીશંકરે વૃદ્ધપુર [ વડનગર ] વસાવ્યું છે.

૪ વિદ્યાવૃદ્ધ, ધર્મવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ લોકો ત્યાં વાસ કરેછે, માટે બુદ્ધિમાન્ પુરુષો તેને વૃદ્ધપુર કહે છે.

૫ વિવાહની શોભા જેમના હાથમાં વસી રહીછે, એવા શ્રીશંકરે, પાર્વતીના વિવાહપર્વને વિષે આચાર્ય થયેલા બ્રહ્માને દેવતાઓ અને સર્વ તીર્થોનું સ્થાન, વડનગર [ વૃદ્ધપુર ] દક્ષિણામાં આપ્યું.

૬ આ વડનગરમાં નાગરના બાલકની સાથે વેદના અર્થનો વાદ કરી કદી પણ જીતી શકાશે નહિ, એમ લાજ પામીને બ્રહ્મર્ષિઓ ત્યાંથી જતા રહ્યા; દુર્વાસા સ્વર્ગમાં અને વ્યાસ કાશીમાં જઈ વસ્યા; અને અગસ્ત્ય ઋષિ, ' સર્વ જગત્નું કલ્યાણ થજો.' એમ આશિષ દેતા દેતા લંકામાં વસ્યા.

૭ બ્રહ્મર્ષિ, રાજર્ષિ ને દેવર્ષિઓએ નાગરોને માન આપ્યું છે, તે માટે તેઓ સર્વ લોકથી સન્માનયોગ્ય છે.

૮ જે નાગરો પૃથ્વીમાં પ્રસિદ્ધ છે અને વેદોક્તમાર્ગનું આચરણ કરવામાં પ્રૌઢ છે; જેઓએ ધનાદિના દાને કરીને કુબેર ભંડારીની *શોભા પ્રાપ્ત* કરી છે,

અને જે ધર્મદ્વેષી લોકો પ્રતિ સદા કઠોર છે,

૯ તે નાગરોમાં એક મેડોદા નામની ઉત્તમ સ્ત્રી ઉત્પન્ન થઈ; તેનો પુત્ર ધારિગદેવ પૃથ્વીમાં ધર્મવૃદ્ધિ કરનાર થયો.

૧૦ તેને અનન્ત નામનો પુત્ર થયો; જેણે અનેક બ્રાહ્મણોને વેદ ભણાવીને ભગવાનની ભક્તિ વડે પોતાના જન્મનું સાર્થક કરી; ઈશ્વરના નિર્મલ ધામમાં વાસ કર્યો.

૧૧ તેનો પુત્ર, પૃથ્વીમાં બ્રાહ્મણોને આનંદ આપનાર, લક્ષ્મીધર નામનો થયો; જેના ઘરમાં લક્ષ્મી અને સરસ્વતી કુટુમ્બ ભાવથી સદા રહેતાં હતાં.

૧૨ તે લક્ષ્મીધરનો પુત્ર, પૃથ્વીમાં પ્રસિદ્ધ, અને સર્વ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, તેમજ વેદાર્થ અને વૈદિકકર્મ જાણવાવાળો, વિદ્વાન્ લોકોએ જેના ચરણ કમલ સેવેલા છે એવો, જે ગોવિન્દ નામનો થયો,

૧૩ તેનો પુત્ર, પોતાના ત્રણ પુત્રોએ કરીને પોતાના વંશરાજનો વિસ્તાર કરવાવાળો અને ધર્મમાર્ગને આશ્રય આપવામાં બીજો વત્સરાજ હોય તેવો, તથા સર્વ પ્રકારના અર્થના જ્ઞાનને વિષે રાજા જેવો, વત્સરાજ નામનો થયો.

૧૪ શ્રી વત્સરાજથી જન્મ પામેલા, વિપ્રચરણરજ અચલદ્વિવેદી સર્વ શ્રુતિના સાગરરૂપ નાગરોના શુભકર્મની સિદ્ધિ માટે કાંઇક [ શાસ્ત્ર રચના ] કરેં છે.

૧૫ ઋગ્વેદી બ્રાહ્મણથી મળેલું મહારૂદ્ર વિધાન મેં રચ્યું છે, તેની પછી વાણીના શ્રમને નાશ કરનાર નિર્ણયદીપક નામનો ગ્રંથ હું રચું છું.

૧૬ જેમ જેમ દર્પણને વારંવાર ઘસવાથી અધિક નિર્મલ થાયછે, તેમ આ ગ્રન્થમાં જે ઋષિનાં વાક્યો છે, તે યુક્તિથી વિચાર્યાં હોય તો અધિક અર્થનો લાભ કરે છે.

૧૭ અમારી જેઓ અવજ્ઞા કરેછે, તે કાંઈપણ ભલે જાણતા હોય; તેમને માટે મારો આ યત્ન નથી. મારા જેવા ધર્મ (ગુણ) વાળો કોઇ ઉત્પન્ન થશે, [ તેને માટે આ મારો પ્રયત્ન છે. ] કારણ કે પૃથ્વી અતિ વિસ્તીર્ણ છે અને કાલ પણ અપાર છે.

૧૮ વિદ્વાનોમાં શ્રેષ્ઠ, દ્વિવેદી શ્રી વત્સરાજ નામે બ્રાહ્મણ હતા; તેનો પુત્ર, સકલ બ્રાહ્મણચરણની રજનો અંશ, કૃતાર્થ જે અચલ તે સત્ય નિર્ણયની આકાંક્ષાવાળા વિદ્વાનોને માટે આ નિર્ણયદીપક નામનો ગ્રન્થ, શ્રીવૃદ્ધપુરમાં રહી રચેછે.

૧૯ પોતાના પિતા તથા વિનાયક ભટ્ટ નામના પોતાના ગુરૂને નમસ્કાર કરીને તિથ્યાદિના નિર્ણયને અચલ નામે નાગરબ્રાહ્મણ [સ્પષ્ટ કરી] કહેછે.

## તિથિ આદિનો નિર્ણય.

૧ શ્રાદ્ધ, દાનાદિ કર્મમાં નોદના વાક્યથી તિથિ આદિને અંગપણું છે, માટે તિથિનો નિર્ણય કરવાની જરૂર છે. આદિ શબ્દે કરીને નક્ષત્ર, કાલ, યોગ જાણવા. પરસ્પર વિરુદ્ધ અર્થને બતાવનારાં વાક્યોનું એક અર્થમાં સ્થાપન કરવું, તેને નિર્ણય કહેછે. નોદના એટલે [ વેદોક્ત ] વિધિ વાક્ય. પ્રવર્ત્તક અને નિવર્ત્તક એ પ્રમાણે વિધિ બે પ્રકારનો છે. પ્રવર્ત્તકનું સ્વરુપઃ—અમાસને દિવસે નાહિને કાળા તલ મિશ્રિત પાણીથી પિતૃઓનું તૃપણ કરવું; અને ચાર પ્રકારનું અન્ન આપવું. તેથી સંતતિની વૃદ્ધિ થાયછે. નિવર્ત્તકનું સ્વરૂપઃ—અમાસને દિવસે, પોતાની સ્ત્રી ઋતુમતી હોય તોપણ તેની સાથે ગમન કરવું નહિ, વૃક્ષોનું છેદન કરવું નહિ, અને પારકાનું અન્ન પણ જમવું નહિ; તેમજ શ્રુતિમાંથી ઉદાહરણઃ—સાયં અને પ્રાતઃ કાલે અગ્નિહોમ કરવો; સંધ્યાકાલે જમવું કે સૂવું નહિ; ઈત્યાદિ.

૨ એ રીતે કર્મ ૧અપૂર્વ વિધિનો વિષય હોવાથી, તે પ્રધાન ( મુખ્ય ) છે; અને તે [ મુખ્ય ] કર્મના અંગભૂત તિથિનક્ષત્રાદિનો અધિકરણપણાથી૨ કર્મ સાથે સબંધ છે.

૩ એ હેતુથી ગર્ગ કહેછેઃ—" તિથિ, નક્ષત્ર, કાલ ઈત્યાદિ પુણ્ય અને પાપ એ બન્નેનું અંગઅંગીભાવથી૩ સાધન છે; પરંતુ સ્વતંત્રપણાએ થઈ શકતાં નથી."

૪ " જે તિથિ, નક્ષત્ર કે કાલમાં જે વિહિત કે નિષિદ્ધ હોય, તેને તે પ્રમાણે પાલનાર સ્વર્ગને પામેછે; તેમજ મોહથી નહિ પાલનારો નરકગતિને પામેછે."

---

૧ વિધિ એટલે 'અમુક કરવું' એવી આજ્ઞા કરનારૂં વેદવાક્ય. તે વિધિ છ પ્રકારના છે. અપૂર્વ, નિયમ, પરિસંખ્યા, અંગ, પ્રયોગ અને અધિકાર. જ્યાં અત્યંત અપ્રાપ્તિ છે ત્યાં અપૂર્વ વિધિ; વિકલ્પનો સંભવ છે ત્યાં નિયમ વિધિ; બે પ્રકાર પ્રાપ્ત થતા હોય ત્યાં પરિસંખ્યા વિધિ; પ્રધાનનું સાધનભૂત કર્મ બતાવનારો તે અંગવિધિ; કર્મનો પૂર્વાપરભાવ બતાવનારો તે પ્રયોગ વિધિ; અને કર્મના કર્ત્તાનો અધિકાર બતાવનારો તે અધિકાર વિધિ.

૨ આધારથી.

૩ ગૌણ-ને મુખ્યપણાથી.

૫ આગળ કહેવામાં આવશે તે પ્રમાણે તિથિની વધઘટનો ભેદ હોવાથી તિથિ અનેક પ્રકારની છે, એવી શંકા કરીને, જોકે કાલ નિત્ય છે, તોપણ તેના અનેક પ્રકાર દેખાડે છે. " કાલ એક છે, તોપણ ઉપાધિનર ભેદથી તેના અનેક પ્રકાર થાયછે. નિમેષ આદિ ઉપાધિઓ લોકમાં પ્રસિધ્ધ જ છે."

ગાર્ગ્યઃ—"આંખ ઉઘડીને મીંચાય તેટલા કાલને નિમેષ કહે છે; એવા બે નિમેષ તે ત્રુટિ, બે ત્રુટિનો લવ, બે લવનો ક્ષણ, દશ ક્ષણનો કામ, ત્રીશ કામની કલા, ત્રીશ કલાનું મુહૂર્ત્ત અને ત્રિશ મુહૂર્ત્તનો એક અહોરાત્ર ( રાત્રિદિવસ ) થાયછે, એવું ભગવાન શિવ કહેછે." મહાભારતમાં તોઃ—બે ઘડીનું એક મુહૂર્ત્ત, ને પંદર મુહૂર્ત્તનો દિવસ, તેમજ પંદર મુહૂર્ત્તની એક રાત્રિ."

૬ તેમજ રત્નમાલાઃ—" દિવસનો પંદરમો વિભાગ અને રાત્રિનો પંદરમો વિભાગ, તે મુહૂર્ત્તનું પ્રમાણ છે." આ ઠેકાણે મુહૂર્ત્ત અને ભાગનો એકજ અર્થ છે. એવી રીતે દિવસના પંદર ભાગ ગણવા. ત્રીશ ઘડીનું દિનમાન હોય, ત્યારે બે ઘડીનું મુહૂર્ત્ત જાણવું. ત્રીશ ઘડીથી ઓછું દિનમાન હોય, ત્યારે તેના ભાગ પ્રમાણે મુહૂર્ત્ત પણ બે ઘડી કરતાં ઓછું થાયછે. જ્યારે ત્રીશ ઘડી કરતાં દિનમાન વધારેં હોય ત્યારે મુહૂર્ત્ત પણ વધારે સમજી લેવું.

૭ મત્સ્યપુરાણમાં પણઃ—" દિવસનાં પંદર મુહૂર્ત્ત સર્વદા જાણવાં." શંખસ્મૃતિમાં મુહૂર્ત્તનાં નામઃ—"રૌદ્ર, ચૈત્ર, મૈત્ર, સારટક, સાવિત્ર, જયન્ત, ગન્ધર્વ, કુતપ, રૌહિણ, વિરંચ, વિજય, નૈર્ઋત, મહેન્દ્ર, વરુણ અને ભટ એ પ્રમાણે પંદર મુહૂર્ત્ત જાણવાં." આ પ્રકારે મુહૂર્ત્તરૂપ કાલ સમજાવ્યો, એટલે તે મુહૂર્ત્ત જેટલાજ એક દિવસના પણ પંદર વિભાગ થાય, એ એની મેળેજ સિધ્ધ થયું.

૮ કેટલાએક દિવસના પાંચ ભાગ કહેછે. કહ્યું છે કે "ત્રણ મુહૂર્ત્તનો પ્રાતઃકાલ, ત્યાર પછી ત્રણ મુહૂર્ત્તનો સંગવકાલ, તેના પછીનો ત્રણ મુહૂર્ત્તનો મધ્યાન્હ, પછી ત્રણ મુહૂર્ત્તનો અપરાણ્હ અને તેના પછીના ત્રણ મુહૂર્ત્તનો સાયાન્હકાલ છે, જે સર્વ ધર્મમાં વર્જિત છે." કેટલાએક દિવસના ચાર ભાગ બતાવે છે. " દોઢ પહોરનો પૂર્વાણ્હ, ત્યાર પછી એક પહોરનો મધ્યાન્હ, પછી અર્ધા પહોરનો અપરાણ્હ, ત્યાર બાદ એક પહોર સાયાન્હ છે." "પૂર્વાણ્હ, મધ્યાન્હ અને અપરાણ્હ." એ [ વચન ] થી શાતાતપ દિવસના ત્રણ ભાગ બતાવેછે. શ્રુતિમાં પણ

એવીજ રીતે કહેલુંછે કે "દેવોનો પૂર્વાણ્હ, મનુષ્યનો મધ્યાન્હ અને પિતૃઓનો અપરાણ્હ [ જાણવો. ] સ્કન્દપુરાણમાં દિવસના બે ભાગ કહ્યાછે–"આવર્તન સુધી પૂર્વાણ્હ અને તે પછી અપરાણ્હ." સૂર્યના પૂર્વથી પશ્ચિમમાં જવારૂપ ભ્રમણને (ફરવાને) આવર્તન કહેછે; અથવા આવર્તન એટલે મધ્યાન્હ, તેથી પૂર્વકાલને પૂર્વાણ્હ અને તેના પછીના વખતને અપરાણ્હ કહેવો. "પૂર્વાણ્હને દેવ અને અપરાણ્હને પિતૃઓ જાણવા" એમ **શતપથમાં** કહેલું છે. દિવસના બે, ત્રણ વગેરે ભાગનું કારણ તે તે પ્રસંગે કહેવાશે. એવી રીતે કર્મના અંગભૂત કાલનું સ્વરૂપ બતાવ્યું. જે કાલમાં, જે તિથિએ, જે કર્મ કહ્યું હોય, તે કાલમાં તે તિથિ હોતાં, કરેલું કર્મ ફલ આપેછે, તેટલા માટે તિથિસ્વરૂપનો નિર્ણય તેઓના નિરૂપણ પૂર્વક કરવાની જરૂર છે.

૯ આગળ કહ્યા પ્રમાણે ત્રીશ મુહૂર્ત્ત એટલે સાઠ ઘડી મળી અહોરાત્ર [ રાત્રિદિવસ ] જાણવો. **બ્રહ્મસિદ્ધાન્તમાં** કહ્યુંછે કે "ચન્દ્રની સોળ કલા છે, તેમાંની એક મહાદેવના મસ્તક પર રહી છે; બીજી પંદર કલાઓ અમાસને દિવસે સૂર્યમંડલમાં રહેછે.તેમાંથી એકએક અહોરાત્રે એકએક કલા સૂર્યથી છૂટી પડતી જાયછે, [તેમ તેમ પ્રતિપદાદિ શુક્લપક્ષની તિથિઓ થાયછે; અને જયારે પંદરે કલા છૂટી પડી રહે ત્યારે પૂર્ણિમા થાયછે.] ફરીથી એકએક કલા સૂર્યમંડલમાં પ્રવેશ કરે [ ત્યારે કૃષ્ણપક્ષની પ્રતિપદાદિ તિથિઓ થાયછે; પંદરે કલા પ્રવેશ કરી રહે ત્યારે અમાસ થાયછે. ] એમ પક્ષ અને તિથિ થાય છે." **ગોભિલે** એજ કહ્યું છે કે "સૂર્ય અને ચન્દ્રના અત્યન્ત વિયોગને પૂર્ણિમા, અને અત્યન્ત સંયોગને અમાવાસ્યા જાણવી." **કાલાદર્શમાં** પણઃ–"રવિ અને ચન્દ્રના યોગ અને વિયોગને અનુક્રમે અમાસ અને પૂર્ણિમા જાણવી. કલાના પ્રવેશ અને નિર્ગમથી બન્ને પક્ષની બીજી તિથિઓ થાય છે." સૂર્યચન્દ્રનો યોગ તે અમાસ અને વિયોગ તે પૂર્ણિમા જાણવી. કલાના પ્રવેશ અને નિર્ગમથી તિથિઓ ઉત્પન્ન થાય છે. એટલેકે, પ્રથમ કલાનો પ્રવેશ થાય ત્યારે પ્રતિપદા, બીજી પ્રવેશ કરે ત્યારે દ્વિતીયા, અને જયારે પંદરે કલાનો પ્રવેશ થાય ત્યારે અમાસ [ જાણવી. ] એવીજ રીતે સૂર્યમંડલથી કલાઓ જુદી પડે ત્યારે પ્રતિપદાથી પૂર્ણિમા સુધી સમજવું. કલાપ્રવેશ થાય ત્યારે કૃષ્ણપક્ષ અને છૂટી પડે ત્યારે શુક્લપક્ષ. એવી રીતે ત્રીશ ત્રીશ મુહૂર્ત્તનો એક,

એવા પંદર અહોરાત્ર [દિવસરાત્રિ] નો એક પક્ષ જાણવો. શુક્લ પ્રતિપદાથી પૂર્ણિમા પર્યંત તિથિનો સમૂહ તે શુક્લપક્ષ, અને કૃષ્ણપ્રતિપદાથી અમાવાસ્યા પર્યંત તિથિનો સમૂહ તે કૃષ્ણપક્ષ. બે પક્ષનો એક માસ ને બાર માસનું એક વર્ષ; એવી રીતે તિથિનું નિરૂપણ કર્યું.

## હવે તિથિમાં કરવાનાં કર્મનો વિચાર.

૧૦ સૂર્યોદયથી આરંભીને બીજા સૂર્યોદય સુધી જે તિથિઓ સમ્પૂર્ણ વ્યાપક છે, તેનો નિર્ણય કરવાની જરૂર નથી, તોપણ તે તિથિઓમાં કહેલાં કર્મનાં ફલ ભોગવનારા પ્રાણીઓના સારા નઠારા ભાગ્યે કરીને તિથિઓની વધઘટ થાયછે, તેથી શ્રુતિસ્મૃત્યાદિએ કહેલાં શ્રાધ્ધાદિના કર્મકાલની તિથિ બે દિવસ પહોચતી હોય અગર ન પહોચતી હોય તો તે તિથિએ કરવા કહેલું કર્મ કયે દિવસે કરવું, એમાં શંકા થાય; તેટલા માટે વધઘટવાળી તિથિઓનો નિર્ણય કરવાની જરૂર છે. કાલાદર્શમાં:—"તિથિની વધ કે ઘટ પ્રાણીઓના ધર્માધર્મથી થાયછે." ગોભિલ પણ:—"મનુષ્યોના ધર્માધર્મથી તિથિનાં ખર્વ, દર્પ, અને હ્રાસ એમ ત્રણ લક્ષણ થાય છે." ખર્વ એટલે સમતા, દર્પ એટલે વૃધ્ધિ અને હ્રાસ એટલે ઘટ.

૧૧ વૃધ્ધગાર્ગ્ય:—"કાલના નિમિત્તથી વિધિ અને નિષેધ પ્રવર્તે છે; જે તિથિએ જે વિધિ કહ્યો હોય તેજ પૂજ્ય છે; નિષેધ તો કાલમાત્રનોજ જાણવો." તિથિનું પૂજ્યપણું એટલે કર્માનુષ્ઠાન વગેરે કરવાની યોગ્યતા સમજવી. નિષેધ નિવૃત્તિને માટે છે [તેથી] કાલમાત્રની અપેક્ષા રાખે છે.

૧૨ સ્મૃતિ:—"સ્નાન, તૈલાદિનું મર્દન, દંતધાવન, મૈથુન, જન્મ અને મરણ એટલાંને વિષે તો તેજ વખતે જે તિથિ હોય તે લેવી." તાત્પર્ય કે જે તિથિને વિષે કર્મનો વિધિ કે નિષેધ કર્યો હોય, તે વખતે તે તિથિ હોય તોજ વિધિ કે નિષેધ લાગુ થાય છે.

૧૩ મધ્યાન્હકાલમાં કરવાનાં વ્રતશ્રાધ્ધ ઇત્યાદિ કર્મમાં જે તિથિ કહી હોય, તે તિથિ બે દિવસ સુધી મધ્યાન્હ કાલમાં પહોચતી અગર ન પહોચતી હોય, અથવા થોડા થોડા કાલ સુધી પહોચતી હોય, અગર એક દિવસે થોડા કાલ સુધી, અને એક દિવસ વધારે કાલ પહોચતી હોય, અથવા કર્મકાલ સુ-

ધી પહોચતી કે ન પહોચતી હોઇને વધારે, ઓછી કે સમાન હોય, તો કયી તિથિ પૂજ્ય છે, તેને માટે પરશુરામના ઉત્તરમાં [શંકરે] કહેલું છે કે, "તિથિની ઘટ હોય તો પેહેલી તિથિ લેવી, અને વૃદ્ધિ હોય તો બીજી લેવી; બન્ને દિવસે સમાન હોય તો પણ બીજા દિવસની તિથિ લેવી; એમ ઈશ્વરનું વચન છે."

૧૪ એથીજ ગોભિલઃ—"ખર્વ, દર્પ અને હિંસા એ પ્રમાણે તિથિનાં ત્રણ લક્ષણ છે; તેમાં વધ અને સમતા હોય તો બીજી તિથિ લેવી; અને જો ઘટ હોય તો પહેલા દિવસની લેવી."

૧૫ જ્યારે તિથિ બીજે દિવસે કર્મકાલે સમ કે અધિક હોય ત્યારે બીજી લેવી, કેમકે "ખર્વ અને દર્પમાં પરા પૂજ્ય છે," એવું વચન છે. અને જ્યારે બીજે દિવસે ન્યૂન હોયત્યારે પ્રથમની લેવી; કેમકે "હિંસા હોયતો પૂર્વની લેવી," એમ કહ્યું છે. બૌધાયન પણ કહેછે કે "પક્ષની તિથિની વૃદ્ધિ હોય તો ઉદયાત્, ને ક્ષય હોય તો અપરાણ્હ તિથિ લેવી." બીજે દિવસે તિથિની વૃદ્ધિ હોય ત્યારે ઉદયાત્, અને વ્રતતિથિ ઘટતી હોય તો અપરાણ્હની, એટલે પૂર્વા લેવી એમ જાણવું. આગલે દિવસે કર્મકાલની તિથિ પુષ્કલ હોય, અને બીજે દિવસે થોડી હોય, તો આગલા દિવસની પુષ્કલ હોય તે તિથિ લેવી; કેમકે બન્ને વિરૂદ્ધ પક્ષ હોય ત્યારે જે બાજુ તરફ પુષ્કલ મત હોય તે લેવો, એવો ન્યાય છે. કહ્યુંછે કે "જે કર્મને માટે જે કાલ કહ્યો હોય, તે કાલમાં જે તિથિ વ્યાપ્ત હોય તેમાં કર્મ કરવું. તેમાં વધઘટનું કાંઇ પ્રયોજન નથી." બન્ને દિવસે તિથિ કર્મકાલમાં સરખી પહોચતી હોય ત્યારે પૂર્વા લેવી. કહ્યુંછે કે "તિથિની વધઘટ જેટલી બીજે દિવસે હોય, તેટલી પેહેલે દિવસે ન હોય, તોપણ કર્મને માટે વધઘટ પહેલી તિથિમાં લેવી."

૧૬ લલ્લ પણ કહેછે કે, સર્વ કર્મનું તિથિજ, શરીર, સાધન, પ્રમાણ અને કારણ છે, [માટે] હજારો વિધિવાક્ય કરતાં કર્મકાલમાં પહોચતી તિથિજ બલવતી છે. ઉપવાસ ઈત્યાદિ વ્રતની તિથિઓ વિષે પૂર્વવિદ્ધા, ઉત્તરવિદ્ધા, વિદ્ધાધિકા અને વિદ્ધાહીના ઇત્યાદિ ભેદનું નિરૂપણ વ્રતતિથિ નિર્ણયની વખતે થશે. વેધ કેવી રીતે થાયછે, તે વિષે હવે કાંઈક કહીએ છીએ. "શુકલ અને કૃષ્ણપક્ષની પ્રતિપદાદિ તિથિઓને પોતાથી પહેલી અને પછીની તિથિઓ ત્રણ મુહૂર્ત્તવડે વેધ કરેછે."

૧૭ અને પૈઠીનસિઃ—"બન્ને પક્ષમાં તિથિઓ આગલી અને પાછલી તિ-

થિને ત્રણ મુહૂર્ત્તવડે વેધ કરે છે એ સામાન્ય વિધિ છે, આ સામાન્ય વેધ, પર: વિદ્ધ અને પૂર્વવિદ્ધ તિથિમાં ઉપવાસ વ્રતનું વિધાન હોય ત્યાં લેવો.

૧૮ બૃહસ્પતિઃ—"ઉપવાસમાં એકાદશી, આઠમ, છઠ, પૂનેમ, ચતુર્દશી, અમાસ, અને ત્રીજ એ તિથિઓ બીજી લેવી." નિગમઃ—"છઠ, આઠમ, અમાસ, કૃષ્ણપક્ષની તેરશ, એ તિથિઓ પરવિદ્ધ લેવી; બાકીની તિથિઓ પૂર્વવિદ્ધ લેવી." ઉપવાસ સિવાયના કર્મમાં પૂર્વતિથિનો ઉત્તરતિથિને વિશેષ વેધ સ્કંદપુરાણમાં બતાવે છે કે "પાંચમ બાર ઘડીથી છઠને વેધ કરે છે, દશમ પંદર ઘડીથી અગિયારશને વેધ કરે છે, અને ચૌદશ અરાઢ ઘડીથી અમાસને વેધ કરે છે." આ નિષેધ એકભક્તાદિ વ્રતમાં ન લેવો; કારણ કે એકભક્તકાલ પર્યંત જે તિથિની વ્યાપ્તિ હોય, તે તિથિમાં તે વ્રતનું વિધાન છે; મુહૂર્ત્તવેધ પણ ઉપવાસનો દૂષક હોવાથી ઉપવાસને આ નિષેધ લાગતો નથી. પાંચમ બાર ઘડી સુધી છઠનો વેધ કરે તો સ્કન્દ ( કાર્તિકસ્વામી ) દેવતા વિશેષ ઇત્યાદિનું [ એટલે અમુક દેવતાનું ] પૂજનાદિ ન કરવું; દશમ પંદર ઘડી સુધી અગિયારશને વેધ કરે તો વિષ્ણુબલિ વગેરે કર્મ ન કરવું; ચૌદશ અરાઢ ઘડી સુધી અમાસનો વેધ કરે તો શ્રાધ્ધ ન કરવું. આ પ્રમાણે ગ્રંથાંતરમાં લખેલું છે. અન્ય સ્મૃતિમાં પણ કહેલું છે કે "સૂર્યોદયની વખતે દૈવકર્મ, ને સૂર્યાસ્ત વખતે પિતૃકર્મ કરવું." દિવસનાં બે ત્રણ મુહૂર્ત્ત સુધી પહોચતી તિથિ દૈવ ને પિતૃકર્મમાં લેવી." આ વચન અસ્તસમયે ત્રણ મુહૂર્ત્ત પહોચતી તિથિમાં શ્રાદ્ધ કરવાને બતાવનારૂં જણાય છે, પણ તે ઘટતું નથી; તેથી એમાં કેવલ કાલની પ્રશંસાજ છે. [ એમ સમજવું. ]

૧૯ શ્રાધ્ધને માટે એ વાક્ય ગણીએ તો કુતપકાલમાં પહોચતી તિથિમાં શ્રાધ્ધ કરવાનું બતાવનારાં સ્મૃતિપુરાણ વગેરેનાં વાક્યો અપ્રમાણ થઇ જાય.

૨૦ વારાહપુરાણમાં—"જે તિથિમાં સૂર્યોદય થાય, તે તિથિ સ્નાન, દાન, જપ, ઇત્યાદિને માટે સંપૂર્ણ જાણવી. જે તિથિમાં સૂર્યાસ્ત થાય, તે દાન, અધ્યયન, ઇત્યાદિ કર્મને માટે સંપૂર્ણ જાણવી."

૨૧ વિષ્ણુધર્મોત્તરમાંઃ—"જે તિથિમાં સૂર્યનો ઉદય થાય, તે તિથિ અહોરાત્ર જાણવી; ને તેમાં તેનાં કર્મ કરવાં. વધઘટનું કંઇ કારણ નથી. તેમ જે તિથિમાં સૂર્ય અસ્ત પામતો હોય, તે તિથિ અહોરાત્ર કર્મ કરવામાં સંપૂર્ણ

ગણવી; તેમાં પણ વધઘટનું કાંઇ પ્રયોજન નથી." એ ઇત્યાદિ વચનો વધઘટનો અનાદર કરી ઉપવાસ વગેરે વ્રતમાં ઉદયતિથિ પૂજવા (લેવા) યોગ્ય છે, તેમજ પૂર્વવિદ્ધામાં કરવાનાં વ્રતો વિષે અસ્તની તિથિ પૂજ્ય છે, એમ જણાવે છે. વધઘટનો તો સાંવત્સરિક વગેરે શ્રાદ્ધ માટે ઉપયોગ છે. સાંવત્સરિકની તિથિ જે દિવસ શ્રાદ્ધકાલ સુધી રહેલી હોય, ત્યારે તિથિની ઘટ હોય તો, **तिथ्यादौ तु भवेद्यावान्** વગેરે [નં. ૧૯ ના છેલ્લા વાક્ય] પ્રમાણે પહેલી તિથિ લેવી; અને વૃદ્ધિ હોયતો તે વિષે કહેછેકે, "માસવૃદ્ધિ હોય, તો જેમ પૂર્વમાસ મલમાસ જાણવો, તેમ તિથિવૃદ્ધિ હોય તો પહેલી તિથિ મલિન જાણવી. બીજ સહિત ત્રીજનું વ્રત કરે, તો કાલસૂત્ર નામના ઘોર નરકમાં પડે." એથી ત્રીજ, અગિયારશ, વગેરે તિથિઓ ઉપવાસ ઇત્યાદિ વ્રતમાં પૂર્વવિદ્ધા નિષિદ્ધ છે; બીજે દિવસે સૂર્યોદય પછી એ તિથિ હોતી નથી. એ વિષે નિગમનું વાક્ય છે કે, "અગિયારશ, ત્રીજ, છઠ ને તેરશ, એ બીજે દિવસે ન હોય તો પૂર્વવિદ્ધ લેવી." છઠ સુદની અને તેરશ વદની જાણવી. બીજે દિવસે એક ઘડી હોય તો બીજીજ લેવી. [ નહિ તો પહેલી લેવી. ]

૨૨ ભવિષ્યોત્તરપુરાણમાં કહ્યું છે કે, "ઉપવાસવ્રતને માટે ઉદયાત્ એક ઘડી હોય, તોપણ તે સંપૂર્ણ જાણવી; અને પિતૃના શ્રાદ્ધ માટે અપરાણ્હ કાલની લેવી." સ્મૃત્યર્થસારમાં કહ્યું છે કે "આ અવિધ્ધતિથિનો લાભ ન હોય તો દૂધ, દહીં અથવા ફલ, એક વાર થોડું ભક્ષણ કરવાથી ઉપવાસનું ફલ મળેછે."

અચ્યુતદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં નાગરપ્રશસ્તિ
અને તિથિનો સામાન્યનિર્ણય સમાપ્ત.



## અથ એકભક્તાદિ વ્રતનો નિર્ણય.

૨૩ હવે એકભક્ત વગેરે વ્રતોને લગતી તિથિઓનો સાધારણ નિર્ણય કહેવામાં આવેછે. એકભક્ત એટલે નિયમે કરીને મધ્યાન્હ પછી જમવું, અને ફરીથી જમવું નહિ. તે મધ્યાન્હ વ્યાપિની તિથિમાં કરવું; કારણ કે, "જે તિથિ મધ્યાન્હ સુધી પહોંચતી હોય તે એકભક્તમાં લેવી." એવું વચન છે. બૌધાયન પણઃ—ઉપવાસમાં સૂર્યોદય વખતે, નક્તમાં સૂર્યાસ્ત વખતે અને એક-

ભક્તમાં મધ્યાન્હ વખતે પહોંચતી તિથિ લેવી

૨૪ દિવસના પાંચ ભાગ કરવા; ને તેમાં તેરમી ઘડીથી અરાડમી ઘડીસુધીનો ત્રીજો ભાગ મધ્યાન્હ જાણવો. [1]વિભાગ પૂર્વે બતાવેલા છે. એકભક્તમાં તેરમી ઘડીથી આરંભીને અરાડમી ઘડી સુધીનો મધ્યાન્હકાલ કહ્યોછે; તે પણ મધ્યાન્હના ઉત્તર ભાગમાં, એટલે સોળમીથી અરાડમી ઘડીસુધીમાં એકભક્ત વ્રત કરવું. [2]દિવસના ચાર ભાગ કરવાનો પક્ષ છે, તેમાં પણ મધ્યાન્હના ઉત્તરાર્ધમાં એકભક્ત કરવું. એમ ન કરે તો આ નીચેના વચન સાથે વરોધ આવશે; "સૂર્યોદયથી બે પહોર સુધીના દિનનો પૂર્વાર્ધ ગયા પછી નિયમે કરીને એક વાર જમવું, તે 'એકભક્ત' કહેવાય છે, ને તે દિવસેજ હોય."

૨૫ એક તિથિ મધ્યાન્હકાલમાં બન્ને દિવસ પહોચતી હોય, તો આગળ જે યુગ્મવાક્ય કહેવાશે, તેથી નિર્ણય કરવો. તેજ વાક્ય મોક્ષેપઃ—"જે તિથિ બે દિવસ કર્મકાલમાં પહોચતી હોય. તેનો યુગ્મવાક્યથી નિર્ણય કરી પહેલી કે બીજી તિથિ ગ્રહણ કરવી;" અને જો યુગ્મવાક્યનો ઉપયોગ ઉપવાસવ્રતમાં થતો હોય, તો એકભક્તાદિ વ્રતમાં ખર્વ, દર્પ, હિંસા ઇત્યાદિ પૂર્વે કહેલા વચનથી નિર્ણય કરવો.

૨૬ ધારો કે એક તિથિ મધ્યાન્હની સોળથી તે અરાડમી ઘડી સુધી છે, ને તેરથી પંદરસીસુધી નથી, તો તે તિથિમાં કોઇ એકભક્તવ્રત ભલે કરે; પણ તે તિથિ મધ્યાન્હમાં સંપૂર્ણ પહોચતી નથી; મધ્યાન્હના ઉત્તર ભાગમાં પહોચે છે, તેથી તે એકદેશમાં પહોચી, એવો દોષ આવે છે, તે ન આવવો જોઇએ; વાસ્તે મધ્યાન્હનો અર્થ, 'મધ્યાન્હનો ઉત્તર ભાગ' એવો કરવો. તે કારણથી એકભક્તવ્રતમાં મધ્યાન્હના ઉત્તર ભાગમાં જે તિથિ પહોચતી હોય તે લેવી, એવું વિધાન છે; એટલે વ્રત વખતે તે તિથિ મધ્યાન્હકાલમાં સંપૂર્ણ પહોચે છે, માટે ઉપર કહેલો એકદેશ વ્યાપ્તિનો દોષ આવતો નથી. તે બાબતમાં વચન છે કે, "કર્મ કરવાનો જે કાલ કહેલો હોય, તે કાલમાં જે તિથિ પહોચતી હોય તેમાં તે કર્મ કરવાં. વધ કે ઘટ જોવાનું કારણ નથી"

---

૧ પ્રાતઃ, સંગવ, મધ્યાન્હ, અપરાણ્હ, ને સાયંકાલ. દરેક કાલ અનુક્રમે ત્રણ મુહૂર્ત્તનો ગણવો. ૨ પૂર્વાણ્હ, મધ્યાન્હ, અપરાણ્હ, ને સાયંકાલ. દોઢ પહોરનો પૂર્વાણ્હ; એક પહોરનો મધ્યાન્હ; અર્ધા પહોરનો અપરાણ્હ; ત્યારબાદ એક પહોરનો પૂર્વાણ્હ ને એક પહોરનો સાયાંન્હ છે. ( જુઓ નં. ૮ મો. )

૨૭ જો એકભક્તતિથિ બન્ને દિવસે કર્મકાલમાં પહોચતી ન હોય, તો કાત્યાયનવચનથી નિર્ણય કરવો. તે વચન એ છે કે, "એક તિથિ બે દિવસ હોય ને તેમાં બીજે. દિવસે પૂર્વે દિવસની તિથિ કરતાં વ્રતતિથિ કાંઇક ઘડીપલ ઘટતી હોય કે અધિક થતી હોય, તો તે ઘટવૃદ્ધિની ઘડીપલનો અર્ધો ભાગ કરી, વ્રતતિથિ પૂર્વતિથિ કરતાં વધારે હોય તો પૂર્વતિથિમાં મેળવવો; ને ઓછી હોય તો તેમાંથી કમી કરવો."

૨૮ એમ કરતાં જો વ્રતતિથિ પૂર્વતિથિ કરતાં ઓછી હોય તો વ્રત કરવામાં પૂર્વદિવસની વ્રતતિથિ લેવી; ને બન્ને દિવસ કર્મકાલમાં તિથિ એકસરખી થોડી થોડી પહોચતી હોય તો વધઘટ ન જોતાં બીજી તિથિ લેવી. આ ઉપવાસ વ્રત સિવાય બીજા એકભક્તાદિવ્રતમાં કર્મકાલવ્યાપિની તિથિઓનો સાધારણ નિર્ણય લેવો. કોઇ અશક્તિના કારણથી ઉપવાસવ્રતને ઠેકાણે શાસ્ત્રવિહિત એકભક્તાદિવ્રત કરે, તો તેનો ઉપવાસવ્રત પ્રમાણે નિર્ણય કરીને તિથિ લેવી; એકભક્તનો નિર્ણય ન લેવો.

૨૯ તે વિષે સુમન્તુઃ—"જે રીતે ઉપવાસમાં તિથિ લેવાય છે, તે રીતે ઉપવાસને બદલે એકભક્ત કરવું હોય, તો તેમાં પણ ઉપવાસતિથિ લેવી. સ્વતંત્ર નક્તવ્રતમાં સદા પ્રદોષ વ્યાપિની તિથિ લેવી." એ રીતે જે ઉપવાસ કરવામાં અશક્ત હોય તેણે એકભક્તાદિરૂપ [1]અનુકલ્પ કરવો. કૂર્મપુરાણમાંઃ—"જે વૃદ્ધ, આતુર અને અશક્ત હોય, તેણે એકભક્ત અથવા નક્તવ્રત કરીને ઉપવાસ તિથિ પાળવી."

ઇતિ એકભક્ત નિર્ણય સંપૂર્ણ. 38185

---

૩૦ હવે નક્તવ્રતનો નિર્ણય કહેવામાં આવેછે. દિવસે ભોજનનો ત્યાગ કરી નિયમથી રાત્રિએ જમવું, તેને નક્ત કહેછે. તે વ્રત પ્રદોષકાલમાં પહોચતી તિથિમાં કરવું. તે વિષે વત્સઃ—"સર્વદા નક્તવ્રતમાં પ્રદોષકાલમાં પહોચતી તિથિ લેવી. એકાદશી સિવાય શુક્લ ને કૃષ્ણપક્ષની સર્વે તિથિઓ [2]સરખી જાણવી." પ્રદોષનું લક્ષણ સ્કંદપુરાણમાંઃ—" સૂર્યાસ્ત પછી છ ઘડી રાત્રિસુ-

૧. કોઇ વ્રત ન બની શકે તો તેને બદલે તુલ્યફલવાળું બીજું શાસ્ત્રવિહિત બની શકે એવું વ્રત કરવું તે.

૨. પ્રદોષકાલમાં પહોચતી; પણ એકાદશી તો ઉદયાત્ લેવી.

ધી પ્રદોષકાલ જાણવો." દિવસે ત્રણ મુહૂર્ત અને રાત્રિએ ત્રણ મુહૂર્તસુધી પહોચતી તિથિમાં નક્તવ્રત કરવું. કૂર્મપુરાણમાં કહ્યું છે કે, "જે તિથિ સૂર્યાસ્ત થતા પહેલાં ત્રણ મુહૂર્ત, અને સૂર્યાસ્ત પછી ત્રણ મુહૂર્ત, એ રીતે બાર ઘડી પહોચતી તિથિમાં, સ્વાધ્યાયનો નિષેધ પાળવો પડેછે તેમ, નક્તવ્રત પ્રદોષકાલમાં પાળવું." સ્કંદપુરાણમાં પણઃ—"દિવસનું અને રાત્રિનું એકજ વ્રત એક તિથિમાં કરવાનું હોય, તો તે તિથિ ૪ઉભયકાલમાં પહોચતી હોવી જોઈએ." તે એવી રીતે કે સૂર્યાસ્ત પહેલાં ત્રણ મુહૂર્તથી આરંભીને અસ્ત પછી ત્રણ મુહૂર્તસુધી એકંદર બાર ઘડીમાં નક્તતિથિ હોવી જોઇએ; જો નક્તતિથિ બન્ને દિવસે પ્રદોષવ્યાપિની હોય તો બીજા દિવસની લેવી.

૩૧ જાબાલિઃ—"જે તિથિ બે દિવસ પ્રદોષકાલમાં પહોચતી હોય, તે તિથિ બીજે દિવસે રાત્રિએ અને દિવસે પહોચે છે, તેથી બીજે દિવસે નક્તવ્રત કરવું." એનો વિશેષ વિચાર કહેછે કે, જો નક્તતિથિ પહેલે દિવસે પ્રદોષકાલમાં સંપૂર્ણ પહોચતી હોય, ને બીજે દિવસે ન હોય અગર થોડી પહોચતી હોય તો પહેલી લેવી; બન્ને દિવસે પ્રદોષસુધી સંપૂર્ણ પહોચતી હોય, તો બીજી લેવી; અને બીજે દિવસે અસ્તમાન પછી ત્રણ ઘડી અર્ધા પ્રદોષકાલમાં પહોચતી હોય, ને પૂર્વદિવસે પ્રદોષમાં સંપૂર્ણ પહોચતી ન હોય, તોપણ બીજે દિવસે રાત્રિએ ને દહાડે પહોચે છે, તેથી બીજે દિવસે નક્ત કરવું. "બન્ને દિવસે પ્રદોષાર્ધમાં પહોચતી હોય તોપણ બીજી લેવી" એવું વચન છે.

૩૨ હવે જો નક્તતિથિ પૂર્વદિવસે પ્રદોષકાલમાં અધિક, અને બીજે દિવસે થોડી પહોચતી હોય, તોપણ નક્તવ્રત દિવસ ને રાત્રિનું મળીને છે, માટે તે વ્રત બીજે દિવસેજ કરવું, એવું કાલાદર્શમાં વચન છે. જાબાલિ પણ કહેછે કે, "સર્વ તિથિઓ કર્મ કરવામાં દિવસે પૂજ્ય છે, પરંતુ નક્તવ્રતમાં રાત્રિએ પહોચતી તિથિ પૂજ્ય છે." અનંતભટ્ટના ગ્રંથમાં વચન છે કે, તિથિ સર્વ પ્રદોષકાલમાં પહોચતી ન હોય, પણ દેવપૂજા અને ભોજન થતાસુધી પ્રદોષકાલમાં પહોચતી હોય, તો જેમાં તિથિ ને પ્રદોષકાલનો એકત્ર સંભવ હોય, તેમાંજ નક્તવ્રત કરવું; અને પ્રદોષના અર્ધા ભાગમાં અગર અર્ધાથી કમી

૩. બે ઘડીનું એક મુહૂર્ત લેવું.

૪. દિવસે અને રાત્રિએ પ્રદોષકાલમાં.

ભાગમાં પહોંચતી હોય, તો તે લેવાને પૂર્વે કહ્યું છે, પણ તે ન લેવી.

૩૩ નક્તવ્રત કરવા વિષે કહેછે કે "સૂર્યોદયથી ત્રણ ઘડી સુધી પ્રાતઃકાલ અને સૂર્યાસ્ત પછી ત્રણ ઘડી સુધીનો સાયંકાલ કહ્યો છે; સ્કંદપુરાણમાં સૂર્યાસ્ત પછીની ત્રણ ઘડીને સંધ્યાકાલ કહ્યો છે. "તે વખતે, આહાર, મૈથુન, નિંદ્રા ને અધ્યયન એ ચાર કર્મ ત્યાગ કરવાં." એ વાક્યથી છ ઘડીના પ્રદોષકાલની પહેલી ત્રણ ઘડીમાં ભોજન ન કરવું એવો નિષેધ છે, તો તે વખતે નક્તભોજન કેમ થાય? એ શંકાના ઉત્તરમાં બીજી સ્મૃતિનું વચન છે કે, "નક્ષત્રદર્શન સુધી સંધ્યાકાલ, પછીનો સાયંકાલ, અને છેલ્લી રાત્રિ જાણવી. તે સંધ્યાકાલમાં ભોજનાદિ કર્મ તજવાં."તે વચન પ્રમાણે સૂર્યાસ્ત પછી નક્ષત્ર દેખાવા માંડે તેટલો વખત મુખ્ય સંધ્યાકાલ જાણવો. તે સંધ્યાકાલને લીધે ત્રણ ઘડીસુધી સંધ્યાકાલ પહોંચે છે, એ બોલવું કેવલ રુઢિજ છે. એમ લેવાનું કારણ એ કે દૈવયોગથી વખતસર સંધ્યાવંદનાદિ ન બની શક્યું, તો ત્રણ ઘડી રાત્રિ સુધી ગૌણસંધ્યાકાલમાં પણ સંધ્યાવંદનાદિ કરવું; અગર ત્રણ ઘડીમાં મેઘગર્જનાદિ નિમિત્ત થાય તો વિદ્યાભ્યાસ ન કરવો. યાજ્ઞવલ્ક્ય પણઃ—'નક્ષત્ર દર્શન થતા સુધી ગાયત્રી જપાદિ સાયં સંધ્યાવંદનનો, અને સૂર્યોદય સુધી પ્રાતઃ સંધ્યાનો મુખ્ય કાલ છે.' તેથી મુખ્ય સંધ્યાકાલમાં ઉપર લખેલાં ભોજનાદિ ચાર કર્મ તજવાં.

૩૪ ભવિષ્યત્પુરાણમાંઃ—નક્ષત્રદર્શન પહેલાં ભોજન ન કરવું. ગણપતિને શંકરે કહ્યું છે કે, "નક્ષત્રદર્શન પછી નક્ત ભોજન કરવું એ મને માન્ય છે; અને બે ઘડી દિવસ રહે, ત્યારથી નક્તવ્રત કરવું, એવા વિદ્વાનોનો મત છે." મૂલ શ્લોકમાં '**नक्षत्र दर्शनात्**' એવી પાંચમી વિભક્તિ છે, તેના વ્યાકરણ રીતે બે અર્થ છે, નક્ષત્ર દેખાયાં પછી અગર નક્ષત્ર દેખાય કે તુરત; પણ બે અર્થનો અભિપ્રાય એકજ છે કે નક્ષત્રદર્શન થયું, એટલે નક્તભોજન કરવું.

૩૫ વળી ત્રણ ઘડીના સંધ્યાકાલમાં ભોજનનો [1]નિષેધ કર્યોછે, પણ નક્તવ્રત કરવાને નક્ષત્રદર્શન વેલાએ ભોજન કરવાનો વિધિ પુણ્યદાયી છે, તેથી સંધ્યાકાલે જમવું નહિં, એ [2]સામાન્ય નિષેધવાક્યનો બાધ થશે. ઉદાહરણઃ-

---

૧. કર્મ ન કરો કહે તે નિષેધ, અને વિધિ એટલે કર્મ કરો કહે તે.

૨. બે ચાર કામ જુદાં જુદાં કરવાનાં કહે તે વાક્ય સામાન્ય કે સાધારણ ને એકજ કર્મ બતાવે તે વિશેષ વિધિ.

હિંસા ન કરવી, એવો હિંસાનો સાધારણ નિષેધ શ્રુતિમાં કહેલો છે; પણ યજ્ઞમાં હિંસા કરવાનો વિશેષ વિધિ છે, તેથી 'હિંસા ન કરવી,' એ નિષેધનો ' યજ્ઞમાં હિંસા કરવી,' એ વિશેષ વાક્યથી ૧બાધ થાય છે.

૩૬ તિથિઓની ઘણી ઘટ થવાથી જ્યારે બન્ને દિવસે પણ પ્રદોષકાલમાં તે ન પહોચતી હોય, ત્યારે સાયંકાલે બે ઘડી દિવસથી નક્તતિથિમાં ભોજન કરવું. તે બાબત સ્કંદપુરાણમાંઃ–તિથિ બન્ને દિવસે પ્રદોષકાલમાં પહોચતી ન હોય તો દિવસને અંતે એક મુહૂર્ત્ત ઓછી નક્તતિથિમાં નક્તભોજન કરવું. તેનું પ્રમાણઃ–"બન્ને દિવસે તિથિ પ્રદોષવ્યાપિની ન હોય, તો દિવસે નક્તવ્રત થાય; કારણકે મધ્યાન્હ પછી પોતાની છાયા પૂર્વદિશા તરફ જોતાં, તે જો પોતાથી બમણી લાંબી થાય, અને સૂર્યનું તેજ પણ કમી થાય તો તેને નક્તકાલ કહેછે. કેવલ રાત્રિએ ભોજન કરવું, તેનેજ નક્તવ્રત સમજવું નહિ. વિદ્વાન્ લોકો એમ સમજીને સાયંકાલમાં દિવસે નક્તભોજન કરે તો નિશ્ચય નક્તવ્રતનું ફલ તેમને મળે છે." અને રસૌરનક્ત તો પ્રદોષકાલે પહોચતી તિથિમાં દિવસે કરવું. કૂર્મપુરાણમાંઃ–"માણસની છાયા પૂર્વદિશા તરફ તેના શરીરથી બમણી લાંબી થાય, ત્યારપછી દિવસે નક્તભોજન કરવું; રાત્રિએ ન કરવું."

ઇતિ નકતવ્રતનો નિર્ણય સંપૂર્ણ.

---

## અથ અયાચિતવ્રત.

૩૭ કોઇની પાસે માગ્યા સિવાય દૈવેચ્છાથી ૨ભક્ષ્ય, ૪ભોજ્ય, ૫લેહ્ય, ૬પેય ને ૭ચોષ્ય એ પાંચે પ્રકારનું અન્ન જે મળે તે જમવું, તેને અયાચિત કહેછે. યાચિત અન્ન એટલે પારકા પાસેથી માગી લીધેલું, તેથી વિરુદ્ધ માગ્યા સિવાય મળેલાને અયાચિત કહેછે. એ અયાચિતવ્રતમાં બન્ને દિવસે એક તિથિ પહોચતી હોય, તો જે તિથિ દિવસે મધ્યાન્હકાલમાં પહોચતી હોય, તે તિથિમાં એકભક્તવ્રત પ્રમાણે જમવું. અયાચિતવ્રત પણ એકભક્ત જેવું છે. અયાચિત અન્ન ન મળે તો પોતાના ઘરના માણસ સિવાય બીજા આ-

---

૧. વિધિ વાક્યનું ખંડન થાય તે; ૨. સર્વદેવતાનું. ૩. ચાવવું પડે તે. ૪. ઘણું ચાવવું પડે તે. ૫. ચાટીને ખાવાનું. ૬. પીવાનું. ૭. ચૂસીને ખાવાનું.

ણસ પાસેથી માગી લેવું, ને તેને અયાચિત સમજીને એકભક્તવ્રત વખતે ભોજન કરવું. દક્ષ:–"પ્રાત:કાલથી આરંભીને નક્ત, એકભક્ત ને અયાચિતવ્રત કરવાં." એ વચનથી સવારે સંકલ્પ કરવો કે, આજ હું અયાચિતવ્રત કરીશ. પછી ઉપર કહ્યાપ્રમાણે ભોજન કરવું. ભોજન ન કરે તો કરેલો સંકલ્પ જૂઠો પડશે.

ઇતિ અયાચિતવ્રત સંપૂર્ણ.

---

## અથ નક્ષત્રઉપવાસનો નિર્ણય.

૩૮ હવે નક્ષત્રઉપવાસનો વિશેષ પ્રકાર વિષ્ણુધર્મોત્તર ગ્રંથમાં કહ્યો છે કે "જે નક્ષત્રમાં ઉપવાસ કરવો હોય, તે નક્ષત્રમાં સૂર્યાસ્ત થતો હોય, ત્યારે ઉપવાસવ્રત કરવું; અગર મધ્યરાત્રિની પહેલાંજ તે નક્ષત્ર ચંદ્રમાની સાથે હોવું જોઇએ." તે વિષે સુમંતુ:–"મધ્યરાત્રિ થતા પહેલાં તિથિ અને નક્ષત્રનો યોગ હોય, તે દિવસે નક્ષત્રવ્રતનો ઉપવાસ, અને નક્ષત્ર ઉતરી ગયા પછી પારણા કરવી." સ્કંદપુરાણમાં:–"મધ્યરાત્રિથી પૂર્વકાલમાં જે નક્ષત્ર પહોચતું હોય, તેમાં ઉપવાસ કરવો, અને નક્ષત્રને અંતે પારણા કરવી. નક્ત અને એકભક્તવ્રત પણ તે પ્રમાણે કરવું." તે વ્રતની પારણા પણ વ્રતતિથિ ને નક્ષત્ર ઉતરી રહ્યા પછી કરવી.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકાનો
એકભક્તાદિ નિર્ણય સંપૂર્ણ.

---

## અથ અમાવાસ્યાશ્રાદ્ધનો નિર્ણય.

૩૯ હવે અમાવાસ્યાશ્રાદ્ધનો નિર્ણય કરવા સારૂ વારનક્ષત્રાદિ યોગથી અમાવાસ્યાનું શ્રેષ્ઠપણું થોડુંક કહીએ છીએ. મહાભારતમાં:–"સોમવારયુક્ત અમાવાસ્યા સૂર્યગ્રહણ તુલ્ય જાણવી; તેમાં કરેલું સ્નાન, દાન, શ્રાદ્ધ વગેરે સઘળું અક્ષય થાય." તેમજ શંખ:–"સોમવતી અમાવાસ્યા, રવિવારે સપ્તમી, મંગલવારે ચતુર્થી અને બુધવારે અષ્ટમી, એ ચાર તિથિઓ સૂર્યગ્રહણ તુલ્યછે." અમાવાસ્યાને દિવસે અનુરાધા, વિશાખા અને સ્વાતિ, એ પૈકી એક નક્ષત્ર તો

યોગ હોય, તો તે પિતરોને આઠ વર્ષની તૃપ્તિ આપે. તેજ અર્થનું વિષ્ણુપુરાણમાં વચન છે. વળી:—"પુનર્વસુ, આર્દ્રા, પુષ્ય, એ નક્ષત્રયુક્ત અમાવાસ્યામાં શ્રાદ્ધ કરે, તો પિતરોને બાર વર્ષ પર્યંત તૃપ્તિ થાય. વળી તેજ પુરાણમાં:—"ધનિષ્ઠા, પૂર્વાભાદ્રપદા, શતતારકા, એ નક્ષત્રયુક્ત અમાવાસ્યા, શ્રાદ્ધમાં પિતરોની તૃપ્તિ ઇચ્છનારને અને દેવતાને પણ દુર્લભ છે." તથાઃ—" માઘ માસની અમાવાસ્યા પૂર્વાભાદ્રપદા નક્ષત્રયુક્ત હોય, તેમાં શ્રાદ્ધ કરે તો હજાર યુગ પર્યંત પિતરોને તૃપ્તિ થાય." વિષ્ણુપુરાણનું વચન પણ એજ અર્થનું છે. મહાભારતમાં:—"હે રાજા, ધનિષ્ઠાનક્ષત્રયુક્ત માઘઅમાવાસ્યામાં મરનારના કુલના મનુષ્યો શ્રાદ્ધ કરે, તો પિતરોને દશહજાર વર્ષ સુધી તૃપ્તિ થાય." અને "શતતારકાનક્ષત્રનો અને માઘઅમાવાસ્યાનો યોગ કોઇકજ દિવસ આવે છે, તેથી તે પિતરોને પરમ શ્રેષ્ઠ છે. તે યોગ અલ્પ પુણ્યથી મળતો નથી."

ઇતિ અમાવાસ્યાશ્રાદ્ધનિર્ણય.

---

### અથ વ્યતિપાતયોગ.

૪૦ તે સંબંધી વચનઃ—"રવિવાર ને અમાવાસ્યાને દિવસે, જો શ્રવણ, અશ્વિની, ધનિષ્ઠા, આર્દ્રા અને આશ્લેષા, એ નક્ષત્રમાંથી એક નક્ષત્રનો યોગ હોય તો તે વ્યતિપાતયોગ જાણવો." તે વિષે મહાભારતનું વચનઃ—"શ્રવણ, અશ્વિની, ધનિષ્ઠા, આર્દ્રા અને આશ્લેષા, એ નક્ષત્રોમાંથી એક નક્ષત્ર રવિવારયુક્ત અમાવાસ્યાને દિવસે આવે, તેને વ્યતિપાતયોગ કહેછે. તે સો સૂર્યગ્રહણ તુલ્ય છે."

### અથ અર્ધોદયયોગ.

૪૧ "રવિવાર, શ્રવણનક્ષત્ર અને વ્યતિપાતયુક્ત પોષ ને માઘના મધ્યની એટલે [પોષ વદી] અમાવાસ્યા હોય, તેને અર્ધોદયયોગ કહેછે; એ કોટી સૂર્યગ્રહણ તુલ્ય છે. પણ એ યોગ દિવસે હોય તે લેવો; રાત્રિએ હોય તે લેવો નહિ." મહાભારતનું વચન પણ એજ અર્થને મળતું છે.

ઇતિ અમાવાસ્યા વિશેષ પ્રકરણ સંપૂર્ણ.

## અથ શ્રાદ્ધતિથિનો વિચાર.

૪૨ પિતરોને વાસ્તે અપરાણ્હ, એટલે અરાડથી ચોવીશમી ઘડીસુધી દિવસે પહોચતી તિથિ લેવી, એવું વચન હોવાથી, અને શ્રાદ્ધ કરવું એજ પિતરોની પુજા છે, તેથી અમાવાસ્યાદિ સર્વ તિથિઓનો સાધારણ નિર્ણય કંઈક કહેછે. શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં દિવસના ભાગ બે, ત્રણ, ચાર અને પાંચ પ્રકારના પૂર્વે કહેલા છે, અને કર્મકાલનું જ્ઞાન થવા વાસ્તે મુહૂર્ત્તો પણ પૂર્વે કહેલાં છે. સર્વ પ્રકારના વિભાગમાં સૂર્યાસ્તની પાસેના ૭ ઘડી દિવસનો સાયંકાલ સર્વ ધર્મમાં તજેલો છે; એ સર્વને માન્ય છે, તોપણ શ્રાધ્ધમાં તેનો વિશેષ નિષેધ દેખાડે છે.

૪૩ મનુઃ—'રાત્રિએ શ્રાદ્ધ કરવું નહિ; કેમકે રાત્રિને રાક્ષસી કહેલીછે. તેમ બન્ને સંધ્યાસમયમાં અને સૂર્યાસ્ત પહેલાં સાયંકાલે પણ શ્રાદ્ધ ન કરવું." શાતાતપઃ—"ગ્રહણનિમિત્ત શ્રાદ્ધ રાત્રે કરવું; સાયંકાલ, પ્રાતઃકાલ ને સૂર્યોદય વગેરે નિષિધ્ધકાલમાં શ્રાધ્ધ કરે તો નિષ્ફલ થાય; ને શ્રાધ્ધ કરનારો નરકમાં જાય." વાયુપુરાણમાંઃ—"સૂર્યાસ્ત પહેલાં ત્રણ મુહૂર્ત્તનો સાયંકાલ આસુરી છે. તેમાં શ્રાદ્ધ કરે તો નિષ્ફલ થાય." ઇત્યાદિ સાયંકાલે શ્રાદ્ધ કરવાનો નિષેધ કરનારાં વચનો છે.

૪૪ હવે શ્રાદ્ધ કરવાનાં સામાન્ય વાક્યો કહેછે. દેવલઃ—"દેવોનું શ્રાદ્ધ પૂર્વાણ્હમાં, પિતરોનું અપરાણ્હમાં, [1]એકોદ્દિષ્ટ તેરમી ઘડીથી અરાડમી ઘડી સુધીના મધ્યાન્હકાલમાં અને વૃધ્ધિશ્રાદ્ધ પ્રાતઃકાલની ૭ ઘડીમાં કરવું." હારીતસ્મૃતિઃ—"પિતરોનો અપરાણ્હકાલ છે, માટે જે તિથિ અપરાણ્હ સુધી પહોચતી હોય, તે પિતરોના શ્રાધ્ધાદિ કાર્યમાં લેવી; પૂર્વાણ્હકાલની તિથિ લેવી નહિ." તથાઃ—"જે તિથિમાં સૂર્યાસ્ત થાયછે, તે પિતરોને પ્રિયછે, માટે બ્રહ્માએ અપરાણ્હકાલ પિતરોને આપ્યોછે. સૂર્યોદયથી બે કે ત્રણ મુહૂર્ત્ત સુધી જે તિથિ પહોચતી હોય, તે દેવતાના હોમાદિ કામમાં લેવી; અને સૂર્યાસ્ત સમયે બે કે ત્રણ મુહૂર્ત્ત સુધી જે તિથિ હોય, તે પિતરોના શ્રાદ્ધાદિકમાં લેવી." ઇત્યાદિ અપરાણ્હકાલમાં પિતરોનું શ્રાદ્ધ કરવાનાં વચનો છે. એ બાબતમાં શંકા છે કે, દિવસના બે ભાગના પક્ષમાં સૂર્યોદયથી બપોરસુધી પૂર્વાણ્હ,

[1] જે શ્રાદ્ધમાં એક પિતૃનું નામ દેવાય; એકજ પિંડ અપાય અને બ્રાહ્મણ પણ એકજ હોય.

અને ત્યારપછી અસ્તસુધી અપરાણ્હ. હવે દિવસના ત્રણ ભાગના પક્ષમાં ઉદયથી દશ ઘડીસુધી પર્વાણ્હ, ત્યાંથી વીશ ઘડીસુધી મધ્યાન્હ અને પછી અસ્તમાનસુધી અપરાણ્હ. દિવસના પાંચ ભાગના પક્ષમાં અરાડથી ચોવીશમી ઘડીસુધી અપરાણ્હકાલ કહ્યો, તેથી સાયંકાલને અપરાણ્હપણાનો નિષેધ થયો; ને ઉપરનાં બે ત્રણ ભાગનાં વાક્યથી સાયંકાલસુધી અપરાણ્હ છે એવું કહ્યું. હવે એ વિહિત ને પ્રતિષિધ્ધ બન્ને અપરાણ્હ પ્રમાણ છે, તો વિહિત ને પ્રતિષિધ્ધ હોય ત્યાં વિકલ્પ લેવો, એ ન્યાયથી ચોવીશ ઘડીસુધીના અપરાણ્હમાં શ્રાધ્ધ કરવાનો નિયમ ન રાખતાં, સાયંકાલસુધીના અપરાણ્હકાલમાં શ્રાધ્ધ કરવાને હરકત નથી; ને શ્રાધ્ધતિથિ સાયંકાલમાં પહોચેછે, તો સાયંકાલે પણ શ્રાધ્ધ કરવું, એવું પ્રાપ્ત થાયછે. તેથી ઉત્સર્ગાપવાદ ન્યાયે (સ્વાભાવિક પ્રાપ્ત થયેલા કર્મનો નિષેધ કરનારાં વિશેષ વાક્યોથી બાધ થાય) કરીને અત્રે સમાધાન જાણવું. તેમ બીજો ન્યાય છે કે, [1]સાવકાશ વાક્ય કરતાં [2]નિરવકાશ વાક્ય બલવાન્ છે. એ પ્રકારના બે ન્યાયથી અપરાણ્હકાલમાં શ્રાધ્ધ કરવું, એ સાવકાશ વાક્યમાં ચોવીશ ઘડીસુધીના અપરાણ્હમાં શ્રાધ્ધ કરવું, કે સાયંકાલસુધીના અપરાણ્હમાં શ્રાધ્ધ કરવું, એવો વિકલ્પ પ્રાપ્ત થયો હતો, તેમાં સાયંકાલે શ્રાધ્ધ ન કરવું, એ વિશેષ વાક્યે સાયંકાલ રૂપી અપરાણ્હનો બાધ કર્યો. તેથી સામાન્ય વાક્યને સાયંકાલ સિંવાયનો અરાડથી ચોવીસ ઘડીસુધીનો અપરાણ્હકાલ કહેવાને અવકાશ રહ્યો; એટલે બન્ને વાક્યો બે સ્થલે પ્રમાણ થયાં. તેથી સાયંકાલ વર્જિત અપરાણ્હમાં શ્રાધ્ધ કરવું, એવો સિધ્ધાંત થયો.

૪૫ અથવા સાયંકાલે શ્રાધ્ધનો નિષેધ છે, તેથી [3]સામીપ્યલક્ષણાએ કરીને સાયંકાલની સમીપ [અરાડમી ઘડીથી ચોવીશમી ઘડીસુધીનો] અપરાણ્હકાલ શ્રાધ્ધમાં લેવો. અથવા કુતપકાલ તથા રૌહિણકાલમાં [ જુઓ પાનું ૪ થું નં. ૭ મો. ]શ્રાધ્ધનો આરંભ વિહિત છે, તેથી સાયંકાલે કે રાત્રિએ શ્રાધ્ધ

---

૧ બે ચાર કર્મ બતાવેલાં હોય, તેને સાવકાશ વિધિ કેહવો; કારણકે એ વાક્યે બતાવેલાં કર્મ પૈકી એકનો નિષેધ બીજા વાક્યે કર્યો, તો તે વાક્યને બાકીના કર્મનું વિધાન કરવાને અવકાશ રહેછે.

૨. એકજ કર્મ બતાવનારૂં વાક્ય હોય, તે કર્મનો બાધ કર્યો, તો તેને બીજા કર્મનો અવકાશ રહેતો નથી, તેથી તેને નિરવકાશવિધિ કહેછે.

૩. જ્યાં મુખ્ય અર્થ ઘટતો ન હોય, ત્યાં સમીપવસ્તુ લેવી તેનું નાંમ સામીપ્યલક્ષણા. ત્યાં અન્ય અર્થ ઘટાવીને વાક્યાર્થ ઉપજાવવો તે લક્ષણા કહેવાય છે. મુખ્ય અર્થની સામીપ્ય

કરવું નહિ, એવું સિધ્ધ છે, તોપણ મુખ્ય કુતપ અને રૌહિણકાલમાં કંઇ કારણથી શ્રાધ્ધ ન બની શક્યું, તો નિષિધ્ધ કાલમાં શ્રાધ્ધ ન કરતાં બીજા કાલમાં તે થાય, એવું જણાવવા વાસ્તે સાયંકાલાદિનો નિષેધ કરવાવાળાં વચનો છે. તેજ બીજા વાક્યમાં કહ્યું છે, "કુતપ મુહૂર્ત્તમાં આરંભ કરીને પાંચ મુહૂર્ત્ત [ પંદર ઘડીથી ચોવીશમી ઘડીસુધી ] શ્રાદ્ધનો કાલ છે."

૪૬ તેથી પંદર મુહૂર્ત્ત ( ત્રીશ ઘડી ) ના દિવસમાં આઠમા મુહૂર્ત્ત કુતપની આગળ સાત મુહૂર્ત્ત દિવસ રહ્યો, તેમાં વૃધ્ધશ્રાદ્ધ અને નૈમિત્તિક ( ગ્રહણાદિ નિમિત્ત ) શ્રાદ્ધ સિવાયના અમાવાસ્યા, સંવત્સરી વગેરે શ્રાધ કરવાનું વિધાન છે; અને સૂર્યાસ્ત સમીપ ત્રણ મુહૂર્ત્ત સાયંકાલમાં શ્રાદ્ધ કરવાનો નિષેધ છે; તેથી કુતપાદિ પાંચ મુહૂર્ત્તસુધી શ્રાધ્ધ કરવાનો કાલ છે, એમ સિધ્ધ થયું.

૪૭ તેમાં પણ બે કે ત્રણ મુહૂર્ત્ત, શ્રુતિપુરાણોમાં [1]પિંડપિતૃયજ્ઞ અને [2]પિંડાન્વાહાર્યક નામનાં શ્રાદ્ધ કરવાને માટે શ્રેષ્ઠ છે. કુતપાદિ ત્રણ મુહૂર્ત્ત શ્રાદ્ધનો મુખ્યકાલ છે. તે વખતે શ્રાદ્ધતિથિ પહોચે છે કે નથી પહોચતી, તેનો વિચાર કરીને શ્રાદ્ધની તિથિ હોય તેમાં શ્રાદ્ધ કરવું. એ વિષે વચન છે કે, "જે કર્મનો જે કાલ કહેલો હોય તે કર્મ કરવા વખતે તે તિથ્યાદિ કાલ હોય, તો તે કર્મનું અંગ થાય, ન હોય તો ન થાય.

ઇતિ અમાવાસ્યાદિ સર્વ તિથિશ્રાધ્ધનો સાધારણ નિર્ણય.

૪૮ કેટલાક ગ્રંથકારોએ કહ્યું છે કે, જે તિથિમાં સૂર્યાસ્ત થાય, તે પિતરોએ સ્વિકારીછે, ને અસ્ત વેળાએ ઘડી દિવસ રહેતા સુધી જે તિથિ પહોચતી હોય," તે સંવત્સરીશ્રાધ્ધમાં લેવી. "જે તિથિમાં સૂર્ય અસ્ત પામે તે દિવસે અને રાત્રિએ સંપૂર્ણ છે, એમ જાણવું." ઊપલ્યાં વાક્યોમાં સાયંકાલવ્યાપિની તિથિને અહોરાત્ર પહોચેછે અને પિતરો તેને સ્વિકારેછે, એવા શબ્દો છે, તેથી અસ્તસમયે પહોચતી તિથિને સંપૂર્ણપણું કહીને, કુતપકાલમાં તે તિથિ પહોચતી ન હોય, તોપણ તેમાં શ્રાદ્ધ કરવું. ફરી તેમણે પોતાના તેજ

નો સંબંધ રાખનાર બીજો અર્થ લેવો, તે સામીપ્યલક્ષણા. જેમકે ગંગાઉપર ઘર. ત્યાં સમીપ અર્થ ગંગાનો તટ છે.

૧. અગ્નિમાં હોમ કરીને ૭ પિંડ કરવા પડેછે તે. ૨. દર અમાવાસ્યાનું શ્રાદ્ધ.

ગ્રંથમાં કહ્યું છે કે, તિથિ કર્મકાલમાં પહોચતી હોવી જોઇએ. તે વિષે વચન છે કે, "કર્મનો જે કાલ લખ્યો હોય, તેમાં પહોચતી તિથિ લેવી," એ તેમનો પહેલાંનો ને પછીનો વિચાર જોતાં વિરુધ્ધ છે; તેથી જે શ્રાધ્ધતિથિ કર્મકાલમાં પહોચતી હોય અને સૂર્યાસ્ત સુધી હોય, તો તે ઘણી ઉત્તમ છે, એમ તેમણે કહ્યું હોત, તો તેમના બોલવામાં દોષ ન આવત.

## અમાવાસ્યાના શ્રાદ્ધકાલનો નિર્ણય.

૪૯ પિતામહઃ—"જે વિદ્વાન્ અમાવાસ્યા, વ્યતિપાત, પૌર્ણમાસી ને અષ્ટકા નામની ચાર અષ્ટમીઓમાં શ્રાદ્ધ ન કરે તો તે પાપી થાય." વ્યાઘ્ર પણઃ—"જેના પિતા મરણ પામ્યા હોય, તે દરેક અમાવાસ્યાએ શ્રાધ્ધ ન કરે તો તે પાપનો અધિકારી થાય". શાંખાયનઃ—"મહીને મહીને દરેક અમાવાસ્યાએ પિતરોનું શ્રાધ્ધ કરવું. તથાઃ—જે કોઇ દર મહીને અમાવાસ્યાએ શ્રાદ્ધ ન કરે તો તેનું અન્ન જમવું નહિ; કારણ કે તે અતિ પાપી છે." ઇત્યાદિ વચનોમાં શ્રાધ્ધ ન કરે તો દોષ જણાવ્યોછે; માટે શ્રાદ્ધ કરવા સારૂ અમાવાસ્યાનું સ્વરુપ કહેછે. અમા નામની ચંદ્રની સોળ કલામાંની છેલ્લી કલા છે, તેમાં ચંદ્ર ને સૂર્ય બન્ને એકઠા થાયછે, તેથી તે તિથિને અમાવાસ્યા કહી છે. તે વિષે કહ્યું છે કે, "સૂર્યના સંબંધથી ઉત્પન્ન થતી અમા નામની ચંદ્રની સોળમી કલા લોકપ્રસિદ્ધ છે. તેમાં જે દિવસે ચંદ્ર વસેછે, તેને અમાવાસ્યા કહેછે." ગોભિલઃ—સૂર્ય ને ચંદ્રના અત્યંત સામીપ્યને અમાવાસ્યા કહેછે. હવે 'જીવતાસુધી [1]અગ્નિહોત્ર કરવું,' એ વાક્યથી આઠે પહોર અગ્નિહોત્ર કરવાનું પ્રાપ્ત થયું; પણ સર્વ કાલ અગ્નિહોત્ર ન કરતાં, સાયંકાલે ને પ્રાતઃકાલે કરવું, એવો કાલનો સંકોચ થાયછે; તે રીતે દર્શશ્રાધ્ધનો સંકોચ કરવો કે નહિ, તે સમજવા વાસ્તે દિવસના વિભાગ પૂર્વે કહેલા છે. તેમાં દિવસના પાંચ વિભાગનું કારણ સ્મૃતિમાં સ્પષ્ટ કહેલું છે કે, "સાયંકાલે સૂર્યગ્રહણ હોય તો [2]સંગવકાલમાં જમવું; [3]શારદકાલમાં હોય તો સંગવકાલથી પહેલાં ભોજન

૧. ચાર કુંડવાળું.

૨. સૂર્યોદયથી ૭ ઘડી દિવસ ગયાપછી બારમીઘડી સુધીનો કાલ.

૩. દિવસની અરાડ ઘડીપછી ચોવીશમી ઘડીસુધીનો કાલ.

કરવું અને મધ્યાન્હકાલમાં હોય તો ગ્રહણ મુક્ત થયા પછી જમવું. કોઈ પ્રકારે સૂર્યગ્રહણમાં ઉપવાસ કરવો નહિ." શ્રુતિઃ—પાંચ વિભાગના વિવેચનના આરંભમાં, મધ્યાન્હવખતે [1]આધાન કરવું એમ કહ્યું છે, તેથી પાંચ વિભાગનો પક્ષ શ્રાદ્ધ વાસ્તે નથી, આધાન વાસ્તે છે.

૫૦ પૂર્વાણ્હકાલ દોઢ પહોરનો છે. દિવસના ચાર ભાગ પૂર્વે બતાવેલા છે, તે એકભક્તવ્રતને વાસ્તે છે, તે વિષે બૌધાયનઃ—"ઉપવાસમાં સૂર્યોદય વખતની તિથિ લેવી. નક્તમાં અસ્તસુધી અને એક ભક્તવ્રતમાં મધ્યાન્હસુધી પહોચતી તિથિ લેવી." શાતાતપઃ—પૂર્વાણ્હ, મધ્યાન્હ ને અપરાણ્હ એ ત્રણ ભાગનો પક્ષ, પિંડપિતૃયજ્ઞ અને પિંડાન્વાહાર્યક નામના શ્રાદ્ધ માટેજ છે. શ્રુતિમાં બે, ત્રણ ને ચાર ભાગના પક્ષ છે, પણ પિંડપિતૃયજ્ઞ પ્રકરણમાં ત્રણ ભાગનો પક્ષ લેવો. શ્રુતિઃ—પૂર્વાણ્હ દેવનો, મધ્યાન્હ મનુષ્યનો અને અપરાણ્હ પિતરોનો છે; માટે અપરાણ્કાલમાં શ્રાદ્ધ કરવું. એ વાક્ય પિંડપિતૃયજ્ઞ માટે છે.

૫૧ તેજ વચન કાત્યાયનઃ—"ચંદ્ર [2]ક્ષીણ થાય, ત્યારે દિવસના ચોથા ભાગમાં પિંડાન્વાહાર્યક શ્રાદ્ધ કરવું; અતિ સંધ્યાસમીપ કાલ લેવો નહિ." પિંડાન્વાહાર્યક એટલે પિંડ કરીને શ્રાદ્ધ કરવું તે. બીજે ઠેકાણે દેવ અને પિતરો વાસ્તે દિવસના બે ભાગ બતાવે છે. વસંત, ગ્રીષ્મ ને વર્ષા, એ ત્રણ ઋતુ દેવની અને શરદ્, હેમંત ને શિશિર એ ત્રણ પિતરોની છે. તેથી પિંડાન્વાહાર્યક શ્રાદ્ધ સિવાય બીજાં શ્રાદ્ધમાં "અપરાણ્હકાલ પિતરોનો હોવાથી તેમાં જે તિથિ પહોચતી હોય તે લેવી; પૂર્વાણ્હની લેવી નહિ." ઇત્યાદિ વચનો શ્રાદ્ધમાં દિવસના બે ભાગનો અપરાણ્હ લેવાને સૂચવે છે. એમ ન કરે તો, "કુતપકાલમાં આરંભ કરીને રૌહિણકાલમાં શ્રાદ્ધની સમાપ્તિ કરવી; રૌહિણ કાલનું ઉલ્લંઘન કરવું નહિ." એવું વચન છે.

૫૨ તેથી ત્રણ કે ચાર ભાગના અપરાણ્હમાં શ્રાદ્ધ કરે, તો રૌહિણ મુહૂર્તનું ઉલ્લંઘન થાય; માટે દિવસના બે ભાગવાળું વચન પિંડાન્વાહાર્યક સિવાયના શ્રાદ્ધમાં લેવું.

---

૧. અગ્નિહોત્ર લેવાની દીક્ષાનો વિધિ.

૨. દેખાય નહિ એવો.

૫૩ 'રૌહિણકાલમાં શ્રાદ્ધની સમાપ્તિ કરવી', એ વચન, કેવલ [1]એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કુતપ ને રૌહિણકાલમાં કરવાને કહેતું નથી. [2]પાર્વણશ્રાદ્ધ પણ કુતપાદિકાલમાં કરવું, એ વિષે હારિતસ્મૃતિનું વચન છે કે, "ચતુર્દશીયુક્ત અગર પ્રતિપદાયુક્ત અમાવાસ્યા હોય, તોપણ વિદ્વાનોએ જે કુતપકાલમાં પહોંચતી હોય, તે તિથિ પિતરોના શ્રાદ્ધમાં લેવી."

૫૪ એ હેતુથી મનુસ્મૃતિ દિવસના બે ભાગજ કહેછે. વચન છે કે, "જેમ શુક્લપક્ષ કરતાં કૃષ્ણપક્ષ પિતરોને શ્રેષ્ઠ છે; તેમ દિવસના પૂર્વાર્ધ કરતાં ઉત્તરાર્ધ તેમને શ્રેષ્ઠ છે." સ્કંદપુરાણમાંઃ—"આવર્તન એટલે આકાશમંડલના મધ્ય ભાગમાં સૂર્યનું, પૂર્વભાગ છોડીને પશ્ચિમ ભાગમાં ગમન થાય, તે વખતથી પહેલા બે પ્રહરને પૂર્વાણ્હ, અને પછીના બે પ્રહરને અપરાણ્હ કહેછે." તે સંબંધી વચન પણ તેજ અર્થનું છે. વ્યાકરણના સમાસવિધિમાં પૂર્વ, અપર, અધર ને ઉત્તર, ઇત્યાદિ પાણિની આચાર્યનું સૂત્ર છે; તેથી પૂર્વ અને અહન્ શબ્દનો સમાસ થતાં પૂર્વાણ્હ શબ્દ સિદ્ધ થાયછે, અને અન્હ એટલે સંપૂર્ણ દિવસ; તેના પૂર્વાર્ધને પૂર્વાણ્હ અને અપરાર્ધ ને અપરાણ્હ કહેલો છે.

૫૫ શતપથશ્રુતિ પણઃ—પૂર્વાણ્હ દેવ, અને અપરાણ્હ પિતરો છે. મત્સ્યપુરાણમાંઃ—"દિવસનાં પંદર મુહૂર્ત્ત છે. તેમાં આઠમું મુહૂર્ત્ત કુતપ, ને નવમું રૌહિણ છે". તેજ પુરાણમાંઃ—'અપરાણ્હ કાલમાં અભિજિત્ [કુતપ અને રૌહિણ] મુહૂર્ત્તમાં જે પિતરોનું શ્રાદ્ધ કરે, તેને અક્ષય્ય ફલ થાય."

૫૬ વાયુપુરાણમાંઃ—"દિવસના આઠમા મુહૂર્ત્ત કુતપકાલમાં સૂર્યની ગતિ ઘણી ધીમી છે, તેમાં કરેલું શ્રાદ્ધ અક્ષય થાય." પુરાણમાં જે "શુક્લપક્ષના પૂર્વાણ્હમાં ને કૃષ્ણપક્ષના અપરાણ્હમાં શ્રાદ્ધ કરવું, અને રૌહિણ મુહૂર્ત્તનું ઉલ્લંઘન કરવું નહિ." કહ્યું છે, તેમાં તે દિવસના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધને અનુક્રમે પૂર્વાણ્હ ને અપરાણ્હ લેવા. દિવસના ત્રણ ભાગ કરવાના પક્ષમાં વીશ ઘડી પછીની દશ ઘડીનો અપરાણ્હ ન લેવો. શ્રુતિમાં ત્રીજા ભાગનો અપરાણ્હ, પિંડ-

---

૧ જેમાં દરેક પિતનું જુદે જૂદું એકલાનું એક વચનથી નામ દેવું પડે તે. ઉદાહરણઃ—
पितुः पितामहस्य प्रपितामहस्य

૨ જેમાં ત્રણ પિતરોનાં નામ એક પંક્તિમાં એકદમ બહુવચનમાં ઉચ્ચાર કરવાં તે. ઉદાહરણઃ—पितृपितामहप्रपितामहानां.

પિતૃયજ્ઞમાટે તે પ્રકરણમાં લખ્યો છે. અને તેમાં સ્માર્ત્તાદિ અગ્નિહોત્રરહિત દ્વિજોએ કુતપકાલમાં પહોચતી અમાવાસ્યામાં શ્રાદ્ધ કરવું. અમાવાસ્યાના અપરાણ્હને 'ગજચ્છાયા' કહેછે. એ બાબતમાં સ્મૃતિ:—'અમાવાસ્યાને દિવસે સર્વ કાલ ચંદ્રમા વનસ્પતિઓમાં રહે છે.' એ સ્મૃતિવચનના બલથી ભારદ્વાજ:—'વનસ્પતિમાં ચંદ્રમા રહેછે, તે અમાવાસ્યાને દિવસે બપોર પછી છાયા પૂર્વદિશા ભણી, લાંબી થતી જાય તેને 'ગજચ્છાયા' કહેછે. તેમાં શ્રાદ્ધ કરે, તો તે પિતરોને અક્ષય્ય તૃપ્તિ આપે." પૂર્વાણ્હકાલમાં છાયા પશ્ચિમ ભણી, અને મધ્યાન્હ પછી તે પૂર્વદિશા ભણી લાંબી થતી જાયછે; એ રીતે છાયા બે પ્રકારની છે.

૫૭ અમાવાસ્યાને દિવસે ચોથા [1]ત્રિમુહૂર્ત્તમાં ચંદ્ર વનસ્પતિમાં પ્રવેશ કરેછે. વચન છે કે "પ્રથમ ત્રિમુહૂર્ત્તમાં ચંદ્ર સૂર્યમંડલમાં, બીજા ત્રમુહૂર્ત્તમાં જલમાં, ત્રીજા ત્રિમુહૂર્ત્તમાં ગાયો બાંધવાના સ્થાનમાં અને ચોથા ત્રિમુહૂર્ત્તમાં વનસ્પતિઓમાં વસેછે." પણ એ વચન ચંદ્રની કલા ક્ષીણ થતી હોવાથી તેને ઉદ્વેગ હોય છે એવું જણાવે છે, ને તે અમાવાસ્યામાં સર્વકાલ વનસ્પતિઓમાં રહેતો નથી, એમ જણાવતું નથી. એનો અર્થ જો એમ ન કરીએ તો, "વનસ્પતિઓમાં ચંદ્રમા ગયો હોય, ત્યારે વનસ્પતિના દાતણથી દાંત ઘસવા નહિ, પરાન્ન જમવું નહિં, તથા છાશ ન વલોવવી," ઈત્યાદિ પ્રાતઃકાલથી આરંભીને અમાવાસ્યામાં દાતણ વગેરેનો નિષેધ કરનારાં વચનો અપ્રમાણ થશે. તેથી સંપૂર્ણ અમાવાસ્યામાં ચંદ્ર વનસ્પતિઓમાં રહેછે, એમ કહેવું ઘટેછે.

૫૮ કેટલાક ઋષિઓએ તો દિવસના ચોથા ત્રિમુહૂર્ત્તમાં [2]દર્શશ્રાદ્ધ કરવાનો અંગિકાર કરી, સ્મૃતિનું વચન બતાવ્યું છે કે, દર્શને દિવસે પોતાની છાયા પૂર્વદિશાતરફ પોતાથી બમણી લાંબી થાય, તે અપરાણ્હકાલની ગજચ્છાયા પિતરોને તૃપ્ત કરનારી છે." પણ એ વચનમાં બમણી એ શબ્દનો અર્થ બે પ્રકારની એવો લેવાનો છે. જેમકે તે દ્વિગુણાધ્યાયી છે, એટલે તે બે પ્રકારનું અધ્યયન કરેછે. એ રીતે ઉપલ્યા વચનમાં બીજા પ્રકારની એટલે પૂર્વભણી લાંબી થનારી છાયા લેવી. એ અર્થથી ભારદ્વાજ ઋષિના વચન પ્રમાણે મધ્યાન્હપછી પૂર્વદિશાની છાયા ગજચ્છાયા છે એમ થશે, અને કુતપાદિકાલ પણ શ્રાદ્ધમાં લેવાને અનુકૂલ થશે. એમ સિદ્ધ થયેથી હવે વિશેષ વિચાર કરીએ છીએ.

---

૧ દિવસની અરાડમી ઘડીથી ચોવીસમી ઘડી સુધીનો કાલ. ૨ અમાવાસ્યાનું શ્રાદ્ધ.

૫૯ અમાવાસ્યા શુદ્ધ ને વિદ્ધ બે પ્રકારની છે. જે અમાવાસ્યા સૂર્યોદયથી દિવસે ને રાત્રિએ સંપૂર્ણ હોય તે નિઃસંશય શુદ્ધ છે. હવે વિદ્ધાનો વિચાર કહેછે જે અમાવાસ્યામાં પાછલી રાત્રિએ ચંદ્ર દેખાય, તે ચતુર્દશીયુક્ત અમાવાસ્યાનું નામ સિનીવાલી છે; ને જેમાં ચંદ્રમા ન દેખાય, તે પ્રતિપદાયુક્ત કુહૂ નામની કેહવાયછે. એ વિષે વ્યાસઃ–"દૃષ્ટચંદ્રા અમાવાસ્યાને સિનીવાલી અને નષ્ટચંદ્રાને કુહૂ કહેછે. સિનીવાલી અમાવાસ્યા પિતરોના કામમાં લેવી; અને કુહૂ દૈવકર્મમાં લેવી. શ્રુતિ પણઃ—ચતુર્દશીવિદ્ધા અમાવાસ્યાને સિનીવાલી અને પ્રતિપદાયુક્ત અમાવાસ્યાને કુહૂ કહેછે. હવે શુદ્ધ અમાવાસ્યા, સૂર્યોદયથી આરંભીને બીજા સૂર્યોદયસુધી પરિપૂર્ણ છે, માટે તેનો વિચાર કરવાની જરૂર નથી; પણ વિદ્ધાનો વિચાર કરવાની જરૂર છે. બીજે દિવસે પ્રતિપદામિશ્રિત અમાવાસ્યા હોય, તોપણ પૂર્વદિવસે કર્મકાલમાં જો તે પહોચતી હોય, તો તેજ લેવી. એ વિષે જાબાલિઃ —" પૂર્વાણ્હકાલમાં અમાવાસ્યા હોય અને અપરાણ્હકાલમાં ન હોય, તો જે ચતુર્દશીયુક્ત હોય, તે શ્રાદ્ધકર્મમાં લેવી." એ બાબતમાં શંકા છે કે "ચતુર્દશીયુક્ત અમાવાસ્યામાં જાણતે અજાણતે, કોઈ શ્રાદ્ધ કરે તો તેના આયુષનો નાશ થાય." એ વચનથી શ્રાદ્ધમાં ચતુર્દશીયુક્ત અમાવાસ્યાનો નિષેધ છે. વેધવિષે બૌધાયનનું પ્રમાણઃ—" મધ્યાન્હ પછી ચતુર્દશી હોય ને ત્યારપછી અમાવાસ્યા થતી હોય, તો તે અમાવાસ્યાને સિનીવાલી કહેછે; પણ તે પિતૃકર્મમાં નિષ્ફલ છે." અહીં મધ્યાન્હ દિવસના બે ભાગનો લેવો, એવી શંકા કરી, તેનું ઉત્તર હારીતસ્મૃતિમાંઃ–" અમાવાસ્યા ચતુર્દશીક્ત કે પ્રતિપદાયુક્ત હોય, પરંતુ શ્રાદ્ધકર્મમાં કુતપકાલ, જે મધ્યાન્હ વખતેજ હોયછે, તેમાં જે પહોચતી હોય તે લેવી." બીજે દિવસે અમાવાસ્યા કુતપકાલમાં ન હોય તો, કુતપકાલની લેવાનું વચન હોવાથી ચતુર્દશીયુક્ત સિનીવાલી શ્રાદ્ધકર્મમાં લેવી.

૬૦ બીજે દિવસે પ્રતિપદાયુક્ત અમાવાસ્યા કુતપકાલમાં પહોચતી હોય અને પૂર્વદિવસે ન હોય, તો હારીત વચનથી પ્રતિપદાયુક્ત બીજી લેવી. નારદપુરાણના વચનથી જણાય છે કે, "દર્શશ્રાદ્ધ, પૌર્ણમાસ ને સંવત્સરીશ્રાદ્ધ પૂર્વવિદ્ધામાં ન કરે તો નરકનો અધિકારી થાય." પણ એ વચન, દિવસના પૂર્વાર્ધમાં તિથિની વ્યાપ્તિ હોય તોજ લેવું. જો કેવલ પૂર્વવિદ્ધા લઈએ તો મધ્યાન્હના

પૂર્વેમાં વા મધ્યાન્હ પછી પણ શ્રાદ્ધતિથિ હોય, તોપણ તેમાં શ્રાદ્ધ કરવાનો અતિ પ્રસંગ આવશે, તેથી શ્રાદ્ધમાં કુતપકાલ નહિ રહેવાથી ઉપરના વચનોની સાથે વિરોધ આવશે. એ હેતુથીજ બીજું સ્મૃતિ વચનઃ—"જે શ્રાદ્ધની તિથિ મધ્યાન્હમાં પહોચતી હોય, તેજ કર્મકાલમાં લેવી; ત્યાં ઘટવધનું કામ નથી." મધ્યાન્હ એટલે કુતપકાલ, અને તે દિવસના મધ્યમાં હોય છે. વળીઃ—"વિધિવાક્ય હજારો હોય, તોપણ કર્મકાલમાં પહોચતી તિથિ બલવાન્ છે." એ વચનથી કુતપકાલમાં પહોચતી બીજી તિથિજ લેવી એવું સિદ્ધ થયું.

૬૧ હવે જો અમાવાસ્યા બન્ને દિવસે કુતપાદિ કાલમાં પહોંચતી હોય ને તિથિનો હ્રાસ થતો હોય, તો ચતુર્દશીયુક્ત અમાવાસ્યા લેવી; અને વૃદ્ધિ કે સમતા થતી હોય, તો સઘળાએ પ્રતિપદાયુક્ત અમાવાસ્યા લેવી. પ્રચેતસઃ—"સિનિવાલી અને કુહૂ એ બન્ને અમાવાસ્યા શ્રુત્યુક્ત શ્રાદ્ધકર્મમાં મધ્યાન્હકાલે પહોચતી હોય, ત્યારે શ્રાદ્ધાદિનું શી રીતે કરવું? તે વિષે કહેછે કે, તિથિઓની ઘટ હોય તો કુતપ વ્યાપિની સિનીવાલી,ને વૃદ્ધિ કે સમતા—હોયતો કુહૂ લેવી, એવું વેદવેદાંગવેત્તાઓએ કહ્યું છે." એ વચનોનો અર્થ ગ્રન્થકારે પણ એવોજ કર્યોછે.

૬૨ પ્રતિપદાયુક્ત અમાવાસ્યામાં શ્રાદ્ધનું વિધાન છે, તે ચતુર્દશીને દિવસે મધ્યાન્હ પહેલાં અમાવાસ્યા ન હોય તો જાણવું. દિવસના પૂર્વાર્ધમાં અમાવાસ્યા હોય તો **'दर्शं च पूर्णमासं च'** એ પૂર્વે કહેલા નારદવચનથી શ્રાદ્ધમાં પૂર્વવિદ્ધા અમાવાસ્યા લેવી, ને જો તિથિનો હ્રાસ હોય તો **'हिंसा स्यात्पूर्वकालिकी'** એ વચનથી પહેલી અમાવાસ્યા લેવી; પણ ખર્વ દર્પાદિ વચન છે, માટે જો તિથિની વૃદ્ધિ હોય, તો કુહૂ એટલે બીજી લેવી.

૬૩ વળીઃ—"ખર્વ, દર્પ ને હિંસા, એ અનુક્રમે, ખર્વદર્પ હોય તો બીજી; અને હિંસા હોય તો પૂર્વતિથિ લેવી" ગોભિલઃ—"જેમ માસની વૃદ્ધિ હોય તો પહેલો માસ મલિન ( પુરૂષોત્તમ માસ ) જાણવો, તેમજ તિથિની વૃદ્ધિ હોય તો પહેલી તિથિ મલિમ્લુચ ( મેલી ) જાણવી." 'સમતા હોય તો કુહૂ લેવી,' એ વાક્યમાં કહેલી સમતા અત્રે શી રીતે લેવી, તે વિષે કહેછે કે, જો ચતુર્દશીને દિવસે કુતપના ઉત્તરાર્ધમાં અમાવાસ્યા થઈને બીજે દિવસે તે કુતપના ઉત્તરાર્ધસુધી પહોચતી હોય, તો ખર્વદર્પાદિ વચનથી એ સમતાવાળી અમાવાસ્યા શ્રાદ્ધમાં બીજા દિવસની લેવી; કા-

રણકે કુતપકાલમાં અમાવાસ્યા મળેછે. આ કુહૂમાં શ્રાદ્ધ કરવાનો પ્રકાર, અગ્નિહોત્ર ને સ્માર્તાગ્નિરહિત બ્રાહ્મણસ્ત્રીશૂદ્રાદિ માટે છે. અનંતભટ્ટ તેજ પ્રમાણે કહેછે. જાબાલિનું પણ વચન છે કે, "પૂર્વાણ્હકાલમાં અમાવાસ્યા હોય ને અપરાણ્હકાલમાં ન હોય, તો પ્રતિપદામાં પણ શ્રાદ્ધ કરવું. એમ શ્રાદ્ધવેત્તાઓ કહેછે." કારણકે કાલાદર્શમાં જાબાલિવચનથી અમાવાસ્યા ન મળે, તો પ્રતિપદા શ્રાદ્ધતિથિ જાણવી, એમ કહેલુંછે. તાત્પર્ય કે કુતપકાલની અમાવાસ્યામાં આરંભ થઈ, પ્રતિપદામાં શ્રાદ્ધની સમાપ્તિ થતી હોય, તો કંઈ દોષ નથી.

૬૪ લૌગાક્ષિ:—"અગ્નિહોત્રીએ શ્રાદ્ધમાં સિનીવાલી અમાવાસ્યા લેવી; ને નિરગ્નિક દ્વિજે તથા સ્ત્રીશૂદ્રોએ કુહૂ લેવી." જાબાલિ પણ:—"અપરાણ્હવ્યાપિની અમાવાસ્યા બન્ને દિવસ હોય, તો [1]સાગ્નિકે સિનીવાલી ને નિરગ્નિકે કુહૂ લેવી." અપરાણ્હ એટલે દિવસનો ઉત્તરાર્ધ. આદિ શબ્દથી સ્ત્રી શૂદ્રાદિ જાણવાં.

૬૫ તિથિની ઘટ હોવાથી બન્ને દિવસે કુતપકાલમાં અમાવાસ્યા ન હોય, તો સર્વ લોકોએ શ્રાદ્ધમાં ચતુર્દશીયુક્ત અમાવાસ્યા લેવી, એવું વચન છે. કેટલાક લોકોએ દિવસના ત્રણ વિભાગના પક્ષમાં વીશ ઘડી પછીના અપરાણ્હમાં અમાવાસ્યા હોય, તો તેમાં શ્રાધ્ધ કરવું, એવો નિર્ણય કર્યો છે; પણ "પૂર્વાણ્હમાં અમાવાસ્યા હોય ને અપરાણ્હમાં ન હોય, તો તેમણે ચતુર્દશીવિધ્ધા અમાવાસ્યા શ્રાધમાં લેવી." તેમજ "પિતરોનો અપરાણ્હકાલ છે, માટે અપરાણ્હકાલની અમાવાસ્યા શ્રાધ્ધમાં લેવી; પૂર્વાણ્હકાલની ન લેવી." ઇત્યાદિ વચને કરી ત્રણ વિભાગના પક્ષમાં પૂર્વાણ્હ ને અપરાણ્હ, એ બન્નેની વચમાં દશ ઘડીનો મધ્યાન્હ છે, તેથી પૂર્વાણ્હ પ્રાતઃકાલથી દશ ઘડીસુધી, ને અપરાણ્હ વીશઘડી પછી સૂર્યાસ્તસુધી છે, માટે તે બેનો સંબંધ દૂર પડેછે, તેથી પૂર્વાણ્હમાં શ્રાધ્ધ ન કરતાં અપરાણ્હમાં કરવું, એમ કહેછે; પણ એ રીતે પૂર્વાણ્હ ને અપરાણ્હનો સંબંધ જોડે આવે નહિ. કદાપિ કાલ સર્વદા એકજ છે, તેથી દૂર સંબંધ હોય તોપણ સમીપ છે, એવું કહીએ, તો આ તિથિ સર્વકાલ ને આ તિથિ થોડી છે, ઈત્યાદિ શાસ્ત્રમાં કાલનો જે વિચાર લખ્યો છે, તે સર્વ વ્યર્થ થશે.

---

૧ અગ્નિહોત્રી.

૬૬ હવે દિવસના પાંચ વિભાગપક્ષમાં તો પ્રાતઃ, સંગવ, મધ્યાન્હ, અપરાણ્હ અને સાયાન્હ એ શબ્દો છે. એમાં પૂર્વાણ્હ શબ્દ નથી. બે ભાગપક્ષમાં તો. "કુ એટલે પૃથ્વીને સૂર્ય પો ાના કિરણોથી સંપૂર્ણ તપાવે છે, તે બપોરના કાલને કુતપ કહેવો; તેમાં શ્રાદ્ધ કરે, તો અક્ષય્ય થાય."

૬૭ તે એવી રીતે કે, "દિવસના આઠમા ભાગમાં સૂર્યની ગતિ ઘણી ધીમી થાય છે, તેને કુતપકાલ કહેછે અને તેમાં શ્રાદ્ધ કરેથી પિતરોને અક્ષય્ય મળે." વળી "અપરાણ્હકાલમાં જે કુતપ ને રૌહિણમાં શ્રાદ્ધ કરે, તો અક્ષય્ય થાય." તથા શુક્લપક્ષનાં પૂવાણ્હમાં ને કૃષ્ણપક્ષના અપરાણ્હમાં શ્રાદ્ધ કરવું; રૌહિણકાલનું ઉલ્લંઘન કરવું નહિ." ઈત્યાદિ સ્મૃતિપુરાણનાં વાક્યો છે, તેથી શ્રાદ્ધમાં દિવસના બે ભાગવાળો પક્ષ ઉત્તમ છે. શંકા કરે છે કે, "દિવસના ત્રણ વિભાગપક્ષમાં પૂવાણ્હમાં દૈવનું, અપરાણ્હમાં પિતૃનું, મધ્યાન્હમાં એકોદ્દિષ્ટ ને પ્રાતઃકાલમાં વૃદ્ધિશ્રાદ્ધ કરવું, એમ વિવેક છે." પણ આ વચન [1]શ્રાધવિશેષમાં [2]કાલવિશેષનું વિધાન કરતું નથી; ત્રણ ભાગનું વિધાન કરેછે. મધ્યાન્હથી દિવસના પૂર્વાર્ધને પૂર્વાણ્હ, ઉત્તરાર્ધને અપરાણ્હ અને દિવસના મધ્ય ભાગની બે ઘડીના કુતપકાલને મધ્યાન્હ કહેછે. તેજ અર્થનું વચન છે કે, "સાતમા અને નવમા મુહૂર્ત્તની વચ્ચેનું મુહૂર્ત્ત કુતપ છે;" તે દિવસના મધ્ય ભાગમાં છે, માટે તે કુતપમાંજ શ્રાદ્ધનો આરંભ કરવાનું વિધાન છે.

૬૮ ગૌતમઃ—"વિધિ જાણનારે વિધિપૂર્વક કુતપમાં શ્રાદ્ધારંભ કરીને રોહિણમાં સમાપ્તિ કરવી; રૌહિણનું ઉલ્લંઘન કરવું નહિ." રૌહિણ એટલે નવમું મુહૂર્ત્ત. માટે એકોદ્દિષ્ટ અને પાર્વણશ્રાદ્ધ પણ કુતપમાં આરંભ કરી, રૌહિણમાં સમાપ્ત કરવાં. રૌહિણના ઉલ્લંઘનનો દોષ પણ તેણેજ બતાવેલો છે, તે વચનઃ—"કોઇ જાણતે અજાણતે રૌહિણનું ઉલ્લંઘન કરે, તો તે શ્રાદ્ધ આસુરી થાયછે, અને પિતરોને મળતું નથી." એ હેતુથીજ કોઇ વખતે દૈવ કે મનુષ્યના અપરાધથી રૌહિણનું ઉલ્લંઘન થાય, તો તે સંબંધી દોષશંકાની નિવૃત્તિને વાસ્તે આપસ્તંબનું વચન યોગ્ય છે.

૬૯ "કુતપ, રૌહિણ અને વિરંચિ એ ત્રણ મુહૂર્ત્ત સુધીનો કાલ કુતપજ છે, તેમાં પિતરોનું શ્રાદ્ધ કરેથી અક્ષય્ય ફલ થાય."

---

૧ અનેક પ્રકારના શ્રાદ્ધમાં એક પ્રકારનું શ્રાદ્ધ.

૨. અનેક પ્રકારના કાલમાંનો એક પ્રકારનો કાલ.

૭૦ હવે કેટલાક કહ્યું છે કે, " દર્શશ્રાદ્ધમાં ઋગ્વેદી બ્રાહ્મણોએ ત્રિમુહૂર્તવ્યાપિની ચતુર્દશીયુક્ત અમાવાસ્યા, યજુર્વેદીઓએ પ્રતિપદાયુક્ત અમા વાસ્યા અને સામકીઓએ પૂર્વા કે પરા ઇચ્છા પ્રમાણે લેવી. " એ રીતે હારીતનું વચન છે; પણ તે વેદપ્રમાણ નથી. વેદ તો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના સાધારણ ધર્મ કહેછે, અને હારીતવચન તો ઋગ્વેદી, યજુર્વેદી ને સામકી બ્રાહ્મણોને શ્રાદ્ધ માટે વિશેષ કાલનો વિધિ બતાવે છે. તેમ ઋગ્વેદીઆદિનો અને સાગ્નિકનિરગ્નિકનો વિશેષ પણ શ્રુતિમાં નથી.બીજું સામકીઓએ ઇચ્છા પ્રમાણે કરવું, એ વચન જો પ્રમાણ હોય, તો સામકીના પરિશિષ્ટાદિ ગ્રંથમાં પિંડપિતૃયજ્ઞ અને અન્વાહાર્યક નામના શ્રાદ્ધનું વ્યવસ્થાએ વિધાન શા માટે કરેલું છે? વળી કુતપાદિ વિધાન કરનારી સ્મૃતિઓની સાથે તેનો વિરોધ થાય છે; વાસ્તે એ વચનનો અંગીકાર કરવો નહિ, એમ અનંતભટ્ટે પણ કહ્યું છે.

ઇતિ નિરગ્નિક અમાવાસ્યાનો નિર્ણય સંપૂર્ણ.

---

## અથ પૌર્ણમાસીશ્રાદ્ધનો નિર્ણય.

૭૧ અમાવાસ્યાશ્રાદ્ધના જેવોજ પૌર્ણમાસીશ્રાદ્ધનો નિર્ણય જાણવો. પૌર્ણમાસીમાં શ્રાદ્ધ ન કરે તો તેનો દોષ પિતામહ કહેછે કે, "અમાવાસ્યા, પૌર્ણમાસી, વ્યતિપાત અને [1]અષ્ટકા નામની ચાર અષ્ટમીઓમાં વિદ્વાન્ શ્રાદ્ધ ન કરે, તો તે પાપનો અધિકારી થાય છે.". ગાર્ગિઃ—"પૌર્ણમાસીમાં જે શ્રાદ્ધ, દાન ને ઉપવાસાદિ યથાવિધિ કરે, તેનું અનંત ફલ છે. વળી સર્વ પૌર્ણમાસીશ્રાધમાં પિંડદાન કરવું નહિ; માત્ર ભાદ્રપદપૌર્ણમાસીશ્રાદ્ધમાં પિંડદાન કરવું; કારણકે તે અમાવાસ્યા જેવી છે." ચિત્રાનક્ષત્રયુક્ત ચૈત્રી, વિશાખાનક્ષત્રયુક્ત વૈશાખી પૂર્ણિમા, વગેરે પોતપોતાના નક્ષત્રયુક્ત સર્વ પૌર્ણમાસીઓ અતિ પુણ્યકારક છે.

૭૨ સ્માર્ત અને અગ્નિહોત્રીને અપરાણ્હકાલમાં પિંડપિતૃયજ્ઞ કર્યા પછી દર્શશ્રાદ્ધ કરવાનું વિહિત છે; તેથી તે અમાવાસ્યાનો નિર્ણય જુદો કરીએ છીએ. સાગ્નિક વાસ્તે મનુઃ—"અમાવાસ્યાને દિવસે સાગ્નિક પિંડપિતૃયજ્ઞ કરીને

---

૧ ભાદ્રપદ કૃષ્ણાષ્ટમી ને માર્ગશિર્ષાદિ ત્રણ માસની કૃષ્ણાષ્ટમીઓ.

પિંડાન્વાહાર્યક એટલે દર્શશ્રાદ્ધ મહીને મહીને કરવું. એમાં કેટલાક ઋષિઓ પિતૃયજ્ઞ શબ્દનો, તર્પણ એવો અર્થ મત્સ્યપુરાણના વચનથી કરેછે.

૭૩ તે એવી રીતેકે, "જે અગ્નિહોત્રાદિ કરતા હોય, તેમણે અમાવાસ્યામાં તર્પણ નામના પિતૃયજ્ઞને કર્યા પછી પિંડાન્વાહાર્યક શ્રાદ્ધ કરવું." સર્વ લોકોએ સ્નાનતર્પણ કરીને શ્રાદ્ધ કરવું; એ વચનથી સાગ્નિક ને નિરગ્નિક બન્નેને તે-કર્મ એક સરખી રીતે પ્રાપ્ત થયું, તો જે 'અગ્નિહોત્રી' પદ છે, તે વ્યર્થ થશે. વળી દેવ, ઋષિ, પિતરો અને મનુષ્યનું તર્પણ તો અગ્નિહોત્રી અને અગ્નિરહિતને સરખું છે; અને પિંડપિતૃયજ્ઞ તો અગ્નિવાલાનેજ છે, તેથી પિતૃયજ્ઞ શબ્દનો અર્થ 'તર્પણ' યોગ્ય નથી.બીજું તર્પણને પિંડ શબ્દ ઘટતો નથી; અને પિંડાન્વાહાર્યક શબ્દનો અર્થ પિંડ કરીને શ્રાદ્ધ કરવું એવો છે, વાસ્તે પિંડ કરીને અન્વાહાર્યક શ્રાદ્ધ કરવું, એ વચન નિરર્થક ન થવું જોઇએ, માટે પંચમહાયજ્ઞ પૈકી દેવયજ્ઞ અને ભૂતયજ્ઞ થયા પછી, 'पितृभ्यः स्वधा नमः' એ મંત્ર ભણીને દક્ષિણ દિશામાં બલિદાનમાં જે આહુતિ અપાયછે, તે પિતૃયજ્ઞ શબ્દે કરીને લેવી.

૭૪ તે રીતે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રમાં કહેલો પિતૃયજ્ઞ કર્યાપછી પિંડાન્વાહાર્યક શ્રાદ્ધ કરવું. એ પિતૃયજ્ઞને 'તર્પણ' એવું નામ મત્સ્યપુરાણમાં આપ્યું છે. તે એવી રીતે કે, "ગાયત્રીજપ કે સ્વાધ્યાયને [1]અહુત, અગ્નિમાં હોમવાની ક્રિયાને હુત, ભૂતબલિને પ્રહુત, સનકાદિ બ્રાહ્મણને આહુતિ અપાયછે તે બ્રાહ્મ્ય, અને પિતરોને અપાયછે તે [2]પ્રાશિત કહેવાયછે.એ મત્સ્યપુરાણના વચન પ્રમાણે પિંડપિતૃયજ્ઞ કરતા પહેલાં સાગ્નિકને વૈશ્વદેવરૂપ મહાયજ્ઞનું અનુષ્ઠાન કરવાનું કહ્યુંછે.

૭૫ ભવિષ્યત્પુરાણમાં એ સ્પષ્ટ બતાવેલું છે કે, "સાગ્નિકે અમાવાસ્યાને દિવસે વૈશ્વદેવ કર્મ કરીને પિંડપિતૃયજ્ઞ કરવો, ને ત્યારપછી અન્વાહાર્યક શ્રાદ્ધ કરવું." શાંખાયનઃ—અમાવાસ્યાને દિવસે અપરાણ્હકાલમાં પિંડપિતૃયજ્ઞ કરવો. એ રીતે 'पितृयज्ञं तु निर्वर्त्य' એ વાક્યમાં 'ક્ત્વા' પ્રત્યયના સ્થાનમાં 'લ્યપ્' પ્રત્યયનું શ્રવણ છે. તેથી પિંડપિતૃયજ્ઞ અને પિંડાન્વાહાર્યક એ બે શ્રાદ્ધ એક દિવસે કરવાનું સિધ્ધ થયું; પણ એમ કરતાં વિરોધ

૧. બ્રહ્મયજ્ઞ; ૨. પિતૃયજ્ઞ.

દેખાયછે.

૭૬ તે એવો કે, જ્યારે અમાવાસ્યા અને પ્રતિપદાનો સંધિ મધ્યાન્હ કરતાં અધિક હોય; તથા અમાવાસ્યા બન્ને દિવસે અપરાહ્ણકાલમાં પહોચતી હોય ને તિથિઓની ઘટ હોય, "ત્યારે પિતૃકર્મમાં સાગ્નિક દ્વિજોએ સિનીવાલી લેવી;" એ વચનથી પિંડપિતૃયજ્ઞ અને પિંડાન્વાહાર્યકશ્રાદ્ધ એકજ દિવસે કરવાનું પ્રાપ્ત થયેથી, તેનો આપસ્તંબ ને કાત્યાયન એ બન્નેના વચનની સાથે વિરોધહોય, એમ જણાયછે. તે વચનો આ પ્રમાણે છે. જે દિવસે ચંદ્રમાનું દર્શન થતું ન હોય, તે અમાવાસ્યાને દિવસે પિંડપિતૃયજ્ઞ કરવો; એ આપસ્તંબના વચનમાં, ચંદ્રદર્શન ન થતું હોય, તે દિવસેજ પિંડપિતૃયજ્ઞનું વિધાન છે. કાત્યાયન પણઃ—ચંદ્રદર્શન ન થતું હોય, તે અમાવાસ્યાના અપરાહ્ણકાલમાં પિંડપિતૃયજ્ઞ કરવો. જ્યોતિઃશાસ્ત્રમાંઃ—ચતુર્દશી ત્રણ મુહૂર્ત્તથી ઓછી હોય અને પછી અમાવાસ્યા થતી હોય, તે દિવસે ચંદ્રદર્શન થાય નહિ, પણ ત્રણ મુહૂર્ત્તથી અધિક ચતુર્દશી હોય, તે દિવસે ચંદ્રદર્શન થાય છે, તો આપસ્તંબવચનથી, ચંદ્રદર્શન ન થતું હોય, તે ચતુર્દશીયુક્ત અમાવાસ્યામાં કરવાને કહેલા પિંડપિતૃયજ્ઞનો, ચંદ્રદર્શન થતું હોય એવી ચતુર્દશીયુક્ત અમાવાસ્યામાં, નિષેધ થયો; વાસ્તે તેનો [1]ઉત્કર્ષ કરીને પિંડપિતૃયજ્ઞ બીજે દિવસે કુહૂમાં કરવો.

૭૭ "સાગ્નિક વિપ્રે અમાવાસ્યાને દિવસે પિતૃયજ્ઞ કરીને પિંડાન્વાહાર્યકશ્રાદ્ધ કરવું ". એવું મનુનું વચન છે. પૂર્વ વચનમાં કહેલા મુખ્ય પિંડપિતૃયજ્ઞનો સિનીવાલીમાં બાધ જણાય છે; તેથી મુખ્યાર્થનો બાધ થતો હોય, ત્યાં બીજો તત્સંબંધી અર્થ લેવો, એ લક્ષણાથી સાગ્નિકે કુતપકાલમાં પહોચતી સિનીવાલીઅમાવાસ્યામાં પૂર્વે કહેલો તર્પણ નામનો યજ્ઞ કરીને, મનુના વચનમાં કહેલું પિંડાન્વાર્યકશ્રાદ્ધ કરવું. એ રીતે ભિન્ન તિથિમાં પ્રાપ્ત થયેલા બન્ને કર્મનું એક તિથિમાં વિધાન છે, તેથી ઈચ્છાએ કરીને પિંડાન્વાહાર્યકશ્રાદ્ધ કરવામાં તેને વ્યર્થતા લક્ષણ દોષ આવ્યો, તેનું નિવારણ કરવાને, પરિશિષ્ટકાર

---

૧ કર્મ કરવાને વિહિતકાલ બે વાર આવે, ત્યારે તે કર્મ પણ બે વાર કરવું તે. ઉદાહરણઃ—બે એકાદશીઓ આવે ત્યારે સંન્યાસિએ બન્ને કરવી, એ એકાદશીવ્રતનો ઉત્કર્ષ થયો, એમ જાણવું.

આપસ્તંબાદિ સૂત્રનો અર્થ આ રીતે સ્પષ્ટ કરેછે. "જે દિવસે ચંદ્રદર્શન થાય નહિ, ક્ષીણ ચંદ્રમાં શ્રાદ્ધ શ્રેષ્ઠ છે અને ચંદ્ર દેખાય નહિ," એ ત્રણે વાક્યો જે કહ્યાં, તે તિથિની ઘટની અપેક્ષાએ જાણવાં, ચંદ્ર ન દેખાય, એ શબ્દથી ક્ષય લેવો ઇષ્ટ છે. જે દિવસે ચંદ્રનો ક્ષય હોય, તે દિવસે પિંડપિતૃયજ્ઞ કરવો, એવો સૂત્રનો અર્થ કર્યો છે, તેથી પિંડાન્વાહાર્યક શ્રાદ્ધ ઇચ્છાથી કરવું, એવો વૃથાપણાનો દોષ દૂર થયો.

૭૯ ચંદ્રક્ષયના કાલનું વચનઃ—"ચતુર્દશીના આઠમા ભાગમાં ચંદ્રમા ક્ષીણ થાયછે, અને અમાવાસ્યાના અષ્ટમાંશ ભાગમાં અત્યંત ક્ષીણો થાયછે." હવે પ્રાતઃકાલમાં ચંદ્ર દેખાય, તોપણ અપરાણ્હકાલમાં ક્ષયના અભિપ્રાયથી હારીતઃ—" જે દિવસે પ્રાતઃસંધ્યાના અરૂણોદય વખતે ચંદ્ર કમલના તંતુ જેવો સૂક્ષ્મ દેખાય, તે દિવસે અપરાણ્હકાલમાં તે ક્ષીણ થાયછે. તે અમાવાસ્યાને દિવસે પિતૃયજ્ઞને અંગે પિંડ કરવા." એ રીતે પિંડવિધાયક વાક્યને સાર્થકપણું થાયછે. અને પિંડપિતૃયજ્ઞ સિવાયના શ્રાદ્ધને કુતપકાલની અમાવાસ્યાનો નિયમ છે. શ્રુતિ પણઃ—આ ચંદ્રરાજા દેવોનું અન્ન છે, તે જે રાત્રિએ ક્ષીણ થાયછે, તે દિવસે અપરાણ્હકાલમાં શ્રાદ્ધદાન કરવું. પૂર્વાણ્હ દેવનો, મધ્યાન્હ મનુષ્યનો અને અપરાણ્હ પિતરોનો છે, તેથી અપરાણ્હકાલમાં શ્રાદ્ધ કરવું. ચંદ્રક્ષયમાં, આ બન્ને શ્રુતિમાં કહેલા પિતૃયજ્ઞનું પ્રતિપાદન છે, તેથી એવું તાત્પર્ય નીકળે છે કે, પ્રાતઃકાલે ચંદ્રદર્શન થાય ને અપરાણ્હકાલમાં ચંદ્રક્ષય થાય, ત્યારે પિંડપિતૃયજ્ઞ કરવો.

૮૦ કાત્યાયન પણઃ—"પિંડાન્વાહાર્યકશ્રાદ્ધ, ચંદ્રક્ષય થાય તે પછીના દિવસના ચોથા ભાગમાં, અપરાણ્હકાલમાં કરવું શ્રેષ્ઠ છે, પણ તેમાં સંધ્યાકાલનો અતિસમીપ ભાગ લેવો નહિ." અહીં પિંડાન્વાહાર્યક એ અર્થમાત્રનું કથન છે, તે પિંડપિતૃયજ્ઞ માટે શ્રાદ્ધકાલનું વિધાન કરેછે. તે શ્રાદ્ધ ક્ષીણચંદ્રમાં કરવું શ્રેષ્ઠ છે. એ વચનથી ચંદ્રક્ષયમાંજ પિંડપિતૃયજ્ઞનો વિધિછે; માટે ચંદ્રદર્શનનિમિત્ત પિંડપિતૃયજ્ઞ બે અમાવાસ્યાએ ન કરતાં, બીજીમાંજ કરવો.

૮૧ કાત્યાયને પિંડપિતૃયજ્ઞને દર્શનું અંગ કહ્યુંછે. તે કર્કોપાધ્યાય પંડિતે અંગીકાર કર્યું છે. દર્શશ્રાદ્ધની પહેલાં પિંડપિતૃયજ્ઞ કરવો ને પાછળથી નહિ કરવો. જૈમિનીના મતથી જોકે પિંડપિતૃયજ્ઞ દર્શનું અંગ નથી, તોપણ

તે દર્શથી પહેલાંજ કરવો. તેનો ક્રમ બતાવવાવાળી શ્રુતિઃ—પહેલે દિવસે પિતરોનો યજ્ઞ કરીને પછી સવારે દેવતાઓનો કરવો; આ શ્રુતિથી અધિકપણાની શંકા પણ દૂર થઇ. એ રીતે પૂર્વદિવસે પિંડપિતૃયજ્ઞ, ને બીજે દિવસે દર્શેષ્ટિ કરવી, એવો નિર્ણય થયો.

૮૨ અન્વાધાન, પિંડપિતૃયજ્ઞ ને દર્શશ્રાદ્ધ, એ ત્રણે એક દિવસે કરવા બાબત કાલાદર્શનું વચન છે કે, "એ ત્રણે એક દિવસે કરવાં, એવું મોટા ઋષિઓ કહેછે." કારિકામાંઃ—"પિંડાન્વાહાર્યકશ્રાદ્ધ પિંડપિતૃયજ્ઞ કર્યા પછી કરવું. [1]પિતૃ,પિતામહ ને પ્રપિતામહ, એ ત્રણના એક પાર્વણને, અને [2]માતામહ, માતુઃપિતામહ ને માતુઃપ્રપિતામહ, એ ત્રણેના બીજા પાર્વણને સમાનપણાથી શ્રાદ્ધ આપવું. દર્શશ્રાદ્ધથી પહેલાં પિતૃયજ્ઞ શ્રુતિમાં કહેલો છે, તેથી તે એક દિવસે કરવો. અગ્નિહોત્રી ન હોય તેણે પણ તે પ્રમાણે કરવો; કેમકે સ્માર્તકર્મમાં કેટલોક શ્રૌતકર્મનો ભાગ લેવો પડેછે, એવો [3]શ્રૌતાતિદેશ છે."

૮૩ કહ્યુંછે કે, "અમાવાસ્યાને દિવસે નિત્યહોમ કર્યાપછી દેવતાઓનો યજ્ઞ કરવો. પ્રાતઃકાલે પુરુષે સંકલ્પ કરીને વપન કરાવવું, અને સ્ત્રીપુરૂષ બન્નેએ સ્નાન કરવું, ને હુત ઇત્યાદિ પાંચ પ્રકારના પૂર્વે કહેલા મહાયજ્ઞ, ભૂતબલિ અને પિતરોને સ્વધા આહુતિ જુદી રસોઇમાંથી આપીને શ્રુતિમાં કહેલો પિતૃયજ્ઞવિધિ, તેમજ સ્મૃતિમાં કહેલો દર્શશ્રાદ્ધવિધિ કરવો. અપરાણ્હકાલમાં પિંડપિતૃયજ્ઞ કર્યાપછી દર્શશ્રાદ્ધ કરવું."

૮૪ અરુણોદય વખતે ચંદ્રદર્શન થતું હોય, તો અપરાણ્હકાલમાં ચંદ્રનો ક્ષય થાય, એ અભિપ્રાયથી ચૃહ્યપાર્શ્વ પણઃ—"જે દિવસે પૂર્વાર્ધમાં ચતુર્દશી હોય ને ઉત્તરાર્ધમાં અમાવાસ્યા હોય, તે દિવસે ચતુર્દશી ઉતર્યા પછી પિતૃયજ્ઞ કરવો." એ વાક્યમાં 'कारयेत्' એવો શબ્દછે, તેથી આચાર્ય કને કરાવવો હોય, તો તેની શાખા પ્રમાણે કરાવવો, અને પોતેજ કરે તો, 'णिच्' પ્રત્યયનો અર્થ સ્વાર્થરૂપ લેઈ, વિધિ કરવો.

---

૧ પિતા, વડવો ને વડવાનો બાપ.

૨ માનો બાપ, તેનો બાપ, ને તેનો બાપ.

૩. જે કર્મમાં કંઈક અંગ કમી હોય, તેમાં બીજે ઠેકાણે જે કર્મ કહ્યું હોય, તેનાં ટેટલાં અંગ લેઈ કર્મ પૂર્ણ સાંગ કરવું, તેને અતિ દેશ કહેછે.

૮૫ સૂર્યાસ્તપર્યંત ચતુર્દશી હોય ને બીજે દિવસે અમાવાસ્યાની ઘટ હોય, તો ચતુર્દશીમાં પિંડાન્વાહાર્યકશ્રાદ્ધ કરવું. તે વિષે કહ્યુંછે કે, "દિવસના ચોથા ભાગમાં ચતુર્દશી પહોચતી હોય અને અમાવાસ્યાની ઘટ હોય તો ચતુર્દશીમાંજ શ્રાદ્ધ કરવું; બીજે દિવસે પ્રતિપદાયુક્ત અમાવાસ્યામાં કરવું નહિ." જ્યારે ચતુર્દશી ચાર પ્રહર વ્યાપિની હોય ને બીજે દિવસે અમાવાસ્યાની ઘટ હોય, ત્યારે ચંદ્રની ક્ષીણતા હોવાથી ચતુર્દશીના ચોથા ભાગમાં અન્વાહાર્યક શ્રાદ્ધ કરવું, એવું કાત્યાયનનું વચન છે. તે વિષે બીજી સ્મૃતિમાં:—"ચતુર્દશીને દિવસે ચારપ્રહરમાં અમાવાસ્યા પહોચતી ન હોય ને બીજે દિવસે પ્રતિપદાયુક્ત હોય, ત્યારે ચતુર્દશીમાં શ્રાદ્ધાદિ ક્રિયા કરવી."

૮૬ એ વચનો ચતુર્દશીમાં પિંડપિતૃયજ્ઞ અને અન્વાહાર્યક શ્રાદ્ધવિધિ બતાવનારાં છે; વૃશ્ચિકાદિ સંક્રાંતિમાં દિનમાન ઘણો કમી થાયછે, તેથી અમાવાસ્યાની તેમ પ્રતિપદાની અત્યંત ઘટ થવાથી પ્રતિપદામાં પિતૃયજ્ઞનો કાલ રહેતો ન હોય, તો ચતુર્દશીમાં શ્રાદ્ધ કરવું; એ વિષેનાં ઉપલ્યાં વચન જાણવાં. જો પ્રતિપદામાં યાગકાલ મળતો હોય, તો ચતુર્દશીમાં અગ્નિઅન્વાધાનાદિ કર્મનો નિષેધ છે; તે વિષે સ્મૃતિઃ—"જે દ્વિજો અમાવાસ્યાનું કર્મ ચતુર્દશીમાં કરેછે, તેનું કરેલું વિહાર ને પિતૃયજ્ઞાદિ સર્વે નિષ્ફલ થાય છે." હોમવેળાએ કુંડમાં અગ્નિ પ્રદીપ્ત કરવો, તેનું નામ વિહારછે. બીજે દિવસે પ્રતિપદાનો યાગકાલ મળે, તો ચતુર્દશીમાં અન્વાધાનાદિ કર્મનો નિષેધ છે.

૮૭ વૃદ્ધ શાતાતપઃ—"યાગકાલનું સ્વરૂપ એવું છે કે, અમાવાસ્યાનો છેલ્લો ચોથો પ્રહર અને પ્રતિપદાના પહેલા ત્રણ પ્રહર પ્રાતઃકાલે આવે, ત્યારે વિદ્વાનોએ તે યાગ કે ઇષ્ટિનો કાલ જાણવો." તેમજ "યજ્ઞપાર્શ્વે પણ અમાવાસ્યાના છેલ્લા એક પ્રહર ને પ્રતિપદાના પહેલા ત્રણ પ્રહરને યાગકાલ કહ્યોછે. અન્યથા નહિ." એ વગેરે વાક્યથી પ્રતિપદામાં યાગકાલ હોય, તો ચતુર્દશીમાં યાગ ન કરવો, એવો નિષેધ કરનારૂં 'भूतेऽहनि' વાક્ય છે. પ્રતિપદામાં યાગકાલ ન મળે, તો ચતુર્દશીમાં કરવાનો નિષેધ નથી. એમ ન લઇએ તો પૂર્વ વચનસાથે વિરોધ આવશે. એ કારણથી યાગકાલનો વિચાર કરતાં, દિવસના ત્રણ ભાગપક્ષની વીશ ઘડી પછીના અપરાણ્હકાલની અમાવાસ્યા અથવા ચતુર્દશીમાં સાગ્નિકોએ પિંડપિતૃયજ્ઞ કરવો, એવું સિદ્ધ થયું, તોપણ દિવસના બે ભાગનો

પક્ષ ન લેવો, એમ કહ્યું નથી, તેથી પિંડપિતૃયજ્ઞને માટે બે ભાગનો પક્ષજ લેવો. પર્વસંધિના કાલભેદથી તેની વ્યવસ્થા લૌગાક્ષિ એ રીતે બતાવેછે કે, "અપરાણ્હકાલમાં અગર સાયંકાલમાં પર્વની સમાપ્તિ થતી હોય, તો તે દિવસે ઉપવાસ કરીને બીજે દિવસે પ્રાતઃકાલે યાગ કરવો." અપરાણ્હ-કાલમાં એટલે દિવસના ઉત્તરાર્ધમાં અમાવાસ્યાની સમાપ્તિ થતી હોય, અને બીજે દિવસે યાગકાલ મળતો હોય, તો તે દિવસે ઉપવાસ [ અ-ન્વાધાનાદિ વ્રત ] કરીને બીજે દિવસે સવારે ઇષ્ટિ કરવી. અત્રે દિવસના બે ભાગપક્ષનો બીજો ભાગ ( અપરાણ્હ ) લેવો અને ત્રણ વિભાગપક્ષનો ત્રીજો કે પાંચ વિભાગપક્ષનો ચોથો ભાગ ન લેવો. તેથીજ 'દિવસના પૂર્વાર્ધમાં ચતુ-ર્દશી અને ઉત્તરાર્ધમાં અમાવાસ્યા,' એ વાક્યમાં પિતૃયજ્ઞનો કાલ બે ભાગના પ-ક્ષનો લીધોછે. અને મુખ્ય અપરાણ્હ દિવસનો ઉત્તરાર્ધ છે. **'पूर्वापराधरं'** ઇત્યાદિ વ્યાકરણસૂત્રમાં અન્હ એટલે દિવસનો અપર નામ બીજો ભાગ, એવો અપરાણ્હનો સમાસ પણ બતાવેલો છે.

૮૮ ગૃહ્યકારિકા પણ પિંડપિતૃયજ્ઞમાં દિવસના બે ભાગનો પક્ષ બતા-વેછે. તે વચન એ છે કે, "અમાવાસ્યા ને પ્રતિપદા બન્ને એક દિવસે હોય અને અમાવાસ્યા દિવસના ઉત્તર ભાગમાં પિંડપિતૃયજ્ઞ કરવા જેટલી પહોચતી હો-ય, તો ઇષ્ટિ ને અન્વાધાનાદિ તે દિવસે કરવાં." જો અમાવાસ્યાનો ન્હાસ હોય, તો તે દિવસે યાગ કરવો ને પૂર્વદિવસે અન્વાધાન કરવું. ગ્રંથાંતરમાં ત્રણ ઘટિકા અપરાણ્હસુધી અમાવાસ્યા પહોચતી હોય, તો તે દિવસે અન્વાધાન ને બીજે દિવસે ઈષ્ટિ કરવી. એ વચન, બીજે દિવસે યાગકાલ હોય તો જાણવું; ને પર્વ કમી હોય, તો તે દિવસે ઇષ્ટિ કરવી, ને પૂર્વદિવસે અન્વાધાનાદિ કરવું.

૮૯ ગોભિલ–"મધ્યાન્હથી ઉત્તરભાગમાં, જો પર્વ અને પ્રતિપદાનો સં-ધિ હોય, તો પૂર્વદિવસે અન્વાધાન કરવું અને બીજે દિવસે ઈષ્ટિ કરવી. એ દર્શ અને પૂર્ણમાસ બન્નેનો નિર્ણય જાણવો." ગ્રંથકારે એજ રીતે એ વચનનો અર્થ કર્યોછે. આવાં બહુ વચનોનો વિચાર કરતાં, અન્વાધાન ને ઇષ્ટિનો પૂર્વપર દિવસનો સંબંધછે, તેથી ચંદ્રદર્શન હોય કે ન હોય, તોપણ બીજે દિવસે ઇષ્ટિ કરવી ને પૂર્વ દિવસે ઉદ્ધરણાદિ કરવું.

૯૦ સ્મૃત્યર્થસારમાં પણ:—પર્વસંધિ અપરાણ્હકાલમાં હોય, તો દૃષ્ટ-

ચંદ્ર છતાં પણ, બીજે દિવસે યાગ કરવો. અહીં 'પર્વ' શબ્દથી અમાવાસ્યા અને પૂર્ણિમા જાણવી. વળી શ્રુતિઃ—અર્ધમાસને પર્વ કહેછે. તેમાં દેવતાઓને તૃપ્ત કરવા. એ રીતે પિંડપિતૃયજ્ઞાદિકમાં બે ભાગનો પક્ષ કહ્યો છે.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં
સાગ્નિકનિરગ્નિકનો અમાવાસ્યાનિર્ણય સંપૂર્ણ.

---

## અથ યાગકાલનો નિર્ણય.

૯૧ અગ્નિહોત્રી અથવા સ્માર્તાગ્નિવાળાએ દર્શ કે પૂર્ણમાસની ઇષ્ટિનું સંધિમાં અનુષ્ઠાન કરવું. એ વાક્યથી કહેલા યાગને પર્વપ્રતિપદાની સંધિનો સંબંધ છે, પણ સંધિનો કાલ અતિ સૂક્ષ્મ હોવાથી તેમાં યાગ કરવાને ઘણું કઠિન છે, તો સંધિથી પૂર્વાપર સમીપનો કાલ લેઈએ, તોજ કાલનો નિશ્ચય થઈ શકેછે. યાજ્ઞવલ્કયઃ—" પર્વનો છેલ્લો પ્રહર અને પ્રતિપદાના પહેલા ત્રણ પ્રહર યાગકાલ જાણવો; પણ તે વિદ્વાનોએ પ્રાતઃકાલમાં લેવો યોગ્યછે." એજ રીતે ગ્રંથકારે પણ અર્થ કર્યોછે. ગૃહ્યસૂત્રમાંઃ—પ્રાતઃકાલે સૂર્ય મોટા મોટા વૃક્ષોના અગ્રને પ્રકાશે, તે હોમકાલ શ્રેષ્ઠ કલ્યાણકારી છે. **આપસ્તંબઃ**—પૂર્ણમાસઇષ્ટિનું અનુષ્ઠાન સૂર્યોદય પછી કરવું; અને અમાવાસ્યાનું સૂર્યોદય પહેલાં આરંભવું. મધ્યાન્હથી પૂર્વે કે મધ્યાન્હમાં પર્વપ્રતિપદાનો સંધિ હોય, તો સંધિને દિવસે ઇષ્ટિ કરવી ને પૂર્વદિવસે અન્વાધાન કરવું. લોગાક્ષિઃ—" મધ્યાન્હથી પહેલાં અથવા મધ્યાન્હમાં પર્વની સમાપ્તિ થાય, તો પૂર્વદિવસે અન્વાધાન કરવું; ને પર્વસમાપ્તિને દિવસે ઇષ્ટિ કરવી."

૯૨ ગોભિલઃ—"પર્વપ્રતિપદાનો સંધિ મધ્યાન્હની પૂર્વે હોય, તો તે દિવસે યજ્ઞ કરવો, ને પૂર્વદિવસે અન્વાધાન કરવું." વળીઃ—" મધ્યાન્હમાં પર્વપ્રતિપદાનો સંધિ હોય, તો તે દિવસે યાગ કરવો; ને મધ્યાન્હપછી હોય, તો બીજે દિવસે યાગ કરવો." મધ્યાન્હપછી પર્વસંધિ હોય, તો બીજે દિવસે યાગ કરવાનું કહ્યું; પણ તે પતિપદાના પહેલા ત્રણ પ્રહર મળતા હોય, તોજ એમ કરવું. સંગ્રહગ્રંથમાં પણઃ—" જો પર્વસંધિ પૂર્વાણ્હમાં કે મધ્યાન્હમાં હોય, તો ચંદ્રદર્શન થયું હોય કે ન થયું હોય, તોપણ સિનીવાલીમાં

અન્વાધાન કરવું." એ વચનો, મધ્યાન્હથી પહેલાં અગર મધ્યાન્હમાં પર્વપ્રતિપદાનો સંધિ હોય, તો સંધિને દિવસે યાગ કરવાનું વિધાન કરનારાં છે.

૯૩ હવે મધ્યાન્હેપછી અગર સંધ્યાકાલે પર્વની સમાપ્તિ હોય, ત્યારે તે સંધિદિવસે અન્વાધાન કરી બીજે દિવસે યાગ કરવો. તેમજ લૌગાક્ષિઃ—"પર્વસમાપ્તિ મધ્યાન્હપછી સંધ્યાકાલસુધીમાં હોય, તો તે દિવસે અન્વાધાન, અને બીજે દિવસે ઇષ્ટિ કરવી" [ બીજનું ચંદ્રદર્શન ન થતું હોય, તો કુહૂમાં અન્વાધાન, ને પ્રતિપદામાં ઇષ્ટિ કરવી.] સંગ્રહગ્રંથમાં પણઃ—"અપરાણ્હકાલમાં કે રાત્રિમાં પર્વસંધિ હોય, તો કુહૂમાં ઉપવાસ કરી બીજે દિવસે ચંદ્રદર્શન ન હોય તો યાગ કરવો." ગૃહ્યકારિકાનો અર્થ અંક ૮૮ માં ને ગોભિલવચનનો અર્થ અંક ૮૯ માં કર્યોછે. આ વચનો, અપરાણ્હમાં પર્વસંધિ હોય તો, બીજે દિવસે યાગવિધાન કરવાવાળાં છે; પણ તે યાગકાલ મળતો હોય તો જાણવાં. નહિતો સંધિદિવસે યાગ કરવો ને સિનીવાલીમાં અન્વાધાન કરવું.

૯૪ પૂર્ણિમા અને અમાવાસ્યાનો આ સાધારણ નિર્ણય છે. હવે અમાવાસ્યાને દિવસે યાગકાલ પ્રાપ્ત થતો હોય, તો અમાવાસ્યાના ત્રીજા ભાગમાં પણ યાગ થાય. તેમાં યુક્તિ બતાવે છે કે, વૃશ્ચિકાદિસંક્રાંતિમાં દિનમાન ઓછો થાયછે, તે વખતે જ્યારે તિથિનો ર્‍હાસ થાયછે, ત્યારે બીજે દિવસે પ્રતિપદાનો તૃતીયાંશ મળતો નથી, અને ચતુર્થાંશનો નિષેધ છે માટે, અને '**યદા चतुर्दशीं यामं तुरीयं**' ઈત્યાદિ વચનોથી ચતુર્દશીમાં પિંડપિતૃયજ્ઞાદિ કર્મનું છે તેને લીધે, પૂર્વદિવસે પિતરોનો યજ્ઞ કરીને બીજે દિવસે દેવતાઓનો કરવો. એ રીતે ક્રમ બતાવનારી શ્રુતિ છે, તેથી બીજે દિવસે પ્રાતઃકાલે પર્વના ત્રીજા ભાગમાં યજ્ઞ કરવો, એમ સિદ્ધ થયું.

૯૫ તે બાબતમાં વિશેષ એટલું છે કે, પ્રતિપદાનો પ્રવેશ ન થયો હોય ત્યાંસુધી, ઇષ્ટિ જો કે પૂરી થાય, તોપણ તેને અંગે બ્રાહ્મણભોજન કરવું નહિ. ગાર્ગ્યઃ—"પ્રતિપદાનો પ્રવેશ ન થયો હોય ને ઇષ્ટિની સમાપ્તિ કરે, તો યાગવેત્તાઓએ અગ્નિનું ઉદ્ધરણ ને અન્વાધાનાદિ સંપૂર્ણ ઇષ્ટિ ફરીથી કરવી." બીજું વચનઃ—"પંચમી સંપૂર્ણ હોય ને દ્વિતીયાનો ક્ષય હોય, તો ચરૂઇષ્ટિ અમાવાસ્યામાં, અને શ્રાદ્ધાદિક્રિયા ચતુર્દશીમાં કરવી." અમાવાસ્યાદિ તિથિઓનો દરરોજ છ છ ઘડીનો ર્‍હાસ થતો હોય, ત્યારે પંચમી સંપૂર્ણ થાય. તેની

વચમાં એક તિથિનો ક્ષય હોય, તો પ્રતિપદાને દિવસે ચંદ્રનું દર્શન થયેથી, ચતુર્દશીને દિવસે શ્રાદ્ધાદિ ક્રિયાનું વિધાન કરનારાં ઉપર લખેલાં વચનનો અભિપ્રાય એ છે કે, પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શન થતું હોય, તો પર્વપ્રતિપદાસંધિએ સંબંધી યાગ પ્રતિપદામાં ન કરવો.

૯૬ એ અભિપ્રાયને લીધે ચંદ્રદર્શન થતું હોય, તો યાગનો નિષેધ કરનારાં મુનિનાં વચનો પ્રવર્તે છે. વચન છે કે, "પ્રતિપદાને દિવસે જો ચંદ્રમા પશ્ચિમમાં દેખાય, તો ચતુર્દશીમાં અન્વાધાન કરીને અમાવાસ્યામાં ઇષ્ટિ કરવી." તથાઃ—"સૂર્યાસ્ત પછી ક્ષીણ ચંદ્રમા દેખાય, તો પ્રતિપદાને દિવસે દ્વિતીયાનો સંભવ થયેથી કાલનું ઉલ્લંઘન થાય, તેથી અમાવાસ્યામાં ઇષ્ટિ કરવી." વૃદ્ધ વસિષ્ઠઃ—"અરુણોદય વખતે ચંદ્રમા દેખાય એવી દ્રષ્ટચંદ્રવાળી અમાવાસ્યાને દિવસે જો ઇષ્ટિ કરવામાં આવે, તો તે નિષ્ફલ થાયછે; તેમજ ઇષ્ટિકાલની પ્રતિપદાને દિવસે સાયંકાલે ચંદ્રનું દર્શન થતું હોય, એવી દ્રષ્ટચંદ્રપ્રતિપદામાં ઇષ્ટિ કરે, તો તે પણ નિષ્ફલ થાય છે." બીજી સ્મૃતિમાંઃ—"વૃદ્ધિ પામેલી અમાવાસ્યા બીજે દિવસે ત્રણ પ્રહર પર્યંત, અથવા તેથી અધિક પહોચતી હોય, તો તે અમાવાસ્યામાં પિતૃયજ્ઞ કરવો." તે દિવસે ચંદ્રદર્શનનો સંભવ નથી.

૯૭ "વળી દ્વિજોએ પર્વના ત્રીજા ભાગમાં ઇષ્ટિ કરવી; કારણ કે દ્વિતીયાયુક્ત તિથિમાં આશ્વલાયનસ્મૃતિઓએ દોષ કહ્યો છે. સૂર્યાસ્તથી પહેલાં દ્વિતીયા થતી હોય, તો તે પ્રતિપદાને દિવસે વિશ્વેદેવો શ્રાદ્ધમાં આવતા નથી, તેથી તેમાં ઇષ્ટિ કરવી નહિ." એ બન્ને વચનોમાં સાધારણ રીતે દ્વિતીયાનો નિષેધ કર્યો; તેથી સૂર્યાસ્ત પહેલાં ત્રિમૂહૂર્ત્તવ્યાપિની દ્વિતીયાના ચંદ્રદર્શનમાં યાગનો એની મેળેજ નિષેધ પ્રાપ્ત થયો; તોપણ ફરીથી દ્વિતીયાનો જે નિષેધ કર્યો, તે ત્રિમુહૂર્ત્તઅધિકવ્યાપિની દ્વિતીયાવિશેષને લાગુ પડેછે. 'અસ્ત પહેલાં' એ પૂર્વના વાક્યથી સૂચવેલો દ્વિતીયાનો વિશેષ વૃદ્ધશાતાતપે કહ્યો છે કે, "સૂર્યાસ્તથી પહેલાં ત્રણ મુહૂર્ત્ત દ્વિતીયા હોય અને અપરાણ્હકાલમાં પ્રતિપદા હોય, તો ચતુર્દશીમાં અન્વાધાન, ને અમાવાસ્યામાં ઇષ્ટિ કરવી; કેમકે પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શનનો સંભવ છે." અપરાણ્હને ચોથો ત્રિમુહૂર્ત્ત, કાલાદર્શમાં કહ્યો છે.

૯૮ કાર્તિકશુક્લપ્રતિપદાના નિર્ણયમાં નિર્ણયામૃતવાળાએ પણ એ આ-

ખ્યાનનો અંગીકાર કર્યો છે; અને પ્રતિપદાને દિવસે સૂર્યાસ્ત પહેલાં છ મુહૂર્ત્ત સુધી દ્વિતીયા આપરાણ્હિકી છે, એવું પણ કહ્યું છે. એ રીતે પ્રતિપદાને દિવસે છ મુહૂર્ત્તસુધી દ્વિતીયાના ચંદ્રદર્શનમાં યાગનો નિષેધ છે, એવું પ્રાપ્ત થયું. આ પ્રતિપદામાં યાગનો નિષેધ, અને પર્વના ત્રીજા ભાગમાં યાગનું વિધાન કરનારાં સર્વ વચનો, તિથિની ઘટ હોય તો જાણવાં; કારણકે પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શન તિથિની ઘટને લીધેજ સંભવે છે. હવે તિથિ વધતી હોય તો, "ક્ષયગામિનીતિથિ પૂર્વા, ને વૃદ્ધિગામિની બીજી લેવી." તથા ખર્વદર્પાદિ વચનથી અને અપરાણ્હસંધિના શાસ્ત્રબલથી, પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શન થતું હોય, તોપણ પ્રાતઃકાલમાં પ્રતિપદાનો તૃતીયાંશ મળતો હોય, તો તેમાં ઇષ્ટિ કરવી, એ સર્વમાન્ય છે.

૯૯ જોકે આ વચનસમુદાય પ્રમાણે પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શન થતું હોય, તો ઇષ્ટિનો નિષેધ થાયછે, તોપણ અપરાણ્હસંધિનું શાસ્ત્રવિધાન વ્યર્થન થવું જોઇએ, માટે પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શન થતું હોય, તો ઇષ્ટિનું-અનુષ્ઠાન ¹વિકલ્પિત જાણવું. જો પ્રાતઃકાલમાં પ્રતિપદાનો ત્રીજો ભાગ મળતો હોય, અને ચંદ્રદર્શનનાજ નિમિત્તથી દર્શયાગનો નિષેધ કરીએ તો, "ઇષ્ટિયોગ્યકાલ પ્રતિપદાનો તૃતીયાંશ મળતો હોય ને ચંદ્રદર્શન પશ્ચિમમાં થતું હોય, તોપણ તે દિવસે વ્યાહૃતિમંત્રે હોમ કરીને બ્રાહ્મણોને દંડને બદલે દ્રવ્યદાન આપવું" એ કાત્યાયનવાક્યની સાથે વિરોધ આવશે, તે બતાવે છે. પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શન થવાના ભયથી, ચતુર્દશીમાં અન્વાધાન કરીને અમાવાસ્યાને દિવસે ઇષ્ટિ કરીએ, તો પ્રતિપદાને દિવસે ઇષ્ટિયોગ્યકાલ હોય ને ચંદ્રદર્શન થતું હોય, તોપણ વ્યાહૃતિમંત્રે હોમ કરીને પ્રતિપદામાં ઇષ્ટિ કરવી, એમ બન્ને વાક્યો પરસ્પર અસંગત થાય; કારણકે તે અમાવાસ્યા ઇષ્ટિયોગ્ય નથી, ને ઇષ્ટિ તો અમાવાસ્યામાં કરી; માટે પ્રતિપદામાં યાગ કરવાનું ન રહેથી, વ્યાહૃતિહોમાદિ અસંગત થશે.

૧૦૦ હવે ચંદ્રદર્શન નિમિત્તથી વિકલ્પિત નિષેધ લીધો હોય, તો એક પક્ષમાં ચંદ્રદર્શન થતું હોય, તોપણ વ્યાહૃતિહોમાદિસહિત પ્રતિપદામાં ઇષ્ટિ કરવાનું વિધાન થયું, અને બીજા પક્ષમાં પ્રતિપદામાં ઇષ્ટિ ન કરતાં અમાવા-

૧ બે પ્રકારનું વાક્ય જડે, તો ઇચ્છા પ્રમાણે બેમાંથી એક પ્રકાર લેવો.

ક્યામાં તે કરવાનું વિધાન થયું, તેથી નિષેધવાળું તથા વ્યાહૃતિહોમવાળું એ બન્ને વચન સાર્થક થયાં; અન્યથા સાર્થક થાય નહિ. એ વિષે **અનંતભટ્ટ** પણ:—ચંદ્રદર્શન હોય તોપણ યાગનો વિકલ્પ લેવો. હવે ચંદ્રદર્શનમાં વિકલ્પિત યાગાનુષ્ઠાન કરવાનું કહ્યું, તેમાં પણ પર્વતૃતીયાંશમાં યાગકાલ એની મેળે પ્રાપ્ત થયો; અને પ્રતિપદાના તૃતીયાંશમાં વચનથી પ્રાપ્ત થયો. 'પર્વના ચતુર્થાંશમાં' ઇત્યાદિ વાક્યથી, અને '**त्रिमुहूर्त्ता द्वितीया च**' એ વૃદ્ધશાતાતપના વચનથી, પ્રતિપદાને દિવસે અસ્ત પહેલાં ૭ મુહૂર્તવ્યાપિની દ્વિતીયામાં યાગનો નિષેધ જાણવો; ને જો દ્વિતીયા સાયંકાલે ૭ મુહૂર્તથી ઓછી હોય તો ચંદ્રદર્શન હોય, તોપણ યાગ કરવો. તે વિષે તૈત્તિરીયશ્રુતિઃ—જે દિવસે ચંદ્ર પશ્ચિમમાં ઉદય પામે, તે દિવસે યજન કરવું; તેથી આ લોકમાં અભ્યુદય થશે. જેમાં પશ્ચિમ દિશાએ ચંદ્ર ઉદય પામે, તેમાં કરેલી ઇષ્ટિ દેવતાઓની જાણવી; તેથી યાગકાલ પ્રાતઃકાલસુધી પહોચતો હોય, તેનો વિચાર કરીને યાગ કરવો.

ઇતિ અમાવાસ્યાયાગનિર્ણય સંપૂર્ણ.



૧૦૧ હવે પૌર્ણમાસીયાગનો નિર્ણય કરવાને પૌર્ણમાસીનું સ્વરૂપ બતાવે છે. ગોભિલઃ—જે તિથિમાં ચંદ્રને સૂર્યનો અત્યંત વિયોગ થાય, તેને પૌર્ણમાસી કહેછે. તે બે પ્રકારની છે. ચતુર્દશીયુક્ત પૂર્ણિમાને અનુમતિ, ને પ્રતિપદાયુક્તને રાકા કહેછે. સ્મૃતિઃ—"રાકા ને અનુમતિ બે પૌર્ણમાસી જાણવી. સંપૂર્ણ ચંદ્રવાળીને રાકા, અને એક કલા ઓછી હોય, એવા ચંદ્રવાળી પૂર્ણિમાને અનુમતિ કહેવી." એ વિષે શ્રુતિઃ—"જે પૌર્ણમાસી પૂર્વ ચતુર્દશીયુક્ત હોય તે અનુમતી, ને બીજી પ્રતિપદાયુક્ત હોય તે રાકા કહેવાયછે." પુરાણમાંઃ—"જે પૌર્ણમાસીને દિવસે ચંદ્ર દેખાય તેને અનુમતિ, અને રાત્રે ચંદ્ર દેખાય, તેને રાકા કહી છે."

૧૦૨ હવે યાગવાસ્તે પૌર્ણમાસીના સંધિનો વિશેષે કરીને નિર્ણય કહીએ છીએ. "પૂર્વાણ્હમાં અથવા મધ્યાન્હકાલમાં પૂર્ણિમાની સમાપ્તિ થાય, તો અન્વાધાનાદિ પૂર્વદિવસે અનુમતિમાં કરવું; અને બીજે દિવસે પ્રતિપદાયુક્ત સંધિને દિવસે યાગ કરવો, કારણકે તે પૂર્ણ ચંદ્રવાળી છે."

૧૦૩ લૌગાક્ષિઃ—"પૂર્વાણ્હમાં અથવા મધ્યાન્હમાં પર્વની સમાપ્તિ થતી હોય, તો પહેલે દિવસે અન્વાધાન કરીને સંધિને દિવસે યાગ કરવો." ગોભિલઃ—"પર્વપ્રતિપદાનો સંધિ મધ્યાન્હથી પૂર્વમાં આવતો હોય; તો તે દિવસે ઇષ્ટિ કરવી; અને તેનો પહેલે દિવસે આરંભ કરવો." આ વચનો પર્વસંધિને દિવસે ઇષ્ટિ કરવાનું બતાવનારાં છે. હવે "અપરાણ્હમાં અથવા રાત્રિમાં જો પર્વની સમાપ્તિ થતી હોય, તો રાકા પૂર્ણચંદ્રમયી છે, તેથી તે દિવસે અન્વાધાન કરી, બીજે દિવસે પ્રતિપદામાં ઇષ્ટિ કરવી." રાકા એટલે પ્રતિપદાયુક્ત પૂર્ણિમા. એજ હેતુથી લૌગાક્ષિઃ—"અપરાણ્હકાલમાં અથવા રાત્રિમાં જો પૂર્ણિમાની સમાપ્તિ થતી હોય તો, તે દિવસે અન્વાધાન કરીને બીજે દિવસે ઇષ્ટિ કરવી." ગોભિલઃ—"મધ્યાન્હ પછી પર્વને પ્રતિપદાનો સંધિ હોય, તો તે દિવસે અન્વાધાન કરવું, ને બીજે દિવસે ઇષ્ટિ કરવી. એ રીતે અમાવાસ્યા અને પૌર્ણમાસી બન્નેની ઇષ્ટિનો નિર્ણય જાણવો."

૧૦૪ પૌર્ણમાસીની એટલી વિશેષતા બતાવે છે કે, અપરાણ્હમાં જો સંધિ હોય અને બીજે દિવસે પ્રાતઃકાલમાં પ્રતિપદાનો તૃતીયાંશ મળતો હોય, તો તેજ દિવસે નિઃસંદેહ ઇષ્ટિ કરવી; ને પૂર્વાણ્હમાં સંધિ હોય, તો સંધિને દિવસેજ યાગ કરવો, એવો નિર્ણય છે. પૌર્ણમાસઇષ્ટિના બે પ્રકાર છે. બે દિવસે ઇષ્ટિ સમાપ્ત કરવી, એ એક પ્રકાર; ને એક દિવસમાં તે પૂર્ણ કરવી, એ બીજો પ્રકાર. પહેલે દિવસે અન્વાધાન કરીને બીજે દિવસે ઇષ્ટિ કરવી, તેને દ્વયહકાલા, અને જે દિવસે અન્વાધાન કરવું, તેજ દિવસે ઇષ્ટિની સમાપ્તિ કરવી, એ બીજા પ્રકારને સદ્યઃકાલા કહેછે. એનું સ્પષ્ટિકરણ એ કે, જ્યારે સંગવ અને મધ્યાન્હકાલના મધ્યમાં [ છ ઘડીપછીથી અરાઢ ઘડીસુધીમાં ] પૂર્ણિમા અને પ્રતિપદાનો સંધિ હોય, ત્યારે સદ્યઃકાલા ઇષ્ટિ કરવી. વચન છે કે, "પૂર્ણિમા ને પ્રતિપદાનો સંધિ સંગવ ને મધ્યાન્હકાલની વચમાં હોય ત્યારે સદ્યઃકાલા ઇષ્ટિ કરવી." કાત્યાયન પણઃ—આવર્તન એટલે મધ્યાન્હ. "પર્વપ્રતિપદાનો સંધિ સંગવકાલથી અધિક હોય, અને મધ્યાન્હકાલથી પહેલાં હોય, તો તેને સદ્યઃકાલા ઇષ્ટિ કરવાની પૌર્ણમાસી જાણવી."

૧૦૫ 'હવે અગ્નિમાં અન્વાધાન કરવું,' એ શ્રુતિવાક્યમાં, પશુબંધ નામનાં યાગમાં પૂર્વદિવસે ઇષ્ટિ કરવી, એવો વિધિ છે, તેની સાથે સદ્યઃકાલ વિધિ-

નો વિરોધ આવેછે; પણ સદ્યઃકાલનો સ્વતંત્ર વિધિ છે, તેથી વિરોધ નથી. તેજ પ્રમાણે આપસ્તંબઃ—પૌર્ણમાસીમાં અન્વાધાન, [1]પરિસ્તરણ ને ઉપવાસવ્રત કરવું; ને બીજે દિવસે ઇષ્ટિ કરવી; અથવા સદ્યઃકાલ પૌર્ણમાસીમાં એક દિવસમાંજ અન્વાધાનાદિ કરીને ઇષ્ટિ કરવી. સંગ્રહગ્રંથકારે પણ આ બે પક્ષની વ્યવસ્થા કહી છે કે, " અન્વાધાનાદિ પૂર્વદિવસે પૌર્ણમાસીમાં કરવું ને બીજે દિવસે પ્રતિપદામાં ઇષ્ટિ કરવી; અને જો મધ્યાન્હકાલથી પૂર્વકાલમાં પર્વસંધિ હોય, તો અન્વાધાન ને ઇષ્ટિ વગેરે સર્વ ક્રિયાની સમાપ્તિ એક દિવસે કરવી." એ પ્રમાણે સદ્યઃકાલા ઇષ્ટિ કહી. પર્વની સમાપ્તિ થયા સિવાય ઇષ્ટિની સમાપ્તિ કરવી નહિ, એ બન્ને પક્ષનું તાત્પર્ય છે. વચન છે કે, " પ્રતિપદાનો પ્રવેશ થયા વિના જો ઇષ્ટિની સમાપ્તિ કરે, તો ફરી [2]અગ્નિપ્રણયન કરી સંપૂર્ણ ઇષ્ટિ કરવી." હવે પર્વસમાપ્તિનું જ્ઞાન આ પ્રમાણે બતાવેછે. જ્યારે પૂર્ણિમાની ઘડીપલ કરતાં બીજે દિવસે પ્રતિપદાની ઘડીપલ અધિક હોય, તો તે અધિક ઘડીપલનો અર્ધો ભાગ કરીને પૂર્ણિમાની ઘડીપલમાં મેળવવો; અને કમી હોય તો તેટલી ઘડીપલનો અર્ધો ભાગ કરી, પૂર્ણિમાની ઘડીપલમાંથી બાદ કરવો. જો બેની સમતા હોય, તો કાંઈ કરવું નહિ. એ રીતે કરતાં, પર્વની સમાપ્તિ જેટલી ઘડીની આવે, તે પર્વસંધિ જાણવો. લૌગાક્ષિઃ—" બે તિથિઓમાં બીજા દિવસની તિથિની ઘડી અધિક, ન્યૂન અગર સમ હોય, તો તેનો અર્ધો ભાગ કરી, વૃદ્ધિ હોય તો પૂર્વદિવસની તિથિમાં મેળવવો, ને ઘટ હોય તો બાદ કરવો." તથાઃ—" બીજે દિવસે તિથ્યાદિમાં પૂર્વતિથિ કરતાં જેટલી વધઘટ હોય, તેટલી પૂર્વ તિથિમાં ન હોય, તોપણ તે વધઘટ કર્મ વાસ્તે પૂર્વતિથિમાં લેવી; ને તે પ્રમાણે પર્વસંધિ જાણવો."

૧૦૬ અપરાણ્હસંધિમાં અન્વાધાન કરેથી, બીજે દિવસે પ્રતિપદાનો તૃતીયાંશ ઇષ્ટિ કરવા પુરતો ન મળે તો, તે વિષે વૃદ્ધશાતાતપઃ—" જો અપરાણ્હકાલમાં પર્વસંધિ હોય અને બીજે દિવસે પ્રતિપદાનો તૃતીયાંશ ન મળતો હોય, તો પ્રતિપદાના ચતુર્થાંશમાં ઇષ્ટિ સંપૂર્ણ કરવી, તેનો દોષ નથી." કેટલાક ઋષિઓ આ શાસ્ત્રાર્થ પૌર્ણમાસઇષ્ટિનેજ લાગુ છે, એવું કહેછે; કેમકે અમાવાસ્યામાં લઈએ, તો અવશ્ય ચંદ્રદર્શન સંભવેછે, તેથી તેનો નિષેધ છે.

૧. કુંડની ચારેગમ દર્ભ પાથરવા પડેછે તે.

૨. એક કુંડમાંથી બીજા કુંડમાં અગ્નિ લેઈ જવો.

૧૦૭ એમ લેતાં, " પ્રતિપદાના ચતુર્થભાગમાં ઇષ્ટિ ન કરવી; જો કરે તો રાક્ષસો તેને લૂંટી જાયછે, એવી સનાતન શ્રુતિ છે. " એનો કાત્યાયનવચન સાથે વિરોધ આવ્યો, માટે પ્રતિપદાના પહેલા ત્રણ ભાગમાં ઈષ્ટિ કરવાને વખત મળતો હોય, તો આળસ વગેરે કારણથી ચતુર્થાંશમાં તે ન કરવી; દૈવી કારણથી રહી હોય તો કરવી. એ અભિપ્રાયથી વિરોધ નથી.

અથ ખર્વી પૂર્ણિમા.

૧૦૮ હવે ખર્વી પૌર્ણમાસી વાજસનેયીશાખાને અનુસરનારા વિપ્રોએ માન્ય કરી છે. મધ્યાન્હથી પૂર્વસંધિવાળી પૂર્ણિમા હોય, તોપણ તે દિવસે અન્વાધાનાદિ કરીને, બીજે દિવસે પ્રતિપદાનો તૃતીયાંશ પ્રાતઃકાલે ન હોય, તો પ્રતિપદાના ચતુર્થાંશમાં પણ પ્રાતઃકાલની ઈષ્ટિ કરવી. ભાષ્યસંગ્રહમાં—"મધ્યાન્હથી પૂર્વકાલમાં પર્વની સંધિ હોય, તો વાજસનેયના મતથી તે ત્રીજા પ્રકારની ખર્વીકા પૂર્ણિમા જાણવી. એટલે જે પ્રતિપદા અને પૌર્ણમાસીની ઘડીપલ સરખી હોય, તે પૌર્ણમાસીને દિવસે અન્વાધાન કરીને, બીજે દિવસે ઇષ્ટિ કરવી. " લૌગાક્ષિઃ—" મધ્યાન્હથી પૂર્વકાલમાં સંધિ હોય, તો તે દિવસે અન્વાધાન કરીને બીજે દિવસે ઇષ્ટિ કરવી. વાજસનેયનો એજ મત છે. "

ઇતિ ખર્વિકાનિર્ણય સંપૂર્ણ.

---

અથ પ્રકૃતિઇષ્ટિવિચાર.

૧૦૯ હવે દિવસના સંબંધથી ઇષ્ટિ કરવાનું કહેછે. " એક ઇષ્ટિ કર્યાપછી બીજી ઇષ્ટિ સોળમે, પંદરમે, ચૌદમે, ને સત્તરમે દિવસે આવે, તેને અનુક્રમે ઉત્તમા, મધ્યમા, કનિષ્ઠા ને પાપા ઇષ્ટિ કહેછે. " બૌધાયન તો સત્તરમે અને તેરમે દિવસે, સ્માર્તાગ્નિની ઇષ્ટિનો એવી રીતે નિષેધ કરે છે કે, " જે પૂર્વેષ્ટિ કરેલી, તેનાથી બીજી ઇષ્ટિ તેરમે અથવા સત્તરમે દિવસે આવતી હોય, તો તે પ્રયત્નથી વર્જિત કરવી. " પરંતુ તેરમે કે સત્તરમે દિવસે સ્માર્તેષ્ટિ પ્રાપ્ત થતી નથી, તોપણ તે પંદરમા, સોળમા વગેરે દિવસની ઇષ્ટિની સ્તુતિમાટે નિંદાનુવાદ માત્ર છે. ઉદાહરણઃ—'तर्कं शक्रस्य दुर्लभं' છાશ ઇંદ્રને પણ દુર્લભ છે. એ અનુવાદ [ સ્વાભાવિક બીજાની નિંદા કરી, પોતાની સ્તુતિ બતાવવી. ] લોક પ્રસિદ્ધ છે. તે પ્રમા-

ણે ચૌદમા, પંદરમા ને સોળમા દિવસની ઇષ્ટિની સ્તુતિમાટે તેરમા ને સત્તરમા દિવસની ઇષ્ટિનો નિષેધ કર્યો, તેથી એ નિત્યાનુવાદ છે.

૧૧૦ હવે કેટલાક એવું કહેછે કે, આગળ આવતા પર્વનો પહેલેથી વિચાર કરીને પૂર્વેષ્ટિનો નિશ્ચય કરવો; પણ એ બોલવું અયોગ્ય છે. કારણકે આવતા પર્વનો વિચાર કરતાં, તિથિઓની ક્ષય કે વૃદ્ધિ હોય, ત્યારે કોઈ વખતે દ્વિતીયામાં ને કોઇ વખતે ચતુર્દશીમાં પ્રથમ પર્વની ઇષ્ટિ આવે, તો કરેલું કર્મ નિષ્ફલ થાય; તેથી પ્રથમ ઇષ્ટિના કાલનો નિશ્ચય કરવાસારૂ આવતા પર્વનો વિચાર કરવો, એવું કેટલાએકનું કહેવું નિરુપયોગી છે; તેથી વધારે વિસ્તાર કરવાની જરૂર નથી.

ઇતિ પ્રકૃતિઇષ્ટિનો વિચાર સંપૂર્ણ.

---

## અથ વિકૃતિઇષ્ટિનો કાલનિર્ણય.

૧૧૧ હવે વિકૃતિ ઈષ્ટિના કાલનો નિર્ણય કહીએ છીએ. દર્શ અને પૌર્ણમાસ ઇષ્ટિને પ્રકૃતિ, ને વૈશ્વાનરાદિ ઇષ્ટિઓને વિકૃતિ કહેછે. જે પશુયાગ અને સોમયાગ કરે, તેણે તે યજ્ઞ અમાવાસ્યા કે પૌર્ણમાસીને દિવસે કરવો. એ વાક્ય વિકૃતિયાગને બતાવનારૂં છે. પ્રકૃતિયાગ [ દર્શપૂર્ણમાસઇષ્ટિ ] પ્રતિપદામાં કરવો. હવે પૂર્વાણ્હકાલમાં અમાવાસ્યા કે પૂર્ણિમાની સમાપ્તિ હોય, ત્યારે પ્રાતઃકાલમાં પ્રકૃતિ અને વિકૃતિ એ બન્નેની પ્રાપ્તિ એક દિવસે થઇ. તેમાં પ્રકૃતિ પહેલી કરવી કે વિકૃતિ પહેલી કરવી, એવો વિચાર પડયો, તો તે વિષે **આપસ્તંબઃ**—પ્રકૃતિ વૈશ્વાનરાદિ યજ્ઞનું મૂળ હોવાથી, તેને વિધિના અનુક્રમમાં પહેલી કહેલી છે, તેથી તે પહેલી કરવી; કંઇ નવીન કારણથી પ્રાપ્ત થયેલી, માટે વિકૃતિ પછીથી કરવી, એવો વિધિ છે.

૧૧૨ અપરાણ્હકાલમાં પર્વસમાપ્તિ હોય તો, બીજે દિવસે પ્રતિપદાનો યાગકાલ ન હોય, તોપણ પર્વસંધિને દિવસેજ પ્રકૃતિ ને વિકૃતિ બન્ને ઇષ્ટિઓ કરવી. કારિકા એ અર્થને એવી રીતે સ્પષ્ટ કરેછે કે, "જ્યારે પ્રાતઃકાલે પ્રતિપદાનો તૃતીયાંશ પણ ન હોય, ત્યારે પ્રતિપદાનિમિત્ત પ્રકૃતિઇષ્ટિમાં પર્વનો સંધિ લેવો." પર્વસંધિ એટલે પર્વતિથિ, એવું પ્રાચીન લોકોએ કહ્યું છે. **ક્ષીરસ્વામીના ગ્રંથમાં**:—અપરાણ્હમાં પર્વની સમાપ્તિ હોય, તે દિવસ પ્રકૃતિવિકૃતિયજ્ઞ-

ગમાં લેવો; એટલે વિકૃતિયાગમાં પર્વનિમિત્ત અને પ્રકૃતિયાગમાં પ્રતિપદાદિનિમિત્ત લેવાં; નિત્યકર્મ કર્યાપછી [1]આગંતુક કર્મ કરવાં. એ ન્યાયથી, પ્રકૃતિયાગ કર્યાપછી વિકૃતિયાગ કરવો. કાત્યાયનઃ—"મધ્યાન્હની પહેલાં જો પર્વસંધિ હોય, તો તેજ દિવસે પ્રકૃતિયાગ કરીને વિકૃતિયાગ કરવો. તેમજ મધ્યાન્હથી વધારે પર્વસંધિ હોય, તો તે સંધિદિવસે વિકૃતિયાગ કરવો; અને બીજે દિવસે પ્રકૃતિયાગ કરવો. એ પશુયાગમાં પણ કહ્યું છે. "જો પર્વસંધિ દિવસના ઉત્તરાર્ધમાં હોય, તો નિયમથી તે દિવસેજ પ્રકૃતિયાગ કરીને પશુયાગ કરવો. અથવા પ્રકૃતિનો આરંભ કરીને બીજે દિવસે સમાપ્તિ કરવી, અને જો પર્વસંધિ દિવસના પૂર્વાર્ધમાં હોય તો, પ્રથમ પ્રકૃતિયાગ કરીને, પછી પશુયાગ પણ તુરતજ કરવો." સ્મૃત્યર્થસારમાં—મધ્યાન્હ પહેલાં પર્વસંધિ હોય, તો પ્રકૃતિ કરીને વિકૃતિની સમાપ્તિ કરવી, અને મધ્યાન્હ કરતાં વધારે સંધિ હોય, તો વિકૃતિને સમાપ્ત કરીને પ્રકૃતિનો પ્રારંભ [અન્વાધાનાદિ] કરવો, ને બીજે દિવસે સમાપ્તિ કરવી. આગ્રયણેષ્ટિકાલમાં જો અમાવાસ્યાની ઇષ્ટિ પ્રાપ્ત થાય, તો તે કરીને પછી આગ્રયણેષ્ટિ કરવી; તેમજ જો પૌર્ણમાસીની ઇષ્ટિ પ્રાપ્ત થતી હોય, તો આગ્રયણેષ્ટિ કર્યાપછી તે કરવી.

૧૧૩ શુક્લપક્ષમાં નક્ષત્રનો સંકલ્પ કરીને, જે નક્ષત્રમાં કામના હોય, તેમાં યજ્ઞ કરવો, એવું કૌષીતકી કહેછેઃ—પર્વણિનો યોગ ન આવે, તો આગ્રયણ નામની ઇષ્ટિ શુક્લપક્ષમાં દેવનક્ષત્રમાં કરવી, એમ સ્મૃત્યર્થસારમાં છે. અગર દર્શપૌર્ણમાસની ઇષ્ટિની સાથે આગ્રયણેષ્ટિનું સમાનતંત્ર (મિશ્રિતપણું) કરવું, એવું શાંખાયન કહેછે.

ઇતિ વિકૃતિવિચાર સંપૂર્ણ.

ઇતિ અચલદ્વિવેદિકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં
પ્રકૃતિવિકૃતિયાગનો નિર્ણય સંપૂર્ણ.

---

### અથ દર્શશ્રાદ્ધમાં પિંડનિર્ણય.

૧૧૪ દર્શશ્રાદ્ધના પ્રસંગથી પ્રાપ્ત થયેલું કંઇક નિરૂપણ કરીને પુનઃ તે વિષયનું નિરૂપણ કરીએ છીએ. શાંખાયને કહ્યું છે કે, દર્શશ્રાદ્ધપ્રકરણમાં બ્રા-

---

[1] કાંઇ નિમિત્તથી પ્રાપ્ત થયેલું.

ભણ જમ્યાપછી પિંડદાન કરવું; પણ કેટલાકે પહેલાં કરવાનું બતાવ્યું છે. સાગ્નિક ને નિરગ્નિકને ગૃહ્યસ્મૃતિમાં સાધારણ રીતે કહીને પુનઃ સૂત્રમાં સૂચવેલું છે કે, પિંડપિતૃયજ્ઞની ફરીથી આવૃત્તિ કરવી.નહિ. એ સૂત્રનું ભાષ્યકારે એવું વ્યાખ્યાન કર્યુંછે કે, પિતૃયજ્ઞમાં પિંડ કર્યાછે, તેથી અગ્નિહોત્રીએ દર્શશ્રાધ્ધમાં ફરી પિંડ કરવા નહિ, એવો વૃધ્ધસંપ્રદાય છે.

૧૧૫ એમ છતાં ગૃહ્યકારિકાકાર કહેછે કે, "પિતૃયજ્ઞમાં પિંડ કર્યાછે,વાસ્તે દર્શશ્રાધ્ધમાં પુનઃ તે ન કરવા, એવું વૃધ્ધ કહેછે; પરંતુ પ્રકૃતિની પેઠે વિકૃતિ કરવી, એ અતિદેશન્યાયથી શ્રાધ્ધમાં અગ્નૌકરણ, પિંડદાન ઈત્યાદિ કરવાનું પ્રાપ્ત થયું, તેથી પિંડદાન કર્યું હોય, તોપણ તે ફરી કરવું; કેમકે સિધ્ધપદાર્થમાં સૂત્રની સૂચનામાત્ર હોયછે. પણ તમોએ કહ્યું કે, વૃધ્ધસંપ્રદાય પ્રમાણે ભાષ્યમાં અગ્નૌકરણ અને પિંડોની ક્રિયા દર્શમાં ફરી કરવી ઇષ્ટ નથી. તેમાં કેટલાક એવું કહેછે કે, પ્રકૃતિની ક્રિયા વિકૃતિવાસ્તે ઉપયોગમાં આવતી જોઈછે, તેથી પ્રકૃતિપિતૃયજ્ઞમાં પિંડ કર્યા, તોપણ વિકૃતિદર્શમાં તે કરવા; અને વૃધ્ધસંપ્રદાયને અનુસરીને ફરી પિંડ ન કરવા, એવું વૃધ્ધોનું જે ભાષણ છે, તેમાં અમારૂં મત નથી. વૃધ્ધો સંશયયુક્ત છે, માટે તેમણે એવું ભાષણ કર્યું. અમારૂં મત એવું છે કે, મહીને મહીને દર્શયાગ કરવો; કુંડપાયી શાખાવાલાએ અયનમાં યાગ કરવો અને પિંડયજ્ઞમાં એકવાર ક્રિયા કરવી."

૧૧૬ તાત્પર્ય કે, "સામાન્ય રીતે દષ્ટકર્મ અતિદેશની પણ ઇચ્છા રાખતું નથી; કારણકે 'મહીને મહીને' એવો આરંભ કરીને સૂત્રકાર કહે છે કે, અગ્નૌકરણ કરીને પિતરોને નામે બ્રાહ્મણોને ભોજન આપે નહિ, તો તેને અગ્નિ સંબંધિ કર્મનો લાભ કયાંથી થાય? એવી આકાંક્ષા થઈ, ત્યારે કાલનું એકપણું હોવાથી અને [ શ્રૌતમાં પણ મહીને મહીને કાલ કહેલો છે, તેથી ] એની મેળેજ શ્રૌતકલ્પ પ્રાપ્ત થયો. તેમાં સિધ્ધ થયે છતે પુનઃ સૂત્રમાં કરેલી આશંકાની નિવૃત્તિ વાસ્તે કલ્પનું વ્યાખ્યાન કર્યું; તેથી શ્રાધ્ધમાં પુનઃ પિંડાદિ ક્રિયા કરવી, ને શ્રાધ્ધ સમાપ્ત થયેથી દંપતીએ વ્રતનું પ્રાશન કરવું. એ પ્રકારે તે સમ નામ યથાર્થ છે."

ઇતિ દર્શપિંડવિધિ સંપૂર્ણ.



## અથ પિંડનિર્ણય.

૧૧૭ હવે સાગ્નિક અને નિરગ્નિક આદિને દર્શ અને અષ્ટકાદિ શ્રાધ્ધમાં કંઇ નિમિત્તથી પિંડ કરવાનો જે નિષેધ છે, તે કહીએ છીએ. તે વિષે કાર્ષ્ણાજિનિઃ—"મૌંજીબંધન ને વિવાહ કર્યાપછી એક વર્ષ અથવા છ માસપર્યંત સપિંડીકરણ સિવાય બીજા શ્રાધ્ધમાં પિત્રાઇ લોકોએ પિંડ કરવા નહિ." આ વાક્યમાં સપિંડીકરણ [ બારમામાં પિંડ કરવાનું વિધાન છે તે. ] પહેલાં ઉત્ક્રાંતિશ્રાધ્ધાદિ એકાદશાહશ્રાધ્ધમાં પિંડ કરવાનું અર્થાત્ સૂચવેલું છે. વળી વિવાહાદિ મંગલકર્મ કર્યું હોય, તોપણ મહાલય, ગયા ને મરણતિથિના શ્રાધ્ધમાં પિંડ કરવા. તે વિષે કહ્યું છે કે, "મહાલય, ગયાશ્રાધ્ધ ને માતાપિતાનાં સાંવત્સરિકશ્રાધ્ધમાં પુત્રે વિવાહાદિ મંગલ કર્યું હોય, તોપણ પિંડદાન કરવું." ગયા શબ્દથી સર્વ તીર્થો જાણવાં.

૧૧૮ 'માતાપિતાની મરણતિથિમાં', એવું કહ્યું એટલુંજ નહિ, પણ તે સિવાયના પિત્રાઇઓની મરણતિથિ અને અનુમાસિકશ્રાદ્ધોમાં પણ પિંડદાન કરવું. સંગ્રહગ્રંથમાં પણઃ—"વિવાહ અને જનોઇ પછી છ મહિના કે વર્ષ સુધી પિંડદાન અને આવાહનઅર્ધ્યાદિ અંગ ન કરવાં." વિવાહાદિનિમિત્ત એક વર્ષસુધી અમાવાસ્યા ને અષ્ટકાદિશ્રાધ્ધમાં સંકલ્પશ્રાધ્ધ કરવું. પિંડપિતૃયજ્ઞમાં તો શ્રુતિપ્રમાણથી પિંડદાનાદિ અંગો કરવાંજ.

ઇતિ પિંડનિર્ણય સંપૂર્ણ.

---

## હવે વૈશ્વદેવનો નિર્ણય.

૧૧૯ સાગ્નિક ને નિરગ્નિકે શ્રાધ્ધને દિવસે વૈશ્વદેવકર્મ શ્રાધ્ધથી પહેલાં કે પછી કરવું, એવો સંદેહ થયેથી તેની વ્યવસ્થા કહીએ છીએ. શાલંકાયનઃ—"સાગ્નિકે વૈશ્વદેવકર્મ શ્રાધ્ધથી પહેલાં કરવું અને એકાદશાહકર્મમાં માત્ર પછીથી કરવું, એવું વિધાન છે." ભવિષ્યત્પુરાણમાંઃ—"સાગ્નિકે માસ સુધીની ક્રિયા કર્યાપછી, વૈશ્વદેવ કરીને પિંડયજ્ઞ કરવો, ને ત્યારબાદ દર્શશ્રાધ્ધ કરવું."

૧૨૦ દીપિકામાંઃ—"સાગ્નિકે પૃથક્ રસોઈથી વૈશ્વદેવયજ્ઞ કરીને શ્રાદ્ધ કરવું;" અને ત્યારબાદ ભૂતયજ્ઞાદિ કરવા. કારિકા પણઃ—વૈશ્વદેવ જુદી રસો-

ઇથી કરવો. દર્શને દિવસે નૈમિત્તિક સાંવત્સરિકશ્રાધ્ધ પ્રાપ્ત થાય, તો તે કર્યા પછી પિંડપિતૃયજ્ઞાદિ કરવું. તે વિષે બીજી સ્મૃતિમાં:—દર્શને દિવસે નૈમિત્તિક સાંવત્સરિકશ્રાધ્ધ પ્રાપ્ત થાય, તો તે કરીને વૈશ્વદેવ કર્યાપછી દર્શશ્રાધ્ધ કરવું." આ વચનો સાગ્નિકને માટે છે. નિરગ્નિકને વાસ્તે મત્સ્યપુરાણમાં:—"શ્રાધ્ધને દિવસે શ્રાધ્ધના બ્રાહ્મણોને જમાડીને વિસર્જન કરતા સુધી શેષ અન્ન રાખવું; ને શ્રાધ્ધકર્મ પૂરૂ થયાપછી તેણે કરીને વૈશ્વદેવ કરવો."

૧૨૧ બીજી સ્મૃતિમાં—"મનુષ્ય જે દિવસે પિતરોને શ્રાધ્ધદાન કરવાની-ઇચ્છા રાખે, તે દિવસે શ્રાધ્ધકર્મ કરીને વૈશ્વદેવ કરવો." અન્ય નિબંધમાં:—"વૃધ્ધિશ્રાધ્ધમાં વૈશ્વદેવ શ્રાદ્ધ કરતા પહેલાં સંવત્સરી પછી ને પ્રાવર્ણ ( દર્શ ) માં મધ્યમાં [ બ્રાહ્મણ જમ્યા પછી ને પિંડ કરતા પહેલાં ] વૈશ્વદેવ કરવો. વળી પિતૃપક્ષમાં પિંડ આપ્યા પછી કરવો.

૧૨૨ વળી યજુર્વેદી અને સામકી લોકોએ શ્રાધ્ધ પહેલાં, ઋગ્વેદીએ મધ્યમાં, અને આથર્વવેદીએ શ્રાધ્ધશેષ અન્ને કરીને વૈશ્વદેવ કરવો. પાવર્ણશ્રાધ્ધને દિવસે પ્રયત્ને કરીને શ્રાધ્ધથી પહેલાં વૈશ્વદેવ કરવો; ને એકોદ્દિષ્ટને દિવસે શ્રાધ્ધ કર્યાપછી શ્રાધ્ધના શેષ અન્ન સિવાય બીજા અન્નથી કરવો. કેટલાકનું મત એવું છે કે, એકાદશાહશ્રાધ્ધથી પહેલાં વૈશ્વદેવ કર્યાપછી બ્રાહ્મણભોજન કરવું, અને પિતરોને વિધિવત્ તૃપ્ત કર્યાપછી વૈશ્વદેવને અંગે ભૂતબલિ ઇત્યાદિ કરવું." આ સર્વ પક્ષ પોતાના કુલાચારને અનુસરીને ગ્રહણ કરવા.

૧૨૩ પૈઠીનસિ:—"શ્રાદ્ધ કર્યાપછી વૈશ્વદેવ કરવો; ત્યારબાદ અભ્યાગતને ભિક્ષા આપવી, અને છેવટે વૈશ્વદેવમાંનું મનુષ્યયજ્ઞાદિ કર્મ કરવું." માર્કંડેય:–"તે સંવત્સરીશ્રાદ્ધના શેષ અન્ને કરીને, વૈશ્વદેવમાંનું નિત્યશ્રાદ્ધ કર્યાપછી અતિથિને જમાડવા. પછી યજમાને પોતે પોતાનાં માણસો સાથે જમવું."

૧૨૪ વચન છે કે, શ્રાદ્ધકર્ત્તાએ પિતૃશેષઅન્ન જમવું. એમાં કોઇક ઠેકાણે એકોદ્દિષ્ટશ્રાદ્ધશેષઅન્નના ભોજનનો નિષેધ છે, તે નવશ્રાધ્ધાદિ એકોદ્દિષ્ટ શ્રાદ્ધ વિષે સમજવું. કહ્યુંછે કે, "નવશ્રાધ્ધનું શેષ અન્ન, ઘરમાંનું ટાઢું અન્ન અને ઘરના માલિક સ્રીપુરૂષ જમી રહ્યાપછી રહેલું શેષ અન્ન, કદાપિ જમવું નહિ."

૧૨૫ સ્મૃત્યર્થસારમાંઃ—નિત્યશ્રાદ્ધમાં વૈશ્વદેવ ને ગ્રહબલિ પહેલા કરવા; બીજાં શ્રાદ્ધમાં સર્વ પછી કરવું. દર્શશ્રાદ્ધમાં સાગ્નિકે વૈશ્વદેવ પહેલાં કરવો, અને નિરગ્નિકે પછીથી કરવો, એવી વ્યવસ્થા કરેલી છે.

## ઇતિ શ્રાદ્ધમાં વૈશ્વદેવનિર્ણય.

## અથ શ્રાદ્ધયોગ્ય બ્રાહ્મણ વિષે વિચાર.

૧૨૬ હવે બ્રાહ્મણ મળેથી શ્રાદ્ધની પૂર્ણતા થાયછે, માટે શ્રાદ્ધયોગ્ય બ્રાહ્મણ કહીએ છીએ. કહ્યુંછે કે, "સર્વ વેદમાં શ્રેષ્ઠ, (સતત્ વેદાધ્યયન કરનારા) અગ્નિહોત્રી, બીજાના સંશય તોડનારો વિદ્વાન, બ્રહ્મનિષ્ઠ, તરૂણ અવસ્થાવાળો, વેદાર્થ જાણનારો, જયેષ્ઠસામ ( સામવેદનો એક ભાગ ) ભણેલો, ઋગ્વેદનું વ્રત કરીને ઋગ્વેદના, તેમજ [યજુર્વેદનું વ્રત કરીને] યજુર્વેદના એક ભાગને ભણનારો," તથાઃ—"ભાણેજ, કુલપરંપરાગત પોતાનો ઋત્વિજ, જમાઈ, યાજ્ય [ મનુસ્મૃતિ પ્રમાણે શિષ્ય, અગર કુલપરંપરાગત યજમાન ] શ્વશુર, મામા, વ્રત કર્યાસિવાય યજુર્વેદના એકદેશને ભણનાર, દૌહિત્ર, શિષ્ય, અને એમના સંબંધી બાંધવો,"

૧૨૭ વળીઃ—"કર્મનિષ્ઠ, તપોનિષ્ઠ, પંચાગ્નિવ્રત કરનાર, માબાપની સેવા કરનાર, ને જ્ઞાનનિષ્ઠ, એવા ગુણયુક્ત બ્રાહ્મણો શ્રાદ્ધમાં લેવા." ક્ષત્રિયાદિ લેવા નહિ. શ્રાદ્ધની સંપત્તિના હેતુરૂપ પૂર્વોક્ત વેદાધ્યયન કરનારા બ્રાહ્મણોજ શ્રેષ્ઠ છે. હવે શ્રાદ્ધમાં નિષિદ્ધ બ્રાહ્મણો કહીએ છીએ. "રોગી, અંગે ખોડવાળો, અધિક અંગવાળો, કાણો, પુનર્ભૂપૂત્ર, [બીજી વાર પરણાવેલી સ્ત્રીનો પુત્ર,] બ્રહ્મચર્યવ્રતથી ભ્રષ્ટ, જારકર્મથી સુવાસિની સ્ત્રીને થયેલો પુત્ર, જે કુંડ કહેવાય છે તે, વિધવાનો પુત્ર ગોલક, કોહેલા નખવાળો કુનખી અને કાળા દાંતવાળો, એ બ્રાહ્મણો શ્રાદ્ધમાં જોઇએ નહિ. રોગી એટલે મહારોગવાન્, કાણો એટલે એક આંખવાળો,આંધળો,બહેરો વગેરે. સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થતા પહેલાં થયેલો પુત્ર, ખલ, અતિ દુષ્ટ કર્મ કરનાર, ઇત્યાદિ બ્રાહ્મણો શ્રાદ્ધમાં વર્જિત છે. પુનર્ભૂનું લક્ષણ કહેછે. "એક કન્યા એક પુરૂષને દાન આપીને,કંઈ કારણથી તે બીજાને ફરી દાન આપી હોય તો, તે પુનર્ભૂનું અન્ન ખાવું નહિ; તેના પુત્રને વિદ્વાન લોકો પૌનર્ભવ કહેછે. કુંડ અને ગોલક એ બન્નેની જારકર્મથી ઉત્પત્તિ છે ક-

હ્યુંછે કે, "પરસ્ત્રીઓ વિષે ઉત્પન્ન થયેલા પુત્રને કુંડ અને ગોલક કહેછે; તેમાં જીવતા ધણીની સ્ત્રીનો પુત્ર કુંડ, અને વિધવાનો પુત્ર ગોલક કહેવાય છે."

૧૨૮ વળીઃ—"પૈસા લેઇને ભણાવે તેને ભૃતકાધ્યાપક, અને પૈસા આપીને ભણે તેને ક્લીબ કહેછે. જાતીનપુંસક પણ ક્લીબ કહેવાય છે. પોતાને કન્યા મળવાવાસ્તે અસત્યકર્ત્તા, જેની ઉપર મિથ્યા આરોપ હોય તે, મિત્રદ્વેષી, ચાડિયો, સોમવલ્લીને વેચનારો બ્રાહ્મણ, જયેષ્ઠભાઈ અધિકારી છતાં જે નાનો ભાઈ પરણે કે અગ્નિહોત્ર કરે, તે પરિવેત્તા ને જયેષ્ઠ ભાઈ પરિવિત્તિ, એ સર્વે શ્રાધ્ધમાં વર્જિત છે." મનુઃ—પોતાનો મોટો ભાઇ અધિકારી છતાં [તે નપુંસક કે પતિત ઇત્યાદિ દોષવાળો ન હોય] તેનો નાનો ભાઈ પરણે કે અગ્નિહોત્ર લે, તો તે નાનો ભાઈ પરિવેત્તા અને મોટો પરિવિત્તિ, એ બન્ને, પરણેલી કન્યાનો દાતા અને તેનો વિધિ કરાવનારો ગોર, એ પાંચે જણા નરકના અધિકારી છે. તેમને શ્રાદ્ધમાં વર્જિત કરવા."

૧૨૯ તથાઃ—માતા, પિતા ને ગુરૂનો ત્યાગ કરનાર, કુંડગોલકનું અન્ન જમનાર, ધર્મથી ભ્રષ્ટ થયેલાનો પુત્ર, પુનર્ભૂનો પતિ, ચોર, શાસ્ત્રવિરુદ્ધ નિષિધ્ધ કર્મ કરનાર, સાધ્વી પતિવ્રતા સ્ત્રીનો અને બાલકપુત્રનો ત્યાગ કરનાર, એ સર્વ શ્રાધ્ધમાં વર્જિત છે. "વૃધ્ધ માતાપિતા, પતિવ્રતા સ્ત્રી ને બાલકપુત્રનું ગમે તે કાર્ય કરીને પણ ભરણપોષણ કરવું." એ મનુવચન પ્રમાણે ન વર્તનારો બ્રાહ્મણ શ્રાધ્ધમાં નિંદિત છે. બીજા કિતવ [કપટી] અને દેવલક [નક્કી કિંમત, ભાડુ કે પગાર ઠરાવીને બીજાના દેવની પૂજા કરનાર] વગેરે બ્રાહ્મણો શ્રાધ્ધમાં વર્જિત કરવા. "હવે જો મંત્રવેત્તા ને સત્કર્મ કરનારથી કદાચિત્ દોષ કરવામાં આવે, તોપણ તે તેને અડે નહિ; તે પંક્તિપાવનજ છે." એવી યમસ્મૃતિ છે. કદાપિ શ્રેષ્ઠ બ્રાહ્મણ ન મળે, તો નિષિદ્ધ સિવાયના બ્રાહ્મણો શ્રાધ્ધમાં લેવા.

ઇતિ બ્રાહ્મણસંપત્તિ સંપૂર્ણ.

---

## અથ શ્રાદ્ધયોગ્ય દેશ.

૧૩૦ વાયુપુરાણમાં કહ્યું છે કે, શ્રાદ્ધ કરવાની જમીન [1]પંચગવ્યથી

---

૧. ગાયનું દૂધ, દહિં, ઘી, છાણ ને મૂત્ર.

લીંપવી. મત્સ્યપુરાણમાં:—"ગાયના છાણથી પૃથ્વી લીંપીને ગોમૂત્રથી મંડલ કરવું." વારાહપુરાણમાં:—"સવારે શ્રાદ્ધ કરવાનો નિશ્ચય કરીને વસ્ત્ર ધોઈ સૂકવવાં; પૃથ્વી લીંપવી અને પછી બ્રાહ્મણોને નિમંત્રણ કરવું."દેવલ:—"કાલે શ્રાદ્ધ કરવું છે,' એવો શ્રાધ્ધકર્ત્તાએ નિશ્ચય કર્યાપછી ઘરની સર્વ મંડલી જમે, એટલે પોતે એક વાર હવિષ્યાન્ન જમીને બ્રાહ્મણોને નિમંત્રણ કરવું. તેમ ન બને તો,શ્રાદ્ધને દિવસે બ્રાહ્મણોને નિમંત્રણ કરવું. દક્ષિણ દિશાભણી ઢાળવાળી પૃથ્વી ઉપર શ્રાધ્ધ કરવું. તે ભૂમી પવિત્ર અને પિતરોને અક્ષય્ય તૃપ્તિ આપનારી છે." બીજાના ઘરમાં ભાડુ આપીને શ્રાદ્ધ કરવું; એમ ન કરે તો દોષ છે. તે વિષે યમ—"પારકા ઘરમાં શ્રાધ્ધ કરે, તો તે ઘરના ધણીના પિતરો તે શ્રાધ્ધને હણે છે." વળી તીર્થોમાં સર્વ લોકોએ શ્રાધ્ધ કરવું; કારણકે તે અનંત ફલ આપેછે.

૧૩૧ તેજ બાબત પુરાણસંગ્રહમાં:—"વન, પર્વત, નદી, તીર્થ, દેવાલય, દેવખાત અને ગર્તનો કોઇ માલિક હોય નહિ. ગંગાદ્વાર, પ્રયાગ, નૈમિશારણ્ય, પુષ્કર, અર્બુદ, [ આબુગઢ ] સન્નિહતી નદી અને ગયા, એ ઠેકાણે શ્રાદ્ધ કર્યું હોય, તો તે અક્ષય્ય થાય." વિષ્ણુધર્મોત્તરમાં—"તીર્થાદિમાં અથવા પોતાના ઘરમાં દક્ષિણ દિશાભણી નમતા ઢાળવાળી, લીંપીને શુધ્ધ કરેલી જમીનમાં પ્રયત્નથી શ્રાદ્ધ કરવું."

ઇતિ શ્રાદ્ધપ્રદેશ.



## અથ શ્રાદ્ધકાલનિર્ણય.

૧૩૨ મિતાક્ષરાદિ ગ્રંથમાં સાધારણ રીતે અપરાણ્હકાલમાં શ્રાદ્ધ કરવાનું કહીને કુતપકાલમાં તેનો પ્રારંભ કરવો, એવું સ્થાપન કર્યું છે. "તે કુતપ દિવસનાં પંદર મુહૂર્ત્તમાંનું આઠમું મુહૂર્ત્ત છે. મધ્યાન્હ વખતે સૂર્યની ગતિ મંદ થાયછે, તેથી કુતપકાલ સર્વદા અનંત ફલને આપેછે, અને તેમાં શ્રાદ્ધનો આરંભ કરવો શ્રેષ્ઠ છે." બીજા સાત પ્રકારના કુતપ છે." "મધ્યાન્હકાલ, ખડ્ગપાત્ર, નેપાલકંબલ, રૂપું, દર્ભ, તિલ, ગાયો, એ સાત અને આઠમો દૌહિત્ર પણ કુતપ કહેવાયછે." આઠમું મુહૂર્ત્ત દિવસના મધ્યભાગમાં હોવાથી તેને મધ્યાન્હ કહેછે. ખડ્ગ નામનો પર્વતમાં રહેનારો કોઈક જીવ છે, તેના અસ્થિના

બનાવેલા વાસણને ખડ્ગપાત્ર કહેછે. નેપાલદેશના પર્વતનિવાસી ઘેટાના રૂવાંથી બનેલા લાલ શાલજોટાને નેપાલકંબલ કહેછે. શ્રાદ્ધમાં રૂપાનું વાસણ, ને દક્ષિણા વાસ્તે પણ રૂપું લેવું.

૧૩૩ પારસ્કરઃ—"પિતરોને માટે ચાંદીનું અગર ચાંદીથી રસેલું પાત્ર લેવું. દક્ષિણામાં વિશ્વેદેવોને સુવર્ણ ને પિતરોને રૂપું આપવું." દર્ભનું સ્વરૂપ આચારતિલકમાં કહ્યું છે કે, "મૂળસહિત દર્ભને કુશ કહેછે; કેવલ દર્ભને કુશ કહેતા નથી. કાપેલાને દર્ભસંજ્ઞા અને તેના અગ્રને કુતપસંજ્ઞા છે." શ્રાધ્ધમાં કાળા તલ લેવા, ને દૂધ ગાયનું લેવું. ગાયનું દૂધ અથવા દૂધપાક પિતરોને વર્ષસુધી તૃપ્તિ આપેછે." દૌહિત્ર એટલે દીકરીનો દીકરો. "વળી અમાવાસ્યાને દિવસે તૃણ ચરનારી ગાયનું નામ દુહિતા છે, ને તે દિવસે તેણે જેટલું તૃણ ભક્ષણ કર્યું હોય, તેના અંશથી ઉત્પન્ન થયેલા ઘીને પણ દૌહિત્ર કહેછે. આ વચનથી આ ઘીને દૌહિત્ર સંજ્ઞા છે." ઉપર કહેલા એ આઠ પ્રકારના કુતપ છે; કારણકે, "કુ એટલે કુત્સિત પાપ, તેને તપ એટલે સંતાપ કરનાર, એવી કુતપની વ્યુત્પત્તિ છે."

ઇતિ શ્રાદ્ધકાલ.



## અથ મરણતિથિના શ્રાદ્ધનો નિર્ણય.

૧૩૪ હવે શ્રાદ્ધકાલનિરૂપણના પ્રસંગથી મરણતિથિના શ્રાદ્ધનો નિર્ણય કહીએ છીએ. મરણતિથિનું સ્વરૂપ સ્મૃતિમાં કહ્યું છે કે, "મરણ પામેલાનો મહીનો, પક્ષ ને તિથિ સ્પષ્ટ જણાતી હોય, તો તેને ક્ષયાહ કહેછે." તે દિવસે સાંવત્સરિકશ્રાધ્ધ કરવું. તે પ્રતિવર્ષે કરવાનું છે, માટે તેને 'પ્રત્યબ્દ' કહેછે. તે શ્રાધ્ધ મરણતિથિમાં કરવું, એવું યોગીશ્વરાદિકે કહ્યું છે.

૧૩૫ શ્રાધ્ધનું સ્વરૂપ બ્રહ્માંડપુરાણમાંઃ—"દેશ, કાલ ને પાત્ર મળે, ત્યારે પિતરોને નામે બ્રાહ્મણોને શ્રધ્ધાથી વિધિપૂર્વક જે અન્નાદિ આપવું, તેને શ્રાદ્ધ કહેછે. મરીચિઃ—"મરણ પામેલા પિતરોના નામથી શ્રદ્ધાએ કરીને પોતાને પ્રિય જે અન્ન હોય, તે વિધિપૂર્વક બ્રાહ્મણોને આપવું, તેને શ્રાધ્ધ કહેછે." તે બે પ્રકારનું છે. એકોદ્દિષ્ટ ને પાર્વણ. તેનું સ્વરૂપ કાણ્વઃ—એક પિતૃનું એક વચનથી નામ દેઇને જે શ્રાધ્ધ કરે, તેને એકોદ્દિષ્ટ, અને ત્રણ પિતરોનું

બહુ વચનથી નામ દેઇને જે શ્રાધ્ધ કરે, તેને પાર્વણ કેહેવું, એવું મુનિઓ કહેછે."

૧૩૬ વળીઃ—"પિતામહના શ્રાધ્ધમાં તેના પિતાનો ત્યાગ ન કરવો." એ આચારતિલકના વચનથી પિતામહનું શ્રાધ્ધ પાર્વણરૂપે કરવાનું પ્રાપ્ત થયું. તથાઃ—"પિતામહી [બાપની મા] નું શ્રાધ્ધ માતા જીવતી હોય, તોપણ એકોદ્દિષ્ટરૂપે કદાપિ ન કરવું." એવી વ્યવસ્થા છે. તથાઃ—"સાપત્નમાતા (હોરમણ મા) નું શ્રાદ્ધ એકોદ્દિષ્ટ કરવું; તે પુત્રરહિત હોય, તો તેનું શ્રાધ્ધ અવશ્ય કરવું; ને સતી થઇ હોય તો પાર્વણ કરવું."

૧૩૭ તથાઃ—"અમાવાસ્યાને દિવસે અને પ્રેતપક્ષ [ભાદરવા વદ]માં જેનું મરણ થયું હોય, તેનું પાર્વણશ્રાદ્ધજ કરવું, ને કદાપિ એકોદ્દિષ્ટ કરવું નહિ." એ વચનથી સાધારણ રીતે સર્વ લોકોને પાર્વણશ્રાધ્ધ પ્રાપ્ત થયું; પણ બીજી સ્મૃતિના જે વિશેષ વચનથી તેનો બાધ થાયછે, તે વચનઃ—પ્રેતપક્ષમાં માતાપિતા મરણ પામ્યાં હોય, તો તેમનું પાર્વણશ્રાદ્ધ કરવું; અને કાકા, ભાઈ, ભત્રિજા વગેરેનું પાર્વણ ન કરતાં એકોદ્દિષ્ટ કરવું." એ રીતે અમાવાસ્યાને દિવસે પણ મરણ થયું હોય, તો માતાપિતાનું સાંવત્સરિકશ્રાધ્ધ પાર્વણવિધિએ કરવું.

૧૩૮ તેમજ માતામહને પુત્ર સંતાન ન હોય, તો દૌહિત્રે પણ તેનું સાંવત્સરિકશ્રાધ્ધ પોતાના પિતાના સંવત્સરી જેવું કરવું. મિતાક્ષરામાંઃ—"પુત્રીનો પુત્ર પણ ઔરસ (પરણેલી સ્ત્રીથી થયેલો પુત્ર) જેવો જાણવો." એ વચનથી ઔરસ પુત્ર જેટલો દૌહિત્રનો અધિકાર છે. તે ઉપર વસિષ્ઠઃ—"પુત્ર કે પૌત્રરૂપ સંતાન ન હોય, તો માતામહનું ધન દૌહિત્ર લે; કારણ કે પૂર્વજોના સ્વધાકરનો અધિકાર પૌત્ર અને દૌહિત્રને છે." આ વચનથી પણ પૌત્ર અને દૌહિત્ર બન્નેનો સરખો અધિકાર છે. માતાપિતા અને માતામહ સિવાયના માણસોનું એકોદ્દિષ્ટ કરવાને કહ્યું છે.

૧૩૯ વૃદ્ધ વસિષ્ઠ પણઃ—"સપિંડીકરણ થયા પછી જે જે શ્રાદ્ધ કરે, તેમાં ભાઈ, બેન, પુત્ર, સ્વામી, મામા, મિત્ર અને ગુરૂનું એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ કરવું નહિ." ઇત્યાદિ વાક્યોથી વ્યવસ્થા થઇ; તોપણ અમાવાસ્યા ને પ્રેતપક્ષ સિવાય મરણતિથિમાં કરવાનું માતાપિતાનું સાંવત્સરિકશ્રાધ્ધ, એકોદ્દિષ્ટ

કે પાર્વણ કરવું, એ વિચાર કરવાનો રહ્યો; તેમાં બન્ને પક્ષનાં વચનો છે. પૈઠીનસિઃ—ઓરસપૂત્રે સપિંડીકરણ થયાપછી માતાપિતાનું પાર્વણશ્રાદ્ધ ન કરતાં, મરણ દિવસે એકોદ્દિષ્ટ કરવું." બીજી સ્મૃતિમાં પણઃ—"દર વર્ષે માતાપિતાની સત્ક્રિયા કરવી; પણ તે શ્રાદ્ધમાં વિશ્વેદેવો કરવા નહિ, અને એક પિંડ આપવો." ઇત્યાદિ વચનો માતાપિતાનાં સાંવત્સરિકશ્રાદ્ધમાં એકોદ્દિષ્ટ કરવાનું કહેછે.

૧૪૦ હવે પાર્વણશ્રાદ્ધ કરવાને **શાતાતપઃ**—"સપિંડીકરણ કરીને પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ પાર્વણવિધિએ કરવું, એવું **છાગલેય ઋષિનું** મત છે." જમદગ્નિ પણઃ—"સપિંડીકરણ કરીને ઔરસપુત્રે માતાપિતાની મરણતિથિને દિવસે દર્શશ્રાદ્ધની પેઠેજ પાર્વણશ્રાદ્ધ કરવું." **વિજ્ઞાનેશ્વરઃ**—પેહેલાં અને પાછલાં વચનોનો વિરોધ દેખાય છે. સંન્યાસીને માટે પાર્વણ લેવું; અથવા અમાવાસ્યામાં ને પ્રેતપક્ષમાં પાર્વણ સંભવે છે, એવું કહીને ફરી કહ્યું કે, યદ્યપિ બીજા ગ્રંથમાં સાંવત્સરિકશ્રાદ્ધ, પાર્વણ કે એકોદ્દિષ્ટ કરવાનો વિકલ્પ છે, તોપણ કુલાચારને અનુસરીને, '**व्रिहीयववत्**' [હોમમાં વ્રીહિ વા યવ કુલાચાર પ્રમાણે લેછે તેની પેઠે] વ્યવસ્થા લેવી, એવું સ્થાપન કર્યું; કારણકે વિહિત અને પ્રતિષિદ્ધ હોય ત્યાં વિકલ્પ લેવાનો ન્યાય છે. સ્કાંદનાગરખંડમાં નાગરોએ પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ એકોદ્દિષ્ટજ કરવું કહ્યું છે. "સાંવત્સરિકશ્રાદ્ધમાં પાર્વણ, અગ્નૌકરણ ને દરેક પાત્રને ભસ્મરેખા, નિરગ્નિક નાગરે ન કરવાં." વિધવાએ તો પોતાના ભર્ત્તાનું સાંવત્સરિકશ્રાધ્ધ, પુત્ર કરતો હોય, તેમ કરવું. "વિધવા સ્ત્રી અપુત્રા હોય અને ભર્તા પુત્રવાન્ હોય, તોપણ તેણે પોતાના સ્વામીનું શ્રાદ્ધ, પિંડ ને જલદાન, પુત્રની પેઠે કરવું; પણ પુત્રવતીએ માત્ર જલદાન કરવું," એવું વચન છે. એ રીતે સાંવત્સરિકશ્રાધ્ધમાં કંઇક પ્રસંગથી જે પ્રાપ્ત થયું, તેનો નિર્ણય કર્યો.

## અથ શ્રાદ્ધમાટે મરણતિથિનો નિર્ણય.

૧૪૧ પિતાની શ્રાધ્ધતિથિ અપરાણ્હવ્યાપિની લેવી, એમ કહેલું હોવાથી શ્રુતિ, સ્મૃતિ ને પુરાણોમાં, દિવસના બે, ત્રણ, ચાર અને પાંચ વિભાગ કહ્યા છે; અને કુતપાદિ કાલ જાણવા સારૂ પંદર ભાગ પણ કહ્યા છે. એ પ્રકારે દિવસના વિભાગનું પ્રયોજન અમાવાસ્યાનિર્ણયપ્રકરણમાં કહ્યું છે, તોપણ

બહુ વચનથી નામ દેઇને જે શ્રાધ્ધ કરે, તેને પાર્વણ કેહેવું, એવું મુનિઓ કહેછે."

૧૩૬ વળીઃ—"પિતામહના શ્રાધ્ધમાં તેના પિતાનો ત્યાગ ન કરવો." એ આચારતિલકના વચનથી પિતામહનું શ્રાધ્ધ પાર્વણરૂપે કરવાનું પ્રાપ્ત થયું. તથાઃ—"પિતામહી [બાપની મા] નું શ્રાધ્ધ માતા જીવતી હોય, તોપણ એકોદ્દિષ્ટરૂપે કદાપિ ન કરવું." એવી વ્યવસ્થા છે. તથાઃ—" સાપત્નમાતા (હોરમણ મા) નું શ્રાદ્ધ એકોદ્દિષ્ટ કરવું; તે પુત્રરહિત હોય, તો તેનું શ્રાધ્ધ અવશ્ય કરવું; ને સતી થઇ હોય તો પાર્વણ કરવું."

૧૩૭ તથાઃ—"અમાવાસ્યાને દિવસે અને પ્રેતપક્ષ [ભાદરવા વદ]માં જેનું મરણ થયું હોય, તેનું પાર્વણશ્રાદ્ધજ કરવું, ને કદાપિ એકોદ્દિષ્ટ કરવું નહિ." એ વચનથી સાધારણ રીતે સર્વ લોકોને પાર્વણશ્રાધ્ધ પ્રાપ્ત થયું; પણ બીજી સ્મૃતિના જે વિશેષ વચનથી તેનો બાધ થાયછે, તે વચનઃ—પ્રેતપક્ષમાં માતાપિતા મરણ પામ્યાં હોય, તો તેમનું પાર્વણશ્રાદ્ધ કરવું; અને કાકા, ભાઈ, ભત્રિજા વગેરેનું પાર્વણ ન કરતાં એકોદ્દિષ્ટ કરવું." એ રીતે અમાવાસ્યાને દિવસે પણ મરણ થયું હોય, તો માતાપિતાનું સાંવત્સરિકશ્રાધ્ધ પાર્વણ-વિધિએ કરવું.

૧૩૮ તેમજ માતામહને પુત્ર સંતાન ન હોય, તો દૌહિત્રે પણ તેનું સાંવત્સરિકશ્રાધ્ધ પોતાના પિતાના સંવત્સરી જેવું કરવું. મિતાક્ષરામાંઃ—"પુત્રીનો પુત્ર પણ ઔરસ ( પરણેલી સ્ત્રીથી થયેલો પુત્ર) જેવો જાણવો." એ વચનથી ઔરસ પુત્ર જેટલો દૌહિત્રનો અધિકાર છે. તે ઉપર વસિષ્ઠઃ—"પુત્ર કે પૌત્રરૂપ સંતાન ન હોય, તો માતામહનું ધન દૌહિત્ર લે; કારણ કે પૂર્વજોના સ્વધાકરનો અધિકાર પૌત્ર અને દૌહિત્રને છે." આ વચનથી પણ પૌત્ર અને દૌહિત્ર બન્નેનો સરખો અધિકાર છે. માતાપિતા અને માતામહ સિવાયના માણસોનું એકોદ્દિષ્ટ કરવાને કહ્યું છે.

૧૩૯ વૃધ્ધ વસિષ્ઠ પણઃ—"સપિંડીકરણ થયા પછી જે જે શ્રાદ્ધ કરે, તેમાં ભાઈ, બેન, પુત્ર, સ્વામી, મામા, મિત્ર અને ગુરૂનું એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ કરવું નહિ." ઇત્યાદિ વાક્યોથી વ્યવસ્થા થઇ; તોપણ અમાવાસ્યા ને પ્રેતપક્ષ સિવાય મરણતિથિમાં કરવાનું માતાપિતાનું સાંવત્સરિકશ્રાધ્ધ, એકોદ્દિષ્ટ

કે પાર્વણ કરવું, એ વિચાર કરવાનો રહ્યો; તેમાં બન્ને પક્ષનાં વચનો છે. પૈઠી-નસિઃ—ઔરસપૂત્રે સપિંડીકરણ થયાપછી માતાપિતાનું પાર્વણશ્રાદ્ધ ન કરતાં, મરણ દિવસે એકોદ્દિષ્ટ કરવું." બીજી સ્મૃતિમાં પણઃ—"દર વર્ષે માતા પિતાની સત્ક્રિયા કરવી; પણ તે શ્રાદ્ધમાં વિશ્વેદેવો કરવા નહિ, અને એક પિંડ આપવો." ઇત્યાદિ વચનો માતાપિતાનાં સાંવત્સરિકશ્રાદ્ધમાં એકોદ્દિષ્ટ કરવાનું કહેછે.

૧૪૦ હવે પાર્વણશ્રાદ્ધ કરવાને **શાતાતપઃ**—"સપિંડીકરણ કરીને પ્રતિ-સાંવત્સરિકશ્રાદ્ધ પાર્વણવિધિએ કરવું, એવું **છાગલેય ઋષિનું** મત છે." **જમદગ્નિ** પણઃ—"સપિંડીકરણ કરીને ઔરસપુત્રે માતાપિતાની મરણતિથિને દિવસે દર્શશ્રાદ્ધની પેઠેજ પાર્વણશ્રાદ્ધ કરવું." **વિજ્ઞાનેશ્વરઃ**—પેહેલાં અને પાછલાં વચનોનો વિરોધ દેખાય છે. સંન્યાસીને માટે પાર્વણ લેવું; અથવા અમાવાસ્યામાં ને પ્રેતપક્ષમાં પાર્વણ સંભવે છે, એવું કહીને ફરી કહ્યું કે, યદ્યપિ બીજા ગ્રંથમાં સાંવત્સરિકશ્રાદ્ધ, પાર્વણ કે એકોદ્દિષ્ટ કરવાનો વિકલ્પ છે, તોપણ કુલાચારને અનુસરીને, '**व्रीहीयववत्**' [હોમમાં વ્રીહિ વા યવ કુલાચાર પ્રમાણે લેછે તેની પેઠે] વ્યવસ્થા લેવી, એવું સ્થાપન કર્યું; કારણકે વિહિત અને પ્રતિષિદ્ધ હોય ત્યાં વિકલ્પ લેવાનો ન્યાય છે. સ્કાંદનાગરખંડમાં નાગરોએ પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ એકોદ્દિષ્ટજ કરવું કહ્યું છે. "સાંવત્સરિકશ્રાદ્ધમાં પાર્વણ, અગ્નૌકરણ ને દરેક પાત્રને ભસ્મરેખા, નિરગ્નિક નાગરે ન કરવાં." વિધવાએ તો પોતાના ભર્ત્તાનું સાંવત્સરિકશ્રાધ્ધ, પુત્ર કરતો હોય, તેમ કરવું. "વિધવા સ્ત્રી અપુત્રા હોય અને ભર્તા પુત્રવાન્ હોય, તોપણ તેણે પોતાના સ્વામીનું શ્રાદ્ધ, પિંડ ને જલદાન, પુત્રની પેઠે કરવું; પણ પુત્રવતીએ માત્ર જલદાન કરવું," એવું વચન છે. એ રીતે સાંવત્સરિકશ્રાધ્ધમાં કંઇક પ્રસંગથી જે પ્રાપ્ત થયું, તેનો નિર્ણય કર્યો.

## અથ શ્રાદ્ધમાટે મરણતિથિનો નિર્ણય.

૧૪૧ પિતાની શ્રાધ્ધતિથિ અપરાણ્હવ્યાપિની લેવી, એમ કહેલું હોવાથી શ્રુતિ, સ્મૃતિ ને પુરાણોમાં, દિવસના બે, ત્રણ, ચાર અને પાંચ વિભાગ કહ્યા છે; અને કુતપાદિ કાલ જાણવા સારૂ પંદર ભાગ પણ કહ્યા છે. એ પ્રકારે દિવસના વિભાગનું પ્રયોજન અમાવાસ્યાનિર્ણયપ્રકરણમાં કહ્યું છે, તોપણ

ત્રિધાવિભાગપક્ષનો અપરાણ્હકાલ પિતૃકાર્યમાં લેવા વિષેનાં વચનો પિંડપિતૃયજ્ઞને માટે છે, એવું **અનંતભટ્ટાદિ** ગ્રંથમાં સ્પષ્ટ કહ્યું છે. અને શ્રુતિમાં તો પિંડપિતૃયજ્ઞપ્રકરણમાં ત્રિધાવિભાગઅપરાણ્હનો પાઠ છે. દિવસના બે ભાગપક્ષમાં તો પૂર્વાણ્હ દેવ ને અપરાણ્હ પિતરો, એવી **શતપથશ્રુતિ** છે.

૧૪૨ મનુ પણ દિવસના બે ભાગ બતાવે છે. " જેમ શ્રાધ્ધમાં શુક્લપક્ષ કરતાં કૃષ્ણપક્ષ શ્રેઠ છે, તેમ પૂર્વાણ્હ કરતાં અપરાણ્હ શ્રેષ્ઠ છે. **સ્કંદપુરાણમાં** પણઃ—"મધ્યાન્હથી પહેલા ભાગને પૂર્વાણ્હ, અને પછીના ભાગને અપરાણ્હ કહેછે." **મત્સ્યપુરાણમાંઃ**—"દિવસનાં પંદર મુહૂર્ત્ત જાણવાં; તેમાં આઠમા મુહૂર્ત્તને કુતપ કહેછે." **ગૌતમઃ**—"કુતપકાલમાં શ્રાધ્ધનો આરંભ કરીને રૌહિણપર્યંત તેની સમાપ્તિ કરવી. વિધિ જાણનારે બિધિને અનુસરીને રૌહિણનું ઉલ્લંઘન કરવું નહિ." નવમું મુહૂર્ત્ત રૌહિણ જાણવું. વળીઃ—"જાણતે અજાણતે પણ રૌહિણનું ઉલ્લંઘન કરે તો, તે શ્રાધ્ધ આસુરી થાયછે; ને પિતરોને મળતું નથી." પાર્વણશ્રાધ્ધ પણ કુતપમાં આરંભ કરી રૌહિણમાં સમાપ્ત કરવું.

૧૪૩ **માર્કંડેયઃ**—વિચક્ષણ માણસે શુક્લપક્ષના પૂર્વાણ્હમાં અને કૃષ્ણપક્ષના અપરાણ્હકાલમાં શ્રાદ્ધ કરવું; રૌહિણનું ઉલ્લંઘન કરવું નહિ." દિવસના અપરાર્ધને અપરાણ્હ જાણવો. ત્રણ ભાગપક્ષનો અપરાણ્હ લેઇએ તો રૌહિણકાલ મળે નહિ; તેથીજ દિવસના ચાર અને પાંચ વિભાગપક્ષનો અપરાણ્હ બીજા કામમાં લેવો, એવું સૂચવેલું છે. એનું પ્રયોજન દર્શનિર્ણયમાં કહ્યું છે. **આચારતિલકમાંઃ**—"ખીલો ઉંચો ઉભો કરી તેની છાયા બરોબર મધ્યમાં આવે, ને આઘી પાછી દેખાય નહિ, તે કાલને કુતપ જાણવો; તેમાં કરેલું પિત્તરોનું શ્રાદ્ધ અક્ષય્ય થાય. વળી આઠમા મુહૂર્ત્તથી પહેલાં ચારદુઆઠ ઘડીભાગ દૈવિકશ્રાધ્ધ માટે, અને આઠમા મુહૂર્ત્ત પછી ત્રણદુછ ઘડી અપરાણ્હ, તથા વચલો બે ઘડીનો આઠમો મુહૂર્ત્ત કુતપ પિતરોને માટે લેવા." વળી જે વચન છે કે, "પૂર્વાણ્હમાં દૈવિક, અપરાણ્હમાં પાર્વણ, મધ્યાન્હમાં એકોદ્દિષ્ટ અને પ્રાતઃ કાલે વૃદ્ધિશ્રાદ્ધ કરવું,"

૧૪૪ તે, દિવસના ત્રણ ભાગપક્ષે શ્રાધ્ધમાં લેવાની શંકા ઉત્પન્ન કરનારૂં છતાં, દર્શનિર્ણયમાં યુક્તિથી બે ભાગ બતાવનારૂં કહ્યું છે; તોપણ મધ્યાન્હે કુતપકાલમાં એકોદ્દિષ્ટ કરવું. તેનો પૂર્વભાગ એટલે પંદરમી ઘડીથી

સૂર્યોદયસુધી પૂર્વાણ્હ અને કુતપ પછીનો ઉત્તરભાગ અપરાણ્હ જાણવો. એ રીતે આ વચન બે ભાગ બતાવનારૂં જાણવું; એમ આ વચનની યોજના ન કરે તો,કુતપ, રૌહિણ અને અપરાણ્હ બતાવનારાં વાક્યોની સાથે તેનો વિરોધ આવેછે. એજ અર્થના અભિપ્રાયથી હારિતે પાર્વણશ્રાદ્ધ પણ કુતપકાલમાં કરવાનું કહ્યું. "ચતુર્દશી કે પ્રતિપદાયુક્ત અમાવાસ્યા હોય, તોપણ વિદ્વાન લોકોએ પિતરોના કાર્યમાં કુતપકાલવ્યાપિની તિથિ લેવી." બીજી સ્મૃતિમાં:—"સર્વ કાલ મધ્યાન્હ વખતે સૂર્યની ગતિ મંદ થાયછે, માટે તે વખતે શ્રાદ્ધનો આરંભ કરવો શ્રેષ્ઠ છે, ને તે અનંત ફલને આપેછે."

૧૪૫ પુરાણસમુચ્ચયમાં:—"ક્ષયાહ એટલે મરણતિથિ શ્રાદ્ધમાં મધ્યાન્હવ્યાપિનિ લેવી." સ્મૃતિ પણ:—"જે કર્મનો જે કાલ કહ્યો હોય, તે કાલમાં પહોચતી તિથિમાં તે કર્મ કરવું. ઘટ કે વધ જોવાનું કારણ નથી." કહ્યું છે કે, "જે કર્મને જે કાલ વિહિત હોય તે કર્મ કરવા વખતે, તે કાલ હોય તો તે કર્મ સાંગ થાય. કાલ ચુકે તો, કર્મ અંગહીન થાય." માટેજ સ્મૃત્યર્થસારમાં:—કુતપકાલવ્યાપિની મરણતિથિમાં શ્રાદ્ધ કરવું. જો શ્રાદ્ધ સંપૂર્ણ થતાસુધી તિથિ ન પહોચતી હોય, તો શ્રાદ્ધનો આરંભ કે સમાપ્તિ તે તિથિમાં કરવી. "અપરાણ્હ પિતરોનો છે, માટે અપરાણ્હતિથિ પિતૃકાર્યમાં લેવી; પૂર્વાણ્હ વ્યાપિની લેવી નહિ." એ હારિત વચન પ્રમાણે રૌહિણકાલમાં સમાપ્તિ ન કરવાથી દોષ છે, તેથી કુતપકાલમાં દર્શશ્રાદ્ધ કરવાનું ગૌતમાદિ વચન હારિતે પણ અંગી કાર કર્યું છે, વાસ્તે કુતપના પૂર્વભાગને પૂર્વાણ્હ, ને અપરભાગને અપરાણ્હ કહેવો એવા બે ભાગ પક્ષ વિષે આ હારીતવચન છે, એમ જાણવું.

૧૪૬ અનંતભટ્ટે પણ:—આ વચન કુતપના બે ભાગ વિષે છે, એવું વ્યાખ્યાન કર્યુંછે. શ્રાદ્ધ કરવા સારુ મત્સ્યપુરાણમાં પણ બે ભાગપક્ષ બતાવ્યોછે. તે એ કે, " અપરાણ્હકાલ પ્રાપ્ત થયેથી અભિજિત્ ને રૌહિણકાલમાં જે શ્રાદ્ધ કરે, તે અક્ષય્ય થાયછે." અભિજિત્ એટલે કુતપ. રૌહિણ એટલે નવમું મુહૂર્ત્ત. એ રીતે કહેલા વચનસમુદાયનો વિચાર કરેથી એકોદ્દિષ્ઠ, પાર્વણ અને સાંવત્સરિકાદિ શ્રાદ્ધ, કુતપકાલવ્યાપિની મરણતિથિમાં કરવું; કેવલ અપરાણ્હવ્યાપિનીમાં ન કરવું. વળી પ્રતિ સાંવત્સરિકશ્રાદ્ધ વિષે કહેછે કે, "દર્શ, પૌર્ણમાસ ને પિતાનું સાંવત્સરિકશ્રાદ્ધ પૂર્વતિથિમાં ન કરે તો નરકનો અધિકારી થાય છે," નારદીયપુરાણના વચનમાં પૂર્વવિદ્ધતિથિ લેવાનું કહ્યું; પણ તે બોલવું દિવસના પૂર્વાર્ધમાંથી લાગુ થયેલી તિથિવિષે જાણવું.

૧૪૭ બૃહન્મનુ:—"જે તિથિમાં સૂર્ય આથમે, તે તિથિને પિતરો સેવે-

છે; માટે પિતરોને બ્રહ્માએ અપરાણ્હ આપેલો છે." તથાઃ—"દિવસે અસ્તમાન વખતે ઘડીમાત્ર પણ જે તિથિ પહોચતી હોય, તેજ સાંવત્સરિકશ્રાદ્ધમાં લેવી; બીજી લે તો પુત્ર હાનિ થાય." આ શ્લોકમાં અસ્તસમયનો અર્થ સાયંકાલ છે, ને તે વખતે શ્રાદ્ધનો નિષેધ છે; તેથી ગંગા ઉપર તેનું ઘર છે, એવી પ્રથમ બતાવેલી સામીપ્યલક્ષણાથી અસ્તમય શબ્દનો અર્થ શ્રાદ્ધયોગ્ય સાયંકાલના સમીપનો અપરાણ્હકાલ એવો કરવો. તેથી શ્રાદ્ધયોગ્ય અપરાણ્હકાલમાં જે તિથિ પહોચીને સાયંકાલે ઘડીમાત્ર પહોચતી હોય, તે સાંવત્સરિકશ્રાદ્ધમાં લેવી; અને બીજે દિવસે શ્રાધ્ધને માટે અયોગ્ય અપરાણ્હવ્યાપિની તિથિ હોય, તે પુત્રહાનિદા છે, તેથી તે ન લેવી. એજ અર્થને બતાવનારૂં બીજી સ્મૃતિનું વચન અનંતભટ્ટે પણ કહ્યું છે.

૧૪૮ "અપરાણ્હ પિતરોનો હોવાથી અપરાણ્હવ્યાપિની તિથિ પિતૃકાર્યમાં લેવી; પૂર્વાણ્હવ્યાપિની લેવી નહિ. એમ થયેથી દિવસના ત્રણ કે પાંચ વિભાગપક્ષના અપરાણ્હકાલમાં શ્રાધ્ધનું વિધાન કરનારાં શ્રુતિપુરાણનાં જે વચનો છે, તે તો દર્શશ્રાધ્ધનું વિધાન કરનારાં છે, ને સાંવત્સરિકશ્રાધ્ધનું વિધાન કરનારાં નથી, એમ જાણવું. 'સાંવત્સરિકશ્રાધ્ધ વિષે તો કુતપમાં આરંભ કરીને,' ઇત્યાદિ પુષ્કલ વાક્યો દિવસનો બે ભાગપક્ષ લેવાનું બતાવે છે. સાંવત્સરિકશ્રાધ્ધમાં બન્ને દિવસ કુતપાદિ અપરાણ્હવ્યાપિની તિથિ હોય, તો ખર્વદર્પાદિ વચનથી તિથિની વૃધ્ધિ કે સમતા હોય, ત્યારે બીજા દિવસની, અને ઘટ હોય તો, 'हिंसा स्यात् पूर्वकालिकी' એ વચનથી પહેલા દિવસની લેવી. બન્ને દિવસ કુતપાદિ કાલમાં પહોચતી હોય, તો પૂર્વ દિવસની લેવી. તિથિનો અત્યંત ક્ષય હોય, ત્યારે બીજે દિવસે શ્રાદ્ધકાલમાં તે પહોચે નહિ, માટે પૂર્વા લેવી; અને પહોચે તો પરા લેવી. વચન છે કે, "હજારો વિધિવાક્યો હોય, તોપણ તે કરતાં કર્મકાલમાં પહોચતી તિથિ બલવતી છે." તેથી થોડો મુખ્યકાલ મળતો હોય, તેમ છતાં મહાન્ ગૌણકાલ ગ્રહણ કરવો, એ મીમાંસકને શોભતું નથી; માટે કુતપાદિ કાલને અનુસરીનેજ સાંવત્સરિકશ્રાધ્ધનો નિર્ણય લેવો. કુતપ અને રૌહિણકાલમાં પહોચતી પહેલી કે બીજી મરણતિથિમાં શ્રાદ્ધ કરવું.

ઇતિ ક્ષયાહનિર્ણય.

૧૪૯ ગૌતમાદિકે તો રૌહિણકાલનું ઉલ્લંઘન ન કરવું, એમ કહ્યું છે. "કુતપાદિ ત્રણ મુહૂર્ત્તપર્યંત સૂર્ય જે તિથિમાં હોય, તે સઘળો કાલ કુતપ છે; તેમાં પિતરોનું શ્રાધ્ધ અક્ષય્ય થાય છે." એ રીતે ત્રણ મુહૂર્ત્તપર્યંત શ્રાધ્ધકાલ છે, એવો **આપસ્તંબનો** અભિપ્રાય છે. પ્રવાસાદિ કારણથી કુતપાદિ ત્રણ મુહૂર્ત્તમાં શ્રાધ્ધ કરવાનો વખત ન મળે, તો પાંચ મુહૂર્ત્તસુધી પણ શ્રાધ્ધ કરવું. વચન છે કે, "કુતપાદિ ત્રણ, ચાર કે પાંચ મુહૂર્ત્ત, એ મુહૂર્ત્તપંચક સ્વધાનું ભવન છે." ત્યારપછીનો ત્રણ મુહૂર્ત્ત સાયંકાલ સર્વ ધર્મમાં વર્જિત છે; એટલે તેમાં શ્રાધ્ધનો નિષેધ હોવાથી બીજે દિવસે તે કરવું." "જો બ્રાહ્મણ કે દ્રવ્યની સંપત્તિ ન હોય, તો પિંડમાત્ર કરવા; અગર તેટલું પણ ન બની શકે, તો ઉપવાસ કરવો; પરંતુ શ્રાધ્ધનો દિવસ ખાલી જવા દેવો નહિ."

## અથ શ્રાદ્ધકર્ત્તાના નિયમ

૧૫૦ "દંતધાવન, તાંબૂલ, અભ્યંગસ્નાન, ભોજન, સ્ત્રીસંગ, ઔષધી ને પરાન્ન, એ સાત પદાર્થ શ્રાધ્ધકર્ત્તાએ તજવા." **વારાહપુરાણમાંઃ**—"કાલે સવારે શ્રાધ્ધ કરવું છે, એવું જાણીને શ્રાધ્ધકર્ત્તાએ વસ્ત્ર ધોવાં, સ્નાન કરવું અને પૃથ્વી લીંપવી. એટલું કરીને બ્રાહ્મણને નિમંત્રણ કરવું." **બૃહસ્પતિઃ**— "ત્યારપછી પોતે, શિષ્યે કે પુત્રે જનોઇ સવ્ય રાખીને વિશ્વદેવને માટે, અને અપસવ્ય કરીને પિતરોને માટે, ઉત્તમ બ્રાહ્મણોને નિમંત્રણ કરવું." **યમઃ**— 'પ્રદોષકાલ પછી રાત્રિએ ભોજન કરેલા, અને સૂતેલા નહિ એવા બ્રાહ્મણોને શ્રાધ્ધમાં જમવાનું નોતરૂં દેવું." **દેવલ પણઃ**—આવતી કાલે શ્રાધ્ધ કરવું છે, એવો નિશ્ચય કરીને બ્રાહ્મણોને નિમંત્રણ કરવું. માંસ વર્જિત અન્ન ઘરનાં સર્વે માણસો જમી રહ્યાપછી પોતે એક વાર જમીને બ્રાહ્મણોને નિમંત્રણ કરવું. એમ ન બની શકે તો બીજે દિવસે (શ્રાદ્ધને દિવસે) નિમંત્રણ કરવું." **તથાઃ**—"પૂર્વે કહેલા નિયમવાળા યજમાને બીજે દિવસે સવારમાં ઉઠીને સ્નાન કરી, વસ્ત્રાદિ પહેરી, ઘસેલાં સ્વચ્છ વાસણો વડે બાંધવો પાસે રસોઇનો આરંભ કરાવવો; તથા પોતે શ્રાદ્ધનો આરંભ કરવો. વળી તે દિવસે શ્રાદ્ધ કરવાના સ્થાનમાં તિલ વેરવા, ને ચારેગમ બકરાં બાંધવાં; કારણકે અસુર લોકોએ હણેલું શ્રાદ્ધ તિલ વેરવાથી કે બકરાં બાંધવાથી શુદ્ધ થાયછે." **તથાઃ**— દશમી, એકાદશી, દ્વાદશી, વ્યતીપાત, વ્રત અને શ્રાદ્ધને દિવસે તેલ અને

માંસ તજવું. "

ઇતિ શ્રાદ્ધકર્ત્તાના નિયમ.

---

## અથ શ્રાધ્ધમાં ભોજન કરનારના નિયમ.

૧૫૧ "ફરી ભોજન, મુસાફરી, ભાર ઉંચકવો, સ્વાધ્યાય, મૈથુન, દાન પ્રતિગ્રહ અને હોમ, એ આઠ પદાર્થો શ્રાદ્ધભોક્તાએ તજવા." સ્મૃતિસારમાં— "જે બ્રાહ્મણને આમંત્રણ કર્યું હોય, તેણે કોઇ પ્રકારથી આવવાની વાર કરવી નહિ; કારણકે વાર લગાડનારો દેવતાઓ. પિતરો, યજમાન ને અન્નનો અપરાધી થઈ નરકાધિકારી થાયછે. વળી સત્ક્રિયા, દેશ, કાલ, દ્રવ્ય અને બ્રાહ્મણસંપત્તિ, એ પાંચ પદાર્થો બ્રાહ્મણ આવતાં વાર લગાડે તો, કોપાયમાન થાયછે." પ્રચેતાઃ—"શ્રાદ્ધભોક્તાએ સવારમાં વહેલા ઉઠીને દંતધાવન કરવું; પણ શ્રાદ્ધકર્ત્તાએ દંતધાવન નહિ કરવું." સ્મૃતિઃ—"શ્રાદ્ધભોક્તા બ્રાહ્મણે દશ વાર ગાયત્રીથી મંત્રેલું જલ પીવું, અને સંધ્યાસમયે સંધ્યોપાસન કર્યાપછી તે શુદ્ધ થાય." એ પ્રમાણે સામાન્ય શ્રાદ્ધમાં ભોજનનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે. શ્રાદ્ધવિશેષ ભોજનનું પ્રાયશ્ચિત્તવિશેષ આગળ કહીશું.

ઇતિ શ્રાદ્ધભોક્તાના નિયમ.

---

## અથ નિમંત્રિત બ્રાહ્મણોનો વિધિ.

૧૫૨ હવે આમંત્રણ કરેલા બ્રાહ્મણો અને શ્રાદ્ધકર્ત્તાનો કર્મવિધિ કહેવામાં આવેછે. પ્રચેતાઃ—"નિમંત્રણ કરેલી રાત્રિ ગયા પછી મધ્યાન્હ થતા પહેલાંજ ક્ષૌર કરાવેલા બ્રાહ્મણો પાસે જઇને, રીત પ્રમાણે તેમને દંતધાવનકાષ્ઠ આપવું." વળી તેજ કહેછે કે, "તેલ, ઉદ્વર્ત્તન, ( ચીકટ જવાને આમળાં વગેરેનું ચૂર્ણ ] બ્રાહ્મણોને પૂર્વાણ્હમાં આપવું; ને બ્રાહ્મણે પણ ક્ષૌરકર્મ કરાવવું." સ્મૃતિસારમાંઃ—"તેલ, અભ્યંગ, સ્નાનમાટે જલ અને તામ્રપાત્ર, વિશ્વેદેવપૂર્વક જુદેજુદું આપવું." વાયુપુરાણમાંઃ—"શ્રાદ્ધમાં સુગંધિમાન્ પદાથો અને સુગંધિ સ્નાન આપનારને અશ્વમેધનું ફલ મળે.

૧૫૩ યમઃ—"એ બ્રાહ્મણો સ્નાન કરી રહ્યાપછી તેમની આગળ ઉભા થઇ હાથ જોડીને, તેમને વિશ્વેદેવપૂર્વક પાદ્ય ને આચમન અનુક્રમે આપ-

વું." એ વચનથી પાર્વણશ્રાદ્ધ કરવાનું સૂચિત થયું; કારણકે પાર્વણશ્રાદ્ધમાં-જ વિશ્વેદેવ હોયછે; ને યથાક્રમ શબ્દથી, વિશ્વેદેવને પહેલાં ને પિતરોને પછી, એવો ક્રમ સૂચિત કર્યો. કુતપના અપરાણ્હમાં પાર્વણશ્રાદ્ધનો આરંભ કરવો. એ હેતુથી **શંખઃ**—નિયમસર અપરાણ્હકાલમાં પવિત્રપણાથી શ્વેત વસ્ત્ર પહેરી, હાથમાં દર્ભ રાખી, આવેલા બ્રાહ્મણોને '**स्वागतं**' કહેવું. શાતાતપઃ—"વિશ્વેદેવનું પાદપ્રક્ષાલનાદિ ઉત્તરાભિમુખ; અને પિતરોનું દક્ષિણાભિમુખ બેશીને કરવું." એ રીતે સર્વ શ્રાદ્ધવિધિ કરવો. બ્રાહ્મણોને ક્ષૌરાદિ જે કહ્યું, તે પાર્વણ અને એકોદ્દિષ્ટશ્રાધ્ધમાં સરખું છે.

ઇતિ નિમંત્રિત બ્રાહ્મણનો વિધિ.

---

### અથ શ્રાદ્ધમાં બ્રાહ્મણ જમાડવાની સંખ્યા.

૧૫૪ વિશ્વેદેવના બે બ્રાહ્મણો પૂર્વાભિમુખ અને પિતરોના ત્રણ બ્રાહ્મણો ઉત્તરાભિમુખ બેસાડવા; અથવા બન્ને બાજુ એક દેવનો અને એક પિતરોનો બ્રાહ્મણ બેસાડવો. માતામહાદિકને પણ એ રીતેજ કરવું; અગર પિત્રાદિ અને માતામહાદિ બન્નેના વિશ્વેદેવ એકજ કરીને, પિતરો ને માતામહાદિના બ્રાહ્મણોને જુદા બેસાડવા; તથા [એક બ્રાહ્મણને વિષેજ બન્નેનું આવાહન કરીને ] બન્નેનું એકતંત્રે શ્રાદ્ધ કરવું. એજ અર્થનું યાજ્ઞવલ્કયનું વચન છે. વળીઃ—"જે શ્રાધ્ધમાં પિતરો પૂજાય છે, તેમાં માતામહોને સરખાજ પૂજવા; ઓછું વધારે કરે તો નરકમાં પડે." બે બ્રાહ્મણને નિમંત્રણ કર્યું હોય, તો એક દેવભણી ને એક પિતરો ભણી બેસાડવો. વસિષ્ઠઃ—"જો એકજ બ્રાહ્મણ શ્રાદ્ધમાં બેસાડે, તો વિશ્વેદેવનું શું કરવું? તેના સમાધાનમાં તેજ ફરી કહેછે કે, "રસોઇમાં કરેલાં સર્વ જાતિનાં અન્ન એક પાત્રમાં પીરસીને, તે પાત્ર પોતાના દેવ પાસે મૂકીને શ્રાદ્ધ કરવું; અગર તે અન્ન અગ્નિમાં હોમવું કે કોઇ વ્રતચારી બ્રાહ્મણને આપવું." સ્મૃતિસારમાં—"વિશ્વેદેવનિમિત્ત બે અથર્વેદી બ્રાહ્મણ પૂર્વાભિમુખે બેસાડવા; અને પિતરોનિમિત્ત ઋગ્વેદી, યજુર્વેદી, ને સામકી, એ ત્રણ બ્રાહ્મણોને ઉત્તરાભિમુખે બેસાડવા. શ્રાધ્ધમાં બ્રાહ્મણોની અધિક સંખ્યા કરે તો તે સત્ક્રિયા, (શ્રાદ્ધક્રિયા) દેશ, કાલ, દ્રવ્ય અને બ્રાહ્મણસંપત્તિ, એ પાંચને હણેછે; તેથી શ્રાધ્ધમાં બ્રાહ્મણોની અધિક સંખ્યા ન કરવી."

ઇતિ બ્રાહ્મણસંખ્યાનિર્ણય.

૧૫૫ અથ શ્રાદ્ધયોગ્ય પુષ્પ. તે વિષે યાજ્ઞવલ્ક્ય:—શ્રાધ્ધમાં જાઈ, માલતી, ને ધોળી ઝીણી જુઈ, પાણીમાં ઉત્પન્ન થયેલાં સર્વ જાતિનાં ફુલ ને ચંપો, એ સર્વ પુષ્પો ઉત્તમ છે." કોઇક ઠેકાણે જાઇના ફુલનો નિષેધ કર્યોછે. આચારતિલકમાં:—"શમી, ભાંગરા, કમલપત્ર, અને તુલસીનાં પત્ર, શતપત્ર અને ભાંગરાનાં પુષ્પ, ચંપક તગર [1]મરવો, ઇત્યાદિનાં પત્ર ને પુષ્પો પિતરોને અર્પણ કર્યાં હોય તો, અક્ષય્ય ફલને આપે." વળી:—"નઠારા ગંધવાળાં, સુગંધી વિનાનાં ચૈત્ય (જ્યાં માણસ દાટયાં હોય ત્યાં, અગર વગડામાં એકજ વૃક્ષ હોય તેનાં પુષ્પો) અને રાતાં પુષ્પો શ્રાધ્ધમાં વર્જિત કરવાં." અને "કાંટા હોય તેવા ઝાડનું ફુલ, ધોળું અને સુગંધીદાર હોય તે લેવું.વળી કેસરનું કે પાણીમાં પાકેલું રાતું ફુલ હોય તે લેવું." અનુલેપનસારૂ ચંદન પણ કેસર, કપૂર, અગરુ કે પદ્મકાષ્ઠ, એ પદાર્થોનું લેવું, એવું વિષ્ણુસ્મૃતિમાં કહ્યું છે; તેમ ધૂપ પણ તેમાંજ કહ્યો છે. કસ્તૂરી સર્વ ધૂપમાં લેવી નહિ. ઘી ને મધયુક્ત ગૂગળ, શ્રીખંડચંદન, અગરૂચંદન, તેલિઓ ને સરલ દેવદાર, ઇત્યાદિ ધૂપમાં લેવાં. શંખસ્મૃતિમાં દીપ વિષે કહ્યું છે કે, "ઘીનો કે તેલનો દીવો કરવો; ને વસામેદાદિ અપવિત્ર તેલનો દીવો પ્રયત્નથી વર્જિત કરવો." હવે વસ્ત્ર, યજ્ઞોપવીતાદિ બીજા પદાર્થો પોતાને અથવા પિતરોને જે જે પ્રિય હોય, તે તે વિશ્વેદેવપૂર્વક આપવા.

ઇતિ પુષ્પાદિનિર્ણય.



## અથ હવિષ્ય.

૧૫૬ માણસે ક્રોધરહિત થઇને ઇચ્છિત અને હવિષ્ય અન્ન આપવું. ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, પેય ને ચોષ્ય, એ પાંચ પ્રકારનાં અન્નમધ્યે બ્રાહ્મણને, પોતાના પિતરોને અને પોતાને જે રૂચે, તે આપવું. હવિષ્ય એટલે હોમયોગ્ય અન્ન. તથા:—"હવિષ્યાન્ન જમાડે તો મહિનાસુધી ને પાયસાન્ન જમાડેથી વર્ષસુધી પિતરોને તૃપ્તિ થાયછે." મનુઃ—"તિલ, ડાંગેર, જવ, અડદ, પાણી, મૂળ અને ફલ વિધિપૂર્વક આપવાથી પિતરો માસપર્યંત તૃપ્ત રહેછે." વિષ્ણુસ્મૃતિમાં:—શાક, સામો, કાંગ, નમારના ચોખા, મગ અને ઘ-

---

[1] સુગંધીદાર ડમરા જેવો થાયછે, ને તેનું અત્તર થાયછે.

ઉંથી પિતરોને માસપર્યંત તૃપ્તિ થાયછે. પાયસ એટલે ગાયના દૂધથી કરેલા દૂધપાક વગેરે પદાર્થોથી સંવત્સરસુધી તૃપ્તિ થાયછે.

૧૫૭ વળી:–"કેળાં, મધ, કાલશાક નામની ભાજી અને એક જાતનો લાંબો તીખો મૂળો શ્રાદ્ધમાં લેવો."તથા:–"ધોળા તીક્ષ્ણ ને લાંબા મૂળા શ્રાદ્ધમાં લેવા." વિજ્ઞાનેશ્વર:–શ્રાદ્ધયોગ્ય હવિષ્યાન્ન એટલે શાલી [ સુતરસાળ, જીરાસાળ, તાંબાસાળ વગેરે ઝીણી] ને વ્રીહિ(જાડી) જાતની ડાંગેર, જવ, ઘઉં, મગ, અડદ, અને તે વખતે જે ઉત્પન્ન થતું હોય તે કાલશાક, ઇલાયચી, સુંઠ, મરી, હીંગ, ગોળ, ખાંડ, કપૂર, સિંધવ, ફનસ, નાળિએર, કેળાં, બોર, ગાયનું ઘી, દૂધ, દહિં, દૂધપાક, મધુ, માંસ, ઇત્યાદિ સ્મૃતિમાં પ્રસિદ્ધ છે, તે જાણવું.

૧૫૮ હવે માંસવિશેષ ગણાવે છે.–ખડ્ગામિષ, મહાશકલ, મધ, ઋષિનું અન્ન,લોહામિષ,મહાશાક અને વ્યાધ્રીણસનું માંસ,એ પદાર્થો ગયાશ્રાદ્ધમાં આપે તો અનંત ફલ મળે." મહાશાક, એટલે કાલશાક. વ્યાધ્રીણસ એટલે વૃદ્ધ ધોળો ઘેટો. મહાશકલ એટલે મત્સ્યની એક જાતિ છે. ને લોહામિષ એટલે લાલ ઘેટાનું માંસ. તે વિષે વચન છે કે "ત્રિઃપિબ અને ક્ષીણ ઇંદ્રિય, વૃદ્ધ ધોળા ઘેટાને યાજ્ઞિક લોકો વ્યાધ્રીણસ કહેછે; અને તે શ્રાદ્ધમાં ગ્રાહ્ય છે." પાણી પીતી વખતે જે ઘેટાના બે કાન ને જીભ પાણીને અડે, તેને ત્રિઃપિબ કહેવો. ત્રણે કરીને પીએ છે માટે એવો અર્થ છે. એ માંસાદિ અન્ન શ્રાદ્ધમાં આપ્યું હોય, તો અનંત ફલ પ્રાપ્ત થાય છે. અહીં ઉત્પન્ન માંસાદિ સર્વ વર્ણોને સામાન્યરીતે શ્રાદ્ધયોગ્ય છે, એવું દેખાડયું; તથાપિ પુલસ્તિ ઋષિએ વ્યવસ્થા કરીછે, તે ગ્રહણ કરવી.

૧૫૯ તે એવી કે, "ઉત્પન્ન અન્નાદિ બ્રાહ્મણોને માટે, માંસ ક્ષત્રિયવૈશ્યોને માટે, મધપ્રધાન શૂદ્રોને માટે, અને જે અવિરોધિ હોય, તે સર્વને માટે લેવું." અવિરોધિ એટલે હવિષ્ય કાલશાકાદિ સર્વ વર્ણને સાધારણ છે. અહીં હવિષ્ય શબ્દ લીધો છે, તેથી હવિષ્ય નહિ હોય એવા, બીજી સ્મૃતિઓમાં નિષિદ્ધ કરેલા કોદરા, મસૂર, ચણા,રાઇ, કળથી, ચોળા,વાલ, ભૂરૂં કહોળું,નાનાં વેંગણ, બે જાતનાં મોટાં રીંગણાં, રાજગરો, વાંસના અંકુર, પીપરો, વજ, વરિયાળી, બિડ લવણ, ભેંશ, ઘોડી કે ઊંટડીનું દૂધ, દહિં, ઘી, પાયસ તથા મધ વગેરે પદાર્થો શ્રાદ્ધમાં લેવા નહિ. શ્રાદ્ધમાં શ્રેષ્ઠ પદાર્થ ન મળે તો નિષિદ્ધ સિવાયના લેવા.

ઇતિ હવિષ્ય ને અહવિષ્યનિર્ણય.

૧૬૦ હવે નિષિધ્ધ કહીએ છીએ. "શ્રાધ્ધ વખતે ઘંટાનાદ, શિવસાંનિધ્ય, શંખ, કેળનું પાન. ધંતુરાનું ફુલ, મોટી જાઈ, આકડાનાં પુષ્પ કે પત્ર, ભેંશનું છાણ, એ પદાર્થો દોષકારક છે." વળીઃ—"બિલ્વપત્ર, શિવસાન્નિધ્ય, ઘીનો ધૂપ, કાંમળો, શણનું વસ્ત્ર, એ રકમો શ્રાદ્ધમાં વર્જિત કરવી" તથાઃ—"કાંજી, (આથ્યાથી ખટાઇ ઉત્પન્ન થાય એવો પાતળો પદાર્થ. ગુજરાતીમાં તેને આથો કહેછે.) દહિં, છાશ, રાંધેલું કે કાચું અન્ન, વગેરે પિતરોને વાસ્તે જે પદાર્થો કર્યા હોય, તે પિંડદાન થતાસુધી કોઇને અપાય નહિ." વળીઃ—"ગૃહ્યાગ્નિહોમ, બાલક, બ્રાહ્મણ, સંન્યાસી ને બ્રહ્મચારી, એ કોઇને પણ પિંડદાન થતાસુધી પિતરોને માટે કરેલું અન્ન આપવું નહિ." બીજી સ્મૃતિમાંઃ—"મિત્ર, સગોત્ર, પિતા ને માતાના ભાઇ, એટલાને શ્રાધ્ધમાં ક્ષણ(ચટ) અથવા અ.સન આપવું નહિ. તેમને તો કેવલ જમાડવા. સગોત્ર બ્રાહ્મણને પિતૃકર્મમાં પૂજવા નહિ; પૂજે તો તે પિતરોને મળતું નથી, ને તેઓ નિરાશ થાયછે. સગોત્ર બ્રાહ્મણને શ્રાધ્ધમાં ભોજન કરાવે તો પિતરો હણાય છે; ને તેણે ભોજન કરેલું તેમને મળતું નથી. શ્રાદ્ધ કરનાર અજ્ઞાનથી પણ જો સગોત્રને જમાડે, તો પિતૃદેવક્રિયાનો લોપ થવાથી કર્ત્તા નરકમાં પડે. તેટલા માટે સગોત્રી બ્રાહ્મણને શ્રાદ્ધમાં વિધિપૂર્વક જમાડવો નહિ. જો જમાડવો હોય તો બ્રાહ્મણ જમી ઉઠ્યાપછી જ્ઞાતિસાથે તેને જમાડવો." તેજ પ્રકારે પત્નીના ભાઇઓવિષે પણ જાણવું.

૧૬૧ હવે શ્રાધ્ધનો વિધિ કરવાવિષેનાં વચનો સ્મૃતિપુરાણમાંથી લઇને લખીએ છીએ. સર્વ સામગ્રી સંપાદન કરી શ્રાધ્ધનો આરંભ કરવો, અને બ્રાહ્મણોના પાદ્ય (ચરણપ્રક્ષાલન) વાસ્તે બે મંડલ કરવાં. તે વિષે શંભુઃ—ઉત્તર દિશામાં ઉત્તરભણી નમતું વિશ્વેદેવનું, અને દક્ષિણ દિશામાં દક્ષિણભણી નમતું પિતરોનું, એવાં બે પાદ્યમંડલ કરવાં, "ઉત્તર બાજુના મંડલ ઉપર અક્ષતયુક્ત દર્ભ પૂર્વાગ્ર મૂકવા; ને દક્ષિણ મંડલ ઉપર તિલયુકત દક્ષિણાગ્ર દર્ભ મૂકવા." મનુઃ—"પાદ્યમંડલ પાસે બેસવાનાં આસન નાંખેલાં હોય, તેપર બ્રાહ્મણોને બેસાડવા." શાતાતપઃ—"દેવના બ્રાહ્મણને ઉત્તરમુખ, ને પિતરોનાને દક્ષિણમુખ પાદ્યમંડલ પાસે બેસાડવા." બૌધાયનઃ—"દેવને માટે એકવડા ને પિતરોને માટે બેવડા કરીને દર્ભ લેવા." બ્રહ્મનિરૂકામાં—"પાદ્ય ને અર્ઘ્ય દેવને પ્રથમ આપવું" મત્સ્યઃ—યજમાને જમણો ઘૂંટણ પૃથ્વીને અડાડીને બેસવું.

પારાશરઃ—"પછી ભક્તિથી શ્રાદ્ધનું નામ દેઇ [ અમુક શ્રાધ્ધમાં અમુક પિતૃને ઠેકાણે શ્રાધ્ધ થતાસુધી તમે રહેજો એમ તેમને કહી ] ક્ષણ એટલે ચટ તથા દર્ભની સળીઓ તેમના હાથમાં આપવી." પ્રચેતા મંત્ર કહેછે કે, "હે પિતરો, હે દેવો, તમે પરિશ્રમ, કામ તથા ક્રોધરહિત થઇને આ દેવ અને પિતૃનું કાર્ય પરિપૂર્ણ કરો, ને પ્રસન્ન થાઓ." મત્સ્યઃ—"એ રીતે નિમંત્રણ કરીને શ્રાદ્ધના બ્રાહ્મણોને નિયમો સંભળાવવા કે, તમારે ને મારે બંન્નેને ક્રોધરહિત થઇને પવિત્રપણાથી સર્વકાલ બ્રહ્મચર્યયુક્ત રહેવું." મનુઃ—"શ્રાધ્ધકર્ત્તાએ આળસરહિત થઈ અપસવ્ય કરીને હાથમાં દર્ભપવિત્ર રાખીને વિસર્જન થતાસુધી પિતૃકર્મ વિધિવત્ દક્ષિણસંસ્થ (ઉત્તર ભણીથી દક્ષિણ તરફ કર્મ કરતા જવું) કરવું." તથાઃ—"બ્રાહ્મણના ચરણનું પ્રક્ષાલન કરીને વારંવાર વંદન કરવું. [પગ ધોયેલું પાણી મસ્તકપર છાંટવુ.]" બીજી સ્મૃતિમાંઃ—"પિતરોની પાદ્યપૂજા, રથારોહણ ને ઋતુદાન, એ ત્રણ સ્થાનમાં સ્ત્રીને પતિની ડાબી બાજુએ બેસાડવી શ્રેષ્ઠ છે."

૧૬૨ મનુઃ—"દર્ભપવિત્ર હાથમાં ધારી, બે વાર આચમન કરીને શુધ્ધ વસ્ત્ર પહેરવું, અને જિતેંદ્રિય થઇ ઉદકસ્પર્શ કરીને સારી રીતે બ્રાહ્મણોને બેસાડવા." યમઃ—કર્ત્તાએ સવ્ય કરીને એક હાથે બ્રાહ્મણના આસનને સ્પર્શ કરી, જમણા હાથથી બ્રાહ્મણનો જમણો કર ઝાલીને 'समास्यतां' (બેસો) એવું કહીને તેમને બેસાડવા. ધર્મઃ—"બ્રાહ્મણોના ધૂંટણને સ્પર્શ કરીને તેમને વિશ્વેદેવ ને પિતરોના સ્થાનમાં અનુક્રમે આસન ઉપર બેસાડવા; અને સમસ્ત વ્યાહૃતિમંત્ર ભણવો." યમસ્મૃતિમાંઃ—"વિશ્વેદેવથી આરંભ કરીને ઉત્તરભણીથી દક્ષિણતરફ બેસાડતા જવું. તે બ્રાહ્મણોએ પરસ્પર અડવું નહિં. વેદાર્થકથા કરવી એ પિતરોને ઇષ્ટ છે." શ્રાદ્ધમંજરીમાંઃ—"પવિત્રહસ્ત ને મૌનવ્રતવાળા સર્વે બ્રાહ્મણોને પશ્ચિમથી પૂર્વતરફ ને ઉત્તરથી દક્ષિણતરફ અનુક્રમે બેસાડવા." બૌધાયનઃ—દક્ષિણસંસ્થ ને ઉદક્સંસ્થ. મનુઃ—"કોઇ બ્રાહ્મણ અગર સંન્યાસી ભોજનસારૂ વખતે આવે, તો શ્રાધ્ધબ્રાહ્મણોની આજ્ઞા લેઇને તેને જમાડવો. દેવસહિત શ્રાદ્ધ હોય તો બે દીવા કરવા; ને દેવરહિત હોય તો એક કરવો. દેવપૂજા, જપ, હોમ, સ્વાધ્યાય, શ્રાધ્ધકર્મ, સ્નાન, દાન અને ધ્યાન, એમાં ત્રણ પ્રાણાયામ કરવા. શ્રુતિસ્મૃતિમાં કહેલું કર્મ અશુચિપણાથી એક વસ્ત્ર પહેરીને, નદીના બેટમાં અગર અંતરિયાળ મેડા વગેરે ઉપર કદાપિ કરવું નહિ." યોગીશ્વરઃ—

"પવિત્રપણેથી આચમનને પ્રાણાયામ કરવા." પ્રચેતાઃ—"ત્યારપછી અપસવ્ય કરીને વિષ્ણુમંત્ર, ગાયત્રી કે પ્રણવનો જપ કરી શ્રાધ્ધારંભ કરવો."

૧૬૩ અગ્નિપુરાણમાંઃ—"દશાર્ણ નામના દેશમાં પ્રથમ સાત પારધી થયા હતા, તે પછી કાલંજર પર્વતમાં મૃગ થયા.વળી તેજ શર નામના દ્વીપમાં ચક્રવાક પક્ષી થયાપછી માનસ સરોવરમાં હંસ થયા; પછી કુરૂક્ષેત્રમાં તેના તેજ વેદ પારંગત બ્રાહ્મણો અવતર્યા. એ રીતે દીર્ઘમાર્ગમાં ચાલેલા પૈકી તમો આવ્યાછો શું? શ્રાધ્ધાદિકમાં આ મંત્ર ભણેથી શ્રાધ્ધ પૂર્ણ થઇને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય." બ્રહ્મપુરાણમાંઃ—"બ્રાહ્મણ ન મળે તો દર્ભના ચટ કરીને આસન ઉપર સ્થાપન કરવા." [અને બ્રાહ્મણોને જે વિધાન થાયછે, તે તેને કરવું] બ્રહ્માંડપુરાણમાંનો મંત્રઃ—"દેવતાઓ, પિતરો ને મહાયોગીને નમસ્કાર કરીને સ્વાહાસ્વધાને રોજ ને રોજ નમસ્કાર છે. શ્રાધ્ધારંભે ને સમાપ્તિમાં એ મંત્ર ત્રણ વાર જપવો." પુરાણમાંનો મંત્રઃ—"શ્રાધ્ધભૂમિમાં ગયા ને ગદાધર દેવનું ધ્યાન, ને તેમને નમસ્કાર કરીને શ્રાધ્ધનો આરંભ કરવો. ગયામાં પિતરોને રૂપે સાક્ષાત્ જનાર્દન ભગવાન્ પોતે રહેછે. તે પુંડરીકાક્ષનું જે ધ્યાન કરે, તે [ દેવ, પિતૃ અને મનુષ્યના ] ત્રણ ઋણથી મુક્ત થાય."

૧૬૪ બૃહસ્પતિઃ—"આસન, અર્ધ્યદાન, પિંડદાન ને [1]અવનેજન, એમાં સંબંધ, ગોત્ર અને નામનો યથાયોગ્ય ઉચ્ચાર કરવો." દરેક બ્રાહ્મણને જુદેજુદું આસન આપવું. નિગમમાંઃ—'अपहता' ઇત્યાદિ મંત્રે તિલ વેરવા. પુરાણમાં—"જે જે કર્મ કરવું, તેમાં બ્રાહ્મણની આજ્ઞા લેવી. તેમણે કરો એમ કહ્યાપછી તેમને આસન અર્ધ્યાદિ આપવું." યાજ્ઞવલ્ક્યઃ—"હસ્તપ્રક્ષાલન કરાવીને આસનવાસ્તે દર્ભ આપવા." પુરાણમાંઃ—"બેસવાને પ્રથમ આસન આપેલું હોય, તેની ઉપર દર્ભનું આસન આપવું. તથાઃ—"પિતરોને ડાબી બાજુએ, ને દેવોને જમણી બાજુએ આસનના દર્ભ આપવા." ભર્તૃયજ્ઞઃ—"હસ્તમાં જલ આપવું; પણ આસનના દર્ભ હાથમાં આપવા નહિ. જો [2]બુદ્ધિહીન શ્રાધ્ધ કરનાર આસનના દર્ભ હસ્તમાં આપે, તો તેના પિતરો તે આસન ઉપર બેસતા નથી. કાઠકમાંઃ—દેવને જવયુક્ત દર્ભ આપવા.

---

૧ પિંડની ઉપર પાણી છાંટવું તે.

૨ શાસ્ત્ર સમજ્યાસિવાય દર્ભ હસ્તમાં આપે, તેથી તેને હીનબુદ્ધિ કહેવો.

૧૬૫ સંગ્રહગ્રંથમાં:—ત્યારપછી ફરી હસ્તમાં જલ આપીને દર્ભની શળીઓનો ક્ષણ આપવો. યમ:-" હાથમાં જવ રાખી વિશ્વેદેવની આજ્ઞાપૂર્વક 'विश्वेदेवा स' એ ઋચા ભણીને દેવનું આવાહન કરવું." બૃહસ્પતિ:-"જન્મની ઉત્પત્તિ કે નામ ન જાણતા હોઇએ, તેમનેવાસ્તે શ્રાધ્ધ કરનાર દ્વિજાતિ લોકોએ શ્રધ્ધાયુક્ત થઇ આ શ્લોક ભણવો. તેનો અર્થ એવો છે કે, મહાભાગ, મહાબલવાન્ અને શ્રાધ્ધમાં વિહિત, હે વિશ્વેદેવો, અહીં આવો અને સાવધાન થાઓ. 'विश्वेदेवाः शृणुत' ઇત્યાદિ મંત્ર જપીને અક્ષત લેઈ, 'ॐ ओषधय' ઇત્યાદિ મંત્રથી પ્રદક્ષિણ વેરવા; ને અપસવ્ય કરીને પોતાના પિતરોનું ધ્યાન કરતાં, તિલ લેઇ અપ્રદક્ષિણ વેરવા. આવાહન કરૂં, એમ પૂછવું; અને તે બ્રાહ્મણોએ તેમ કરવાની આજ્ઞા આપી, એટલે 'उशंतस्त्वा' એ ઋચાએ કરીને પિતરોનું આવાહન કરવું. અપ્રદક્ષિણ તિલ વેરીને, પિતરો ત્યાં આવેછે, એવું એકાગ્રચિત્તે ધ્યાન કરવું; ને 'आयंतु न' એ મંત્ર સારી રીતે સંપૂર્ણ જપવો. પછી પિતૃયજ્ઞના રક્ષણ વાસ્તે 'अपहता' એ મંત્ર ઉચ્ચારીને સર્વ દિશામાં ત્રણ વાર તિલ વેરવા." પછી હાથે જલસ્પર્શ કરવો. બ્રાહ્મણ પુષ્કલ હોય, તોપણ દેવતા એક છે, તેથી આવાહનાદિ એકવાર કરવું, એવું ચંદ્રિકાનું વચન છે.

૧૬૬ પ્રચેતા:—"'पवित्रे' ઇત્યાદિ મંત્ર ભણીને દર્ભનાં બે પવિત્ર કરવાં; અને તે અર્ધ્યપાત્ર ઉપર મૂકીને તેમાં 'शन्नोदेवी' ઇત્યાદિ મંત્રે જલ રેડવું." ભર્તૃયજ્ઞ:-"'शन्नोदेवी' એ મંત્ર ભણીને અર્ધ્યપાત્રમાં પાણી રેડવું." બૈજવાપગૃહ્યસૂત્રમાં:-દર્ભ મૂકીને જલ રેડવું. ગોભિલ:-એકકને એકક અર્ધ્યપાત્રમાંથી અર્ધ્ય આપવો. જેટલી દેવતા તેટલાં અર્ધ્યપાત્ર પૂરવાં; ને વિશ્વેદેવનાં બે પૂરવાં. યજ્ઞયોગ્ય ઝાડના કાષ્ટનાં 'ચમસ' નામનાં પાત્ર કરવાં. મત્સ્ય અને શાટચાયન કહેછે કે, બ્રાહ્મણ અથવા દેવતાની સંખ્યા પ્રમાણે પાત્રની સંખ્યા લેવી. વિષ્ણુસ્મૃતિમાં:—પિતરોને માટે દક્ષિણાગ્ર અને દક્ષિણસંસ્થ અર્ધ્યપાત્ર મૂકવાં. ચતુર્વિંશતિમતમાં:-બબ્બે દર્ભની શળીઓ દેવભણી, તથા:-"પાર્વણશ્રાદ્ધમાં ત્રણ ત્રણ શળીઓ પિતરોના અર્ધ્યપાત્ર ઉપર મૂકવી." યોગીશ્વર:-"જે દર્ભના પેટમાં ગર્ભશળી ન હોય, તે દર્ભને કાપીને દશ દશ આંગળના કડકા લેવા." મત્સ્ય—:"'यवोसि' એ મંત્રે

અર્ઘ્યપાત્રમાં જવ અને ગંધપુષ્પ નાંખવાં. અને પિતૃપાત્રમાં **'तिलोसि'** એ મંત્ર ભણીને તિલ નાંખવા." બન્ને મંત્ર મૂલગ્રંથમાં સ્પષ્ટ લખેલા છે. આ અર્ઘ્યપાત્ર આ પિતરોને વાસ્તે છે, એવું નિવેદન કરીને, **'स्वाहार्घ्या'** એમ કહેતાં કહેતાં બ્રાહ્મણોની આગળ તે સ્થાપન કરવું.

૧૬૭ બ્રહ્મપુરાણમાં:–"પછી ડાબે હાથે ચમસ [અર્ઘ્ય]પાત્ર અનુક્રમે લેવાં." ગાર્ગ્ય:–"પાત્ર ઉપર મૂકેલા દર્ભ બ્રાહ્મણોના હાથમાં આપીને પાદપૂજા કરી **'या दिव्या'** મંત્ર ભણી રહ્યાપછી હસ્તમાં અર્ઘ્યનું જલ રેડવું. ત્યારપછી **'अस्तु स्वधा'** એવું પિતરોના બ્રાહ્મણે ઉત્તર આપવું; અને **'अस्तु स्वाहा'** એ દેવના બ્રાહ્મણોનું ઉત્તર છે. એ રીતે દેવના હોમમાં 'સ્વાહા' ને પિતરોના હોમમાં 'સ્વધા'ઉચ્ચાર કરવો". ભર્તૃયજ્ઞ:–"પિતરોના પવિત્રયુક્ત હાથમાં અર્ઘ્ય આપવો." પ્રચેતા:–"પગથી આરંભીને મસ્તકસુધી ચઢતું દેવનું, અને મસ્તકથી પગસુધી ઉતરતું પિતરોનું, **'नमो वः'** એ મંત્રે પુષ્પથી પૂજન કરવું." પૈઠિનસિ:–ત્યારપછી બ્રાહ્મણના હસ્તમાં પહેલું જલ આપીને દર્ભ આપવા; પુનઃ જલ આપીને અર્ઘ્યાદિ આપવું. **'या दिव्या'** મંત્ર ભણી, આ તમને અર્ઘ્યોદક, એમ કહેવું. પછી હાથને જલસ્પર્શ કરવો. એ રીતે બન્ને પાસે કરવું. અહીં એક દેવતાને સ્થાને અનેક બ્રાહ્મણ બેસાડયા હોય, તેની અપેક્ષાએ હસ્તનું બહુ વચન લીધું છે; કારણકે અર્ઘ્યપાત્રમાંથી જલનું ટીપું માત્ર પડે તેટલાથીજ અર્ઘ્યદાન સિધ્ધ થયું. દરેક દેવતાને નામે બાકીના જલની આવૃત્તિ પણ સંભવે છે. અથવાં દરેક દેવતાનું જુદેજુદું અર્ઘ્યપાત્ર સ્થાપન કર્યું હોય ને બ્રાહ્મણ અનેક હોય, તોપણ હસ્તનું બહુ વચન સંભવે છે; અને તે સંપૂર્ણ જલ આપવાને મુખ્યજ અર્ઘ્ય છે. જ્યાં અનેક પિતરોમાટે એકજ બ્રાહ્મણ હોય, ને દરેક દેવતાને નામે જુદાં જુદાં પાત્ર સ્થાપન કર્યાં હોય, ત્યાં આવૃતિ ન કરતાં સંપૂર્ણ અર્ઘ્ય આપવો.

૧૬૮ પ્રચેતા:—"અર્ઘ્ય આપતી વખતે પિતરોના અર્ઘ્યપાત્રમાં થોડું શેષ રાખેલું જલ પ્રથમ અર્ઘ્યપાત્રમાં રેડીને, તે સંસ્રાવજલવાળા પ્રથમ અર્ઘ્યપાત્રને **'शुन्धन्तां'**એવું કહીને હાથમાં ઝાલી **'पितृभ्यः स्वधा स्थानमसि'** એ મંત્ર ભણીને ઉંધું પાડવું." અને તેની ઉપર દર્ભ મૂકવા. ઉશના:—તેની નીચે પૃથ્વી ઉપર દક્ષિણભણી મૂલ કરીને દર્ભ અને તિલ મૂકવા; અને ગંધાદિ-

થી પૂજા કરવી. મત્સ્યઃ-એ પાત્ર વિશ્વેદેવની ઉત્તર બાજુએ ને પિતરોનીડાબી બાજુએ ખૂણામાં ઉંધું પાડવું. "સ્થાપન કરેલું પિતરોનું પ્રથમ અર્ધ્યપાત્ર હલાવવું નહિ; કારણ કે તેમાં સર્વ પિતરો વીંટાયલા રહેછે. એવું શૌનકે કહ્યું છે." કાત્યાયનઃ—"પિતરોનું પ્રથમ અર્ધ્યપાત્ર ઉંધુ પાડતી વખતે તેમાંથી પહેલાંજ પૃથ્વી ઉપર રેડી મૂકેલા થોડા સંસ્રાવજલનો, 'अर्घ्यः स्वधा व' એવું કહી, 'यादिव्या' એ મંત્ર ભણીને પુત્રકામના હોય, તો મુખને સ્પર્શ કરવો.

૧૬૯ અનક્તિ મંત્રઃ—'यादिव्या' નો સંપૂર્ણ મંત્ર મૂલમાં આપ્યો છે, [ તે ભણીને જમણા હાથના અંગુઠાના મૂળથી પાણી હોઠે લગાડવું. ] ગોભિલઃ—ગંધ, પુષ્પ, ધૂપ, દીપ અને આચ્છાદન વસ્ત્ર [અથવા તેનું નિષ્કય] આપવું. યાજ્ઞવલ્કયઃ-પ્રત્યેક પદાર્થની પાછળ બ્રાહ્મણના હાથમાં તિલોદક અને યવોદક પાત્રમાંથી જલ આપવું. આચ્છાદન વસ્ત્ર આપવાની શક્તિ ન હોય, તો એકલું યજ્ઞોપવીત આપવું, એવું ખાદિરગ્રંથમાં કહ્યુંછે. તથા "શ્રાદ્ધમાં જે બ્રાહ્મણોના શરીરને [સુગંધી ચંદનનો] લેપ કરે, તેના ઉપર દેવ ને પિતરો સંતુષ્ટ થાયછે." વ્યાસઃ—દર્ભનું પવિત્ર પહેરેલા હાથે લેપ કરવો. દેવલઃ—"બ્રાહ્મણોના ખભા ઊપરથી જનોઇ નીચું ઉતરવા દેવું નહિ." શાંખઃ—"ऊर्द्धं वा ज्योतिः"એવું કહીને તે બ્રાહ્મણોની આગળ દીવો કરવો. પછી તેમણે સર્વેએ 'सुज्योतिः' એવું કહેવું." બીજા આપવાના પદાર્થોની સ્તુતિના મંત્રો બીજા ગ્રંથમાંથી જાણી લેવા. આચારતિલકમાંઃ-" સર્વ પદાર્થોનાં દાન બ્રાહ્મણના જમણા હાથમાં આપવાં; પણ વિચક્ષણ પુરુષે દીવો, રાંધેલું અન્ન ને પિંડ પૃથ્વી ઉપર મૂકવા." કાત્યાયનઃ-"અર્ધ્ય, અક્ષય્યોદક, પિંડદાન, અવનેજન ને સ્વધાવચનમાં તંત્ર કરવું નહિ." [દરેક પિતૃના નામથી જુદેજુદાં આપવાં.]

૧૭૦ મનુઃ—"શ્રાદ્ધ કરનાર યજમાને શિખા સિવાય બીજે ઠેકાણે મસ્તક ઉપર પુષ્પમાલા ધારણ કરવી નહિ." ક્રતુસ્મૃતિઃ-"કપાલમાં તિલક અને કંઠમાં માલા જોઇને પિતરો નિરાશ થઇ તથા દારૂણ શાપ દેઇને પાછા જાયછે. પૂજા પૂરી કર્યાપછી યજમાને પોતે આચમન કરવું." બ્રહ્માંડપુરાણમાં તિલ વેરવાનો મંત્રઃ-"જે અપવિત્ર હોય તેનો હું નાશ કરૂંછું; સર્વે અસુર અને દાનવને મેં હણ્યા છે; અને રાક્ષસ, યક્ષ, પિશાચ, ગુહ્યક અને યાતુધાન, એ સર્વેનો મેં નાશ કર્યો છે." એ મંત્રભણીને તિલ છાંટવા. રુપાદિ ધાતુનું ભોજનપાત્ર, આ-

પવું. કારણ કે ફુટેલા વાસણનો નિષેધ નિબંધગ્રંથમાં જોઇ લેવો. બ્રહ્માંડ પુરાણમાં:—"હસ્તપ્રક્ષાલન કર્યાપછી દર્ભ અને તિલ મિશ્રિત ધોયેલા પાત્રાદિનું જલ પવિત્ર ભૂમિમાં નાંખવું."

૧૭૧ યાજ્ઞવલ્કય:—"અગ્નૌકરણ કરવાની આજ્ઞા માગીને તેમણે તે આપ્યાપછી, યજમાને ધૃતમિશ્રિત અન્ન લેઈને તે પિતૃયજ્ઞની પેઠે અગ્નિમાં હોમવું." મદાલસા:—"હોમશેષ અન્ન ભોજનસમયે બ્રાહ્મણોને પીરસવું." તથા:—"શેષ વધ્યું હોય, તે પિતરોના બ્રાહ્મણો અને પિંડને વાસ્તે રાખવું." પુરાણમાં:—"અગ્નૌકરણનું શેષ અન્ન વિશ્વેદેવના બ્રાહ્મણોને પીરસવું નહિ." વસિષ્ઠ:—"અગ્નૌકરણશેષઅન્ન જે બ્રાહ્મણોને આપવું, તે ખાલી હાથથી ન આપવું." મનુ:—"પિતરોનું ધ્યાન કરતાં કરતાં, બ્રાહ્મણ પાસે જઈને શેષ અન્ન બે હાથમાં રાખી જલસહિત તે આપવું" નાગરખંડમાં:—"અગ્નિરહિત નાગરોએ અગ્નૌકરણ, સાંવત્સરિકશ્રાદ્ધને દિવસે પાર્વણ અને ભોજન પાત્રને ફરતી ભસ્મરેખા ન કરવી."

૧૭૨ કાર્ષ્ણાજિનિ:—"અન્નદાનસિવાય પિતા અને માતામહાદિ પિતરોનું સર્વ કાર્ય, જનોઈનું અપસવ્ય કરીને કરવું." બીજી સ્મૃતિ:—"[પીરસવાનાં] પાત્ર પ્રક્ષાલન કર્યાપછી તેને બે હસ્તે ઝાલવાં. અન્નનિવેદનસંકલ્પ વખતે જમણો હાથ, ને વિકિર (અન્ન વેરવું પડેછે તે) વખતે ડાબો હાથ છોડવો." ધર્મ:—"પિતૃતૃપ્તિ વાસ્તે સ્ત્રીએ અન્ન પીરસવું; અને યજમાન પોતે પીરસે, તો અનંત ફલ થાય." શૌનક:—"વિશ્વેદેવને પ્રથમ અને પછી પિતરોને વિધિપૂર્વક પીરસવું. હાથમાં દર્ભપવિત્રી રાખવી, ને એક હાથે અન્ન પીરસવું નહિ." ભર્તૃયજ્ઞ:—"પાત્ર હાથે ઝાલીને '**इदमन्नं**' ઈત્યાદિ મંત્રનો જપ કરવો. બ્રાહ્મણનો જમણો અંગુઠો ઝાલીને અન્ન ઉપર મૂકવો; ને '**पृथ्वी ते**' ઈત્યાદિ મંત્ર તથા '**इदं विष्णु**' મંત્ર ભણીને પાત્ર ઝાલીને પાયસ વગેરે રુચિકર ને સ્વાદિષ્ટ અન્ન નિવેદન કરવું."

૧૭૩ યાજ્ઞવલ્કય:—અન્ન અર્પણ કરીને '**पृथ्वी ते**' ઈત્યાદિમંત્ર મૂળમાં સ્પષ્ટ છે, તે ભણવો. પૈઠીનસિ તો:—મંત્રમાં સ્વાહાને બદલે પિતરોના સંબંધમાં સ્વધા એવો પાઠ લખેછે. "'**इदं विष्णु**' મંત્ર જપીને બ્રાહ્મણોનો [જમણા હાથનો] અંગુઠો અન્નમાં અડાડવો." પુરાણમાં:—"હે વિષ્ણુ,

દેવોના હવ્ય અને પિતરોના કવ્યનું રક્ષણ કરો, એવું ક્રમથી બોલવું. પહેલું જલ અર્પણ કરી [ 'सत्यंत्वर्तेन परिसिञ्चामि ' એ મંત્રે પાત્રને ફરતું પાણી ફેરવીને ] અંગુષ્ઠનિવેશન કરવું." કાત્યાયનઃ—આદરથી દરેક બ્રાહ્મણનો અંગુઠો ઝાલી તેને અન્નમાં અડાડીને 'अपहता' એ મંત્ર ભણી તિલ વેરવા." અત્રિઃ—" પછી પીરસેલા અન્ન ઉપર ' इदमन्न ' એ મંત્ર ભણીને બ્રાહ્મણનો અંગુષ્ઠ ફેરવવો; ને મંત્રને અંતે ' स्वाहा न मम ' ભણી તે અન્ન ઉપરથી પોતાની સત્તા નિવૃત્ત કરવી; તેમજ દરેક પિતૃનાં પણ ગોત્ર, સંબંધ ને નામ અનુક્રમે દેઈને, તેજ મંત્રને અંતે 'स्वधा न मम'કહીને પોતાની સત્તા નિવૃત્ત કરવી." પુરાણમાંઃ—" પાત્રને સ્પર્શ કરીને ' इदंवोन्नं ' એમ બોલવું." યમઃ—" જે અન્નહીન, ક્રિયાહીન ને મંત્રહીન હોય, તે પરિપૂર્ણ થાઓ, એવું કહીને પ્રયત્નથી બ્રાહ્મણને જમાડવા." પ્રચેતાઃ—પછી [1]વ્યાહૃતિયુક્ત ગાયત્રીનો જપ કરવો. યોગીઃ—" [2]આપોશન આપીને ત્રણ વાર ગાયત્રીનો જપ કરવો. પછી 'मधुवाता' એ સૂક્ત ભણીને मधु मधु मध એવુ ત્રણ વાર કહેવું." પછી બ્રહ્માર્પણાદિ સંકલ્પ કરીને શ્રાદ્ધસિદ્ધિમાટે પ્રાર્થના કરી, સમૃદ્ધિસારૂ 'ॐ तत्सत् ' એવું ત્રણ વાર કહેવું. યાજ્ઞવલ્કયઃ—જપ થયાપછી યથાસુખ ( સુખેથી ) જમો એવું બોલવું. "મદાલસાઃ—" હે બ્રાહ્મણો, સુખેથી જમજો, એવું મૃદુ ભાષણ કરવું." વ્યાસઃ—'जुषध्वं ' એવું કહેવું.

૧૭૪ અત્રિઃ—"અન્નદાન કર્યું અથવા ન કર્યું હોય, તોપણ [3]ચિત્રાહુતિ ભૂમિપર આપે, તો પિતરો નિરાશ થઈ પાછા ગયાથી તે અન્ન નિષ્ફલ થાય." પરિશિષ્ટમાંઃ—"હાથમાં આપેલું અગ્નૌકરણનું અન્ન અને પીરસેલું અન્ન એકઠું કરીને જમવું, એવુ શંખવચન છે." શાંખાયનગૃહ્યમાંઃ—બ્રાહ્મણ જમવા બેઠાપછી મહાવ્યાહૃતિ, ગાયત્રી, મધુવાતા, પિતૃસૂક્ત અને પવમાનસૂક્તનો જપ કરવો. જમદગ્નિઃ—"સૂક્તસ્તોત્રનો જપ અને બ્રાહ્મણના વિસર્જનસિવાય બીજું સર્વ પિતૃકર્મ અપસવ્ય કરીને યથાવિધિ કરવું." પ્રચેતાઃ—"બ્રાહ્મણ તૃપ્ત

---

૧. ભૂઃ ભુવઃ સ્વઃ

૨. જમવા બેસતી વખતે એક આચમન આપવું પડેછે તે.

૩. જમવા બેસતી વખતે શાતનાં બલિદાન ભોંયપર મૂકાયછે તે. એને ગુજરાતીમાં આપોશન પણ કહે છે.

થયા જાણી તિલયુક્ત અન્ન હાથમાં લેઈને પહેલાંની પેઠે વ્યાહૃતિઆદિ જપ કરવો. કાત્યાયનઃ—જપ કર્યાપછી **'तृप्ताःस्थ'** એવું પૂછવું. વ્યાસઃ—બ્રાહ્મણોએ **'तृप्ताः स्म'** એવું ઉત્તર આપવું મનુઃ—બ્રાહ્મણો તૃપ્ત થયાપછી સર્વ પ્રકારનું રાંધેલું અન્ન જલયુક્ત કરીને ભોજનપાત્ર આગળ ભોંયપર વેરવું, એને વિકિર કહેછે." કંડિકામાં—"દહિંભાતયુક્ત સર્વ અન્નનો એક કોળીયા જેટલો એ વિકિર ભોજનપાત્રથી છ આંગળ છેટે આપવો." પ્રચેતાઃ—ભૂમિ ઉપર દર્ભ પાથરી, **'ये अग्नि'** એ મંત્રથી ઉચ્છિષ્ટ પિંડ આપવો. માંર્કડેયઃ—અન્નને દર્ભસહિત જલથી પ્રોક્ષણ કરીને તે આપવો. એનો મંત્ર મૂલગ્રંથમાં સ્પષ્ટ લખેલો છે, તે જોવો.

૧૭૫ મરીચિઃ—"શ્રાધ્ધમાં વિકિર આપીને ભૂલથી આચમન ન કરે, તો તેના પિતરો છ માસપર્યંત ઉચ્છિષ્ટભોજી થાય." નાગરખંડમાંઃ—"એકેકવાર જલ આપીને ત્રણત્રણ ગાયત્રી જપવી."ને" **'मधुव्राता'** સૂક્ત ભણી બ્રાહ્મણોને **तृप्ताःस्थ'** એવું પૂછીને, બાંધવોની સાથે પોતે શેષ અન્નનું ભોજન કરવાસારૂ શ્રદ્ધાપૂર્વક આજ્ઞા લેવી." મદાલસાઃ—"ત્યારપછી ઉત્તરાચમનમાટે એકેક આચમની જલ આપવું" વિષ્ણુઃ—ઉત્તરમુખ પિતૃબ્રાહ્મણોને પહેલાં, ને પૂર્વાભિમુખ વિશ્વેદેવ બ્રાહ્મણોને પછી, પૂર્વે ને ઉત્તરાચમન આપવું. પ્રાણાહુતિના મંત્રો બન્ને તરફ સરખાજ ભણવાનો વિરોધ નથી. બ્રાહ્મમાંઃ—એ રીતે આચમન કરીને હરિસ્મરણ કરવું

૧૭૬ યાજ્ઞવલ્ક્યઃ—"તિલયુક્ત સર્વ પ્રકારનું અન્ન લેઈ દક્ષિણાભિમુખ થઇને ઉચ્છિષ્ટ પાત્રની પાસે પિંડપિતૃયજ્ઞની પેઠે તેના પિંડ આપવા" મદાલસાઃ—"પુત્રે પિતરોનું નામ દેઈ ઉચ્છિષ્ટ પાત્રની પાસે દર્ભ ઉપર તિલસહિત સર્વ પ્રકારના અન્નના પિંડો આપવા." વ્યાસઃ—"બ્રાહ્મણોના ઉચ્છિષ્ટથી એક હાથને છેટે પિંડ આપવા; જેથી ઉચ્છિષ્ટનો સ્પર્શ અગર તે સંબંધી છાંટા તેને અડે નહિ." સ્મૃતિસારમાંઃ—"પતરોના ભોજનપાત્રથી એક હાથને છેટે વિકિર આપવા; ને તેથી છ આંગળને છેટે પિંડ આપવા." કાત્યાયનઃ—બ્રાહ્મણો તૃપ્ત થયા જાણીને વિકિરાન્ન તથા ઉત્તરાપોશન આપી, ગાયત્રી અને **'मधुवाता'** મંત્રનો જપ કરી, **'मधु मधु मधु'** કહેવું. દેવલઃ—"પિંડ આપવાની જગ્યામાં ચોખંડુ, મોહું ને દક્ષિણ ભણી નમતું, મંડલ કરવું." પિતૃયજ્ઞ કરવાનો

વિધિ કલ્પસૂત્રમાં લખ્યો છે. 'अपहता असुरा रक्षांसि वेदिषदः' એ મંત્રે સ્ફ્ય (ખેરના લાકડાની નાની તરવાર) થી પિંડ આપવાની જગોમાં રેખા કરવીઃ ને તેને જલથી છાંટવી.

૧૭૭ બ્રહ્માંડપુરાણમાંઃ—" તે તરવાર અગર દર્ભની શળીથી યજમાને રેખા કરવી." કલ્પસૂત્રમાંઃ-તે રેખાને પ્રોક્ષણ કર્યાપછી 'ये रुपाणि' મંત્ર જે મૂળમાં સ્પષ્ટછે તે ભણીને દર્ભનું ઉલ્મુક [ દર્ભની બે ચાર સેરો] રેખાના દક્ષિણાર્ધ ઉપર અને મુળના ભાગમાં એકવાર કાપેલા દર્ભની બર્હિ [ મુષ્ટિ ] બાકીની રેખા ઉપર મૂકીને 'अवनेनिंक्ष्व'ભણી જલ છાંટવું. એકેક પિતૃનું નામ દેઇને 'एतत्ते ये च त्वामन्नानु' એ મંત્ર ભણી અવાચીન હાથથી [જમણા હાથને ચતો રાખીને અંગુઠા અને તેની જોડની આંગળીના ગાળામાંથી] પિંડ આપવો. એ રીતે પિતાનો, તેની દક્ષિણ દિશામાં પિતામહનો અને તેની દક્ષિણ બાજુએ પ્રપિતામહનો, એ રીતે પાણી છાંટવાના અનુક્રમથી પિંડો આપવા. અને જીવત્પિતા હોય તો તેનો પિંડ ન આપતાં, અંતર્હિત [તેની આગળનાને] આપવો. ગૃહ્યસૂત્રમાં કેટલાએક કહેછે કે, પહેલા પુરુષના પિંડ આપવા. પછી સ્ત્રિયોના આપતીવેળા કંઈ દર્ભની શળી વિગેરેનો પડદો વચમાં ધરીને તેમની સ્ત્રિઓના પિંડો આપવા. પછી શેષ અન્ન બ્રાહ્મણોને નિવેદન કરવું.

૧૭૮ શાંખાયનઃ—" સસરાની સન્મુખ લાજ કાઢવાનો વ્યવહાર છે, તેથી પુત્રે પણ પોતાના ઉદય સારૂ દર્ભ વચ્ચે ધરીને તે લાજનો વ્યવહાર પિંડમાં કરવો." વિષ્ણુસ્મૃતિમાંઃ-પિંડ આપ્યાપછી, 'यथाभाग मावृषायध्वं' મૂળમાં લખેલા મંત્રે પિંડનું અભિમંત્રણ (પિંડ ઉપર બે બે હાથની છાયા કરીને મંત્ર ભણવો તે) કરવું.વ્યાસઃ—"અજીઠા હાથ દર્ભ (બર્હિ)ના મૂલમાં ઘસીને હાથ ધોઈ, પાત્રનું પ્રક્ષાલન કરવું." મનુઃ—આચમન કરીને ઉત્તરભણી મુખ ફેરવવું. વિષ્ણુઃ—દક્ષિણભણી ફરીને ઉત્તરાભિમુખ થવું. કલ્પસૂત્રમાં—મૂળમાં લખેલા 'अमीम' ઇત્યાદિ મંત્રથી ત્રણ વાર શેષ અન્ન સૂંઘીને, ફરીથી દક્ષિણમુખ થવું. વિષ્ણુઃ—શેષ અન્ન સૂંઘીને હાથપગ ધોવા. આટલું કર્મ થતા પહેલાં પિંડને બિલાડું કે ઉંદર અડે અગર ફોડે, તો ફરી શ્રાદ્ધ કરવું."પહેલું 'પ્રત્યવનેજન' કર્યાપછી શ્રાધ્ધ આરંભવું." 'नमोवः' એ મંત્રે નમસ્કાર કરી

પ્રાર્થના કરવી. મંત્ર માટે મૂળમાં જુઓ.

૧૭૯ સુમંતુઃ—"શ્રાદ્ધમાં પાણી આપવું, તે એક હાથે આપવું કે છાંટવું." પછી 'एतद्वः' વગેરે મંત્રથી ત્રણ સૂત્ર પિંડ ઉપર ચઢાવવાં. નાગરખંડમાંઃ— "દરેક પિંડને જુદેજુદું સૂત્ર અર્પણ કરવું. જે સર્વ પિંડની વચ્ચે એક સૂત્ર તંતુ આપે, તે પિતરોનો વિરોધી થાય; કેમકે અન્યોન્યને ખેંચાખેંચ થઈને સૂત્ર તૂટે." તથા બીજી સ્મૃતિમાંઃ—"एतद्वः" એ મંત્ર ભણીને સૂત્ર અર્પણ કરવું. પણ નવું વસ્ત્ર હોય તો તેના છેડાની દશી ન આપવી. ઉનનું, કપાસનું અથવા હીરાંગળ કે શણનું નવું સૂત્ર ચઢાવવું; તે ન બને તો દર્ભ અર્પણ કરવો. પછી સર્વ પિંડોની પુષ્પાદિથી પૂજા કરવી." વ્યાસઃ—"ગંધ, પુષ્પ, ધૂપ અને દીપ અર્પણ કરવા." પુરાણમાં—"જે કંઈ અનિંદિત ભક્ષભોજ્ય વગેરે અન્ન રાંધ્યું હોય, તે પિંડને નિવેદન કર્યાસિવાય જમવું નહિ." એ રીતે પૂજા કરીને પૂર્ણતા અર્પણ કરવી.

૧૮૦ મત્સ્યઃ—બ્રાહ્મણોએ આચમન કર્યાપછી પોતે આચમન કરવું. મનુસ્મૃતિનો આ સાથે વિકલ્પ છે. ભર્તૃયજ્ઞઃ—આચમન કરી તથા હાથ પગ ધોઇને પિતરોને નમસ્કાર કર્યાપછી સુપ્રોક્ષિત કરવું." વિષ્ણુઃ—પવિત્રીવાળા હાથે શ્રાદ્ધસ્થાનમાં પાણી છાંટવાનું નામ સુપ્રોક્ષિત છે. પદ્મપુરાણમાંઃ—સવ્ય કરી જલ આપીને જવસહિત પુષ્પ ને દર્ભ આપવા."મત્સ્યઃ—"બ્રાહ્મણોએ આચમન કર્યાપછી ફરી જલપુષ્પાક્ષતાદિ આપવુ" દેવલઃ—બ્રાહ્મણોએ આચમન કર્યાપછી તેમને દક્ષિણા આપવી. તે પહેલાં પિતરોના બ્રાહ્મણોને, ને પછી વિશ્વદેવોનાને આપવી; પછી પૂર્વાભિમુખ થઇને બ્રાહ્મણોનો આશિર્વાદ લેવો." પારસ્કરઃ—"વિશ્વેદેવને સુવર્ણ અને પિતરોને રૂપું આપવું. એ રીતે પિતરોનાં નામ દેઈ અપસવ્યથી યથાશક્તિ તિલયુક્ત દક્ષિણા આપવી." "નામગોત્રનો ઉચ્ચાર કરીને અક્ષય્યની પ્રાર્થના કરી જલ આપવું."

૧૮૧ શાતાતપઃ—"પોતાની ઇચ્છિત કામનાની સિદ્ધિ થવાવાસ્તે બ્રાહ્મણ પાસેથી મંત્રાશિર્વાદ લેવો. ને '**दक्षिणाः पातु बहुदेयंचास्तु.**' દીર્ઘાયુષ, શાંતિ, પુષ્ટિ, તુષ્ટિ, ધૃતિ વગેરે જે જે લોકમાં શ્રેયસ્કર હોય, તે મને મળો, એવું યજમાને માગવું." પછી અપસવ્યથી પિતરોના નામની છઠ્ઠી વિભક્તિ કરીને દરેક બ્રાહ્મણને અક્ષય્યોદક આપવું. માર્કંડેયઃ—"પિતરોનું ના-

મ ગોત્ર ઉચ્ચાર કરીને બ્રાહ્મણના હાથમાં અક્ષય્યોદક આપવું;ને તેમણે 'અ-क्षय्यमिदमस्तु ' એવું કહેવું." કાત્યાયનઃ—સ્વધાવાચન માટે પવિત્રસહિત દર્ભ પાથરીને, 'स्वधां वाचयिष्ये' એવું પૂછવું.યાજ્ઞવલ્કયઃ—"'वाच्यतां' એવી તેમણે આજ્ઞા આપ્યાપછી, 'प्रकृतेभ्य' એટલે પિતૃ, પિતામહ ને પ્રપિતામહ,એમને 'સ્વધા' કહો એવું પૂછવું." તેમણે 'अस्तु स्वधा' કહ્યાપછી પિંડ ઉપર દર્ભ ઢાંકી તેનાપર જલ સિંચવું. નાગરખંડમાંઃ—"તેમણે 'अस्तु स्वधा' કહ્યાપછી પિંડની ઉપર જલ નાંખવું."

૧૮૨ યાજ્ઞવલ્કયઃ—"તેમણે 'अस्तु स्वधा'કહ્યું,એટલે ભૂમિ ઉપર જલ છાંટવું." દેવલઃ—"પિતરોનું પ્રથમ અર્ધ્યપાત્ર લેઇ તેનું પાણી છાંટીને, તે પાત્ર પિંડની ઉપર પ્રદક્ષિણ ફેરવી ત્યાંજ ઉંધું પાડવું." શાંખાયનઃ—"અર્ધ્યપાત્રનું શેષ જલ 'उर्जं वहंती' એ મંત્ર ભણીને રેડી દેવું." ચંડઃ—એ રીતે જલનું સિંચન કરી તે પાત્ર પિંડ ઉપર ઉંધું પાડવું. યાજ્ઞવલ્કયઃ—"જે અર્ધ્યપાત્રમાં પહેલાં બધાએ અર્ધ્યપાત્રનું સંસ્રવજલ રેડીને ઉંધું પાડયું હતું, તેને ચતું કરીને બ્રાહ્મણોનું વિસર્જન કરવું." ચતું કરવાનું કારણ એ છે કે, તે પાત્રમાં પિતરો વસી રહ્યા હતા, તે વિસર્જન થયા, એ અર્થાત્ પ્રાપ્ત થયું.

૧૮૩ નાગરખંડમાંઃ—અર્ધ્યપાત્ર ચતું કર્યાપછી દેવતાઓને સુવર્ણ ને પિતરોને રુપું દક્ષિણામાં આપવું. દક્ષિણાદાનસિવાય પિતરોનું સર્વ કર્મ અપસવ્યે કરવું." કહ્યુંછે કે, "આશિર્વાદ, પ્રદક્ષિણા, સ્વસ્તિ, પ્રણામ, જપ ને દક્ષિણા, એ છ સિવાય પિતરોનું સર્વ કર્મ અપસવ્યથી કરવું."મત્સ્યઃ—ત્યારપછી 'विश्वेषु' શબ્દમાં સપ્તમી વિભક્તિ બન્ને તરફ સરખી છે, માટે દેવો ને પિતરોના હાથમાં દક્ષિણા આપ્યાપછી ઉદક આપવું. ચંડઃ—બન્ને તરફ બ્રાહ્મણને સંતોષ થવાસારૂ દક્ષિણા આપવાની,માટે તે સવ્યથી આપવી.

"પછી પૂર્વભણી મુખ કરી બ્રાહ્મણોનો આશિર્વાદ લેવો. આશિર્વાદના મંત્રો **'अघोराः पितरः'** ઇત્યાદિ મૂળમાં સ્પષ્ટ છે, તે બ્રાહ્મણોને સંભળાવ્યાપછી તેમણે **'सन्तु सन्तु'** કહેવું."

૧૮૪ ગોભિલઃ—વિશ્વેદેવ પ્રસન્ન થાઓ, એવું વિશ્વેદેવબ્રાહ્મણ પાસે બોલાવવું. પહેલાં પિંડનું ને પછી પાત્રનું ચાલન કરવું. (હલાવવું.) બ્રાહ્મપુરાણમાંઃ–મધ્ય પિંડને સૂંઘવો. કલ્પસૂત્રમાંઃ–પિંડને સૂંઘીને પ્રાશન કરવા; બ્રાહ્મણોને આપવા, અગર પાણીમાં પધરાવવા. પુત્રકામના હોય તો પત્નીએ મધ્યમ પિંડનું ભક્ષણ કરવું. તેનો મંત્ર **'आधत्त पितरो'**ઇત્યાદિ મૂળમાં સ્પષ્ટછે તે લેવો. પછી પિંડ નીચે પાથરેલા ઉલ્મુકના દર્ભ અગ્નિમાં નાંખીને દર્ભમુષ્ટિ બર્હિને હોમી દેવું. ત્યારપછી સ્વસ્તિવાચન બોલાવવું. તે વિષે નારાયણ સ્મૃતિમાંઃ–તે પિંડ અને પાત્રને હલાવ્યાસિવાય જો બ્રાહ્મણો સ્વસ્તિવાચન કરે, તો યજમાનના પિતરો નિરાશ થઇ શાપ દઇને, જેવા આવ્યા હોય તેવા જાયછે." જાતૂકર્ણ્યઃ–"તે પાત્રનું ચાલન પોતે કરવું અગર શિષ્ય કે પુત્ર પાસે કરાવવું. સ્ત્રીઓ, બાલકો કે પરનાતી પાસે તે કદાપિ ન કરાવવું."

૧૮૫ સ્કાંદ નાગરખંડમાંઃ—"શ્રાદ્ધમાં પિંડ અને પાત્ર યજમાનેજ હલાવવાં; ત્યારપછી સવ્ય કરીને પિતરોને પહેલાં, ને પછી વિશ્વેદેવોને સ્વસ્તિ માટે હાથમાં જલ આપવું. પછી **'वाजे वाजे'** એ મંત્રે કરીને પિતરોનું વિસર્જન કરવું." કાત્યાયનઃ–જલ આપીને સ્વસ્તિવાચન કરવું. માર્કંડેયઃ—" **'वाजे वाजे'** એ મંત્રે બ્રાહ્મણોને ઉઠાડીને તેમની પ્રદક્ષિણા કરવી." મત્સ્યઃ–"**'वाजे वाजे'** એ મંત્ર ભણીને દર્ભના અગ્રથી વિસર્જન કરવું."

અગ્નિપુરાણમાં:-પિતૃપૂર્વક વિસર્જન કરવું. કાત્યાયનઃ—અંગુઠો ઝાલીને કરવું.સ્કંદ નાગરખંડમાં:—' **अमा वाजस्य** ' એ મંત્ર ભણીને પ્રદક્ષિણા કરી ફરી બ્રાહ્મણોને બેસાડવા; " અને પગચંપી કરીને ઘરની હદસુધી વળાવવા જવું. "

૧૮૬ તથા બીજી સ્મૃતિમાં:—"પુષ્પમાલા ને ત્રિપુંડ્રથી તેમનું પૂજન કરી બારણે પહોચાડવા જઇને નમસ્કાર કરી પાછા આવવું. વૈશ્વદેવ સંબંધી શ્વાનબલિ ને કાકબલિ બારણે નાંખીને પોતાના બાંધવોસહિત ભોજન કરવું. પાર્વણશ્રાદ્ધમાં બ્રાહ્મણોની પ્રદક્ષિણા જલધારાથી, એકોદ્દિષ્ટમાં તલથી અને વૃદ્ધિશ્રાધ્ધમાં જવથી કરવી. જલ ભરેલું પાત્ર લેઈને પ્રદક્ષિણ જલધારા કરવી; ને તિલ કે જવની પ્રદક્ષિણા તે વેરતાં વેરતાં કરવી. અને દક્ષિણ દિશાભણી મુખ કરી પિતરોની વાટ જોઈને ' **दातारो नः**' એ પૂર્વોક્ત મંત્ર ભણીને યાચના કરવી." શાતાતપઃ—"બ્રાહ્મણોએ '**एवमस्तु** ' કહીને યજમાનના મસ્તક ઉપર પુષ્પ નાંખવાં.યજમાને તે મસ્તક ઉપર લેવાં;પછી પ્રિય ભાષણથી નમસ્કાર કરીને તેમને પ્રસન્ન કરવા; ને કહેવું કે, આજ આપનાં ચરણવંદનથી મારો જન્મ સફલ થયો. આજ મારા પૂર્વજો, આપના અનુગ્રહથી સ્વર્ગમાં ગયા. મેં આપને પત્રશાકાદિના દાનથી ક્લેશ આપ્યો, તેની વિસ્મતિ કરીને આપ ક્ષમા કરવાને યોગ્ય છો. પછી ધૂંટણ પૃથ્વીને અડાડી નમસ્કાર કરીને તેમનું વિસર્જન કરવું."

૧૮૭ મદાલસાઃ—અથવા બારણાસુધી તેમને પહોચાડીને, તેમણે પાછા જાઓ એવું કહ્યાપછી પાછા આવવું. યાજ્ઞવલ્ક્યઃ—"માતામહોને પણ એમજ કરવું. માત્ર વિશ્વેદેવ એક તંત્રે કરવા કે જુદા કરવા, તેનો વિકલ્પ છે." નાગરખંડમાં:—"યજમાન શ્રાધ્ધને દિવસે સુર્યોસ્ત પછી રાત્રે ભોજન કરે, તો

તે શ્રાદ્ધ વ્યર્થ, થાય, માટે રાત્રિએ ભોજન કરવું નહિ. પ્રદક્ષિણરીતે તેમને વળાવ્યાપછી શ્રાદ્ધશેષઅન્ન જમવું; તે રાત્રિએ બ્રાહ્મણોએ અને યજમાને બ્રહ્મચર્ય પાળવું." જો એકાદશી હોય તો શ્રાદ્ધશેષ અન્ન સુંઘીને ઉપવાસ કરવો. એ પ્રમાણે શ્રાદ્ધનો વિધિ બતાવનારાં વચનો છે. એનો વિશેષ પ્રકાર અન્ય ગ્રંથમાંથી જાણી લેવો.

ઇતિ પાર્વણશ્રાદ્ધનો વિધિ સંપૂર્ણ.



## એકોદ્દિષ્ટશ્રાદ્ધવિધિ.

૧૮૮ હવે એકોદ્દિષ્ટશ્રાદ્ધમાં કરવાનો વિધિ, બતાવે છે. જેમાં એક પિતૃનું નામ દેવાય, તેને એકોદ્દિષ્ઠ કહે છે. તે એક જાતના શ્રાદ્ધની સંપૂર્ણ ક્રિયાનું નામ છે. તેનો વિધિ યાજ્ઞવ-લ્ક્યઃ—"વિશ્વેદેવ, આવાહન ને અગ્નૌકરણરહિતઅને એક અર્દર્ઘ તથા એક પવિત્રસહિત અપસવ્યથી કરવું. '**उपातिष्ठतां**' એ અક્ષય્ય બોલવાના સ્થાનમાં, વિસર્જન કરવું હોય, ત્યારે '**वाजे वाजे**' એ મંત્ર જપ્યાપછી દર્ભ અડાડીને '**अभिरम्यतां**' બોલવું. બ્રાહ્મણોએ '**आभिरतास्म**' એવું કહેવું. બાકીનો વિધિ પાર્વણશ્રાદ્ધની પેઠે કરવો, શાંખાયન ગૃહ્યસૂત્રમાં '**अथात**' ઇત્યાદિ સૂત્ર જે મુળ ગ્રંથમાં સ્પષ્ઠ છે તેનો અર્થ એકોદ્દિષ્ટશ્રાદ્ધમાં એક પવિત્ર, એક અર્ધ્ય ને એક પિંડ કરવો. અને આવાહન; અગ્નૌકરણ ને વિશ્વેદેવ ન કરવા; તૃપ્તિપ્રશ્નને ઠેકાણે '**स्वदितं**' એવું બોલવું; અને '**उपतिष्ठतां**' એ અક્ષય્યસ્થાને, ને '**अभिरम्यतां**' એ વિસર્જનને ઠેકાણે બોલવું.

---

### અથ શ્રાદ્ધભોજનનું પ્રાયશ્ચિત.

૧૮૯ પ્રથમ [1]સંવત્સરીશ્રાદ્ધમાં જમે તેને [2]પાદકૃચ્છ્ર, ને બીજા [3]સંવત્સ-

૧. વર્ષીશ્રાદ્ધ.
૨. એક દિવસ એકભક્ત, એક દિવસ નક્ત, એક દિવસ અયાચિત ને એકદિવસ ઉપવાસ.
૩. બીજું વર્ષીશ્રાદ્ધ.

રીશ્રાધ્ધમાં એક દિવસ ઉપવાસ કરવો. ત્યારપછીના દરેક પ્રતિસંવત્સરીમાં જમ્યાનો દોષ નથી, એવું શંખસ્મૃતિનું વચનછે. પણ દશ વાર ગાયત્રીમંત્રથી મંત્રેલું પાણી પીવું, એ સર્વ શ્રાદ્ધમાં સાધારણ પ્રાયશ્ચિત્ત છેજ, અને માસિકાદિશ્રાદ્ધવિશેષમાં વિશેષ પ્રાયશ્ચિત્ત બીજા ગ્રંથોમાંથી જાણી લેવું.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં પિંડાદિ નિર્ણય યુક્ત શ્રાધ્ધમાં કરવાના વિધિનો નિર્ણય સંપૂર્ણ.



## અથ પુનઃ તિથિવિચારનો નિર્ણય.

૧૯૦ જોકે શ્રાધ્ધવાસ્તે અમાવાસ્યાનો નિર્ણય કર્યો, તોપણ ઉપવાસાદિ વ્રતોની શ્રેષ્ઠતા દેખાયછે, તેથી તેને માટે ફરી અમાવાસ્યા પ્રતિપદાદિ તિથિઓનો, નિર્ણય કહેછે શ્રેષ્ઠપણા વિષે ભવિષ્યત્પુરાણમાંઃ—“ હે રાજા, અગ્નિહોત્રરહિત બ્રાહ્મણોનું શ્રેય વ્રત, ઉપવાસ, નિયમ, ને નાના પ્રકારના દાનોથી થાય છે. ” મહાભારતમાંઃ—“ વેદથી ઉત્તમ બીજું શાસ્ત્ર, માતા જેવો બીજો ગુરૂ, ધર્મ જેવું બીજું શ્રેયસ્કર ને ઉપવાસ જેવું બીજું તપ નથી. ” શાતપથીશ્રુતિમાંઃ—અનાશક એટલે ઉપવાસ એજ મોટું તપ છે. તેમ ઈશ્વરે પાર્વતીને અનેક પ્રકારનાં વ્રતો કહીને ફરી કહ્યું કે, “એકભક્ત, નક્ત અને ઉપવાસાદિ વ્રત સર્વ સ્ત્રીપુરૂષાદિકના શરીરને દમન કરવાવાળાં છે, એમાં સંશય નથી. શરીરને તપાવવું તેને તપ કહેછે. ” એમ કરવાથી દ્વિતીયાતૃતીયાનો, ચતુર્થીપંચમીનો, ષષ્ઠીસપ્તમીનો, અષ્ટમીનવમીનો, એકાદશીદ્વાદશીનો, ચતુર્દશીપૂર્ણિમાનો અને અમાવાસ્યા પ્રતિપદાનો વ્રતમાં પરસ્પર સંબંધછે, તેની શ્રેષ્ઠતા બતાવનારૂં નિગમવાક્ય દેખાડીએ છીએ. “ ઉપર લખ્યા પ્રમાણે તિથિઓનાં યુગ્મ [ જોડાં ] મહા ફલને આપનારાં છે. ”

## અથ યુગ્મનિર્ણય.

૧૯૧ “ઉપર બતાવેલાં એ તિથિઓનાં સાત યુગ્મ, શાસ્ત્રમાં કહ્યાથી ઉલટાં-લે, તો વિદ્વાનોએ મહાન્ દોષ કહ્યો છે.” વળીઃ—“શુક્લપક્ષની અષ્ટમી ને ચતુર્દશી પૂર્વવિધ્ધા ન કરતાં પરવિધ્ધા કરવી.” ઈત્યાદિ વાક્યોમાં શુક્લપક્ષનું સ્પષ્ટ શ્રવણ છે; માટે એ યુગ્મો શુક્લપક્ષનાં જાણવાં. આ યુગ્મવાક્યમાં દશમી ને ત્રયોદશીનું ગ્રહણ કર્યું નથી; પણ ષષ્ઠી, અષ્ટમી, અમાવાસ્યા ને

કૃષ્ણપક્ષની ત્રયોદશી, પરવિદ્ધ લેવી, અને એ સિવાયની તિથિઓ પૂર્વવિદ્ધા લેવી." એ નિગમવાક્યમાં કૃષ્ણત્રયોદશી પરવિદ્ધ લેવાનું કહેથી શુક્લત્રયોદશી પૂર્વવિદ્ધા લેવાનું જણાય છે. તથાઃ—"શ્રેષ્ઠ દ્વિજોએ નવમીયુક્ત દશમી વ્રતમાં લેવી." તથા—:"શુક્લપક્ષની દશમી જે સંપૂર્ણા કહેવાય છે, તે નવમીયુક્ત અથવા એકાદશીયુક્ત, જેમ સંભવે તેમ લેવી." યુગ્મવાક્યના અનાદરનો દોષ તો પૂર્વવિદ્ધ કે પરવિદ્ધ દશમી ને ત્રયોદશી સંબંધી વ્રતમાં પ્રવર્તતો નથી; કારણકે યુગ્મનું વિધાન કર્યું, તે વાક્યમાં તે બેનું ગ્રહણ નથી. ને યુગ્મવાક્યના વિપરીત ગ્રહણનો દોષ એકાદશી ને દ્વાદશીના વ્રતમાં ઘણું કરીને લાગેછે. અહીં યુગ્મવાક્યમાં કર્મના વિધિનું શ્રવણ નથી; માટે સ્તુતિ કે નિંદાવચનોથી વેધયુક્ત તિથિની પ્રાપ્તિ થાય, તો સાતે યુગ્મનું એક વિધિવાક્યથી વિધાન થઈ શકતું નથી, તેથી દરેક યુગ્મમાં પૂર્વાતથિની ઉત્તરતિથિ અને ઉત્તરતિથિની પૂર્વતિથિ વિધેય (વિધાન કરવા યોગ્ય) થાય છે. એ રીતે સાતદુચૌદે તિથિઓ વિધેય થવાથી તેને અનુસારે વિધાન કરનારા વિધિ પણ ચૌદ થાયછે. તેમાં કોઈ વ્રતનું નામ ગ્રહણ કર્યું નથી, તેથી તે ચૌદે વિધિ ઉપવાસવ્રતને લાગુ થયા, માટે કોઈ સ્થલમાં વ્રતના વિશેષ વિધિવાક્યથી તે ચૌદેનો બાધ થાય નહિ. સામાન્યવિધિનો વિશેષવિધિથી બાધ થાય, એ ન્યાયથી નક્ત કે એકભક્તાદિ વ્રતો વિષે કર્મકાલવ્યાપિની તિથિનું ગ્રહણ છે, તેના બલથી યુગ્મવાક્યને તે વ્રતોમાં પ્રવૃત્ત થવાનો અવસર નથી. હવે વ્રતવિશેષમાં જે યુગ્મ લાગુ થાયછે, તે કહેછે. "દ્વિતીયાયુક્ત પ્રતિપદા ને પ્રતિપદાયુક્ત દ્વિતીયા, તેમજ ચતુર્થીયુક્ત તૃતીયા ફલદાયી છે; ને હે નારદજી, ષષ્ઠીયુક્ત પંચમી અને કૃષ્ણપક્ષની અષ્ટમી ને ચતુર્દશી પૂર્વવિદ્ધા કરવી; પણ કદાપિ પરવિદ્ધા ન કરવી." એ અને તેના પહેલાં વચનો સામાન્ય ને વિશેષરૂપે પ્રવૃત્ત થયાં છે, તોપણ પોતપોતાના તિથિ નિર્ણયમાં તેમનું વિવેચન કરીને કહીશું.

ઇતિ યુગ્મનિર્ણય.

---

## અથ ઉપવાસનો સાધારણ નિર્ણય.

૧૯૨ હવે ઉપવાસ વિષે કંઈ સાધારણ વિચાર કરીએ છીએ. કહ્યું છે કે, ષષ્ઠી, અષ્ટમી, અમાવાસ્યા ને કૃષ્ણચતુર્દશી, એ તિથિઓ

પરવિધ્ધા લેવી; ને બીજી પૂર્વવિધ્ધા લેવી." જે તિથિ સુર્યોદયથી આરંભી બીજા સુર્યોદય સુધી પહોચે તે શુદ્ધ છે; ને તે શુધ્ધા પણ બીજે દિવસે વધી હોય ત્યારે "તિથિ આદિમાં પૂર્વતિથિ કરતાં બીજે દિવસે જેટલી ઘટ કે વધ હોય, તેટલી પૂર્વતિથિમાં ન હોય, તોપણ તે સ્વકર્મમાં લેવી." એ વચનથી બીજે દિવસે તિથિની જેટલી વૃધ્ધિ હોય, તેટલી પૂર્વદિવસે સુર્યોદયપછી જાણવી. એટલે જ્યાં પરવિધ્ધતિથિ લેવાની, ત્યાં આ રીતે પૂર્વદિવસની તિથિ પુર્વવિદ્ધા થઈ; માટે બીજે દિવસે વૃધ્ધિ પામેલી બીજા દિવસની ઉદયાત્ તિથિ ઉપવાસમાં લેવી, એવું કેટલાક કહેછે; પણ તે કહેવું ઉપવાસપ્રકરણમાં અયોગ્ય છે; કારણકે ઉપવાસવ્રત અહોરાત્રનું છે, માટે અહોરાત્રવ્યાપિની પૂર્વદિવસની તિથિમાંજ ઉપવાસ કરવો યોગ્ય છે. બીજે દિવસે તિથિની વૃધ્ધિ હોય તો પુર્વતિથિનો ત્યાગ કરવો, એ એકાદશીના વિષયથી સ્પષ્ટ દેખાશે.

૧૯૩ "સશલ્યા [ દશમીવિધ્ધા એકાદશી ] સર્વધર્માર્થકાર્યમાં મનુષ્યોએ તજવી; અને જો તે બીજે દિવસે વૃધ્ધિ પામે, તો પૂર્વદિવસે દશમીનો વેધ ન હોય, તોપણ પૂર્વદિવસની તજવી, ને ઉદયાત્ બીજી કરવી." એ વચન "સંપૂર્ણ એકાદશી (વિહિનશલ્યા) હોય ને તે બીજે દિવસે વધી હોય તો બીજા દિવસની કરવી." આ વચનની સાથે સરખા અર્થવાળું છતાં સર્વ તિથિમાં લીધું છે. બીજું જે તિથિમાં જે કર્મ વિહિત છે, તે તેનું સ્વકર્મ છે; માટે સ્વકર્મમાં શુધ્ધ (પુર્ણ) તિથિ મળતી હોય, તો હ્રાસવૃધ્ધિથી ખંડિતપણું માનવું એ અપ્રમાણ છે.

૧૯૪ વળી:—"જે કર્મનો જે કાલ કહ્યો હોય, તે કાલમાં પહોચતી તિથિમાં તે કર્મ કરવું; હ્રાસ કે વૃધ્ધિનું કારણ નથી." ને હ્રાસવૃધ્ધિ ન હોય, તોપણ તે પૂર્વદિવસની તિથિમાં લેવાનું કારણ પણ જે હોવું જોઇએ તે પણ અત્રે નથી. તથા:– "જ્યારે અધિકમાસ આવે ત્યારે જેમ પૂર્વમાસ મલિન ને ઉત્તરમાસ દૈવ છે, તેમ તિથિની વૃદ્ધિ હોય ત્યારે પૂર્વતિથિ મલિન જાણીને તેનો ત્યાગ કરવો, ને બીજી ઉપવાસમાં લેવી." આ વચન પણ ખર્વદર્પાદિ વચન સાથે સરખા અર્થવાળું છે; સંપૂર્ણ તિથિના ત્યાગ વિષે કે ઉપવાસ વિષે નથી. એ રીતે સાધારણ વિચાર થયો.

૧૯૫ એ પ્રસંગથી ખંડતિથિનો વિચાર કરે છે. ઉદયથી આરંભી-ને મધ્યાન્હસુધી જે તિથિ પહોચતી ન હોય, તે ખંડતિથિ જાણવી, તે વિષે સત્યવ્રતઃ—" જે તિથિ ઉદયથી તે મધ્યાન્હસુધી ન હોય, તે ખંડતિથિમાં વ્રતનો આરંભ કે સમાપ્તિ કરવી નહિ." મરીચિઃ—" જે તિથિ સૂર્યોદયથી સૂર્ય અખંડ વ્યાપક થતાંસુધી ( મધ્યાન્હસુધી ) ન હોય, તે ખંડતિથિમાં વ્રતનો આરંભ કે સમાપ્તિ ન કરવી."વૃદ્ધવસિષ્ઠ પણઃ—"જ્યારે ગુરૂશુક્રનો અસ્ત ન હોય," ત્યારે અખંડતિથિમાં વ્રતનો પ્રારંભ કરવો. અત્રે ઉ-પવાસાદિ વ્રતોમાં સાવિત્રીવ્રતસિવાયની પૂર્ણિમા ને અમાવાસ્યા પ્રતિપદાયુક્ત લેવી. પૂર્ણિમાનો નિર્ણય પછી કરીશું. હાલ અમાવાસ્યાનો નિર્ણય કરીએ છીએ

૧૯૬ અથ અમાવાસ્યા, શુક્લચતુર્દશી, શુક્લાષ્ટમી, શ્રવણદ્વાદશી, ષષ્ઠી, રંભાસિવાયની તૃતીયા, એકાદશી, કૃષ્ણત્રયોદશી અને અને અવરાચતુર્થી, એ તિથિઓ ઉપવાસમાં પરવિધ્ધ લેવી. તે વિષે કહ્યું છે કે :"સાવિત્રીવ્રત સિવાયની પૂર્ણિમા ને અમાવાસ્યા, શુક્લાષ્ટમી, શુક્લચતુર્દશી, શ્રવણદ્વાદશી, ષષ્ઠી રંભા સિવાયની તૃતીયા, એકાદશી, કૃષ્ણત્રયોદશી, અવરાચતુર્થી અને દ્વિતીયા, એ તિથિઓ પરવિદ્ધા પૂજવી." મૂળ ગ્રંથકારે એજ અર્થ લખ્યો છે.વળી યુગ્મવા-ક્ય પણઃ—પ્રતિપદાયુક્ત અમાવાસ્યા લેવી.

૧૯૭ બૃહસ્પતિ પણઃ—"એકાદશી, અષ્ટમી,ષષ્ઠી, પૌર્ણમાસી, ચતુર્દ-શી, અમાવાસ્યા ને તૃતીયા એ પરવિધ્ધા લેવી." નિગમમાં પણઃ—"ષષ્ઠી, અષ્ટમી,અમાવાસ્યા ને કૃષ્ણત્રયોદશી,એ તિથિઓ પરવિધ્ધા લેવી; અને બીજી પૂર્વવિધ્ધા લેવી." વિષ્ણુધર્મમાં પણઃ—"એકાદશી, અષ્ટમી, ષષ્ઠી, દ્વિતીયા, ચતુર્દશી,ત્રયોદશી,અમાવાસ્યા,એ તિથિઓ પરવિદ્ધા લેવી."સ્કંદપુરાણમાંઃ—"હે મુનિશ્રેષ્ઠ,પંચમીયુક્ત ષષ્ઠી,સપ્તમીયુક્ત અષ્ટમી ને ચતુર્દશીયુક્ત અમાવાસ્યા,એ પૂર્વવિધ્ધા ન લેવી." વળી નિગમમાંઃ—"પંચમીવિધ્ધા ષષ્ઠી,દશમીવિદ્ધા એકા-દશી ને ચતુર્દશીયુક્ત અમાવાસ્યા,એ ત્રણે દિવસ નિષ્ફલછે."તથાઃ—"એકાદશી, અષ્ટમી, ષષ્ઠી,અમાવાસ્યા ને ચતુર્થી, એ પરવિધ્ધા લેવી. અને બીજી પૂર્વવિદ્ધા લેવી." ઈત્યાદિ વચનોમાં પ્રતિપદા ને અમાવાસ્યાના પરસ્પર સંબંધનો નિષેધ સાવિત્રીવ્રતવાસ્તે કંઠે કહ્યો છે, માટે સાવિત્રીવ્રતસિવાયનાં વ્રતો-માં અમાવાસ્યા પરવિધ્ધા લેવી, એવો સિદ્ધાંત છે. હવે વટસાવિત્રીવ્રતની અ-

માવાસ્યા ને પૂર્ણિમા,ગણેશચતુર્થી અને રંભાતૃતીયા,એ તિથિઓ પૂર્વવિદ્ધા લેવી.

૧૯૮ બ્રહ્મવૈવર્તમાંઃ—"હે મુનિશ્રેષ્ઠ, સાવિત્રીવ્રતસિવાયની અમાવાસ્યા ને પૂર્ણિમા ચતુર્દશીયુક્ત લેવી નહિ." સ્કંદપુરાણમાંઃ—"કૃષ્ણાષ્ટમી, ચતુર્દશી, સાવિત્રીપૌર્ણમાસી ને અમાવાસ્યા પૂર્વવિદ્ધા લેવી." સાવિત્રીવ્રતયુક્ત અમાવાસ્યાને વટપૈતૃકી કહેછે. બ્રહ્મવૈવર્તમાં—"હે બ્રહ્મન, કૃષ્ણાષ્ટમી,રંભાતૃતીયા,વટસાવિત્રીઅમાવાસ્યા અને બૃહત્તપાખ્યા, એ તિથિઓ સંમુખા (સાયંકાલવ્યાપિની પૂર્વવિદ્ધા) લેવી." બૃહત્તપા નામનું સ્ત્રીઓને કરવાનું એક વ્રત છે. વળીઃ—"કૃષ્ણાષ્ટમી, બહુત્તપા, સાવિત્રીઅમાવાસ્યા, અનંગત્રયોદશી અને રંભાતૃતીયા, એ ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવી." એ વચનોથી સાવિત્રીઅમાવાસ્યા ચતુર્દશીયુક્ત લેવી.

૧૯૯ અહીં શંકા ઉઠેછે કે, "પંચમીયુક્ત ષષ્ઠી, દશમીયુક્ત એકાદશી ને ચતુર્દશીયુક્ત અમાવાસ્યામાં વ્રત કરવું નહિ." એ વચનથી ચતુર્દશીયુક્ત અમાવાસ્યામાં નિષેધ છે, તો તેમાં વ્રત કેમ થાય? તેનું ઉત્તર એ કે,તે નિષેધ તો સાવિત્રીવ્રતસિવાયના અમાવાસ્યાવ્રતનો છે. જ્યેષ્ઠકૃષ્ણત્રયોદશીથી આરંભીને અમાવાસ્યાસુધી સ્ત્રીઓ સાવિત્રીવ્રત કરેછે, તેનું વિધાયક વચન જાબાલિઃ—"વ્રતવાસ્તે તુલા,મકર, મીન, કન્યા ને મિથુન સંક્રાંતિમાં અમાવાસ્યાઓ ચતુર્દશીયુક્ત લેવી, અને બીજી અમાવાસ્યાઓ પ્રતિપદાયુક્ત લેવી."મિથુન સંક્રાતિનો જ્યેષ્ઠમાસ પ્રસિધ્ધ છે. આ કારણથી સાવિત્રીવ્રતની અમાવાસ્યા ચતુર્દશીયુક્ત લેવી, એવું સિધ્ધ થયું.

### ઇતિ ઉપવાસ વિષે અમાવાસ્યાનો નિર્ણય.

૨૦૦ અથ વટસાવિત્રીવ્રતનો વિધિ.ભવિષ્યોત્તરમાંઃ—"પતિવ્રતા સ્ત્રીએ ત્રણ દિવસ ઉપવાસ કરીને જ્યેષ્ઠઅમાવાસ્યાને દિવસે વડને મૂલે આ વિધિથી પૂજન કરવું. અશક્તિ હોય તો તેરશને દિવસે નક્ત કરી જિતેંદ્રિય રહેવું,ને ચૌદશને દિવસે અયાચિતભોજન કરી અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો." એ પ્રમાણે કરીને વાંસના પાત્રમાં સુવર્ણની સાવિત્રીમૂર્તિ, વસ્ત્ર, કંકુ, કાજલ,સૂત્ર અને સપ્ત ધાન્ય ઉપર નાળિએર વગેરે નાના પ્રકારનાં ફલ મૂકીને તે વડના મૂલમાં સ્થાપન કરી,વડ ને સાવિત્રીનું પૂજન કરવું; ત્રણ રાત્રિ સાવિત્રીનું આખ્યાન સાંભળવું, અને વ્રતની સમાપ્તિ થયાપછી બ્રાહ્મણને તે પાત્ર સોંપીને

ઘેર આવી બાંધવોસાથે હવિષ્યાન્ન જમવું. 'આ વ્રત કરેથી હે રાજા, સ્ત્રીને વૈધવ્ય આવે નહિ."

## ઇતિ સાવિત્રીવ્રતનો વિધિ.

૨૦૧ વાર ને નક્ષત્રાદિ યોગથી અમાવાસ્યાના વિશેષ પ્રકાર પ્રથમ કહ્યા છે. કાર્તિકાદિ અમાવાસ્યાનો વિશેષ પ્રકાર દીપાવલિનિર્ણયમાં કહેવાશે. એકભક્તાદિવ્રતમાં અમાવાસ્યા વ્રત વખતે પહોચતી હોય તે લેવી. તે વિષે કહ્યું છે કે, "એકભક્તવ્રતમાં દિવસે, ને નક્તમાં તથા ચંદ્રોદયવ્રતમાં રાત્રિએ વ્રતકાલમાં પહોચતી તિથિ લેવી, ને પારણાને માટે બીજી તિથિ લેવી."એકભક્તવ્રત મધ્યાન્હકાલમાં કરવું, એવું આગળ કહેશે.

## અથ બૃહત્તપા વ્રત

તે વ્રત 'ગુરૂત્તપા' નામે લોકમાં પ્રસિધ્ધ છે. તે દર વર્ષે એકેક તિથિની વૃધ્ધિથી કરવાનો આરંભ કરવો; એટલે તે સંબંધી ઉપવાસમાં પૂર્વવિધ્ધા તિથિ લેવી. તે વિષે કહ્યું છે કે, "કૃષ્ણાષ્ટમી, બૃહત્તપા, વટસાવિત્રી અમાવાસ્યા,અનંગત્રયોદશી અને રંભાતૃતીયા, એ ઉપવાસમાં પૂર્વવિધ્ધા લેવી." બ્રહ્મવૈવર્તમાં:—"હે બ્રહ્મન્, કૃષ્ણાષ્ટમી, રંભાતૃતીયા,વટસાવિત્રી અને બૃહત્તપા,એ તિથિઓ સંમુખા (પૂર્વવિધ્ધા) લેવી." વ્રતના આરંભમાં સોળ તારની દીવેટ, દર વર્ષે એકેક તંતુની વૃધ્ધિ કરીને, કરવી.

૨૦૨ કાર્તિક વદી અમાવાસ્યાને દિવસે માલપૂડા, દહિં, બોર, અક્ષત, દીવો, એ સમાન પાત્રમાં ગોઠવીને ગુરૂની આજ્ઞાપૂર્વક પવિત્ર જગોમાં તે વ્રત કરવું. એ રીતે રોજ ગુરૂની આજ્ઞા લેઇને અમાવાસ્યાથી સોળ દિવસ સોળ વર્ષ પર્યંત તે વ્રત કરવું. બીજે વર્ષે પ્રતિપદાથી દ્વિતીયાસુધી સોળ દિવસ,ને ત્રીજે વર્ષે દ્વિતીયાથી તૃતીયા સુધી સોળ દિવસ તે વ્રત કરવું પડશે.એ રીતે સોળમે વર્ષે ફરી અમાવાસ્યાથી પ્રતિપદાસુધી કરવાનું આવશે, એવું સર્યારૂણમાં છે. તેનો વિધિ પાર્વતીને મહાદેવે કહ્યો છે કે, "કાર્તિકકૃષ્ણઅમાવાસ્યાથી માર્ગશીર્ષશુક્લપક્ષની પંદર તિથિઓ ગયા પછી કૃષ્ણપક્ષની પ્રતિપદાને દિવસે એટલે સત્તરમે દિવસે સમાપ્તિની પારણા કરવ . એ પ્રકારે સોળ દિવસનું આ વ્રત છે. તેમાં પ્રતિવર્ષ સોળ તાંતણાની એકેક દીવેટ વધારવી,એટલે સોળમે વર્ષે સોળ દીવેટો થાય;

એ રીતે તે ઉત્તમ વ્રત અખંડિત થાય તેમ કરવું. માલપૂડા વગેરે સામગ્રીવાળું પાત્ર લેઇને ગુરૂની આજ્ઞા લેવાને સોળ દિવસ સુધી રોજ જવું, ને તે લીધાપછી ચંદનદૂર્વાપુષ્પાદિકે ઉમામહેશ્વરનું પૂજન કરવું. સોળ વર્ષ પૂરાં થતાસુધી એ રીતે કરીને ઉત્તમ ઉદ્યાપન કરવું. એવું કરનારને આરોગ્ય, પુત્રપૌત્ર ને અખંડ સૌભાગ્ય મળે."

ઇતિ ગુરૂત્તપાવ્રતવિધિ સંપૂર્ણ.

---

## અથ પ્રતિપદાનો સામાન્ય નિર્ણય.

૨૦૩ '**प्रतिपद्यप्यमावास्या**' એ યુગ્મવાક્યમાં અમાવાસ્યાવિધ્ધ પ્રતિપદા ઉપવાસમાં વિહિત છે. વળી કાલાદર્શમાં:—"પ્રતિપદા, પંચમી, કૃષ્ણપક્ષની અષ્ટમી ને ચતુર્દશી, સપ્તમી, નવમી, દશમી, શુક્લત્રયોદશી, શ્રવણદ્વાદશીસિવાયની દ્વાદશી ને રંભાતૃતીયા, એ તિથિઓ ઉપવાસમાં પૂર્વવિધ્ધા લેવી." આ વચનમાં '**अष्टमी भूते**' એ દ્વંદ્વસમાસ છે; તેમાં '**अभ्यर्हितं पूर्वं**' એ સૂત્રથી તિથિઓની ગણતરીમાં અષ્ટમીની ગણતરી પ્રથમ છે, તેથી તેને પુજ્ય માનીને સમાસમાં પ્રથમ લખી છે. બ્રહ્મવૈવર્તમાં:—"પ્રતિપદા, પંચમી, ચતુર્દશી ને સાવિત્રીપૂર્ણિમા પૂર્વવિધ્ધા લેવી." પૈઠીનસિ:—"પંચમી, સપ્તમી, દશમી, ત્રયોદશી, પ્રતિપદા ને નવમી, એ તિથિઓ સંમુખા ( પૂર્વવિધ્ધા ) લેવી."

૨૦૪ એ વચનો વિધિદ્વારાએ પૂર્વવિધ્ધા તિથિઓનું વિધાન કરનારાં છે; અને જે આપસ્તંબવચન, "પ્રતિપદા દ્વિતીયાયુક્ત ને દ્વિતીયા પ્રતિપદાયુક્ત લેવી," પ્રતિપદા ને દ્વિતીયાના પરસ્પર સંબંધનું વિધાન કરે છે, તે કોઈ વિશેષવ્રતના અભિપ્રાયથી છે; કેમકે યુગ્મવાક્યમાં શુક્લપ્રતિપદાનું વિધાન ઉપવાસમાં પૂર્વવિધ્ધા લેવાનું છે. જે વૃધ્ધવસિષ્ઠનું વચન છે કે, "દ્વિતીયા, પંચમી, દશમી, ત્રયોદશી ને ચતુર્દશી, એ તિથિઓ ઉપવાસમાં પોતાના વેધથી પોતાથી પૂર્વ ને ઉત્તર બન્ને તિથિઓને હણે છે."પણ શુક્લદ્વિતીયા તૃતીયાનું ને ચતુર્થીપંચમીનું યુગ્મવાક્યમાં જોડે શ્રવણ હોવાથી, તે [ ઉપરના પૂર્વોત્તર તિથિને હણવાનું બતાવનારા ] વૃધ્ધવસિષ્ઠવચનનો બાધ કરે છે. એ રીતે તે વાક્યોની વ્યવસ્થા કરી તે તિથિઓના નિર્ણયમાં દેખાડીશું.

એથી દ્વિતીયા પોતાના વેધથી પૂર્વ પ્રતિપદાને ને ઉત્તર તૃતીયાને હણે છે.

૨૦૫ માટે દ્વિતીયાયુક્ત પ્રતિપદા ઉપવાસમાં ન લેવી, એ તાત્પર્ય છે. ઉપવાસમાં કૃષ્ણપક્ષની પ્રતિપદા પણ પૂર્વવિધ્ધાજ લેવી, એ પૈઠીનસિવચનથી અનંતભેટ્ટે પણ કહ્યું છે કે, 'પ્રતિપદા દ્વિતીયાયુક્ત અને દ્વિતીયા પ્રતિપદા યુક્ત' એવું જે આપસ્તંબ કહે છે, તેમાં ઉપવાસ શબ્દ નથી; માટે તે વચનની તિલક, અશોક ને [1]કરવીર ઇત્યાદિ વ્રતમાં વ્યવસ્થા કરીછે. વ્રતખંડમાં કહેલાં શુક્લપ્રતિપદાનાં વ્રતોનું પૂર્વાણહમાંજ વિધાન છે; તેથી કરેલી વ્યવસ્થામાં કંઈ દોષ નથી. એ રીતે બીજાં વિરૂદ્ધ વચનોની પણ પોતપોતાના વિષયમાં વ્યવસ્થા કરીશું. પ્રતિપદાયુક્ત દ્વિતીયા અશૂન્યશયનાદિ વ્રતમાં લેવી; એકભક્તાદિ વ્રતમાં ન લેવી; તત્કાલવ્યાપિનીતિથિમાં એકભક્તાદિ વ્રતો કરવાનો નિયમ છે.

ઇતિ પ્રતિપદાનો સામાન્યનિર્ણય સંપૂર્ણ.

---

## અથ પ્રતિપદાનો વિશેષનિર્ણય.

### અથ અશોકવ્રત.

૨૦૬ નિર્ણયામૃતમાં તો:—'પ્રતિપદા દ્વિતીયાયુક્ત' એ વાક્ય કૃષ્ણપક્ષયુગ્મનું છે, એવું કહીને તે અશોકકરવીરાદિ શુક્લપક્ષનાં વ્રતોમાં લીધું, પણ તે વિચાર કર્યાવિના લીધું છે. આશ્વિનશુક્લપ્રતિપદાને દિવસે અશોકવ્રત કરવાથી શોક થાય નહિ. એવું ભવિષ્યત્પુરાણમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ યુધિષ્ઠિર રાજાને કહીને વળીકહ્યું કે, "અશ્વિનશુક્લપ્રતિપદાને દિવસે સૂર્યોદય વખતે સારા, કોમળ પાંદડાંવાળા, ઉત્તમ અશોકવૃક્ષનું પૂજન કરવું. હે રાજા, ઉગેલાં સપ્ત ધાન્ય, ગુણવાળા મોદક, તે તે કાલમાં ઉત્પન્ન થયેલાં સ્વાદિષ્ટ ફલ, નાળિએર, દાડમ, પુષ્પ, ધૂપાદિ પદાર્થોવડે ઉત્તમ અશોકવૃક્ષનું પૂજન કરવું; જેથી કદાપિ શોક ઉત્પન્ન થાય નહિ. 'હે અશોક, તું અમારા કુલમાં શોકની શાંતિ કરનાર થા.' એ મંત્રે ફલયુક્ત અર્ધ્ય આપવો; ને તેને ધ્વજપતાકાથી સુશોભિત કરીને વસ્ત્રથી આચ્છાદિત કરવો.

૨૦૭ જેમ દમયંતી ને સીતાજી પોતાના પતિને પ્રિય હતાં, તેમ સ્ત્રીઓ આ અશોકવ્રતથી પોતાના પતિને પ્રિય થાય. હે યુધિષ્ઠિર રાજા, સીતાએ વન-

---

[1] કરેણનું ઝાડ.

માં કોમલ પત્રથી સુશોભિત અશોકવૃક્ષને જોઇને, તેની પાસે પોતાના દેવર [લક્ષ્મણજી]ને રાખીને તથા પોતે અલંકાર ધારણ કરીને તિલ,અક્ષત,દીપ,અળતો, નૈવેદ્ય, ધૂપ, ફૂલ વગેરે પૂજાસામગ્રીથી લાલ અશોકવૃક્ષની પૂજા કરી. પછી હાથ જોડીને રામચંદ્રજી સાંભળતાં તે વૃક્ષની પ્રાર્થના કરી કે,'મારા વૃદ્ધ સસરા કોસલ દેશના રાજા દશરથ,મારા સ્વામી[રામચંદ્રજી]તથા દેવર[લક્ષ્મણ,ભરત ને શત્રુઘ્નજી] તેમજ મારા પિતા જનક આદિ સર્વે ઘણો કાળ જીવો; ને મારી સાસુ કૌશલ્યાજીને પણ હું જીવતી જોઉં.' પછી મહાભાગ્યવતી સીતાજી વનના આભૂષણરૂપ અશોકવૃક્ષની પ્રદક્ષિણા કરીને પોતાને ઘેર ગયાં. એ પ્રમાણે બીજી પણ સ્ત્રીઓએ કોમલ પાંદડાંવાળા રક્ત અશોકવૃક્ષનું, તિલ,ચોખા,જવ, ઘઉં ને સર્ષવવડે પૂજન કરી અપરાધની ક્ષમા માગીને તેનામૂળમાં નમસ્કાર કરવો; પ્રત્યક્ષ વૃક્ષ ન મળે તો યથાશક્તિ સુવર્ણનો, રુપાનો અગર રંગથી ચિત્રેલો અશોકવૃક્ષ કરીને તેની વિધિવત્ પૂજા કરી નમસ્કાર કરવો; પ્રાર્થનાનો મંત્ર મૂળમાંસ્પષ્ટ છે, તે ભણીને તે વૃક્ષ બ્રાહ્મણને દક્ષિણા અને બે વસ્ત્ર યુક્ત આપવો. પછી પતિવ્રતા સ્ત્રીએ પોતાની સખીઓની સાથે વ્રતાંગ પારણા કરવી. જે સ્ત્રી એ વ્રત કરે તેને કોઇ દિવસ શોક થાય નહિ; ને તે પતિનું સુખ પામીને અંતે ગૌરીપદને પામે."

### ઇતિ અશોક નામનું એકભક્તવ્રત સંપૂર્ણ.

---

### અથ અગ્નિવ્રત.

૨૦૮ હવે પ્રતિપદાનો દેવતા અગ્નિ છે, માટે સર્વ પ્રતિપદામાં અગ્નિવ્રત કરવું. તે વિષે પદ્મપુરાણમાં:—"પ્રતિપદાને દિવસે એકભક્તરૂપ વ્રત કરીને સમાપ્તિમાં કપિલા (એક રંગની) ગાયનું દાન કરવું. એને વૈશ્વાનર (અગ્નિ) વ્રત પણકહે છે. અને તે કરવાથી અગ્નિલોકની પ્રાપ્તિ થાય."વળી તેજ પુરાણમાં:— "પ્રતિપદામાં જે કોઈ કેવલ ભૂમિ લીંપીને તે ઉપર ભોજન કરે, તેને ત્રિરાત્રવ્રતનું ફલ મળે. એનું નામ પક્ષસંધિવ્રત છે." એ રીતે પ્રતિપદાનાં ઉપવાસવ્રતો વ્રતખંડમાંથી જાણવાં.

### અથ ગોક્રીડાવ્રત.

હવે કાર્તિકશુક્લપ્રતિપદાને દિવસે ગોક્રીડા નામનું વ્રત થાય છે; તેમાં પ્રતિપદા પૂર્વવિદ્ધા ને પરવિદ્ધા બન્ને લેવા સંબંધી વચનો છે. તેમાં પ્રથમ પૂર્વવિદ્ધાનાં વચન કહીએ છીએ. "અમાવાસ્યાયુક્ત

પ્રતિપદામાં ગોક્રીડનવ્રત કરવું,-અને તે જે દ્વિતીયાયુક્ત કરે, તેના પુત્ર, સ્ત્રી અને ધનનો નાશ થાય." વળી:–"અમાવાસ્યાયુક્ત પ્રતિપદામાં ગાયનું પૂજન કરવાથી પ્રજા, ગાયો ને રાજાની સમૃદ્ધિ થાય છે." આ „પરવિદ્ધા' પ્રતિપદાનો નિષેધ કર્યાથી દર્શશ્રાદ્ધનું કર્મ ચતુર્દશીમાં કરવાનું દેખાય છે; કારણ કે "પ્રતિપદાને દિવસે અપરાણ્હકાલમાં ત્રણ મુહૂર્ત દ્વિતીયા હોય, તો બીજે દિવસે ચંદ્રદર્શનના સંભવથી ચતુર્દશીમાં અન્વાધાન કરવું." એ અભિપ્રાયથી ગોક્રીડાદિ કર્મમાં દ્વિતીયાનો નિષેધ કરનારાં વચન એવાં છે કે, " ગોક્રીડાને દિવસે જો રાત્રિએ ચંદ્રદર્શન થાય તો,તે ચંદ્રરાજા પશુ અને ગાયની પૂજા કરનારનો નાશ કરે છે. પ્રતિપદામાં રક્ષા ને દશ દિશામાં બલિદાન, અને દ્વિતીયામાં ગોક્રીડા કરે તો દેશ ભંગ થાય."

૨૦૯ વળી:–"પ્રતિપદામાં અગ્નિકરણ (મેરમૈરૈયાં) ને દ્વિતીયામાં ગોક્રીડા કરે, તો છત્રભંગ તથા ધન ને સુખનો નાશ થાય." એ વાક્યથી પ્રતિપદાને દિવસે દીપોત્સુક [ છોકરાં મેરમેરૈયાં કરે છે તે ] ને દ્વિતીયામાં ગોપુજનનો નિષેધ કર્યો છે,તોપણ"અમાવાસ્યા ત્રણ પ્રહર સુધી હોય ને બીજે દિવસે વૃદ્ધિ થઈને પ્રતિપદા સાડા ત્રણ પ્રહર હોય, તો તે પરવિદ્ધા અમાવાસ્યા,દીવાળીના ઉત્સવમાટે લેવાને ઋષિઓએ કહી છે. એમ ન હોય તો બન્ને તિથિ પૂર્વવિધ્ધા લેવી." ઇત્યાદિ વાક્યોમાં ત્રણ પ્રહરની અમાવાસ્યાને દિવસે સાયંકાલની પ્રતિપદામાં દીપોત્સુકાદિ કર્મનું વિધાન કરવાથી બીજાં પરવિધ્ધા વાક્યો છે,એવું સુચવ્યું; તેથી આ વચનો તો પૂર્વવિધ્ધા પ્રતિપાદક છે. હવે પરવિધ્ધા વિષે વચનો કહીએ છીએ. " સાયંકાલની અમાવાસ્યામાં લોકમાતા ગાયો ક્રીડા કરે તો, રાજ્યમાં ઘોડાને રોગ ઉત્પન્ન થાય, ને રાજાને શસ્ત્રથી ભય થાય." વળી:–"માણસે ગાયો, ભેંશો વગેરેને ખુબ લઢાવવાં ને ત્રાસ પમાડવાં.એવું ગોક્રીડન પ્રતિપદામાં પ્રાતઃકાલે કરવું."તથાઃ–"દ્વિતીયાયુક્ત પ્રતિપદામાં ગાયોનું પૂજન વગેરે કરે, તો આયુષ, પ્રજા ને રાજ્યની સમૃધ્ધિ થાય." વળી:–"કાર્તિકશુક્લપ્રતિપદાને દિવસે બે ઘડી [ કુતપકાલવ્યાપિની] અમાવાસ્યા હોય, તેમાં મંગલમાલિકા નામનું કર્મ કરે,તો દેશભંગનો ભય થાય." તે માટેજ "અશ્વિનમાસની અમાવાસ્યાદિ ત્રણ તિથિઓ દીવાળીના કામમાં મધ્યાન્હકાલસુધીની લેવી." ઈત્યાદિ વિધિનિષેધદ્વારા પરવિધ્ધા લેવાનાં વચનો છે. એ રીતે પરસ્પર વિરોધી અર્થ બતાવનારાં વચનોનો

વિચાર કર્યાસિવાય નિર્ણય થઈ શકતો નથી; માટે દીવાળીને અંગે જે જે તિથિઓ હોય, તે તે તિથિઓનાં વિહિતકર્મસહિત વિચાર કરીને નિર્ણય કરવો જોઇએ.

૨૧૦ જેમણે કાર્તિકશુક્લપ્રતિપદાના નિર્ણયમાં પરવિદ્ધા વાક્યોનો અનાદર કરીને કેવલ પૂર્વવિદ્ધાનાં વાક્યો લખ્યાં છે, તેમણે સાગ્નિકવિષે અથવા પોતાની બુદ્ધિકલ્પનાથી તે પ્રગટ કર્યાં છે; કારણકે નિર્ણય તો સાર્વજનિક હોય છે.

## અથ દીવાળીનો નિર્ણય.

હવે દ્વાદશીથી દ્વિતીયાસુધી કરવાના વિધિનો અને દીવાળીનો નિર્ણય કહીએ છીએ.

## અથ ગોવત્સદ્વાદશી.

શ્રીકૃષ્ણઃ—"પૂનેમિયા મહીના પ્રમાણે કાર્તિકકૃષ્ણ એટલે અશ્વિનકૃષ્ણદ્વાદશી- જયાં સુધી હોય તેને ગોવત્સ દ્વાદશી કહેછે. તેમાં વાછડાવાળી, સુશીલ, દોષરહિત, તરુણ, રૂપાળી, સુપ્રસૂત,અને દૂધ આપનારી ગાયનું પૂજન કરવું. તે મુખ્યત્વે કરીને પ્રાતઃકાલે કરવાનું વિધાન છે. પૂજનનો વિધિ.ત્રાંબાના પાત્રમાં પુષ્પ, અક્ષત, નાના પ્રકારનાં શુભ ફલ, દહિં, દૂધ, નાંખી આ મંત્ર ભણીને ગાયના પગ ઉપર અર્ઘ્ય આપવો. 'माता रुद्राणां' એ વેદનો મંત્ર દ્વિજોએ લેવો." હવે જે વચન છે કે, "કાર્તિકકૃષ્ણદ્વાદશી પુણ્યદાયી છે, પણ તે પૂર્વવિદ્ધાજ લેવી ને પરવિદ્ધા ન લેવી. એકાદશીમિશ્રિત દ્વાદશી ગોપૂજનમાં લીધાથી આયુષ ને પ્રજાની વૃદ્ધિ થાય,એવું માંડવ્ય ઋષિનું જે વચન છે," તે ભવિષ્યપુરાણમાં કહેલી સંધ્યાકાલની ગોવત્સદ્વાદશી વિષે છે.

## અથ ત્રયોદશી.

૨૧૧ "અશ્વિનમાસસિવાયની બીજી દ્વિતીયા, દશમી ને ત્રયોદશીમાં અભ્યંગસ્નાન કરવું નહિ." એ વચનથી અશ્વિનમાસની દ્વિતીયા, દશમી ને ત્રયોદશીમાં અભ્યંગસ્નાન કરવું. તે વિષે બીજી સ્મૃતિમાં:—"પોતાના ઉપભોગસારૂ કરવાનું જે અભ્યંગસ્નાન, તેનો દશમી આદિ તિથિઓમાં નિષેધ છે. નિત્ય કે નૈમિત્તિકઅભ્યંગનો તો નિષેધ નથી."

## અથ ચતુર્દશી, અમાવાસ્યા ને પ્રતિપદાનો નિર્ણય.

વિષ્ણુ:—"નરકથી બ્હીનારાએ અશ્વિનકૃષ્ણચતુર્દશીમાં ચંદ્રોદય વેળાએ તૈલાભ્યંગસ્નાન કરવું

૨૧૨ ગાર્ગ્ય:—"પુનમિઆમાસ પ્રમાણે કાર્તિક એટલેઅશ્વિનકૃષ્ણચતુર્દશી પૂર્વવિદ્ધા લેવી. તેના ઉષઃકાલમાં [પાછલી પાંચ ઘડી રાત્રિથી ઉદય સુધીનો વખત] આલસ્યરહિત થઇ અપામાર્ગ (અંઘેડી)નાં પાંદડાં, અભ્યંગસ્નાન કરીને મસ્તકપર ફેરવવાં. તેનો મંત્ર મૂળમાં છે તે જોવો. ત્યારપછી ધર્મરાજાનું નામ દઇને તર્પણ કરવું અને પ્રદોષકાલે બ્રહ્માવિષ્ણુશિવ ઇત્યાદિ દેવતાઓનાં મંદિર તથા મઠ (સાધુ સંનાસી વગેરે જ્યાં રહેતા હોય તે જગો)માં સુંદર રમણીય દીવા કરવા, તથા દેવતાઓનું પૂજન કરી એક દીવો નરકને નામે કરવો. એ રીતે અમાવાસ્યાને દિવસે પ્રભાતસમયે સ્નાન કરીને, ભક્તિથી દેવ અને પિતરોનું પુજન, નમસ્કાર ને તર્પણ કરી, દહિં, દૂધ, ઘી, ઇત્યાદિ પદાર્થોથી શ્રાદ્ધ કરવું.

૨૧૩ પછી અપરાણ્હકાલમાં રાજાએ, કાલે સવારે બલિનું રાજ્યછે,માટે સર્વે લોકો ખુશી પ્રમાણે વર્તજો,એ રીતે પડો વજડાવી સંભળાવવું. ને લોકોએ પણ આનંદમાં આવી પોતાનાં ઘર ચુંનાથી ધોળાવીને ચંદન, ઝાડ, ફુલના હાર ઇત્યાદિથી ઘેરેઘેર શોભા કરવી. વળી ઘરમાં દીવાની હાર એવી રીતે કરવી કે, પુષ્કલ પ્રકાશ થઈને ઘરમાંનું અંધારૂં દૂર થાય, અને દોષરહિત પ્રદોષકાલવખતે રાત્રિએ નગરમાં પણ દીવા કરવા. કન્યાઓએ પૂર્વભણી મુખ કરીને પુરુષોને અક્ષત નાંખી નીરાજન[ઘીના દીવાથી આરતી ઉતારવી તે એને વર્ધાપન કહેછે.] અને આયુષ વધો એમ આશિર્વાદ આપવો. ઝાડની ડાળીઓ ઉપર દીવા કરવા. અમાવાસ્યાના પ્રદોષકાલમાં જે પિતૃદીપ નામે દીવો કરે તેમના પૂર્વજો અંધનરકને જુએ નહિ. આ રાત્રિ જોકે ચંદ્રપ્રકાશરહિત છે, તોપણ ચાંદરણાની પેઠે તેનેપ્રકાશવાળી કરવી.ને નિદ્રા ન લેતાં ગાયન,વાદ્ય વગેરેથી રાત્રિએ ઉત્સવ કરવો. પછી પાછલી પાંચ ઘડી રાત્રિ રહે, ત્યારે સ્રીઓએ હર્ષયુકત થઇ સૂપડાને નગારાની પેઠે વગાડતાં વગાડતાં પોતાના આંગણામાંથી અલક્ષ્મી ( દારિદ્ર )કાઢી નાંખવી. પછી પ્રભાતસમયે રાજાએ સર્વ લોકોને યથાઘટિત માન આપવું. ત્યારપછી લોકોએ ગાયો, ભેંશો વગેરેનું યુદ્ધ કરાવી તેમને ત્રાસ પમાડવો. એ રીતનું ગોક્રીડન પ્રતિપદામાં સવારે કરવું."

૨૧૪ પછી હે ભારત, અપરાણ્હકાલમાં પૂર્વદિશાભણી ઉંચા થાંભલાએ અગર ઝાડોને માર્ગપાલી (રક્ષણ કરનારૂં તોરણ) બાંધવી; રાત્રિએ બલિરાજાનું સ્થાપન કરી મૂકેલું હોય તેનું, તથા તેની સ્ત્રી વિંધ્યાવલીનું પૂજન કરવું. તેનો મંત્ર મૂળમાં સ્પષ્ટ છે. પછી ભાઇબીજને દીવસે બહેન ભાઇને મંગલકર્મ કરે." એ રીતે દ્વાદશીથી બીજસુધી દિવાળીનો ઉત્સવ કરવો. તેમાં તિથિની વૃધ્ધિ થઇને તે બે દિવસ પહોચે, તોપણ વચમાં વિશ્લેષ [ઉત્સવના દિવસનો પડાવ] ન થવા દેવો; એટલે તે દીવાળીના ત્રણે દિવસ લાગલાગટ કરવો. વિશ્લેષ કરે તો નરકમાં પડે. અત્રે ત્રણ દિવસ એટલે દીવાળીના પાંચે દિવસ જાણવા. કોઈ પુરાણમાં દીવાળીના ઉત્સવ વિષે ચતુર્દશીથી આરંભીને ત્રણ દિવસ લખ્યા છે, તેને અનુસારે આ વચન છે. એકના જેવુંજ બીજું હોય તો એકનો ધર્મ બીજાને લેવો; માટે પાંચે દિવસ લાગલાગટજ ઉત્સવ કરવો. એવું થયેથી જો દ્વાદશી થોડી હોય તો, તેજ દિવસે દ્વાદશી ને ત્રયોદશી બન્નેનાં કર્મ કરવાં ને ચતુર્દશીનું સ્નાન તો ચંદ્રોદય વખતે, જ્યારે ચતુર્દશી હોય, ત્યારે કરવું.

૨૧૫ "અભ્યંગ સ્નાનં, સમુદ્રસ્નાન, દંતધાવન, મૈથુન, જન્મ ને મરણ કાલ, એમાં તે વખતે જે તિથિ પહોચતી હોય, તે લેવી." એ વચનથી જો બન્ને દિવસ ચંદ્રોદયવેળાએ ચતુર્દશી હોય, તો પૂર્વદિવસે અભ્યંગસ્નાન કરવું, કારણકે પૂર્વવિદ્ધા ચતુર્દશીમાં તે કરવાનું વચન છે. એમ કરેથી અમાવાસ્યાની વચમાં એક દિવસ નકામો રહ્યો, એવું સમજવું નહિ; કેમકે ઉષઃકાલને સ્મૃતિ વચનથી ઉત્તરદિવસનો સંબંધ છે. તેથી શંકા થાય છે કે, ઉષઃકાલનો સંબંધ બીજે દિવસે લેવાથી તેરશની સાથે પૂર્વચતુર્દશીની એકતા તૂટી તેનું ઉત્તર એ કે ઉષઃકાલને પૂર્વદિવસનો પણ સંબંધ હોવાનું સ્મૃતિ વચન છે. ચતુર્દશીમાં કાલરાત્રિનું દીપદાન કરવાને લાગલાગટપણું તૂટે, તોપણ હરકત નથી; કારણ કે ચંદ્રોદયવેળાએ સ્નાનરૂપ કર્મનો લાગલાગટપણે આરંભ થયેથી ચતુર્દશીમાં કાલરાત્રિનું દીપદાન વગેરે સર્વ કર્મ લાગલાગટ થયું. જો બીજે દિવસે ચતુર્દશી થોડી હોય, તો રાત્રિએ અમાવાસ્યા ને ચતુર્દશીનું દીપદાન સાથે કરવું. અમાવાસ્યાનો નિર્ણય તો શ્રાધ્ધકાલને અનુસરીને કરવો.

૨૧૬ "અશ્વિનઅમાવાસ્યાને દિવસે પિતરોનું શ્રાધ્ધ કર્મ કરીને, સાયંકાલે દીપદાન કર્યાપછી ઉલ્મુક કરવું. ચતુર્દશીયુક્ત અમાવાસ્યામાં શ્રાદ્ધ-

## અથ ચતુર્દશી, અમાવાસ્યા ને પ્રતિપદાનો નિર્ણય.

વિષ્ણુઃ—"નરકથી બ્હીનારાએ અશ્વિનકૃષ્ણચતુર્દશીમાં ચંદ્રોદય વેળાએ તૈલાભ્યંગસ્નાન કરવું

૨૧૨ ગાર્ગ્યઃ—"પુનમિઆમાસ પ્રમાણે કાર્તિક એટલેઅશ્વિનકૃષ્ણચતુર્દશી પૂર્વવિદ્ધા લેવી. તેના ઉષઃકાલમાં [પાછલી પાંચ ઘડી રાત્રિથી ઉદય સુધીનો વખત] આલસ્ય રહિત થઇ અપામાર્ગ (અંઘેડી)નાં પાંદડાં, અભ્યંગસ્નાન કરીને મસ્તકપર ફેરવવાં. તેનો મંત્ર મૂળમાં છે તે જોવો. ત્યારપછી ધર્મરાજાનું નામ દઇને તર્પણ કરવું અને પ્રદોષકાલે બ્રહ્માવિષ્ણુશિવ ઇત્યાદિ દેવતાઓનાં મંદિર તથા મઠ (સાધુ સંનાસી વગેરે જ્યાં રહેતા હોય તે જગો)માં સુંદર રમણીય દીવા કરવા, તથા દેવતાઓનું પૂજન કરી એક દીવો નરકને નામે કરવો. એ રીતે અમાવાસ્યાને દિવસે પ્રભાત સમયે સ્નાન કરીને, ભક્તિથી દેવ અને પિતરોનું પુજન, નમસ્કાર ને તર્પણ કરી, દહિં, દૂધ, ઘી, ઇત્યાદિ પદાર્થોથી શ્રાદ્ધ કરવું.

૨૧૩ પછી અપરાણ્હકાલમાં રાજાએ, કાલે સવારે બલિનું રાજ્યછે,માટે સર્વે લોકો ખુશી પ્રમાણે વર્તજો,એ રીતે પડો વજડાવી સંભળાવવું. ને લોકોએ પણ આનંદમાં આવી પોતાનાં ઘર ચુંનાથી ધોળાવીને ચંદન, ઝાડ, ફુલના હાર ઇત્યાદિથી ઘેરેઘેર શોભા કરવી. વળી ઘરમાં દીવાની હાર એવી રીતે કરવી કે, પુષ્કલ પ્રકાશ થઈને ઘરમાંનું અંધારૂં દૂર થાય, અને દોષરહિત પ્રદોષકાલવખતે રાત્રિએ નગરમાં પણ દીવા કરવા. કન્યાઓએ પૂર્વલણી સુખ કરીને પુરુષોને અક્ષત નાંખી નીરાજન[ઘીના દીવાથી આરતી ઉતારવી તે એને વર્ધાપન કહેછે.] અને આષ્યુષ વધો એમ આશિર્વાદ આપવો. ઝાડની ડાળીઓ ઉપર દીવા કરવા. અમાવાસ્યાના પ્રદોષકાલમાં જે પિતૃદીપ નામે દીવો કરે તેમના પૂર્વજો અંધનરકને જુએ નહિ. આ રાત્રિ જોકે ચંદ્રપ્રકાશરહિત છે, તોપણ ચાંદરણાની પેઠે તેનેપ્રકાશવાળી કરવી.ને નિદ્રા ન લેતાં ગાયન,વાદ્ય વગેરેથી રાત્રિએ ઉત્સવ કરવો. પછી પાછલી પાંચ ઘડી રાત્રિ રહે, ત્યારે સ્ત્રીઓએ હર્ષયુક્ત થઇ સૂપડાને નગારાની પેઠે વગાડતાં વગાડતાં પોતાના આંગણામાંથી અલક્ષ્મી ( દારિદ્ર )કાઢી નાંખવી. પછી પ્રભાતસમયે રાજાએ સર્વ લોકોને યથાઘટિત માન આપવું. ત્યારપછી લોકોએ ગાયો, ભેંશો વગેરેનું યુદ્ધ કરાવી તેમને ત્રાસ પમાડવો. એ રીતનું ગોક્રીડન પ્રતિપદામાં સવારે કરવું."

૨૧૪ પછી હે ભારત, અપરાણ્હકાલમાં પૂર્વદિશાભણી ઉંચા થાંભલાએ અગર ઝાડોને માર્ગપાલી (રક્ષણ કરનારૂં તોરણ) બાંધવી; રાત્રિએ બલિરાજાનું સ્થાપન કરી મૂકેલું હોય તેનું, તથા તેની સ્ત્રી વિંધ્યાવલીનું પૂજન કરવું. તેનો મંત્ર મૂળમાં સ્પષ્ટ છે. પછી ભાઇબીજને દીવસે બહેન ભાઇને મંગલકર્મ કરે." એ રીતે દ્વાદશીથી બીજસુધી દિવાળીનો ઉત્સવ કરવો. તેમાં તિથિની વૃધ્ધ થઇને તે બે દિવસ પહોચે, તોપણ વચમાં વિશ્લેષ [ઉત્સવના દિવસનો પડાવ] ન થવા દેવો; એટલે તે દીવાળીના ત્રણે દિવસ લાગલાગટ કરવો. વિશ્લેષ કરે તો નરકમાં પડે. અત્રે ત્રણ દિવસ એટલે દીવાળીના પાંચે દિવસ જાણવા. કોઈ પુરાણમાં દીવાળીના ઉત્સવ વિષે ચતુર્દશીથી આરંભીને ત્રણ દિવસ લખ્યા છે, તેને અનુસારે આ વચન છે. એકના જેવુંજ બીજું હોય તો એકનો ધર્મ બીજાને લેવો; માટે પાંચે દિવસ લાગલાગટજ ઉત્સવ કરવો. એવું થયેથી જો દ્વાદશી થોડી હોય તો, તેજ દિવસે દ્વાદશી ને ત્રયોદશી બન્નેનાં કર્મ કરવાં ને ચતુર્દશીનું સ્નાન તો ચંદ્રોદય વખતે, જ્યારે ચતુર્દશી હોય, ત્યારે કરવું.

૨૧૫ "અભ્યંગ સ્નાન, સમુદ્રસ્નાન, દંતધાવન, મૈથુન, જન્મ ને મરણ કાલ, એમાં તે વખતે જે તિથિ પહોચતી હોય, તે લેવી." એ વચનથી જો બન્ને દિવસ ચંદ્રોદયવેળાએ ચતુર્દશી હોય, તો પૂર્વદિવસે અભ્યંગસ્નાન કરવું, કારણકે પૂર્વવિદ્ધા ચતુર્દશીમાં તે કરવાનું વચન છે. એમ કરેથી અમાવાસ્યાની વચમાં એક દિવસ નકાસો રહ્યો, એવું સમજવું નહિ; કેમકે ઉષઃકાલને સ્મૃતિ વચનથી ઉત્તરદિવસનો સંબંધ છે. તેથી શંકા થાય છે કે, ઉષઃકાલનો સંબંધ બીજે દિવસે લેવાથી તેરશની સાથે પૂર્વચતુર્દશીની એકતા તૂટી તેનું ઉત્તર એ કે ઉષઃકાલને પૂર્વદિવસનો પણ સંબંધ હોવાનું સ્મૃતિ વચન છે. ચતુર્દશીમાં કાલરાત્રિનું દીપદાન કરવાને લાગલાગટપણું તૂટે, તોપણ હરકત નથી; કારણકે ચંદ્રોદયવેળાએ સ્નાનરૂપ કર્મનો લાગલાગટપણે આરંભ થયેથી ચતુર્દશીમાં કાલરાત્રિનું દીપદાન વગેરે સર્વ કર્મ લાગલાગટ થયું. જો બીજે દિવસે ચતુર્દશી થોડી હોય, તો રાત્રિએ અમાવાસ્યા ને ચતુર્દશીનું દીપદાન સાથે કરવું. અમાવાસ્યાનો નિર્ણય તો શ્રાધ્ધકાલને અનુસરીને કરવો.

૨૧૬ "અશ્વિનઅમાવાસ્યાને દિવસે પિતરોનું શ્રાધ્ધ કર્મ કરીને, સાયંકાલે દીપદાન કર્યાપછી ઉલ્મુક કરવું. ચતુર્દશીયુક્ત અમાવાસ્યામાં શ્રાદ્ધ-

પક્ષમાં તુલાસંક્રાંતિ હોય, ત્યારે પૃથ્વી ઉપર ગોક્રીડનમાટે પ્રયત્નથી અમાવાસ્યાનો ત્યાગ કરવો. જો અમાવાસ્યામાં ગાયો ક્રીડા કરે તો તેમનો તથા મનુષ્યના આયુષ્યનો અને પ્રજાનો નાશ થાય અને છત્રભંગ થાય પણ, દ્વિતીયાયુક્ત પ્રતિપદામાં ગાયોનું પૂજન કરેથી આયુષ, પ્રજા ને રાજયની વૃદ્ધિ થાય. વળી અમાવાસ્યામાં જો લોકમાતરો ગાયો ક્રીડા કરે, તો ઘોડાને રોગ ને રાજાને શસ્ત્રભય થાય." આ વચનોથી તુલાસંક્રાંતિ હોય કે ન હોય એવી વ્યવસ્થા નથી; પણ કેવલ શ્રાદ્ધકાલને અનુસારે ગોક્રીડનની વ્યવસ્થા લેવી.

૨૨૨ બીજું ચતુર્દશીને દિવસે ઘડીમાત્ર અમાવાસ્યા હોય, તેમાં શ્રાદ્ધ કરવું. એ શંકાકારના વચનથી બીજે દિવસે છત્રીશ ઘડીની અમાવાસ્યાનો ત્યાગ કરીને ચતુર્દશીમાં એક ઘડીની અમાવાસ્યામાં શ્રાદ્ધ કરવાનો અતિપ્રસંગ આવે છે; માટે શ્રાધ્ધકાલને અનુસરીને વ્યવસ્થા કરે, તો કંઈ પણ દોષ નથી. બીજી શંકા એ છે કે, પ્રતિપદાને દિવસે ચંદ્રદર્શનનો શ્રાધ્ધમાં નિષેધ છે, તે વિષે વચનો:—"થોડોક પણ દ્વિતીયાનો યોગ હોય, એવી પ્રતિપદામાં ચંદ્રદર્શનનો સંભવ હોવાથી બલિદીપદાનાદિ કરવું નહિ; તેમ દ્વિતીયાયુક્ત પ્રતિપદામાં ગોક્રીડન કરે તો પ્રજા અને આયુષનો નાશ તથા છત્રભંગ થાય. સાયંકાલે ચતુર્દશીયુક્ત અમાવાસ્યાને દિવસે શ્રાધ્ધ, દીપદાન વગેરે કરે તો તે અક્ષય્ય થાય." વળી:—"અમાવાસ્યા ત્રણ પ્રહરસુધી હોય, ને બીજે દિવસે વધના કારણથી પ્રતિપદા સાઢાત્રણ પ્રહરસુધી પહોચતી હોય તો મુનિઓએ તે બે તિથિઓ દીવાળીના ઉત્સવમાં લેવાને કહીછે; એમ ન હોય તો પૂર્વવિધ્ધા લેવી." એ શંકાના ઉત્તરમાં કહેછે કે, તે ખરૂં છે; પણ આ નિષેધ સાગ્નિકોને છે. એથીજ સર્વ અમાવાસ્યામાં પણ ચદ્રંદર્શન હોય તો પ્રતિપદામાં ઈષ્ટી કરવાનો નિષેધ કરનારાં વચનો છે. તે એ કે "સાયંકાલે છ ઘડી દિવસથી દ્વિતીયા હોય ને અપરાણ્હસુધી પ્રતિપદા હોય, તો તે દિવસે ચંદ્રદર્શન થાય છે, માટે ચતુર્દશીમાં અન્વાધાન કરીને અમાવાસ્યામાં ઇષ્ટિ કરવી." આ વચનમાં છ ઘડી દ્વિતીયા હોય, એવું કહ્યાથીજ અપરાણ્હમાં પ્રતિપદા હોવાનું સિદ્ધ થયું, તોપણ ફરી અપરાણ્હમાં પ્રતિપદા હોય, એવું કહેવાનું કારણ દિવસના પાંચ ભાગપક્ષના અભિપ્રાયથી છે. એમ કાલાદર્શમાંથી જણાય છે. પ્રાતઃકાલે બે ઘડી પ્રતિપદા

હોય', એ વચનમાં 'પ્રાતઃ' શબ્દનો અર્થ બે ભાગના પક્ષનો અપરાણ્હ લેવો. ઘડી શબ્દનો અર્થ ચાર ઘડી, એવો પૂર્વોક્ત વચનમાં જે કરી બતાવેલો છે તે યોગ્ય છે. તો પણ શાખાભેદથી તેની વ્યવસ્થા લેવી. તે એવી રીતે કે પહેલી પૌર્ણમાસીમાં અન્વાધાન કરવાનું પૈંગ્ય શાખામાં છે. ને કૌષીતક બીજી પૌર્ણમાસીમાં અન્વાધાન કરવાનું કહેછે બીજી પૂર્ણિમા અન્વાધાનમાં લેવી એ શતપથમાં:—પણજે દિવસે પાછલી રાત્રિએ ચંદ્રદર્શન થતું હોય,તે દિવસે અ અન્વાધાન કરવું; એવું એકદેશી (આ વાત કોઈક કહે છે) વાક્ય કહીને જે દિવસે પૂર્વમાં ચંદ્રનો ઉદય થાય તે દિવસે યાગ કરવો, ઇત્યાદિ શાખાભેદ માં વ્યવસ્થા છે.

૨૨૩ શંકાકાર કહેછે કે, તિથિની ઘટ હોય તો પૂર્વવિદ્ધાવચનો અને વધ હોય તો પરવિદ્ધાવચનો લેવાં, એવી વ્યવસ્થા કરો. ત્યારે સિધ્ધાંતિ કહે છે કે, એ ખરૂં; પણ ક્ષયવૃધ્ધિનિમિત્ત શ્રાદ્ધના બે પ્રકાર થતા હોય તો તે વ્યવસ્થા ઘટે છે; જો કેવલ ક્ષયવૃધ્ધિના નિમિત્તથીજ વ્યવસ્થા કરીએ તો [1]અતિપ્રસંગ આવશે.

બીજે દિવસે અમાવાસ્યા ત્રણ પ્રહર હોય, ત્યારે દીપદાનકાલ તો તે દિવસે તજવોજ. ને શ્રાધ્ધકાલ તો બતાવેલી વ્યવસ્થાએ કરવા કદાપિ ચુકવો નહિ; જે નિશ્ચિત વ્યવસ્થા કરેલી હોય,તેજ લેવી યોગ્ય છે. માટેજ વિશ્વરૂપ નિબંધમાં:—"પંડિતોએ દર્શના નિર્ણય પ્રમાણેજ દીવાળીનો નિર્ણય લેવો;જુદો લેવો નહિ. અનંતભટ્ટ પણ:—કાલનિર્ણયકારાદિ ગ્રંથકર્ત્તાઓએ એજ અભિપ્રાયથી જુદો નિર્ણય કર્યો, પણ સાધારણ નિર્ણયમાં એવું સામાન્ય વચન લખ્યું છે કે, "શ્રાવણીપૂર્ણિમા દુર્ગાનવમી, દૂર્વાષ્ટમી, હુતાશની પૌર્ણમાસી, શિવરાત્રિ ને બલિપ્રતિપદા, એ તિથિઓ પૂર્વવિધ્ધા લેવી." આ વચનથી સર્વકાલ પૂર્વવિધ્ધાજ લેઇએ, તો સર્વ ઠેકાણે અતિપ્રસંગ એવી રીતે આવશે કે, વિષ્ટિમાં પણ શ્રાવણીપૌર્ણમાસીનું કર્મ કરવું, અને દુર્ગાનવમીને દિવસે દશમી પણ પરા નહિ લેવી.

૨૨૪ માટે "જે તિથિમાં સૂર્ય અસ્ત પામે, તે તિથિને પિતરો સ્વીકારે

---

૧ જે કર્મ જે કાલમાં કરવાની મના કરી હોય તે કર્મ તે કાલમાં કરવાનો પ્રસંગ આવશે.

છે;" ઇત્યાદિ સામાન્યવચનોની કુતપ ને અપરાણ્હકાલને અનુસારે જેમ વ્યવસ્થા કરી છે; તેમ કૌમુદીના વચનોની પણ કરવી. નિર્ણયામૃતમાં પણ પૂર્વવિધ્ધાનાં વચનો બતાવીને ચતુર્દશીમાં અન્વાધાન કરવાવિષે કહેલું છે, તેથી એ વચનો સાગ્નિકને ઇષ્ટ છે. તેમ 'ત્રણ પ્રહર અમાવાસ્યા' એ વાક્યનું ત્રીજા પણ પ્રહરમાં અમાવાસ્યા, એવું વ્યાખ્યાન કર્યુંછે.વ્યાકરણ રીતે સંખ્યાવાચક**ત્રિ**શબ્દમાં પૂરણપ્રત્યય**તીય**નો લોપ દેખાય છે. નિર્ણયભાસ્કરમાં પૂર્વવિદ્ધાવચનો અન્ય વ્રત વિષે છે. એવું કહ્યું છે. તે પ્રમાણે બ્રહ્મપુરાણમાં લખ્યું છે કે, "અશ્વિનશુક્લપક્ષમાં તુલાના સૂર્ય થતા હોય, તો અમાવાસ્યામાં સ્ત્રીઓ, ને કાર્તિકશુક્લપ્રતિપદામાં ગાયો ક્રીડા કરે. અને કાર્તિકશુક્લપક્ષમાં તુલાસંક્રાંતિ થતી હોય તો, પૃથ્વી ઉપર ગોક્રીડન કરવાને પ્રયત્નથી અમાવાસ્યા તજવી. અમાવાસ્યામાં ગાયો ક્રીડા કરે તો તેમનો,પ્રજાનો ને આયુષનો નાશ થાય અને છત્રભંગ થાય. દ્વિતીયાયુક્ત પ્રતિપદામાં ગોપૂજન કરેથી આયુષ, પ્રજા ને રાજ્યની વૃદ્ધિ થાય. લોકમાતરો ગાયો અમાવાસ્યામાં ક્રીડા કરે તો ઘોડાઓને રોગ, ને રાજાઓને શસ્ત્રભય થાય." એ વચનોથી સૂર્યોદયવેળાનીજ પ્રતિપદા લેવી. હવે જે બ્રહ્મવૈવર્તમાં બીજું વચન છે કે, "પ્રતિપદા ને દ્વિતીયા પૂર્વવિધ્ધા લેવી." એ કૃષ્ણપક્ષમાં ઉપવાસ વિષે છે. એ રીતે પ્રતિપદા પૂર્વવિધ્ધા લેવા વિષે બીજાં પણ વચનો હોય, તે અન્ય વ્રતોને માટે છે, એવું સિધ્ધ થયું.

૨૨૫ વળી દીવાળીની બીજને યમદ્વિતીયા કહેછે; તેમાં બહેનોએ ભાઇઓને જમાડવા. કહ્યુંછે કે, "ભાઈબીજમાં બહેને ભાઈનું મંગલકર્મ કરવું." વ્રતખંડમાં:—"હે યુધિષ્ઠરરાજા, પૂર્વે કાર્તિકશુક્લદ્વિતીયામાં યમુનાએ પોતાને ઘેર પોતાના ભાઈ યમરાજને તેડી ભોજન કરાવ્યું છે.તેથી તેને લોકમાં યમદ્વિતીયા (ભાઈબીજ)કહેછે. તેમાં પંડિતોએ પોતાને ઘેર ન જમવું. સ્નેહથી પોતાની બહેનના હાથનું પુષ્ટિકારક અન્ન જમવું." બહેન ન હોય તો "કાકાની મોટી દીકરીના હાથનું જમવું." વળીઃ—"સર્વે ભાઈઓએ બહેનના હાથનું, બલ, ધન, યશ, આયુષ, ધર્મ, અર્થ ને કામને આપનારૂં અન્ન જમવું." તેમ "ભાઇઓએ પણ બહેનોનું વસ્ત્રાલંકારાદિથી પૂજન કરવું." તે વિષે વ્રતખંડમાંઃ—"સુવર્ણના લિંકાર, વસ્ત્રાદિપૂજા, સત્કાર, અને ભોજન,ઈત્યાદિ આપીને

બહેનોનું સન્માન કરવું; તે ન હોય તો ધર્મની બેહનો પૂજવી." વળી આ બીજમાં યમુનાસ્નાન ને યમનું પૂજન શ્રેષ્ઠ છે. પુરાણમાં:—"કાર્તિકશુક્લદ્વિતીયાને દિવસે અપરાહ્ણમાં યમુનામાં સ્નાનકરીને યમનું પૂજન કરવું. તેથી યમલોકનું દર્શન થાય નહિ." વળી તેમાંજ:—"એ રીતે યમદ્વિતીયાનો મોટો ઉત્સવ કરેથી નરકમાં ગયેલા પાપી પૂર્વજો પાપથી મૂકાઇ સર્વ નરકબંધનથી ટેછૂ ને તેમને યમલોકમાં મહોત્સવ સુખ મળે. આ કારણથી તે યમદ્વિતીયા નામે ત્રૈલોક્યમાં પ્રસિદ્ધ છે."

ઇતિ દીવાળીનો નિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં પ્રતિપદાનિર્ણય સહિત દીવાળીનિર્ણય સંપૂર્ણઃ



## અથ દ્વિતીયાનો સામન્ય નિર્ણય.

૨૨૬ હવે ઉપવાસાદિ વિષે દ્વિતીયાનો નિર્ણય કહીએ છીએ. પરસ્પર વિરૂદ્ધ અર્થવાળાં વચનોની વ્યવસ્થા કરવી, એનુ નામ નિર્ણય. કહ્યું છે કે, "એકાદશી, અષ્ટમી, ષષ્ઠી, દ્વિતીયા, ચતુર્દશી, ત્રયોદશી ને અમાવાસ્યા ઉપવાસમાં પરવિધ્ધા લેવી." એ વિષ્ણુધર્મના વચનથી તૃતીયાયુક્ત દ્વિતીયા ઉપવાસમાં લેવી. પરંતુ બીજી સ્મૃતિના વચનમાં તૃતીયાયુક્ત દ્વિતીયાનો ઉપવાસમાં નિષેધછે. તે એવી રીતેકે, "તૃતીયા, એકાદશી, ષષ્ઠી ને અષ્ટમી પોતાથી પૂર્વની ઉપવાસ તિથિને હણે છે."આ વચનમાં તૃતીયા પોતાના વેધથી દ્વિતીયાને ઉપવાસમાં હણેછે; તેથી તૃતીયાયુક્ત દ્વિતીયા ઉપવાસમાં ન લેવી, એવું પ્રાપ્ત થયું. એ રીતે પરસ્પર વિરુધ્ધાર્થને બતાવનારાં બન્ને વચનોની વ્યવસ્થા એ રીતે કરવી કે, "જ્યાં બે શ્રુતિઓ પરસ્પર વિરુધ્ધ હોય ત્યાં બન્ને ધર્મ પ્રમાણછે; ને જ્યાં સ્મૃતિવચનો પરસ્પર વિરૂધ્ધા હોય, ત્યાં બન્ને વચનોના જુદેજુદા બે વિષયની કલ્પના કરવી." એ તૃતીયાયુક્ત દ્વિતીયા ઉપવાસમાં લેવાનું વિધાન કરનારા વચનની સાથે મળતા **युग्माग्नि** ઇત્યાદિ વાક્યથી તૃતીયાયુક્ત દ્વિતીયા શુક્લપક્ષની લેવી; અને દ્વિતીયા પૂર્વવિદ્ધા લેવી, ને તૃતીયાયુક્ત ન લેવી, એ નિષેધ કરનારા વાકયથી કૃષ્ણદ્વિતીયા [તૃતીયાયુક્ત ન લેતાં] પૂર્વવિદ્ધા લેવી. એ રીતે તૃતીયાયુક્ત દ્વિતીયા ઉપવાસમાં લેવાનો વિધિનિષેધ કરનારાં પરસ્પર વિ-

રૂધ્ધ વાક્યોને શુક્લ ને કૃષ્ણ એ જુદેજુદા બે વિષય આપ્યા, એટલે બન્ને વચનો સાર્થક થયાં. એવી વ્યવસ્થાનેજ નિર્ણય કહેછે.

૨૨૭ એ અર્થના અભિપ્રાયથી દીપિકાકારઃ—કૃષ્ણદ્વિતીયા પૂર્વાણ્હવેધવાળી ( પૂર્વવિદ્ધા ) ને શુક્લદ્વિતીયા અપરાણ્હવેધવાળી [ પરવિધ્ધા ] લેવી. "પ્રતિપદાયુક્ત દ્વિતીયા ને દ્વિતીયાયુક્ત પ્રતિપદા લેવી." એ વચનમાં ઉપવાસસિવાય અશૂન્યશયનાદિ વિશેષ વ્રત વિષે પ્રતિપદાયુક્ત દ્વિતીયા લેવાનું પ્રતિપદાના નિર્ણયમાં સ્થાપન કર્યું છે; કેમકે એ વ્રત ચંદ્રોદય વખતે કરવાનું છે, માટે તે વખતે દ્વિતીયા હોવીજ જોઇએ. કહ્યું છે કે, "એકભક્તવ્રતમાં દિવસે અને નક્ત તથા ચંદ્રોદયવ્રતમાં રાત્રિએ કર્મકાલમાં પહોચતી તિથિ લેવી; ને પારણામાં બીજી લેવી."

૨૨૮ હવે અશૂન્યશયનવ્રતમાં પરવિધ્ધાતિથિ લેવાનું જે કહ્યું છે કે, "શ્રાવણાદિ ચાર માસની કૃષ્ણપક્ષની દ્વિતિયામાં અશૂન્યશયનવ્રત તૃતીયાયુક્ત કરે તો અધિક ફલને પામે," તે બે દિવસ પહોચતી દ્વિતીયાવિષે જાણવું; કારણકે તિથિની વધ હોય તો પરા લેવાનું કહ્યું છે. હવે દીવાળીની દ્વિતીયા જેને યમદ્વિતીયા કહે છે, તે ભાઇબેહેનોએ મંગલકર્મ કરવામાં 'દીવાળી નિર્ણયના અનુસારે પૂર્વવિદ્ધા અગર પરવિદ્ધા, જે આવે તે લેવી. "એ દ્વિતીયામાં બહેન ભાઇને મંગલકર્મ કરે" ને તેને જમાડે; તેમ ભાઇએ પણ બહેનોને વસ્ત્રાદિ અલંકાર આપવા.

૨૨૯ હવે કેટલાએ કૃષ્ણદ્વિતીયા પણ તૃતીયાયુકત ઉપવાસમાંલેવાના અભિપ્રાયથી 'तृतीये अेकादशी' એ વચનમાં પૂર્વવિધ્ધા લેવાનું જે કહ્યું છે, તે ઉપવાસ શબ્દનો અર્થ પૂર્વવિધ્ધ અશૂન્યશયનવ્રત, લક્ષણા એ કરીને કહ્યો; પણ "પ્રતિપદાવિદ્ધ દ્વિતીયા લેવી" એ બ્રાહ્મવૈવર્ત્તવચનમાં કૃષ્ણદ્વિતીયા ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવાને સ્પષ્ટ કહેથી, મુખ્યાર્થનો સંભવ છતાં લક્ષણા લેવી, એ અન્યાય છે.

ઇતિ દ્વિતીયાનોસામાન્યનિર્ણય.



## અથ દ્વિતીયાનો વિશેષનિર્ણય.

૨૩૦ અથ બ્રહ્મવ્રત દ્વિતીયાનો અધિપતિ બ્રહ્મા છે, માટે સર્વ શુક્લકૃષ્ણદ્વિ-

તીયામાં બ્રહ્માનું પુજન કરવું.તે વિષે ભવિષ્યપુરાણમાં:—"જે દ્વિતીયાને દિવસે બ્રહ્મચર્યવ્રત કરીને બ્રહ્મચારીઓને ભોજન આપે, તે સર્વ વિદ્યામાં પારંગત થાય. તિથીશ્વર બ્રહ્માની મૂર્તિ સુવર્ણની કરવી. અને સમિધ, ઘી, દહિં, દૂધ ને મધનો હોમ કરવાથી બ્રહ્મા સંતોષ પામીને વિદ્યા આપે."

ઇતિ બ્રહ્માનું વ્રત સંપૂર્ણ.

---

### અથ ચૈત્રશુક્લદ્વિતીયા.

તેમાં ઉમા, શિવ ને અગ્નિનું પુજન કરવું. કહ્યું છે કે, "હે મુનિશ્રેષ્ઠ, ફલની ઈચ્છાવાળાએ ઉમા, શિવ ને અગ્નિનું પુજન કરવું."

૨૩૧ દેવીપુરાણમાં:—"હે બ્રાહ્મણશ્રેષ્ઠ, એ દ્વિતીયાને દિવસે ઉમા, શિવ ને અગ્નિનું પૂજન કરવામાં ચંદન,પુષ્પ, હવિષ્યાન્ન નૈવેદ્ય વગેરે લેવું. તેથી સર્વ યજ્ઞનું ફળ મળે."

ઇતિ ચૈત્રદ્વિતીયા.

### અથ અશૂન્યશયનવ્રતની દ્વિતીયા.

શ્રાવણાદિ ચાર માસની કૃષ્ણદ્વિતીયામાં અશૂન્યશયનવ્રત કરવું. તે વિષે ભવિષ્યત્પુરાણમાં સુમંતુ:—"હે યુધિષ્ઠિર રાજા, અશૂન્યશયન નામની દ્વિતીયાનું વ્રત શ્રવણ કર. તેમાં ઉપવાસ કરનારી સ્ત્રીને વૈધવ્ય ન આવે, ને તે વ્રત કરનાર પુરૂષને કદાપિ સ્ત્રીનો વિયોગ થાય નહિ." અહીં ઉપવાસ કહ્યો; પણ અન્ય ગ્રંથમાં નક્તભોજન કરવાનું કહ્યું છે. "ચાતુર્માસમાં જ્યારે જગત્પતિ શ્રીકૃષ્ણ લક્ષ્મીજીસહિત શયન કરે છે, ત્યારે અશૂન્યવ્રતની તિથિ લેવી. હે ભારત, પુનમિઆ મહીના પ્રમાણે શ્રાવણ એટલે આષાઢકૃષ્ણદ્વિતીયાને દિવસે સવારમાં ઉઠીને જગત્પતિ શ્રીકૃષ્ણને નમસ્કાર કરી આવો ઉચ્ચાર [વ્રતનો સંકલ્પ] કરવો." મત્સ્યપુરાણમાં:—"શ્રાવણકૃષ્ણદ્વિતીયાને દિવસે મધુસૂદન ભગવાન્ ક્ષીરસમુદ્રમાં લક્ષ્મીસહિત નિવાસ કરે છે." તે દ્વિતીયામાં અશૂન્યશયન નામનું વ્રત કરવું. પુનમિઆ માસ પ્રમાણે એનો આરંભ કરવાને કહ્યું છે.

૨૩૨ નાગરખંડમાં સૂતપુરાણી:—"હે વિપ્રશ્રેષ્ઠ, આષાઢીપુનમ૦

છીની દ્વિતીયાને દિવસે સવારમાં ઉઠીને, પાપી, પતિત, મ્લેચ્છ વગેરે દુષ્ટ લોકોની સાથે ભાષણ ન કરતાં, મધ્યાન્હકાલે શ્રવણ નક્ષત્રમાં સ્નાન કરી, પવિત્ર થઇ, ધોયેલાં વસ્ત્ર પહેરીને જલશાયી ભગવાન્‌ની પાસે જઈ તેમનું આ મંત્રથી પૂજન કરવું. મંત્રના બે શ્લોક મૂળ ગ્રંથમાં પાને ૧૩૧ મે લખ્યા છે. તેમજ વિષ્ણુરહસ્યમાંના પ્રાર્થનાના ત્રણ શ્લોક પણ મૂળમાં છે,તે પાને ૧૩૨ મે જુઓ. એ મંત્ર ભણીને લક્ષ્મીસહિત ભગવાન્‌ને પ્રસન્ન કરી તેમના શય્યાસ્થાનમાં અનેક પ્રકારનાં પ્રિય ફૂલ અર્પણ કરવાં, ને રાત્રિએ મંદિરમાં જઈ, તેમને નમસ્કાર [પૂજા] કરી, મૌન ધારણ કરીને જમવું." અશૂન્યશયનવ્રત ચંદ્રોદયવખતે કરવાનું પ્રથમ કહ્યું છે. "હે રાજા, તે દ્વિતીયાને દિવસે શય્યા ઉપર સ્ત્રીજાતિનાં વર્જિત કરીને તે કાલમાં ઉત્પન્ન થયેલાં અનેક પ્રકારનાં ફૂલ, ને દક્ષિણા મૂકીને તે (શય્યા) બ્રાહ્મણને આપવી.બીજે દિવસે પોતાની શક્તિપ્રમાણે ભક્તિથી વસ્ત્ર, ધાન્ય ને ધાન્યયુક્ત ફલનું પણ દાન કરવું. હે વીર, એ રીતે ઉત્તમ પ્રકારથી જે નર ચાર માસસુધી વ્રત કરે, તેના ગૃહસ્થાશ્રમનો સો વર્ષસુધી ભંગ થાય નહિ." તે વ્રત ચાર માસની કૃષ્ણ દ્વિતીયાએ કરવું.

૨૩૩ પદ્મપુરાણમાંઃ—પૂર્વે કહેલા મંત્રાદિકનો આરંભ કરીને શ્રીશંકરઃ— "ચારે દ્વિતીયામાં શય્યાદિ દાન કરવામાં અશક્ત હોય, તેણે ઘંટાદાન કરવું; કારણકે તે સર્વ વાદ્યમય છે. એ રીતે ગોવિંદભગવાનનું પૂજન કરી તેલ, મીઠું તથા બીજા ખારા પદાર્થ વર્જિત કરીને રાત્રિએ નક્તકાલમાં ભોજન કરવું. ચોથી દ્વિતીયા થયાપછી બીજે દિવસે સવારે નિત્યકર્મ કરીને ભગવાનની મૂર્તિ, દીપ, અન્ન, વાસણ, પાદુકા, જોડો, છત્રી, ચામર ને આસનસહિત શય્યાનું, વિદ્વાન, અંગવિકારરહિત, વૈષ્ણવ, કુટુંબવત્સલ ને સપત્નીક બ્રાહ્મણને અલંકાર પહેરાવી, તેની ઉપર બેસાડીને, યથાવિધિ દાન આપવું; અને તેને ભક્ષ્યભોજ્યયુક્ત પક્વાન્નભોજન કરાવવું. તેમજ ઉદકુંભ (પાણી ભરેલો ઘડો) ને અલંકાર સહિત સર્વ દેવના દેવ બ્રહ્માની સુવર્ણની મૂર્તિ બ્રાહ્મણને દાન કરવી. એ રીતે ભગવાનનું અશુન્યશયનવ્રત કરનાર સ્ત્રીપુરૂષને કદાપિ દરિદ્રતા, વૈધવ્ય,કુરૂપતા,શોક ને પુત્રવિયોગાદિ દુઃખ થાય નહિ અને તે સાત હજાર ને સાતસે કલ્પસુધી વિષ્ણુલોકમાં પૂજાય."

ઇતિ અશૂન્યશયનવ્રતનો વિધિ ને નિર્ણય સંપૂર્ણ.

૨૩૪ અથ ચૈત્રશુક્લદ્વિતીયાને દિવસે મુક્તિની કામનાવાળા માણસે

અગ્નિ અને પ્રકૃતિપુરુષનું પૂજન કરવું. માર્કંડેયઃ– "પ્રકૃતિ ને પુરુષ, અગ્નિ ને સોમ અને વાસુદેવને લક્ષ્મી એ યુગ્મ સર્વ જગતનું રૂપછે; માટે પ્રતિપદામાં ઉપવાસ ને બ્રહ્મચર્ય પાળીને ચૈત્રશુકલદ્વિતીયાને દિવસે પુરુષસૂક્તવિધાનથી અગ્નિનું પૂજન કરવું." દ્વિતીયા બે દિવસ પહોચતી હોય, તો તે પૂર્વાણ્હ વ્યાપિની લેવી; કારણકે દૂધ, ઘી વગેરેનું ભોજન પૂર્વાણ્હમાં કરવાને વિહિતછે. "ઉપવાસમાત્રની પારણા પૂર્વાણ્હમાં કરવી."ગંધ,પુષ્પ,ધૂપ,દીપ ને સુંદર નૈવેદ્ય ઈત્યાદિ પૂજાસામગ્રી તૈયાર કરી,ધર્મ જાણનારા મનુષ્યે વરદા લક્ષ્મી અને શ્રીહરિનું શ્રીસૂક્તવિધાનથી યથાવિધિ પૂજન કરવું. બ્રાહ્મણને દક્ષિણામાં રૂપું ને સોનું આપવું." ત્યારપછી પોતે દૂધ ને ઘી જમવું."આ વ્રત ઉપવાસ કરીને વર્ષસુધી કરે, તો સર્વ પાપથી છૂટે ને તેને મોક્ષની પ્રાપ્તિ થાય."

ઇતિ વિષ્ણુધર્મોક્તપ્રકૃતિપુરુષવ્રતનો વિધિ સંપૂર્ણ.

૨૩૫ બીજા દ્વિતીયાનાં વિશેષવ્રતો વ્રતસમુચ્ચયમાંથી. જાણવાં.નક્તાદિ વિશેષવ્રતમાં તે તે કાલમાં પહોચતી તિથિ લેવાનો નિર્ણય કહ્યોછે. હવે ધનકામનાવાળાએ દ્વિતીયાને દિવસે મહાલક્ષ્મીનું પૂજન કરવું.તે વિષે સ્કાંદનાગરખંડમાં બ્રહ્માએ લક્ષ્મીને કહ્યુંછે કે, "હે દેવિ, હાટકેશ્વરક્ષેત્રમાં તારૂં નામ મહાલક્ષ્મી પડશે. હાથીના મુખવાળી એવી તને જે ભક્તિથી પૂજશે, તે પૃથ્વીમાં ગજાંતલક્ષ્મીવાન્ રાજા થશે. દ્વિતીયાને દિવસે 'હે મહાલક્ષ્મી' એવું તારૂં નામ દેઇ ભક્તિથી જે શ્રીસૂક્ત ભણીને તારૂં પૂજન કરશે,તે સાત જન્મમાં દરિદ્રી નહિ થાય."

ઇતિ અચ્યુતદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં
વિશેષવ્રતસહિત દ્વિતીયાનો નિર્ણય સંપૂર્ણ.

---

## અથ તૃતીયાનો સામાન્યનિર્ણય.

૨૩૬ તેમાં રંભાતૃતીયાસિવાય બીજી સઘળી તૃતીયા ઉપવાસમાં ચતુર્થીયુક્ત લેવી. તે વિષે કહ્યુંછે કે, "ષષ્ઠી, રંભાસિવાયની તૃતીયા, એકાદશી, કૃષ્ણત્રયોદશી, અવરાચતુર્થી ને દ્વિતીયા, એ પરવિદ્ધા લેવી." વિષ્ણુધર્મોત્તરમાંઃ–" એકાદશી, અષ્ટમી, ષષ્ઠી, પૌર્ણમાસી, ચતુર્દશી, અમાવાસ્યા ને

તૃતીયા, એ પરવિદ્ધા લેવી." 'युग्माग्नि' ઈત્યાદિ વાક્યમાં દ્વિતીયાયુક્ત તૃતીયા લેવાનું જે કહ્યું, તે રંભાવ્રતવિષે છે. તે એવી રીતે કે, "અનંગત્રયોદશી અને રંભાતૃતીયા પૂર્વવિધ્ધા લેવી." તેમજ કાલાદર્શમાં:- 'સાવિત્રીઅમાવાસ્યા ને પૌર્ણમાસી, ગણેશચતુર્થી ને રંભાતૃતીયા એ ઉપવાસમાં પૂર્વવિધ્ધા લેવી."

૨૩૭ બ્રહ્મવૈવર્તમાં:-"હે દ્વિજશ્રેષ્ઠ, રંભાતૃતીયાસિવાય બીજી સર્વ તૃતીયાચતુર્થીયુક્ત લેવી શ્રેષ્ઠ છે." સ્કંદપુરાણમાં:-"કૃષ્ણાષ્ટમી, ચતુર્થી, વટસાવિત્રીઅમાવાસ્યા કે પૌર્ણમાસી, અનંગત્રયોદશી ને રંભાતૃતીયા, એ ઉપવાસમાં પૂર્વવિધ્ધા લેવી." એ રીતે રંભાતૃતીયાને પૂર્વવિદ્ધા લેવાનું બતાવનારાં વચનથી, અને રંભા સિવાયની બીજી સર્વ તૃતીયાઓ ઉપવાસ ને બીજાં વ્રતમાં પણ ચતુર્થીયુક્ત લેવાનું શ્રેષ્ઠ કહેવાથી દ્વિતીયા ને તૃતીયાનો યોગ રંભા વ્રતમાં સ્થાપિત થાય છે. રંભાવ્રતસિવાય બીજાં વ્રતમાં પૂર્વવિધ્ધા તૃતીયાનો નિષેધ છે. તે વિષે કહ્યું છે કે, "દ્વિતીયા, પંચમી, દશમી, ત્રયોદશી ને ચતુર્થી ઉપવાસમાં પોતાથી પૂર્વ અને ઉત્તર તિથિને હણેછે." તે એવી રીતે કે, દ્વિતીયા પોતાથી પૂર્વ પ્રતિપદાને અને ઉત્તર તૃતીયાને હણેછે, તેથી દ્વિતીયાયુક્ત તૃતીયાનો નિષેધ કર્યો.

૨૩૮ શંકા છે કે, આ વચન રંભાવ્રતમાં દ્વિતીયાયુક્ત તૃતીયા લેવાનો નિષેધ કરનારૂં શા કારણથી નહિ થાય? તેનું ઉત્તર એ છે કે, રંભાવ્રતમાં દ્વિતીયાયુક્ત તૃતીયા લેવાનું વિશેષવચન છે. જેમકે અગ્નિદેવતાના પુરોડાશના ચાર ભાગ કરવાનું વિશેષવચન હોવાથી કમી જાસ્તી ભાગ બતાવનારૂં સામાન્ય વચન આ પુરોડાશમાં લાગુ થતું નથી. એ ન્યાય રંભાવ્રતવિષે પણ જાણવો. એ હેતુથીજ સર્વ તૃતીયા દ્વિતીયાયુક્ત લેવાનો દોષ કહેલો છે. પુરાણસમુચ્ચયમાં:-"દ્વિતીયાયુક્ત તૃતીયામાં જે વ્રત કરે, તે કાલસૂત્ર નામના ઘોર નરકમાં પડે." બ્રહ્મવૈવર્તમાં પણ:-"હે રાજા, દ્વિતીયાયુક્ત તૃતીયા કરવી નહિ; એમ છતાં કોઇ કરે, તો તે નીચ પુરૂષના વર્ષસુધી કરેલાં ધર્મનો નાશ થાય." વળી તેમાંજ:-"વિદ્વાન્ લોકોએ કહ્યું છે કે, જે સ્ત્રી અજ્ઞાનથી દ્વિતીયાયુક્ત તૃતીયામાં વ્રત કરે, તે વિધવા થાય." એ રીતે દ્વિતીયાયુક્ત તૃતીયાનો નિષેધ કરી ચતુર્થીયુક્ત તૃતીયાને વખાણી છે. તે એવી રીતે કે, "ચતુર્થીયુક્ત તૃતીયા મહાફલદાયી છે. તે વ્રત કરનાર સ્ત્રીને અખંડ સૌભાગ્ય અને પુત્ર

ચૈત્રાદિ મળે છે." જો બીજે દિવસે ચતુર્થીયુક્ત તૃતીયા ન મળે, તો નિષિદ્ધ પૂર્વવિધ્ધા પણ લેવી.

૨૩૯ તેજ પ્રમાણે નિગમવાકયઃ—"એકાદશી, તૃતીયા, ષષ્ઠી ને ત્રયોદશી બીજે દિવસે ન મળતી હોય તો નિષિધ્ધ પૂર્વવિધ્ધા પણ લેવી." એ ઉપલક્ષણ સર્વ તિથિઓને માટે પણ જાણવું. એ રીતે રંભાતૃતીયા પૂર્વવિધ્ધા, ને બીજી તૃતીયા પરવિદ્ધા લેવાનો સિધ્ધાંત થયો. ઉપવાસને બદલે કરવાનાં એકભક્તાદિવ્રતોમાં ઉપવાસતિથિનો નિર્ણય લેવો. બીજાં સ્વતંત્ર એકભક્તાદિ વ્રતો કર્મકાલવ્યાપિનીતિથિમાં કરવાં.

ઇતિ તૃતીયાનો સામાન્યનિર્ણય સંપૂર્ણ.

---

## અથ તૃતીયાનો વિશેષનિર્ણય.

### અથ અક્ષય્યતૃતીયા.

વૈશાખશુકલતૃતીયાને અક્ષય્યતૃતીયા કહેછે. તે વિષે વ્રતસમુચ્ચયમાંઃ—"વૈશાખશુકલઅક્ષય્યતૃતીયાને તું સાંભળ. તે દિવસે કૃતયુગનો આરંભ થયો છે, માટે એને યુગાદિ પણ કહે છે. એમાં સ્નાન, જપ, હોમ, સ્વાધ્યાય, પિતૃતર્પણ ને દાન, જે કંઈ કરે તે અક્ષય્ય થાય; તેથી એને અક્ષય્યતૃતીયા કહે છે."

૨૪૦ બીજા પુરાણમાંઃ—"જનાર્દન ભગવાને વૈશાખશુકલતૃતીયાને દિવસે જવ ઉત્પન્ન કરી કૃતયુગનો આરંભ કર્યો, માટે એને કૃતયુગાદિ કહે છે."ભવિષ્યોત્તરપુરાણમાં"વૈશાખશુકલતૃતીયાને દિવસે ત્રેતાયુગનો આરંભ થવાથી ત્રેતાયુગાદિ," એવું જે કહ્યું છે,તે બીજા કલ્પ માટે જાણવું.ભવિષ્યોત્તરમાંઃ—"અક્ષય્યતૃતીયાને દિવસે પોતાને વૈભવ ન હોય તો શ્રદ્ધાપૂર્વક જે કંઈ દાન કરે, તે અક્ષય્ય થાય છે." તેનો વિધિ અત્રે લખેલો છે, તે સાંભળો. "તે દિવસે સ્નાન અને દેવતાનું તર્પણ કરીને એકભક્તવ્રતસહિત વાસુદેવનું પૂજન કરવું. અન્ન, સર્વ રસ (દૂધ ઘી) વગેરે ઊનાળામાં જે ઉપયોગ આવે, એવા ગરમીને નિવારણ કરનાર પદાર્થો [પંખા, શીતલ ચંદનની ઉટી] અને ચરૂડાસહિત જલ ભરેલા કુંભનું કે ગોળીનું દાન કરવું ઘણું શ્રેષ્ઠ છે." વળી તેમાંજ કહ્યું છે કે, "ઘઉં, ચણા, સાથવો, દહિંભાત, શેલડી, દૂધના પ-

દાર્થો, છત્રી, વસ્ત્ર, જોડા, વગેરે જે જેને ઈચ્છિત હોય, તે સુવર્ણદક્ષિણાસહિત આપવું." ને લક્ષ્મીસહિત વિષ્ણુનું પૂજન કરવું.

૨૪૧ પુરાણાંતરમાં પણઃ—"વૈશાખશુકલતૃતીયાને દિવસે ગંધ, પુષ્પ, ધૂપાદિ અર્પણ કરીને લક્ષ્મીસહિત શ્રીજગદ્ગુરુ નારાયણનું પૂજન કરવું." યુગાદિ તિથિઓ વિષે પારાશરઃ—"વૈશાખશુકલતૃતીયા, કાર્તિકશુકલનવમી, ભાદ્રપદકૃષ્ણત્રયોદશી ને માઘશુકલઅમાવાસ્યા, એ યુગાદિ ચાર તિથિઓ મત્સ્યપુરાણના વચન પ્રમાણે પિતરોને મોક્ષનો હેતુ છે."

૨૪૨ એ યુગાદિ તિથિઓમાં કરવાનું કર્મ પણ તેજ પુરાણમાંઃ—"શ્રાદ્ધ ન બને તો, મનુષ્યે પ્રયત્નથી તિલમિશ્રિત જલ પિતરોને નામે આપવું. તેથી તેણે હજાર વર્ષસુધી શ્રાદ્ધ કર્યું, એવું ઋષિઓ કહે છે." વળીઃ—"મન્વાદિ ને યુગાદિ તિથિઓમાં વિધિપૂર્વક શ્રાદ્ધ કરે, તો બે હજાર વર્ષ સુધી પિતરોને તૃપ્તિ થાય." મહાભારતમાંઃ—"જો મનુષ્ય યુગાદિ ને મન્વાદિ તિથિઓમાં સ્નાન, દાન, જપ, કરે તો તેને અનંત ફલ થાય." તેમ નક્ષત્ર અને વારના યોગથી વિશેષ પ્રકાર નારદીયપુરાણમાંઃ—"અક્ષય્યતૃતીયા રોહિણીનક્ષત્ર ને બુધ કે સોમવારયુક્ત હોય, તે દુર્લભ છે." હવે યુગાદિ તિથિઓમાં વિહિત વિષ્ણુપૂજાદિ ને શ્રાદ્ધાદિ કર્મમાં કાલનો વિશેષ પ્રકાર ભવિષ્યત્પુરાણમાંઃ— "વિદ્વાનોએ પૂર્વે બે શુકલપક્ષની ને બે કૃષ્ણપક્ષની, એમ ચાર તિથિઓ યુગાદિ કહી છે; તેમાં શુકલપક્ષની પૂર્વાણ્હિક ને કૃષ્ણપક્ષની અપરાણ્હિક લેવી." દાનપૂજાદિમાં શુકલપક્ષની પૂર્વાણ્હિક લેવી; કારણ કે તે કર્મ તેમાં વિહિત છે.

૨૪૩ તે વિષે વસિષ્ઠઃ—"ચતુર્થીયુક્ત તૃતીયા, રોહિણીનક્ષત્ર ને બુધવાર યુકત, અગર રોહિણી ન હોય, તોપણ કેવલ બુધવારયુકત હોય તો, તે અનંત પુણ્યદાયી છે." તથાઃ—"રોહિણીનક્ષત્ર ને બુધવારયુકત તૃતીયા પણ પૂર્વવિદ્ધા ન લેવી. તેમાં ભકિતથી વ્રત કરે, તોપણ પુર્વનું પુણ્ય હણાય." માટે વિષ્ણુપૂજાદિ કર્મમાં તે પરવિદ્ધા લેવી. શ્રાદ્ધવિષે તો "એ રીતે મન્વાદિ, યુગાદિ, મહાલય ને અષ્ટકાઓનો નિર્ણય જાણવો." એ દર્શશ્રાદ્ધનિર્ણયપ્રકરણમાં કાલાદર્શના વચનથી સર્વે યુગાદિ તિથિઓનું અપરાણ્હકાલમાં શ્રેષ્ઠપણું કહ્યું છે, તેથી યુગાદિનિમિત્તશ્રાદ્ધમાં અમાવાસ્યાની પેઠે અપરાણ્હકાલની તૃતીયા લેવી, એ સિદ્ધાંત છે.

૨૪૪ એમાં વિશેષ પ્રકાર એ છે કે, "અધિકમાસ આવે તો અધિક ને

શુદ્ધ, બન્ને માસમાં શ્રાદ્ધ કરવું." [એને શ્રાદ્ધનો ઉત્કર્ષ કહે છે.] જે વચન છે કે, "દશાહરા [ જ્યેષ્ઠમાસમાં પડવેથી દશમીસુધી ગંગાજીનો ઉત્સવ થાય છે તે. ] ને યુગાદિશ્રાદ્ધનો ઉત્કર્ષ કરવો નહિ." તે તો નક્ષત્રવારાદિ યોગથી ઉત્પન્ન થયેલા વિશેષવ્રતમાટે છે; તેથી એનો નિર્ણય ઉપાકર્મનિર્ણયમાં કરીશું. અક્ષય્યતૃતીયામાં ગંગાસ્નાન કરવું, તે વિષે કહ્યું છે કે, "વૈશાખશુકલ તૃતીયાને દિવસે ગંગાના જલમાં મનુષ્ય સ્નાન કરે તો, તે સર્વ પાપથી મુકત થાય." દેવીપુરાણમાંઃ—ગૌરીપૂજાનો આરંભ કરીને, "રોહિણીનક્ષત્રયુકત વૈશાખશુકલતૃતીયામાં જે જલ ભરેલા કુંભનું દાન ને શિવપૂજન કરે, તે શિવલોકમાં પૂજાય."

ઇતિ અક્ષય્યતૃતીયા નિર્ણય. 38185

## અથ રંભાતૃતીયાવ્રતનો વિધિ.

૨૪૫ માર્ગશીર્ષશુક્લદ્વિતીયાથી આરંભીને રાત્રિએ ગૌરીપૂજન કરી કહેલું દ્રવ્ય પ્રાશન કર્યાપછી જાગરણ કરવું; ને બીજે દિવસે પ્રાતઃકાલે બ્રાહ્મણોને જમાડી તેમને દક્ષિણા આપીને પારણા કરવી. એવું વર્ષસુધી કરીને ઉદ્યાપન કરવું. એ વ્રત શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યુંછે કે "હે રાજા, સર્વ પાપનો નાશ કરનારૂં, સુખ, સૈભાગ્ય ને પુત્રપૌત્ર આપનારૂં, સપત્ની(શોક્ય ) નો ગર્વ હરણ કરનારૂં અને પાર્વતીની પ્રીતિમાટે શ્રીશંકરે કહેલું રંભાતૃતીયાનું વ્રત શ્રવણ કર. સ્ત્રીઓએ માર્ગશીર્ષશુક્લતૃતીયાને દિવસે સવારના પહોરમાં ઊઠીને દંતધાવનપૂર્વક ભક્તિભાવથી ઉપવાસનો નિયમ લેવો કે, 'હે દેવિ, હું વર્ષસુધી દરેક માસમાં માર્ગશીર્ષશુક્લતૃતીયાને દિવસે ઉપવાસ કરીને બીજે દિવસે પારણા કરીશ. તે મારૂં વ્રત નિર્વિઘ્નપણાથી સમાપ્ત થાઓ. હું તારે શરણ છું. તું મારો દુર્ભાગ્યથી ઉદ્ધાર કર.' એ રીતે વિધિવત્ સંકલ્પ કરીને નિશ્ચયપૂર્વક ભક્તિથી ધ્યાનતત્પર ને જીતેંદ્રિય થઈ સ્નાન કરીને પાર્વતીનું પૂજન કરવું. ત્યાર પછી રાત્રિએ દર્ભથી ધોયેલું પાણી પીને રહેવું.

૨૪૬ બીજે દિવસે સવારે મુખ્યત્વેકરીને શિવભક્ત બ્રાહ્મણોને જમાડીને મીઠું, સુવર્ણ, અને એ ઉપરાંત દક્ષિણા આપવી. હે રાજા, એ પ્રમાણે વિધિથી જે સ્ત્રી પાર્વતીનું વ્રત કરે, તે પોતાનાં સો કરતાં અધિકકુલને તારે, એમાં

સંશય નથી. માર્ગશીર્ષમાં દર્ભનું પાણી પીવાનું પૂર્વ કહ્યુંછે. પૌષમાં ગોમૂત્ર, માઘમાં ગાયનું છાણ, ફાગણમાં ગોમૂત્ર, ચૈત્રમાં દહિં, વૈશાખમાં ઘી, જયેષ્ઠમાં મીઠું, આષાઢમાં તિલોદક, શ્રાવણમાં લક્ષમીપૂજન"કરીને ગાયનું શીંગડું ધોઈને પાણી, ભાદ્રપદમાં બિલ્વપત્ર, અશ્વિનમાં ચોખાનું ધોવણ અને કાર્તિકમાં પંચગવ્ય દરેક માસની શુકલતૃતીયામાં ભક્ષણ કરી ઉપવાસ કરવો, ને બીજે દિવસે પ્રાતઃકાલે સપત્નીક બ્રાહ્મણોને ભોજન કરાવવું, ને સ્રીપુરૂષોનેપુષ્પ વસ્રાદિ અલંકાર આપવા."

૨૪૭ "એ રીતે વર્ષસુધી શુકલતૃતીયામાં વ્રત કરીને સમાપ્તિમાં સુવર્ણની સુંદર ઉમામહેશ્વરની મૂર્તિ કરવી." તેનું સ્વરૂપ વિષ્ણુધર્મોત્તરમાં :—"ચાર હાથમાં રુદ્રાક્ષમાલા, ત્રિશૂલ, આરશી ને કમલ ધારણ કરનારૂં, એક મુખ ને ત્રણ નેત્રવાળું, ડાબું અર્ધું અંગ પાર્વતીનું ને જમણું શિવનું, એવું ઉમામહેશ્વરનું સ્વરૂપ કરવું." ને "ઉપસ્કરસહિત શય્યા, તેમજ વાછડીસહિત સુશીલ, દૂઝણી ગાય, પાદુકા, જોડો, વસ્ર, પદ, જનોઈ વગેરેનું દાન કરવું. ઉમામહેશ્વરની મુર્તિ ત્રાંબાના આસન ઉપર મુકીને અનેક પ્રકારનાં પુષ્પ, ફલ, નૈવેદ્ય, ગીત, વાદ્ય વગેરેથી તેમનું પૂજન કરવું. પછી સપત્નીક વેદવેદાંગપારંગતબ્રાહ્મણને બોલાવીને તેની દિવ્ય ચંદન, વસ્ર, અલંકાર વગેરેથી પૂજા કરી તે મૂર્તિસહિત ઉપર કહેલાં દાન તેને આપવાં.

૨૪૮ એ રીતે, વ્રત કરે તેનું ફલ મારાથી કહી શકાય તેમ નથી. વ્રત કરનાર પુરુષ કે સ્રી અંતે શિવપુરને પામે. આ વ્રત રંભા નામની અપ્સરાએ પોતાને સારૂં સ્વરૂપ મળવા વાસ્તે કર્યું છે, તેથી એનું નામ રંભાતૃતીયા પડયું છે. એ ઉત્તમ સૌભાગ્યને આપનારૂં છે, માટે હે રાજા, પાર્વતી તે હુંજ ને હું તે પાર્વતીજ, એવું માનીને પાર્વતીને શરણે જા." તે લક્ષ્મીરૂપ છે.

ઇતિ રંભાત્રતીયાવ્રત સંપૂર્ણ.

૨૪૯ હવે જ્યેષ્ઠશુકલતૃતીયામાં પંચાગ્નિસાધન નામનું રંભાતૃતીયા વ્રત છે. અગ્નિહોત્રીના ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય ને સભ્ય નામના ચાર અગ્નિ અને પાંચમું સૂર્યનું તેજ, એ પાંચ અગ્નિના મધ્યમાં બેશીને વિષ્ણુના ધ્યાનમાં લીન થવું." એ વ્રતનો વિધિ બીજા [શ્રૌત વ્રતના] ગ્રંથમાં પ્રસિદ્ધ છે, તેથી તે અહીં લખ્યો નથી. અથ ચૈત્ર અને ભાદ્રપદ શુ-

કલતૃતીયા મન્વાદિ કહેવાય છે. તે વિષે ગાર્ગ્યઃ—"અશ્વિનશુકલનવમી, કાર્તિકશુકલદ્વાદશી, ચૈત્રશુકલતૃતીયા ને ભાદ્રપદશુકલતૃતીયા, એ મન્વાદિ તિથિઓ છે." તથાઃ—મન્વાદિ ને યુગાદિ તિથિઓમાં પિતરોને જલની અંજલિઓ (તર્પણ) આપે તો, તેમને હજાર વર્ષસુધી, ને યથાવિધિ શ્રાદ્ધ કરે, તો બે હજાર વર્ષસુધી તૃપ્તિ થાય. વળી તેમાં સ્નાન, દાન, જપ ને હોમ કરે તો, તે અનંત ફલ આપનારૂં થાય" બારે માસની ચોવીશ તૃતીયાની દેવતા પાર્વતી છે, માટે તેનું પૂજન કરવું. હવે પ્રતિપદાદિ તિથિઓના દેવતાનો ક્રમ કહે છે. "અગ્નિ, બ્રહ્મા, પાર્વતી, ગણપતિ, નાગ,વિશાખ, સૂર્ય ને મહેશ્વર," [પ્રતિપદાથી આઠમ સુધીના દેવતા] ભવિષ્યત્પુરાણમાંઃ—લાભાદિ કામનાવાળાને તૃતીયામાં કુબેરનું પૂજન કરવું કહી,વળી કહ્યું કે, "ત્રીજને દિવસે કુબેરનું પૂજન કરવાથી ધનની પ્રાપ્તિ ને વ્યાપારાદિકમાં લાભ થાય. તિથિનો અધિપતિ કુબેર સુવર્ણનો અને કમલ ઉપર બેઠેલો બનાવવો.

## અથ માઘશુકલતૃતીયા.

૨૫૦ એમાં ઉમામહેશ્વરપ્રીત્યર્થ ગોળ ને મીઠાનું દાન આપવું. ભવિષ્યોત્તરમાંઃ—"હે રાજા, માઘશુકલતૃતીયામાં ગોળ ને મીઠાનું દાન સ્ત્રીપુરૂષોને કલ્યાણકારી છે. ગોળના દાનથી પાર્વતી, ને મીઠાના દાનથી શંકર પ્રસન્ન થાય." અમુક તીર્થમાં એ તૃતીયા અભીષ્ટ ફલ આપનારી કહી છે. તે સબંધી સ્કાંદ નાગરખંડમાં પાર્વતી ને તિલોત્તમા અપ્સરાનો સંવાદ છે કે, "હાટકેશ્વરતીર્થમાં 'નિર્મલોદકરૂપ' નામનું તીર્થ છે; તેમાં માઘશુકલત્રતીયાને દિવસે જે સ્ત્રી પ્રાતઃકાલે ઉઠીને સૂર્યદર્શન થતાપહેલાં સ્નાન કરે, તે રૂપવતી થાય. હું પણ સર્વદા માઘશુકલતૃતીયાને દિવસે તેમાં સ્નાન કરૂંછું. હવણાંજ હું સ્નાન કરવાનો નિશ્ચય કરીને રૂપતીર્થમાં જાઉંછું." એ રીતે પાર્વતીના વચનથી સ્નાન કરનારને મહા ફલ મળે છે. તેમજ તે તીર્થમાં પંચપિંડીકાદેવીનું પૂજન મહા ફલદાયક છે. તે વિષે કહ્યું છે કે, "હાટકેશ્વર તીર્થમાં પાર્વતીએ પોતે પંચપિંડિકા નામની ગૌરી પરમેશ્વરીનું સ્થાપન કર્યું છે. તેનું પૂજન વિશેષે કરીને ત્રતીયાને દિવસે પરમ શ્રદ્ધાથી વર્ષસુધી કરવું." એ રીતનું નારદજીએ શાંડિલી નામની સ્ત્રીને ઉપદેશેલું શિવનુંવચન છે.તૃતીયાનાં બીજાં

વ્રતો વ્રતખંડમાંથી જાણવાં.

ઇતિ માધત્રતીયા.

ઇતિ અચલદ્વિવેદોકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં રંભાદિ વ્રતસહિત ત્રતીયાનિર્ણય સંપૂર્ણ.

---

## અથ ચતુર્થીનો સામાન્ય નિર્ણય.

૨૫૧ હવે ઉપવાસાદિ વ્રતવિષે ચતુર્થીનો સામાન્ય નિર્ણય કહીએ છીએ. ઉપવાસમાં પંચમીવિધ્ધા ચતુર્થી લેવી. તે વિષે **વિષ્ણુધર્મોત્તરમાં**:—"એકાદશી, ષષ્ઠી, અમાવાસ્યા ને ચતુર્થી, એ તિથિઓ ઉપવાસમાં પરવિધ્ધા ને બીજી પૂર્વવિધ્ધા લેવી." "**યુગ્માગ્નિ**" ઈત્યાદિ યુગ્મવાક્યમાં પણ પંચમીવિધ્ધા ચતુર્થીનું વિધાન છે. પરંતુ આ વચન વૃદ્ધવસિષ્ઠના વચનની સાથે એવીરીતે વિરૂદ્ધ દેખાયછે કે "દ્વિતીયા, પંચમી, દશમી, ત્રયોદશી ને ચતુર્દશી ઉપવાસમાં પોતાથી પૂર્વ અને ઉત્તર તિથિને હણે છે." આથી કરીને પંચમી પોતાના વેધથી ઉત્તરા ષષ્ઠીને અને પૂર્વા ચતુર્થિને હણે છે; માટે પંચમીવિદ્ધા ચતુર્થિ ઉપવાસમાં ન લેવી; એ રીતનો વિરોધ આવેથી કેટલાક એવી વ્યવસ્થા કરેછે કે, પંચમીવિદ્ધા ચતુર્થિમાં ઉપવાસનો નિષેધ કૃષ્ણપક્ષવિષે, ને ઉપવાસનું વિધાન શુક્લપક્ષ વિષે જાણવું; તોપણ એ રીતનો વ્રતવિશેષનો નિર્ણય કોઇ ઠેકાણે મળતો નથી.

૨૫૨ એ અભિપ્રાયથી દીપિકાકાર સ્પષ્ટ કહે છે કે, ગણેશચતુર્થી શુકલનીકે કૃષ્ણપક્ષની હોય, તોપણ તે પૂર્વવિદ્ધા, અને ગણપતિસિવાય અન્ય દેવતાની ચતુર્થીઓ પરવિદ્ધા લેવી. "ગણપતિચોથ સિવાયની ચતુર્થીઓ પરવિદ્ધા લેવી." **બ્રહસ્પતિ**:—"ગણેશચતુર્થી ત્રતીયાયુક્ત લેવી શ્રેષ્ઠ છે." **કાલાદર્શમાં** પણઃ—"સાવિત્રીઅમાવાસ્યા કે પૌર્ણમાસી, ગણેશચતુર્થી ને રંભાત્રતીયા, એ ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવી." **બ્રહ્મવૈવર્તમાં**:—"ત્રતીયાયુક્ત ચતુર્થી મહા પુણ્યદાયી છે. હે વત્સ, પૂર્વવિદ્ધા ચતુર્થી ગણપતિને સંતોષ કરનારી છે." એ રીતે ગણપતિનો સંબંધ ત્રતીયાયુકત ચતુર્થીને વિહિત હોવાથી, અન્ય દેવતાવ્રત વિષે ગણપતિને સંતોષ કરનારી, એ વિશેષણ સંભવે નહિ; માટે ઉપવાસમાં ગણેશચતુર્થી ત્રતીયાયુકત લેવાનું સિધ્ધ થયું.

૨૫૩ ગણપતિસિવાયના વ્રતમાં તો "ભરણીનક્ષત્ર ને શનિવારયુક્ત ચતુર્થીમાં યમનું પૂજન કરે, તો સાત જન્મના પાપથી મુક્ત થાય." કૂર્મપુરાણમાંઃ--"ચાર અગ્નિવાળો અગ્નિહોત્રી ફાલ્ગુનશુક્લચતુર્થીને દિવસે ઉપવાસ કરીને ચતુર્મૂર્તિવાસુદેવનું પૂજન કરે,તો સર્વ સમૃધ્ધિવાળા યજ્ઞનું ફલ તેને મળે. આ વચનથી વ્રતસિધ્ધમાટે અગ્નિહોત્રીનું પૂજન કરવું." તે વિષે વિષ્ણુધર્મોત્તરમાંઃ—"અગ્નિહોત્રીના ચાર અગ્નિ ચતુર્મૂર્તિ વાસુદેવનું રૂપ છે, માટે પારણાને દિવસે અગ્નિહોત્રીનું જે પૂજન કરે, તેણે શ્રીવાસુદેવ ભગવાનનું પૂજન કર્યું જાણવું." અગ્નિહોત્રીના ચાર અગ્નિ વાસુદેવરૂપ છે, ઈત્યાદિ માર્કંડેયપુરાણમાં ચતુર્મૂર્તિવ્રત છે.

૨૫૪ વળી મંગલવારયુક્ત ચતુર્થીમાં ભૌમવ્રત પણ કહ્યું છે. ઈત્યાદિ ગણપતિસિવાય બીજા દેવતાના વ્રતમાં પરવિધ્ધા ચતુર્થી લેવી, એથી વિરોધનો પરિહાર થયો. હવે ગણપતિસિવાય અન્ય દેવતાસંબંધી પણ બહુલા ચતુર્થી વિશેષવચનથી પૂર્વવિધ્ધા લેવી. બીજાં અન્ય દેવતાસંબંધી વ્રતવિષે તો પરવિધ્ધા લેવાનુંજ કહ્યું છે. સ્કાંદ નાગરખંડમાંઃ—"શ્રાવણકૃષ્ણપક્ષની બહુલા નામની ચતુર્થીમાં સુખસંતાનની વૃધ્ધિ કરનારૂં ગાયોને ગૌરીનું પૂજન કરવું." તે પૂર્વવિદ્ધા લેવી. પુરાણ સમુચ્ચયમાંઃ—"ગૌરીચતુર્થી, વટસાવિત્રી, ગોપૂજનવ્રત, દુર્ગાપૂજન, દૂર્વાપૂજન, હોલિકા, વત્સપૂજન ને શિવરાત્રિ, એ તિથિઓ પરવિધ્ધા લીધી હોય, તો તે રાજયસહિત રાજાને હણે."બહુલાચતુર્થીમાં ગાયો પૂજાય છે. ભવિષ્યોત્તરમાં કહેલી સાયંકાલવ્યાપિની પૂર્વવિધ્ધા ગોવત્સદ્વાદશીમાં વત્સનું પૂજન કરવું.

૨૫૫ નિર્ણયામૃતમાંઃ—માઘશુક્લચતુર્થીને કુંડ અને બહુલાચતુર્થી નામે કહીછે. પણ વ્રતખંડમાં બહુલા શબ્દ નથી; અને સ્કંદપુરાણની સાથે તેનો વિરોધ આવે છે, માટે તે નિર્ણયામૃતનું વચન ગ્રહણ ન કરવું. તેમ શિષ્ટાચાર પણ શ્રાવણમાસની ચતુર્થીનો દેખાય છે. પૂર્વવિધ્ધાવિષે વિશેષવચન નથી, વાસ્તે ગણપતિસિવાય બીજા દેવતાની ચતુર્થી પરવિદ્ધા લેવાનું કહ્યું છે. કાલાદર્શમાંઃ—"ષષ્ઠી, રંભાસિવાયની તૃતીયા, એકાદશી, કૃષ્ણત્રયોદશી, અવરાચતુર્થી ને દ્વિતિયા,એ પરવિધ્ધા લેવી." અવરા એટલે વરચતુર્થીસિવાયની ચતુર્થી કારણકે વરચતુર્થીમાં ગણપતિવ્રત પૂર્વવિધ્ધામાં લેવાનું પૂર્વે કહ્યું

છે, તેથી ગણેશવ્રતમાં પૂર્વવિદ્ધા ને બીજા દેવતાના વ્રતમાં પરવિદ્ધા લેવી, એ સિધ્ધાંત થયો. નક્તને એકભક્તાદિવ્રતમાં તે તે કાલમાં પહોચતી તિથિ લેવાનું કહ્યું છે.

ઇતિ ચતુર્થીનો સામાન્યનિર્ણય

---

## અથ ચતુર્થીવિશેષનો નિર્ણય.

### અથ કાર્તિકશુકલચતુર્થી.

૨૫૬ કાર્તિકશુક્લચતુર્થીને યુગચતુર્થી કહેછે. મધ્યાન્હવ્યાપિની તિથિમાં ઉપવાસ કરી પંચમીને દિવસે નાગનું પુજન કરવાથી શેષ, વાસુકિ ને કર્કોટકાદિ નાગ પ્રસન્ન થાય છે. તે વિષે સ્કંદપુરાણમાં:—"મધ્યાન્હવ્યાપિની યુગ ચતુર્થીમાં ઉપવાસ કરી બીજે દિવસે પંચમીમાં દૂધથી નાગનું પૂજન કરીને પ્રયત્નથી પારણા કરવી." કૂર્મપુરાણમાં:—"યુગ નામની તિથિમાં ઉપવાસ કરીને જે મહાત્મા શેષ ને શંખપાલાદિ નાગનું પુષ્પ, ગંધ, દૂધ વગેરેથી પૂજન કરે, તેના વિષનો નાશ થાય; ને તેને નાગ કરડે નહિ."

ઇતિ કાર્તિકશુકલચતુર્થી.



### અથ ભાદ્રપદશુકલચતુર્થી.

તે ચતુર્થિમાં કોઈ ચંદ્રદર્શન કરે, તો તેને માથેમિથ્યા આળ આવે, તેથી તેમાં ચંદ્ર જોવો નહિ. તે વિષે કાલાદર્શમાં:—"ભાદ્રપદશુક્લચતુર્થિમાં ચંદ્ર જોવો નહિ; ને કદી જુએ તો તેના દોષની શાંતિમાટે પુરાણોક્ત એક શ્લોક છે, તે ભણવો.

૨૫૭ કન્યાસંક્રાંતિમાં શુક્લચતુર્થિને દિવસે કરેલું ચંદ્રદર્શન મિથ્યાદોષ લાવે માટે તે કરવું નહિ. તે દોષ મટવા માટે **'सिंहःप्रसेन'** ઈત્યાદિ મંત્ર જપવો. કન્યાસંક્રાંતિ એટલે ભાદ્રપદ જપનો મંત્ર વિષ્ણુપુરાણમાં છે, તેનો ઇતિહાસ એવો છે કે, "એક વખત દ્વારકામાં સત્રાજીત નામના ક્ષત્રિયનો ભાઇ પ્રસેન પોતાના ગળામાં સ્યમંતક મણિ પહેરીને શીકાર રમવા ગયો હતો, તેને એક સિંહે મારી નાંખ્યો; મણિ લેઇ જતાં રસ્તામાં તેને જાંબવાન નામનો રીંછ મળ્યો; જેણે તે સિંહને મારી મણિ પોતાની ગુફામાં લેઈજઈને, પોતાના

રડતા છોકરાને કહ્યું કે, 'હે કુમાર, રડીશ નહિ; તારે રમવામાટે આ સ્યમંતકમણિ હું લાવ્યો છું." ચંદ્રદર્શન થાય તો આ મંત્ર જપવો.

૨૫૮ વળી તેનું શ્રેષ્ઠપણું વારાહપુરાણમાંઃ—"ભાદ્રપદશુક્લચતુર્થિ રવિવાર કે મંગલવારયુક્ત હોય,તેને મહતી કહેછે;તેમાં જે નર ગણપતિનું પૂજન કરે,તેને ઈષ્ટફલ મળે."તથા શિવા ચતુર્થિમાં સ્નાનદાનાદિને ગણેશપૂજન કરે,તો અનંત ફલ થાય.તે વિષે ભવિષ્યોત્તરમાંઃ—"હે રાજા,શિવા,શાંતાને સુખા નામે ત્રણ પ્રકારની ચતુર્થિઓ છે;તેમાંશિવા નામની ભાદ્રપદશુક્લચતુર્થિમાં જે સ્નાન,દાન, ઉપવાસ ને જપ કરે, તે ગણપતિના પ્રસાદથી સોગણાં થાય." તથા તેમાંજ આગળ કહેવાના વિધિથી દેવીનો ઉત્સવ કરવો.તે વિષે દેવીપુરાણમાંઃ—"કન્યાસંક્રાંતિના કૃષ્ણપક્ષની ચતુર્થિ કે આર્દ્રાનક્ષત્રમાં પૂજન કરી નવમીમાં ગીતવાજિત્રના શબ્દથી દેવીને જાગ્રત કરવી." કન્યાસંક્રાંતિ એટલે ભાદ્રપદમાસ. "શુક્લપક્ષની ચતુર્થિમાં દેવીના કેશનું શોધન કરવું." અહીં અશ્વિનશુક્લપક્ષ લેવો;કારણકે"તુલાશુક્લ ચતુર્થિમાં દેવીના કેશનું શોધન કરવાનું કાલાદર્શમાં કહ્યું છે." પછી "પંચમીમાં સવારે શુભ જલથી દેવીને સ્નાન, સપ્તમીમાં પત્રિપૂજા, અષ્ટમીમાં ઉપવાસ,પૂજા ને જાગરણ અને નવમીમાં વિધિપૂર્વક બલિદાન, એ અનુક્રમે કરીને દશમીને દિવસે દેવીને રથમાં સ્થાપન કરી ગામમાં વરઘોડો ફેરવવો."

## ઇતિ ભાદ્રપદચતુર્થી.



## અથ માઘચતુર્થી.

૨૫૯ એ ચતુર્થીમાં ગણપતિનું પૂજન કરેથી વર્ષસુધી વિઘ્નનો નાશ ને ઇચ્છિતની પ્રાપ્તિ થાય.તેવિષે શ્રીહાટકેશ્વરમાહાત્મ્યમાં વિશ્વામિત્રને ઇશ્વરે કહ્યું છે કે, "હે વિશ્વામિત્ર , તું માઘશુક્લચતુર્થીમાં ગણપતિનું પૂજન કર, જેથી તને સિદ્ધિ થશે." એવો ઉપદેશ કરીને વળી કહ્યું કે, "માઘશુક્લચતુર્થીમાં ગણપતિનું જે પૂજન કરે, તેને વર્ષસુધી વિઘ્ન થાય નહિ." પુજાનો દોઢ મંત્ર મૂળમાં પૃષ્ઠ ૧૫૦ મે લખ્યોછે, તેથી ઉત્તમ પૂજા કરીને શુભ મોદકનું નૈવેદ્ય અર્પણ કર્યા.પછી અર્ઘ્ય આપવો."અનેપ્રાર્થના કરવી કે,"હું જે શુભ કર્મ કરૂં;તે.સર્વદા

ચમી વિષે વારાહપુરાણમાં:—"આષાઢશુકલષષ્ઠી કૌમારિકા નામની છે; તેમાં પૂર્વ દિવસે ઉપવાસ કરી વિધિવત કાર્તિકસ્વામીનું પૂજન કરવું." એ વચનથી પરવિદ્ધા પંચમીમાં સ્કંદપૂજનને અંગે ઉપવાસ છે તથા:—"શુક્લપક્ષ અથવા કૃષ્ણપક્ષની ષષ્ઠીમાં ગૂહ (કાર્તિકસ્વામી ) નું પૂજન કરવુ." સ્કંદ-પુરાણના એ વચનથી ષષ્ઠીમાં વિહિત કાર્તિકસ્વામીના પૂજનને અંગે ઉપવાસ કરવામાં શુકલ કે કૃષ્ણપક્ષની પરવિધ્ધા પંચમી લેવી એવું સિધ્ધ થયું. હવે પંચમી પોતાનાસ્વતંત્ર ઉપવાસમાટે ચતુર્થીયુકત લેવી. તે વિષે પૈઠીન-સિ:—"પંચમી, સપ્તમી, દશમી, ત્રયોદશી, પ્રતિપદા ને નવમી, એ સાયાન્હ વ્યાપિની પૂર્વવિદ્ધા લેવી."

૨૬૪ જાબાલિ પણ:—"પ્રતિપદા, પંચમી, નવમી, દશમી, ત્રયોદશી ને સપ્તમી, એ ઉપવાસમાં પૂર્વતિથિયુકત લેવી; એકાદશી, ષષ્ઠી, અમાવાસ્યા ને ચતુર્થી એ પરતિથિયુકત, ને બીજી પૂર્વતિથિયુકત લેવી." વળી દ્વાદશી, સપ્તમી, પ્રતિપદા ને પંચમી એ ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવી. સ્કંદપુરાણ-માં:—"પંચમી તો ચતુર્થીયુકત યથાવિધિ કરવી." એ વચનો વિધિદ્વારાએ પૂર્વવિધ્ધા વિષે છે. "પ્રતિપદા, પંચમી, ચતુર્દશી, સાવિત્રીઅમાવાસ્યા કે પૌર્ણમાસી, નવમી ને દશમી, એ ઉપવાસમાં પરવિદ્ધા ન લેવી." આ બ્રહ્મવૈવર્ત વચન તો પરવિધ્ધાનિષેધદ્વારાએ પૂર્વવિધ્ધાનું વિધાન કરનારૂં છે; માટે સ્કંદપૂ-જાંગઉપવાસસિવાયના ઉપવાસમાં પંચમી પૂર્વવિધ્ધા લેવાનો સિધ્ધાંત થ-યો; કારણકે ષષ્ઠીનો અધિપતિ સ્કંદ છે. નક્ત ને એકભકતાદિ વ્રતવિષે તો સર્વ વચનોમાં તત્કાલવ્યાપિનીતિથિ લેવાનો સર્વેએ અંગીકાર કર્યો છે.

ઇતિ પંચમીનો સામાન્યનિર્ણય.

---

## અથ પંચમીવિશેષ
## અથ નાગપંચમી.

૨૬૫ શ્રાવણશુકલપંચમીમાં ઘરને બારણે બન્ને બાજુએ નાગનું સ્વરૂપ કાઢીને તેનું પૂજન કરવાથી સર્પનો ભય થાય નહિ. તે વિષે ભવિષ્યતપુરા-ણમાં:—"શ્રાવણશુકલપંચમીમાં બારણાની બે બાજુએ ઝેરી નાગનું સ્વરૂપ છાણનું બનાવવું. તેમજ ભાદ્રપદની પંચમીમાં શ્રદ્ધાથી કાળા, ભૂરા, લીલા

વગેરે રંગના નાગ કાઢવા." તેમના સ્વરૂપ વિષે મત્સ્યપુરાણમાં:–"નાભિથી નીચે (પગસુધી) સર્પાકૃતિ ને ઉપર મનુષ્યાકૃતિવાળું, હાથમાં ઢાલ ને તરવાર, મસ્તક ઉપર ફણા, બે જીભો ને વિષમ [ત્રણ, પાંચ, સાત વગેરે] હાથસહિત તેમનું સ્વરૂપ એ ચીતરવું."

૨૬૬ "હે વીર, પછી પંચમીમાં ગંધ, પુષ્પ, ધૂપ, દિપ, દહિં, દૂર્વા, અક્ષત ને બ્રાહ્મણભોજન વગેરે પદાર્થથી વિધિવત્ સર્પનું પૂજન કરવાથી તેમનો ભય થાય નહિ. ઘી અને દૂધનું નૈવેદ્ય સર્વ સુખને આપનારૂં છે." વળી એ પ્રમાણે અમુક તીર્થમાં કરનારને ઇચ્છિત ફલ મળે.

૨૬૭ સ્કંદપુરાણમાં ચ્યવન ઋષિએ કર્કોટક નાગને કહ્યું છે કે, "હે કર્કોટક, આ હાટકેશ્વરક્ષેત્રમાં શુભ જલ છે. અહીં તું સદા નિવાસ કરજે, એટલે શ્રાવણશુક્લપંચમીને દિવસે પૃથ્વી ઉપર લોકો તારા નવમા કુલની ઉત્તમ પૂજા કરશે. હવેથી આ કુંડ સર્વ પાપનું નાશ કરનાર 'નાગતીર્થ' નામે પૃથ્વીમાં પ્રસિદ્ધ થશે. આ તીર્થમાં પંચમીને દિવસે જે સ્નાન કરશે, તેમને વર્ષસુધી સર્પનું ભય થશે નહિ; અને ઝેરથી પીડાયલો જે માણસ આમાં સ્નાન કરશે, તેનું ક્ષણમાત્રમાં ઝેર ઉતરીને તે ઉત્તમ સુખ પામશે. પુત્રની ઇચ્છાએ જે સ્ત્રી પંચમીને દિવસે સૂર્યોદયવેળાએ હાથમાં ફલ ઝાલીને પરમ ભક્તિથી સ્નાન કરશે, તે વંધ્યા હોય, તોપણ પુત્રવતી થશે. પુરૂષોને પણ સ્નાનમાત્રથી ઇચ્છિત ફલ આપનારૂં આ તીર્થ છે."

## ઇતિ શ્રાવણશુક્લપંચમી.

### અથ પુત્રકામાપંચમી.

૨૬૮ બ્રહ્મા:–"જેના અનુષ્ઠાન માત્રથીજ પુત્રોત્પત્તિ થાય છે તેનો હવે વિસ્તાર ન કરતાં સંક્ષેપમાં કહું છું કે, સ્ત્રીઓના આઠ ને પુરુષના ચૌદ દોષની શુદ્ધિ થવાસારૂ પંચમીમાં શ્રાદ્ધ કરવું." ગરૂડપુરાણમાં:–"પુત્ર થયાપછી તેનું મુખ જોવાથી પૂર્વજો 'પુ' નામનું ઘોર નરક જોતાં પણ નથી; ને પૌત્ર (પુત્રનો પુત્ર) થવાથી તેમને સ્વર્ગ મળે છે, એવી વૈદિકસ્મૃતિ છે. પણ અપુત્રને કદાપિ ગતિ નથી નથી ને નથીજ." સ્કંદપુરાણમાં:–"માર્ગશીર્ષ, માઘ, વૈશાખ ને કાર્તિકકૃષ્ણપંચમીમાં પુત્રકામનાથી શ્રાદ્ધ કરવું; એ કામના સિદ્ધ થવા માટે માણસોને બીજો ઉપાય નથી. તે કરતાપહેલાં પ્રાયશ્ચિત્તમાટે અંગિ-

તમે નિર્વિઘ્ન કરજો. પછી કંજુસાઇ નહિ કરતાં યથાશક્તિ બ્રાહ્મણોને મોદકનું ભોજન કરાવવું. એ વિધિથી જે પૂજન કરશે, તેનાં સર્વ વિઘ્નો નિશ્ચય નાશ પામશે."

૨૬૦ વળી તેજ વ્રતવિષે પાર્વતીને રૂદ્ર કહેછે કે, "હે સુંદરિ, ચતુર્થીને દિવસે જીવસૂક્ત ભણીને સદ્દભક્તિથી ગણપતિનું પૂજન કરનારનાં સર્વ વિઘ્નો સૂર્યપ્રકાશે કરીને જેમ અંધારૂં નાશ પામે, તેમ નાશ પામશે;અને અપુત્રને પુત્રને નિર્ધનને ધન મળશે;તેમ ગણપતિનું સ્મરણ કરીને યુદ્ધ કરનાર શત્રુને જીતશે.અને દુર્ભગા,કુરૂપા ને પતિએ ત્યાગ કરેલી સ્ત્રીને ગણપતિનું પૂજન કરવાથી સૌભાગ્ય પ્રાપ્ત થશે.વિશ્વામિત્રે એ માહાત્મ્ય સાંભળીને સૌ સિદ્ધિપ્રદ ગણપતિનું સ્થાપન કર્યું."એવું સુતપુરાણીનું વચનછે.જીવસુક્ત એટલે'**गणानां त्वा गणपतिं हवामहे** 'ઇત્યાદિ.

ઇતિ ગણપતિવ્રત.

---

### અથ વરદા નામની માઘચતુર્થી

તેમાં લક્ષ્મીની કામનાવાળાએ રાત્રિએ શિવનું પૂજન કરવું તે વિષે કૂર્મપુરાણમાં:—"કુંભસંક્રાંતિની શુકલચતુર્થીમાં જે નર નક્તભોજન કરી કુંદપુષ્પથી સદાશિવનું પૂજન કરે, તેને લક્ષ્મીની પ્રાપ્તિ થાય." એને કૂંદચતુર્થી પણ કહે છે. દેવીપુરાણમાં:—"હે અસુરશ્રેષ્ઠ, કુંદ નામની માઘશુક્લચતુર્થીમાં જો તું ઉપવાસ કરીશ, તો તને રાજ્ય મળશે."

ઇતિ માઘચતુર્થી.

૨૬૧ બ્રહ્મપુરાણમાં:—"પૂર્વે જયેષ્ઠશુકલચતુર્થીમાં ઉમા સતી ઉત્પન્ન થયાં; માટે તે દિવસે તેમનું સ્ત્રીઓએ સૌભાગ્ય મળવાસારૂ પૂજન કરવું" તથા મત્સ્યપુરાણમાં:—"શુકલ ને કૃષ્ણપક્ષની ચતુર્થીમાં વર્ષસુધી નક્તવ્રત કરીને વર્ષને અંતે સોનાનો હાથી દાન કરવો. એ વૈનાયક નામનું વ્રત શિવલોકને આપનારૂં છે." આ વ્રત બન્ને પક્ષની ચતુર્થીને સાધારણ છે; કારણકે તે વિષે કંઈ વિશેષ કહ્યું નથી. એ રીતે વરચતુર્થી આદિ ચાર વર્ષનાં વ્રતો અને વર્ષમાત્રમાં કરવાનાં અનેક પ્રકારનાં નક્ત ને એકભક્તાદિ વ્રતો વ્રતસમુચ્ચય-

માંથી જાણવાં તથા:–"અંગારકચતુર્થી,ભાનુસપ્તમી અને સોમવતીઅમાવાસ્યા, એ સો સુર્યગ્રહણ કરતાં અધિક છે."સર્વ ચતુર્થીમાં અધિપતિ ગણપતિનું પૂજન કરવું.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં ગણપતિને સંતોષ કરનાર ચતુર્થીનો નિર્ણય સંપૂર્ણ.

---

## અથ પંચમીનો સામાન્ય નિર્ણય.

૨૬૨ સ્કંદ [કાર્તિકસ્વામી] ની પૂજા ને નાગસંબંધી ઉપવાસસિવાય બીજાં ઉપવાસવ્રતમાં પૂર્વવિદ્ધા પંચમી લેવી. તે વિષે કહ્યું છે કે, "પ્રતિપદા, પંચમી, કૃષ્ણાષ્ટમી ને ચતુર્દશી, સાતમી ને રંભાતૃતીયા ઉપવાસમાં પૂર્વવિધ્ધા લેવી." પંચમી કૃષ્ણપક્ષની લેવી; કારણ કે શુક્લપંચમીની યુગ્મવાક્યથી પ્રાપ્તિ છે. **अष्टमीभूते** 'એનો સમાસ તથા તે કૃષ્ણપક્ષ લેવાની વિષે પૂર્વે વ્યાખ્યાન કરેલું છે. શંકા છે કે, "હે નારદ, પંચમી ષષ્ઠીયુક્ત લેવી, પણ ષષ્ઠી પંચમીના વેધવાળી કદાપિ ન લેવી" એ બ્રહ્મવૈવર્તવચનથી પંચમી ષષ્ઠીયુક્ત લેવાનું કહ્યું છે, તેથી પૂર્વવિદ્ધા લેવામાં વિરોધ આવે છે. તેનું ઉત્તર એ છે કે, " આ ષષ્ઠીયુકત પંચમી લેવાનું વિધાન નાગપૂજાવિષે, ને તેને અંગે એકભકત કે બ્રાહ્મણભોજન વિષે જાણવું." તે વિષે કહ્યું છે કે, "બન્ને પક્ષની પંચમીમાં નાગપૂજન કરવું." એ પ્રકારે અવિરોધ છે. બીજું બ્રહ્મવૈવર્તવચનમાં ઉપવાસ શબ્દ ન હોવાથી ઉપવાસવ્રતસિવાય બીજાં વ્રતમાં શુક્લકૃષ્ણપક્ષની સાધારણ પંચમી વિષે તેની પ્રવૃત્તિ છે, એમ જાણવું. શાથી કે કારણ સિવાય સંકોચ કરવો નહિ. '**नहि षष्ठी नागविद्धा**' એ વચન પણ સ્કંદષષ્ઠીસિવાયની ષષ્ઠીવિષે છે. સ્કંદષષ્ઠી પૂર્વવિદ્ધા લેવા વિષે બીજી **સ્મૃતિમાં**:–"કૃષ્ણાષ્ટમી, સ્કંદષષ્ઠી, શિવરાત્રિ ને ચતુર્દશી, એ પૂર્વવિદ્ધા લેવી; ને તિથિને અંતે પારણા કરવી." પૂર્વ દિવસે ઉપવાસ કરીને ષષ્ઠીમાં સ્કંદનું પૂજન કરવાનું કહ્યું છે, તે અભિપ્રાયથી ઉપવાસમાં પંચમી પરવિદ્ધા લેવાને કહી છે.

૨૬૩ **બ્રહ્મવૈવર્તમાં**;–"સ્કંદોપવાસમાં પંચમી ઉદયાત્ છ ઘડીસુધી, ને પછી ષષ્ઠી હોય તો પરવિદ્ધા લેવી; નહિતો પૂર્વવિધ્ધા લેવી " પૂર્વવિદ્ધા' પં-

ચમી વિષે વારાહપુરાણમાંઃ—"આષાઢશુકલષષ્ઠી કૌમારિકા નામની છે; તેમાં પૂર્વ દિવસે ઉપવાસ કરી વિધિવત્ કાર્તિકસ્વામીનું પૂજન કરવું." એ વચનથી પરવિદ્ધા પંચમીમાં સ્કંદપૂજનને અંગે ઉપતાસ છે તથાઃ—"શુક્લપક્ષ અથવા કૃષ્ણપક્ષની ષષ્ઠીમાં ગૂહ (કાર્તિકસ્વામી) નું પૂજન કરવુ." સ્કંદ-પુરાણના એ વચનથી ષષ્ઠીમાં વિહિત કાર્તિકસ્વામીના પૂજનને અંગે ઉપવાસ કરવામાં શુકલ કે કૃષ્ણપક્ષની પરવિધ્ધા પંચમી લેવી એવું સિધ્ધ થયું.. હવે પંચમી પોતાનાસ્વતંત્ર ઉપવાસમાટે ચતુર્થીયુકત લેવી. તે વિષે પૈઠીન-સિઃ—"પંચમી, સપ્તમી, દશમી, ત્રયોદશી, પ્રતિપદા ને નવમી, એ સાયાન્હ વ્યાપિની પૂર્વવિદ્ધા લેવી."

૨૬૪ જાબાલિ પણઃ—"પ્રતિપદા, પંચમી, નવમી, દશમી, ત્રયોદશી ને સપ્તમી, એ ઉપવાસમાં પૂર્વતિથિયુકત લેવી; એકાદશી, ષષ્ઠી, અમા-વાસ્યા ને ચતુર્થી એ પરતિથિયુકત, ને બીજી પૂર્વતિથિયુકત લેવી." વળી દ્વાદશી, સપ્તમી, પ્રતિપદા ને પંચમી એ ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવી. સ્કંદપુરાણ-માંઃ—"પંચમી તો ચતુર્થીયુકત યથાવિધિ કરવી." એ વચનો વિધિદ્વારાએ પૂર્વવિધ્ધા વિષે છે. "પ્રતિપદા, પંચમી, ચતુર્દશી, સાવિત્રીઅમાવાસ્યા કે પૌર્ણમાસી, નવમી ને દશમી, એ ઉપવાસમાં પરવિદ્ધા ન લેવી." આ બ્રહ્મવૈવર્ત વચન તો પરવિધ્ધાનિષેધદ્વારાએ પૂર્વવિધ્ધાનું વિધાન કરનારૂં છે; માટે સ્કંદપૂ-જાંગઉપવાસસિવાયના ઉપવાસમાં પંચમી પૂર્વવિધ્ધા લેવાનો સિધ્ધાંત થ-યો; કારણકે ષષ્ઠીનો અધિપતિ સ્કંદ છે. નક્ત ને એકભકતાદિ વ્રતવિષે તો સર્વ વચનોમાં તત્કાલવ્યાપિનીતિથિ લેવાનો સર્વેએ અંગીકાર કર્યો છે.

ઇતિ પંચમીનો સામાન્યનિર્ણય.

---

## અથ પંચમીવિશેષ
## અથ નાગપંચમી.

૨૬૫ શ્રાવણશુકલપંચમીમાં ઘરને બારણે બન્ને બાજુએ નાગનું સ્વરૂપ કાઢીને તેનું પૂજન કરવાથી સર્પનો ભય થાય નહિ. તે વિષે ભવિષ્યતપુરા-ણમાંઃ—"શ્રાવણશુકલપંચમીમાં બારણાની બે બાજુએ ઝેરી નાગનું સ્વરૂપ છાણનું બનાવવું. તેમજ ભાદ્રપદની પંચમીમાં શ્રદ્ધાથી કાળા, ભૂરા, લીલા

વગેરે રંગના નાગ કાઢવા." તેમના સ્વરૂપ વિષે મત્સ્યપુરાણમાં:–"નાભિથી નીચે (પગસુધી) સર્પાકૃતિ ને ઉપર મનુષ્યાકૃતિવાળું, હાથમાં ઢાલ ને તરવાર, મસ્તક ઉપર ફણા, બે જીભો ને વિષમ [ત્રણ, પાંચ, સાત વગેરે] હાથસહિત તેમનું સ્વરૂપ એ ચીતરવું."

૨૬૬ "હે વીર,પછી પંચમીમાં ગંધ, પુષ્પ,ધૂપ,દિપ, દહિં, દૂર્વા, અક્ષત ને બ્રાહ્મણભોજન વગેરે પદાર્થથી વિધિવત્ સર્પનું પૂજન કરવાથી તેમનો ભય થાય નહિ. ઘી અને દૂધનું નૈવેદ્ય સર્વ સુખને આપનારૂં છે." વળી એ પ્રમાણે અમુક તીર્થમાં કરનારને ઇચ્છિત ફલ મળે.

૨૬૭ સ્કંદપુરાણમાં ચ્યવન ઋષિએ કર્કોટક નાગને કહ્યું છે કે,"હે કર્કોટક, આ હાટકેશ્વરક્ષેત્રમાં શુભ જલ છે. અહીં તું સદા નિવાસ કરજે, એટલે શ્રાવણશુકલપંચમીને દિવસે પૃથ્વી ઉપર લોકો તારા નવમા કુલની ઉત્તમ પૂજા કરશે.હવેથી આ કુંડ સર્વ પાપનું નાશ કરનાર'નાગતીર્થ'નામે પૃથ્વીમાં પ્રસિદ્ધ થશે.આ તીર્થમાં પંચમીને દિવસે જે સ્નાન કરશે,તેમને વર્ષસુધી સર્પનું ભય થશે નહિ;અને ઝેરથી પીડાયલો જે માણસ આમાં સ્નાન કરશે, તેનું ક્ષણમાત્રમાં ઝેર ઉતરીને તે ઉત્તમ સુખ પામશે. પુત્રની ઇચ્છાએ જે સ્ત્રી પંચમીને દિવસે સૂર્યોદયવેળાએ હાથમાં ફલ ઝાલીને પરમ ભક્તિથી સ્નાન કરશે, તે વંધ્યા હોય, તોપણ પુત્રવતી થશે. પુરૂષોને પણ સ્નાનમાત્રથી ઈચ્છિત ફલ આપનારૂં આ તીર્થ છે."

ઇતિ શ્રાવણશુક્લપંચમી.

અથ પુત્રકામાપંચમી.

૨૬૮ બ્રહ્મા:–"જેના અનુષ્ઠાન માત્રથીજ પુત્રોત્પત્તિ થાય છે તેનો હવે વિસ્તાર ન કરતાં સંક્ષેપમાં કહું છું કે,સ્ત્રીઓના આઠ ને પુરુષના ચૌદ દોષની શુદ્ધિ થવાસારૂ પંચમીમાં શ્રાદ્ધ કરવું." ગરૂડપુરાણમાં:–"પુત્ર થયાપછી તેનું મુખ જોવાથી પૂર્વજો 'પુ" નામનું ઘોર નરક જોતા પણ નથી; ને પૌત્ર (પુત્રનો પુત્ર) થવાથી તેમને સ્વર્ગ મળે છે, એવી વૈદિકસ્મૃતિ છે. પણ અપુત્રને કદાપિ ગતિ નથી નથી ને નથીજ." સ્કંદપુરાણમાં:–"માર્ગશીર્ષ,માઘ, વૈશાખ ને કાર્તિકકૃષ્ણપંચમીમાં પુત્રકામનાથી શ્રાધ્ધ કરવું; એ કામના સિધ્ધ થવા માટે માણસોને બીજો ઉપાય નથી.તે કરતાપહેલાં પ્રાયશ્ચિત્તમાટે અગ્નિ-

ચાર રૂદ્રી ને આઠ હજાર ગાયત્રીનો જપ કરી તેનો દશાંશ હોમ કરવો, અને દેવતાઓ, ગ્રહો ને ગણપતિનું પૂજન કૃષ્ણચતુર્થીને દિવસે કરીને પંચમીમાં શ્રાદ્ધ કરેથી પુત્રપ્રાપ્તિ થાય. તે કામ્યશ્રાદ્ધ વિશ્વેદેવ પૂર્વક છ પિંડવાળું પાર્વણવિધિથી કરવું; ને વચલો પિતામહનો પિંડ નમસ્કારપૂર્વક લેઈ તેને સૂંઘીને પુત્રાર્થીએ ધર્મપત્નીને આપવો.

૨૬૯ પછી પત્નીએ તે પિંડ વિધિવત્ ભક્ષણ કરવો. તે વેળા '**आघत्त आयन्तुन**' એ મંત્ર પતિએ જપવો. ત્યારપછી દક્ષિણ દિશાતરફ મુખ કરીને મૌનભોજન કરવું. એ રીતે બાર માસસુધી પંચમીમાં શ્રાદ્ધ કરવું." કદાપિ એ શ્રાધ્ધનો આરંભ કર્યાપછી વચમાં કોઈ માસમાં મધા કે ભરણીનો યોગ આવે તો, "પુત્ર જીવવાની ઈચ્છાવાળાએ મધા, યુગાદિ, અને ભરણીશ્રાધ્ધમાં પિંડદાન ન કરવું." આ વચનથી પિંડદાનના નિષેધની શંકા લેવી નહિ; કારણકે પુત્રકામપંચમીનું શ્રાધ્ધ પિંડસહિત કરવાવિષે વચન છે કે, "સંવત્સરી, પુત્રપંચમી, શસ્ત્રહતચતુર્દશી ને મહાલયમાં પિંડસહિત શ્રાધ્ધ કરવાને મધા કે ભરણીનો દોષ નથી."

૨૭૦ "પુત્રકામપંચમીના આરંભમાં કાળાં વસ્ત્ર, કાળી ગાય અને દક્ષિણા આપવી, ને વર્ષ પૂરૂં થયેથી તિલદાન કરવું." હવે જે **સૂર્યપુરાણનું વચન** છે કે, "પિતાના પિંડના બ્રહ્મા, પિતામહના પિંડના વિષ્ણુ અને પ્રપિતામહના પિંડના રૂદ્ર દેવતાઓ છે, માટે તે દવતાને નામે ત્રણ પિંડ આપવા." તેમાં વિષ્ણુ દેવતાવાળો વચલો પિંડ ભક્ષણ કરવાને વાસ્તે છે. જેમ પુરોડાશની બે વાર આહુતિ લેવાનું તેપ્રકરણમાં મુખ્ય છે, તેમ આ વચન પિંડ ભક્ષણમાં પ્રધાન (વિશેષ) છે; પરંતુ એક પાર્વણ (ત્રણ પિંડ) વિષે પ્રધાન નથી. તેમ હોય તો, "વિશ્વેદેવસહિત છ પિંડવાળું શ્રાદ્ધ કરવું," એ સ્કંદપુરાણના વચનની સાથે વિરોધ આવશે. કારણકે જ્યાં પિતૃત્રયી (પિતા, પિતામહ ને પ્રપિતામહ) પૂજાય છે. ત્યાં માતામહ (માતામહ, પ્રમાતામહ ને વૃદ્ધપ્રમાતામહ) પણ પૂજવા; ન પૂજે તો નરકમાં પડે." એ રીતે સર્વે સ્મૃતિપુરાણના વચનથી નરકપાતનો અધિક દોષ લખ્યો છે; માટે બે પાર્વણવાળું (છ પિંડનું) શ્રાદ્ધ પાર્વણવિધિથી કરવું. સૂર્યારુણમાં તો પુત્રપ્રાપ્તિપંચમીના શ્રાદ્ધ પ્રકરણનો આરંભ કરીને કહ્યું છે કે, સપત્નીક યજમાને

જીતેંદ્રિય થઇ ને કૃષ્ણપક્ષની પંચમીને દિવસે પંચ ભૂતનું પૂજન કરીને ગાયના દૂધમાં રાંધેલા મુનિઅન્નથી, [પિતૃત્રયી ને માતામહત્રયીનું] શ્રાદ્ધ કરવું."

૨૭૧ અથ પુત્રપ્રાપ્તિપંચમીમાં કરવાનો વિધિ. પુરાણાંતરમાં વશિષ્ઠઃ– "એ પંચમી વ્રતના આરંભમાં માતરોનું પૂજન કરી વિનાયકશાંતિ કરવી; અને કામદેવને તેની સ્ત્રી રતિસહિત શય્યા ઉપર સ્થાપન કરી તેમનું પૂજન કરવું; પછી નીચે વરૂણદેવતાનો જલપૂર્ણ કુંભ મૂકીને તે ઉપર પૂર્ણપાત્ર(કોડીયું) ઢાંકી તેના ઉપર નાગનું પૂજન કરીને મંડલદેવતાનું વિધિવત્ પૂજન કરવું."

'नमस्ते'ઇત્યાદિ કામદેવની પૂજાનો મંત્ર ૧૫૯મે પાને મૂળ ગ્રંથમાં છે. નાગપૂજાનો મંત્ર પણ તેજ પાને લખેલોછે. પછી દૂધમાં ચોખા રાંધી પાર્વણશ્રાદ્ધ કરવું. તે કામ્ય-શ્રાધ્ધમાં ધ્વનિ ને રોચન નામના વિશ્વેદેવ કરવા; ને બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર દેવો-નાં નામ દેઇ ત્રણ પિંડ કરવા. શતપત્ર ને ચંપકપુષ્પથી યથાક્રમે મૂળમાં લખેલા મંત્ર ભણીને તે પિંડનું પુજન કર્યાપછી યથાશક્તિ બ્રાહ્મણભોજન કરવું." પછી પત્નીએ મૌન ધારણ કરી મધ્યમપિંડ ભક્ષણ કરવે;"
તેનો મંત્ર મૂળમાં છે, તે લેવો. ( જુઓ પાનું. ૧૬૦ મું. )

૨૭૨ "તે પિંડ ભક્ષણ કર્યાપછી કપિલા ગાયનું દૂધ પીવું. એ વિધિથી વર્ષસુધી કરવું, ને વર્ષાંતે તે શય્યા, સોનાનો નાગ ને સ્થાપન કરેલો કુંભ બ્રાહ્મણને આપવો. તેથી પૂર્વજો ને કામદેવના પ્રસાદથી અવશ્ય પુત્રની પ્રાપ્તિ થાય. આ વ્રત પુણ્ય, યશ, આરોગ્ય ને પુત્રને અપનારૂં અને પાપનો નાશ કરનારૂં ગયાતુલ્ય છે. હે રાજા, એ પંચમીમાં કરેલું શ્રાદ્ધ સર્વાર્થની સિધ્ધિ ને મહા પાપનો નાશ કરનારું છે. સમાપ્તિને દિવસે આચાર્યને બે વસ્ત્રસહિત કપિલા-ગાય આપવી." એ પિતૃશ્રાધ્ધ કુતપાદિ વ્યાપિની તિથિમાં કરવું.

ઇતિ પુત્રકામા કૃષ્ણપંચમીનો નિર્ણય.

---

## અથ ઋષિપંચમી.

૨૭૩ ભાદ્રપદશુક્લપંચમી ઋષિપંચમી કહેવાય છે. તેમાં કશ્યપાદિ સાત ઋષિઓનું પૂજન કરી ઉત્પન્ન શાકાદિથી એકભક્તવ્રત કરવાથી સર્વ પાપનો ક્ષય થાય. માંધાતાને વસિષ્ઠના સંવાદરૂપે કૌશિક સંહિતામાંઃ–"સ્વાતિનક્ષત્રયુક્ત ભાદ્રપદશુક્લપંચમી મહા પાપનો નાશ કરનારી છે; તેમાં ઋષિધાન્ય-

થી ઋષિપંચમી નામનું વ્રત કથાશ્રવણપૂર્વક કરવું. જો કોઈ સ્ત્રી તે દિવસે અરૂંધતીસહિત સપ્તઋષિનું પૂજન કરે, તો તેણે રજસ્વલાપણામાં મૂઢતાથી જાણતે અજાણતે જે સ્પર્શદોષ કર્યો હોય, તે સપ્તર્ષિના પ્રસાદથી નાશ પામે; અને નર કે નારી સર્વ પાપથી મુક્ત થાય; માટે હે માંધાતા રાજા, તું પણ પંચમીવ્રત કરીશ, તો વર્ષસુધી કરેલા પાપનો નાશ થશે."

૨૭૪ "વ્રતસમુચ્ચયમાં ભાદ્રપદશુક્લપંચમીનું વ્રત પ્રયત્નથી એકભક્તે કરીને કરવાનું કહીને વળી કહ્યું કે, ઋષિપ્રીત્યર્થે શાક, નમાર, સામો ને ફલનો આહાર કરવો." આ વ્રત ઘણું પ્રસિદ્ધ હોવાથી તેનો પૂજાવિધિ અહીં કહ્યો નથી. આ વ્રત એકભક્તરૂપ છે માટે એકભક્તતિથિના નિર્ણય પ્રમાણે તેનો નિર્ણય લેવો. બન્ને દિવસ એકભક્તકાલમાં તિથિની વ્યાપ્તિ હોય, તો પરવિધ્ધા લેવી.કારણ કે, "હે નારદ, ષષ્ઠીયુક્ત પંચમી વ્રતમાં લેવી" એવું બ્રહ્મવૈવર્તવચન છે. હવે જે વચન છે કે, "ચતુર્થીવિધ્ધા પંચમી કરવી." તે સ્કંદપુરાણના વચનનો ઉપવાસપ્રકરણમાં પાઠ છે, તેથી તે કૃષ્ણપક્ષના ઉપવાસવિષે કાલનિર્ણયમાં સ્થાપિત કર્યું છે. એ હેતુથીજ દીપિકાકાર:–કૃષ્ણપંચમી પૂર્વવિદ્ધા ને શુક્લપંચમી પરવિદ્ધા, અને ઉપવાસસિવાય બન્ને .શુક્લકૃષ્ણપક્ષની પંચમી પરવિધ્ધા લેવી. એ વચનમાં ઉપવાસસિવાયના વ્રતમાં પરવિદ્ધા લેવાનું કહ્યાથી સ્કંદોપવાસ તથા નાગપૂજાસિવાયનાં વ્રતમાં પૂર્વવિધ્ધા લેવાનું કોઇ સ્થલમાં કહ્યું છે, તોપણ તેનું નિરાકરણ કર્યું છે; કારણકે ઉપવાસસિવાયનાં વ્રતમાં શુક્લકૃષ્ણ બન્ને પરા લેવાનું સ્પષ્ટ કહ્યું છે.

ઇતિ ઋષિપંચમીનિર્ણય.

---

## અથ લક્ષ્મીપંચમી.

૨૭૫ પંચમીમાં જે લક્ષ્મીનું પૂજન કરીને ઉપવાસ કરે, તે વિષ્ણુપદને પામે. તે વિષે પદ્મપુરાણમાં:–"પંચમીમાં લક્ષ્મીનું પૂજન કરીને ઉપવાસ કરવો, ને તેની સમાપ્તિમાં સુવર્ણકલશસહિત ગાયનું દાન કરવું; તેથી જન્મોજન્મ ધનવાન થઇ છેવટે વિષ્ણુપદને પામે. આ લક્ષ્મીવ્રત સર્વ દુઃખશોકનું નાશ કરનારૂં છે."

ઇતિ લક્ષ્મીવ્રત સંપૂર્ણ.

ભવિષ્યોત્તરમાં:—"પંચમીમાં દૂધ પીને રહેવું, ને બ્રાહ્મણને સુવર્ણનો નાગ આપવો; તેથી સર્પનો ભય થાય નહિ. આ સર્પવ્રત સર્પની સાથે મૈત્રી કરાવનારૂં છે." ઇત્યાદિ નાના પ્રકારનાં પંચમીવ્રતો વ્રતખંડમાંથી જાણવાં. પંચમીના અધિપતિ દેવતા નાગ છે, માટે તેમને તે તિથિમાં પૂજવા. અમુક તીર્થમાં પંચમીને દિવસે સ્નાન કર્યાથી સર્વ પાપનો નાશ થાય છે, તે વિષે શ્રી હાટકેશ્વરમાહાત્મ્યમાં:—"હે રાજા, ભાદ્રપદકૃષ્ણપંચમીમાં રાજવાપી તીર્થમાં સ્નાન કરે, તો સર્વ પાપથી મુક્ત થાય; ને પંચમીને દિવસે વર્ષસુધી પરમ શ્રદ્ધાથી સ્નાન કરીને શ્રાદ્ધ કરે, તો અપુત્રને વંશવૃધ્ધિ કરનાર પુત્રની પ્રાપ્તિ થાય."

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં વ્રત ને ઉપવાસવિષે પંચમીનો નિર્ણય સંપૂર્ણ.

---

## અથ ષષ્ઠીનો સામાન્ય નિર્ણય.

૨૭૬ સ્કંદોપવાસસિવાય ષષ્ઠીતિથિ ઉપવાસવ્રતમાં પરવિધ્ધા લેવી;કારણકે '**षण्मुन्यो**' ઇત્યાદિ યુગ્મવાક્યમાં કહ્યું છે. "ધર્માર્થને જાણવાવાળાએ પંચમીયુક્ત ષષ્ઠી ન કરતાં સપ્તમીયુક્ત કરવી." એવું સ્કંદપુરાણનું વચન છે. તેમ **નિગમમાં**:—"પંચમીવિદ્ધા ષષ્ઠી, દશમીવિદ્ધા એકાદશી ને ચતુર્દશીવિધ્ધા અમાવાસ્યા, એ ત્રણે દિવસ નિષ્ફલ છે." વૃદ્ધવસિષ્ઠ પણ:—"દ્વિતીયા, પંચમી, દશમી, ત્રયોદશી ને ચતુર્દશી, એ ઉપવાસમાં પોતાથી પૂર્વ ને ઉત્તર બન્ને તિથિઓને હણે છે." જાબાલિ:—"પંચમીવિધ્ધા ષષ્ઠી, સપ્તમીવિધ્ધા અષ્ટમી ને ત્રયોદશીવિધ્ધા ચતુર્દશી, એ ત્રણ તિથિઓ મલીન છે. ત્રયોદશીવિધ્ધા દ્વાદશી પણ ન લેવી."

૨૭૭ સ્કંદપુરાણમાં:—"હે મુનિશ્રેષ્ઠ, પંચમીવિધ્ધા ષષ્ઠી, સપ્તમીવિદ્ધા અષ્ટમી ને ચતુર્દશીવિદ્ધા અમાવાસ્યા ન લેવી." ઇત્યાદિ પૂર્વવિધ્ધતિથિનો નિષેધ કરનારાં વચનો સ્કંદષષ્ઠીસિવાયની ષષ્ઠીવિષે લેવાં. સ્કંદષષ્ઠી તો પૂર્વવિધ્ધાજ લેવી. વળી:—"કૃષ્ણાષ્ટમી, સ્કંદષષ્ઠી, શિવરાત્રિ ને ચતુર્દશી, એ વ્રતમાં પૂર્વવિધ્ધા લેવી, ને તિથિને અંતે પારણા કરવી."હવે સ્કંદષષ્ઠીસિ-

વાય બીજાં ષષ્ઠીવ્રતવિષે પરવિધ્ધા લેવાનું બતાવનારાં વચનો વિધિદ્વારાએ દેખાડીએ છીએ. વિષ્ણુધર્મોત્તરમાંઃ—"એકાદશી, અષ્ટમી, ષષ્ઠી, દ્વિતીયા, ચતુર્દશી, અમાવાસ્યા ને તૃતીયા, એ ઉપવાસમાં પરવિદ્ધા લેવી; તેમાં દ્વિતીયા, ચતુર્દશી ને અષ્ટમી શુક્લપક્ષની, ને તૃતીયા રંભાસિવાયની લેવી." બૃહસ્પતિઃ—"એકાદશી, અષ્ટમી, ષષ્ઠી, પૌર્ણમાસી, ચતુર્દશી, અમાવાસ્યા ને તૃતીયા, એ પરવિદ્ધા લેવી." નિગમમાં પણઃ—"ષષ્ઠી, અષ્ટમી, અમાવાસ્યા ને કૃષ્ણત્રયોદશી, એટલી પરવિધ્ધા ને બીજી પૂર્વવિધ્ધા લેવી." એ હેતુથીજ બ્રહ્મવૈવર્તમાંઃ—"પંચમીવિદ્ધા ષષ્ઠી કદાપિ કરવી નહિ." એવું થયેથી સ્કંદવ્રતસિવાયની ષષ્ઠી પરવિધ્ધા લેવી, એ સિધ્ધાંત થયો. બીજે દિવસે ષષ્ઠી ન હોય તો પૂર્વવિધ્ધા લેવાનું તૃતીયાના નિર્ણયમાં કહ્યું છે. "પંચમી બાર ઘડી હોય, તો ષષ્ઠીને દૂષણ આવેછે."એ વચન પ્રમાણે પંચમીના વેધવાળી ષષ્ઠિમાં સ્કંદવ્રતને અંગે બ્રાહ્મણભોજન કરવું નહિ, એવું પૂર્વે કહ્યું છે. નક્તૈકભક્તાદિ વ્રતોમાં તત્કાલવ્યાપિનીતિથિ લેવી.

ઇતિ ષષ્ઠીનો સામાન્ય નિર્ણય.



## અથ ષષ્ઠીનો વિશેષનિર્ણય.

### અથ ચંપાષષ્ઠી.

૨૭૮ ભાદ્રપદશુક્લષષ્ઠી મંગલવાર, વિશાખાનક્ષત્ર ને વૈધૃતયુક્ત હોય, તેને ચંપા નામે કહી છે. તે વ્રત આચરણ કરેથી સર્વ પાપનો નાશ થાયછે. તે વિષે સ્કંદપુરાણમાંઃ—"ભાદ્રપદશુક્લષષ્ઠી વૈધૃત, વિશાખા ને મંગલવારયુક્ત હોય, તો તેને ચંપાષષ્ઠી કહે છે. આ ચંપા નામની ષષ્ઠી કૃતયુગમાં પચાસ, ત્રેતાયુગમાં પચાસ, દ્વાપરમાં બેતાલીસ ને કલિયુગમાં ત્રીશ આવે છે, વાસ્તે તે દેવ અને મનુષ્યોને દુર્લભ છે. તે સર્વ પાપનો નાશ, ને બીજાં કરેલાં વ્રતોની પરિપૂર્ણતા કરનારી છે." દુર્વાસા પણઃ—"વિશાખાનક્ષત્ર, મંગલવાર ને વૈધૃતયુક્ત ભાદ્રપદશુક્લષષ્ઠીને ચંપા કહે છે." એ અર્ધોદયપર્વની પેઠે દુર્લભ છે; [ગ્રંથકારે પણ એજ અર્થ લખ્યો છે.] માટે અલક્ષ્ય યોગના કારણથી પૂર્વવિધ્ધા કે પરવિધ્ધાનો વિચાર ન કરતાં, જ્યારે એવા યોગ આવે ત્યારે તે લેવી; પણ આ સૂર્યવ્રતછે, તેથી દિવસના યોગવાળી તિથિ લેવી; કારણકે અર્ધોદય

વ્રતમાં દિવસેજ આ યોગ શ્રેષ્ઠ કહ્યો છે, તે પ્રમાણે અહીં પણ જાણવું. આ ચંપાવ્રતમાં ઉપવાસ કરવાનું વ્રતખંડમાં કહ્યું છે.

૨૭૯ "પછી વ્રત કરનારે પાછલી રાત્રિએ નિર્મલ પ્રભાતકાલમાં ગુરુને ઘેર જઈ સર્વ સામગ્રીસહિત સૂર્યમૂર્તિ આચાર્યને અર્પણ કરવી." એ વચનથી જોકે રાત્રિનો સંબંધ બતાવ્યો, તોપણ દિવસની વ્યાપ્તિવાળો યોગ શ્રેષ્ઠ છે. વ્રતનો વિધિ પુરાણસમુચ્ચયમાં:—"આચાર્યની આજ્ઞા લેઇને પંચમીને દિવસે ઉપવાસનો નિયમ કરવો, ને ષષ્ઠીને દિવસે સ્નાન કરી પિતરો ને દેવતાનું તર્પણ કરવું. પછી મૌન ધારણ કરી પોતાને ઘેર આવવું, ને સૂર્યનું ચિંતન કરતાં કરતાં ઢાંકણસહિત નવો મૃત્તિકાનો કુંભ સ્થાપન કરી, તેની ઉપર ચાર તોલાનો અગર યથાશક્તિ સોનાના સૂર્ય ને અરૂણ સારથીનું સ્થાપન કરી ને ગુરૂની આજ્ઞાપૂર્વક '**ૐ નમઃ સૂર્યાય**' એ મંત્રથી ગંધપુષ્પાદિ અર્પણ કરી, જગત્‌ના નાથ સૂર્ય ને અરૂણનું પૂજન કરવું. પછી 'સૂર્ય મને પ્રસન્ન થાઓ,' એમ કહીને વ્રતને અંગે દૂઝણી ગાય, ધાન્ય, પુષ્પ, ફલ, રત્ન, વસ્ત્ર વગેરે પોતાની શ્રધ્ધા પ્રમાણે બ્રાહ્મણને દાન આપીને, યથાશક્તિ બ્રાહ્મણભોજન કરવું. પછી પ્રભાતકાલે ગુરૂને ઘેર જઇ તેમને સર્વ સામગ્રીસહિત સૂર્યમૂર્તિનું દાન કરવું. હે રાજા, કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણ વખતે કરેલાં કોટિ ગોપ્રદાનો, ચંપાવ્રતની સોળમી કલાની બરાબરી કરી શકતાં નથી."

ઇતિ ચંપાષષ્ઠીનિર્ણય.



## અથ કપિલાષષ્ઠી.

૨૮૦ ભાદ્રપદષષ્ઠીને રોહિણીનક્ષત્ર, વ્યતીપાત ને મંગલવારના યોગથી કપિલા નામે કહી છે. તે વિષે વારાહપુરાણમાં:—"ભાદ્રપદશુક્લષષ્ઠી રોહિણી, વ્યાતીપાત ને મંગલવારયુક્ત હોય, તેને કપિલા નામે કહે છે. તે દિવસે વ્રત, ઉપવાસ ને નિયમથી સૂર્યનું પૂજન કરી શ્રેષ્ઠ બ્રાહ્મણને કપિલા ગાયનું દાન આપ્યાથી યજ્ઞનું ફલ મળે." નિર્ણયામૃતમાં તો:—શુક્લપક્ષમાં રોહિણીનક્ષત્ર હોવાનો અસંભવ જાણીને ભાદ્રપદકૃષ્ણપક્ષની ષષ્ઠી લેવાનું લખ્યું છે; ને કાલાદર્શમાં શુક્લપક્ષની ષષ્ઠી લખી છે. વ્રતસમુચ્ચયમાં:—"ભાદ્રપદકૃષ્ણષષ્ઠી મંગલવાર, વ્યતીપાત ને રોહિણીનક્ષત્રયુક્ત હોય, તેને કપિલા

કહેછે. જે કાલમાં આટલા યોગવાળી ષષ્ઠી આવે, તેને કપિલા જાણવી." જે કાલે, એટલે શ્રાવણમાસપછીની ભાદ્રપદશુકલ કે કૃષ્ણપક્ષની ષષ્ઠી, એ યોગવાળી હોય તો તેને કપિલા જાણવી.નિર્ણયામૃતમાં તો હસ્તનક્ષત્રનો સૂર્ય હોય ત્યારે, એવું જે લખ્યું છે, તે ચાંદ્રશુકલપક્ષાદિ માસના અભિપ્રાયથી જાણવું; પણ આ વચન વ્રતખંડમાં નથી, માટે વિચારવા યોગ્ય છે. એ અલક્ષ્ય યોગ છે, તેથી જે કાલે સર્વ યોગ આવે ત્યારે, એવું લખ્યું છે. એનો નિર્ણય ચંપાષષ્ઠી પ્રમાણે લેવો; ને વ્રતવિધિ તો વ્રતખંડમાંથી જાણવો.

ઇતિ કપિલાષષ્ઠી.



અથ સ્કંદષષ્ઠી.

૨૮૨ **તથા**:—ભવિષ્યત્પુરાણમાં એને સ્કંદદર્શન ષષ્ઠી કહે છે. "હે ભરતશ્રેષ્ઠ, જે ભાદ્રપદમાસની ષષ્ઠી છે, તે પાપનો નાશ કરનારી, શાંતા ને શુભા છે; એમાં સ્નાનદાનાદિ જે કંઈ કરે,તે અક્ષય્ય થાય. એ ષષ્ઠીમાં દક્ષિણદેશના કાર્તિકસ્વામીનું જે દર્શન કરે, તે બ્રહ્મહત્યાદિ પાપથી મુક્ત થાય, એમાં સંશય નથી."

ઇતિ સ્કંદદર્શનષષ્ઠી.



અથ દરિદ્રહરષષ્ઠી.

ષષ્ઠીના વ્રતથી ધનની પ્રાપ્તિ થાય છે, તે વિષે સ્કંદપુરાણમાં:—"ષષ્ઠી નામની તિથિ દેવતાઓને પણ માન્ય છે. એમાં તેલ, ક્ષાર ઇત્યાદિ ત્યાગ કરી એકભકત, નકત, અયાચિત, ઉપવાસ ને દાનથી તે વ્રત કરવું. એમ એક વર્ષ સુધી કરે,તો તેના કુલમાં દરિદ્ર આવે નહિ. એ ષષ્ઠીને દિવસે બ્રાહ્મણને પુષ્કલ શર્કરાયુક્ત સુંદર ચોખાના દૂધપાકનું ભોજન આપવું. વ્રતને અંતે હીન અંગ ન હોય, એવા સારા બ્રાહ્મણને બોલાવીને તેને સુશીલ વાછડીસહિત દૂઝણી ગાય આપવી. એ વિધાનથી જે ષષ્ઠીનું વ્રત કરે,તેને તુરત ધન પ્રાપ્ત થાય, ને તેના કુલમાં દ્રરિદ્ર આવે નહિ."

ઇતિ દરિદ્રહરષષ્ઠી.

### અથ કાર્તિકષષ્ઠી.

૨૮૨ "મંગલવારયુક્ત કાર્તિકશુક્લપક્ષની ષષ્ઠીને સર્વ પાપ નાશ કરનારી મહાષષ્ઠી કહી છે; તેમાં અગ્નિ શયન કરે છે; માટે પૂર્વદિવસે ઉપવાસ કરી ષષ્ઠીને દિવસે અગ્નિનું પૂજન કરીને મહોત્સવ કરવો. એવું મત્સ્યપુરાણમાં કહ્યું છે. તથાઃ-"કૌમારિલા નામની શુક્લષષ્ઠીમાં પૂર્વદિવસે ઉપવાસ કરીને ષષ્ઠીમાં કાર્તિકસ્વામીનું પૂજન કરવું." એ રીતે સવ ષષ્ઠીઓનો અધિપતિ કાર્તિકસ્વામી છે, તેથી તેમાં તેનું પૂજન કરવું. એવાં નાના પ્રકારનાં ષષ્ઠીનાં વ્રતો વ્રતખંડમાંથી જાણવાં; અને કહેલા નિર્ણય પ્રમાણે તેમનો નિર્ણય જાણવો.

ઇતિ કાર્તિકષષ્ઠી.



### અથ માઘષષ્ઠી.

૨૮૩ તેમાં ક્ષેત્રવિશેષમાં શિવના દર્શનથી પાપનો નાશ થાય છે. તે વિષે સ્કંદપુરાણમાંઃ-"માઘમાસની ષષ્ઠીએ નલરાજાએ હાટકેશ્વરક્ષેત્રમાં દેવના દેવ મહેશ્વરનું સ્થાપન કર્યું છે; તના દર્શનથી પાપનો નાશ થાયછે. જે નર માઘશુક્લષષ્ઠીને દિવસે તે શિવનું દર્શન કરે, તેના સર્વ રોગનો નાશ થઇ પરમ પદને પામે. શ્રદ્ધાવાળા પ્રાણીના દરાજ, ખસ, દરાજનાં મંડલ, વિચર્ચિકા [ પગ ફાટેછે તે ] એ રોગો તે શિવદર્શનથી મટે. તે શિવની આગળ નિર્મલ જલનો એક કુંડ છે; તેમાં રવિવારે સવારે સ્નાન કરે, તેના કોઢ વગેરેનો નાશ થાય. ને નવા જેવું શરીર થાય. જયારે નલરાજાએ એ શંકરનું સ્થાપન કર્યું, ત્યારે શંકરે પ્રસન્ન થઈને પૂર્વે કહ્યા પ્રમાણે વરદાન આપ્યું છે.

ઇતિ માઘષષ્ઠી.



### અથ અંગારકષષ્ઠી.

૨૮૪ તીર્થવિશેષમાં સ્નાનદાનાદિ કર્યાથી મંગલવારયુક્ત ષષ્ઠી મહાપાપનો નાશ કરે છે. તે વિષે સ્કાંદ નાગરખંડમાંઃ-"સ્ત્રીહત્યાવાળા કૌરવકુલના ભીષ્મપિતામહ તીર્થયાત્રાના પ્રસંગથી ચમત્કારપુરમાં ગયા, ત્યારે ઉત્તમ પુણ્યપ્રદ ગયાશિરને જોઈને તેમાં શ્રધ્ધાથી સ્નાન કરી શ્રાધ્ધ કરે છે, એટલામાં આકાશવાણી થઈ કે, હે મહાબાહો ભીષ્મ, તમે સ્ત્રીહત્યારા છો,

વાસ્તે અહીં શ્રાધ્ધ કરવાયોગ્ય નથી; માટે પાપને નાશ કરનાર શર્મિષ્ઠા નામના તીર્થમાં સ્નાન કરશો, તો સ્ત્રીહત્યા નાશ પામશે. તે તીર્થ આ ગયાશિરથી પશ્ચિમ દિશામાં થોડે છેટે છે. તેમાં અંગારકષષ્ઠીને દિવસે જે નર સ્નાન કરે, તેની સ્ત્રીહત્યા નાશ પામે છે, એમાં સંશય નથી; માટે આજ મંગલવારયુક્ત ષષ્ઠી છે; તેથી હું તમારો પિતા શાન્તનું તમને સ્ત્રીહત્યાવાળા જાણીને જલદી અહીં આવી તમને કહુંછું કે, હે પુત્ર, હાલ તમે ત્યાં જઈ સ્નાનાદી કરી સ્ત્રીહત્યાથી છુટયાપછી શ્રાધ્ધ કરવાને યોગ્ય થશો. તે સાંભળીને તુરત ભીષ્મપિતામહ ત્યાં જઈને સ્નાન કરી પાછા આવીને ગયામાં શ્રાધ્ધ કર્યું, ત્યારે તેના પિતા શાન્તનુંએ ફરીથી આવીને કહ્યું કે, હવે તમે પાપરહિત થયા છો, માટે ઘેર જઈ રાજ્યકારભાર ચલાવો."

ઇતિ અંગારકષષ્ઠી.

૨૮૫ તથા તેમાંજઃ—"રવિવારયુક્ત ષષ્ઠીને દિવસે જે માણસ નરદેવતાએ સ્થાપન કરેલા નરાદિત્યનું દર્શન કરે, તે સર્વ પાપથી મુક્ત થાય; દરિદ્રીને ધન મળે, ને રોગી રોગમુક્ત થાય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં
ઉત્તમ વ્રતસહિત ષષ્ઠીનો નિર્ણય સંપૂર્ણ.

—:(૦):—

## અથ સપ્તમીનો સામાન્યનિર્ણય.

૨૮૬ સાતેમી ઉપવાસાદિ વ્રતમાં પૂર્વતિથિયુક્ત લેવી, ને બીજી તિથિયુક્ત ન લેવી. તે વિષે કૂર્મપુરાણમાંઃ—"પંચમીવિધ્ધા ષષ્ઠી, અષ્ટમીયુક્ત સપ્તમી અને ત્રયોદશીવિદ્ધ દ્વાદશી, એ તિથિઓ ઉપવાસ વ્રતમાં ન લેવી. ષષ્ઠી, એકાદશી, અમાવાસ્યા, ને અષ્ટમી, એ પૂર્વવિદ્ધા ને સાતેમી પરવિદ્ધા ન લેવી." એ સ્કંદપુરાણના વચનથી સપ્તમીમાં પરવિદ્ધાનો નિષેધ છે. વળી બ્રહ્મવૈવર્તમાંઃ—"સપ્તમીયુક્ત અષ્ટમી ને અષ્ટમીયુક્ત સપ્તમી ન લેવી." એ વચનમાં સપ્તમી અને અષ્ટમીનો અન્યોન્ય મિશ્રિતનો નિષેધ દેખાય છે; અને **षण्मुन्योः** એ યુગ્મવાક્ય પણ છે, તેથી ઉપવાસમાં ષષ્ઠીયુક્ત સપ્તમી લેવી.

૨૮૭ એ હેતુથીજ સ્કંદપુરાણમાંઃ—પરવિધ્ધા સપ્તમીનો નિષેધ કરીને

ષષ્ઠીયુક્ત સપ્તમીનું શ્રેષ્ઠપણું કહ્યું છે." સર્વદા ષષ્ઠીયુક્ત સપ્તમી લેવી; કારણકે તેમાં નિરંતર સૂર્ય સન્નિધ રહેછે." ને તે સપ્તમીનો અધિપતિ હોવાથી પોતાના સન્નિધાનથી વ્રતને અનુગ્રહ કરનારો છે. તેજ અર્થને મહા પૈઠીનસિઃ—"પંચમી, સપ્તમી, દશમી, ત્રયોદશી, પ્રતિપદા ને નવમી, એ સંમુખ (પૂર્વવિદ્ધ) લેવી." એ રીતે નિગમમાં પણઃ—"ષષ્ઠી, અષ્ટમી, અમાવાસ્યા ને કૃષ્ણત્રયોદશી એ પરવિદ્ધા, ને બીજી પૂર્વવિદ્ધા લેવી." એ પ્રમાણે ષષ્ઠીપછીની સપ્તમી પૂર્વષષ્ઠીયુક્ત ઉપવાસમાં લેવી. કૃષ્ણસપ્તમી વિષે તો વિશેષવચન નથી; માટે આ વચનથીજ કૃષ્ણસપ્તમી પણ પૂર્વવિધ્ધા લેવી.

૨૮૮ દીપિકાકારઃ—આ તિથિનિર્ણયમાં સપ્તમી પૂર્વવિદ્ધા લેવી. કાલાદર્શમાં પણઃ—"પ્રતિપદા, પંચમી, કૃષ્ણાષ્ટમી ને ચતુર્દશી, સપ્તમી ને રંભાતૃતીયા એ પૂર્વવિદ્ધા લેવી." આ પૂર્વવિધ્ધા લેવાવિષેના વચનમાં કૃષ્ણાષ્ટમી ને ચતુર્દશીના સમીપ સપ્તમી લખી છે, તેથી કૃષ્ણસપ્તમી અને યુગ્મવાક્યથી શુકલસપ્તમી બન્ને ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવાનો સિદ્ધાંત થયો. એમ છતાંપણ પૂર્વદિવસે સાયંકાલ (દિવસના પાંચમા ભાગ) માં તિથિ ન હોય, તો નિષિદ્ધ પરવિધ્ધા પણ લેવી. એ સર્વ પૂર્વવિદ્ધા વિષે સાધારણ કહ્યું; પણ નકત ને એકભક્તાદિમાં તો કર્મકાલમાં પહોચતી તિથિજ લેવી.

## ઇતિ સપ્તમીનો સામાન્યનિર્ણય.



## અથ સપ્તમીનો વિશેષનિર્ણય.

૨૮૯ જો શુકલસપ્તમીમાં સૂર્યસંક્રાંતિ હોય, તો તેમાં કરેલું સ્નાનદાનાદિ અનંત ફલ આપે છે. તે વિષે ભવિષ્યોત્તરમાં બ્રહ્માઃ—" જો શુકલસપ્તમીમાં સૂર્યસંક્રાંતિ હોય તો તે સૂર્યને પ્રિય મહાજયા નામની સપ્તમીમાં કરેલું સ્નાન, દાન, જપ, હોમ, પિતૃ ને દેવોનું પૂજન, એ સર્વ મહા તેજસ્વી સૂર્યના પ્રસાદથી કોટિગણું થાય. એ સપ્તમીમાં જે મનુષ્ય ભક્તિયુક્ત થઈ સૂર્યને ઘીથી સ્નાન કરાવે, તેને અશ્વમેધયજ્ઞનું ફલ પ્રાપ્ત થઇને તે સૂર્યપદને પામે; ને જે દૂધથી સ્નાન કરાવે, તેને સૂર્યની [1]સાલોકયમુક્તિ થાય."

૧ સૂર્યલોકમાં સૂર્ય જેવું ઐશ્વર્ય ભોગવે.

વળી તેજ પુરાણમાંઃ—"શુકલપક્ષની સપ્તમીમાં પંચતારક નક્ષત્રોનો યોગ હોય, તો તેનું નામ જયાસપ્તમી છે." પંચતારક નક્ષત્રો રોહિણી, આશ્લેષા, મઘા ને હસ્ત એ ચાર છે. " એ યોગવાળી સપ્તમીમાં એક વાર કરેલું દાન, હોમ, જપ, તર્પણ ને સૂર્યદેવનું પૂજન એ સર્વ સોગણું થાય.

વળીઃ—"રવિવારયુક્ત શુકલપક્ષની સપ્તમીને વિજયા કહે છે.તેમાં કરેલું સ્નાન, દાન, જપ, હોમ, ઉપવાસ, એ સર્વ મહાપાપનો નાશ કરીને ઉત્તમ ફલ આપે છે." જે ષષ્ઠીયુક્ત સપ્તમીમાં રવિવારનો યોગ હોય તેને પદ્મકયોગ કહે-છે. "ષષ્ઠીયુક્ત સપ્તમી ને રવિવારનો પદ્મકયોગ કોટિ સૂર્યગ્રહણતુલ્ય છે." કાલિકાપુરાણમાંઃ—"ષષ્ઠીને દિવસે ઉપવાસ કરીને સપ્તમીને દિવસે જે માણસ વિધિવત્ સૂર્યપ્રીત્યર્થ શ્રાધ્ધ કરે, તે સર્વ રોગથી મુક્ત થઈ સૂર્યલોકમાં પૂજાય. " ભવિષ્યત્પુરાણમાંઃ—"સપ્તમીમાં નક્ષત્રાધિપતિ ચિત્રભાનુસૂર્યનું લાલ ચંદન ને પુષ્પથી પૂજન કરનારો મહા રોગરહિત થાય.

## અથ માઘશુકલઅચલાસપ્તમી

૨૯૧ તે વિષે ગાર્ગ્યઃ—"આષાઢની દશમી ને માઘમાસની સપ્તમીમાં કરેલું સ્નાનદાનાદિ અનંત ફલ આપે છે." એ માઘશુક્લસપ્તમીને અચલાસપ્તમી કહે છે. તેમાં પાછલી રાતે ઊઠીને માછલાં વગેરેએ જલને હલાવ્યું પણ ન હોય, તેવા જલમાં સ્નાન કરવાથી સર્વ પાપનો નાશ ને સૌભાગ્યની પ્રાપ્તિ થાય. તે વિષે ભવિષ્યોત્તરમાંઃ—"મેં ભક્તિથી દાન, હોમ, ઉપવાસવ્રત ને શિવનું પૂજન વગેરે કંઈ પણ કર્યું નથી, તો મારૂં પાપ શાથી નાશ પામશે?" એવું કોઈક સ્ત્રીએ પૂછ્યું."

૨૯૨ ત્યારે વસિષ્ઠઃ—"હે સુંદરમુખી, માઘશુક્લસપ્તમીમાં તું સર્વકામ રૂપ ને સૈભાગ્યને આપનારૂં સ્નાન કર. તે એવી રીતે કે, ષષ્ઠીને દિવસે એક ભક્તવ્રત કરવું; પછી સપ્તમીને દિવસે પાછલી રાત્રે ઉઠી પોતાના મસ્તક ઉપર દીવો મૂકીને અચલ જલને હલાવી તેમાં સ્નાન કરવું. એ જલ સર્વ મલનું ધોનાર છે. જ્યાંસુધી કોઈએ હલાવ્યું ન હોય, ત્યાંસુધીમાં સ્નાન કરવું." તેમ જ સ્મૃતિચંદ્રિકામાંઃ—"માઘશુકલસપ્તમી સૂર્યગ્રહણતુલ્ય છે; તેમાં અરૂણોદય વખતે કરેલું સ્નાન મહા ફલદાયક છે." અરૂણોદયનું સ્વરૂપ આચારસ્મૃતિમાંઃ—"પાછલી ચાર ઘડી રાત્રિને અરૂણોદય કહે છે.તે કાલ ગંગાજલ તુલ્ય

ને મુનિઓને સ્નાન કરવાયોગ્ય છે." જો તે વખતે સપ્તમી હોય તો, તે સ્નાન વિષે લેવી."

૨૯૩ મનુઃ—"સ્નાન, અભ્યંગ, દંતધાવન, મૈથુન, જન્મ ને મરણ, એટલાં કાર્યમાં તે કાલમાં પહોચતી તિથિ લેવી." જો એક તિથિ બે દિવસ પહોચતી હોય તો પહેલી લેવી. કારણકે તે તિથિમાં વિહિત સૂર્યપૂજાદિ કર્મમાં તે પહોચતી હોય છે. તે વિષે ખર્વદર્પાદિ વચનમાં કહ્યું છે; પણ એ સપ્તમી અષ્ટમીયુક્ત ન લેવી, એવા નિષેધસિવાય બે દિવસ વ્યાપિની પૂર્વા લેવાનું જાણવું. "તિથિઆદિમાં બીજે દિવસે જેટલી ઘટ કે વધ હોય, તેટલી પૂર્વદિવસની તિથિમાં ન હોય, તોપણ તે તિથિના કર્મવાસ્તે લેવી." એ વચનથી બીજે દિવસે હોય તો બીજી લેવી. કારણકે પૂર્વદિવસે ન હોય તો બીજી લીધાસિવાય ગતિ નથી ને બીજી લેવામાં નિષેધ નથી. તેમ કર્મનો જે કાલ કહ્યો હોય, તે કાલમાં પહોચતી તિથિ લેવી; એ વચનથી પણ બીજે દિવસે હોય તો બીજી લેવી. ઉપવાસવિષે એ સપ્તમીનો નિર્ણય સામાન્યસપ્તમીના નિર્ણય પ્રમાણે લેવો.

## ઇતિ અચલાસપ્તમીનો નિર્ણય.

૨૯૪ એ અચલાસપ્તમીનો વિધિ શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યો છે કે, " ષષ્ઠીને દિવસે સૂર્યનું પૂજન કરીને એકભકતવ્રત કરવું. સપ્તમીને દિવસે પાછલી રાત્રિએ પ્રાતઃકાલે નદી, સરોવર, તલાવ અને દેવખાત વગેરેનું સુખકારક ને સર્પ, જલચરપક્ષિ, મત્સ્ય, કચ્છપ ( કાચબા ) ઇત્યાદિ દુષ્ટ પ્રાણિએ હલાવેલું ન હોય, એવા જલમાંસ્નાન કરવું; અને સ્નાન કરવા જતી વખતે સુવર્ણ, રૂપા કે તુંબડાના પાત્રમાં તેલ પૂરીને કસુંબાના રંગથી રંગેલી દીવેટવડે દીવો કરીને મસ્તક ઉપર ધરવો. ને શેરડીનો આખો સાંઠો સ્નાન કરતીવેળા હાથમાં રાખીને સ્નાન કરવું. [તેઅર્ધનો દોઢ મંત્ર મૂળમાં છે, તે લેવો.]

૨૯૫ પછી એકાગ્રચિત્તથી સૂર્યનું ધ્યાન કરતાં કરતાં [ મૂળમાં છે તે ] મંત્ર ભણીને જલ ઉપર દીવાને પધરાવી, સ્નાન કર્યાપછી દેવતાઓનું તર્પણ કરવું. પછી ત્યાંજ લાલ ચંદનથી કર્ણિકાયુકત (પીળા ડીટાવાળું) અષ્ટપત્રકમલ વસ્ત્રાદિ ઉપર લખીને મધ્યમાં શિવ અને આઠ દલની ઉપર ભાનુ,

વિવસ્વાન્, ભાસ્કર, સવિતા, સૂર્ય, સહસ્રકિરણ, સર્વાત્મા ને પૂષા, એ આઠે નામને અંતે નમસ્કારપૂર્વક ચતુર્થી વિભકિત, અને પહેલાં ઓંકાર જોડીને લખવાં. ૐ શિવાય નમઃ એ મંત્રથી ગંધપુષ્પાદિકે પૂજન કરી પોતાને ઘેર આવવું. પછી ત્રાંબાના અગર શકિત ન હોય તો મૃતિકાના પાત્રમાં, ભકિતમાન્ નરે તલ ખાંડીને તેમાં ઘી ગોળ મેળવી લાડુ યથાશકિત મૂકવા; અને સુવર્ણનો અગર શકિત ન હોય તો વાટેલા તલનો તાલક [ તાડના વૃક્ષનો આકાર ] મૂકવો. તે પાત્રને લાલ વસ્ત્ર ઓઢાડીને પુષ્પધૂપાદિથી પૂજા કરવી. પછી બ્રાહ્મણપાસે મંત્ર ભણાવીને, 'આ દાનથી સૂર્ય મને પ્રસન્ન થાઓ,' એવું કહીને તે તાલકવાળું પાત્ર બ્રાહ્મણને આપવું. એ વિધિથી અચલાસપ્તમી સંબંધી સ્નાન સર્વ ફલને આપે છે."

૨૯૬ તથા એ અચલાસપ્તમી રવિવારને પુરૂષ નામના નક્ષત્રના યોગવાળી હોય, તેને મહતી કહે છે. તે વિષે કાલાદર્શમાંઃ—"માઘશુકલસપ્તમી પુન્નામના નક્ષત્ર ને રવિવારયુકત હોય તે મહતી કહેવાય છે." તેમાં નિયમપૂર્વક વિધિથી રકત ચંદનપુષ્પાક્ષતાદિકે કરીને સૂર્યનું પૂજન કરવું. પુરુષ નામનાં નક્ષત્રો હસ્ત, અનુરાધા, પુષ્ય, મૃગશીર્ષ, ને પુનર્વસુ એ પાંચ છે.

ઇતિ અચલાસપ્તમીના વ્રતનો વિધિ સંપૂર્ણ.

---

## અથ પુત્રપ્રાપ્તિ સપ્તમી.

સપ્તમીઓમાં જે વર્ષસુધી સૂર્યની ભકિત કરે, તેને પુત્રની પ્રાપ્તિ થાય. તે વિષે સ્કાંદ નાગરખંડમાંઃ—"પૂર્વે ગાલવ નામના દ્વિજે પુત્રની ઇચ્છાએ હાટકેશ્વરક્ષેત્રમાં વડના ઝાડ નીચે બેસીને પંચરાત્રગ્રંથમાં કહેલી સૂર્યની પ્રતિમાનું સ્થાપન કરી, તેના આરાધનરૂપી પરમ તપ કર્યું. તેથી તેનું 'વટાદિત્ય' નામ પડયું. એ તીર્થ અપુત્રને પુત્ર આપનારૂં ત્રિભુવનમાં પ્રસિદ્ધ છે. રવિવારયુકત સપ્તમીથી આરંભ કરીને વર્ષસુધી બાર માસની બાર સપ્તમીઓમાં ભકિતથી ઉપવાસ કરીને સૂર્યનું આરાધન કરે, તો તેના વંશની વૃદ્ધિ થાય. એ બાબતમાં નારદજીએ વટાદિત્યને જોઇને એવી એક ગાથા ગાઈ છે કે, સો વર્ષની વંધ્યા કે દુર્ભગા સ્ત્રી હોય, તે પણ જો સાંબસૂર્યનું આરાધન કરે, તો તેમની આજ્ઞાથી તુરત ગર્ભવતી થાય."

૨૯૭ તથા વારાહપુરાણમાં "અગસ્ત્ય:–ભાદ્રપદમાસના કૃષ્ણપક્ષની સપ્તમીમાં ઉપવાસકરી પુત્રપ્રાપ્તિવ્રતકરવું." તેમજ ભવિષ્યત્પુરાણમાં બ્રહ્મા:–માઘકૃષ્ણ સપ્તમીને સર્વાપ્તિસપ્તમી કહે છે." તેમાં ઉપવાસ કરેથી સર્વ કામનાપ્રાપ્ત થાય. ઈત્યાદિ સપ્તમીનાં નક્ત, એકભક્ત ને ઉપવાસવ્રતો વ્રતખંડમાંથી જાણવાં.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં સપ્તમીના વ્રતની સિદ્ધિમાટે સપ્તમીનો નિર્ણય સંપૂર્ણ.



## અથ અષ્ટમીનો સામાન્યનિર્ણય.

૨૯૮ અષ્ટમીતિથિ ઉપવાસાદિ વ્રતમાં પરવિધ્ધા લેવી. તે વિષે સ્કંદપુરાણમાં:–"પંચમીવિદ્ધા ષષ્ઠી, સપ્તમીવિધ્ધા અષ્ટમી અને ચતુર્દશીવિદ્ધા અમાવાસ્યા, એ ત્રણ તિથિઓ ઉપવાસાદિવ્રતમાં ન લેવી." જાબાલિ પણ:–"પંચમીયુક્ત ષષ્ઠી, સપ્તમીયુક્ત અષ્ટમી ને ત્રયોદશીયુક્ત ચતુર્દશી, એ ત્રણ તિથિઓ મલીન છે." બૃહસ્પતિ પણ:–"એકાદશી, અષ્ટમી, ષષ્ઠી, પૌર્ણમાસી, ચતુર્દશી, અમાવાસ્યા ને તૃતીયા ઉપવાસમાં પરવિધ્ધા લેવી." નિગમમાં પણ:–"ષષ્ઠી, અષ્ટમી, અમાવાસ્યા, કૃષ્ણપક્ષની ત્રયોદશી, એ ઉપવાસાદિ વ્રતોમાં પરવિધ્ધા લેવી." વિષ્ણુધર્મોત્તરમાં પણ અષ્ટમી પરવિધ્ધા લેવાનું કહ્યું છે. આ વચનોમાં ચતુર્દશી ને અષ્ટમી શુક્લપક્ષની લેવી, એવું કાલાદર્શમાં વ્યાખ્યાન કર્યું છે.

૨૯૯ બ્રહ્મવૈવર્તમાં પણ:–"સપ્તમીયુક્ત અષ્ટમી ને અષ્ટમીયુક્ત સપ્તમી ન લેવી. સર્વદા વિદ્વાનોએ નવમીયુક્ત અષ્ટમી કરવી." આ વચનો પૂર્વવિધ્ધાના નિષેધદ્વારાએ પરવિધ્ધા લેવાવિષેનાં છે. એ રીતે સપ્તમીવિદ્ધા અષ્ટમીનો નિષેધ કર્યો; અને 'વસુરન્ધ્રયો:' એ વચનમાં નવમીયુક્ત અષ્ટમીનું વિધાન કર્યું; પણ એ શુક્લપક્ષના અભિપ્રાયથી જાણવું. નિગમસ્મૃતિમાં:–"શુક્લપક્ષની અષ્ટમી ને ચતુર્દશી ઉપવાસના કામમાં પૂર્વવિદ્ધા ન લેતાં પરવિદ્ધા લેવી, એ સનાતન ધર્મ છે." આ વચનમાં ઉપવાસ શબ્દ કહેલોછે; તેથી ઉપવાસમાં શુક્લાષ્ટમીનું પરવિદ્ધાવિધાન છે; માટે ઉપવાસસિવાય હોમપૂજાદી કર્મમાં દૂર્વાદિ વિશેષઅષ્ટમીઓ પૂર્વવિદ્ધા લેવી.

૩૦૦ તે વિષે બૃહદ્યમ:–"શ્રાવણીપૌર્ણમાસી, દુર્ગાનવમી, દૂર્વાષ્ટમી, હોલિ-

કા, શિવરાત્રિ ને બલિપ્રતિપદા ( દીવાળીનો પડવો ) એ તિથિઓ પૂર્વવિદ્ધા લે. વી." વળીઃ—"ચૈત્ર, આષાઢ, માઘ ને અશ્વિન, એ ચાર માસની અષ્ટમીઓ દુર્ગા- [ શક્તિ ]ના હોમપૂજનમાં પૂર્વતિથિયુક્ત લેવી." **વિશ્વરૂપનિબંધમાં** પણઃ— "ચૈત્ર ને માઘશુકલાષ્ટમી, દૂર્વાષ્ટમી ને અશ્વિનશુકલાષ્ટમી એ ચાર તિથિઓ ને વૈશાખશુકલતૃતીયા પૂર્વવિદ્ધા લેવી." આ વચનમાં કયે કાલે પૂર્વતિથિયુક્ત લેવી, તે બતાવ્યું નથી; તોપણ પૂર્વાણ્હકાલ લેવો. કારણકે કેવલ પૂર્વતિથિયુક્ત એટલુંજ લે, તો અતિપ્રસંગ આવે છે. [પોતાની ઇચ્છાથી પૂર્વાણ્હકાલ અ- ગર અપરાણ્હકાલ લેવામાં આવશે. ] અને અષ્ટમીમાં કરવાનું હોમપૂજાદિ કર્મ દૈવિક છે, તો 'પૂર્વાણ્હ દેવ ને અપરાણ્હ પિતરો' એ શ્રુતિ, અને "પૂર્વાણ્હ- માં દૈવિકકર્મ અને અપરાણ્હમાં પિતૃકર્મ," એ સ્મૃતિ પ્રમાણે પુર્વાણ્હકાલમાં હોય તે પુર્વતિથિયુક્ત લેવી; એ અર્થ છે. એના બીજા વિશેષ પ્રકારનો નિર્ણય, મહાષ્ટમનિર્ણયમાં કરીશું.

## ઇતિ શુકલાષ્ટમી.

-:(૦):-

## અથ કૃષ્ણાષ્ટમી.

૩૦૧ એ ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવી. તે વિષે **ગાર્ગ્યઃ**—"કૃષ્ણપક્ષની અષ્ટ- મી ને ચતુર્દશી પુર્વવિધ્ધા કરવી, ને પરવિદ્ધા ન કરવી." **બ્રહ્મવૈવર્તમાં** પણઃ—"કૃ- ષ્ણાષ્ટમી, રંભાતૃતીયા, સાવિત્રીઅમાવાસ્યા, બૃહત્તપા, એ તિથિઓ પુર્વવિધ્ધા લેવી." સ્કંદપુરાણમાંઃ—"કૃષ્ણાષ્ટમી ને ચતુર્દશી, સાવિત્રીપુનમ ને અ- માવાસ્યા." એ પુર્વવિધ્ધા લેવી. ઇત્યાદિ વાકયમાં કૃષ્ણાષ્ટમીનું વિધાન છે. હવે જે પુર્વવિદ્ધાનો નિષેધ કરનારાં**'भानु विध्धो महेश्वरः न सप्तम्या युताष्टमी'** ઈત્યાદિ વાક્યો છે, તે શુકલાષ્ટમીવિષે જાણવાં. એ પ્રકારે કૃષ્ણાષ્ટમી ઉપવાસમાં પૂર્વ- વિદ્ધા લેવાનું સિદ્ધ થયું. હવે અષ્ટમી ને નવમીના યોગમાં ઉમામહેશ્વરનું પૂજન કરવાનું કહ્યું છે.

૩૦૨ ભોજરાજ્યમાંઃ—"અષ્ટમીમાં શિવ ને નવમીમાં શકિત પૂજાયછે; તેથી એ બેના યોગમાં ઉમામહેશ્વરનું પૂજન મહાફલને આપનારૂં છે." એ અ- ષ્ટમીનવમીના યોગમાંજ શિવશકિતનો ઉત્સવ કરવો હોય, તો બન્ને પક્ષની અષ્ટમીઓ પરવિધ્ધા લેવી. તે વિષે પદ્મપુરાણમાંઃ—"અષ્ટમીવિધ્ધ નવમી

કે નવમીવિધ્ધ અષ્ટમી, એ ઉમામહેશ્વરની તિથિ અર્ધનારીશ્વરરૂપ છે. અષ્ટમીનવમીના યોગરૂપી મહોત્સાહમાં શુક્લ ને કૃષ્ણ બન્ને પક્ષમાં પણ શિવક્ષેત્રમાં શિવશક્તિનો મહોત્સવ કરવો." આ વચનથી ઉમામહેશ્વરપૂજનમાં બન્ને પક્ષની અષ્ટમીઓ પરવિધ્ધા લેવાનું સિધ્ધ થયું. નક્ત તથા એકભક્તાદિ વ્રત વિષે તો કર્મકાલમાં પહોચતી તિથિ લેવાનું સિધ્ધ છેજ.

## ઇતિ અષ્ટમી સામન્યનિર્ણય.



## અથ અષ્ટમીનોવિશેષનિર્ણય.

## અથ બુધાષ્ટમી.

૩૦૩ જ્યારે બુધવારયુક્ત અષ્ટમી આવે, ત્યારે વ્રતકલ્પમાં કહેલા વિધિ પ્રમાણે એકભક્તવ્રત કરવું. તે વિષે ભવિષ્યોત્તરમાં:—"જયારે જ્યારે બુધવારયુક્ત અષ્ટમી આવે, ત્યારે ત્યારે તેમાં એકભક્ત વ્રત કરવું." જુદા જુદા પ્રકારના અન્નથી આઠ અષ્ટમીઓ કરવી.વ્રતખંડમાં:—"સંપૂર્ણ બુધાષ્ટમી આવે તો તે યથોક્તફલ ને આપનારી છે. આ અલભ્ય યોગ છે,તેથી તે સર્વકાલની ન લેવી, એ અભિપ્રાયથી જે નિષિધ્ધ છે, તે કહેછે કે, "સંધ્યાકાલમાં,રાત્રિએ ને ચાતુર્માસમાં [ભગવાન્ શયન કરેછે ત્યારે] બુધાષ્ટમી કરે તો પૂર્વે કરેલું પુણ્ય હણાય છે."

## ઇતિ બુધાષ્ટમી.

---

## અથ માઘશુક્લાષ્ટમી.

૩૦૪ એને ભીષ્માષ્ટમી કહેછે. તેમાં ભીષ્મનું તર્પણ ને શ્રાદ્ધ કરવું. તે વિષે મહાભારતમાં:—"માઘશુક્લાષ્ટમીને દિવસે જલથી એક વાર ભીષ્મતર્પણ ને શ્રાદ્ધ કરે, તો તેની વંશવૃદ્ધિ થાય." તર્પણનો મંત્ર મૂળમાં છે તે લેવો. અથ પૌષાષ્ટમી વિષેઈશ્વર પાર્વતીને કહેછે કે"હે દેવિ,બુધવારયુક્ત પૌષશુક્લાષ્ટમી મહા પુણ્યવાળી છે, ને તેને મહાભદ્રા કહેછે. તેમાં મનુષ્યે મારી પ્રસન્નતાર્થે સ્નાન, જપ હોમ, તર્પણ, બ્રાહ્મણભોજન અને મારૂં પૂજન કરવું."તે દિવસે ભરણી નક્ષત્રનો

યોગ હોય તો તેને જયંતી કહેછે.

### અથ કાર્તિકાષ્ટમી.

૩૦૫ કૂર્મપુરાણમાંઃ—"કાર્તિકશુક્લાષ્ટમીને ગોપાષ્ટમી કહેછે. તેમાં સર્વ કામનાની ઇચ્છાવાળાએ ગાયોનું પૂજન,નમસ્કાર ને પ્રદક્ષિણા કરી તેમને,ચરવા જાય સારે, વળાવવાજવું;

### અથ અશ્વિનશુક્લાષ્ટમી.

એ નવરાત્રાષ્ટમીને મહાષ્ટમી કહેછે.તે વિષેનિર્ણય શિરોમણિમાંઃ—"અશ્વિનશુક્લપ્રતિપદાને દિવસે વૈધૃત ને ચિત્રાનક્ષત્રનો ત્યાગ કરીને નવરાત્રિકર્મના આરંભ પુર્વક દેવીને આરતી કરવી.પ્રતિપદાને દિવસે જ્યારે અવતાર થયો,ત્યારે દેવીએ તરવાર હાથમાં ધારણ કરી. દ્વિતીયામાં ધનુષ, તૃતીયામાં ચક્ર, ચતુર્થીમાં ઢાલ, પંચમીમાં ત્રિશૂલ, ષષ્ઠીમાં ફરશી, સપ્તમીમાં ગદા, અષ્ટમીમાં ઉત્તમશક્તિ, ધારણ કરીને નવમીને દિવસે દૈત્યોનો નાશ કરનારી ઉગ્રમૂર્તિ પ્રગટ થઈ." વિશ્વરૂપનિબંધમાંઃ—"પૂર્વે કાત્યાયનીદેવીએ નવમીને દિવસે મહિષાસુરને માર્યો, માટે અષ્ટમીને દિવસે તેનું સ્થાપન કરી નવમીને દિવસે પૂજન કરવું." દેવીપુરાણમાં પણ નવમીને દિવસે દેવીનું પૂજન કરવાનું કહ્યું છે. "વિઘ્નોને નાશ કરનારી ને હુંકાર શબ્દથી દૈત્યોને ભય પમાડનારી દેવીનું નવમીમાં પૂજન કરે, તો તે પરિપૂર્ણ ફલને પામેછે. તે નવમી મહાપુણ્યપદ, પવિત્ર અને સુખકારક ધર્મરૂપ છે; માટે તેમાં મુંડ [માણસનાં માથાં] ધારણ કરનારી ચામુંડાદેવીનું પૂજન કરવું." ઈત્યાદિ વાક્યોથી નવમીમાં દેવીના પૂજનની શ્રેષ્ઠતા બતાવી છે.

૩૦૬ ભવિષ્યોત્તરમાંઃ—"અષ્ટમીને દિવસે કોટિ જોગણિઓ સહિત મહાઘોર દક્ષપ્રજાપતિના યજ્ઞનો નાશ કરનાર ભદ્રકાલી પ્રગટ થઈ,માટે માનવોએ તે દિવસે તેનું પૂજન કરવું." તેમ દેવીમાહાત્મ્યમાંઃ—"અષ્ટમી,ચતુર્દશી ને નવમીમાં મારૂં ઉત્તમ સ્તોત્રપાઠાદિ[ચંડીપાઠ વગેરે]માહાત્મ્ય એકાગ્રચીત્તથી ભક્તિ પૂર્વક ભળવું.પૂજન કરીને તે સાંભળવાનું છે,તેથી અષ્ટમીમાં પૂજન કરવાનું કહ્યું છે. વિશ્વરૂપ પણઃ—"અશ્વિનશુક્લઅષ્ટમી ને નવમીમાં જગતની માતા અંબિકાનું પૂજન કરનાર શોકરહિત થાય."માટે વધઘટના સંભવથી હોમપૂજાદિ માટે અષ્ટમી ને નવમીનો નિર્ણય કરવો યોગ્ય છે,તેથી કહીએ તે છીએ. અશ્વિનશુક્લાષ્ટમીને મહાષ્ટમી કહેછે.

૩૦૭ તે વિષે પુરાણસમુચ્ચયમાં વાક્ય:—"મૂળનક્ષત્રયુક્ત અશ્વિનશુક્લાષ્ટમીમાં દેવીએ ( સ્વસ્થાનમાં ) સ્થિતિ કરીછે; તેથી તેને મહાષ્ટમી કહે છે." મૂલનક્ષત્રયુક્ત અષ્ટમીને મહાનવમી પણ કહે છે, ને તે પૂર્વવિદ્ધા લેવી. તે વિષે વિશ્વરૂપ નિબંધમાં:—"અશ્વિનશુક્લાષ્ટમી મૂલનક્ષત્રયુક્ત ને સપ્તમીવિદ્ધા હોય,તોપણ તેને મહાનવમી કહીછે."વળી તેમાંજ કહ્યુંછે કે, અશ્વિનશુક્લમહાષ્ટમી મહાકલ્યાણકારી છે,અને તે સપ્તમીવિદ્ધા ને મૂળ નક્ષત્રયુક્ત કરવી." મૂળનક્ષત્ર હોય તો ઠીક; નહિતો હોમપૂજાદિવિષે તે પૂર્વાષાઢાનક્ષત્રયુક્ત લેવી. વળી તે વિષે તેગ્રંથમાંજ:—"મૂળ કે પૂર્વાષાઢાનક્ષત્રમાં દેવીનું પૂજન કરવું. તે ઉત્તરાષાઢામાં કરે તો દેવી દુ:ખદાયક થાય;" માટે પૂર્વાણ્હકાલમાં મહાષ્ટમી હોય, તો સપ્તમીયુક્ત કરવી; અને શુદ્ધ હોય, તો તેમાં વાદવિવાદજ નથી.

૩૦૮ શંકા છે કે, "સપ્તમીયુક્ત અષ્ટમી કે અષ્ટમીયુક્ત સપ્તમી કરવી નહિ;સર્વદા વિદ્વાનોએ નવમીયુક્ત અષ્ટમી કરવી."તેમજ"પંચમીવિદ્ધા ષષ્ઠી,સપ્તમીવિધ્ધા અષ્ટમી ને ત્રયોદશીવિધ્ધા ચતુર્દશી, એ ત્રણ તિથિઓ મલીન છે." ને 'षण्मुन्योर्वसुरंध्रयोः' એ યુગ્મવાક્યમાં અષ્ટમી નવમીયુક્ત લેવાને કહ્યું છે. એ રીતે બ્રહ્મવૈવર્ત,જાબાલિ ને યુગ્મવાક્ય,ઇત્યાદિમાં પરવિધ્ધાનું વિધાન દેખાય છે. તેમજ ભોજરાજીયગ્રંથમાં પૂર્વવિદ્ધાષ્ટમી નિંદિતછે તેએવી રીતે કે, "સપ્તમીસહિત અષ્ટમી પુત્ર, પશુ,રાજા ને રાજ્ય તથા જન્મેલાં ને ગર્ભસ્થ પ્રાણિઓને હણે છે; માટે રાજ્યનું શુભ ઇચ્છનાર રાજાએ સપ્તમીવિધ્ધ અષ્ટમી પ્રયત્નથી તજવી." ઇત્યાદિ વચનોમાં પરવિધ્ધાનું શ્રેષ્ઠપણું કહ્યું છે, તેથી પૂર્વવિધ્ધા લેવામાં વિરોધ આવેછે. એ શંકાનું સમાધાન એવું છે કે,પરવિદ્ધાષ્ટમીનું શ્રેષ્ઠપણું બતાવનારાં વચનો સામાન્ય શુક્લાષ્ટમીના ઉપવાસવિષે જાણવાં; તે અષ્ટમીના સામાન્યનિર્ણયમાં અમોએ પ્રતિપાદન પણ કર્યું છે; ને મહાષ્ટમી વિષે તો વિશ્વરૂપાદિવાક્યમાં પૂર્વવિદ્ધા લેવાનો વિધિ છે, તેથી વિરોધ નથી.

૩૦૯ તે એવી રીતે કે, "ચૈત્રાષ્ટમી,માઘશુક્લાષ્ટમી,દૂર્વાષ્ટમીને અશ્વિનશુક્લાષ્ટમી એ ચાર,ને વૈશાખશુક્લતૃતીયા પૂર્વાવિધ્ધા લેવી."તથા:—"સપ્તમીમાં સૂર્યનો ઉદય ને અષ્ટમીમાં અસ્ત થાય તે મૂળનક્ષત્રયુક્ત અષ્ટમી પ્રયત્નથી પૂજવી. મૂળ ન હોય તો પૂર્વાષાઢાયુક્ત પૂજવી."વસિષ્ઠ:—"મુળ કે પૂર્વાષાઢાયુક્ત ધનરાશિનો ચં-

દ્ર હોય ત્યારે અષ્ટમીમાં અંબિકાનું પૂજન કરવું. ઉત્તરાષાઢામાં કદાપિ ન કરવું." ફરી પૂર્વવિધ્ધાનુંવિધાન બીજી સ્મૃતિમાંથી વિશ્વરૂપનિબંધમાં–"જે અષ્ટમીમાં સૂર્યનો અસ્ત થાય, તેમાં દૂર્ગાનો ઉત્સવ કરવો; બીજીમાં કરવો નહિ. જેને કુલ, પુત્ર, ધન, રાજ્ય, દીર્ધાયુષ ને સર્વદા સુખની ઈચ્છા હોય, તેણે પૂર્વવિધ્ધાષ્ટમી પૂજવી."

૩૧૦ પૂજાદિકાર્યમાં અશ્વિનશુક્લાષ્ટમી જો નવમીયુક્ત લે તો, પંદર વર્ષસુધી તે દેશમાં દુકાળ પડે. હે રાજા, નવમીમાં દેવીનુ સ્થાપન કરે તો, તે દેવી રાજ્યમાં પીડા ને કુલ તથા પ્રાણનું હરણ કરે." ઈત્યાદિ વાક્યથી અષ્ટમી પૂર્વવિદ્ધા લેવાને કહ્યું; પણ કેવલ પૂર્વવિદ્ધા લઇએ તો અતિપ્રસંગ આવશે; અને હોમાદિકર્મ દૈવિક છે,તે પૂર્વાણ્હમાં કરવાસારૂ પૂર્વાણ્હવ્યાપિની અષ્ટમી હોય તો પુર્વવિદ્ધા લેવી. સપ્તમીયુક્ત અષ્ટમીમાં વિષ્ટી અવશ્ય હોય છે, તોપણ તેમાં હોમપૂજાદિ કર્મ કરવું, એવું ઔર્વે કહ્યું છે. "જગદંબા ભદ્રા (વિષ્ટી) રૂપ છે, તેથી ભદ્રાયુક્ત મહાષ્ટમીમાં તેનું પૂજન કરે, તો આયુષ ને આરોગ્ય મળે; વિષ્ટિરહિત અષ્ટમીમાં જે મારૂં પૂજન કરે, તેણે મારૂંજ અપમાન કર્યું; માટે હું તેની પૂજા ગ્રહણ કરતી નથી."

૩૧૧ ભવિષ્યોત્તરમાં–" ભદ્રા તે હું ને હું તે ભદ્રા. અમારામાં કંઈ પણ અંતર નથી,માટે ભદ્રામાં મારૂં પૂજન કરનારને હું સર્વ સિદ્ધિ આપું છું. ભદ્રામાં ભદ્રકાલી પૂજાય છે,માટે સપ્તમીવિદ્ધા અષ્ટમીમાં દૂર્ગાનું પૂજન કરવું." ઈત્યાદિ વાક્યોમાં સપ્તમીયુક્ત અષ્ટમીની સ્તુતિ કરી, તોપણ જો સપ્તમી મધ્યાન્હથી અધિક હોય તો, અષ્ટમી કરતાં તે અધિક હોવાથી તેને બહુલાસપ્તમી કહે છે; તેમાં દૂર્ગાનો ઉત્સવ ન કરવો. તે વિષે ફરી ઔર્વઃ–"જે અષ્ટમી મધ્યાન્હ પછી બેસતી હોય, તે બહુલાસપ્તમી અષ્ટમીને શલ્યરૂપ ( શરીરમાં કાંટાની અણી ભરાઈ હોય ને જેમ ખુંચે તેમ ) થાય છે, તેથી તે પુત્ર, પૌત્ર ને ધનનો નાશ કરનારીછે.મોહ અથવા અજ્ઞાનથી પણ જો કોઈ તે શલ્યરૂપ સપ્તમીના વેધવાળી મહાષ્ટમી કરે તો તે નરકમાં પડે;માટે દિવસે કે રાત્રે વિષ્ટિયુક્ત-અષ્ટમી જો સપ્તમીના શલ્યવાળી હોય તો તે ન લેવી.

૩૧૨ વળીઃ–"સપ્તમીશલ્યવિધ્ધા અષ્ટમી સદા તજવી."ઈત્યાદિ સપ્તમીવિધ્ધ અષ્ટમીનો નિષેધ કરનારાં ભીમપરાક્રમાદિ વાક્યો મધ્યાન્હથી વધારે

વ્યાપ્તિવાળી સપ્તમીયુક્ત અષ્ટમીવિષે જાણવાં. પૂર્વવિદ્ધા અષ્ટમી લેવાને બતાવનારાં વાક્યો કૃષ્ણાષ્ટમીવિષે લેવાં, એવું કેટલાએકે વ્યાખ્યાન કર્યું છે "પણ શુકલ ને કૃષ્ણ બન્ને અષ્ટમીનવમીના યોગરૂપી મહોત્સાહમાં શિવક્ષેત્રને વિષે શિવશક્તિનું પૂજન કરવું." એ પદ્મપુરાણના વચનમાં કૃષ્ણાષ્ટમી પણ પરવિધ્ધા લેવાનું પ્રતિપાદન કરવાથી તે વ્યાખ્યાનનો સમાવેશ થયો.

૩૧૩ નિર્ણયામૃતમાં તોઃ—જ્યારે અષ્ટમી સપ્તમીથી હણાઈ હોય, તો તે મહાષ્ટમી નવમીયુક્ત લેવી એવું કહ્યું; પણ તે ગ્રંથમાં લખેલાં પૂર્વવિધ્ધા પ્રતિપાદકવાક્યનો વિચાર કરતાં, તે કહેવું બુધ્ધિની કલ્પના માત્ર છે. "અષ્ટમી ને નવમીમાં પૂજન કરવું," એ વાક્યમાં પણ નવમીયુક્ત અષ્ટમી એવો અર્થ કરવો, એ સંબંધવિનાનું છે. [અષ્ટમી ને નવમી એમાં 'ને' શબ્દનો અર્થ 'યુક્ત' સંભવતો નથી.] કોઈકે પૂર્વવિદ્ધાવાક્ય તિથિઓના ક્ષય વિષેછે, એવું કહીને દુર્ગોત્સવમાટે લખ્યું છે કે, "હે રાજા, અષ્ટમી ને નવમીપાછીની તિથિઓનો ક્ષય હોય તો સપ્તમીયુક્ત અષ્ટમી લેવી, બીજી લેવી નહિ." એ વચન પણ ઉત્તર તિથિઓની ક્ષયવૃદ્ધિથી પૂર્વઅષ્ટમીના નિર્ણયમાં ઉપયોગી નથી. અને તેમાં ઉત્તર શબ્દ ન લેતાં કેવલ ક્ષય લઇએ, તો અતિપ્રસંગ આવશે. માટે ક્ષય છતાં પણ પૂર્વાણ્હવ્યાપિની અષ્ટમી હોય તો પૂર્વા લેવી, એવું વ્યાખ્યાન કરવું યોગ્ય છે. તેથી મધ્યાન્હકાલની અપેક્ષાએ પૂર્વવિદ્ધા વાક્યોની યોજના કરવી; તે એવી કે મધ્યાન્હથી પહેલાં અષ્ટમી હોય તો, હોમાદિકામમાં પૂર્વવિધ્ધા લેવી; નહિતો બીજી લેવી.

ઇતિ મહાષ્ટમીનો નિર્ણય.

---

## અથ મહાનવમીનિર્ણય.

૩૧૪ ધૌમ્યઃ—"બીજે દિવસે નવમી સૂર્યોદયથી આરંભીને મધ્યાન્હથી પહેલાં સમાપ્ત થતી હોય ને પૂર્વદિવસે અષ્ટમી પણ તેમજ હોય, તો હોમપૂજાદિ કર્મમાં પૂર્વદિવસની નવમી લેવી." એ વચનથી મહાષ્ટમીની પેઠે મહાનવમી પણ વ્રતપારણાદિવિષે પરવિદ્ધા ન લેતાં પૂર્વાણ્હવ્યાપિની પૂર્વવિધ્ધા લેવી; તે વિષે વિશ્વરૂપનિબંધમાંઃ—"હે રાજા, અષ્ટમીસહિત નવમી કરવી; દશમીસહિત કદાપિ કરવી નહિ. જે મોહથી દશમીવિધ્ધ નવમીમાં ચંડિકાનું

પૂજન કરે તેની પૂજા ને હોમ વૃથા જાય, એમાં સંશય નથી." તેમ બ્રહ્માંડ-પુરાણમાં:—"અશ્વિનશુક્લમાં નવરાત્રિનો ઉપવાસ કરી દશમીના વેધરહિત નવમીમાં પારણા કરવી. જો દશમીયુક્ત નવમીમાં પારણા કરે, તો તે નવમી તેના વ્રતનો નાશ કરીને દુઃખદારિદ્ર લાવે."

૩૧૫ વળી બીજી સ્મૃતિમાં:—"જે કુબુદ્ધિ ને જ્ઞાનહીન પુરૂષ દશમીયુક્ત નવમીમાં દેવીને પશુનું બલિદાન આપે, તેને દૂર્ગા ગ્રહણ કરતી નથી; ને પૃથ્વીના રાજાઓનું અશુભ થાય." એ પશુનું બલિદાન બ્રાહ્મણસિવાયને માટે જાણવું. આ વ્રત પારણાદિ વાસ્તે અષ્ટમીસહિત નવમીમાં લેવાનું કહ્યું, તે પૂર્વાણ્હમાં નવમી હોય તો જાણવું. જો પૂર્વાણ્હમાં નવમી ન હોય તો બીજા દિવસનીદશમીયુકત નવમી લેવી.તે વિષે દેવીપુરાણમાં:—"સૂર્યોદયથી માંડીને અષ્ટમી અપરાણ્હસુધી હોય ને પછી નવમી બેસતી હોય તો તે પરવિદ્ધા લેવી. એ હેતુથીજ સવારે બલિદાનવાસ્તે થોડી નવમી મળતી હોય, તેમાં સંકટ અને પીડાને નાશ કરનારી દુર્ગાદેવીનું પૂજન કરવું."તેની સ્તુતિ પણ તેમાંજ કરી છે. "સૂર્યોદયવેળાએ કેવલ નવમી ને પછી દશમી હોય તો તે નવમીમાં બલિદાન કરવાથી દેશનું શુભ થાય." માટે "દશમીયુકત નવમી કરવી નહિ; કરે તો ધર્મનો નાશ થાય." એ વચનમાં દશમીયુક્ત નવમીની નિંદા કરી, તોપણ ઉપરના વચનમાં સૂર્યોદયવેળાની નવમીની સ્તુતિ કરી. "અષ્ટમીસહ નવમી સદા લેવી." એ વચનમાં અષ્ટમીસહ નવમી લેવાનો વિધિ કહ્યો; તેથી વ્યવસ્થા એવી કરવી કે, પૂર્વાણ્હમાં નવમી હોય તો અષ્ટમીયુકત લેવી; નહિતો દશમીયુકત લેવી.

૩૧૬ મહાષ્ટમી પૂર્વવિદ્ધા લેવાનું વિધાન કર્યું, તોપણ તિથિની વૃદ્ધિ હોય,તો નવમીને અનુસારે અષ્ટમી લેવી;કેમકે હોમ ને પારણા એ બેનું લાગલાગટપણું થવું જોઇએ.

ઇતિ મહાષ્ટમી ને મહાનવમીનો નિર્ણય.

---

## અથ નવરાત્રનો વિધિ.

અશ્વિનશુકલપ્રતિપદાથી નવમીસુધી નવરાત્ર કહેવાયછે.તેનો વિધિ ધૌમ્યઃ—અશ્વિનશુકલપ્રતિપદાથી નવમીસુધી રોજ પોતાની શક્તિપ્રમાણે એકભકત,

નકત કે અયાચિતવ્રત કરીને લોકોએ ગામેગામ દેવીના પ્રત્યેક સ્થાનમાં દેવીનું પૂજન કરવું."દરરોજ પૂજન કરવાની શક્તિ ન હોય તો "ત્રિરાત્ર, પંચરાત્ર, અગર વિશેષેકરીને નવરાત્રસુધી પોતાની સમૃદ્ધિ, આયુષ ને આરોગ્યની વૃદ્ધિમાટે પૂજન કરવું. અથવા સપ્તમીથી નવમીસુધી ભૂતપ્રેત પિશાચના નાશ માટે ને ઉત્સવમાટે પૂજન કરવું."તે વિષે વ્રતખંડમાં:—"જેના કુલની જે દેવી હોય, તેણે ચંદન, પુષ્પ, ધૂપ, બલિ ને નાના પ્રકારના નૈવેદ્યથી પોતાની કુલદેવીનું પૂજન કરવું. પછી નાળિએર, ભૂરૂં કોળું, બિલું, બકરો, ઘેટા કે પાડો, લોહી, માંસ વગેરેનું બલિદાન ભૈરવીપ્રીત્યર્થ કરવું." પશુવધ માંસાદિબલિદાન ક્ષત્રિયવિષે જાણવું.

૩૧૭ શ્રીકૃષ્ણે પણ કહ્યુ છે:—"હે યુધિષ્ઠિર રાજા, મહાનવમીને દિવસે દેવી જગદંબાના આંગણામાં જે પાડા કે બકરા વગેરેનો વધ થઈને પ્રાણ જાય છે, તે પશુ સ્વર્ગગતિને પામે છે, ને વધ કરનારને પાપ લાગતું નથી. અને તે પશુ અપ્સરાઓને અતિપ્રિય ને વીર થઈને ઘણો કાલ સ્વર્ગનિવાસી થાય છે." ફરી ધૈ.મ્યઃ—"નવરાત્રિની મહાનવમી સર્વ તિથિમાં ઉત્તમ અને પુણ્યરૂપ છે; તેથી વર્ષસુધી લોકોના સુખમાટે તે નવમીમાં ભવાનીનું પૂજન કરવું." વિશ્વરૂપ પણ:—"અશ્વિનમાસમાં અષ્ટમી ને નવમીને દિવસે જગન્માતા અંબિકાનું પૂજન કરવાથી નર શોકરહિત થાય છે. અષ્ટમીની રાત્રિએ કરેલી પૂજાનું પાર્વતી ગ્રહણ કરેછે. તેમજ વિષ્ણુશક્તિનું પૂજન કરેથી પણ પાપનો નાશ થાય. માટે સર્વ પ્રકારથી અષ્ટમીની રાત્રિમાં દેવીનું પૂજન, ને નવમીમાં બલિદાન સર્વદા કરવું. જે કુબુધ્ધિ લોકો દશમીવિધ્ધ નવમી કરે, તેમનું બલિપૂજાદિ વૃથા જાય છે. હે રાજા, એ રીતે પ્રતિવર્ષ દેવીનું, તેમજ નવરાત્રિમાં દરરોજ કુમારિકાનું પૂજન કરવું."

૩૧૮ તે વિષે સ્કંદપુરાણમાં—"દરરોજ એકેક બબ્બે કે નવ નવ કન્યાનું પૂજન કરવું. એક વર્ષની કન્યા પૂજનમાં લેવી નહિ;કારણકે તેને અર્પણ કરેલા ગંધ પુષ્પફલાદિનું જ્ઞાન હોતું નથી." કન્યાનું સ્વરૂપ કહે છે. "નીરોગી, શરીરે પુષ્ટ, સુરૂપ, ગુંમડાં વગેરે વ્રણરહિત, સમાન વંશમાં ઉત્પન્ન થયેલી કન્યાનું પૂજન કરવુ. સર્વ કામનામાટે બ્રાહ્મણી, જયકામનામાટે ક્ષત્રાણી લાભકામનામાટે વૈશ્યકન્યા,પુત્રકામનામાટે શૂદ્રની ને ઉગ્રકામના માટે અંત્યજની

કન્યાનું વિધિવત્ પૂજન કરવું.તેમને ગંધ, પુષ્પ, અક્ષતાદિથી પૂજીને વ-સ્ત્ર ને ભોજન આપવું." શ્રી દેવી ને કુમારીકાનો પૂજનવિધિ, તેના મંત્ર ને કુમારીકાનાં નામ વિશ્વરૂપ નિબંધાદિ અન્ય ગ્રંથોમાં પ્રસિદ્ધછે,તેથી અત્રે લ-ખ્યાં નથી.

## ઇતિ મહાષ્ટમી ને નવમીમાં કરવાનો વિધિ.



## અથ નવરાત્રિમાં સૂતકાદિનો વિચાર.

૩૧૯ વ્રતાદિનો આરંભ કર્યાપછી વચમાં સૂતકાદિ આવી પડે તો વ્રત કરનારને તે લાગે નહિ. તે સંબંધી વિષ્ણુઃ—'વ્રત, યજ્ઞ, વિવાહ, શ્રાદ્ધ, હોમ, અર્ચન ને જપનો આરંભ થયાપછી સૂતકાદિ લાગે નહિ, ને આરંભ થયો ન હોય ત્યાંસુધી લાગે, મૃતાશૌચવિષે પણ તેમજ જાણવું." એ પ્રારંભ નો પ્રકાર વિષ્ણુઃ—"યજ્ઞમાં બ્રાહ્મણવરૂણી, અને વ્રત કે સત્ર ( અન્ન છત્ર ) માં સંકલ્પ એ પ્રારંભ ગણાય છે." એ અર્થના અભિપ્રાયથી વિશ્વરૂપનિબં-ધમાંઃ—"અશ્વિનશુક્લપક્ષમાં નવરાત્રકર્મનો આરંભ કર્યાપછી મૃતાશૌચ ઉ-ત્પન્ન થયું, તો તે કર્મ શીરીતે કરવું?" એવો પ્રશ્ન કરીને તેમાંજ કહ્યું છે કે, "નવરાત્રકર્મનો આરંભ થયાપછી સૂતક કે મૃતક આવે, ત્યારે દેવીનું પૂજન વગેરે પશુયજ્ઞ વિધિ પ્રમાણે કરવો." વળી "સૂતકમાં વિશેષેકરીને દે-વીનું પૂજન ને દાન કરવામાં દોષનથી." એ રીતે સુતકમાં જોકે પૂજનાદિ વિહિત છે. તોપણ કૂર્માદિસ્મૃતિમાં તેનો નિષેધ છે. કૂર્મઃ—"કામ્યઉપવાસનો આરંભ કર્યાપછી વચમાં સુતક કે મૃતક પ્રાપ્ત થાય, તો દાનપૂજારહિત કા-મ્યોપવાસવ્રત કરવુ." વચમાં સુતક પડે તો કામ્યવ્રત કરવું; ને રહેલું દાન પૂજાદિ સુતકને અંતે કરવું.

૩૨૦ તે વિષે મત્સ્યઃ—"માણસ સૂતકાંતે સ્નાન કરીને વિધિવત્ જનાર્દનનું પૂજન કરી દાન આપે તો તેને વ્રતનું ફલ સંપૂર્ણ મળે." જનાર્દન શબ્દથી જે વ્રતની દેવતા હોય તે જાણવી.સૂતક વિષે કાલાદર્શમાંઃ—"નિયમથી વ્રત કરના-રે પૂર્વે સંકલ્પેલું વ્રત દાનાર્ચનાદિરહિત શુદ્ધ રીતે કરવું." આ પ્રમાણે પૂર્વ વા-ક્યોની સાથે વિરોધ આવ્યો; તેથી વ્રતસંબંધી દાનાર્ચનાદિ નિષેધની શંકે-

લા અન્નવિષે વ્યવસ્થા કરીછે; કારણકે રાંધેલા અન્નસિવાય કાચા અન્નને સૂતક લાગતું નથી. તે વિષે મરીચિઃ—"મીઠું, મધ, માંસ, પુષ્પ, મૂલ, ફલ, શાક, કાષ્ઠ, તૃણ, જલ, દહિં, ઘી, દૂધ ને, સર્વે સૂકા પદાર્થોને સૂતક ને મૃતક બન્ને આશૌચ લાગતાં નથી." લવણ શબ્દથી ગોળ,સાકર, ખાંડ વગેરે લેવાં. જે બૃહસ્પતિવચન છે કે, "વિવાહ, ઉત્સવ ને યજ્ઞમાં જન્મ કે મરણનું સૂતક વચ્ચે આવી પડે, તો પૂર્વસંકલ્પિત પદાર્થોને દોષ નથી." તે પણ રાંધેલા અન્નસિવાયને માટે જાણવું.

૩૨૧ રાંધેલા અન્નવિષે અંગિરાઋષિએ દોષ કહ્યો છે. "અન્નસત્રમાં પ્રવર્ત્તનારા[રોજ નિયમથી અન્ન આપનારા] ના કાચા અન્નનો દોષ નથી; પણ તેમનું રાંધેલું અન્ન જમે તો ત્રણ રાત્રિસુધી દૂધ પીને રહેવું." એ રીતે સૂતકીનું રાંધેલું અન્ન જમવા લાયક નથી. યમઃ—"બન્ને પ્રકારના સૂતકીના કુલનું રાંધેલું અન્ન દશ દિવસસુધી જમવું નહિ." સૂતકીના અન્નનો માણસોને નિષેધ છે, તો દેવતાઓને અર્પણ કરવાનો નિષેધ હોય, એમાં શું કહેવું? માટે સૂતકમાં સૂકું અન્ન, ઘી વગેરેથી વ્રતનું કર્મ કરીને પારણા કરવી; અને રાંધેલા અન્નથીજ કરવાનું કર્મ ને વ્રતસમાપ્તિ સૂતકને અંતે કરવી. તેજ પ્રમાણે રજસ્વલા સ્ત્રીએ પણ વ્રતને અંતે સમાપ્તિ વગેરે કરવું. તે વિષે કાલાદર્શમાંઃ—સૂતકમાં વા મૃતકમાં દાનાર્ચનાદિ જે વર્જિત કર્યું હોય તે સુતકાંતે કરવું; રજસ્વલા સ્ત્રીએ પણ તેમજ કરવું; અગર પતિ કે કોઇ બીજા પાસે કરાવવું. મુખ્ય પતિ ને પુત્રાદિ ન હોય ત્યારે બીજા લેવા. સત્યવ્રતઃ—સ્ત્રી દીર્ઘ કાલનું વ્રત કરતી હોય ને વચમાં રજસ્વલા થાય, તો વ્રતભંગ થાય નહિ; કેમકે પાંચમે દિવસે તે દૈવ ને પિતૃકર્મમાં શુદ્ધ થાય છે." એ વચનથી તેણે પાંચમે દિવસે વ્રતસમાપ્તિ કરવી. પોતાને કરવાનું પૂજનાદિ કર્મ, સુતકમાં અગ્નિહોત્રની પેઠે બીજા પાસે કરાવવું.

## ઇતિ સૂતકવિચારનો વિશેષનિર્ણય.

૩૨૨ અથ નવરાત્રમાં નવમીસુધી રાજાઓએ દરરોજ શસ્ત્ર [હથિયાર] ને હાથીઘોડા વગેરેનું પૂજન કરવું. તે વિષે દેવીપુરાણમાંઃ—"પૂર્વે યુધ્ધના પ્રસંગમાં દેવતાઓએ ક્રોધ કરીને લોહ નામના દૈત્યના શરીરના કડકા કર્યા, તેનું જગત્માં સર્વ લોઢું ઉત્પન્ન થયું છે; માટે શસ્ત્રાસ્ત્રમંત્રથી ધૃતયુક્ત પ-

યસનો હોમ કરી હોમનું શેષ ઘી શસ્ત્રોને છાંટવું; અને જય મળવાસારૂ હાથીઘોડાને એકેક અન્નનો ગોળો ખાવા આપવો. તેમજ રાજચિન્હો છત્ર, ચમર વગેરેનું ચંદન, પુષ્પહાર ને ફલ વગેરેથી પૂજન કરવું."પૂજાના મંત્ર વ્રતખંડમાંથી લેવા."હાથીઘોડા વગેરેને રોજ અભિષેક કરવો."વળી તેજ પુરાણમાં:—"શુભકારી સ્વાતિનક્ષત્રયુકત અશ્વિનશુક્લપ્રતિપદાને દિવસે પ્રથમ ઉચ્ચૈઃશ્રવા નામના દેવના ઘોડાને પૂજીને, પોતાના ઘોડાઓનું દરરોજ નવમી સુધી પૂજન કરવું; ને તેમને લગારે પણ મારવાં કે તેમની ઉપર બેસવું નહિ."

૩૨૩ અથર્વણગોપથબ્રાહ્મણમાં:—નવમીને દિવસે અપરાણ્હકાલમાં વાહનોને સ્નાન કરાવી, તેમને વિચિત્ર વસ્ત્રાદિ અલંકાર પહેરાવીને શાંતિસૂકત, માંગલ્યસૂકત, તથા રણનાં નગારાં, ઢોલકો વગેરે વાજાના શબ્દ સાથે ગંધ, પુષ્પ, દહિં, દૂર્વા, અક્ષતાદિ નાના પ્રકારના ફલ ને અન્ન વગેરે પદાર્થોથી તેઓનું પૂજન કરવું. ઘોડા ને હાથીની પૂજાના મંત્ર મૂળમાં પાને ૧૯૭ મેસ્પષ્ટ છે, તે લેવા.

ઇતિ મહાનવમીનો ઉત્સવ.



## અથ મહાનવમીના પ્રસંગથી અપરાજીતા પૂજનનો નિર્ણય.

૩૨૪ શ્રવણનક્ષત્રયુક્ત પૂર્વવિદ્ધા અશ્વિનશુક્લદશમીમાં અપરાજીતા [શમીવૃક્ષ]નું પુજન કરીને પ્રસ્થાન કરવું.તે વિષે ઇશ્વરઃ—"માણસોએ અશ્વિનશુક્લ દશમીમાં ગામની ઇશાન દિશાભણી જઇને અપરાણ્હકાલમાં વિધિપૂર્વક શમડીના વૃક્ષનું પુજન કરવું;એકાદશીમાં તે કરવું નહિ."(વિશ્વરૂપઃ—"મૂળનક્ષત્રમાં સરસ્વતીનું આવાહન,પુર્વાષાઢામાં પૂજન,ઉત્તરાષાઢામાંબલિદાન અને શ્રવણમાં વિસર્જનને અપરાજીતાનું પુજન કરવુ."વળીઃ—"પોતાને ક્ષેમ ને વિજય મળવાસારૂ નવમીયુક્ત દશમીમાં અપરાજીતાનું પૂજન કરવું.નવમીશેષયુક્ત દશમીમાં તે કરેથી પૂજા કરનારના જયવિજયની વૃદ્ધિ થાય. હે તાત, વિદ્વાનોએ સર્વદા નવમીયુક્ત દશમી લેવી.પણ એકાદશીયુક્ત કદાપિ લેવી નહિ;"તથાઃ—"એકાદશીયુક્ત દશમીમાં અપરાજીતાનું પૂજન કરે તો કરેલું મહાપૂજાદિ કર્મ નિષ્ફલ થાય." પ્રસ્થાન [ગામની સીમાનું ઉલ્લંઘન) પણ દશમીમાંજ કરવું.તે વિષે વિશ્વરૂપ નિબંધમાં:—"ઇંદ્રે દશમીમાં પ્રસ્થાન કરેલું છે, માટે વિજયયાત્રા [શત્રુને જીતવા માટે નીકળવું તે] એકાદશીમાં કદાપિ કરવી નહિ."

૩૨૫ "દશમીમાં પ્રસ્થાન કરીને ઈંદ્રે જૃંભાસુરને માર્યો;તેમજ રામચંદ્રજીએ શ્રવણનક્ષત્રયુક્ત દશમીમાં પ્રસ્થાન કર્યું, માટે મનુષ્યે પણ આદરથી દશમીમાં સીમાનું ઉલ્લંઘન કરવું." શ્રવણનક્ષત્ર હોય તો ઠીક, ને ન હોય તો કેવલ દશમીમાં પ્રસ્થાનકરવું. સ્કંદપુરાણમાં:—"જો દશમી ઉતરી ગયાપછી સીમો લ્લંઘન કરે, તો તે રાજાને વર્ષસુધી પોતાના કે બીજા કોઈ રાજયમાં વિજય મળે નહિ."માટે અપરાજીતાના પૂજનમાં ને પ્રસ્થાનમાં દશમીજ લેવી. તે વિષે લલ્લ:—"કર્મનું શરીર,કારણ,પ્રમાણ ને સાધન તિથિજ છે."વિશ્વરૂપ:—"દશમીનું ઉલ્લંઘન કરીને એકાદશીમાં જો પ્રસ્થાન કરે, તો આ લોકનું ને પરલોકનું ફલ નાશ પામે." ગાર્ગ્યઃ—"કર્મ કરવાની તિથિ ન હોય ને તેમાં કર્મ કરે તો તે કરેલું કર્મ વૃથા જાય ને કરનારને નરકમાં નાંખે;" માટે દશમીમાંજ પ્રસ્થાન ને અપરાજીતાનું પૂજન કરવું. પૂજનના મંત્ર વિશ્વરૂપ નિબંધમાં છે તે મૂળમાં જોવા.

૩૨૬ ગાર્ગ્યઃ—"સંધ્યાકાલ થયાપછી થોડાક તારા જણાવા માંડે,તે વિજય નામનો યોગ સર્વાર્થ સાધનમાં સમર્થ છે." તે વખતે અપરાજીતા [શમી]નું પૂજન ને પ્રસ્થાન કરવું. તે વિષે આથર્વણગોપથબ્રાહ્મણમાં અપરાજિતાદશમીને દિવસે પૂર્વોક્ત મુહૂર્તમાં પ્રસ્થાન કરવાનું કહ્યું છે. 'यत इंद्रभयामहे त्रातारमिंद्र आनोभद्रातः એ મંત્ર ભણતાં ભણતાં રાજાએ શમી વૃક્ષભણી જવું."નીકળતી વખતે પ્રસ્થાન સંબંધી કર્મ કરી,રાજાએ પોતે અલંકાર પહેરીને તથા પોતાના નોકર અને મોટા મોટા ઘોડાને પણ તે પહેરાવીને,મંગલાચારપૂર્વક આશિર્વાદ લેતાં લેતાં ને વાજીંત્રના શબ્દથી દશ દિશાઓ વ્યાપ્ત થાય, તે રીતે વાજીંત્ર વગડાવતાં વગડાવતાં ફોજ ને પુરોહિતસહિત, પોતાને ઘેરથી નીકળીને પૂર્વદિશાભણી જવું. તે નગરની સીમાસુધી જઇને ત્યાં વાસ્તુ, દિક્પાલ ને માર્ગદેવતાનું પૂજન કરી, વૈદિક ને પુરાણોક્ત મંત્રથી શમીવૃક્ષનું પૂજન કરવું." તેના મંત્ર મૂળમાં લખેલા છે તે લેવા.

૩૨૭ એ રીતે શમીનું પૂજન કરી બ્રાહ્મણોનો આશિર્વાદ લેઈને વિષ્ણુક્રમ ચાલવો.(બે પગે જોડે રાખી બે ચાર વાર કૂદવું.) પછી "માટીનું શત્રુનું પુતળું બનાવીને હું વામનરૂપ છું,એવું ધ્યાન કરી રાજાએ સોનાના પુચ્છવાળા બાણથી તે પુતળાના હૃદયમાં ભેદ કરવો. તે વખતે પુરોહિતે દિગ્વિજયના મંત્ર ભ-

યસનો હોમ કરી હોમનું શેષ ધી શસ્ત્રોને છાંટવું; અને જય મળવાસારૂ હાથીઘોડાને એકેક અન્નનો ગોળો ખાવા આપવો. તેમજ રાજચિન્હો છત્ર, ચમર વગેરેનું ચંદન, પુષ્પહાર ને ફુલ વગેરેથી પૂજન કરવું."પૂજાના મંત્ર વ્રતખંડમાંથી લેવા."હાથીઘોડા વગેરેને રોજ અભિષેક કરવો."વળી તેજ પુરાણમાંઃ—"શુભકારી સ્વાતિનક્ષત્રયુકત અશ્વિનશુક્લપ્રતિપદાને દિવસે પ્રથમ ઉચ્ચૈઃશ્રવા નામના દેવના ઘોડાને પૂજીને, પોતાના ઘોડાઓનું દરરોજ નવમી સુધી પૂજન કરવું; ને તેમને લગારે પણ મારવાં કે તેમની ઉપર બેસવું નહિ."

૩૨૩ અથર્વણગોપથબ્રાહ્મણમાંઃ—નવમીને દિવસે અપરાણ્હકાલમાં વાહનોને સ્નાન કરાવી, તેમને વિચિત્ર વસ્ત્રાદિ અલંકાર પહેરાવીને શાંતિસૂકત, માંગલ્યસૂકત, તથા રણનાં નગારાં, ઢોલકાં વગેરે વાજાના શબ્દ સાથે ગંધ, પુષ્પ, દહિં, દુર્વા, અક્ષતાદિ નાના પ્રકારના ફુલ ને અન્ન વગેરે પદાર્થોથી તેમનું પૂજન કરવું. ઘોડા ને હાથીની પૂજાના મંત્ર મૂળમાં પાને ૧૯૭ મેરપષ્ઠ છે, તે લેવા.

ઇતિ મહાનવમીનો ઉત્સવ.

—:(૦):—

## અથ મહાનવમીના પ્રસંગથી અપરાજીતા પૂજનનો નિર્ણય.

૩૨૪ શ્રવણનક્ષત્રયુક્ત પૂર્વવિદ્ધા અશ્વિનશુક્લદશમીમાં અપરાજીતા [શમીવૃક્ષ]નું પુજન કરીને પ્રસ્થાન કરવું.તે વિષે ઇશ્વરઃ—"માણસોએ અશ્વિનશુક્લ દશમીમાં ગામની ઇશાન દિશાભણી જઇને અપરાણ્હકાલમાં વિધિપૂર્વક શમડીના વૃક્ષનું પુજન કરવું;એકાદશીમાં તે કરવું નહિ."વિશ્વરૂપઃ—"મૂળનક્ષત્રમાં સરસ્વતીનું આવાહન,પુર્વાષાઢામાં પૂજન,ઉત્તરાષાઢામાંબલિદાન અને શ્રવણમાં વિસર્જનને અપરાજીતાનું પુજન કરવુ."વળીઃ—"પોતાને ક્ષેમ ને વિજય મળવાસારૂ નવમીયુક્ત દશમીમાં અપરાજીતાનું પૂજન કરવું.નવમીશેષયુક્ત દશમીમાં તે કરેથી પૂજા કરનારના જયવિજયની વૃદ્ધિ થાય. હે તાત, વિદ્વાનોએ સર્વદા નવમીયુક્ત દશમી લેવી.પણ એકાદશીયુક્ત કદાપિ લેવી નહિ;"તથાઃ—"એકાદશીયુક્ત દશમીમાં અપરાજીતાનું પૂજન કરે તો કરેલું મહાપૂજાદિ કર્મ નિષ્ફલ થાય." પ્રસ્થાન [ગામની સીમાનું ઉલ્લંઘન) પણ દશમીમાંજ કરવું.તે વિષે વિશ્વરૂપ નિબંધમાંઃ—"ઇંદ્રે દશમીમાં પ્રસ્થાન કરેલું છે, માટે વિજયયાત્રા [શત્રુને જીતવા માટે નીકળવું તે] એકાદશીમાં કદાપિ કરવી નહિ."

૩૨૫ "દશમીમાં પ્રસ્થાન કરીને ઈંદ્રે જૂંભાસુરને માર્યો;તેમજ રામચંદ્રજીએ શ્રવણનક્ષત્રયુક્ત દશમીમાં પ્રસ્થાન કર્યું, માટે મનુષ્યે પણ આદરથી દશમીમાં સીમાનું ઉલ્લંઘન કરવું." શ્રવણનક્ષત્ર હોય તો ઠીક, ને ન હોય તો કેવલ દશમીમાં પ્રસ્થાનકરવું.સ્કંદપુરાણમાં:—"જો દશમી ઉતરી ગયાપછી સીમોલ્લંઘન કરે, તો તે રાજાને વર્ષસુધી પોતાના કે બીજા કોઈ રાજયમાં વિજય મળે નહિ."માટે અપરાજીતાના પૂજનમાં ને પ્રસ્થાનમાં દશમીજ લેવી. તે વિષે લલ્લ:—"કર્મનું શરીર,કારણ,પ્રમાણ ને સાધન તિથિજ છે."વિશ્વરૂપ:—"દશમીનું ઉલ્લંઘન કરીને એકાદશીમાં જો પ્રસ્થાન કરે, તો આ લોકનું ને પરલોકનું ફલ નાશ પામે." ગાર્ગ્ય:—"કર્મ કરવાની તિથિ ન હોય ને તેમાં કર્મ કરે તો તે કરેલું કર્મ વૃથા જાય ને કરનારને નરકમાં નાંખે;" માટે દશમીમાંજ પ્રસ્થાન ને અપરાજીતાનું પૂજન કરવું. પૂજનના મંત્ર વિશ્વરૂપ નિબંધમાં છે તે મૂળમાં જોવા.

૩૨૬ ગાર્ગ્ય:—"સંધ્યાકાલ થયાપછી થોડાક તારા જણાવા માંડે,તે વિજય નામનો યોગ સર્વાર્થ સાધનમાં સમર્થ છે." તે વખતે અપરાજીતા [શમી]નું પૂજન ને પ્રસ્થાન કરવું. તે વિષે આથર્વણગોપથબ્રાહ્મણમાં અપરાજિતાદશમીને દિવસે પૂર્વોક્ત મુહૂર્તમાં પ્રસ્થાન કરવાનું કહ્યું છે. '**यत इंद्रभयामहे त्रातारमिंद्र आनोभद्रातः**' એ મંત્ર ભણતાં ભણતાં રાજાએ શમી વૃક્ષભણી જવું."નીકળતી વખતે પ્રસ્થાન સંબંધી કર્મ કરી,રાજાએ પોતે અલંકાર પહેરીને તથા પોતાના નોકર અને મોટા મોટા ઘોડાને પણ તે પહેરાવીને,મંગલાચારપૂર્વક આશિર્વાદ લેતાં લેતાં ને વાજીંત્રના શબ્દથી દશ દિશાઓ વ્યાપ્ત થાય, તે રીતે વાજીંત્ર વગડાવતાં વગડાવતાં ફોજ ને પુરોહિતસહિત, પોતાને ઘેરથી નીકળીને પૂર્વ દિશાભણી જવું. તે નગરની સીમાસુધી જઇને ત્યાં વાસ્તુ, દિક્પાલ ને માર્ગદેવતાનું પૂજન કરી, વૈદિક ને પુરાણોક્ત મંત્રથી શમીવૃક્ષનું પૂજન કરવું." તેના મંત્ર મૂળમાં લખેલા છે તે લેવા.

૩૨૭ એ રીતે શમીનું પૂજન કરી બ્રાહ્મણોનો આશિર્વાદ લેઈને વિષ્ણુક્રમ ચાલવો.(બે પગ જોડે રાખી બે ચાર વાર ફૂદવું.) પછી "માટીનું શત્રુનું પુતળું બનાવીને હું વામનરૂપ છું, એવું ધ્યાન કરી રાજાએ સોનાના પુચ્છવાળા બાણથી તે પુતળાના હૃદયમાં ભેદ કરવો. તે વખતે પુરોહિતે દિગ્વિજયના મંત્ર ભ-

ણવા. એ રીતનો વિધિ દક્ષિણાદિ દિશાઓમાં પણ કરવો." બીજી સ્મૃતિઃ–"શમીની ડાબી ને જમણી બાજુની મૃત્તિકા લેવી;" મંત્ર મૂળમાં છે, તે ભણવો. પછી "પુરોહિત ને બ્રાહ્મણોનું પૂજન કરવું; ને જયમંગલ શબ્દ સાથે પોતાને ઘેર જવું. જે રાજા એ પ્રમાણે મંગલકાર્ય વર્ષોવર્ષ કરે, તેને આયુષ, આરોગ્ય, ઐશ્વર્ય ને વિજય પ્રાપ્ત થાય."

## ઇતિ વિજયાદશમી નિર્ણય.



## અથ વિજયયાત્રાના પ્રસંગથી શુક્રાભિમુખીયાત્રાનો નિર્ણય.

૩૨૮ શુક્રાભિમુખ લેઇને જવું નહિ.તે વિષેવિશ્વરૂપનિબંધમાં:–"શુક્ર,બુધ ને મંગલ, એ ગ્રહને સામા લેઇને સીમા ઉલ્લંઘન કરવી નહિ. ને કોઈ દિશાના અધિપતિગ્રહને લલાટ સામો લેઇને પ્રસ્થાન કરવું નહિ."શુક્ર ત્રણ પ્રકારે સંમુખ થાયછે,તેવિષે રત્નમાલામાંઃ–"જે દિશામાં શુક્રનો ઉદય થાય,પછીજે દિશામાં ભ્રમણ કરતો હોય ને નક્ષત્રચક્રમાં જ્યાં ગતિ કરતો હોય એ, ત્રણ પ્રકારે શુક્રનું સંમુખપણું છે.તેમાં જે દિશામાં ઉદય થતો હોય તેમાં શુક્ર સંમુખ થાયછે; માટે તે દિશા તરફ જવું નહિ. બીજા બે પ્રકારના સંમુખપણામાં જવાને હરકત નથી," એનો અર્થ મૂળ ગ્રંથકર્ત્તાએ એવી રીતે સ્પષ્ટ કર્યો છે કે, શુક્ર જે દિશામાં ઉદય પામે,ત્યાંથી તે આઠ પ્રહર સૂર્યની પેઠે આઠ દિશામાં ફરેછે. જે દિશામાં ઉદય પામે એ એક પ્રકાર, આઠ પ્રહર ફરે એ બીજો પ્રકાર, ને છેવટ ફરતો ફરતો જે દિશામાં જાય, એ ત્રીજો પ્રકાર. એ રીતે ત્રણ પ્રકારનું શુક્રનું સંમુખપણું છે. તેનાં નક્ષત્રો કહેછે. કૃત્તિકાદિ સાત નક્ષત્રો પૂર્વમાં, મઘાદિ સાત દક્ષિણમાં, અનુરાધાદિ સાત પશ્ચિમમાં, ને ધનિષ્ઠાદિ સાત ઉત્તર દિશામાં, એ પ્રકારે દિશાઓનાં નક્ષત્રો છે. તેમાં જે નક્ષત્રમાં શુક્ર ફરેછે, તેમાં શુક્રનું સંમુખપણું જાણવું. પરંતુ મુનિઓએ શુક્રનો ઉદયજ સંમુખ ન લેવાને કહ્યો છે. પ્રતિશુક્ર પ્રસ્થાન કરવાનો દોષ એ રીતેછે કે,"સંમુખ શુક્ર લેઇને પ્રયાણ કરનાર લોકોનો કંઈપણ સ્વાર્થ સિદ્ધ થતો નથી. જો શુક્રનાં નક્ષત્રો સૂર્યકિરણમાં અસ્ત પામ્યાં હોય તો ખુશીથી પ્રતિશુક્રમાં ગમન કરવું. પણ જયની ઈચ્છાવાળાએ જવું નહિ."ને ગામમાં ગામમાં જવાને સંમુખ શુક્રનો દોષ નથી.

૩૨૯ તે વિષે કહ્યું છે કે "એક ગામમાં કે નગરમાં, વિવાહમાં, ધર્મ કે

તીર્થયાત્રામાં, દુર્ભિક્ષમાં [ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ચોર કે અગ્નિભય વગેરે પ્રસંગમાં ] અતિ ભય ઉત્પન્ન થયું હોય, ત્યારે શુક્રસંમુખનો દોષ નથી. તેમ વસિષ્ઠ, આત્રેય, વત્સ, આંગિરસ, ભૃગુ, ને કશ્યપાદિ ભારદ્વાજગોત્રીને પ્રતિશુક્ર દોષ નથી, એવું શ્રેષ્ઠ બ્રાહ્મણો કહેછે." "પોતાના ઘરમાં કે પુરમાં પ્રવેશ કરવો હોય,દેશનોનાશ થવાનો પ્રસંગ હોય અને વિવાહ કરવાનો હોય કે વહુને ઘરમાં પ્રવેશ કરાવવો હોય, તો પ્રતિશુક્રદોષ નથી," બીજું—"રેવતીનક્ષત્રથી કૃત્તિકાના પ્રથમ ચરણ(રેવતી અશ્વિની ને ભરણી આખું ને કૃત્તિકાના એક ભાગ એમ સવા ત્રણ નક્ષત્રો) સુધી ચંદ્ર હોય ત્યારે શુક્ર આંધળો હોય છે, માટે સંમુખ શુક્ર લેઇને ગમન કરવાનું શુભ છે." શુક્રનો ઉદય સંમુખ લેવો નહિ. બુધનું તો ત્રણે પ્રકારનું સંમુખપણું લેવું નહિ. તે વિષે શ્રીપતિઃ—"પ્રતિશુક્રમાં પણ જો બુધ અનુકૂલ હોય તો પ્રયાણ કરવું. ને જો બુધ સંમુખ હોય તો ગમન કરનાર રાજાને કોઈ ગ્રહ રક્ષણ કરવાને સમર્થ નથી." પ્રયાણ કાલે એ બુધ ને શુક્ર સંમુખ કે દક્ષિણ બાજુ હોય તો તજવા.

૩૩૦ તે વિષે લલ્લઃ—"પશ્ચિમ દિશામાં શુક્ર ઉદય થતો હોય, તો પૂર્વ ને ઉત્તર દિશાભણી જવું; અને પૂર્વ દિશામાં ઉદય હોય તો પશ્ચિમ ને દક્ષિણ દિશાભણી જવું." તથા એજ અર્થનું બીજું વચન છે. તેમાં કાલવિશેષે કરીને દરરોજ ગમન શ્રેષ્ઠ કહ્યું છે. "પૂર્વાણ્હમાં ઉત્તર, મધ્યાન્હમાં પૂર્વ, અપરાણ્હમાં દક્ષિણ ને મધ્યરાત્રે પશ્ચિમ દિશાભણી જવું; કારણ કે ગમન કરનારની જમણી બાજુ સૂર્ય આવે તેને મંગલ, વિષ્ટિ, શનિ ને વ્યતીપાતનું ભય નથી."

## ઇતિ પ્રતિશુક્રયાત્રાનિર્ણય.

—:(૦):—

## અથ ગુરૂઅષ્ટમીનુંવ્રત.

**ભવિષ્યોત્તરમાં પ્રેતઃ**—"હે રાજા, ભાદ્રપદશુક્લઅષ્ટમી ગુરૂવારે સંપૂર્ણ હોય, તે વ્રત ધર્મની વૃદ્ધિ ને પાપનો નાશ કરનાર છે. એ ગુર્વષ્ટમી હજાર બુધાષ્ટમીવ્રતનું ફલ આપે છે. તે દિવસે જાડા કે ઝીણા ચોખાનો ભાત જમીને એકભક્તવ્રત કરવું. બૃહસ્પતિનું પૂજન કરી, વ્રતની સમાપ્તિમાટે કપિલા ગાયનું દાન કરવું.એ વ્રત પરમ પવિત્ર ને પ્રેતને મોક્ષ આપનારૂં છે."

બીજો વ્રતનો વિધિ વ્રતખંડમાંથી જાણવો.

ઇતિ ગુર્વષ્ટમી.



## અથ જ્યેષ્ઠાદેવીનું વ્રત.

૩૩૧ જ્યેષ્ઠાનક્ષત્રયુક્ત ભાદ્રપદશુક્લઅષ્ટમીમાં જ્યેષ્ઠાદેવીનું પૂજન કરવું. તે વિષે લિંગપુરાણમાં:—"કન્યાર્ક એટલે જ્યેષ્ઠાનક્ષત્રયુક્ત ભાદ્રપદશુક્લ અષ્ટમીને મહતી કહે છે. તેમાં અલક્ષ્મીનો [ દરિદ્રનો ] નાશ કરવામાટે જ્યેષ્ઠાનું પૂજન કરવું."કાલાદર્શમાં પણ એજ પ્રમાણે અર્થ છે. તેથી પ્રતિવર્ષ કરવાનું જ્યેષ્ઠાવ્રત જ્યેષ્ઠાનક્ષત્રમાંજ કરવું. તે વિષે મત્સ્યપુરાણમાં:—"દર વર્ષે જે જ્યેષ્ઠાવ્રત જે તિથિમાં કરવાનું કહ્યું છે,તે દરેક જ્યેષ્ઠામાં કરવું હોય તો [ દર માસે તિથિનો નિયમ રહે નહિ માટે ] કેવલ નક્ષત્રમાંજ કરવું.

૩૩૨ એમાં વિશેષ એ છે કે, "જ્યેષ્ઠાનક્ષત્રયુક્ત ભાદ્રપદશુક્લાષ્ટમીમાં જ્યેષ્ઠાદેવીને પૂજીને દૂર્વા(દરો)નું પૂજન કરવું." પૂજનના મંત્રો મૂળમાં સ્પષ્ટ છે, તેનો અર્થ. "હે જ્યેષ્ઠાદેવી, જેવું તારૂં જ્યેષ્ઠપણું [ શ્રેષ્ઠતા ] છે, તેવું મારૂં કર, ને મારી કરેલી પૂજાનું ગ્રહણ કર. હું તને નમસ્કાર કરૂંછું. મારા ઘરમાં જે કંઈ અપ્રશસ્ય [નઠારૂં] હોય તે પ્રશસ્ય [સારૂં] કર, અને લક્ષ્મીની વૃદ્ધિ કર." એ મંત્રમાં 'પ્રશસ્યા' શબ્દ છે, તે 'જ્યેષ્ઠા' શબ્દને ઠેકાણે તે અર્થવાળોજ છે, તે વ્યાકરણની રીતે બતાવે છે.**'प्रशस्यस्यज्य च'** એ સૂત્રથી પ્રશસ્ય શબ્દને જ્યનો આદેશ થયો [ પ્રશસ્ય શબ્દ ગયો ને જ્ય શબ્દ રહ્યો ] પછી તેને ઈષ્ઠ પ્રત્યય લગાડયો, એટલે જ્ય ને ઈષ્ટનો સંધિ જ્યેષ્ઠ થયો. એનો અર્થ સર્વ દેવીઓમાં આ અતિ પ્રશસ્ય એટલે જ્યેષ્ઠા છે. બીજો પ્રકાર. **'ज्य वृद्धस्य च'** એ સૂત્રથી વૃદ્ધ[વડીલ] શબ્દને જ્યનો આદેશ કર્યો, ત્યારે વૃદ્ધ શબ્દ ગયો ને જ્ય રહ્યો; પછી તેને ઈષ્ઠ પ્રત્યય જોડયો ત્યારે જ્યેષ્ઠ શબ્દ થયો. એનું સંધિકાર્ય કહે છે. **'प्रकृत्यैकाच्'** એ સૂત્રથી ટિલોપ (જ્યશબ્દમાં છેલ્લો અકાર છે તેનો લોપ) થયો નહિ.અથવા **'यस्येति च'** એ સૂત્રથી અકારનો લોપ થયો નહિ. (તેથી જ્ય ને ઇષ્ઠનો સંધિ જ્યેષ્ઠ થયો.) એ પ્રકારે કરતાં અર્થ એવો થયો કે, જ્યેષ્ઠા સર્વ દેવીઓમાં અતિ વૃદ્ધા એટલે ઘણી વડીલ કે મોટી છે.

૩૩૩ એ રીતે અતિ પ્રશસ્યા કે અતિ વૃધ્ધા જ્યેષ્ઠાદેવીના પૂજનને અનુસારે જ્યેષ્ઠાનક્ષત્રમાં કરેલા દૂર્વાપૂજનનો દોષ નથી, એવું કહે છે, માટે જ્યેષ્ઠાનું ને દૂર્વાનું પૂજન કરીને વ્રત કરવું. જ્યેષ્ઠાનક્ષત્રમાં એકલી દૂર્વાનું પૂજન કરવું નહિ.

## ઇતિ જ્યેષ્ઠાષ્ટમી.



## અથ દૂર્વાષ્ટમીનો નિર્ણય.

એ શુક્લપક્ષની પણ પૂર્વવિદ્ધા લેવી.તે વિષે **પુરાણસમુચ્ચયમાં**:—"ભાદ્રપદશુકલાષ્ટમીને દૂર્વાષ્ટમી કહે છે; તે પૂર્વવિધ્ધા લેવી."વિશ્વરૂપ પણ:—"ચૈત્ર શુકલ, માઘશુકલ, દૂર્વાષ્ટમી ને અશ્વિનશુકલ, એ ચાર અષ્ટમીઓ ને વૈશાખશુકલ તૃતીયા, એ પૂર્વવિધ્ધા લેવી." એવું પૂર્વે કહ્યું છે. **બૃહદ્યમ** પણ:—"શ્રાવણી, દૂર્ગાનવમી, દૂર્વાષ્ટમી, હોળી, શિવરાત્રિ ને બલિપ્રતિપદા ( દીવાળીને પડવો ) એ પૂર્વવિદ્ધા લેવી." ભાદ્રપદાષ્ટમીમાં દૂર્વા પૂજવી.

૩૩૪ **સ્કંદપુરાણમાં**:—"ભાદ્રપદસિવાયની બીજી અષ્ટમી દૂર્વાપૂજનમાં લેવી નહિ; લે તો તે સ્ત્રી કાકવંધ્યા ( એક છોકરૂં થયાપછી ફરી થાયજ નહિ) થાય; ને તેનો કંઇ અર્થ સરે નહિ;" માટે ભાદ્રપદનીજ દૂર્વાષ્ટમી કરવી. એ દૂર્વાષ્ટમીમાં ચાર દોષનો સંભવ છે. તે એવી રીતે કે, "દૂર્વાપૂજનમાં જ્યેષ્ઠા ને મૂળનક્ષત્ર તજવું."જ્યેષ્ઠા ને મૂળનો યોગ એ બે દોષ **તથા**:—"દેવકીના વચનથી અગસ્ત્યના તારાનો ઉદય થયો હોય ત્યારે દૂર્વા ન પૂજવી, એ અગસ્ત્યોદય ત્રીજો દોષ છે.

૩૩૫ "ભાદ્રપદશુકલદૂર્વાષ્ટમી સિંહસંક્રાંતિમાં કરવી; અને કન્યાસંક્રાંતિમાં ન કરવી." એ કન્યાર્કનો ચોથો દોષ છે. એ ચારેમાંથી એક દોષવાળી ન કરવા વિષે **સ્મૃતિવચનો** છે; તે એ કે, "જ્યેષ્ઠા કે મૂળનક્ષત્રયુક્ત દૂર્વાષ્ટમી કરવી નહિ; કરે તો સંતાનનો નાશ થાય" **સ્કંદપુરાણમાં**:—"અગસ્તિના તારાના ઉદયમાં કોઇ સ્ત્રી દૂર્વાનું પૂજન કરે તો તેને પંદર જન્મસુધી વૈધવ્ય ને પુત્રશોક થાય." એ રીતે ભાદ્રપદાષ્ટમી ચાર દોષવાળી હોય; કે તે પૈકી ગમે તે એક દોષવાળી હોય ત્યારે કેમ કરવું? એવો પ્રશ્ન કરેથી તેનું ઉત્તર બે પ્રકારથી આપ્યું છે.

૩૩૬ પહેલો પ્રકાર. ભાદ્રપદમાં અગસ્ત્યનો તારો ઉગ્યો હોય, તો શ્રાવણકૃષ્ણાષ્ટમીમાં દૂર્વાવ્રત કરવું. તે વિષે દેવકી:—"શ્રાવણકૃષ્ણાષ્ટમીમાં એક વાર દૂર્વાપૂજન કર્યું હોય તો આઠ વર્ષસુધી કરેલા પાપનો નાશ થાય." એ હેતુથીજ દીપિકાકાર:—"ભાદ્રપદમાં અગસ્ત્યોદય થતો હોય, તો શ્રાવણમાસની કૃષ્ણાષ્ટમી દુર્વાવ્રતમાં લેવી." વળી:—"અધિકમાસમાં અગસ્ત્યોદય થતો હોય તો પ્રથમ માસમાં [ શ્રાવણમાં ] દુર્વાવ્રત કરવાથી દોષ નથી." બીજો પ્રકાર. દોષવાળી અષ્ટમી હોય તોપણ ભાદ્રપદમાંજ દુર્વાનું પૂજન કરીને કેવલ અગ્નિપક્વ [ પાણી વગેરે ન નાખતાં કોરેકોરૂં શેકેલું ] અન્નથી એકભક્તવ્રત કરવું તે વિષે બીજા પુરાણમાં:—"જયેષ્ઠા કે મુળનક્ષત્રનો યોગ હોય તો દુર્વાપૂજન કરીને એકભક્ત કરવું; પણ તે દિવસ ખાલી ન જવા દેવો." તથા:—"ઉધાનિકા, શિવપવિત્રક, મેધપૂજા,દુર્વાષ્ટમી, ફલવિરૂઢક ને જાગર, એ નામનાં સ્ત્રીઓને ચોમાસામાં કરવાનાં સર્વ વ્રતો અગસ્ત્યોદયમાં શુભ ફલ ઈચ્છાનારે ન કરવાં." એ રીતે લૌગાક્ષિએ અગસ્ત્યોદયમાં ફલવિરૂઢકાદિ વ્રતોનો નિષેધ કર્યો છે; પણ અગ્નિપકવની આજ્ઞા છે એમ જણાય છે.

૩૩૭ એકભક્તવ્રત મધ્યાન્હકાલનું છે, તેથી દુર્વાપૂજન મધ્યાન્હે કરવું; ન કરે તો પુરાણસમુચ્ચયમાં દોષ બતાવ્યો છે. "જે સ્ત્રી અજ્ઞાનથી યથાવિધિ દુર્વાપૂજન ન કરે તો તેને ત્રણ જન્મસુધી વૈધવ્ય આવે, એમાં સંશય નથી; માટે દરવર્ષે સ્ત્રીઓએ દુર્વાપૂજન કરવું; તે સુખસંતાન અને પતિસુખને આપનારૂં છે." માટે પ્રતિવર્ષ દુર્વા અવશ્ય પૂજવી. એ રીતે દોષવાળી અષ્ટમીમાં દુર્વાપૂજન કરવાના બે પ્રકારનો સંભવ છે, તોપણ ભદ્રાયુક્ત દોષવાળી અષ્ટમીમાં કરવાનું નિષેધવચન બલવાન્ છે, તેથી શ્રાવણકૃષ્ણાષ્ટમી શ્રેષ્ઠ છે. શ્રાવણકૃષ્ણાષ્ટમીમાં પણ યોગ ન આવે ત્યાં દોષવાળી ભાદ્રપદાષ્ટમીમાં દુર્વાપુજનને વાસ્તે બીજો પ્રકાર લેવો યોગ્ય છે, ને નિર્દોષ હોય તો ભાદ્રપદાષ્ટમીમાંજ દુર્વાપૂજન કરવું, એ સિદ્ધાંત છે.

૩૩૮ એમાં વિશેષ એ છે કે,"મરણ પામેલા માણસને વાસ્તે જે દુર્વાષ્ટમી કરવાની, તેમાં અગસ્ત્યોદય, કન્યાર્ક, જયેષ્ઠા કે મૂળનો દોષ નથી. તે ભાદ્રપદશુક્લપક્ષની પૂજવી, એવું સિદ્ધલોકોએ કહ્યું છે." તથા:—"ભાદ્રપ-

दशुकलाष्टमीमां मूळ के ज्येष्ठानक्षत्र, कन्यार्क ने अगस्त्योदय होय, तोपण दूर्वा पूजवाने दोष नथी, एवुं मुनिओ कहे छे. भाद्रपदशुकलाष्टमी नवमीयुक्त होय ने तेमां मूळ, ज्येष्ठा, कन्यार्क के अगस्त्योदयनो योग होय तोपण दोष नथी." आ बन्ने वचनो मरण पामेला माणसने निमित्ते दूर्वा पूजनविषे छे. हवे दूर्वाष्टमी परविद्धालेवा विषे विकल्पनुं जे विधान करनारुं वचन छे के, "रौहिणमुहूर्त्तमां पूर्वा के परा जे अष्टमी पहोचती होय ते लेवी. ज्येष्ठा ने मुळ तजवां." ते वचन पण बन्ने दिवस अष्टमी रौहिणमुहूर्तमां पहोचती होय ने ज्येष्ठादि दोषयुक्त होय तो पूर्वानो त्याग करवाविषे छे; केवल परविद्धाना श्रेष्ठपणाविषे नथी.

३३९ नीतिशास्त्रमां:—"तुरत प्राणने हरण करनार हालाहल विष पीवुं श्रेष्ठ छे; पण क्रोधी धनवाननुं मुख जोवुं उचित नथी."ए वचनमां जेम विषभक्षणनुं विधान नथी;पण क्रोधी धनवाननुं मुख जोवानो निषेध छे, तेम पूर्वविद्धानुं विधान करनारां वचनना बलथी परविद्धानो निषेध छे; तोपण जे परविद्धावचन छे, तेनुं रहस्य ए छे के, बन्ने दिवस कर्मकालमां अष्टमी पहोचती होय ने पूर्वदिवसे ज्येष्ठा के मुळनो योग होय तो पूर्वानो त्याग करी परविद्धा पण करवी; अने ज्येष्ठायुक्त अष्टमीमां तो ज्येष्ठापूजनपूर्वक दूर्वाव्रत करवानुं ज्येष्ठानिर्णयमां कह्युं छे.

इति दूर्वाष्टमीनिर्णय.

-:(०):-

## अथ दुर्वाष्टमीव्रतनो विधि.

३४० आदित्यपुराणमां:—"उत्तर दिशाभणी लांबी वधती गई होय, एवी धोळी दूर्वाने पोताने घेर लावीने तेनुं पूजन करवुं" पूजानो मंत्र मूळमां स्पष्ट छे,ते भणी ने धूप दीप, फूल, मूल,वगेरेथी पूजा करवी. "अग्निथी रांधेलुं के शेकेलुं अन्न नैवेद्यमां लेवुं नहि, तेम खावुं पण नहि. काचुं ध्यान्य वगेरे नैवद्य पोताने भोजनमां लेवुं."

३४१ भविष्यत्पुराणमां:—"त्यारपछी ब्राह्मणोने अनेक प्रकारनां सारां फळनो आहार करावी बीजां फळ तेमने आपवां; ने पोते पण फलाहार करी रहेवुं. ए रीते कर्याथी आ दूर्वाष्टमी चारे वर्णोने अने विशेषेकरीने स्त्रीज-

નોને પુણ્યદાયી ને પાપનો નાશ કરનારી થાય છે."

## ઇતિ દૂર્વાષ્ટમીનો વિધિ ને નિર્ણય સંપૂર્ણ.

તથા ચૈત્રશુક્લાષ્ટમીને દિવસે ક્ષેત્રવિશેષમાં ધારા નામની દેવતાનું પૂજન કરેથી આરોગ્ય ને ઇષ્ટપ્રાપ્તિ થાયછે. તે વિષે સ્કાંદ નાગરખંડમાં:—"હાટકેશ્વરક્ષેત્રમાં શંખતીર્થની પાસે સર્વ લોકને સુખ આપનારી ધારા નામની શક્તિ પ્રસિદ્ધ છે."તે શક્તિને વસિષ્ઠ કહેછે કે, "હે ધારે, ચૈત્રશુક્લાષ્ટમીને દિવસે તું અત્રે રહેજે. જે જે પ્રાણિઓ પરમશ્રદ્ધાથી તારી પૂજા કરશે, તે વર્ષસુધી નીરોગી રહેશે; માટે મારા વચનથી સર્વદા તારે અહીંજ રહેવું." તેમજ અરૂંધતીએ પોતે કરેલા સ્તોત્રથી સ્તુતિ કરીને ધારાશક્તિને કહ્યું કે, "જે સ્ત્રી આ સ્તોત્રથી તારી સ્તુતિ કરીને નમસ્કાર કરે, તે વંધ્યા હોય, તોપણ પુત્રવતી, દુર્ભગાની સુભગા અને કુરૂપાની સુરૂપા થાઓ."

૩૪૨ ત્યારે અરૂંધતીને ધારાશક્તિએ કહ્યું કે, "હે તપસ્વિની, જે નાગર અહીં આવીને મને ત્રણ પ્રદક્ષિણા કરી ત્રણ ફૂલ અર્પણ કરે, તેને સંવત્સરસુધી રોગ થશે નહિ." તથા "જે સ્ત્રી ભક્તિયુક્ત થઈ ઉપર કહ્યાપ્રમાણે કરે, તે દુર્ભગા ને વંધ્યા હોય તોપણ પુત્રવતી થશે."એ સ્તોત્ર સ્કાંદ નાગરખંડના ધારામાહાત્મ્યમાં છે; તેના મૂળ ગ્રંથમાં સાઢા સાત શ્લોક સ્પષ્ટ લખ્યા છે. "જે નર ત્યાં વિધિવત્ સ્નાન કરી દેવીનું દર્શન કરે, તેને ધન, ધાન્ય, પુત્ર ને રાજ્યસુખ પ્રાપ્ત થાય; ને જે નારી ભક્તિથી તેમ કરે તે દુર્ભગા કે વંધ્યા હોય તોપણ પુત્રવતી થાય. ચૈત્રશુક્લઅષ્ટમીમાં મધ્યરાત્રિએ ત્યાંજ કોઈ કુમારી કન્યાકને નૈવેદ્ય ને બલિપિંડીકા[ભાતનો ગોળો અનેદીવાસહિત બલિ]કરાવી અગર પોતે કરીને અર્પણ કર્યાપછી તે [બલિ ને પિંડિકાને] ભક્ષણ કરે, તે નારી સો વર્ષની ઘરડી હોય તોપણ તેને પુત્ર થાય, તો જુવાન સૌભાગ્યવતીને થાય તેમાં શું કહેવું? દેવીના દર્શનથી તે પુત્રસુખવાળી થાયજ.એ ધારાદેવી નાગરોની ભક્તિથી ઉત્પન્ન થઇછે."

## ઇતિ ચૈત્રાષ્ટમીમાં ધારાદેવીના પૂજનનો વિધિ.



## અથ જન્માષ્ટમીનો નિર્ણય.

૩૪૩ શ્રાવણકૃષ્ણાષ્ટમીને કૃષ્ણજન્માષ્ટમી કહેછે; તેના ઉપવાસથી પા-

પનો નાશ થાય છે. તે વિષે ભવિષ્યોત્તરમાં શ્રીકૃષ્ણઃ–" ભાદ્રપદકૃષ્ણાષ્ટમીમાં મધ્યરાત્રિએ રોહિણીનક્ષત્ર ને વૃષભરાશિના ચંદ્રમાના યોગમાં વસુદેવ ને દેવકીથી મારો અવતાર થયો. મારા જન્મદિવસે જે ઉપવાસ કરે, તેનું સાત જન્મનું કરેલું પાપ નાશ થાય." અહીં ભાદ્રપદ એટલે પુનમીઆ મહિના પ્રમાણે શ્રાવણકૃષ્ણપક્ષ જાણવો.તે પ્રમાણે વિષ્ણુરહસ્યમાંઃ–"રોહિણીનક્ષત્રયુક્ત શ્રાવણકૃષ્ણાષ્ટમી મધ્યરાત્રિએ મુહૂર્તમાત્ર મળે તો તેજ ઉપવાસમાં લેવાથી મહાફલ પ્રાપ્ત થાય."રોહિણીનક્ષત્રના યોગનો એજ વિશેષ છે કે, તે અધિક ફલને આપે છે, માટેજ તેનું મહાફલા એવું નામ સ્મૃતિમાં છે; ને તેને જયંતી પણ કહે છે. "જે અષ્ટમી અર્ધરાત્રિની પહેલાંથીજ ઘડીભર વ્યાપ્ત હોય, તેને સર્વ પાપનો નાશ કરનારી જયંતી કહેછે." વળી સનત્કુમારઃ–"હે રાજા, હું કહુંછું તે શ્રવણ કર. શ્રાવણકૃષ્ણાષ્ટમી જો રોહિણીયુક્ત હોય તો તેને કૃષ્ણજયંતી કહે છે." અહીં 'જો'શબ્દ છે, તેથી રોહિણી હોય કે ન હોય તોપણ તે કરવી;ન કરે તો દોષછે.તે એવી રીતેકે, "શ્રીકૃષ્ણજયંતીવ્રત જે ન કરે, તે યમને વશ થઈ નરકની પીડા ભોગવે."

૩૪૪ તથાઃ–"કૃષ્ણજન્માષ્ટમીને દિવસે જે અન્ન ખાય છે, તે ગીધ, ગર્ધવ, કાગડો, બાજ કે માણસનું માંસ ખાય છે; ને તે પોતાનાં થઇ ગયેલાં ને થવાનાં એક સો એક કુલને નરકમાં પાડે. તેમ જે જન્માષ્ટમી ન કરે, તે ક્રૂર રાક્ષસ થાય." ઇત્યાદિ ભોજનની નિંદા કરનારાં વાક્યો જન્માષ્ટમીવ્રતની સ્તુતિકારક છે. ઉદાહરણઃ–ગાયો ને ઘોડાસિવાય બીજાં પશુ નથી, પશુ તો ગાયો ને ઘોડાજ છે. એ વચન અન્ય પશુની નિંદા કરનારૂં જણાય છે; પણ ગાયો ને ઘોડાની સ્તુતિકારક છે. એ રીતે ભાષ્યકારેઃ–નિંદાવચન નિંધવસ્તુની નિંદામાં પ્રવર્તતું નથી; તે [1]વિધેય વસ્તુની સ્તુતિ કરનારૂં હોયછે. [એ ન્યાયથી જન્માષ્ટમીની સ્તુતિ કરનારૂં ઉપરનું વચનછે.] પુરાણમાંઃ–"ભક્તજનોએ ભક્તિથી શક્તિપ્રમાણે શ્રીકૃષ્ણ પરમાત્માના સંતોષમાટે જયંતીવ્રત કરવું; ન કરે તો ચૌદ ઇંદ્ર થતાસુધી નરકમાં પડે."

૩૪૫ વિષ્ણુરહસ્યમાંઃ—"ભગવાનના સંતોષવાસ્તે રોહિણીનક્ષત્રયુક્ત શ્રાવણકૃષ્ણાષ્ટમી વર્ષોવર્ષ કરવી." આ વચનોમાં ભગવાનના સંતોષવાસ્તે એવું

૧ વિધિ કે ઇચ્છાથી પ્રાપ્ત થયેલી.

કહ્યું,તેથી આ વ્રતને કામ્યપણું છે.ને 'વર્ષોવર્ષ' એમ બે વાર ઉચ્ચારીને તે વ્રત કરવાનું કહ્યું,તેથી જેમ વર્ષોવર્ષ જ્યોતિર્યાગ ને સોમયાગ કરવાનો વિધિ હોવાથી એ જ્યોતિર્યાગને અને સોમયાગને નિત્યપણું છે, તેમ જન્માષ્ટમીને નિત્યપણું છે. [ સંધ્યાની પેઠે ન કરે તો પાપ લાગે. ] બીજું જેમ એકાદશીવ્રત કામનાએ ને નિત્યપણાએ પણ થાય છે, તેમજ જન્માષ્ટમીને કામ્યપણું છતાં નિત્યપણું વિરૂદ્ધ નથી; કારણકે ન કરેથી દોષ છે. શુદ્ધ કે વિદ્ધ બન્ને પ્રકારની જન્માષ્ટમી ઉપવાસમાં લેવી પડેછે, તેથી તેનો નિર્ણય કરવો જોઇએ. હવે શ્રાવણકૃષ્ણાષ્ટમી શુદ્ધ કે વિધ્ધ હોય ને વૃદ્ધિગામિની કે ક્ષયગામિની હોય પણ વ્રતમાં મધ્યરાત્રે પહોચતી હોય તે લેવી.

૩૪૬ તે વિષે વિષ્ણુધર્મોત્તરમાંઃ—"રોહિણીનક્ષત્રયુક્ત શ્રાવણકૃષ્ણાષ્ટમી સપ્તમીને દિવસે મધ્યરાત્રે ઘડીભર પહેલાંથીજ બેસતી હોય, તેમાં જગત્ના નાથ,કૌસ્તુભ મણી ધારણ કરનાર,અવિનાશી શ્રીહરિનો અવતાર થયોછે, તેથી તેમાં ઉપવાસ કરીને રાત્રિએ જાગરણ કરવું. ચંદ્રોદયવેળાએ મધ્યરાત્રિના યોગમાં એકાગ્રચિત્તે કરી પવિત્રપણાથી સ્નાન કરીને ભગવાન્ની પૂજાનો આરંભ કરવો."વન્હિપુરાણમાંઃ—"મધ્યરાત્રે સપ્તમીયુક્ત અષ્ટમીમાં જો રોહિણીનો યોગ હોય તો તે અષ્ટમી યાવચ્ચંદ્રદિવાકર(હમેશાં)પુણ્યદાયીછે."રોહિણીયોગ અતિ શ્રેષ્ઠ છે. મધ્યરાત્રિની અષ્ટમી લેવાનું કહ્યું,પણ તે વખતે રોહિણીના યોગવાળી પહેલા દિવસની અગર બીજા દિવસની જે હોય તે લેવી. તે વિષે અનંતભટ્ટઃ—"મધ્યરાત્રિવખતે જો રોહિણીયુક્ત અષ્ટમી આવે તો તેમાં ઉપવાસપૂર્વક કરેલું શ્રીહરીનું પૂજન ત્રણ જન્મનાં પાપ ને દુઃખનો નાશ કરે છે." એ વચનમાં અર્ધરાત્રિની પહેલાંથીજ અષ્ટમી હોય, તેમાં ઉપવાસ કરવાનું કહ્યું.

૩૪૭ શંકા કરેછે કે, "રોહિણીયુક્ત સપ્તમીવિધ્ધ અષ્ટમીનો ઉપવાસ કરીને તિથિ ને નક્ષત્રને અંતે પારણા કરવી." એ બ્રહ્મવૈવર્ત્તવચનથી રોહિણીયુક્ત સપ્તમીવિધ્ધ અષ્ટમીમાં ઉપવાસ કરીને તિથિનક્ષત્રને અંતે પારણા પ્રાપ્ત થઈ. પારણાં એટલે ભોજન ન કરવારૂપી ઉપવાસની સમાપ્તિ. (ભોજન કરવું તે. ) તેથી બીજે દિવસે ઉપવાસ ન કરવો એવું પ્રાપ્ત થયું. હવે જો તિથિ ને નક્ષત્રની સમાપ્તિ બીજે દિવસે રાત્રિએ ભોજન કરવાના નિષિધ્ધ કાલમાં થતી હોય, તો તેમાં પારણા કરવાનું પ્રાપ્ત થયું; પણ રાત્રિભોજનનો નિષેધ છે. ગરૂડપુરાણમાંઃ—"તિથિનક્ષત્રનો અન્ત ને બીજા તિથિનક્ષત્રની

પ્રાપ્તિ રાત્રે આવે, તેને તામસી કે રાજસી કહી છે. તેમાં પારણા કરે તો કરનાર તામસીગતિને [ નરકને ] પામે." એ રીતે રાત્રિએ પારણાનો યોગ આવે ત્યારે કેમ કરવું? તેનું ઉત્તર. "પૂર્વવિધ્ધા કૃષ્ણજયંતીમાં ઉપવાસ કરી તિથિને કે ઉત્સવને અંતે પારણા કરવી." બીજી સ્મૃતિમાં:-"તિથિ ને નક્ષત્રનો કે કેવલ નક્ષત્રનો અર્ધરાત્રિએ અંત આવે તો બીજે દિવસેજ પારણા કરવી."તિથિનક્ષત્રને અંતે વા નક્ષત્રને અંતે, અગર બેનો અંત મધ્યરાત્રે ભોજનના નિષિદ્ધકાલમાં આવતો હોય, તો તિથિનક્ષત્રમાંજ દિવસે પારણા કરવી.

૩૪૮ તે વિષે બ્રહ્મવૈવર્તમાં:-"સર્વ ઉપવાસની પારણા તિથિ કે નક્ષત્રને અંતે દિવસેજ કરવી; નહિતો પુણ્યની હાનિ થાય." તિથિ કે નક્ષત્ર બે માંણી એકને અંતે પારણા કરવી. તે સંબંધી વ્રતખંડમાં:-"રોહિણીસહિત અષ્ટમીનો જેમણે ઉપવાસ કર્યો, તે બ્રહ્મચર્ય પાળનારા મુનિઓએ તિથિ કે નક્ષત્રના વિયોગમાં પારણા કરી છે." એમ સમજવું. તથા તેમાંજ:—" તિથિનક્ષત્રસંયોગનું વ્રત કર્યું હોય, તો તે બેનો વિયોગ થયેથી પારણા કરવી, એવું વેદવેત્તાઓ કહે છે. હે ભારત, તિથિ કે નક્ષત્ર બેમાંથી એકને અંતે પારણા કરવી." તેમ અનંતભટ્ટ:—"જે તિથિઓ નક્ષત્રના યોગથી પુણ્યદાયી છે, તેની પારણા શ્રવણને રોહિણીસિવાય બીજા નક્ષત્રને અંતે કરવી." અહીં તિથિનક્ષત્રનો અંત રાત્રે નિષિધ્ધકાલમાં હોવાથી તિથિનક્ષત્રને અંતે પારણા કરવાનો સંભવ ન હોય તો ઉત્સવને અંતે પારણા કરવી

૩૪૯ પૂર્વ દિવસે મધ્યરાત્રવ્યાપિની અને તિથિનક્ષત્રની વૃદ્ધિના કારણથી બીજે દિવસે પણ મધ્ય રાત્રવ્યાપિની અષ્ટમી હોય તો બીજે દિવસે જયંતીવ્રત કરવું.તે વિષે પુરાણસમુચ્ચયમાં:-"બન્ને દિવસ રોહિણીયુક્ત અષ્ટમી મધ્યરાત્રે પહોચતી હોયતો.કૃષ્ણજયંતીબીજે દિવસે કરવી અને પૂર્વદિવસનીન કરવી,એવો નિર્ણય છે." તથા:-"અર્ધરાત્રે કદાચિત્ નક્ષત્રનો યોગ હોય તો તેઅષ્ટમી કરવી. કેવલ અર્ધરાત્રનો યોગ છે માટે બીજી ન કરવી." બીજે દિવસે અર્ધરાત્રયોગ હોય તો "પૂર્વની સપ્તમીયુક્ત અષ્ટમી નક્ષત્રયોગવાળી હોય તો પણ તે ન કરવી." ઈત્યાદિ વચનથી સપ્તમીવિધ્ધા અષ્ટમીનો નિષેધ છે તેથી

બન્ને દિવસે મધ્યરાત્રવ્યાપિની હોય તો બન્ને દિવસની જયંતી લેવી.

૩૫૦ હવે જો તિથિનક્ષત્રની અત્યંત ઘટના કારણથી અષ્ટમી બન્ને દિવસ મધ્યરાત્રે ન પહોચતી હોય, તો જોકે **हिंसास्यात् पूर्वकालिकी** એ વચનથી પૂર્વદિવસની પ્રાપ્તિ થઈ,તોપણ મુહૂર્તમાત્ર સવારે હોય તેનો ઉપવાસ વિષે દિવસરાત્ર સંબંધ સ્મૃતિમાં કહ્યો છે, તેથી બીજી સવારની મુહૂર્તમાત્ર હોય તોપણ તે લેવી. વિષ્ણુરહસ્યમાં—"મુહૂર્તમાત્ર પણ જે દિવસે રોહિણી નક્ષત્રયુક્ત અષ્ટમી હોય તો તે પુણ્યદાયી છે, માટે તેમાં ઉપવાસ કરવો." એ રીતે બીજી કરવી યોગ્ય છે. હવે જો અષ્ટમી રોહિણીરહિત હોય ને પૂર્ણ હોઈને બીજે દિવસે વધી હોય તો પૂર્વદિવસની સંપૂર્ણ અષ્ટમીનો ઉપવાસ કરી બીજે દિવસે વધેલી અષ્ટમી ઉતર્યાપછી પારણા કરવી, એ સર્વ સંમત છે. જે અષ્ટમી સવારે કંઈક થોડી ઘડી હોઇને પછી નવમી બેસતી હોય અને તે બુધવાર કે સોમવારયુક્ત હોય, ને રોહિણીનક્ષત્ર સવારે અષ્ટમીમાં હોઈને મધ્યરાત્રિસુધી પહોચતું હોય, તો સવારની થોડી અષ્ટમી પણ ઉપવાસમાં લેવી; પણ પૂર્વા ન લેવી.

૩૫૧ તે વિષે સ્કંદ પુરાણમાં:—"હે વિભો, સૂર્યોદયવખતે બુધવાર ને રોહિણીનક્ષત્રયુક્ત થોડી અષ્ટમી ને પછી સંપૂર્ણ નવમી સો વર્ષે પણ આવે કે ન આવે;તેથી તે દુર્લભ છે. ને તેવી મુહૂર્ત્તમાત્ર અષ્ટમી હોય તોપણ તે સંપૂર્ણ જાણવી. એ નવમીયુક્ત અષ્ટમી કોટિ કુલને મોક્ષ આપનારી છે." તે વિષે વિષ્ણુધર્મોત્તરમાં:—"હે રાજા, સવારે તિથિ ને નક્ષત્રનો યોગ બે ઘડી પણ આવે તો તે આઠ પ્રહર છે."પદ્મપુરાણમાં:—"રોહિણીયુક્ત શ્રાવણકૃષ્ણાષ્ટમી વિશેષેકરીને બુધવાર કે સોમવારયુક્ત આવે, તેનું વ્રત જેણે કર્યું, તેણે પ્રેતયોનિમાં અવતરેલા પોતાના પૂર્વજોના પ્રેતપણાનો નાશ કર્યો. વળી તેમાં નવમીયુક્ત અષ્ટમી તો કોટિ કુલનો ઉદ્ધાર કરનારી છે." આ બુધવારાદિ યોગ કોઈજ વખતે આવે. "કૃષ્ણજયંતી બુધવાર કે સોમવારનાયોગવાળી દૈવયોગથી મળેછે, માટે તેમાં ઉપવાસ કરેથી મહા ફલ પ્રાપ્ત થાયછે."

ઇતિ જયંતીઅષ્ટમી.

---

## અથ જન્માષ્ટમીનિર્ણય.

૩૫૨ હવે જન્માષ્ટમી સાધારણ રીતે કમી કે અધિક હોય, પણ તે ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવી. તે સંબંધી અનંતભટ્ટઃ—"જયંતી (જન્માષ્ટમી) ને શિવરાત્રિ એ અનુક્રમે સપ્તમી ને ત્રયોદશીયુક્ત કરવી, ને તિથિને અંતે પારણા કરવી." વળી સ્કંદપુરાણમાં—"કૃષ્ણજન્માષ્ટમી, સ્કંદષષ્ઠી, શિવરાત્રિ ને ચતુર્દશી,એ પૂર્વવિધ્ધા લેવી, ને તિથિને અંતે પારણા કરવી." હવે તે રોહિણીયુક્ત હોય તો, "જન્માષ્ટમી, રોહિણી ને શિવરાત્રિ પૂર્વવિદ્ધાજ કરવી,ને તિથિ નક્ષત્રને અંતે પારણા કરવી." રાત્રિમાં તિથિનક્ષત્રનો અંત હોય, તો ઉત્સવને અંતે પ્રાતઃકાલેજ પારણા કરવાનું પહેલાં કહ્યું છે. "સપ્તમીયુક્ત અષ્ટમીમાં રોહિણીનક્ષત્ર હોઇને તે બીજે દિવસે સવારે ઘડી પણ વધ્યું હોય તો તે આઠ પ્રહર છે," એવું પૂર્વે વ્યાસાદિકે જે કહ્યું છે તે ઉપવાસવિષે નથી;કારણ કે તેમાં ઉપવાસ શબ્દ નથી. તેથી તે વચન થોડું રોહિણીનક્ષત્ર હોવાથી પારણાંગ બ્રાહ્મણભોજન કરતીવેળા તે નક્ષત્ર નથી, તોપણ તે નક્ષત્રમાંજ કર્યું, એવું જાણવા સારૂ છે.

## ઇતિ જન્માષ્ટમીનિર્ણય.

૩૫૩ હવે આ અષ્ટમી મન્વાદિ છે. તે વિષે કહ્યું છે કે,"શ્રાવણકૃષ્ણાષ્ટમી ને આષાઢીપુનમ મન્વાદિ છે. એ અને યુગાદિ તિથિઓમાં જે અર્પણ કર્યું હોય તે અક્ષય્યથાય;"વળી અષ્ટમીમાં દિવસે ભોજન નહિ કરવા વિષે કહેછે કે, "કૃષ્ણાષ્ટમીમાં દિવસે, અર્કપર્વ [રવિવાર કે અમાવાસ્યા]માં રાત્રે અને એકાદશીમાં દિવસેને રાત્રિએ ભોજન કરે,તો તેણે ચાંદ્રાયણવ્રતરૂપ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ." અથ ભાદ્રપદકૃષ્ણાષ્ટમીને મહાલક્ષ્મીઅષ્ટમી કહેછે. તેમાં લક્ષ્મીનું વ્રત કરવું. કહ્યું છે કે,"પુષ્યનક્ષત્રનો સંભવ હોય તો,તેવી ભાદ્રપદકૃષ્ણાષ્ટમીમાં સોળ વર્ષસુધી લક્ષ્મીવ્રત કરવું."તે યોગ ન હોય તોપણ તે કરવું.કન્યાસંક્રાંતિનો અર્ધો ભાગ ગયાપછી કન્યારાશિના ઉત્તરાર્ધમાં સૂર્ય હોય, ત્યારે વ્રતનો આરંભ કે ઉદ્યાપન ને સમાપ્તિ ન કરવી. તે વિષે બ્રહ્માંડપુરાણમાંઃ—"ભાદ્રપદ કૃષ્ણાષ્ટમીને દિવસે કન્યાના ઉત્તરાર્ધમાં સૂર્ય ન ગયો હોય,તો લક્ષ્મીનું પૂજન કરવું; નહિતો ન કરવું." આ વ્રતમાં ચંદ્રોદયવ્યાપિની અષ્ટમી લેવી.

૩૫૪ તથા:—"અર્ધરાત્રથી અધિક અષ્ટમી હોય ને પછી નવમી થાય તો, તે અષ્ટમીમાં લક્ષ્મીપૂજનવ્રત કરવું શુભ છે." ચંદ્રોદય થયાપછી ત્રણ મુહૂર્તસુધી અષ્ટમીની વ્યાપ્તિ હોય તો તે નવમીવિદ્ધા અષ્ટમી લેવી;નહિતો સપ્તમીવિદ્ધા પૂર્વા લેવી. કહ્યું છે કે, "જે પૂર્વવિદ્ધા અષ્ટમી ચંદ્રોદયવખતે હોઇને અર્ધરાત્રથી અધિક ત્રણ મુહૂર્તસુધી હોય, તે લક્ષ્મીપૂજનમાં લેવી." તથા:—"ગૃહસ્થાશ્રમીએ સર્વ સંપત્તિને આપનારી ભાદ્રપદકૃષ્ણાષ્ટમી ચાર દોષથી રહિત હોય તે લક્ષ્મીપૂજનમાં લેવી; તે ચાર દોષ, નવમીનો વેધ, કન્યારાશિના ઉત્તરાર્ધમાં સૂર્ય, ત્રિદિન, (ત્રણ વારને એક તિથિ સ્પર્શ કરતી હોય તે)અનેઅનવમ, (ક્ષયતિથિ) આરંભ ને સમાપ્તિમાં તજવા."દરવર્ષે તે તજી શકા નથી. હવે જે વચન છે કે "કન્યાગતસૂર્યમાં એ અષ્ટમી કરે, તો પુત્ર,સૌભાગ્ય,રાજ્ય ને આયુષ્યનો નાશ થાય, માટે કન્યાર્કમાં તે ન કરવી." તે પ્રારંભવિષે જાણવું. અહીં કન્યાગતસૂર્ય એટલે કન્યાના ઉત્તરાર્ધગતસૂર્ય જાણવો; કારણકે "હસ્તના ઉત્તરાર્ધમાં સૂર્ય હોય, ત્યારે એ વ્રત ન કરવું."એવું વચન છે.

૩૫૫ "નવમીવિદ્ધા અષ્ટમી પુત્રનો નાશ કરનારી, હસ્તનક્ષત્રના ઉત્તરાર્ધમાં અષ્ટમી ધનનો નાશ કરનારી,તેમ ત્રિદિન કે ક્ષય અષ્ટમી ધર્મનો નાશ કરનારી છે, માટે ચારે દોષવાળીનો ત્યાગ કરવો." એ વચન પણ પ્રારંભ કે ઉદ્યાપન વિષે જાણવું. અથવા દોષનો સંભવ હોય તે વિષે જાણવું. ( ત્રિદિનનું ને ક્ષયદિનનું સ્વરૂપ બતાવે છે. ) જે દિવસે એક વારને બે તિથિઓ સ્પર્શ કરતી હોય, તે ક્ષયદિન જાણવો. [ સૂર્યોદય પછી બેઠી ને બીજા સૂર્યોદયપહેલાં પાછલી રાત્રિએ ઉતરી તેને ક્ષયતિથિ કે અનવમદિન કહે છે. ] અને એક તિથિ ત્રણ વારને સ્પર્શ કરતી હોય તે ત્રિદિનજાણવો.[ સૂર્યોદય પહેલાં જે પાછલી રાત્રિમાં બેઠી, ને બીજે દિવસે ઉદયપછી વધી છે તે ત્રિદ્યુસ્પૃક્ છે ] એમ જ્યોતિઃશાસ્ત્રમાં કહ્યું છે.

ઇતિ મહાલક્ષ્મીઅષ્ટમીનો નિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં વિજયા દશમી ને અષ્ટમીનો નિર્ણય સંપૂર્ણ.

—:(૦):—

### અથ નવમીનો સામાન્યનિર્ણય

૩૫૬ નવમીતિથિ ઉપવાસાદિ વ્રતમાં પૂર્વવિદ્ધા લેવી; કારણકે 'વસુ રંધ્રયો:' એવું યુગ્મવાક્યમાં કહ્યું છે. તે વિષે બ્રહ્મવૈવર્તમાં:-"હે તાત, ફલની ઈચ્છાવાળાએ અષ્ટમીવિદ્ધા નવમી કરવી; કદાપિ દશમીવિદ્ધા ન કરવી." પૈઠીનસિ પણ:-"પંચમી, સપ્તમી, દશમી, ત્રયોદશી, પ્રતિપદા ને નવમી એ સંમુખ એટલે પૂર્વવિદ્ધા લેવી." પદ્મપુરાણમાં:-"અષ્ટમી નવમીયુક્ત ને નવમી અષ્ટમીયુક્ત એ રીતના અષ્ટમીનવમીના યુગ્મરૂપ મહોત્સાહમાં મહોત્સવ કરવો." વળી:-"નવમી ને દશમી ઉપવાસમાં પરવિદ્ધા ન લેવી." ઇત્યાદિ વચનથી અષ્ટમીવિદ્ધા નવમી ઉપવાસમાં લેવાનું સિદ્ધ થયું. નક્ત ને એકભક્તાદિ વ્રતમાં તો તે કાલમાં પહોચતી તિથિ લેવાય છે. કારણકે "જે કર્મનો જે કાલ કહ્યો હોય તે કાલમાં પહોચતી તિથિ તે કર્મને માટે લેવી, એવું વચન છે."

### ઇતિ નવમી સામાન્યનિર્ણય.

### અથ નવમીવિશેષ.

### અથ રામનવમીનિર્ણય.

૩૫૭ હવે ભગવાન્ વિષ્ણુના સાતમા અવતાર દશરથ રાજાના પુત્ર શ્રી રામચંદ્રજીની જન્મનવમીનો નિર્ણય કહીએ છીએ. ચૈત્રશુક્લનવમીમાં શ્રીરામનો જન્મ થયો છે. તેના ઉપવાસનું મહા ફલ કહ્યું છે. અગસ્ત્યસંહિતામાં:-"પૂર્વે ચૈત્રશુક્લનવમીમાં રઘૂત્તમ રામચંદ્રરૂપે કેવલ પરબ્રહ્મજ પ્રગટ થયા છે; માટે તે દિવસે સર્વદા ઉપવાસવ્રત કરવું." કારણ કે "એ શ્રીરામનવમીવ્રત નિત્ય છે." "કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણમાં મહાદાનો કરે, તેનું ફલ એક રામનવમીવ્રત કરવાથી મળે છે." તથા:-"શ્રીરામનવમીને દિવસે જે મૂઢબુદ્ધિ ઉપવાસ કરતો નથી, ને તેમાં અન્ન ભોજન કરે, તે કુંભીપાકનરકમાં પચન થાય, એમાં સંશય નથી." તે ન કરવાથી દોષ લાગે છે માટે અવશ્ય કરવું; ને જે એ વ્રત કરે છે, તેને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

૩૫૮ કહ્યું છે કે, "સર્વ લોકોએ પ્રયત્નપૂર્વક નવમીવ્રત કરવું; તેથી સર્વ પાપનો નાશ થઈ સનાતન બ્રહ્મને પામે." તેમજ રામાર્ચનચંદ્રિકામાં:-"મેષના સૂર્ય, કર્કલગ્ન, ચૈત્રમાસ, શુક્લપક્ષ, નવમીતિથિ, અને પુનર્વસુનક્ષત્ર,

એ મહાપુણ્યયોગમાં મધ્યાન્હસમયે પરમ પુરૂષ ભગવાન્ પોતાની કલાથી દશરથપત્ની કૌસલ્યાદ્વારાએ શ્રીરામચંદ્રરૂપે પ્રગટ થયા." તથાઃ—"પુનર્વસુનક્ષત્રસહિત નવમી થોડી હોય, તોપણ તે પુનર્વસુયોગથી મહા ફલને આપનારી છે." પુનર્વસુનક્ષત્રનો યોગ ન હોય તોપણ કેવલ નવમીનો ઉપવાસ કરવો. "કેવલ નવમી પણ સર્વદા વ્રતમાં લેવી; કારણકે સ્મૃતિમાં નવમીશબ્દ ગ્રહણ કર્યો છે. માટે સર્વ પ્રયત્નથી સર્વ જનોએ નવમીવ્રત કરવું."તથાઃ—"નવમીમાં ઉપોષણ કરીને દશમીમાં પરણા કરવી." આ વચનથી નવમીમાં ઉપવાસ કરવાનું પ્રાપ્ત થયેથી તેનો નિર્ણય કરીએ છીએ.

૩૫૯ તે રામનવમી બે પ્રકારની શુદ્ધા ને વિદ્ધા છે તેમાં શુદ્ધા સમા, ન્યૂના ને અધિકા એ ત્રણ પ્રકારની છે. તે ત્રણ પ્રકારની પુનર્વસુનક્ષત્રયુક્ત ને તેથી રહિત, એ છ પ્રકારની શુદ્ધા થઇ. અને પૂર્વવિદ્ધા ને પરવિદ્ધા એ બે ભેદના શુદ્ધાની પેઠે છ છ ભેદ ગણ્યા, એટલે બાર પ્રકારની વિદ્ધા થઈ. (જુમલે શુદ્ધાના છ ભેદ અને વિધ્ધાના બાર મળીને અરાડ ભેદ થયા; એ સ્પષ્ટ સમજવામાટે કોષ્ટક રચ્યું છે. તે નીચે પ્રમાણે :—

શુદ્ધાના ભેદ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પુનર્વસુયુક્ત સમા ૧ નવમી. ઘડી ૬૦ | તેથીરહિત સમા ૨ નવમી ઘડી ૬૦ | પુનર્વસુયુક્ત ન્યૂના ૩ નવમી ઘડી ૫૮ | તેથી રહિત ન્યુના ૪ નવમી ઘડી ૫૮ | પુનર્વસુયુકત અધિકા ૫ નવમી ઘડી ૬૨ | તેથી રહિત અધિકા ૬ નવમી. ઘડી ૬૩ |

વિદ્ધાના ભેદ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પુર્વવિદ્ધા સમા નક્ષત્રયુકત ૧ | પુર્વવિદ્ધાસમાન ક્ષત્ર રહિત ૨ | પૂર્વવિદ્ધા ન્યુના નક્ષત્રયુકત ૩ | પૂર્વવિદ્ધા ન્યુના નક્ષત્ર રહિત ૪ | પૂર્વવિધ્ધા અધિકાનક્ષત્રયુકત ૫ | પુર્વવિધ્ધા અધિકાનક્ષત્ર રહિત ૬ |
| અષ્ટમી ઘટી ૨ ઉપરાંત નવમી ૫૮ | અષ્ટમી ઘટી ૩ ઉપરાંત નવમી ૫૭ | અષ્ટમી ઘટી ૨ ઉપરાંત નવમી ૫૬ ક્ષય છે | અષ્ટમી ઘટી ૩ ઉપરાંત નવમી ૫૫ ક્ષય છે | અષ્ટમી ઘટી ૨ ઉપરાંત નવમી બીજે દિવસે ઘટી ૨ | અષ્ટમી ઘટી ૩ ઉપરાંત નવમી બીજે દિવસે ઘટી ૩. |
| પરવિધ્ધા પાછલી બે ઘડી રાતિથી નવમી ઘડી ૫૮ ઉપરાંત દશમી ૭ | પરવિધ્ધા પાછલી બે ઘડી થી નવમી ઘડી ૫૮ ઉપરાંત દશમી ૮ | પરવિધ્ધા પાછલી બે ઘડી રાતિથી નવમી ઘડી ૫૬ ઉપરાંત દશમી ૯ | પરવિધ્ધા પાછલી રાતી ૪ એ નવમી બેઠી તેદિવસે ઘડી ૫૦ ઉપરાંત દશમી ૧૦ | પરવિધ્ધા પાછલી રાતિ ઘડી ૪ થી નવમી ઘડી ૫૭ ઉપરાંત દશમી ૧૧ | પરવિધ્ધા પાછલી ઘડી ૩ થી નવમી ઘડી ૫૮ ઉપરાંત દશમી ૧૨ |

એ ભેદ પૈકી શુધ્ધાઅધિકા હોય તો પૂર્વદિવસની સંપૂર્ણામાં ઉપવાસ કરીને બીજે દિવસે વધેલી તિથિ ને નક્ષત્ર ઉતરી ગયાપછી પારણા કરવી, એ સર્વને માન્ય છે. વિધ્ધા ભેદમાં તો "રામચંદ્રજી કર્કલગ્નમાં થયા." મધ્યાન્હકાલની લેવી, ઈત્યાદિ વચનોથી મધ્યાન્હકાલને અનુસારે જેમ મધ્યરાત્રિને અનુસારે કૃષ્ણજન્માષ્ટમી લેવાય છે, તેમ રામનવમી લેવી.

૩૬૦ તે વિષે વચન:—"દશરથના પુત્ર શ્રીરામચંદ્રજી મધ્યાન્હે અને દેવકીજીના પુત્ર શ્રીકૃષ્ણ મધ્યરાતે પ્રગટ થયા; માટે તે વખતે તેમનું પૂજન કરવું." પૂર્વદિવસની કે બીજા દિવસની જે તિથિ મધ્યાન્હમાં હોય તે ઉપવાસાદિ વ્રતમાં લેવી.તેમ રામોત્સવમાં:—"ચૈત્રશુક્લનવમીને દિવસે પુનર્વસુનક્ષત્ર ને મધ્યાન્હકાલમાં શ્રીહરિ રામચંદ્ર પ્રગટ થયા. તે વેળા તેમનું પૂજન સર્વ પાપને નાશ કરનારૂં છે." જો તિથિની વધથી બન્ને દિવસ મધ્યાન્હકાલ પહોચતો હોય,તો બીજે દિવસે રામનવમી કરવી. કારણકે 'परदिने रामनवमीव्रत 'એવું કહ્યું છે.

૩૬૧ શંકાકાર કહેછે કે, પરવિદ્ધા લેઈએ તો વિષમ સ્થિતિ થાયછે. [પરસ્પર વિરોધ થાયછે.] કારણકે "ફલની ઈચ્છાવાળાએ દશમીવિદ્ધા નવમી કદાપિ ન કરતાં અષ્ટમીવિદ્ધા કરવી."તેમ 'वसुर्ब्रह्मयो:'ઈત્યાદિ બ્રહ્મવૈવર્ત અનેનિગમાદિ વચનોમાં પૂર્વવિદ્ધા નવમી ગ્રહણ કરવાનું કહ્યું છે.તેનું ઉત્તર સિદ્ધાંતિ આપેછે કે તારૂં કહેવું ખરૂં છે;પણ "વિદ્ધાનવમીનો નિષેધ છે;માટે વિષ્ણુપરાયણ લોકોએ અષ્ટમીવિદ્ધા નવમી તજવી." એ વૈષ્ણવવ્રતવિષે અગસ્ત્યના વિશેષવચનમાં અષ્ટમીવિધ્ધા નિષેધનો અનુવાદ[કહેલું ફરી કહેવું તે.]કરીને પરવિધ્ધાનું પ્રતિપાદન કરવાથી સામાન્ય ને વિશેષન્યાય પ્રમાણે વિષમ સ્થિતિ નથી. [વૈષ્ણવોએ પરવિદ્ધા લેવી; ને બીજા લોકોએ પૂર્વવિધ્ધા લેવી. વૈષ્ણવવિષે પરવિધ્ધાનું પ્રતિપાદન થયું તેથી વિરોધ્ધ નથી]એજ ન્યાયથી,"દ્વિતીયા,પંચમી,દશમી,ત્રયોદશીને ચતુર્દશી,એ તિથિઓ પોતાના વેધથીઉપવાસમાં પૂર્વને ઉત્તર તિથિને હણેછે.", એનો પણ નિરાસ થયો. આ સામાન્યવાક્ય જે પૂર્વવિધ્ધા વિષે છે, તેનો વૈષ્ણવ વ્રતવિષે પરવિધ્ધા પ્રતિપાદક વિશેષઅગસ્ત્યવચનથી બાધ થયો. તિથિઓની વૃદ્ધિથી બે દિવસ મધ્યાન્હકાલમાં નવમીની વ્યાપ્તિ હોય, તે વિષેનો આ વિચાર થયો.

૩૬૨ હવે તિથિઓના અત્યંત -હ્રાસ (ઘટ) ના કારણથી બન્ને દિવસ નવમી મધ્યાન્હવ્યાપિની ન હોય,ત્યારે 'अष्टमीविद्धा त्याज्या'એ વાક્યને મધ્યાન્હવ્યાપ્તિ વિષે અવકાશ છે, તેથી "તિથ્યાદિમાં જેટલી વધ કે ઘટ હોય,તેટલી પૂર્વતિથિમાં સ્વકર્મ વાસ્તે ન હોય તોપણ લેવી." આ વચનથી વૈષ્ણવવ્રતમાં પૂર્વવિદ્ધા લેવી. [ બીજે દિવસે નવમીની ઘટ થયાથી મધ્યાન્હમાં દશમીની વ્યાપ્તિ આવેછે.તે નવમીની ઘટની ઘડી પૂર્વા નવમીમાં કમી કર્યાથી મધ્યાન્હકાલમાં નવમીની વ્યાપ્તિ છે, એમ સમજીને પૂર્વવિદ્ધા લેવી) અને તિથિની વધ હોય તો પૂર્વા ન લેતાં બીજી નવમી લેવી તે કુંભોદ્ભવ ( અગસ્ત્ય ):-"દશમીઆદિ તિથિઓની વૃદ્ધિ હોય, તો વૈષ્ણવોએ અષ્ટમીવિદ્ધા નવમીનો ત્યાગ કરવો. વૃદ્ધિ ન હોય તો અષ્ટમીવિધ્ધા લેવી. પુનર્વસુનક્ષત્રના યોગવાળી નવમી થોડી હોય, તોપણ તે મહાફલ આપનારી છે." એ સર્વ પ્રકારના ઉપર કહેલા પક્ષવિષે નક્ષત્રયોગનું ફલ જાણવું.

૩૬૩ પુનર્વસુયુક્ત રામનવમીના પારણાનો નિર્ણય, જન્માષ્ટમીની પેઠે જાણવો. તેમાં "જે કોઇ તિથિઓ નક્ષત્રના યોગથી પુણ્યકારી છે ને તેની પારણા નક્ષત્રને અંતે કરવી;એ વચનથી શ્રવણ ને રોહિણીમાં પારણા કરવાને કહ્યું છે. રામનવમીની પારણા નક્ષત્રને અંતે કરવી, એટલો અષ્ટમી કરતાં વિશેષ છે. પારણાને દિવસે દશમીનું ઉલ્લંઘન ન કરવા વિષે અગસ્ત્યઃ-"દશમીમાંજ એવો શબ્દ છે, તેથી દશમીનું ઉલ્લંઘન થાય નહિ,એવો નિશ્ચય કરીને રામનવમીવ્રત કરવું.

ઇતિ રામનવમીનિર્ણય.

-:(૦):-

અથ અશ્વિન શુકલનવમી.

એમન્વાદિ છે. તે વિષે કહ્યું છે કે, "અશ્વિનશુક્લનવમી ને કાર્તિકશુક્લ દ્વાદશી એ મન્વાદિ છે. એમાં દાનશ્રાદ્ધાદિ જે કરે તે અક્ષય્ય થાય." આ નવમીનો ઉત્સવ મહાષ્ટમીનિર્ણયમાં કહ્યો છે.

અથ કાર્તિકશુકલનવમી.

૩૬૪ તે વિષે સ્મૃતિમાં:—"વૈશાખશુકલતૃતીયા, ભાદ્રપદકૃષ્ણત્રયોદશી, કાર્તિકશુકલનવમી ને માઘઅમાવાસ્યા, એ ચાર તિથિઓ યુગાદિ છે.

એમાં કરેલું દાનાદિ અક્ષય્ય થાય છે.'' યુગાદિનો નિર્ણય અક્ષય્યતૃતીયાના નિર્ણય પ્રમાણે જાણવો. હવે તેમાં કંઈ વિશેષ કહે છે. કાર્તિકશુકલનવમીને અક્ષયનવમી કહે છે. તેમાં અશ્વત્થ [ પીપળા ] ના મૂળમાં તર્પણ કરવું. તેનો વિધિ. જલ ભરેલા [ત્રાંબાના] ત્રણ ઘડા ને વિષ્ણુની સોનાની મૂર્તિ, એ ચારે પિપળાના મૂળમાં સ્થાપન કરીને, તર્પણના પ્રારંભવખતે પ્રયોગમાં કહ્યાપ્રમાણે વિષ્ણુનું પૂજન કરી તર્પણ કરવું. તે વિષે શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર રાજાને કહ્યું છે કે, ''હે રાજા, કાર્તિકશુકલનવમીને દિવસે ભગવાન્ પોતાની કલાથી વિષ્ણુરૂપ થઇને વાટ જુએ છે કે, મારી સોનાની યોગેશ્વરી મૂર્તિ કરીને તેનું કોઇ પુણ્યાત્મા પોતાના પિતરોના મોક્ષમાટે પૂજન કરશે. માટે સ્નાનચંદનાદિ, શોભિતાં વસ્ત્ર અને આચાર્યે ભણેલા શુભ મંત્રથી વિધિવત્ પૂજા કરવી.''

૩૬૫ ''અથ 'યોગીશ્વરાય' ઇત્યાદિ પૂજાના મંત્ર મૂળમાં સ્પષ્ટ છે, તે લેવા. અર્ધ્યનો પણ મંત્ર ત્યાંજ છે. પૂજા ને અર્ધ્ય થયાપછી પહેલો જલપૂર્ણ ત્રાંબાનો ઘડો લેઈને સવ્ય જનોઇ રાખી પીપળાના મૂળમાં મંત્ર ભણીને રેડવું. તે મંત્ર મૂળમાં છે. તેમ તિલદર્ભયુક્ત જલ ભરેલો બીજો ઘડો લેઇને અશ્વત્થના મૂળમાં અપસવ્ય જનોઈ રાખીને રેડવો. એનો પણ મંત્ર મૂળમાં છે. પછી તિલયુક્ત જલ ભરેલો ત્રીજો ઘડો લેઇને બીજા ઘડા પ્રમાણેજ રેડવો. મંત્ર મૂળ ગ્રંથમાંથી લેવો. એમ કરવાથી અક્ષય્ય ફલ મળે. પછી જનોઇનું સવ્ય કરીને વિષ્ણુસૂક્તથી મૂળમાં તર્પણ કરીને, વિષ્ણુને દક્ષિણા આપવી. ત્યારબાદ યુગાદિનિમિત્ત શ્રાદ્ધ કરવું.''

ઇતિ અક્ષયનવમીતર્પણનિર્ણય.

સર્વે નવમીઓમાં તિથિની અધિપતિદેવતા દુર્ગાનું પૂજન કરવું. એ સિવાયના પ્રકારનાં નવમીનાં વ્રતો વ્રતસમુચ્ચયમાંથી જાણવાં.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં રામનવમી વ્રતનો નિર્ણય સંપૂર્ણ.

---

## અથ દશમીનો સામાન્યનિર્ણય

૩૬૬ અનંતભટ્ટઃ—દશમીતિથિ જો સૂર્યોદયથી આરંભીને સંપૂર્ણ રાત્રિ ને દિવસ હોય, અને છેવટના ભાગમાં ઘડી બે ઘડી

પાછલી રાત્રે એકાદશીનો વેધ હોય તો ઉપવાસમાં પરવિદ્ધા લેવી. ને જો ઉદયવખતે નવમીનો વેધ હોય,અને બીજે દિવસે સૂર્યોદયસુધી,પ્રહોચે, અગર સૂર્યોદયપછી કમી કે વધારે હોયતો પૂર્વા લેવી,એ રીતે વ્યવસ્થાપૂર્વક દશમી ઉપવાસમાં લેવી.તે વિષે કહ્યું છે કેઃ—"સંપૂર્ણદશમી જો પૂર્વ કે પરતિથિની સાથે કિંચિત્ સ્પર્શવાળી હોય તો તે સર્વતોમુખી દશમી ઉપવાસમાં ષિત નથી." આ વચનમાં પૂર્વે કહેલી વ્યવસ્થા લીધા સિવાય ચાલે નહિ.જો દશમી બીજે દિવસે સૂર્યોદયથી અપરાણ્હસુધી નહોયતો પૂર્વવિધ્ધા લેવાવિષે આપસ્તંબઃ—"હે દ્વિજસત્તમ, દશમી નવમીયુક્ત કરવી." જો પૂર્વવિદ્ધાનો લાભ ન હોય તો સૂર્યોદય વખતની લેવી. થોડીપણ દશમી હોય, તેમાં એકાદશીવ્રતને અંગે એકભક્તવ્રત કરવું; ને દશમીનું સ્વતંત્ર એકભક્તવ્રત તે તે કર્મકાલમાં પહોચતી દશમીમાં કરવું.

ઇતિ દશમીનો સામાન્ય નિર્ણય.

-:(૦):-

## અથ દશમી વિશેષ.

## અથ દશાહરાનિર્ણય.

૩૬૭ જ્યેષ્ઠશુક્લદશમી હસ્તનક્ષત્ર ને મંગલવારયુક્ત હોય, તે ગંગાદિ નદીઓમાં સ્નાન, દાન, જપ, હોમાદિ કરનાર માણસોનાં દશ પ્રકારનાં પાપ હરણ કરનારી છે,તેથી તેને દશહરા કહેછે. તે વિષે કાલાદર્શમાંઃ—"જે જ્યેષ્ઠ શુક્લદશમી મંગલવાર ને હસ્તનક્ષત્રયુક્ત હોય, તે ગંગાદિમાં સ્નાન કરનાર માણસનું ત્રણ પ્રકારનું કાયિક, ત્રણ પ્રકારનું માનસિક અને ચાર પ્રકારનું વાચિક, એ રીતે દશ પ્રકારનું પાપ હરણ કરેછે. માટે તેને દશહરા કહીછે." શરીરથી બનેલું કાયિક ત્રણ પ્રકારનું છે.તે વિષે મનુઃ—"૧લું.કોઇએ આપ્યાસિવાય કોઇની કંઇ ચીજ લેવી.૨જું.વેદમાં કહેલા વિધિસિવાય હિંસા કરવી.૩જું.પરસ્ત્રી ગમન કરવું."મનના વ્યાપારથી બનેલું માનસિક પાપ પણ ત્રણ પ્રકારનું છે."૧લું પારકા ધનને હરેક પ્રકારે હરણ કરીલેવાનું મનમાં ચિંતન કરવું.૨જું.કારણવિનાનો દુરાગ્રહ કરવો.૩જું.મનમાં કોઇનું દુષ્ટચિંતન કરવું."વાણીથી બનેલું વાચિક પાપ ચાર પ્રકારનું છે."૧લું.કોઇને કઠોર ભાષણ કરવું.૨જું. જૂઠું બોલવું.૩જું.ચાડી ખાવી; ૪થું.સંબંધ વિનાનું બોલવું; [કોઈ કંઈ કહે તો પોતે કંઇ બીજુંજ બોલે]."એ બધું મળીને દશ પ્રકારનું પાપછે. કૂર્મપુરાણમાંઃ—મં-

ગલવાર ને હસ્તનક્ષત્રયુક્તજ્યેષ્ઠશુક્લદશમીને દશહરા કહેછે. તેમાંતીર્થોમાં સ્નાન કરેથી દશ પ્રકારના પાપનો નાશ થાયછે. એ દશમીમાં ગંગાજી સ્વર્ગમાંથી આ લોકમાં ઉતર્યા છે.

૩૬૮ તે વિષે વાયુપુરાણમાંઃ—"મંગલવાર ને હસ્તનક્ષત્રયુક્ત જ્યેષ્ઠશુક્લદશમીમાં ગંગાજી સ્વર્ગલોકમાંથી આ લોકમાં આવ્યાં છે,ને તે દશ પાપનું હરણ કરેછે, માટે તેને દશહરા કહેછે. તેમાં દશહરાસ્તોત્ર ને ગંગાપૂજન કરવું. તે વિષેસ્કંદપુરાણમાંઃ—"તે દશમીમાં ગંગાસ્નાન કરી જલમાં ઉભા રહીને દશહરાસ્તોત્રનો પાઠ દશ વાર કરે, તો પાપનો નાશ થાય. જો પ્રત્યક્ષ ગંગાજી ન હોય તો, તીર્થમાં અગર ગમે તે જલમાં ગંગાજીનું પૂજન કરી સ્તોત્રપાઠ કરવો." તે વિષે તેમાંજ કહ્યું છેઃ—"સ્નાન કરતીવેળા લોકોએ બીજાં તીર્થોમાં પણ ગંગાજીનું સ્મરણ,પાઠ ને જપ વગેરે કરવું;કારણકે વિષ્ણુપદી ગંગાસિવાય સર્વ પાપનો નાશ કરવાને બીજું કોણ સમર્થ છે?" બ્રહ્મપુરાણમાં તોઃ—કેવલ હસ્તનક્ષત્ર હોય તોપણ તેને દશહરા કહિછે."જ્યેષ્ઠશુક્લદશમી હસ્તનક્ષત્રયુક્ત હોય, તેને દશ પાપ હરણ કરનારી દશહરા કહીછે."હવે જે સ્કંદપુરાણમાં વચન છે કે,"જ્યેષ્ટમાસ, શુક્લપક્ષ, દશમી, બુધવાર, હસ્તનક્ષત્ર, વ્યતીપાત, ગજકરણ, આનંદયોગ, કન્યાના ચંદ્ર ને વૃષભના સૂર્ય, એ દશ પ્રકારના યોગવાળી દશહરા જાણવી."એ અધિક યોગને બતાવનારૂં વચન અધિક ફલ દર્શાવે છે.એમ ન લઈએ તો થોડા યોગથી પ્રાપ્ત થયેલી દશહરા બતાવનારાં કૂર્માદિવચનો અપ્રમાણ થશે; "જ્યેષ્ઠશુક્લદશમીને સંવત્સરમુખી કહેછે; તેમાં ગમે તે નદીમાં સ્નાન કરી વિશેષેકરીને દાન ને દર્ભતિલમિશ્રિત જલથી તર્પણ કરેથી મહાપાપ જેવાં દશપાપથી મુક્ત થાય." એ સ્કંદપુરાણના વચનમાં તો એકલી દશમીનુંજ શ્રેષ્ઠપણું કહ્યું છે.

ઇતિ દશહરા નિર્ણય.

૩૬૯ અશ્વિનશુક્લપક્ષની વિજયા દશમીનો નિર્ણય મહાનવમીનિર્ણયમાં કહ્યો છે. દશાવતાર બ્રહ્માવાપ્ત્યાદિ દશમીનાં વ્રતો વ્રતસમુચ્ચયમાં કહ્યાં છે. તેથી અહીં લખ્યાં નથી. અથ અષાડશુક્લદશમી મન્વાદિ છે.

તે વિષે કહ્યું છે કે,"અષાઢમાસની દશમી, માઘસપ્તમી અને શ્રાવણકૃષ્ણાષ્ટમી મન્વાદિ છે.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં સામાન્ય નિર્ણયસહિત ત્રણ પ્રકારની દશહરાનો નિર્ણય સંપૂર્ણ.



## અથ એકાદશીનું માહાત્મ્ય.

૩૭૦ નારદીયપુરાણમાંઃ—"હે રાજા, એકાદશીના વ્રતરૂપ અગ્નિથી સો જન્મનાં પાપરૂપી લાકડાં ભસ્મથાયછે." નારદ—"હે ઇંદ્ર, કંઈ પ્રસંગથી, દંભથી કે લોભથી પણ એકાદશીવ્રત કરવું. એટલુંજ મનમાં આણે તો સર્વ દુઃખ ટળે." ઈત્યાદિ સ્મૃતિપુરાણ ને વૈષ્ણવતંત્રમાંના એકાદશીવ્રતનું નિત્યપણું ને કામ્યપણું બનાવનારાં વચનો દેખાડીએ છીએ. નિત્યપણું એટલે ફલની ઇચ્છા ન રાખતાં એકાદશીવ્રત કરવું; ને ફલની ઈચ્છા રાખીને જે વ્રત કરવું તેને કામ્યપણું કહે છે. તે વિષે દેવલઃ—"શંખથી જલ પીવું નહિ; કાચબા ને ભૂંડનું માંસ ખાવું નહિ, અને એકાદશીને દિવસે શુક્લને કૃષ્ણ બન્ને પક્ષમાં અન્ન જમવું નહિ." [ તાત્પર્ય કે તે અન્ન માંસ બરોબર છે ] એનો વિશેષ પ્રકાર. "ધોળો ભૂંડ, પીળો રોહિત નામનો મત્સ્ય ને ચક્રચિન્હવાળો કાચબો, એ ત્રણનું માંસ ભક્ષણ કરવું નહિ." "જે શુકલ ને કૃષ્ણ બન્ને પક્ષની એકાદશીમાં અન્ન જમે, તે બ્રહ્મહત્યારો, ગોહત્યારો, સુવર્ણચોરી કરનારો, ગુરૂસ્ત્રીને ગમન કરનારો મહાપાપી જાણવો." તથાઃ—"એકાદશીનો દિવસ પ્રાપ્ત થાય એટલે બ્રહ્મહત્યાદિ પાતકો અન્નમાં રહે છે." "હે વરાનને, સર્વ પુરાણો વારંવાર લોકોને કહેછે કે, એકાદશીને દિવસે ન જમવું ન જમવું." ઈત્યાદિ વચનો એકાદશીમાં દરરોજના ભોજનનો નિષેધ કરે છે.

૩૭૧ ચંદ્રસૂર્યગ્રહણમાં જમવાના નિષેધની પેઠે વિશેષ અધિકાર બતાવ્યો નથી, ને એકાદશી ન કર્યાથી દોષ બતાવ્યો છે; માટે બ્રહ્મહત્યાના નિષેધની પેઠે એકાદશીમાં અન્ન જમવાનો નિષેધ નિત્ય છે. "એકાદશીવ્રત નિત્ય છે, ને તે મરણસુધી કરવું." એકાદશીવ્રતના નિત્યપણાવિષે ગરૂડપુરાણમાંઃ—"બન્નેપક્ષની એકાદશીનો ઉપવાસ કરવો." તે સર્વદા કરવાવિષે સનત્કુમારઃ—"બન્નેપક્ષની એકાદશી સર્વકાલ કરવી." આયુષ હોય ત્યાંસુધી

કરવા વિષે વિષ્ણુરહસ્યમાં:–"પ્રવૃત્તિવાળા લોકોએ આયુષ હોય, ત્યાંસુધી કરવું." એકાદશીનું ઉલ્લંઘન ન કરવા વિષે શ્રીકૃષ્ણઃ–"એકાદશીનો ઉપવાસ કરવામાં તેનું કદાપિ ઉલ્લંઘન કરવું નહિ." વિષ્ણુસ્મૃતિમાં:–"માણસે કદાપિ એકાદશીમાં જમવું નહિ."એકાદશીના ઉલ્લંઘનના બે પ્રકાર છે. એક તો સમુળગી કરવીજ નહિ, ને બીજું વ્રત કરવાનો આરંભ કરીને છોડવું. સમુળગી ન કરવા વિષે સનત્કુમારઃ–"જે માણસ મૂઢપણાથી એકાદશીનો ઉપવાસ કરતો નથી, તે ઘોર અંધારા રૌરવ નામના નરકમાં પડે છે."આરંભ કરીને છોડી દે તે વિષે વિષ્ણુરહસ્યમાં:–"વિધિપૂર્વક એકાદશીવ્રતનો આરંભ કરીને તેનો જે ભંગ કરે, તે પણ રૌરવ નરકમાં પડે."

૩૭૨ "જે મૂઢ માણસ એકાદશીવ્રતનું ગ્રહણ કરીને તેનું ઉદ્યાપન (સમાપ્તિ) ન કરે, તો તેની નરકગતિ થાય છે. શુક્લ ને કૃષ્ણ બન્ને એકાદશીમાં નિરાહાર રહીને દ્વાદશીમાં પારણા કરે, તે મહા વૈષ્ણવવ્રતવાળો કહેવાય છે." કૃષ્ણઃ–"શુક્લકૃષ્ણપક્ષની બન્ને એકાદશીમાં કંઈ કમીજાસ્તી પણું નથી; માટે બન્નેનો ઉપવાસ કરવો." આ વચનોમાં ઉપવાસ શબ્દ છે, માટે એ વચનો ઉપવાસવ્રતનું વિધાન કરનારાં છે. હવે એકાદશીવ્રતના અધિકારીઓ કહીએ છીએ. કાત્યાયનઃ–"આઠ વર્ષથી અધિક ઉંમરના ને એંશી વર્ષથી કમી ઉંમરના માણસે બન્ને પક્ષની એકાદશી કરવી." કૂર્મઃ–"સંન્યાસીઓએ બન્ને પક્ષની એકાદશીમાં ને ગૃહસ્થાશ્રમીએ શુક્લપક્ષની એકાદશીમાં જમવું નહિ." તથાઃ–"પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ કૃષ્ણપક્ષની એકાદશી, સૂર્યસંક્રાંતિ ને ચંદ્રસૂર્યગ્રહણમાં ઉપવાસ કરવો નહિ."

૩૭૩ કાલાદર્શમાં:–વિધવા સ્ત્રી, વાનપ્રસ્થાશ્રમી, ને સંન્યાસીઓએ શુક્લકૃષ્ણ બન્ને એકાદશીનો ઉપવાસ કરવો; ને પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ માત્ર શુક્લપક્ષએકાદશીનો ઉપવાસ કરવો; પણ અન્ન જમવાનો નિષેધ એની મેળેજ સિદ્ધ છે. એનો અર્થ એવો કે, પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ શુક્લએકાદશીમાં તો ઉપવાસ કરવો, ને કૃષ્ણપક્ષની એકાદશીમાં અન્ન જમવાની નિવૃત્તિ કરવી. (ફલાહારાદિ કરીને વિષ્ણુપૂજન, જાગરણ વગેરે કરવું.) શંકા કરે છે કે, "રવિવાર, સંક્રાંતિ, કૃષ્ણએકાદશી, વ્યતીપાત ને શ્રાદ્ધ કર્યું હોય તે દિવસે, પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ ઉપવાસ કરવો નહિ."

નહિ." "સ્ત્રીએ પતિને બદલે ને પતિએ સ્ત્રીને બદલે કરવું; ને બેની અશક્તિ હોય તો કોઈ ત્રીજા કને કરાવવું, પણ વ્રતભંગ કરવું નહિ."

૩૭૮ વ્યાસઃ–"ઉપવાસ કરવામાં અશક્ત કે એંશી વર્ષનો ઘરડો હોય, તેણે એકભક્ત, નક્ત, અયાચિત કે દાન કરીને વ્રત પાળવું; પણ તે દિવસ ખાલી જવા દેવો નહિ, એવું બોધાયન મુનિ કહેછે."સૂતકાદિ આવે તે વિષે "પરમ આપત્તિ, હર્ષ, સૂતક કે મૃતક આવે, તોપણ એકાદશી છોડવી નહિ." તથાઃ–"સૂતક આવે તો સ્નાન કરી મનથી શ્રીહરીને પ્રણામ કરીને દ્વાદશીમાં પારણા કરવી. સૂતકને અંતે સાક્ષાત્ શ્રીહરીનું પૂજન કરી ઉત્તમ બ્રાહ્મણોને વિધિપૂર્વક જમાડીને વ્રતની સમાપ્તિ કરવી." તે વિષે કાલાદર્શમાંઃ–સૂતક અવતા પહેલાં સંકલ્પ કરેલું વ્રત,નિયમવાળાએ દાનપૂજનાદિ રહિત કરવું, એટલો વિશેષ છે. એકાદશીવ્રત નિત્ય છે, તોપણ સંક્રાંતિઆદિનિમિત્તે ઉપવાસના નિષિદ્ધકાલમાં જે એકાદશીનિમિત્ત ઉપવાસ કરવો, તેને નૈમિત્તિકપણું પણ છે.

૩૭૯ હવે કામ્યોપવાસવ્રતવિષેનાં વાક્યો. દેવલઃ–"દશમીને દિવસે માંસ ને સ્ત્રીસંગ તજીને એકભક્તવ્રત કરી બન્ને પક્ષની એકાદશીમાં ઉપવાસ કરે, તેનાપર દેવતાઓ સંતોષ પામી, તેની મનકામના સિદ્ધ કરે." અંગિરા પણઃ–"દશમી ને દ્વાદશીમાં સાયંકાલનું ભોજન તજીને મધ્યાન્હે એકભક્ત કરવું; ને એકાદશીમાં ઉપવાસ કરવો. તેથી ઉપવાસનું ફલ પ્રાપ્ત થાય." કૂર્મપુરાણમાંઃ–"કાંસાનું પાત્ર માંસ, મસુર, ફરી જમવું, સ્ત્રીસંગ, સોગઠાં બાજી ને વારંવાર જલપાન, એ સાત પદાર્થો વૈષ્ણવે દશમીને દિવસે તજવા." બૃહસ્પતિઃ–"દિવસે નિદ્રા, પરાન્ન, ફરી જમવું, મૈથુન, ક્ષૌરકર્મ [ હજામત ] કાંસું, માંસ ને તેલ, એ આઠ પદાર્થ દ્વાદશીને દિવસે તજવા." બ્રાહ્માંડ પુરાણમાંઃ–"બીજી વાર જમવું, અધ્યયન ( ભણવું ) ભાર ઉચકવો, મહેનત, મૈથુન ને દિવસે ઉંઘ લેવી, એ પાંચ ઉપવાસના ફલને હણે છે." અન્ય ઉપવાસવ્રતના નિયમ બીજા ગ્રંથમાંથી જાણવા. આ વાક્યોમાં 'મનકામના સિધ્ધ થાયછે ને ઉપવાસફલની ઈચ્છા હોય તો' એવું કહ્યું, તેથી એમ સમજવામાં આવે છે કે, કામનાવાળા અધિકારીવિષે આ વાક્યો છે; કૂર્મઃ–" શુક્લપક્ષની એકાદશીમાં શ્રીવિષ્ણુના સાંનિધ્ય જે વાસ કરે, તે વિષ્ણુલોકને પામે; ને

કૃષ્ણપક્ષમાં તેમ કરે, તે મોક્ષ પામે." તથાઃ—"પુત્રપ્રાપ્તિ ને વિષ્ણુના સાયુજ્ય મોક્ષ ઈચ્છનારે બન્ને પક્ષની એકાદશીમાં જમવું નહિ."વસિષ્ઠઃ—"હે રામચંદ્રજી, એકાદશીને દિવસે રવિવાર હોય, તે મહાપુણ્યદાયી છે; તેમાં જે ઉપવાસ કરે તેના પુત્રપૌત્રની વૃદ્ધિ થાય."

૩૮૦ આ જે અનેક કામના બતાવનારાં વચનોછે,તે કામનાવાળા અધિકારીઓ વાસ્તે છે. એમાં શુક્લકૃષ્ણનો કંઇપણ વિભાગ નથી. એ કામ્યવ્રતમાં પણ સંકલ્પાદિ કરવાનો વિધિ નિત્ય એકાદશીની પેઠેજ જાણવો. હવે બે એકાદશી આવે ત્યારે કઈ એકાદશીનો ઉપવાસ કરવો, તે વિષે વાદવિવાદ કરીને નિર્ણય કહીએ છીએ. તે એકાદશી સંપૂર્ણા ને દશમીવિધ્ધા એમ સંક્ષેપથી બે પ્રકારની છે. તેમાં સંપૂર્ણ એકાદશીનું સ્વરૂપ સ્કંદપુરાણમાંઃ—"એક એકાદશીસિવાય પ્રતિપદાદિ સર્વ તિથિઓ સૂર્યોદયથી આરંભીને બીજા સૂર્યોદયસુધી પહોચે,તેને સંપૂર્ણા કહેછે; પણ હરિવાસર કે એકાદશીનું સંપૂર્ણપણું જુદી તરેહનું છે."તે વિષે ગરૂડપુરાણમાંઃ—"સૂર્યોદય થતા પહેલાં પાછલી ઘડીરાત્રિથી એકાદશી બેઠી હોય તો તે દશમીવિધ્ધ થઈ,માટે ધર્મની ઈચ્છાવાળાએ તે તજવી."કાણ્વઃ—"અરૂણોદય વખતે જો દશમી ને પછી એકાદશી હોય,તો તે સંયુક્ત [દશમીવિદ્ધા] એકાદશી પરમાત્માએ મોહિનીને આપી છે. [મોહિની કોઈ રાજાની રાણી છે. તેને એ એકાદશીનું ફલ જાય.] ને સૂર્યોદય પછી દશમી હોય તે દશમીવિધ્ધા એકાદશી ઇંદ્રે દાનવોના સંતોષવાસ્તે તેમને આપી છે; [તેનું ફલ તે લઈ જાય.] માટે સર્વ પ્રયત્નથી સંપૂર્ણ એકાદશી તજવી."

૩૮૧ સૂર્યોદય પહેલાં એક ઘડીથી આરંભ કરીને બીજા સૂર્યોદયસુધી પહોચે,તેનું નામ સંપૂર્ણા હવે બન્ને સૂર્યોદયવ્યાપિની એકાદશીના સંપૂર્ણપણાની અપેક્ષાએ આગલ કહેવાના એકાદશીના ભેદમાં એકાદશી ને દ્વાદશીનું કમીજાસ્તિપણું જાણવાનું છે. તે એકાદશીના અરાડ ભેદ શ્રીશંકરાચાર્યઃ—"પૂર્વવિદ્ધા ને પરવિધ્ધા એકાદશી એ બેના ન્યૂન,સમ ને અધિકપણાથી ત્રણ મળીને છતરી અરાડ ભેદ થયા."તે ગ્રંથકાર સ્પષ્ટ કરી બતાવે છે. દશમીના વેધરહિત શુધ્ધા એકાદશી સંપૂર્ણા, (બીજા સૂર્યોદય સુધી હોય તે) ન્યૂના (બીજા સૂર્યોદય સુધી ન હોય તે) ને અધિકા (બીજા સૂર્યોદયથી અધિક હોય તે) એમ ત્રણ પ્રકારની છે. એજ પ્રમાણે દ્વાદશીના ન્યૂન, સમ ને અધિકપણાથી ત્રણ તરી નવ

એ વાકયનો વિચાર કરતાં શુકલએકાદશીમાં પણ રવિવાર, સંક્રાંતિઆદિ આવે તોં તેના નિમિત્તથી ગૃહસ્થાશ્રમીને ઉપવાસનો નિષેધ પ્રાપ્ત થશે. પણ ગૃહસ્થાશ્રમીને શુકલએકાદશીમાં ઉપવાસનો વિધિ હોવાથી વિરોધ આવ્યો. તેનું ઉત્તર એ છે કે, ઉપરના વચનમાં રવિવાર, સંક્રાંતિ વગેરે નિમિત્તથી ઉપવાસનો નિષેધ છે, પણ તે સહિત એકાદશીના ઉપવાસનો નિષેધ નથી. તે વિષે જૈમિનિઃ—"જે નિમિત્તથી ઉપવાસનો નિષેધ થતો હોય, તે નિષેધના નિમિત્ત રવિવારાદિયુક્ત બીજાં વ્રતનો નિષેધ કે વિધિ થાય નહિ." તેથી સંક્રાંતિઆદિ નિમિત્તથી શુકલએકાદશીમાં ઉપવાસનો નિષેધ પ્રાપ્ત થયો; પણ એકાદશીના નિમિત્તથી પ્રાપ્ત નથી; માટે શુકલએકાદશીમાં રવિવારાદિ ઉપવાસનું નિમિત્ત હોય, તોપણ એકાદશીનિમિત્ત ઉપવાસ પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ કરવોજ.

૩૭૪ બીજું સંક્રાંતિઆદિ નિમિત્ત કામ્યઉપવાસનો નિષેધ નિત્યએકાદશીના ઉપવાસમાં લાગુ થાય નહિ; માટે પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ કૃષ્ણએકાદશીનો નિત્ય ઉપવાસ તો કરવો. "પક્ષે પક્ષે એકાદશીનું ઉપોષણ કરવું," એ વાકયમાં પક્ષે પક્ષે એવી વીપ્સા [ બે વાર ઉચ્ચાર ] છે, તેથી વસંતે વસંતે જ્યોતિર્યાગ કરવો, એ શ્રુતિમાં કહેલા જ્યોતિર્યાગની પેઠે બન્ને એકાદશીને નિત્યપણું છે. કૂર્મઃ—"ચંદ્રસૂર્યના ગ્રહણોને મુનિઓએ પુણ્યકારક કહ્યાં છે; તેમ શુકલકૃષ્ણ બન્ને એકાદશીઓ વિષ્ણુને સંતોષકારક છે." નિત્યોપવાસમાં દશમી ને દ્વાદશીને દિવસે એકભક્ત કરવાનો નિયમ નથી. તે વિષે કાત્યાયનઃ—'નિત્યોપવાસ કરનાર માણસે એકાદશીમાં દિવસે ને રાત્રિએ પણ જમવું નહિ" સર્વ વર્ણોને એ વ્રત નિત્ય છે. કામ્યોપવાસ વિષે દશમીમાં ને દ્વાદશીમાં એકભક્ત કરવાનું કહીશું.

૩૭૫ શ્રાદ્ધવિષે વિશેષ કહેછે. "ઉપવાસ નિત્ય હોય ને તે શ્રાધ્ધ નૈમિત્તિક આવે ત્યારે પિતૃશેષઅન્નને સુંઘીને ઉપવાસ કરવો." એ પ્રમાણેજ મૂળમાં અર્થ કર્યો છે. તથાઃ—"માતાપિતાનું સાંવત્સરિકશ્રાધ્ધ એકાદશીને દિવસે આવે, ત્યારે શ્રાધ્ધ કરીને શ્રાધ્ધશેષઅન્ન સુંઘી ઉપવાસ કરવો." ઉપવાસવ્રતના સંકલ્પનો વિધિ વારાહપુરાણમાંઃ—"જલ ભરેલું ત્રાંબાનું પાત્ર લેઈને ઉત્તરભણી મુખ કરી અથવા હાથમાં જલ લેઈને ઉપવાસવ્રતનો સંકલ્પ કરવો." વિષ્ણુ

સ્મૃતિમાં–મંત્ર છે તે મૂળમાં જોવો. આ સંકલ્પ એકાદશીને દિવસે સવારે સ્નાન કરીને કરવો. ઉપવાસ શબ્દનો અર્થ વ્યાસઃ–"પાપકર્મથી ઉપાવૃત્તિ [નિવૃત્તિ]કરવી, ને ધર્મરૂપ ગુણસહિત વાસ કરવો [રહેવું] ને સર્વ ભોગથી રહિત થવું, તેનું નામ ઉપવાસ છે."

૩૭૬ વ્રતને અંગે નિષિદ્ધ દિવસે નિંદ્રા ને સ્રીસંગ ઈત્યાદિ પાપથી રહિત, કેશવાદિ નામ સંકીર્તનાદિ ગુણયુકત અને તાંબૂલભક્ષણાદિ સર્વ ભોગરહિત દિવસ અને રાત્રિએ પણ રેહેવાનું નામ ઉપવાસ છે. વ્રતમાં વર્જ્યાવર્જ્ય કહેછે. "બ્રહ્મચર્ય, પવિત્રપણું, સત્ય બોલવું ને માંસ વર્જિત કરવું, એ ચારે ધર્મ સર્વ વ્રતોમાં પાળવા. માંસભક્ષણ પારણામાં નિષિધ્ધ કર્યું; કારણ કે ઉપવાસમાં તેની પ્રાપ્તિજ નથી. ઉપવાસને પણ વ્રતપણું છે, માટે તેમાં પણ બ્રહ્મચર્યાદિ પાળવું. બ્રહ્મચર્યવિષે કહેછે કે, "સ્રીઓને જોવાથી, તેમને સ્પર્શ કરવાથી, અનેક પ્રકારે તેમની સાથે સંકલ્પ કરવાથી ને એકાંતમાં બેસવાથી બ્રહ્મચર્ય ભ્રષ્ટ થાય."જોવા વગેરે વિકારવાળા અંતઃકરણથી કરેતો,ભ્રષ્ટ થાય;નહિતો નહિ, એ અભિપ્રાયછે. વળીઃ–"વારંવાર પાણી પીએ, કે એક વાર તાંબૂલભક્ષણ કરે, દિવસે નિંદ્રા લે ને સ્રીસંગ કરે તો ઉપવાસભંગ થાય. "ઉપવાસમાં ને શ્રાદ્ધદિવસે કાષ્ઠથી દાતણ કરવું નહિ; કરે તો સાત કુલને હણે." પતિવ્રતા સ્રી વિષે વ્યાસઃ–'પુષ્પ અલંકાર, વસ્ત્ર, ગંધ, પુષ્પ, ઉટી, દાતણ ને કાજલનું અંજન, એ સ્રીને ઉપવાસમાં દોષકારક નથી."

૩૭૭ હારીતઃ–પતિત કે પાંખડીની સાથે ભાષણ જૂઠું, બોલવું, સુવર્ણચોરી વગેરે વર્જિત કરવું. વિષયભોગ તથા ઇંદ્રિયની ચપળતા ઈત્યાદિ પુરૂષાર્થને હાનિકારક છે, તેથી સ્વાભાવિક ન કરવાનાં છતાં, ફરી નિષેધકવચન, તાંબૂલભક્ષણનિષેધની પેઠે વ્રતને અંગે છે. તથાઃ–"શ્રાધ્ધ, હોમ ને જપાદિમાં મૌનનો નિયમ ચૂકે તો **વિષ્ણવેનમઃ** એવું વિષ્ણુસ્મરણ કરીને"વિષ્ણુના વૈદિક કે અષ્ટાક્ષરાદિ તથા પુરાણોક્ત મંત્ર મૂળમાં લખેલા છે તે જપવા. અહીં સાધારણ રીતે મંત્ર જપવાના કહ્યા; પણ ઘણા કે થોડા દોષપ્રમાણે જપ વધારે કે ઓછો કરવાની કલ્પના કરવી. ઉપવાસ કરવાને સમર્થ ન હોય તો વિષ્ણુ રહસ્યમાંઃ–"શરીરની અશક્તિ હોય તો પોતાની સ્રી કે ગુણવાન્ પુત્ર, ભાઇકે બેહેન પાસે ઉપવાસ કરાવવો; પણ વ્રતનો લોપ કરવો

નહિ." "સ્ત્રીએ પતિને બદલે ને પતિએ સ્ત્રીને બદલે કરવું; ને બેની અશક્તિ હોય તો કોઈ ત્રીજા કને કરાવવું, પણ વ્રતભંગ કરવું નહિ."

૩૭૮ વ્યાસઃ—"ઉપવાસ કરવામાં અશક્ત કે એંશી વર્ષનો ઘરડો હોય, તેણે એકભક્ત, નક્ત, અયાચિત કે દાન કરીને વ્રત પાળવું; પણ તે દિવસ ખાલી જવા દેવો નહિ, એવું બૌધાયન મુનિ કહેછે."સૂતકાદિ આવે તે વિષે "પરમ આપત્તિ, હર્ષ, સૂતક કે મૃતક આવે, તોપણ એકાદશી છોડવી નહિ." તથાઃ—"સૂતક આવે તો સ્નાન કરી મનથી શ્રીહરીને પ્રણામ કરીને દ્વાદશીમાં પારણા કરવી. સૂતકને અંતે સાક્ષાત્ શ્રીહરીનું પૂજન કરી ઉત્તમ બ્રાહ્મણોને વિધિપૂર્વક જમાડીને વ્રતની સમાપ્તિ કરવી." તે વિષે કાલાદર્શમાંઃ—સૂતક અવતા પહેલાં સંકલ્પ કરેલું વ્રત,નિયમવાળાએ દાનપૂજનાદિ રહિત કરવું, એટલો વિશેષ છે. એકાદશીવ્રત નિત્ય છે, તોપણ સંક્રાંતિઆદિનિમિત્તે ઉપવાસના નિષિદ્ધકાલમાં જે એકાદશીનિમિત્ત ઉપવાસ કરવો, તેને નૈમિત્તિકપણું પણ છે.

૩૭૯ હવે કામ્યોપવાસવ્રતવિષેનાં વાક્યો. દેવલઃ—"દશમીને દિવસે માંસ ને સ્ત્રીસંગ તજીને એકભક્તવ્રત કરી બન્ને પક્ષની એકાદશીમાં ઉપવાસ કરે, તેનાપર દેવતાઓ સંતોષ પામી, તેની મનકામના સિદ્ધ કરે." અંગિરા પણઃ—"દશમી ને દ્વાદશીમાં સાયંકાલનું ભોજન તજીને મધ્યાન્હે એકભક્ત કરવું; ને એકાદશીમાં ઉપવાસ કરવો. તેથી ઉપવાસનું ફલ પ્રાપ્ત થાય." કૂર્મપુરાણમાંઃ—"કાંસાનું પાત્ર માંસ, મસુર, ફરી જમવું, સ્ત્રીસંગ, સોગઠાં બાજી ને વારંવાર જલપાન, એ સાત પદાર્થો વૈષ્ણવે દશમીને દિવસે તજવા." બૃહસ્પતિઃ—"દિવસે નિદ્રા, પરાન્ન, ફરી જમવું, મૈથુન, ક્ષૌરકર્મ [ હજામત ] કાંસું, માંસ ને તેલ, એ આઠ પદાર્થ દ્વાદશીને દિવસે તજવા." બ્રાહ્માંડ પુરાણમાંઃ—"બીજી વાર જમવું, અધ્યયન ( ભણવું ) ભાર ઉચકવો, મહેનત, મૈથુન ને દિવસે ઉંઘ લેવી, એ પાંચ ઉપવાસના ફલને હણે છે." અન્ય ઉપવાસવ્રતના નિયમ બીજા ગ્રંથમાંથી જાણવા. આ વાક્યોમાં 'મનકામના સિધ્ધ થાયછે ને ઉપવાસફલની ઈચ્છા હોય તો' એવું કહ્યું, તેથી એમ સમજવામાં આવે છે કે, કામનાવાળા અધિકારીવિષે આ વાક્યો છે; કૂર્મઃ—" શુકલપક્ષની એકાદશીમાં શ્રીવિષ્ણુના સાંનિધ્ય જે વાસ કરે, તે વિષ્ણુલોકને પામે; ને

કૃષ્ણપક્ષમાં તેમ કરે, તે મોક્ષ પામે." તથાઃ—"પુત્રપ્રાપ્તિ ને વિષ્ણુના સાયુજ્ય મોક્ષ ઈચ્છનારે બન્ને પક્ષની એકાદશીમાં જમવું નહિ."વસિષ્ઠઃ—"હે રામચંદ્રજી, એકાદશીને દિવસે રવિવાર હોય, તે મહાપુણ્યદાયી છે; તેમાં જે ઉપવાસ કરે તેના પુત્રપૌત્રની વૃદ્ધિ થાય."

૩૮૦ આ જે અનેક કામના બતાવનારાં વચનોછે,તે કામનાવાળા અધિકારીઓ વાસ્તે છે. એમાં શુક્લકૃષ્ણનો કંઇપણ વિભાગ નથી. એ કામ્યવ્રતમાં પણ સંકલ્પાદિ કરવાનો વિધિ નિત્ય એકાદશીની પેઠેજ જાણવો. હવે બે એકાદશી આવે ત્યારે કઈ એકાદશીનો ઉપવાસ કરવો, તે વિષે વાદવિવાદ કરીને નિર્ણય કહીએ છીએ. તે એકાદશી સંપૂર્ણા ને દશમીવિધ્ધા એમ સંક્ષેપથી બે પ્રકારની છે. તેમાં સંપૂર્ણ એકાદશીનું સ્વરૂપ સ્કંદપુરાણમાંઃ—"એક એકાદશીસિવાય પ્રતિપદાદિ સર્વ તિથિઓ સૂર્યોદયથી આરંભીને બીજા સૂર્યોદયસુધી પહોચે,તેને સંપૂર્ણા કહેછે; પણ હરિવાસર કે એકાદશીનું સંપૂર્ણપણું જુદી તરેહનું છે."તે વિષે ગરૂડપુરાણમાંઃ—"સૂર્યોદય થતા પહેલાં પાછલી ઘડીરાત્રિથી એકાદશી બેઠી હોય તો તે દશમીવિધ્ધ થઈ,માટે ધર્મની ઈચ્છાવાળાએ તે તજવી."કાણ્વઃ—"અરૂણોદય વખતે જો દશમી ને પછી એકાદશી હોય,તો તે સંયુક્ત [દશમીવિદ્ધા] એકાદશી પરમાત્માએ મોહિનીને આપી છે. [મોહિની કોઈ રાજાની રાણી છે. તેને એ એકાદશીનું ફલ જાય.] ને સૂર્યોદય પછી દશમી હોય તે દશમીવિધ્ધા એકાદશી ઇંદ્રે દાનવોના સંતોષવાસ્તે તેમને આપી છે; [તેનું ફલ તે લઈ જાય.] માટે સર્વ પ્રયત્નથી સંપૂર્ણ એકાદશી તજવી."

૩૮૧ સૂર્યોદય પહેલાં એક ઘડીથી આરંભ કરીને બીજા સૂર્યોદયસુધી પહોચે,તેનું નામ સંપૂર્ણા હવે બન્ને સૂર્યોદયવ્યાપિની એકાદશીના સંપૂર્ણપણાની અપેક્ષાએ આગલ કહેવાના એકાદશીના ભેદમાં એકાદશી ને દ્વાદશીનું કમીજાસ્તિપણું જાણવાનું છે. તે એકાદશીના અરાડ ભેદ શ્રીશંકરાચાર્યઃ—"પૂર્વવિદ્ધા ને પરવિધ્ધા એકાદશી એ બેના ન્યૂન,સમ ને અધિકપણાથી ત્રણ મળીને છતરી અરાડ ભેદ થયા."તે ગ્રંથકાર સ્પષ્ટ કરી બતાવે છે. દશમીના વેધરહિત શુધ્ધા એકાદશી સંપૂર્ણા, (બીજા સૂર્યોદય સુધી હોય તે) ન્યૂના (બીજા સૂર્યોદય સુધી ન હોય તે) ને અધિકા (બીજા સૂર્યોદયથી અધિક હોય તે) એમ ત્રણ પ્રકારની છે. એજ પ્રમાણે દ્વાદશીના ન્યૂન, સમ ને અધિકપણાથી ત્રણ તરી નવ

ભેદ થાય.[શુધ્ધા સંપૂર્ણાસમએકાદશી ને ન્યૂન દ્વાદશી ૧. શુધ્ધા સંપૂર્ણ સમ-એકાદશી સમાદ્વાદશી.૨. શુધ્ધા સંપૂર્ણ સમ એકાદશી અધિકદ્વાદશી.૩.શુધ્ધ ન્યૂન એકાદશી ન્યુન દ્વાદશી.૪.શુદ્ધ ન્યૂન એકાદશી સમાદ્વાદશી.૫. શુધ્ધ ન્યૂન એકાદશી અધિક દ્વાદશી ૬ શુધ્ધ અધિક એકાદશી ન્યૂન દ્વાદશી.૭.શુધ્ધ અધિક એકાદશી સમદ્વાદશી ૮. શુધ્ધ અધિક એકાદશી અધિક દ્વાદશી ૯. એ નવ શુધ્ધાએકાદશીના ભેદ છે. હવે દશમીવિધ્ધાના નવ ભેદ પણ એજ પ્રકારે દ્વાદશીના ભેદથી જાણવા; [તેમાં શુધ્ધાએકાદશીને ઠેકાણે વિદ્ધા એકાદશી શબ્દ જોડવા.]

## અથ નિર્ણય.

૩૮૨ એકાદશી સંપૂર્ણ થઇને દ્વાદશીને દિવસે વધી નથી. દ્વાદશી બીજા સૂર્યોદયસુધી સંપૂર્ણ, કમી કે અધિક હોય ત્યારે એકાદશીને દિવસે ઉપવાસ કરીને દ્વાદશીમાં પારણા કરવી; એમાં કંઈ કહેવાનું નથી; કારણ કે દશમી સાઠ ઘડીથી ઓછી છે. તે વિષે સ્કંદ પુરાણમાં:—"શુદ્ધ એકાદશી સમ (સૂર્યોદયસુધી) કે કમી હોય ને દ્વાદશી બીજા સૂર્યોદયસુધી સમ, કમી કે અધિક હોય તો એકાદશીનો ઉપવાસ કરીને દ્વાદશીમાં પારણા કરવી. શુધ્ધ દ્વાદશીનો ઉપવાસ કરવો નહિ. એજ અર્થ ગ્રંથકારે કર્યો છે. એ વચનથી દ્વાદશીની વૃદ્ધિના ભેદમાં એકાદશીનો ઉપવાસ શુધ્ધ દ્વાદશીમાં કરવાનો નિષેધ થવાથી '**आविद्धापितथाविद्धा** 'ઇત્યાદિ શુધ્ધ દ્વાદશીમાં ઉપવાસ કરવાને બતાવનારા વચનનો અનાદર કરવો. તે પ્રકાર વિધ્ધા એકાદશીના છઠા ભેદમાં કહીશું.

૩૮૩ તથા:—"એકાદશી, તૃતીયા, ષષ્ઠી ને ત્રયોદશી,એ જો બીજે દિવસે વધેલી ન હોય તો પૂર્વવિધ્ધા કરવી." એ નિગમવાક્યથી બીજે દિવસે સૂર્યોદય પછી ઘડીમાત્ર પણ ન વધી હોય તો પૂર્વવિધ્ધા કરવી એવું કહ્યું, તો વિધ્ધા ન હોય ત્યારે પૂર્વા કરવી એમાં શું કહેવું? (એ શુદ્ધા એકાદશીના પહેલા છ ભેદનાં નામ પૂર્વે કૌંસમાં બતાવેલાં છે.) એ છ ભેદમાં બીજા સૂર્યોદય પછી વધેલી એકાદશી હોતી નથી, તેથી ગૃહસ્થાશ્રમીને સંન્યાસીઓએ પહેલી એકાદશી કરવી, એવું વિશ્વરૂપે કહ્યું છે.

૩૮૪ હવે એનો સાતમો (શુધ્ધાધિકા એકાદશી ને ન્યૂન દ્વાદશી] ને આઠમો (શુધ્ધા અધિકાએકાદશી ને સમ દ્વાદશી) ભેદ કહેછે.જ્યારે સંપૂર્ણ એકાદશી

દ્વાદશીને દિવસે સૂર્યોદયપછી કંઈક વધી હોય, અને દ્વાદશી બીજા સૂર્યોદયથી કમી કે સમ હોય ત્યારે અધિકારીના ભેદથી બન્ને એકાદશીનો ઉપવાસ કરવો. તે વિષે સ્મૃતિમાં:—"સંપૂર્ણા એકાદશી હોઇને બીજે દિવસે વધી હોય, ને દ્વાદશીનો ક્ષય, ત્યારે કેમ કરવું?" એવો પ્રશ્ન કરીને માર્કંડેય:—"સંપૂર્ણા એકાદશી હોઇને બીજે દિવસે વધી હોય તો ગૃહસ્થાશ્રમીએ પહેલી ને સંન્યાસી વગેરેએ બીજી કરવી." સ્મૃતિ પણ:—"એકાદશી સંપૂર્ણ હોઈને બીજે દિવસે વધી હોય તો પૂર્વા ગૃહસ્થાશ્રમીએ ને ઉત્તરા સંન્યાસીએ કરવી." ગૃહસ્થાશ્રમીએ પણ કામના હોય તો પહેલી, ને નિષ્કામ (નિત્ય) હોય તો બીજી કરવી.

૩૮૫ તે વિષે વિજ્ઞાનેશ્વર:—"બન્ને એકાદશીનો વિષ્ણુપ્રીત્યર્થ ઉપવાસ કરવો." પહેલાં કહ્યાપ્રમાણે સકામનિષ્કામ વ્યવસ્થા બન્ને માટે લેવી. શુદ્ધાધિકા એકાદશી અધિકદ્વાદશી,એ નવમા ભેદના આરંભમાં દીપિકા:—"કામના હોય તો પહેલી, ને નિષ્કામ હોય તો બીજી એકાદશી કરવી." તેમ વિષ્ણુપ્રીત્યર્થ કરવી હોય તો બન્ને કરવી. વિષ્ણુરહસ્યમાં પણ:—"નિષ્કામ ગૃહસ્થાશ્રમીએ સર્વદા બીજી, ને સકામ હોય તો પહેલી એકાદશી કરવાને બૌધાયને કહ્યુંછે." આ પક્ષથી ત્રયોદશીમાં પારણા કરવાનો નિષેધ છે, એવી શંકા કરવી નહિ; કારણકે દ્વાદશીનો ક્ષય હોય ત્યારે ત્રયોદશીમાં પારણા કરવી, એમ કહેવાનો આરંભ કરીને તેરશમાં પારણા કરવાનું વિધાન છે, અને તેમ કરવાનું ફલશ્રુતિ પણ કહે છે. નારદ:—"એકાદશી ને દ્વાદશી એક દિવસે હોય તો બીજે દિવસે તેરશમાં પારણા કરવી." બૌધાયન:—"એકાદશી એક ઘડી હોય ને પછી દ્વાદશીનો ક્ષય હોય,તો બીજે દિવસે દ્વાદશી પારણામાં નથી,તેથી ત્રયોદશીમાં પારણાં કરવાથી સો યજ્ઞનું પુણ્યછે."તથા:—"પારણાદિવસે દ્વાદશી હોય કે ન હોય તોપણ સર્વકાલ દ્વાદશીયુક્ત એકાદશી કરવી."

૩૮૬ ગરૂડ પુરાણમાં:—"બીજે દિવસે પારણામાં દ્વાદશી ન હોય તો,સંન્યાસીની એકાદશીજ વિધવાએ પણ કરવી." એ રીતે શુદ્ધા એકાદશીના સાતમા ને આઠમા ભેદ (શુદ્ધાધિકએકાદશી ઊનદ્વાદશી, ને સુદ્ધાધિકાએકાદશી સમદ્વાદશી) નો નિર્ણય છે. શુદ્ધા એકાદશીના નવભેદનો દાખલો જોવાનાં કોષ્ટકો ૨૪૩ મા પત્રમાં જોવા. હવે નવમો ભેદ ( શુદ્ધાધિક એકાદશી અધિકદ્વાદશી ) કહે છે. સંપૂર્ણા એકાદશી દ્વાદશીને દિવસે કંઇક વધેલી

હોય ને દ્વાદશી તેરશને દિવસે વધેલી હોય તે વિષે નારદઃ—"સંપૂર્ણ એકાદશી હોઈને બીજે દીવસે વધેલી હોય ને દ્વાદશી પણ તેરશને દિવસે વધેલી હોય ત્યારે બીજી એકાદશીનો ઉપવાસ કરવો." ગરૂડ પુરાણમાંઃ—"સંપૂર્ણ એકાદશી ઇત્યાદિ," એજ અર્થ છે. એ વાક્યોનો વિચાર કરતાં ત્રયોદશીને દિવસે દ્વાદશી હોય, તો સર્વ લોકોએ બીજી એકાદશી કરવી.

૩૮૭ શંકાકાર શંકા કરે છે કે, "જ્યાં સંપૂર્ણ એકાદશી હોય ને બીજે દિવસે વધી હોય તો સંન્યાસીએ બીજી, ને ગૃહસ્થાશ્રમીએ પહેલી કરવી." એ વચનથી સંન્યાસીએજ બીજી કરવાનો વિધિ તમે કેમ સ્વીકારતા નથી ? ત્યારે સિધ્ધાંતિ કહે છે કે એમ નહિ. સર્વેએ બીજુ લેવી ને પહેલી ન લેવી, એવું નારદનું ને ગરૂડપુરાણનું વચન છે. તે-માં અધિકારી વિશેષનો સંબંધ બતાવ્યો નથી; તેથી એ રીતની એકાદશી ઉપવાસમાં લેવાવિષે એ વચન જાણવું. અને જો એ વચનની અ-ધિકારીવિશેષ વ્યવસ્થા કરીએ તો 'બે ઉપવાસમાં લેવી,' એવો શબ્દ વચનમાં હોવો જોઇએ, તે નથી; ને 'બીજી' એ શબ્દ છે, તે વ્યર્થ થશે; માટે શુધ્ધાધિકા એકાદશી ને દ્વાદશી હોય તો સર્વ લોકોએ બીજી કરવી. તે વિષે ભૃગુઃ—"સં-પૂર્ણ એકાદશી બીજે દિવસે સવારે વધી હોય ને દ્વાદશી પણ તેમજ હોય, તો સર્વે લોકોએ બીજીજ કરવી." બીજી સ્મૃતિઃ—"સંપૂર્ણા એકાદશી બીજે દિવસે વધેલી હોય ને દ્વાદશી તેરશને દિવસે વધી હોય, તો ગૃહસ્થાશ્રમીએ પણ બી-જીજ કરવી; પહેલી ન કરવી," જે વચન છે કે, "એકાદશી સંપૂર્ણ હોય ને બીજે દિવસે દ્વાદશી હોય તો એકાદશીને તજીને દ્વાદશીમાં ઉપવાસ કરવો." તે પહેલા વચન સમુદાયને જોતાં દ્વાદશીને દિવસે કંઈપણ એકાદશી વધી હોય તો જાણવું. એ રીતે શુધ્ધાના નવ ભેદ કહ્યા.

૩૮૮ એ રીતે શુદ્ધ એકાદશીનો નિર્ણય કહીને દશમીવિધ્ધા એકાશીનો નિર્ણ-ય કહીએછીએ. જ્યારે દશમીવિધ્ધા એકાદશી દ્વાદશીને દિનસે ન હોય, ને દ્વાદશી ન્યૂન કે સમ હોય, ત્યારે દશમીવિધ્ધા એકાદશી કરવી; કારણકે શુદ્ધા એકાદશી બન્ને દિવસ મળતી નથી, તેથી ઉપાય નહિ હોવાથી વિધ્ધા કરવી. તે વિષે કહ્યું છે કે, "એકાદશી શુદ્ધ મળતી નથી, ને દ્વાદશી સંપૂર્ણ છે, તો દશમી વિદ્ધા ઉપવાસ કરવો." એવું ઉદ્દાલકઋષિ કહે છે. સ્મૃતિમાં પણઃ—"ત્રયોદ-

શીને દિવસે દ્વાદશી કંઇ પણ ન હોય ત્યારે શુદ્ધા હોય તો તેનો અથવા દશમીવિધ્ધાનો ઉપવાસ કરવો." શંકાકાર કહે છે કે, "દશમીવિદ્ધા એકાદશીનો ઉપવાસ કરવાથી સો વર્ષનું કરેલું પુણ્ય નાશ પામે." તથાઃ-"એક ઘડી પણ દશમીનો વેધ હોય ત્યારે તે એકાદશીનો ત્યાગ કરીને દ્વાદશીનો ઉપવાસ કરવો." એ વચનોમાં ઉપલ્યાં વચનોએ દશમીવિદ્ધએકાદશીના વિધિનો નિષેધ કર્યો છે, તેથી (વિહિતપ્રતિષિધ્ધન્યાયથી) દ્વાદશીવિષે ઉપવાસ કે વિકલ્પ ઉપદયા વચનથી દશમી વિદ્ધા કરવી, ને આ વચનથી તે ન કરતાં દ્વાદશીનો ઉપવાસ કરવો તે) તમે કેમ સ્વીકારતા નથી.

૩૮૯ એ શંકાનું ઉત્તર પુરાણ- સમુચ્ચયમાંઃ-"દશમીવિધ્ધા એકાદશી હોય ને દ્વાદશીમાં તે ન હોય (દ્વાદશી શુધ્ધ હોય) તો એકાદશીના ઉપવાસનું કેમ કરવું?" એવા પ્રશ્નનો આરંભ કરીને કહ્યું છે કે, "હેરાજા, મોક્ષની ઇચ્છાવાળાએ શુધ્ધ દ્વાદશીનો ઉપવાસ કરવો; કદાપિ દશમીવિધ્ધાનો ન કરવો." એ વચનથી મોક્ષકામી સન્યાસીઓ દ્વાદશીઉપવાસવિધિના અધિકારી છે; માટે ગૃહસ્થાશ્રમી આદિ લોકોએ દ્વાદશીઉપવાસ કે વિકલ્પ કરવો યોગ્ય નથી. કોઈક ઠેકાણે ઉપર કહેલી એકાદશીમાં ગૃહસ્થાશ્રમીએ દશમીવિદ્ધા કરવી; ને સન્ન્યાસીએ દ્વાદશીનો ઉપવાસ કરવો, એવી વ્યવસ્થા કરી છે. તે પણ શુદ્ધાદ્વાદશી ત્રયોદશીને દિવસે વધી ન હોય તો દશમીવિદ્ધા કરવી.

૩૯૦ કહ્યું છે કે "દશમીવિદ્ધએકાદશી બીજે દિવસે ન વધી હોય (અર્થાત્ એકાદશીનો ક્ષય હોય) તો સંન્યાસી ને ગૃહસ્થાશ્રમીએ તેજ કરવી."[તેરશમાં પારણા ન આવવી જોઇએ.] "દશમીના વેધવાળી એકાદશી હોય ને બીજે દિવસે શુદ્ધ દ્વાદશી હોય તો દશમી વેધવાળી કરવી. (પારણામાં દ્વાદશી હોવી જોઇએ) તેરશમાં પારણા કરેતો બાર અગિયારશના પુણ્યને હણે છે." એ રીતે અનતભટ્ટે કહેલી એકાદશીનો નિરાસ થયો; એટલે ઉદયવખતે એક ઘડી પણ ન હોય તો ન કરવી એ રહસ્ય છે હવે વિદ્ધાના ભેદ કહે છે.

વિધ્ધન્યૂન એકાદશી ન્યૂન દ્વાદશી ૧. વિદ્ધન્યૂન એકાદશી સમદ્વાદશી ૨. વિધ્ધ ન્યૂન એકાદશી અધિકદ્વાદશી ૩. [ વિધ્ધ સમ એકાદશી ન્યૂન દ્વાદશી ૪. વિધ્ધસમ એકાદશી સમદ્વાદશી ૫. વિધ્ધસમ એકાદશી અધિક

દ્વાદશી ૬. વિદ્ધાધિક એકાદશી ન્યૂન દ્વાદશી ૭. વિદ્ધાધિક એકાદશી સમદ્વાદશી ૮. વિધ્ધાધિક એકાદશી અધિક દ્વાદશી ૯. ] એ ભેદના કોઠામાં અંક જોવા. ચોથા ને પાંચમા ભેદવાળી બે એકાદશીમાં ગૃહસ્થાશ્રમીએ પહેલી ને સંન્યાસીએ બીજી કરવી.

## અથ નવમો ભેદ.

૩૯૧ વિશ્વરૂપઃ—દશમીવિદ્ધા એકાદશી દ્વાદશીને દિવસે કંઈ પણ વધી હોય અને દ્વાદશી પણ ત્રયોદશીને દિવસે વધી હોય તો બીજી એકાદશીમાં ઉપવાસ કરવો. તે વિષે બ્રહ્મવૈવર્તમાંઃ—"જે મૂઢ દશમીવિદ્ધા એકાદશી કરે તેનું બાર વર્ષસુધી કરેલું ફલ નાશ થાય. તથાઃ—દશમીવિદ્ધા એકાદશી, સપ્તમીવિદ્ધા અષ્ટમી, પંચમીવિદ્ધા ષષ્ઠી ને ત્રયોદશીવિદ્ધા ચતુર્દશી એ પૂર્વવિદ્ધા તિથિઓમાં તિથિ સંબંધી કંઈ ક્રિયા ન કરવી." એ વચનથી દશમીવિદ્ધ એકાદશીમાં ઉપવાસનો નિષેધ છે. વિષ્ણુધર્મોત્તરમાંઃ—"એકાદશી, ષષ્ટી, અમાવાસ્યા ને ચતુર્થી એ પરવિદ્ધા લેવી; બીજી તિથિઓ પૂર્વવિદ્ધા લેવી." એ વાક્યમાં પરવિદ્ધાવિધાન છે. તેમજ "દ્વાદશી ત્રયોદશીમાં હો વા ન હો, તોપણ દ્વદશી મિશ્રિત એકાદશી સર્વદા લેવી." ઇત્યાદિ વચનથી સૂર્યોદય વખતે હોય તો બીજી લેવી, એ સિદ્ધાંત છે.

૩૯૨ નવમો ભેદ, વિદ્ધાધિકા એકાદશી અધિકા દ્વાદશી આ ગ્રંથમાં ત્રીજો ગણ્યો છે. એ ભેદના દાખલાના અંક વિધ્ધા એકાદશીના નવમા કોઠામાં જોવા. આ ભેદમાં બીજી એકાદશી સર્વ લોકોએ કરવી. વિશ્વરૂપઃ—આઠમો ભેદ વિદ્ધાધિકા એકાદશી સમદ્વાદશી છે. હવે દશમીવિધ્ધ એકાદશી દ્વાદશીને દિવસે સવારે વધી હોય ને દ્વાદશી ત્રયોદશીને દિવસે ન વધી હોય તો પારણામાં દ્વાદશી નથી, તોપણ બીજી એકાદશી કરવી; કારણ કે ઉદયાત્ બીજી એકાદશી છે. શંકા છે કે, "એક કલા કે ઘડી બે ઘડી દ્વાદશી વધી ન હોવાથી તેરશમાં પારણા કરે, તો કરેલી બાર એકાદશીનું ફલ નાશ પામે." તથાઃ—"એકાદશીનો ઉપવાસ કરીને દ્વાદશીમાં પારણા કરવા; ને ત્રયોદશીમાં કરે તો બાર એકાદશીના પુણ્યનો નાશ થાય." એ રીતે કૂર્મપુરાણાદિ વચનોથી ત્રયોદશીમાં પારણાનો નિષેધ છે, તો આઠમા ભેદની એકા-

દશીમાં ઉપવાસ કરવો, એવું પ્રાપ્ત થયું; તેનું ઉત્તર. "દશમીવિધ્ધએકાદશી કરે તો પુત્રાદિનો નાશ થઈ મરણ પછી નરકમાં પડે."

૩૯૩ તથાઃ—"દશમીયુક્ત એકાદશી ગાંધારીએ કરી, તેથી તેના દુર્યોધનાદિ સો પુત્ર મરણ પામ્યા, માટે તે કરવી નહિ." ઈત્યાદિ નારદ, વિષ્ણુરહસ્યાદિ વાક્યમાં દશમીવિદ્ધાનો નિષેધ છે; ને પારણામાં ત્રયોદશીનો નિષેધ છે. માટે તે બેમાંથી જરૂર એકનો નિષેધ લેવો. [ કેમકે તેરશના પારણાનો નિષેધ લઈએ તો દશમીવિધ્ધા કરવી પડે; ને દશમીવિદ્ધા કરીએ તો તેરશમાં પારણા કરવાનું આવે છે. ] અને ત્રયોદશીમાં પારણા કરવાને બતાવનારાં બીજાં વચનો પણ છે, માટે દશમીવિધ્ધા એકાદશીનો નિષેધ કર્યો છે. તે વિષે કહ્યું છે કે,"એકાદશીનો અગર દ્વાદશીનો ઉપવાસ કરવો; અથવા દ્વાદશીમિશ્રિત એકાદશીનો કરવો; પણ દશમીવિધ્ધાનો તો કદાપિ ન કરવો." દ્વાદશી પારણામાં ન મળે તો તેરશમાં પારણા કરવી શ્રેષ્ઠ છે. વાયુપુરાણમાંઃ—"એક કલા માત્ર એકાદશી વધી હોય ને દ્વાદશી તેરશને દિવસે વધી ન હોય, તો [દ્વાદશીયુક્ત બીજી એકાદશી કરીને ] તેરશમાં પારણા કરેથી સો યજ્ઞનું પુણ્ય મળે છે."સ્મૃતિ પણઃ—"સર્વદા દ્વાદશીયુક્ત એકાદશી કરવી; બીજે દિવસે સવારે પારણામાં દ્વાદશી હોય કે ન હોય,તોપણ હરકત નથી." તાત્પર્ય કે દ્વાદશી હોય તો તેનું ઉલ્લંઘન કરીને તેરશમાં પારણા કરવી નહિ. [ ન હોય તો તેરશમાં પારણા કરવી. ] એ રહસ્ય છે.

## ઇતિ આઠમા ભેદનો નિર્ણય.

---

## અથ સાતમો ભેદ.

૩૯૪ દશમીવિદ્ધા એકાદશી દ્વાદશીને દિવસે કંઈક વધી હોય ને દ્વાદશીનો ક્ષય થયાથી તેરશને દિવસે તે વધી ન હોય, તોપણ દ્વાદશીયુક્ત એકાદશી ઉદયાત્ મળે છે, માટે દશમીવિધ્ધા પહેલી ન કરવી. તે વિષે કહ્યું છે કે,"દ્વાદશીયુક્ત ઉદયાત્ એકાદશી ઘડીમાત્ર મળે ત્યારે દ્વાદશીનો ક્ષય હોય, તો પણ દ્વાદશીયુક્ત કરવી; દશમીવિધ્ધ ન કરવી." તથાઃ—"ત્રિસ્પૃક્ [ ત્રિદિન] એકાદશીમાં શ્રી હરિ સન્નિધ છે, માટે તે કરીને તેરશમાં પારણા કરે, તો સો યજ્ઞનું પુણ્ય મળે." તેથી બીજી લેવી. શંકા કરે છે કે, "એકાદશી દ્વાદશીમિ-

શ્રિત હોય અને દ્વાદશીને દિવસે પાછલી રાત્રિએ ત્રયોદશી હોય [ અર્થાત્ દ્વાદશીનો ક્ષય હોય ] તો પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ તે એકાદશીનો ઉપવાસ કરવો નહિ, એ નિષેધનું કેમ કરવું ? તેનું ઉત્તર કહે છે તે સાંભળો. "દિવસનો ક્ષય, સૂર્યસંક્રાંતિ કે ચંદ્ર ને સૂર્યનું ગ્રહણ હોય, તે દિવસે પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ ઉપવાસ કરવો નહિ." એ મત્સ્યપુરાણના વચનથી સંક્રાંતિ ને દિનક્ષયનો બરાબર નિષેધ છે, તે કામનાવાળાને છે; પણ નિત્ય એકાદશી વિષે નથી. અને કૂર્મપુરાણાદિકમાં ત્રિસ્પૃશા (દ્વાદશીના ક્ષયવાળી) એકાદશીનું અધિક ફલ બતાવેલું છે. જે વચન છે કે, "દશમીવિદ્ધ એકાદશી હોય, ને દ્વાદશીનો ક્ષય હોય, તો તે ક્ષીણ દ્વાદશી જાણવી; ને તેમાં નક્ત કરવું." તે ઉપવાસ કરવાને અશક્ત હોય તેને વાસ્તે જાણવું.વળીઃ—"એકાદશીવ્રત ઉપવાસ, એકભક્ત, નક્ત, અયાચિત કે દાન કરીને પાળવું;" પણ તે વ્રતસિવાય રહેવું નહિ.

## ઇતિ સાતમો ભેદ.



## અથ વિદ્ધાના પહેલો, બીજા ને ત્રીજા ભેદનો નિર્ણય.

૩૯૫ દશમીવિદ્ધ એકાદશી હોય ને બીજે દિવસે દ્વાદશી પાછલી રાત્રિએ ઓછી હોય, એ એક ભેદ, દ્વાદશી સમ (સૂર્યોદયસુધી) હોય, એ બીજો ભેદ, અને દ્વાદશી તેરશને દિવસે અધિક [વધી) હોય, એ ત્રીજો ભેદ, એ ત્રણે પક્ષમાં એકાદશીનો ક્ષય હોવાથી સર્વ લોકોએ દશમીવિદ્ધા એકાદશી કરવી. તે વિષે પુરાણમાં—"દશમીવિદ્ધા એકાદશી દ્વાદશીને દિવસે વધી ન હોય તો સંન્યાસી ને ગૃહસ્થાશ્રમીએ વિદ્ધા કરવી.હે દેવિ,દિનક્ષય સિવાય પૂર્વવિદ્ધા એકાદશી કરવી નહિ. દ્વિસ્પૃક્ [દ્વિસ્પૃક્ અને ત્રિસ્પૃક્નો અર્થ એકજછે.) એકાદશીમાં શ્રીહરિ સન્નિધ છે; માટે સકામ ને વિષ્ણુપરાયણે તેજ કરવી." દશમીને અને દ્વાદશીને જે એકાદશી એક દિવસે સ્પર્શ કરતી હોય,તેને દ્વિસ્પૃક્ અનંતભટ્ટે કહી છે, તે કરવી;કારણ કે ઉદયપછી ઉપવાસયોગ્ય કાલમાં એકાદશી નહિ હોવાથી, ને ઉદયની પહેલાંજ તે દ્વાદશીયુક્ત થયેથી બીજો રસ્તો નથી;માટે દશમીવિદ્ધા લેવી. તે વિષે કહ્યું છે કે, "[એકાદશીનો ક્ષય હોવાથી] ઉપવાસની વખતે એકાદશી ન હોય ને દ્વાદશી સંપૂર્ણ હોય,તો દશમીવિદ્ધાનો ઉપવાસ કરવાને ઉદ્દાલક

કહ્યું છે." તથા:–"દૈવયોગથી એકાદશીને દિવસે ત્રણ તિથિનો યોગ હોય, [સવારે ઘડી દશમી, પછી એકાદશી ને તેજ દિવસે પાછલી ઘડીરાત્રે દ્વાદશી બેસે; અર્થાત્ એકાદશીનો ક્ષય હોય,] તો દશમીવિદ્ધા એકાદશીમાં ઉપવાસ કરીને દ્વાદશીની પારણા કરવાથી સો યજ્ઞનું પુણ્ય મળે." અહીં દ્વાદશીવૃદ્ધિરૂપ ત્રીજા ભેદમાં પણ દશમીવિદ્ધા એકાદશીનો ઉપવાસ કરવો. તે વિષે નિગમમાં:–"એકાદશી, તૃતીયા, ષષ્ઠી ને ત્રયોદશી, એ બીજે દિવસે વધી ન હોય, તો પૂર્વવિધ્ધા કરવી."

૩૯૬ શંકા કરેછે કે, "વેધરહિત તિથિ ન મળે, ત્યારે ઉપવાસને બદલે દૂધ, દહિં ને ફલ એક વાર ભક્ષણ કરવાં; તેથી ઉપવાસ થયો સમજવો." એ વચન છતાં વિદ્ધામાં ઉપવાસ કેમ કરાય? તેનું ઉત્તર કે એમ નહિ. દૂધ વગેરે ભક્ષણ કરવાનુ એકાદશીસિવાયની તિથિવિષે છે. કારણકે વિદ્ધાએકાદશીમાં પણ ઉપવાસનું વિધાન છે. તે વિષે કહ્યુંછે કે, "વિધ્ધાનો નિષેધ છે, તેથી અવિધ્ધા તિથિ ન મળે, તોપણ પાંચ મુહૂર્ત્તસુધી દશમીવેધવાળી એકાદશી પણ ઉપવાસમાં લેવી; ને બીજી તિથિઓ તે કરતાં અર્ધા વેધવાળી હોય તેમાં ઉપવાસ કરવો. ષષ્ઠી, એકાદશી ને અષ્ટમી એ પૂર્વવિદ્ધા ન કરવી; પણ એકાદશીનો ક્ષય હોય ત્યારે વિદ્ધામાં પણ ઉપવાસ કરવો." વિદ્ધાઊનએકાદશી ઊનદ્વાદશી, વિદ્ધાએકાદશી સમદ્વાદશી ને વિધ્ધાએકાદશી અધિકદ્વાદશી, એ એકાદશીના ત્રણ ભેદ છે.

## અથ છઠ્ઠો ભેદ.

૩૯૭ એ વિધ્ધસમએકાદશી અધિકદ્વાદશી છે. દશમીવિદ્ધા એકાદશી દ્વાદશીને દિવસે વધી નથી; દ્વાદશી તેરશને દિવસે વધી છે. ત્યારે સન્ન્યાસીવાસ્તે દ્વાદશીનો ઉપવાસ કરવાવિષે આગળ કહેવાનાં વચનો છે, તેથી ગૃહસ્થાશ્રમીએ પૂર્વવિદ્ધા કરવી. કારણકે બીજે દિવસે સૂર્યોદય પછી એકાદશી ઘડી પણ નથી."એકાદશીનો ક્ષય હોવાથી તે દ્વાદશીને દિવસે વધી નથી,અને દ્વાદશી સંપૂર્ણ હોય તો દશમીવિધ્ધા કરવાનું ઉદ્દાલકે કહ્યું છે." નિગમમાં:–"એકાદશી, તૃતીયા, ષષ્ઠી ને ત્રયોદશી, બીજે દિવસે વધી ન હોય તો પૂર્વવિધ્ધા કરવી." એ હેતુથીજ હું નારદ કહું છું કે, "જે દશમીવિધ્ધ એકાદશીમાં ઉપવાસ કરે,તેના આયુષનો ક્ષય થાય છે."એ દશમીવિદ્ધાનો નિષેધ કરનારાં વા-

કર્યો, જો બીજે દિવસે અર્ધી ઘડી પણ એકાદશી વધી હોય તો, દશમીવિધ્ધા એકાદશી કરવાને ના કહે છે, એવું જાણવું. સન્ન્યાસીવિષે તો, "દશમીયુક્ત એકદાશીનો ક્ષય થાય તો, તેણે શુધ્ધ દ્વાદશીમાં ઉપવાસ કરવો; પણ દશમીવિદ્ધામાં કરવો નહિ. દશમીનો અર્ધી ઘડીનો પણ એકાદશીને વેધ હોય તો એકાદશી તજીને દ્વાદશીનો ઉપવાસ કરવો."એ વાક્યોના શેષ વાક્યોમાં, "મો ક્ષકાંક્ષિ સન્ન્યાસીએ શુધ્ધ દ્વાદશીનો ઉપવાસ કરવો." એવું કહ્યું છે;

૩૯૮ તેથી અક્તાવિકરણન્યાય પ્રમાણે મોક્ષકામી સન્ન્યાસીએ શુદ્ધદ્વાદશીનો ઉપવાસ કરવાને કહેનારા વાક્યમાં,'બીજે દિવસે એકાદશી ન વધી હોયતો 'એવું અન્ય વાક્યમાં કહ્યાનો સંબંધ લેવો. [વિદ્ધાએકાદશી દ્વાદશીને દિવસે સવારે વધી ન હોય,તો સન્ન્યાસીએ શુધ્ધ દ્વાદશીનો ઉપવાસ કરવો. એવી વાક્યની આકાંક્ષા પૂર્ણ થશે.] માટેજ દ્વાદશીની વૃધ્ધિ ન હોય તો દશમીવિધ્ધા એકાદશીને વેધરહિત જાણવી; ને જો દ્વાદશીની વૃધ્ધિ હોય, તો પૂર્વ એકાદશી વિધ્ધા ન હોય, તોપણ તેને વિધ્ધા જાણવી. તેરશને દહાડે દ્વાદશી પારણાવારતે મળતી હોય, તો શુધ્ધ દ્વાદશીમાં સન્ન્યાસીને અને વિધવાઓને ઉપવાસ કરવાનું કહેવામાં આ વચનનો ઉપયોગ થયો; માટે કહેલી વ્યવસ્થા પ્રમાણે ગૃહસ્થાશ્રમીએ ને સન્ન્યાસીએ આ છઠ્ઠા ભેદની એકાદશીનો ઉપવાસ કરવો.

ઇતિ વિદ્ધાના નવ ભેદ સંપૂર્ણ

ઉન્મીલિની, વૃંજુલી આદિ જે ઉપવાસ કહેવાના છે, તે દ્વાદશી સંબંધી છે; એકાદશીસંબંધી નથી.

ઇતિ એકાદશીનો નિર્ણય સંપૂર્ણ.

---

## અથ દ્વાદશીમાં પારણા કરવાનો નિર્ણય.

૩૯૯ કાલાદર્શમાં—"'अज्ञानतिमिर' ઈત્યાદિ મંત્ર જપીને નિત્ય કે કામ્ય એકાદશીનો ઉપવાસ સમાપ્ત કરી દ્વાદશીમાં પારણા કરવી."તે મંત્રનો અર્થ"હે કેશવ,અજ્ઞાનરૂપી અંધારાથી અંધ થયેલાને આ વ્રતથી પ્રસન્ન થઈ આપ જ્ઞાનરૂપ દ્રષ્ટિ આપનાર થાઓ." કાત્યાયનઃ—"એ મંત્ર જપી શ્રીહરિને ઉપવાસનું ફલ અર્પણ કરીને ઉપોદકીસિવાયના અન્નથી પારણા કરવી." ઉપોદકી (રાજગરાની ભાજી) શાક વિશેષ છે. વિષ્ણુ ધર્મમાંઃ—"દ્વાદશાનો પહેલો ચોથો ભાગ હરિવાસર છે, માટે તેને તજીને વિષ્ણુપરાયણે દ્વાદશીમાં પારણા કરવી." પહેલી

પંદર ઘડીસુધી પહેલો પાદ ( ચોથો ભાગ ) કહેવાય છે. કૂર્મપુરાણમાં:—"એકાદશીનો ઉપવાસ કરીને દ્વાદશીમાં પારણા કરવી. જો તેરશમાં કરે તો બાર એકાદશીનું પુણ્ય જાય." વિષ્ણુ રહસ્યમાં:—"ધર્મની ઈચ્છાવાળા માણસે એકાદશીનો ઉપવાસ કરીને ત્રયોદશીમાં કદાપિ પારણા કરવી નહિ."

૪૦૦ બીજી સ્મૃતિમાં:—"દશમીવિદ્ધા એકાદશી બાર એકાદશીના પુણ્યને હણેછે, અને તેરશમાં કરેલી પારણા ધર્મ, સંતાન ને આયુષને હણે છે." એ રીતે તેરશમાં પારણાના નિષેધની શંકા કરી પૂછ્યું, ત્યારે સિદ્ધાન્તિ કહે છે કે, તેરશે પારણાનો નિષેધ કરનારાં વચનો સામન્ય છે; પણ ત્રયોદશીમાં પારણાનું વિધાન કરનારાં વિશેષવચનથી તેમનો બાધ થાય છે. તે એવી રીતે કે, 'હિંસા ન કરવી,' એ હિંસાનો નિષેધ કરનારાં સામાન્યવચનોનો અગ્નિષોમદેવતાના પશુની યજ્ઞમાં હિંસા કરવી, એ વિશેષવાક્યથી બાધ થયો. તે પ્રમાણે પારણાને દિવસે દ્વાદશી હોય, ને તેનું ઉલ્લંઘન કરીને તેરશમાં પારણા કરે તો દોષ છે. તે વિષે કહ્યું છે કે, "જો તેરશને દિવસે થોડી પણ દ્વાદશી હોય તો દ્વાદશીમાંજ પારણા કરવી; તેરશમાં ન કરવી. કારણ કે ઉલ્લંઘન કરેલી દ્વાદશી મહા હાનિકારક છે. જેમ મહા સરસ્વતી નદીમાં સ્નાન કર્યાસિવાય તેનું ઉલ્લંઘન કરે, તો તેના ધર્મનો નાશ થાય છે, તેમ દ્વાદશીનું પણ જાણવું;" કારણ કે, "એકાદશીનો ઉપવાસ કરીને દ્વાદશીમાં પારણા કરવી." એવું વચન છે.

૪૦૧ તેથી સ્કંદપુરાણમાં:—"જ્યારે પારણાને દિવસે દ્વાદશી ઘણીજ થોડી હોય તો સવારનું સ્નાનસંધ્યાદિક ને મધ્યાન્હનું બ્રહ્મયજ્ઞાદિક બન્ને ઉષ:કાલમાં [ પાછલી પાંચ ઘડી રાત્રે ] કરવાં." એ વચનથી પારણાના ભોજનનો અપકર્ષ ( પોતાના કાલ કરતાં પહેલાં ) કરવાનો પ્રાપ્ત થયો; તેથી ભોજન કરતા પહેલાં કરવાના પ્રાતર્મધ્યાન્હકાલના કર્મનો પણ અપકર્ષ તદંતન્યાયથી કરવો. તેનું ઉદાહરણ:—પ્રયાજહોમને અંતે કરવાના પશુયાગનો અપકર્ષ કર્યો, એટલે પહેલાં કરવાના પશુયાગનો પણ અપકર્ષ કરવો પડેજ. [ અંતનો અપકર્ષ કર્યો કે તે અંતની સાથે જોડાયલા આદિ ને મધ્યનો અપકર્ષ થયાસિવાય રહેજ નહિ. અપકર્ષ એટલે ખેંચવું. ] ગરૂડપુરાણમાં:—"જો દ્વાદશી અત્યંત થોડી હોય તો મધ્યાન્હભોજનનો અપકર્ષ કરવો ને તેથી પહેલાં કરવાનાં સવારનાં ને બપોરનાં કર્મનો પણ અપકર્ષ કરવો." બીજી

સ્મૃતિમાંઃ—"હે વિપ્ર, અલ્પ દ્વાદશી હોય તો પિતૃતર્પણાદિ ને સ્નાન ઉષઃ કાલમાં કરવાં. હે વિપ્રેંદ્રો, અલ્પ દ્વાદશી હોય તો સ્નાન, અર્ચન, જપ, હોમાદિ ક્રિયા અરૂણોદય વેળાએ કરવી." જ્યારે ઘણીજ થોડી દ્વાદશી હોય ત્યારે તેનું ઉલ્લંઘન કરવું.તે વિષે કહ્યું છે કે,"એકાદશીનો ઉપવાસ કરીને પારણામાં બે કે ત્રણ ઘડી દ્વાદશી હોય તેનું ઉલ્લંઘન કર્યું,તોપણ ધર્મફલ મળશે."અથવા એવી થોડી દ્વાદશીમાં પોતાનું કર્મ પરવારીને પારણા કરવાનું ન બની શકે, તો જલપારણા કરીને નિત્યકર્મ કરવું.તે વિષે કાત્યાયનઃ—"સંધ્યાદિ કર્મ નિત્ય છે, ને પારણા નૈમિત્તિક છે; માટે જલપારણા કરીને નિત્યકર્મ થયાપછી ભોજન કરવું."

૪૦૨ "સંકટ વિષે દ્વાદશીમાં પારણા શી રીતે કરવી, તે સંબંધી કહે છે કે, જલપારણા કરીને ફરી જમ્યા, તોપણ દોષ નથી." અહીં એવું સૂચિત થાય છે કે, એક કર્તાને એક દિવસે ભોજન ને ઉપવાસ બન્ને પ્રાપ્ત થયાં, તો ભોજનને બદલે જલપાન કરવું. તે જલપાન ભોજનનું ભોજન ને ઉપવાસનો ઉપવાસ ગણાય છે. તેથી દ્વાદશીની પારણામાં જલપારણા કરી, એટલે ભોજન સિદ્ધ થાય ને નિત્યકર્મ કરવા માટે અનશન ( ભોજનની નિવૃત્તિ) પણ થયું. હવે સ્વતંત્ર દ્વાદશીવ્રતના ઉપવાસ કરનારે દ્વાદશી તજીને તેરશમાં પારણા કરવી. કારણ કે, "તિથિ ને નક્ષત્રનો નિયમ (ઉપવાસ) હોય, તો તિથિ કે નક્ષત્રને અંતે પારણા કરવાનું વિધાનછે."

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં પારણા યુક્ત અઢાર ભેદવાળી એકાદશીનો નિર્ણય સંપૂર્ણ.



## અથ મહા દ્વાદશીનો નિર્ણય.

૪૦૩ આઠ પ્રકારની મહાદ્વાદશી બ્રહ્મવૈવર્તમાં કહી છે. "ઉન્મીલિની, વૃંજુલી, ત્રિસ્પૃશા, પક્ષવર્ધિની, જયા, વિજયા, જયંતી ને પાપનાશિની, એ આઠે સર્વ પાપનો નાશ કરે છે. તેમાં ચાર તિથિના યોગથી, ને ચાર નક્ષત્રના યોગથી સર્વ પાપ નાશ કરનારી થાયછે.તે વિષે કહ્યુંછે કે, હે ભૃગુશ્રેષ્ઠ,સંપૂર્ણ એકાદશી હોઇને દ્વાદશીને દિવસે વૃદ્ધિ પામે, તેને સર્વ પાપ નાશ કરનારી ઉન્મીલિની કહેછે. દ્વાદશીમાં ઉપવાસ ને દ્વાદશીમાંજ પારણા થાય, તે હજાર હત્યાનોભ્યા-

શ કરનારી વૃંજુલી કહેવાય છે. અરૂણોદયથી આરંભ કરીને આખો દિવસ દ્વાદશી હોય, ને અંતમાં ત્રયોદશી હોય, તે શ્રીહરિને પ્રીય ત્રિસ્પૃશા કહેવાય છે. જે પક્ષની રાકા ને કુહૂ (પુનમ ને અમાવાસ્યા) ની વૃધ્ધિ થાય, તે દ્વાદશી પક્ષવર્ધિની કહેવાય છે; તેમાં એકાદશીને તજી દ્વાદશીમાં ઉપવાસ કરવો. તેમ પુષ્પ, શ્રવણ, રેવતી ને રોહિણી, એ ચાર પૃથક્ નક્ષત્રના યોગવાળી ચાર જુદી જુદી દ્વાદશીનો ઉપવાસ એક સરખું ફલ આપેછે." એરીતે આઠ મહાદ્વાદશીના ફલની ઇચ્છાવાળાએ તે તે દ્વાદશીનો ઉપવાસ કરવો.

ઇતિ મહાદ્વાદશીનિર્ણય.

હવે દ્વાદશીના ઉપવાસાદિ વાસ્તે નિર્ણય કહીએ છીએ.

૪૦૪ "તે પૂર્વવિધ્ધા લેવી; પરવિદ્ધા ન લેવી." તે વિષે કૂર્મપુરાણમાંઃ—"પંચમીવિધ્ધા ષષ્ઠી, અષ્ટમીવિધ્ધા સપ્તમી ને ત્રયોદશીવિધ્ધા દ્વાદશી ગ્રહણ કરવી નહિ." એ વચનથી ત્રયોદશીવિધ્ધા દ્વાદશીનો નિષેધ થયો. યુગ્મવાક્યમાં પણ દ્વાદશી ને એકાદશીના યોગની શ્રેષ્ઠતા બતાવી છે. વળી નિગમવાક્યમાં એકાદશીયુક્ત દ્વાદશી કહીછે.

ઇતિ દ્વાદશીનો સામાન્ય નિર્ણય.



અથ દ્વાદશીનો વિશેષનિર્ણય.

અથ શ્રવણદ્વાદશી.

તે વિષે સ્કંદપુરાણમાંઃ—"શ્રવણયુક્ત ભાદ્રપદશુક્લદ્વાદશી મહતીદ્વાદશી છે, ને તે ઉપવાસથી મહાફલદાયી છે." તેમજ ભવિષ્યોત્તરમાંઃ—"હે ભારત, શ્રવણનક્ષત્રયુક્ત દ્વાદશી જ્યારે આવે, ત્યારે નદીના સંગમમાં સ્નાન કર્યાથી સો યજ્ઞ કરતાં અધિક ફલ મળેછે; અને તે મહાન્ તીર્થાદિક હોય તો અનંત ફલને આપેછે." કાલાદર્શમાંઃ—"ભાદ્રપદશુક્લદ્વાદશી શ્રવણનક્ષત્રયુક્ત હોય, તેને ઋષિઓએ શ્રવણદ્વાદશી કહીછે. તેમાં તીર્થમાં કરેલું સ્નાન, દાન, દેવપૂજન, ઉપવાસ, જપ, હોમ, બ્રાહ્મણભોજન ને શ્રાધ્ધાદિ અનંત ફલ આપેછે."

૪૦૫ વિષ્ણુધર્મોત્તરમાં રામચંદ્રજીને શંકર કહે છે કે, "હે રામ, શ્રવણયુક્ત દ્વાદશીને મહતી કહી છે; ને તેમાં જે ઉપવાસ, સ્નાન અને જનાર્દનનું

પૂજન કરે તે પ્રયત્નસિવાય બાર એકાદશીનું ફલ પામે." તથાઃ–"બુધવાર, શ્રવણનક્ષત્ર ને દ્વાદશીનો યોગ, એ અતિમહતી દ્વાદશી કહેવાય છે. તેમાં નદી સંગમમાં સ્નાન કરીને જે ઉપવાસ કરે,તેને અનંત ફલ મળે; ને તે અક્ષય્ય થાય." એવું વિષ્ણુભક્તિચંદ્રોદયમાં કહ્યું છે. ઈત્યાદિ વાક્યથી શ્રવણયુક્ત દ્વાદશીમાં ઉપવાસ પ્રાપ્ત થયો; માટે જ્યારે સંપૂર્ણા એકાદશી ને સંપૂર્ણા દ્વાદશી આવે,ત્યારે એકાદશી ને દ્વાદશીના બે ઉપવાસ જોડે લાગલાગટ કરવા.શંકા કરે છે કે, ભોજન ન કરવું એવા સંકલ્પરૂપ ઉપવાસવ્રતની પારણારૂપી સમાપ્તિ છે, તો પારણા ન કરવાથી [ બીજે દિવસે દ્વાદશીનો ઉપવાસ કરવાથી ] પૂર્વે પ્રારંભ કરેલી એકાદશીવ્રતની સમાપ્તિ થઇ નહિ; માટે સમાપ્તિ રૂપ પારણા કર્યાસિવાય બીજી દ્વાદશીના ઉપવાસરૂપી વ્રતનો આરંભ કરવો, એ અયોગ્ય છે. તે વિષે સ્મૃતિઃ–"પૂર્વવ્રતની સમાપ્તિ થયાસિવાય બીજા વ્રતનો આરંભ કરવો નહિ." એ વચનથી બીજા વ્રતનો કેમ આરંભ થાય,એ શંકાનું ઉત્તર સાંભળો.

૪૦૬ બન્ને વ્રતનો એક દેવતાછે,તેથી પૂર્વ એકાદશીનું વ્રત સમાપ્ત કર્યાસિવાય બીજા દ્વાદશીવ્રતનો આરંભ કરવામાં ભવિષ્યોત્તરવચનથી વિધિના લોપનો દોષ નથી. તે વચન એ છે કે, "એકાદશીનો ઉપવાસ કરીને દ્વાદશીનો પણ કરવાથી વિધિનો લોપ નથી; કારણકે બેનો દેવતા શ્રીહરિ એક છે." વળી શ્રવણદ્વાદશીનો આરંભ કરીને વિષ્ણુ રહસ્યમાંઃ–"દ્વાદશીનો ઉપવાસ કરીને ત્રયોદશીમાં પારણા જોકે નિષિદ્ધ છે, તોપણ કરવી; કારણકે એવી ઈશ્વરી આજ્ઞા છે."હવે બે ઉપવાસ કરવાને જે અશક્ત હોય, તેણે શ્રવણદ્વાદશીનો એક ઉપવાસ કરવો. તેથી પૂર્વ એકાદશીના ઉપવાસનું પણ ફલ મળે છે. તે વિષે પુરાણમાં અનંત ભટ્ટઃ–"એ રીતે એકાદશીને તજીને જે કોઇ દ્વાદશીનો ઉપવાસ કરે તો, પૂર્વ ઉપવાસનું પુણ્ય તેને નિશ્ચય મળે."

૪૦૭ વળી ઉપવાસ કરવાને અશક્ત હોય,તેને વાસ્તે નિત્ય એકાદશી ઉપવાસ ને બદલે નક્તાદિકનું વિધાન છે. "એકભક્ત ને નક્તથી ક્ષીણ વૃદ્ધ ને આતુરે ઉપવાસ પાળવો."જે બે ઉપવાસ કરવાને અશક્ત હોય તેને [નક્તાદિ પાળવામાં] શું કહેવું! હવે જેણે એકાદશીનું વ્રત સ્વીકારેલું છે, તે બે ઉપવાસ કરવાને અશક્ત હોય, તો તેણે એકાદશીનો ઉપવાસ કરીને શ્રવણયુક્ત દ્વાદશીમાં પારણા

કરવી. તે વિષે મત્સ્યપુરાણમાં:-"શુક્લદ્વાદશીમાં શ્રવણનક્ષત્ર હોય,તો એકાદશીનો ઉપવાસ કરીને દ્વાદશીમાં વામન અવતાર વિષ્ણુનું પૂજન કરવું." હારિકા આ વ્રત વિષે કહે છે કે,"એકાદશીમાં ઉપવાસ કરીને એકાદશીવ્રતની સિધ્ધિમાટે શ્રાવણ દ્વાદશીમાં પારણા કરવી." હવે જ્યારે એકાદશીને દિવસે દ્વાદશી ને શ્રવણનક્ષત્રનો યોગ હોય, ત્યારે એક ઉપવાસથીજ એકાદશી ને દ્વાદશી બન્ને ઉપવાસની સિધ્ધિ થાય છે.

૪૦૮ વિષ્ણુ ધર્મોત્તરમાં:—"એકાદશી, દ્વાદશી અને શ્રવણનક્ષત્ર, એ ત્રણેના યોગને વિષ્ણુસાયુજય આપનારો વિષ્ણુશૃંખલ નામે કહે છે." મત્સ્યપુરાણમાં પણ:-"દ્વાદશી ને શ્રવણનક્ષત્ર બન્ને એકાદશીયુક્ત હોય, તેને વિષ્ણુશૃંખલ નામે વૈશ્રવયોગ કહે છે. તેમાં વિધિવત્ ઉપવાસ કરવાથી સર્વ પાપનો નાશ થઇ, મનુષ ફરી જન્મ ન આવે,એવી ઉત્તમ સિદ્ધિ ને પામે." એમાં બે ઉપવાસની સિદ્ધિ કહી, તે દ્વાદશી ઉતર્યાપછી પારણા કરે તો થાય. કારણ કે, "સંયોગિક (તિથિનક્ષત્રાદિ યોગથી પ્રાપ્ત થયેલું ) વ્રત આવે, ત્યારે તેની પારણા એકનો વિયોગ ( સમાપ્તિ ) થયેથી કરવાનું વેદવેત્તા કહેછે." એવું વ્રતખંડમાં વચન છે. "શ્રવણ ને રોહિણીનક્ષત્રસિવાય બીજાં નક્ષત્રને અંતે પારણા કરવી." એ રીતે શ્રવણમાં પારણા કરવાનું વિધાન છે. હવે એ શ્રવણદ્વાદશીવ્રત શ્રવણયુક્ત એકાદશીમાં પણ કરવું.

૪૦૯ તે વિષે શ્યાસાયનઃ—"જે કોઈ તિથિઓ નક્ષત્રના યોગથી પુણ્યકારી કહી છે, તેમાં શ્રવણદ્વાદશીસિવાય તે નક્ષત્રવાળી તિથિમાંજ તે વ્રત કરવું." એટલે તે નક્ષત્ર ને બીજી તિથિમાં,કે તે તિથિ ને બીજા નક્ષત્રમાં ન કરવું.ઉદાહરણ:-ફાગણ સુદિ બારશ પુષ્યનક્ષત્રયુક્ત હોય, તેને ગોવિંદદ્વાદશી કહેછે; તેમાં ઉપવાસવ્રતનું વિધાન છે, તે તેમાં કરવું ને પુષ્યયુક્ત એકાદશીમાં ન કરવું. એ નિયમ શ્રવણદ્વાદશીસિવાયની તિથિઓને માટે છે. શ્રવણદ્વાદશીવ્રત તો શ્રવણયુક્ત એકાદશીમાં પણ થાયછે, એવો એનો તાત્પર્ય છે. તેની સ્તુતિ પણ શ્રીકૃષ્ણે ભવિષ્યોત્તરમાં:—"શ્રવણનક્ષત્રયુક્ત એકાદશી હોય,તેને વિજયા નામે ભક્તને જય આપવાવાળી કહી છે." નારદીયમાં:-"જ્યારે દ્વાદશીમાં શ્રવણ ન આવતાં એકાદશીમાં આવે,ત્યારે તે શ્રવણયુક્તએકાદશી ઉપવાસથી સર્વ પાપનો નાશ કરે છે; કારણ કે એકાદશી ને દ્વાદશી બન્નેનો પુરાણપુરુષોત્તમ

વિષ્ણુ એકજ દેવ છે. શ્રવણયુક્ત દ્વાદશી એકાદશીને દિવસે આવે તો, એકાદશીનો ઉપવાસ કરીને દ્વાદશીને અંતે પારણા કરવાથી જે ઉપવાસની સિદ્ધિ થાયછે." કદાપિ બીજે દિવસે શ્રવણની વૃદ્ધિ હોય, તો તેમાં પારણા કરવી.

૪૧૦ તે વિષે વિષ્ણુભક્તિચંદ્રમાં:—"હે રાજા, વિશેષેકરીને શ્રવણની વૃદ્ધિ થઈ તો શ્રવણમાં પારણા કરવાથી સો યજ્ઞનું પુણ્ય થાય." જે વચન છે કે, કોઈ વખતે દ્વાદશી ને શ્રવણનક્ષત્રયુક્ત એકાદશીમાં ઉપવાસ કર્યો, અને શ્રવણની વૃદ્ધિ હોય, ને પારણા વખતે ન્યૂન નક્ષત્રવાળી દ્વાદશી હોય, તો નક્ષત્રમાં પારણા કરવાને તિથિના અંતની અપેક્ષા નથી. એવું કહીને કહ્યું કે, "તિથિનક્ષત્રના સંયોગનિમિત્ત ઉપવાસ પ્રાપ્ત થયો હોય, તો બેમાંથી એકની સમાપ્તિ થયાસિવાય ભોજન કરવું નહિ." એવું નારદીયવચન છે, તેનો તિથિ ને નક્ષત્રના સંયોગમાં ભોજન કરવું નહિ,એ અર્થ છે. વચનની પૂર્વે પ્રશ્નોત્તરરૂપ અવતરણિકા આપી છે, તેમાં સંયોગમાં ભોજન કરવાનો અર્થ દેખાય છે,તેથી તે વચનને દોષ છે.ફરી તેમાંજ જે કહ્યું છે કે, "હે રાજા, વિશેષેકરીને શ્રવણની વૃદ્ધિ થઈ હોય તો, એ વચનનો ઉત્તરાર્ધ એવો છે કે, તિથિના ક્ષયમાં જમવું નહિ ને દ્વાદશીનું ઉલ્લંઘન કરવું નહિ." તે વચન તિથિ ને નક્ષત્રના સંયોગમાં ભોજનનું વિધાન કરનારૂં છે;પણ નિત્ય એકાદશીના ઉપવાસ ને પારણા વિષે છે,તેથી દોષવાળું નથી.જો તે વચન શ્રવણએકાદશીઉપવાસવ્રતના પારણા વિષે હોય તો દોષવાળું છે; કારણ કે, "સાંયોગિકવ્રત હોય, ત્યારે બેના સંયોગમાંથી એકનો વિયોગ થાય ત્યારે," તથા:—"તિથિનક્ષત્રના યોગમાં ઉપવાસ આવે ત્યારે," તથા:—"ઉપવાસ કરીને તિથિને કે તિથિનક્ષત્ર બન્નેને અંતે પારણા કરવી."ઈત્યાદિ વચનથી તિથિ કે નક્ષત્ર બેમાંથી એકની સમાપ્તિ થયા પછી પારણા કરવાનું વિધાન છે.

૪૧૧ બીજું આ વચનનું જે ઉપર ઉત્તરાર્ધ કહ્યું છે, તે અસંબધ્ધછે;(મળતું આવતું નથી.) કારણકે તે કાલનિર્ણય, કાલાદર્શ, દીપિકા, અનંતભટ્ટ, વ્રતકલ્પ ને વિષ્ણુરહસ્યાદિ ગ્રંથોમાં કંઇપણ દેખાતું નથી; માટે તે ક્યાંનું છે, તે વિચારવાયોગ્ય છે. "જે કોઇ તિથિઓ નક્ષત્રયોગથી પુણ્યકારી કહી છે, તેની પારણા શ્રવણરોહિણીસિવાય નક્ષત્રને અંતે કરવી. એમાં વિશેષ એ છે કે, 'શ્રવણદ્વાદશીમાં જનાર્દન નામના વિષ્ણુનું પૂજન થાયછે; ને શ્રવણએકાદ-

શીમાં વામન અવતાર થયો છે. તથા:-"આષાઢ, ભાદ્રપદ ને કાર્તિક, એઓની શુક્લદ્વાદશીઓમાં અનુક્રમે અનુરાધા, શ્રવણ ને રેવતી નક્ષત્રો આવે, ત્યારે તેમાં મનુષ્યે શ્રીહરિનું અર્ચન કરવું. તે દિવસે વિષ્ણુશૃંખલા નામનો યોગ છે,ને તે વિષ્ણુનો સાયુજ્યમોક્ષ આપનારો છે." તથા:-"હે રાજા,જે તિથિનક્ષત્રનો યોગ સવારે બે ઘડી હોય,તે આઠ પ્રહર છે,એમ સમજવું."

ઇતિ શ્રવણદ્વાદશીનિર્ણય.

-:(૦):-

## અથ ત્રયોદશી સામાન્યનિર્ણય.

૪૧૨ કૃષ્ણપક્ષની ત્રયોદશી ઉપવાસમાં પરવિદ્ધા લેવી. તે વિષે નિગમમાં:-"ષષ્ઠી,અષ્ટમી,અમાવાસ્યા ને કૃષ્ણત્રયોદશી,એ પરવિદ્ધા પૂજ્યછે; બાકીની તિથિઓ પૂર્વવિદ્ધા લેવી." બૃહસ્પતિ પણ:-"એકાદશી, અષ્ટમી,ષષ્ઠી,દ્વિતીયા, ચતુર્દશી, ત્રયોદશી ને અમાવાસ્યા,એ ઉપવાસમાં પરવિધ્ધા લેવી."આ વાક્યમાં ત્રયોદશી અમાવાસ્યાની સાથે લખેલી હોવાથી તે કૃષ્ણપક્ષની અને પરવિદ્ધા લેવી. કાલાદર્શમાં પણ:-"ષષ્ઠી, રંભાસિવાયની તૃતીયા, એકાદશી, કૃષ્ણત્રયોદશી, અવરાચતુર્થી ને દ્વિતીયા એ પરવિદ્ધા લેવી." યુગ્મવાક્યમાં ત્રયોદશીનું ગ્રહણ નથી, તોપણ પૂર્વોક્ત વચનથી કૃષ્ણત્રયોદશી પરવિધ્ધા લેવાનું કહ્યું છે; તેથી શુક્લત્રયોદશી પૂર્વવિદ્ધા લેવાનું જણાય છે. એ હેતુથીજ "નવમી, દશમી, શુક્લત્રયોદશી, શ્રવણદ્વાદશીસિવાયની દ્વાદશી ને રંભાતૃતીયા, એ પૂર્વવિદ્ધા લેવી." એવું કાલાદર્શનું વચન છે.

૪૧૩ બ્રહ્મવૈવર્ત્તમાં—"હે વિભો, દ્વાદશીસહિત ત્રયોદશી કરવી; અમાવાસ્યા ને પૂર્ણિમા ચતુર્દશીવિદ્ધા કદાપિ ન કરવી." પૈઠીનસિ પણ:-"પંચમી, સપ્તમી, દશમી, ત્રયોદશી, પ્રતિપદા ને નવમી, એ સંમુખા ( પૂર્વવિધ્ધા ) કરવી." આ બન્ને વચનો શુક્લપક્ષ ત્રયોદશીવિષે છે. કેમકે અનંતભટ્ટના ગ્રંથમાં કૃષ્ણત્રયોદશી પરવિદ્ધા લેવાનું કહીને, એ વાક્યની પાસેજ ચતુર્દશી પોતાના વેધથી પૂર્વ ત્રયોદશીને હણે છે,એવું વસિષ્ઠવચન લખ્યું છે. "દ્વિતીયા, પંચમી, દશમી, ત્રયોદશી ને ચતુર્દશી, એ પોતાના વેધથી ઉપવાસમાં પૂર્વ ને ઉત્તર તિથિને હણેછે." કૃષ્ણત્રયોદશી ઉપવાસમાં પૂર્વવિધ્ધા લેવાવિષે સંદેહ નથી. બીજે દિવસે ત્રયોદશી ન હોય તો, "એકાદશી, તૃતીયા, ષષ્ઠી ને ત્રયોદશી,

વિષ્ણુ એકજ દેવ છે. શ્રવણયુક્ત દ્વાદશી એકાદશીને દિવસે આવે તો, એકાદશીનો ઉપવાસ કરીને દ્વાદશીને અંતે પારણા કરવાથી બે ઉપવાસની સિદ્ધિ થાયછે." કદાપિ બીજે દિવસે શ્રવણની વૃદ્ધિ હોય, તો તેમાં પારણા કરવી.

૪૧૦ તે વિષે વિષ્ણુભક્તિચંદ્રમાં:—"હે રાજા, વિશેષેકરીને શ્રવણની વૃદ્ધિ થઈ તો શ્રવણમાં પારણા કરવાથી સો યજ્ઞનું પુણ્ય થાય." જે વચન છે કે, કોઈ વખતે દ્વાદશી ને શ્રવણનક્ષત્રયુક્ત એકાદશીમાં ઉપવાસ કર્યો, અને શ્રવણની વૃદ્ધિ હોય, ને પારણા વખતે ન્યૂન નક્ષત્રવાળી દ્વાદશી હોય, તો નક્ષત્રમાં પારણા કરવાને તિથિના અંતની અપેક્ષા નથી. એવું કહીને કહ્યું કે, "તિથિનક્ષત્રના સંયોગનિમિત્ત ઉપવાસ પ્રાપ્ત થયો હોય, તો બેમાંથી એકની સમાપ્તિ થયાસિવાય ભોજન કરવું નહિ." એવું નારદીયવચન છે, તેનો તિથિ ને નક્ષત્રના સંયોગમાં ભોજન કરવું નહિ,એ અર્થ છે. વચનની પૂર્વે પ્રશ્નોત્તરરૂપ અવતરણિકા આપી છે, તેમાં સંયોગમાં ભોજન કરવાનો અર્થ દેખાય છે,તેથી તે વચનને દોષ છે.ફરી તેમાંજ જે કહ્યું છે કે, "હે રાજા, વિશેષેકરીને શ્રવણની વૃદ્ધિ થઈ હોય તો, એ વચનનો ઉત્તરાર્ધ એવો છે કે, તિથિના ક્ષયમાં જમવું નહિ ને દ્વાદશીનું ઉલ્લંઘન કરવું નહિ." તે વચન તિથિ ને નક્ષત્રના સંયોગમાં ભોજનનું વિધાન કરનારૂં છે;પણ નિત્ય એકાદશીના ઉપવાસ ને પારણા વિષે છે,તેથી દોષવાળું નથી.જો તે વચન શ્રવણએકાદશીઉપવાસવ્રતના પારણા વિષે હોય તો દોષવાળું છે; કારણ કે, "સાંયોગિકવ્રત હોય, ત્યારે બેના સંયોગમાંથી એકનો વિયોગ થાય ત્યારે," તથા:—"તિથિનક્ષત્રના યોગમાં ઉપવાસ આવે ત્યારે," તથા:—"ઉપવાસ કરીને તિથિને કે તિથિનક્ષત્ર બન્નેને અંતે પારણા કરવી."ઈત્યાદિ વચનથી તિથિ કે નક્ષત્ર બેમાંથી એકની સમાપ્તિ થયા પછી પારણા કરવાનું વિધાન છે.

૪૧૧ બીજું આ વચનનું જે ઉપર ઉત્તરાર્ધ કહ્યું છે, તે અસંબધ્ધછે;(મળતું આવતું નથી.) કારણકે તે કાલનિર્ણય, કાલાદર્શ, દીપિકા, અનંતભટ્ટ, વ્રતકલ્પ ને વિષ્ણુરહસ્યાદિ ગ્રંથોમાં કંઇપણ દેખાતું નથી; માટે તે ક્યાંનું છે, તે વિચારવાયોગ્ય છે. "જે કોઇ તિથિઓ નક્ષત્રયોગથી પુણ્યકારી કહી છે, તેની પારણા શ્રવણરોહિણીસિવાય નક્ષત્રને અંતે કરવી. એમાં વિશેષ એ છે કે,'શ્રવણદ્વાદશીમાં જનાર્દન નામના વિષ્ણુનું પૂજન થાયછે; ને શ્રવણએકાદ-

શીમાં વામન અવતાર થયો છે. તથાઃ-"આષાઢ, ભાદ્રપદ ને કાર્તિક, એમની શુક્લદ્વાદશીઓમાં અનુક્રમે અનુરાધા, શ્રવણ ને રેવતી નક્ષત્રો આવે, ત્યારે તેમાં મનુષ્યે શ્રીહરિનું અર્ચન કરવું. તે દિવસે વિષ્ણુશૃંખલા નામનો યોગ છે, ને તે વિષ્ણુનો સાયુજ્યમોક્ષ આપનારો છે." તથાઃ-"હે રાજા, જે તિથિનક્ષત્રનો યોગ સવારે બે ઘડી હોય, તે આઠ પ્રહર છે, એમ સમજવું."

ઇતિ શ્રવણદ્વાદશીનિર્ણય.

-:(૦):-

## અથ ત્રયોદશી સામાન્યનિર્ણય.

૪૧૨ કૃષ્ણપક્ષની ત્રયોદશી ઉપવાસમાં પરવિદ્ધા લેવી. તે વિષે નિગમમાંઃ-"ષષ્ઠી, અષ્ટમી, અમાવાસ્યા ને કૃષ્ણત્રયોદશી, એ પરવિદ્ધા પૂજ્યછે; બાકીની તિથિઓ પૂર્વવિદ્ધા લેવી." બૃહસ્પતિ પણઃ-"એકાદશી, અષ્ટમી, ષષ્ઠી, દ્વિતીયા, ચતુર્દશી, ત્રયોદશી ને અમાવાસ્યા, એ ઉપવાસમાં પરવિદ્ધા લેવી." આ વાક્યમાં ત્રયોદશી અમાવાસ્યાની સાથે લખેલી હોવાથી તે કૃષ્ણપક્ષની અને પરવિદ્ધા લેવી. કાલાદર્શમાં પણઃ-"ષષ્ઠી, રંભાસિવાયની તૃતીયા, એકાદશી, કૃષ્ણત્રયોદશી, અવરાચતુર્થી ને દ્વિતીયા એ પરવિદ્ધા લેવી." યુગ્મવાક્યમાં ત્રયોદશીનું ગ્રહણ નથી, તોપણ પૂર્વોક્ત વચનથી કૃષ્ણત્રયોદશી પરવિદ્ધા લેવાનું કહ્યું છે; તેથી શુક્લત્રયોદશી પૂર્વવિદ્ધા લેવાનું જણાય છે. એ હેતુથીજ "નવમી, દશમી, શુક્લત્રયોદશી, શ્રવણદ્વાદશીસિવાયની દ્વાદશી ને રંભાતૃતીયા, એ પૂર્વવિદ્ધા લેવી." એવું કાલાદર્શનું વચન છે.

૪૧૩ બ્રહ્મવૈવર્ત્તમાં—"હે વિભો, દ્વાદશીસહિત ત્રયોદશી કરવી; અમાવાસ્યા ને પૂર્ણિમા ચતુર્દશીવિદ્ધા કદાપિ ન કરવી." પૈઠીનસિ પણઃ-"પંચમી, સપ્તમી, દશમી, ત્રયોદશી, પ્રતિપદા ને નવમી, એ સંમુખા ( પૂર્વવિદ્ધા ) કરવી." આ બન્ને વચનો શુક્લપક્ષ ત્રયોદશીવિષે છે. કેમકે અનંતભટ્ટના ગ્રંથમાં કૃષ્ણત્રયોદશી પરવિદ્ધા લેવાનું કહીને, એ વાક્યની પાસેજ ચતુર્દશી પોતાના વેધથી પૂર્વ ત્રયોદશીને હણે છે, એવું વસિષ્ઠવચન લખ્યું છે. "દ્વિતીયા, પંચમી, દશમી, ત્રયોદશી ને ચતુર્દશી, એ પોતાના વેધથી ઉપવાસમાં પૂર્વ ને ઉત્તર તિથિને હણેછે." કૃષ્ણત્રયોદશી ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવાવિષે સંદેહ નથી. બીજે દિવસે ત્રયોદશી ન હોય તો, "એકાદશી, તૃતીયા, ષષ્ઠી ને ત્રયોદશી,

જો બીજે દિવસે ન હોય તો પૂર્વવિધ્ધા કરવી." એવું નિગમમાં કહ્યું છે.

ઇતિ ત્રયોદશીસામાન્યનિર્ણય.



## અથ ત્રયોદશીનો વિશેષનિર્ણય.

### અથ અનંગત્રયોદશી.

૪૧૪ અનંગત્રયોદશીના વ્રતથી ઇચ્છિત ફલની પ્રાપ્તિ થાયછે. તે વિષે શ્રીકૃષ્ણઃ—"અનંગ નામની ત્રયોદશી સર્વપાપના ઢગલાને અને સર્વ દુષ્કૃત્યોને નાશ કરનારી ને સર્વ મંગલને વધારનારીછે. આ ત્રયોદશી અનંગે(કામદેવે)કરીછે, માટેએનું નામ અનંગત્રયોદશી છે. એ ત્રયોદશીનું વ્રત માર્ગશીર્ષમાસથી આરંભવાનું વિધાન છે."એ વ્રતનો વિધિ ઘણો પ્રસિધ્ધ છે, તેથી અત્રે લખ્યો નથી. તે ત્રયોદશી ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવી. તે વિષે સંવર્તઃ—"કૃષ્ણાષ્ટમી,સ્કંદષષ્ઠી, સાવિત્રી અમાવાસ્યા, રંભાતૃતીયા ને અનંગ ત્રયોદશી, એ ઉપવાસમાં પૂર્વવિધ્ધા લેવી." સર્વ ત્રયોદશીનો અધિપતિ અનંગ (કામદેવ) હોવાથી તેનું પૂજન કરવું. તે વિષે બ્રહ્માઃ—"ત્રયોદશીમાં કામદેવનું પૂજન કરવાથી માણસ રૂપાળો થાય;તેને શ્રેષ્ઠ રૂપાળી સ્ત્રી મળે, અને પુષ્કલ કામનાઓ સિદ્ધ થાય."

ઇતિ અનંગત્રયોદશી.

### અથ નૃસિંહત્રયોદશી.

ત્રયોદશી ને ગુરૂવારે નૃસિંહનું પૂજન કરવું. તે વિષે નારસિંહ પુરાણમાંઃ—"ગુરૂવારયુક્ત ત્રયોદશીમાં અપરાણ્હકાલે જલમાં સ્નાન કરી દેવ, ઋષિ ને પિતરોનું તિલ ને ચોખાયુક્ત જલથી તર્પણ કરીને ઉપવાસપૂર્વક નારસિંહનું પૂજન કરવાથી સર્વ પાપરહિત થઈ વિષ્ણુલોકમાં પૂજાય." આ વ્રતવિષે વચનમાં પક્ષ બતાવ્યો નથી, તેથી અપરાણ્હકાલમાં પહોચતી તિથિ લેવી.

ઇતિ નૃસિંહત્રયોદશી.

### અથ શનિત્રયોદશી.

૪૧૫ સૌરપુરાણમાં વ્યાસજી કહે છે કે,"શનિવારયુક્ત મહાપુણ્યા શુક્લ ત્રયોદશીમાં ઉપવાસ કરી વિધિવત્ પાર્વતીપતિનું પૂજન કર્યાથી માણસ બ્રહ્મહત્યાદિ પાપથી મુક્ત થાય." વળી કૂર્મપુરાણમાંઃ—"ત્રયોદશીમાં ઉપવાસ ક-

રી રાત્રિએ પ્રથમ પ્રહરમાં ત્રિનેત્ર શિવનું પૂજન કરવાથી સર્વ પાપનો નાશ થાય." આ સર્વે ત્રયોદશીને સાધારણ છે; કારણ કે વિશેષ કહ્યો નથી. તેમાં મહાદેવનું પૂજન કરી જપ કર્યાપછી આઠ નમસ્કાર કરીને પૂજા સમાપ્ત કરવી; ને મંત્ર જાણનારે નંદિકેશ્વરના મંત્રે નંદિની પૂજા કરવી. મંત્રાર્થ. "હે નંદિકેશ્વર, હે સનાતન, તું ધર્મ છે, ને વૃષભના રૂપથી ગાયોને આનંદ આપનાર શિવનું વાહનછે માટે મારૂં રક્ષણ કર. સમુદ્રપર્યંત પૃથ્વીમાં જેટલાં તીર્થો છે, તેટલાં તારા અંડમાં પ્રદોષકાલે રહે છે, માટે તેનાં વૃષણને સ્પર્શ કરી શીંધડાંના મધ્યમાંથી જોઇને પુંછડા ને ખાંધને સ્પર્શ કરવાથી સર્વ પાપનો નાશ થાય. એ રીતે એ વ્રત શનિવારયુક્ત અથવા કેવલ ત્રયોદશીમાં બાર મહીનાસુધી કરે, તો ઈચ્છિત ફલ મળે."

ઇતિ શનિત્રયોદશી.

અથ ભાદ્રપદકૃષ્ણત્રયોદશી.

૪૧૬ કહ્યું છે કે, "વૈશાખશુક્લતૃતીયા ને ભાદ્રપદકૃષ્ણત્રયોદશી," એ યુગાદિ તિથિઓ છે. તથા:—"ભાદ્રપદકૃષ્ણત્રયોદશીને દિવસે કલિયુગ બેઠો છે. [ તેથી તે યુગાદિ છે. ] નક્ષત્રાદિ યોગવિશેષથી એ ત્રયોદશી ગજચ્છાયા કહેવાય છે. તે વિષે કહે છે કે, 'જ્યારે ચંદ્ર મઘાનો, ને સૂર્ય હસ્તનક્ષત્રનો હોય, ત્યારે તે ત્રયોદશીને ગજચ્છાયા કહે છે તે યોગ શ્રાદ્ધમાં પુણ્યથી પ્રાપ્ત થાય છે." એમાં ઘી ને મધયુક્ત પાયસથી શ્રાદ્ધ કરવું. વળી તે વિષે પિતરોની ગાથા છે. પિતરો કહે છે કે, "અમારા કુલમાં કોઈ એવો નીકળ્યો છે કે, જે અમને વર્ષાઋતુની મઘાયુક્ત ત્રયોદશીમાં ઘી ને મધયુક્ત પાયસથી શ્રાદ્ધ આપે ?" ત્રયોદશીનાં વિશેષવ્રતો વ્રતખંડમાંથી જાણવાં. વિશેષ એટલું અથવા "શ્રાવણ કે ભાદ્રપદ જ્યારે અધિક માસ આવે, ત્યારે અષાડ સુદિ પુનમ પછી સાતમો [ભાદ્રપદકૃષ્ણ] પિતૃપક્ષ આવે, ને અધિકમાસ ન આવે તો, પાંચમો પિતૃપક્ષ આવે છે." એ પ્રકારે અધિકમાસ આવે, ત્યારે પ્રથમ અધિકભાદ્રપદમાં જોકે કૃષ્ણત્રયોદશીનિમિત્ત મહાલય શ્રાદ્ધ ન થાય; તથાપિ યુગાદિનિમિત્ત શ્રાદ્ધ તેરશમાં થાયજ. કારણ કે, "મન્વાદિ ને યુગાદિ તિથિઓમાં જે શ્રાદ્ધાદિક કરવાનું આવે, તે બન્ને માસમાં કરવું." એવું વચન છે. જે વચન છે કે,

દશાહરાનો ને યુગાદિનો ઉત્કર્ષ [ બન્ને માસમાં કરવાનું ] કરવો નહિ; તેની અક્ષય્યતૃતીયાના નિર્ણયમાં વ્યવસ્થા કરી છે.

ઇતિ અચ્યુતદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં દ્વાદશી ને ત્રયોદશીનો નિર્ણય સંપૂર્ણ.

-:(૦):-

## હવે ચતુર્દશીનો સામાન્યનિર્ણય કહે છે.

૪૧૭ શુક્લપક્ષની ચતુર્દશી ઉપવાસમાં પરવિદ્ધા લેવી. તે વિષે નિગમમાં:—"શુક્લ અષ્ટમી ને ચતુર્દશી, અમાવાસ્યા ને તૃતીયા, એ પરવિધ્ધા લેવી."અહીં શુક્લચતુર્દશી લેવી,એવું કાલાદર્શમાં વ્યાખ્યાન છે. અને **'चतुर्दश्या च पूर्णिमा.'**એ યુગ્મવાક્યમાં પણ શુક્લપક્ષની ચતુર્દશી પરવિધ્ધા લેવાને કહ્યું છે, માટે કૃષ્ણચતુર્દશી પૂર્વવિદ્ધા લેવી. તે વિષે ગાર્ગ્યઃ—"કૃષ્ણપક્ષની અષ્ટમી ને ચતુર્દશી પૂર્વવિધ્ધા લેવી, ને પરવિધ્ધા કદાપિ ન લેવી." સ્કંદપુરાણમાં:—"કૃષ્ણાષ્ટમી,ચતુર્દશી અને સાવિત્રીઅમાવાસ્યા, એ પૂર્વવિધ્ધા કરવી." ઇત્યાદિ વાકયમાં કૃષ્ણચતુર્દશી પૂર્વવિધ્ધા લેવાને કહ્યું છે. નક્ત ને એકભક્તાદિ વ્રતોમાં કર્મકાલમાં પહોચતી તિથિ લેવી.

ઇતિ ચતુર્દશીનો સામાન્યનિર્ણય.

---

## અથ ચતુર્દશીવિશેષનિર્ણય.

## હવે શિવરાત્રિનો નિર્ણય કહીએ છીએ.

૪૧૮ તે વ્રતનો કાલ વિશ્વરૂપઃ—"મહાત્મા શંકરે માઘ ને ફાલ્ગુનની વચલી કૃષ્ણચતુર્દશીને શિવરાત્રિ નામે કહી છે. રાત્રિના ભાગની ચતુર્દશી શિવ નામના યોગવાળી હોય તો, તેને સર્વ કામના પૂર્ણ કરનારી શિવરાત્રિ કહીછે." વળી:—"માઘ ને ફાલ્ગુનની વચલી ચતુર્દશી, સર્વદા ત્રયોદશી ને શિવયોગયુક્ત લેવી." બૃહદ્યમઃ—"શ્રાવણની પુનમ, દુર્ગાનવમી, દૂર્વાષ્ટમી, શિવરાત્રિ ને બલિપ્રતિપદા, એ પૂર્વવિધ્ધા કરવી." આ વાકયથી શુક્લચતુર્દશીશિવરાત્રિ પણ પૂર્વવિધ્ધા કરવી. આચારતિલકમાંતો આથી વિરૂદ્ધ વચન દેખાય છે કે, "માઘ ને ફાલ્ગુનના મધ્યમાં ચતુર્દશીશિવરાત્રિ પણ અમાવાસ્યાયુક્ત કરવી; અન્યથા કરે તો નિષ્ફલ થાય." એ રીતે પરવિધ્ધા

લેવાને કહ્યું છે. અત્રે જો કેવલ પૂર્વવિધ્ધા ને પરવિધ્ધા લેઈએ, તો અતિપ્રસંગ [નિયમ ન રહ્યાથી ઈચ્છા પ્રમાણે લેવાનું] આવશે; તેથી પુરાણાદિકમાં કહેલા કાલને અનુસારે નિર્ણય કરીએ છીએ.શિવપુરાણમાં કાલવિષે કહ્યું છે કે, "શિવને પ્રિય શિવરાત્રિ પ્રદોષકાલમાં પહોચતી લેવી; ને તેમાં ઉપવાસ કરી રાત્રે જાગરણ કરવું."એ વચનથી પૂર્વવિધ્ધા હોય કે પરવિધ્ધા હોય,તોપણ જે પ્રદોષવ્યાપિની હોય તે લેવી.

૪૧૯ પ્રદોષનું પરિમાણ સ્કંદપુરાણમાં:—"સૂર્યાસ્ત થયાપછી ત્રણ મુહૂર્ત રાત્રિ [૭ ઘડી] સુધી પ્રદોષકાલ છે."શિવરાત્રિ વિષે કહેવાનો આરંભ કરીને વિશ્વરૂપ:—"દિવસનું વ્રત હોય ત્યારે દ્વિજોએ દિવસની ઉદયાત્ તિથિ લેવી; ને રાત્રિના વ્રતમાં પ્રદોષવ્યાપિની લેવી;"કારણ કે પહેલા વચનમાં પ્રદોષકાલ કહ્યોછે. શંકા કરેછે કે, "અર્ધરાત્રિની પહેલાં ત્રયોદશી વ્યાપ્ત હોય ને પછી ચતુર્દશીથતી હોય, તો શિવપ્રિય શિવરાત્રિ પૂર્વવિધ્ધા કરવી."એ કાલનિર્ણયમાં મનુના કહેલા વચન પ્રમાણે પ્રદોષકાલથી વધારે ત્રયોદશી હોય, ત્યારે ચતુર્દશી નિમિત્ત ઉપવાસ કરવાનો વિધિ દેખાય છે, તેથી પ્રદોષકાલની ચતુર્દશી લેવાનું કેમ બને? એ શંકાનું ઉત્તર એ છે કે, શંકાકારના વચનમાંજ ચતુર્દશીની પ્રદોષવ્યાપ્તિનું વિધાન દેખાય છે તે એવી રીતે કે, અર્ધરાત્ર એટલે રાત્રિના અર્ધભાગનો અર્ધ, એટલે પહેલા પહો માં ત્રયોદશીનો યોગ હોય, ત્યારે ત્રિમુહૂર્ત્તાત્મક પ્રદોષકાલમાં ચતુર્દશી પ્રદોષયુક્ત થાયછે; એવો અર્થ લીધાથી પ્રદોષકાલના વચનોને પણ તે અનુકૂલ થશે. 'પ્રદોષ વ્યાપિની લેવી.' એ વચનને અન્યથાપણું ન આવવું જોઈએ; માટે [વ્યાકરણ રીતે]'અર્ધરાત્ર' શબ્દમાં એક અર્ધનો લોપ માનીને બે અર્ધ શબ્દો છે, એમ સમજીને રાત્રિના અર્ધનું અર્ધ એવો સમાસ કર્યો છે.

૪૨૦ બીજું એજ વચનમાં કહ્યાપ્રમાણે અર્ધરાત્રના પૂર્વભાગસુધી ત્રયોદશીની વ્યાપ્તિવાળી ચતુર્દશી હોય, તો બીજે દિવસે જરૂર ચતુર્દશી પ્રદોષકાલમાં આવેજ, ત્યારે "હજાર વિધિવાક્ય કરતાં કાલની વ્યાપ્તિ બલવાન્ છે"એપ્રદોષકાલવ્યાપિની બીજા દિવસની તિથિ લેવાને બતાવનારા વચનથી અર્ધરાત્ર શબ્દના મુખ્યાર્થનો બાધ થયો; માટે લક્ષણા લેવાની જરૂર હોવાથી એક અર્ધ શબ્દની લોપલક્ષણા લીધી છે. મુખ્યાર્થનો બાધ થાય ત્યાં બીજો અર્થ લક્ષમાં

દશાહરાનો ને યુગાદિનો ઉત્કર્ષ [ બન્ને માસમાં કરવાનું ] કરવો નહિ, તેની અક્ષય્યતૃતીયાના નિર્ણયમાં વ્યવસ્થા કરી છે.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં દ્વાદશી ને ત્રયોદશીનો નિર્ણય સંપૂર્ણ.

-:(०):-

## હવે ચતુર્દશીનો સામાન્યનિર્ણય કહે છે.

૪૧૭ શુક્લપક્ષની ચતુર્દશી ઉપવાસમાં પરવિદ્ધા લેવી. તે વિષે નિગમમાં:—"શુક્લ અષ્ટમી ને ચતુર્દશી, અમાવાસ્યા ને તૃતીયા, એ પરવિધ્ધા લેવી." અહીં શુકલચતુર્દશી લેવી, એવું કાલાદર્શમાં વ્યાખ્યાન છે. અને '**चतुर्दश्या च पूर्णिमा.**' એ યુગ્મવાક્યમાં પણ શુક્લપક્ષની ચતુર્દશી પરવિધ્ધા લેવાને કહ્યું છે, માટે કૃષ્ણચતુર્દશી પૂર્વવિદ્ધા લેવી. તે વિષે ગાર્ગ્યઃ—"કૃષ્ણપક્ષની અષ્ટમી ને ચતુર્દશી પૂર્વવિધ્ધા લેવી, ને પરવિધ્ધા કદાપિ ન લેવી." સ્કંદપુરાણમાં:—"કૃષ્ણાષ્ટમી, ચતુર્દશી અને સાવિત્રીઅમાવાસ્યા, એ પૂર્વવિધ્ધા કરવી." ઇત્યાદિ વાકયમાં કૃષ્ણચતુર્દશી પૂર્વવિધ્ધા લેવાને કહ્યું છે. નક્ત ને એકભક્તાદિ વ્રતોમાં કર્મકાલમાં પહોચતી તિથિ લેવી.

ઇતિ ચતુર્દશીનો સામાન્યનિર્ણય.

---

## અથ ચતુર્દશીવિશેષનિર્ણય.

## હવે શિવરાત્રિનો નિર્ણય કહીએ છીએ.

૪૧૮ તે વ્રતનો કાલ વિશ્વરૂપઃ—"મહાત્મા શંકરે માઘ ને ફાલ્ગુનની વચલી કૃષ્ણચતુર્દશીને શિવરાત્રિ નામે કહી છે. રાત્રિના ભાગની ચતુર્દશી શિવ નામના યોગવાળી હોય તો, તેને સર્વ કામના પૂર્ણ કરનારી શિવરાત્રિ કહીછે." વળીઃ—"માઘ ને ફાલ્ગુનની વચલી ચતુર્દશી, સર્વદા ત્રયોદશી ને શિવયોગયુક્ત લેવી." બૃહદ્યમઃ—"શ્રાવણની પુનમ, દુર્ગાનવમી, દૂર્વાષ્ટમી, શિવરાત્રિ ને બલિપ્રતિપદા, એ પૂર્વવિધ્ધા કરવી." આ વાકયથી શુકલચતુર્દશીશિવરાત્રિ પણ પૂર્વવિધ્ધા કરવી. આચારતિલકમાંતો આથી વિરૂદ્ધ વચન દેખાય છે કે, "માઘ ને ફાલ્ગુનના મધ્યમાં ચતુર્દશીશિવરાત્રિ પણ અમાવાસ્યાયુક્ત કરવી; અન્યથા કરે તો નિષ્ફલ થાય." એ રીતે પરવિધ્ધા

લેવાને કહ્યું છે. અત્રે જો કેવલ પૂર્વવિધ્ધા ને પરવિધ્ધા લેઈએ, તો અતિપ્રસંગ [નિયમ ન રહ્યાથી ઈચ્છા પ્રમાણે લેવાનું] આવશે; તેથી પુરાણાદિકમાં કહેલા કાલને અનુસારે નિર્ણય કરીએ છીએ.શિવપુરાણમાં કાલવિષે કહ્યું છે કે, "શિવને પ્રિય શિવરાત્રિ પ્રદોષકાલમાં પહોચતી લેવી; ને તેમાં ઉપવાસ કરી રાત્રે જાગરણ કરવું."એ વચનથી પૂર્વવિધ્ધા હોય કે પરવિધ્ધા હોય,તોપણ જે પ્રદોષવ્યાપિની હોય તે લેવી.

૪૧૯ પ્રદોષનું પરિમાણ સ્કંદપુરાણમાં:—"સૂર્યાસ્ત થયાપછી ત્રણ મુહૂર્ત્ત રાત્રિ [છ ઘડી] સુધી પ્રદોષકાલ છે."શિવરાત્રિ વિષે કહેવાનો આરંભ કરીને વિશ્વરૂપઃ—"દિવસનું વ્રત હોય ત્યારે દ્વિજોએ દિવસની ઉદયાત્ તિથિ લેવી; ને રાત્રિના વ્રતમાં પ્રદોષવ્યાપિની લેવી;"કારણ કે પહેલા વચનમાં પ્રદોષકાલ કહ્યોછે. શંકા કરેછે કે, "અર્ધરાત્રિની પહેલાં ત્રયોદશી વ્યાપ્ત હોય ને પછી ચતુર્દશીથતી હોય, તો શિવપ્રિય શિવરાત્રિ પૂર્વવિધ્ધા કરવી."એ કાલનિર્ણયમાં મનુના કહેલા વચન પ્રમાણે પ્રદોષકાલથી વધારે ત્રયોદશી હોય, ત્યારે ચતુર્દશી નિમિત્ત ઉપવાસ કરવાનો વિધિ દેખાય છે, તેથી પ્રદોષકાલની ચતુર્દશી લેવાનું કેમ બને? એ શંકાનું ઉત્તર એ છે કે, શંકાકારના વચનમાંજ ચતુર્દશીની પ્રદોષવ્યાપ્તિનું વિધાન દેખાય છે તે એવી રીતે કે, અર્ધરાત્ર એટલે રાત્રિના અર્ધભાગનો અર્ધ, એટલે પહેલા પહો માં ત્રયોદશીનો યોગ હોય, ત્યારે ત્રિમુહૂર્ત્તાત્મક પ્રદોષકાલમાં ચતુર્દશી પ્રદોષયુક્ત થાયછે; એવો અર્થ લીધાથી પ્રદોષકાલના વચનોને પણ તે અનુકૂલ થશે. 'પ્રદોષ વ્યાપિની લેવી.' એ વચનને અન્યથાપણું ન આવવું જોઈએ; માટે [વ્યાકરણ રીતે]'અર્ધરાત્ર' શબ્દમાં એક અર્ધનો લોપ માનીને બે અર્ધ શબ્દો છે, એમ સમજીને રાત્રિના અર્ધનું અર્ધ એવો સમાસ કર્યો છે.

૪૨૦ બીજું એજ વચનમાં કહ્યાપ્રમાણે અર્ધરાત્રના પૂર્વભાગસુધી ત્રયોદશીની વ્યાપ્તિવાળી ચતુર્દશી હોય, તો બીજે દિવસે જરૂર ચતુર્દશી પ્રદોષકાલમાં આવેજ, ત્યારે "હજાર વિધિવાક્ય કરતાં કાલની વ્યાપ્તિ બલવાન્ છે"એપ્રદોષકાલવ્યાપિની બીજા દિવસની તિથિ લેવાને બતાવનારા વચનથી અર્ધરાત્ર શબ્દના મુખ્યાર્થનો બાધ થયો; માટે લક્ષણા લેવાની જરૂર હોવાથી એક અર્ધ શબ્દની લોપલક્ષણા લીધી છે. મુખ્યાર્થનો બાધ થાય ત્યાં બીજો અર્થ લક્ષમાં

લેવો, તેનું નામ લક્ષણા છે, એવું લાક્ષણિક લોકોનું બોલવું છે.હવે દીપિકાકારે સ્મૃતિના અક્ષર પ્રમાણે પોતાના કરેલા શ્લોકમાં લખ્યું; તેથી તેનો દોષ નથી. એ બાબતમાં પૂર્વવિધ્ધાવચનો સ્કંદપુરાણમાંઃ—"કૃષ્ણાષ્ટમી, સ્કંદષષ્ઠી, શિવરાત્રિ ને ચતુર્દશી, એ પૂર્વવિધ્ધા કરવી, ને તિથિને અંતે પારણા કરવી." તેમજ અનંતઃ—"કૃષ્ણજયંતી ને શિવરાત્રિ એ અનુક્રમે સપ્તમી ને ત્રયોદશીયુક્ત હોય, તેમાં ઉપવાસ કરીને તિથિને અંતે પારણા કરવી." ઇત્યાદિ વાક્યો યોગ્ય છે. તિથિની ઘણીજ ઘટ હોવાથી બન્ને દિવસે પ્રદોષવ્યાપિની ચતુર્દશી નહોય-તો વ્રતમાં ચતુર્દશી પૂર્વા લેવી. તે વિષે બ્રહ્મવૈવર્તમાંઃ—"સૂર્યાસ્ત થયેથી નવ ઘડીસુધી ત્રયોદશીનો યોગ ચતુર્દશીમાં હોય, તે ચતુર્દશી વ્રતમાં લેવી, ને રાત્રે જાગરણં કરવું."

૪૨૧. જે વચન છે કે, "ત્રયોદશીને દિવસે મધ્યરાત્રે પહોચતી ચતુર્દશીમાં શિવરાત્રિવ્રત ને જાગરણ કરવું, તે " વચલા બે પ્રહરને મધ્યરાત્ર કહેવી." એ ઉપર કહેલા બ્રહ્મવૈવર્તના વચનની સાથે મળતા અર્થનું છે. એ અને 'अर्धरात्रात्पुरस्ताच्चेत्' એવું વ્યાખ્યાન છે, એ સર્વ વચનો તિથિની ઘટ હોય તે પક્ષમાં જાણવાં.માટે તિથિની અત્યંત ઘટના કારણથી વાયુપુરાણમાં કહ્યાપ્રમાણે બીજે દિવસે ચાર ઘડીના પ્રદોષમાં ચતુર્દશીની વ્યાપ્તિ નથી, [માટે પૂર્વવિદ્ધા લેવી.] સૂર્યાસ્તપછી ચાર ઘડી ત્રયોદશી ને પછી ચતુર્દશીનો યોગ હોય,તે દિવસે શિવરાત્રિવ્રત કરવું. વાયુપુરાણમાંઃ—"બીજે દિવસે વૃદ્ધિ કે સમતા હોય તો બીજી લેવી, એવું વચન છે." વિશ્વરૂપ પણઃ—"તિથિની વૃદ્ધિ હોય, ને બીજે દિવસે સૂર્યાસ્ત પછી રાત્રિમાં (પ્રદોષમાં) ચતુર્દશી હોય તો બીજી લેવી." તેમ જ્યારે બીજે દિવસે પ્રદોષવ્યાપિની હોય તો બીજી લેવી.

૪૨૨ તે વિષે કહ્યું છે કે, " માઘકૃષ્ણચતુર્દશી અમાવાસ્યાયુક્ત પ્રદોષમાં હોય તો, ત્રયોદશીયુક્ત ચતુર્દશી શિવપ્રિયા શિવરાત્રિ કરવી નહિ." એ વચનથી ત્રયોદશીયુક્ત ચતુર્દશી રાત્રિએ ન હોય તેમાં ઉપવાસાદિ કરવું, એવું જણાય છે. પણ એ વચન બીજે દિવસે પ્રદોષવ્યાપ્તિ હોય તો જાણવું. વળી આચાર તિલકમાંઃ—"ચતુર્દશી પાર્વતીનું ને દર્શ શિવનું રૂપ છે, માટે તે બેનો યોગ કલ્યાણકારક શિવયોગ કહેવાય છે." જયારે બન્ને દિવસ ચતુ-

દશી પ્રદોષકાલમાં પહોચતી હોય ને ત્રયોદશી સાયંકાલસુધી હોઈને રાત્રિમાં ન હોય, ત્યારે પૂર્વા શિવરાત્રિ કરવી. તે વિષે વારાહપુરાણમાં:—"હે દેવિ, ત્રયોદશી દિવસ જેટલીજ હોય ને સંધ્યાકાલથી આખી ચતુર્દશી હોય, તેને જાગરી શિવરાત્રિ કહે છે." એ વચનથી રાત્રિભાગમાં ત્રયોદશી ન હોવાથી ને ચતુર્દશી આખી રાત્રિમાં સંપૂર્ણ હોવાથી, પ્રથમ શિવરાત્રિનું ઉલ્લંઘન કરવાનું કારણ નથી; માટે પૂર્વા કરવી. "રાત્રિએ ત્રિશૂલ ધારણ કરીને શક્તિઓ અને ભૂતો ભ્રમણ કરે છે; માટે તેવી ચતુર્દશીમાં શિવપૂજન થવું જોઇએ." એવો નિર્ણય છે.

## અથ પારણાનો વિચાર.

૪૨૩. પ્રથમ શંકા કરે છે કે, વ્રતતિથિ અસ્તમાન પછી હોય ને પૂર્વવિદ્ધાનો ઉપવાસ કર્યો, અને તે વ્રતતિથિ બીજે દિવસે રાત્રિસુધી હોય ત્યારે, "જન્માષ્ટમી, રોહિણી ને શિવરાત્રિ પૂર્વવિદ્ધા કરવી; ને પારણા તિથિ કે નક્ષત્રને અંતે કરવી." એ વચનથી રાત્રે પારણા કરવાનું પ્રાપ્ત થયું; ને રાત્રે અમાવાસ્યામાં ભોજનનો તો નિષેધ છે. તે વિષે કાત્યાયનઃ—"ચતુર્દશી ને અષ્ટમીમાં દિવસે, અમાવાસ્યામાં રાત્રે અને એકાદશીમાં દિવસે ને રાત્રે ભોજન કરે, તો ચાંદ્રાયણપ્રાયશ્ચિત કરવું." માટે બીજે દિવસે તિથિનો અંત દહાડે ન હોય, ત્યારે પૂર્વતિથિમાં કેમ ઉપવાસ થાય? તે શંકાનું ઉત્તર એ છે કે, અમાવાસ્યામાં સ્વાભાવિક રોજના રાત્રિભોજનનો નિષેધ છે; વિધિથી પ્રાપ્ત થયેલાનો નથી. માટે અગ્નિષોમદેવતાના પશુહોમની પેઠે વિધિથી પ્રાપ્ત થયેલા પારણાનો નિષેધ કરવો અયોગ્ય છે.

૪૨૪ તથા બીજો પ્રકાર. "જો તે વ્રતતિથિ બીજે દિવસે અસ્તમાનસુધી પહોચતી હોય, તો દિવસેજ પારણા કરવાનો દોષ નથી," એવું કાલદર્શમાં છે. અથવા "ત્રણ પ્રહરથી અધિક વ્રતતિથિ હોય તો સવારેજ પારણા કરવી," એ વાક્ય આ બાબતમાં લેવું. "વ્રત કરનારે તિથિના વા ઉત્સવના અંતમાં પારણા કરવી.

## ઇતિ પારણાનિર્ણયઃ

જે વચન છે કે, "ફાલ્ગુનકૃષ્ણચતુર્દશીમાં ઉપવાસ કરીને નિત્યભોજન ને વિષયભોગનો પ્રયત્નથી ત્યાગ કરવો." તે પુનમીઆ મહીના પ્રમાણે લેવું. એ

અભિપ્રાયથી બીજાં માઘસ્નાન અને માસોપવાસાદિ વ્રતોનો પૌર્ણમાસીથીજ આરંભ થાય છે, એવો નિર્ણય છે. અથ સામાન્યચતુર્દશીનું નિરૂપણ કરીએ છીએ. "લિંગાર્ચન, રૂદ્રનો જપ, ત્રણ દિવસનું શિવવ્રત અને ગંગાજીમાં મરણ, એ ચાર પ્રકારથી મોક્ષ થાયછે."

૪૨૫ એવું કહીને કહ્યું છે કે, "એકાદશી, અષ્ટમી અને બન્ને પક્ષની ચતુર્દશીને શૌનકાદિ મુનિઓએ શિવતિથિઓ કહીછે." તેમાંની પહેલી (એકાદશી) નો ઉપવાસ કરવો; ને અંન્ત્ય (અષ્ટમી ને ચતુર્દશી) માં દિવસે ભોજન કરવું નહિ. તે વિષે કહ્યું છે કે, "અષ્ટમી ને ચતુર્દશીમાં દિવસે, અને એકાદશીમાં દિવસે ને રાત્રે ભોજન કરે,તો ચાન્દ્રાયણ કરવું."પદ્મપુરાણમાંઃ— "ચતુર્દશીમાં નક્તભોજન કરનારે સમાપ્તિમાં બે ગોપ્રદાન કરવાં. તેથી શિવપદ પમાય. એ રીતે શિવવ્રત જાણવું." વળીઃ—"ચિત્રાનક્ષત્ર ને મંગલવારયુક્ત કાર્તિકકૃષ્ણચતુર્દશીમાં મહાદેવનું પૂજન કરવાથી મનુષ્ય શિવપુરને પામે." તથાઃ—"પ્રેતચતુર્દશીમાં [ભાદ્રકૃષ્ણચતુર્દશી] શિવપ્રીત્યર્થે નક્ત કરેથી જેટલું પુણ્ય મળે, તેટલું સો યજ્ઞથી પણ ન મળે." વિશેષ એટલું કે, માષાન્નભોજન કરવું.

## ઇતિ સામાન્યચતુર્દશી

## અથ નૃસિંહચતુર્દશીનો નિર્ણય.

વૈશાખશુક્લચતુર્દશીમાં નૃસિંહવ્રત કરવું. તે વિષે નૃસિંહપુરાણમાં પ્રલ્હાદ ને નૃસિંહના સંવાદમાં નૃસિંહે કહ્યું છે કે, મારૂં વ્રત પાપનો નાશ કરનારૂં છે. ત્યારે પ્રલ્હાદ કહેછે કે, "હે પ્રભો, કયા માસમાં ને કયા વારમાં તે વ્રત થાયછે?" એવું પૂછ્યું, ત્યારે નૃસિંહ કહેછે કે, "વૈશાખશુક્લચતુર્દશીમાં મારા જન્મસંબંધી પુણ્યરૂપવ્રત કરવાથી સર્વ પાપનો નાશ થાય.એમાં સ્વાતિનક્ષત્ર, શનિવાર, સિદ્ધિયોગ ને વણિજકરણનો યોગ પુરૂષના સારા ભાગ્યથી દૈવયોગે મળે. એ સર્વ યોગ મળે તો કોટિ હત્યાનો નાશ થાય.એમાંથી એકના પણ યોગવાળો મારો દિવસ પાપને નાશ કરનારો છે. જેમને ફલથી ઈચ્છા હોય,તેમણે કેવલ મારે દિવસે વ્રત કરવું."

૪૨૭ વળી કહ્યું છે કે,"મને સંતોષ આપનારૂં આ વ્રત વર્ષોવર્ષ કરવું.મેં આ શ્રેષ્ઠ વ્રત ગુપ્ત રાખ્યું છે.હે પ્રલ્હાદજી,જન્મમરણથી બ્હીનારા લોકો જો એ કરે,તો તે-

મને હજાર દ્વાદશીનું ફલ મળે;એ હું મિથ્યા કહેતો નથી.સારો માણસ,જાણીજો ઇને ઉપવાસ કર્યાસિવાય મારા દિવસનું ઉલ્લંઘન કરે તો તે પાપી થાયછે, એમ સમજીને મારા દિવસમાં મારૂં ઉત્તમ (નૃસિંહ) વ્રત કરવું."વ્રતનો વિધિ નૃસિંહપુરાણમાંથી જાણવો. આ વ્રત ઉપવાસરૂપ છે; કારણ કે આગળ ઉપવાસનો મંત્રછે કે, "હે નૃસિંહ, હે દેવના દેવ, તમારા જન્મદિવસે હું સર્વ ભોગરહિત થઇ ઉપવાસ કરીશ." આ શુક્લચતુર્દશી 'चतुर्दश्या च पूर्णिमा' એ યુગ્મવાક્યથી ઉપવાસમાં પરવિદ્ધા લેવી. તથા બ્રહ્મવૈવર્તમાંઃ— "શુક્લપક્ષની અષ્ટમી ને ચતુર્દશી ઉપવાસમાં પરવિદ્ધા લેવી." સામાન્યચતુર્દશીના નિર્ણયપ્રમાણે આનો નિર્ણય લેવો.

ઇતિ નૃસિંહચતુર્દશીવ્રતનિર્ણય.

## અથ ભાદ્રપદશુક્લઅનંતચતુર્દશી.

૪૨૮ અનંતવ્રતથી સર્વ પાપનો નાશ થાયછે. તે વિષે વ્રતખંડમાંઃ—"મનુષ્યોના સર્વ પાપને હરણ કરનારૂં ભાદ્રપદશુક્લચતુર્દશીનું બીજું એક અનંતવ્રત છે." શીલા નામની ઋષિપત્નીએ આચરણ કરેલા અનંતવ્રતની આખ્યાયિકા [ઈતિહાસ]દ્વારાએ તેનો વિધિ પણ છે.તે એવી રીતે કે,"કૌંડિન્યઋષિ પોતાની નવીન પરણેલી, ઉત્તમ સ્વભાવની શીલા નામની સ્ત્રીને પરણ્યાપછી તેને બળદના ગાડામાં બેસાડીને ધીરે ધીરે માર્ગમાં ચાલતાં, મધ્યાન્હસમયે ભોજનવેળા થવાથી ગાડામાંથી ઉતર્યા; તે વખતે શીલાએ નદીના તીરમાં લાલ વસ્ત્ર પહેરેલી ને ભક્તિથી ચતુર્દશીમાં જનાર્દનદેવનું પૂજન કરનારી પુષ્કલ સ્ત્રીઓને જોઈ.તેમની પાસે જઇને તેણે તેમને પૂછ્યું કે,હે આર્યાઓ,તમે આ કયું વ્રત કરોછો,તે મને કહો." ત્યારે સ્ત્રીઓએ કહ્યું કે,"હે શીલે, આ અનંતવ્રત છે, એમાં અનંત નામના દેવનું પૂજન કરવું." તે સાંભળી શીલાએ પૂછ્યું કે, "એનો વિધિ દાન અને કયા દેવનું પૂજન થાયછે, તે સર્વ પ્રકાર મને કહો"

૪૨૯ સ્ત્રીઓઃ—"હે શીલે, નદીના તીરમાં જઈ નૈવેદ્ય કરવાયોગ્ય પુરૂષના નામવાળું ચોસઠ તોલા સારૂં અન્ન તૈયાર કર્યાપછી વિધિપૂર્વક સ્નાન કરી અનંત નામના દેવની આગળ કંકુથી રંગેલું, ચૌદ ગાંઠોવાળું દ્રઢ, દોરક નામનું સૂત્ર મૂકીને,તે સહિત તે દેવનું ગંધપુષ્પાદિથી પૂજન કરવું; અને પૂર્વ કરી મૂકેલા અન્નનો અર્ધો ભાગ બ્રાહ્મણને અર્પણ કરીને અર્ધો ભાગ પોતે જમ-

વો. પછી તે દોરકસૂત્ર પોતાના ડાબા હાથમાં ઝાલીને મંત્ર ભણવો કે, 'હે અનંતદેવ, હે વાસુદેવ, સંસારરૂપી મહાસમુદ્રમાં ડુબેલાનો અમારો ઉદ્ધાર કરો. અનંત, જય, વિજય, અનંતસૂત્રરૂપ તમને અમો [વારંવાર] નમસ્કાર કરીએ છીએ.' એ મંત્ર ભણીને તે દોરકસૂત્ર પોતાને હાથે બાંધીને સ્વસ્થ અંતઃકરણથી જમ્યાપછી પોતાને ઘેર જવું. હે ભદ્રે, આ વ્રતનો વિધિ તને કહ્યો. તે સાંભળી તરતજ શીલાએ તે વ્રત કરીને દોરક પોતાના હાથમાં બાંધીને વટેમાર્ગુ બ્રાહ્મણને અર્ધું અન્ન આપીને તથા અર્ધું પોતે જમીને હર્ષયુક્ત થઇ ગાડામાં બેશી પોતાના પતિસહિત ઘેર ગઈ." ભવિષ્યોત્તરપુરાણમાં આ વ્રતના સંબંધમાં એકભક્ત કરવાને શ્રીકૃષ્ણ ભગવાને યુધિષ્ઠિર રાજાને કહ્યું છે કે, "હે રાજા, ભાદ્રપદશુક્લચતુર્દશીમાં એકભક્તનો નિયમ કરી ભક્તિથી નદી, દેવખાત,(કુંડ)તીર્થ કે પાણીના ઝરણ વગેરેમાં સ્નાન કરીને અનંતવ્રત કરવાથી મનુષ્ય વિષ્ણુલોકમાં પૂજાય છે." એ પ્રમાણે અનંત વ્રતનો વિધિ છે.

## અથ અનંતવ્રતનો નિર્ણય.

૪૩૦ ભાદ્રપદશુક્લચતુર્દશી અનંતચતુર્દશી કહેવાય છે. તે મધ્યાન્હવ્યાપિની પરવિદ્ધા લેવી. તે વિષે ભવિષ્યોત્તરમાંઃ—"હે દ્વિજોત્તમ, પૌર્ણમાસીના વેધવાળી ચતુર્દશીમાં અનંતવ્રત કરવું," ઇતિહાસમાં મધ્યાન્હની ભોજન વેળાએ આ વ્રત કરવાનું કહ્યું છે, ને ભવિષ્યોત્તર પુરાણમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ યુધિષ્ઠિરને એકભક્તનો ઉપદેશ કર્યો છે એ બન્ને કારણથી, એકભક્ત કરીનેજ અનંતવ્રત કરવું. [ઇતિહાસમાં એકભક્ત શબ્દ નથી; ફકત મધ્યાન્હ શબ્દ છે, તેનો અને શ્રીકૃષ્ણે કહેલા એકભક્ત શબ્દનો અન્યોઅન્ય સંબંધ લાવવા વાસ્તે ગ્રંથકારે અક્તાધિકરણન્યાય બતાવેલો છે.] શર્કરા નામનો પદાર્થ અક્ત (ચોપડેલો) કરીને ધારણ કરવાને કહ્યો; પણ શાથી અક્ત કરવો, એવી આકાંક્ષા થઈ; ત્યારે શેષવાક્યમાં ધૃત એ તેજ છે, એવું શ્રવણમાં આવેછે, માટે ઘીથી અક્ત કરવો. [એ ન્યાય જૈમિનીએ બતાવેલો છે.] તે પ્રમાણે એકભક્ત મધ્યાન્હવ્યાપિની તિથિમાં કરવું. તે વિષે સ્મૃતિ સંગ્રહમાંઃ—"જે તિથિ મધ્યાન્હમાં પહોચતી હોય તે એકભક્તમાં લેવી." બન્ને દિવસ મધ્યાન્હવ્યાપિનીતિથિ હોય તો બીજી લેવી. કારણકે, "શુક્લપક્ષની અષ્ટમી ને ચતુર્દશી પરવિદ્ધા કરવી ને પૂર્વવિદ્ધા ન કરવી," એવું નિગમવાક્ય છે. વળી "ભાદ્રપદપૂ-

ર્ણિમાના યોગવાળી ચતુર્દશી મધ્યાન્હકાલમાં બે ઘડી પણ પહોચતી હોય તો, તેમાં અવિનાશી વિષ્ણુનું પૂજન કરવું". એ સ્કંદવચનથી બે ઘડી મધ્યાન્હ વ્યાપ્તિ ચતુર્દશી લેવાનો નિયમવિધિ ત્રયોદશીની નિવૃત્તિમાટે કર્યો છે; ને જો પૂર્વદિવસે મધ્યાન્હવ્યાપિની ચતુર્દશી હોય ને બીજે દિવસે તેમ ન હોય, તો પૂર્વા કરવી; કારણ કે, "હજારો વિધિવાક્ય કરતાં કાલની વ્યાપ્તિ બલવતી છે," એવું સ્મૃતિવચન છે.

૪૩૧ શંકા કરે છે કે, પૂર્વ દિવસે મધ્યાન્હવ્યાપિની ચતુર્દશીમાં વ્રત કરે તો, "બુદ્ધિવાન્ માણસે સૂર્યોદયથી આરંભ કરીને નક્તવ્રતાદિ કરવું; મધ્યાન્હ કે અપરાણ્હમાં કરવું નહિ. કારણ કે તે પિતરોનો કાલ છે." એ દક્ષવચનથી પ્રાતઃકાલે વ્રતતિથિ ન હોય તો વ્રતનો આરંભ કેમ થાય, એ દોષ આવે છે. તેનું ઉત્તર એ છે કે, પ્રધાન (મુખ્ય) કર્મને અનુસારે પ્રાતઃકાલે વ્રતતિથિ ન હોય, તોપણ અંગકર્મનો પ્રારંભ કરવામાં દોષ નથી. સોમયાગ કે પશુયાગ કરે, ત્યારે જેમ અગ્નીષોમદેવતાનો પશુ અમાવાસ્યા કે પૌર્ણમાસીમાં કરવો, એ શ્રુતિવાક્યથી જ્યારે વર્ષાઋતુમાં પ્રધાનતાથી અગ્નીષોમદેવતાનો પશુ કરે, ત્યારે શ્રુતિમાં કહ્યાપ્રમાણે અમાવાસ્યા કે પૂર્ણિમામાં કરવો; ને જ્યારે તે પશુ સોમયાગના અંગપણાથી કરે, ત્યારે ચતુર્દશીમાં કરવો; તેમ મધ્યાન્હકાલમાં અનંતપૂજાદિ પ્રધાનકર્મ કરવાને ચતુર્દશી હોય, ને સવારે તેનાં અંગકર્મ સંકલ્પાદિ કરતીવેળા ન હોય, તોપણ દોષ નથી. તે વિષે જૈમિનિઃ—અંગગુણ વિરુધ્ધ હોય [ અંગકર્મ કરવાવખતે જે કાલાદિ ગુણ જોઇએ તે ન હોય ] ત્યારે તાદર્થ્ય છે. ( અંગકર્મ પ્રધાનકર્મ માટે છે, તેથી પ્રધાનકર્મને કાલાદિ ગુણ મળ્યા, એટલે તે અંગકર્મને ન હોય, તોપણ જાણવા; માટે દોષ નથી."

૪૩૨ બન્ને દિવસ મધ્યાન્હકાલમાં ચતુર્દશી ન હોય, ત્યારે પૂર્વાચતુર્દશી વ્રતમાં લેવી. કારણ કે, "તિથિ આદિમાં જેટલી ઘટ કે વધ હોય, તેટલી તે કર્મ કરવામાટે પૂર્વતિથિમાં લેવી," એવું વચન છે; તેથી મધ્યાન્હ વ્યાપ્તિને અનુસારે તે વ્રત કરવું, એ સિદ્ધાંત છે. નિર્ણયામૃતમાંતો સૂર્યોદય વખતે પહોચતી તિથિમાં વ્રત કરવાનો સિદ્ધાંત કર્યો છે; પણ તે યોગ્ય નથી. તે સિદ્ધાંત લીધાથી અતિપ્રસંગ થશે. વાદીએ જે કહ્યું છે કે, શીલાની કથા-

શીરૂપી મુખ્યકાલનો ત્યાગ કરવા સંબંધી બોલવું મીમાંસક [ વિચારવંત પુરૂષ ] ને શોભતું નથી. માટે મધ્યાન્હકાલને અનુસરીને પરવિદ્ધામાં વ્રત કરવું. બીજું ઉપવાસવ્રતાદિ વિષે એક ઘડીની વ્યાપ્તિ લેવી. તથા સૂર્યોદય થાય કે દૈવિક કર્મકરવું. ઇત્યાદિ વાકયોથી સૂર્યોદયવખતે ચાર ઘડી પણ જે તિથિની વ્યાપ્તિ હોય, તેમાં દૈવિકકર્મ ને એકભકતાદિવ્રત કરવાનું નિર્ણયામૃતમાં કહ્યું; પણ તે અયોગ્ય છે. કારણકે એકભકતાદિ વ્રતમાં કર્મકાલવ્યાપિની તિથિ લેવી, એ વિચારને વિરોધ આવે છે. વ્રત વિષે બોધાયને વ્યવસ્થા કહી છે કે, "ઉપવાસવ્રતમાં ઉદયવખતની, નક્તમાં અસ્તસમયની અને એકભક્તમાં મધ્યાન્હવખતની તિથિ લેવી."

ઇતિ અનંતચતુર્દશીનિર્ણય.



## અથ માઘચતુર્દશી.

૪૩૫ માઘચતુર્દશીમાં અમુક દેવ ને તીર્થની ઉપાસના કરવાથી પુત્રપ્રાપ્તિ થાય છે. તે શ્રી હાટકેશ્વરમાહાત્મ્યમાં અટ્ટેશ્વર ને વસિષ્ઠકુંડ સંબંધી કહેવાનો આરંભ કરીને સૂતપુરાણિ ઋષિઓને કહેછે કે, "અટ્ટ નામના કોઇ વિખ્યાત અને સર્વ શત્રુને નાશ કરનાર પુરૂષે અટ્ટેશ્વર નામે પ્રસિદ્ધ મહાદેવ સ્થાપન કર્યા છે. ભક્તિથી જે તેનું દર્શન કરે તેના વંશનો ઉચ્છેદ થાય નહિ. અને જે માણસ શ્રદ્ધાયુક્ત થઇ ને માઘચતુર્દશીમાં તેનું પૂજન કરે, તેને સંતાન સંબંધી કંઇ પણ દુઃખ થાય નહિ." વળી તેમાંજઃ—"ત્યાં પુત્ર આપનારા વસિષ્ઠ નામના શુભ કુંડમાં, ઋતુમતી નારી સ્નાન કરવાથી તરત ગર્ભવંતી થાય; ને પુરૂષ પણ સ્નાનમાત્રથી અમોઘવીર્ય થાય." આ વસિષ્ઠકુંડમાં, "દંપતીએ જોડે સ્નાન કરવાથી તેમને સુપુત્ર પ્રાપ્ત થાય છે, માટે એ કુંડનું સુપુત્રક નામ છે. તેમાં સો વર્ષની ઘરડી સ્ત્રીને પણ ભક્તિથી સ્નાન કરી અટ્ટેશ્વરનાં દર્શન કરવાથી તુરત વંશ વૃદ્ધિ કરનારો પુત્ર થાય." એવું નાગરખંડમાં કહ્યું છે.

૪૩૬ અથ ભાદ્રપદકૃષ્ણચતુર્દશીને દિવસે રામહૃદમાં સ્નાનતર્પણાદિ કરેથી અનંત ફલ મળે. તે વિષે સ્કાંદ નાગરખંડમાંઃ—"જે નર ભાદ્રપદ કૃષ્ણચતુર્દશીને દિવસે રામહૃદમાં સ્નાન કરી પિતરોનું તર્પણ કરે, તે અશ્વ-

માં 'મધ્યાન્હે ભોજનવેળાએ' ઇત્યાદિ વચનનો આરંભ કરી 'लिङ्लोट् त व्य' પ્રત્યયયુક્ત પ્રેરણા કરનારાં વિધિવાક્યો નથી, તેથી તે ઇતિહાસમાત્ર છે. તેનું ઉત્તર કે, જો વિધિવાક્યો નથી, તો દોરકસૂત્રાનંતધારણાદિ અંગકર્મનો વિધિ કેમ કરીને થશે? કારણ કે વાદીના મતમાં, 'વ્રત કરવું' એ વિધિ વાક્ય તો પ્રધાનરૂપ અનંતપૂજન વિષે છે. કદાપિ વ્રત શબ્દનો અર્થ, 'સર્વ અંગસહિત પ્રધાન,' એવો કરે તો સર્વ કર્મને પ્રધાનપણુંજ આવશે, કેમકે દોરકબંધનાદિ અંગકર્મના વાક્યે વિધિવાક્ય નથી. તેથી (અંગપણાનો) વિશેષ લાભ ક્યાંથી થશે? [ આટલો અંગવિધિ ને આટલો પ્રધાનવિધિ એ કેમ જણાશે ? ]

૪૩૩ માટે અંગકર્મનો વિધિ સિદ્ધ થવાસારૂ ઇતિહાસમાં જરૂર તપાસવું જોઇએ. ત્યારે વાદી કહે છે કે તે શી રીતે કે તે અર્ધજરતીયન્યાય ( અર્ધી ઘરડી ને અર્ધી જવાન) પ્રમાણે જાણવો. એક વિધિ અંગ ભણી લેવો ને તેજ પ્રધાન ભણી લેવો, એવા બે ભાગ કરવા. [ પ્રધાન ભણીના ભાગને પ્રધાનવિધિ ને અંગ ભણીના ભાગને અંગવિધિ કરી જાણવો. ] વળી જે કહ્યું કે, શીલાએ મધ્યાન્હે વ્રત આરંભ્યું, માટે મધ્યાન્હમાં વ્રતારંભ કરવાનું આવ્યું; તે વિષે કહે છે કે, એમ નહિ. સ્ત્રીઓએ સવારથી આરંભેલું વ્રત શીલાએ મધ્યાન્હકાલમાં જોયાપછી ગૌણકાલમાં તે કર્યું, મુખ્યકાલમાં તેનો આરંભ કર્યો નથી, એવું તે ઇતિહાસપરથી જણાય છેજ. હવે જે કહ્યું કે, આ એક ભક્તવ્રત નથી, ને કેવલ પૂજનને અંગે ભોજનમાત્ર છે, તે બોલવું ચતુરાઇયુક્ત નથી. કારણકે "હે રાજા, ભાદ્રપદશુક્લચતુર્દશીમાં એકભક્તનો નિયમ કરીને ભક્તિથી વ્રત કરવું." એ વ્રતકલ્પોક્ત વચનનો બાધ લાવી શકાય નહિ, એવું કહી જે કહ્યું કે, અનંતપૂજનને પ્રધાનપણું છે, ને તે દૈવિકકર્મ છે, માટે 'પૂર્વાણ્હ દેવાનો' એ વાક્યથી તે પૂર્વાણ્હમાં કરવું, તે વિષે અત્રે કહીએ છીએ.

૪૩૪ 'પૂર્વાણ્હ દેવનો છે,' એ સામાન્યવાક્યથી જો પૂર્વાણ્હમાં અનંતપૂજનો વિધિ લેઈએ, તો મધ્યાન્હકાલે ચતુર્દશીમાં પૂજન કરવું, એ વિશેષ વાક્યની શી ગતિ કરવી? બીજું જે કહ્યું કે, ચતુર્દશીમાં વ્રતનો આરંભ કરીને પૂર્ણિમાના ભાગમાં પૂજનાદિ કરવું, તે પૂજનાદિ પ્રધાનકર્મના ચતુર્દ-

શીરૂપી મુખ્યકાલનો ત્યાગ કરવા સંબંધી બોલવું મીમાંસક [ વિચારવંત પુરુષ ] ને શોભતું નથી. માટે મધ્યાન્હકાલને અનુસરીને પરવિદ્ધામાં વ્રત કરવું. બીજું ઉપવાસવ્રતાદિ વિષે એક ઘડીની વ્યાપ્તિ લેવી. તથા સૂર્યોદય થાય કે દૈવિક કર્મકરવું. ઇત્યાદિ વાકયોથી સૂર્યોદયવખતે ચાર ઘડી પણ જે તિથિની વ્યાપ્તિ હોય, તેમાં દૈવિકકર્મ ને એકભકતાદિવ્રત કરવાનું નિર્ણયામૃતમાં કહ્યું; પણ તે અયોગ્ય છે. કારણકે એકભકતાદિ વ્રતમાં કર્મકાલવ્યાપિની તિથિ લેવી, એ વિચારને વિરોધ આવે છે. વ્રત વિષે આધાધાયને વ્યવસ્થા કહી છે કે, "ઉપવાસવ્રતમાં ઉદયવખતની, નક્તમાં અસ્તમસમયની અને એકભક્તમાં મધ્યાન્હવખતની તિથિ લેવી."

ઇતિ અનંતચતુર્દશીનિર્ણય.



## અથ માઘચતુર્દશી.

૪૩૫ માઘચતુર્દશીમાં અમુક દેવ ને તીર્થની ઉપાસના કરવાથી પુત્રપ્રાપ્તિ થાય છે. તે શ્રી હાટકેશ્વરમાહાત્મ્યમાં અટ્ટેશ્વર ને વસિષ્ઠકુંડ સંબંધી કહેવાનો આરંભ કરીને સૂતપુરાણિ ઋષિઓને કહેછે કે, "અટ્ટ નામના કોઇ વિખ્યાત અને સર્વ શત્રુને નાશ કરનાર પુરુષે અટ્ટેશ્વર નામે પ્રસિદ્ધ મહાદેવ સ્થાપન કર્યા છે. ભક્તિથી જે તેનું દર્શન કરે તેના વંશનો ઉચ્છેદ થાય નહિ. અને જે માણસ શ્રદ્ધાયુક્ત થઇ ને માઘચતુર્દશીમાં તેનું પૂજન કરે, તેને સંતાન સંબંધી કંઇ પણ દુઃખ થાય નહિ." વળી તેમાંજઃ—"ત્યાં પુત્ર આપનારા વસિષ્ઠ નામના શુભ કુંડમાં, ઋતુમતી નારી સ્નાન કરવાથી તરત ગર્ભવંતી થાય; ને પુરૂષ પણ સ્નાનમાત્રથી અમોઘવીર્ય થાય." આ વસિષ્ઠકુંડમાં, "દંપતીએ જોડે સ્નાન કરવાથી તેમને સુપુત્ર પ્રાપ્ત થાય છે, માટે એ કુંડનું સુપુત્રક નામ છે. તેમાં સો વર્ષની ઘરડી સ્રીને પણ ભક્તિથી સ્નાન કરી અટ્ટેશ્વરનાં દર્શન કરવાથી તુરત વંશ વૃદ્ધિ કરનારો પુત્ર થાય." એવું નાગરખંડમાં કહ્યું છે.

૪૩૬ અથ ભાદ્રપદકૃષ્ણચતુર્દશીને દિવસે રામહ્રદમાં સ્નાનતર્પણાદિ કર્યેથી અનંત ફલ મળે. તે વિષે સ્કાંદ નાગરખંડમાંઃ—"જે નર ભાદ્રપદ કૃષ્ણચતુર્દશીને દિવસે રામહ્રદમાં સ્નાન કરી પિતરોનું તર્પણ કરે, તે અશ્વ-

મેધનું ફલ પામી પરમ ગતિને પામશે." તથા:—"જે શસ્ત્રથી હણાયલાનું ભક્તિથી ત્યાં શ્રાદ્ધ કરશે, તે મરનાર પ્રેતપણાને પામી નરકમાં પડેલો હોય, ને ઘણો પાપી હોય, તોપણ તેનો ઉદ્ધાર થશે. માટે સર્વ પ્રયત્નથી શસ્ત્રે હણાયલાનું અને સર્પ, અગ્નિ, વિષ કે બંધનથી કમોતે મુએલાનું, શ્રાદ્ધ તે દિવસે રામ-હ્રદમાં શ્રદ્ધાપૂર્વક કરવું. તે દિવસે ત્યાં મરનારનું કરેલું શ્રાદ્ધ તેમને મુક્તિ આપે છે. જે પ્રેતપક્ષ [ભાદ્રકૃષ્ણચતુર્દશી] માં કેવલ જલથી ત્યાં પિતૃતર્પણ કરે, તો તે પિતરોના ઋણથી મુક્ત થઈ પિતૃલોકમાં પૂજાય છે. એ રીતે હે શૌનકાદિ ઋષિઓ, મેં તમને સર્વ પાપને નાશ કરનારૂં રામ-હ્રદનું માહાત્મ્ય કહ્યું."

ઇતિ રામ-હ્રદમાહાત્મ્ય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં શૈવવ્રતયુક્ત ચતુર્દશીનિર્ણય.

—:(૦):—

## અથ પૌર્ણમાસીનિર્ણય.

૪૩૭ ઉપવાસાદિ વ્રતમાં પૌર્ણમાસીતિથિ પરવિદ્ધા ને સાવિત્રીવ્રતમાં પૂર્વવિદ્ધા લેવી. તે વિષે કહ્યું છે કે, "સાવિત્રીઅમાવાસ્યા ને પૌર્ણમાસી, ગણેશચતુર્થી ને રંભાતૃતીયા, એ ઉપવાસમાં પૂર્વવિદ્ધા લેવી." સાવિત્રી સેવાયની પૂર્ણિમા વિષે **બ્રહ્મવૈવર્તમાં**:—"ચતુર્દશીયુક્ત અમાવાસ્યા ને પૌર્ણમાસી સાવિત્રીવ્રતસિવાય બીજાં વ્રતમાં લેવી નહિ." એ હેતુથીજ, "ચતુર્દશીસહિત પૌર્ણમાસી" એ યુગ્મવાક્ય સાવિત્રીવ્રત વિષે છે. સાવિત્રીવ્રતસિવાય પૂર્ણિમા ને અમાવાસ્યા પરવિદ્ધા લેવી. તે વિષે બૃહસ્પતિ:—"એકાદશી અષ્ટમી, ષષ્ઠી, પૌર્ણમાસી, અમાવાસ્યા ને તૃતીયા, એ પરવિદ્ધા લેવી." પૌર્ણમાસી વિષે જે પૂર્વવિદ્ધા વાક્યો છે, તેમની સાવિત્રીવ્રતમાં યોજના કરવી. તથા:—પ્રતિપદા, પંચમી, ચતુર્દશી, સાવિત્રીઅમાવાસ્યા ને પૂર્ણિમા, નવમી ને દશમી, એ ઉપવાસમાં પરવિદ્ધા લેવી નહિ." નક્ત ને એકભક્તાદિ વ્રતોમાં તત્કાલ પહોંચતી તિથિ લેવી.

ઇતિ પૌર્ણમાસી સામાન્યનો નિર્ણય.

## અથ પૌર્ણમાસીનો વિશેષનિર્ણય.

## અથ હોલિકાનિર્ણય.

૪૩૮ ફાલ્ગુનપૌર્ણમાસી જેને હોલિકા (હોલિ) કહે છે, તેનો નિર્ણય કહીએ છીએ હોલિકાપૌર્ણમાસી પ્રદોષકાલમાં પહોચતી લેવી. તે વિષે યાજ્ઞવલ્ક્ય:—"ફાલ્ગુનશુકલપૌર્ણમાસી હોલિકાપૂજનમાં પ્રદોષવ્યાપિની લેવી. હાની થવાના કારણથી અન્યથા (પ્રદોષકાલસિવાયની) ન લેવી." તથા ભવિષ્યત્પુરાણમાં:—"પૂર્વાણ્હમાં દેવનું, મધ્યાન્હમાં પિતરોનું ને પ્રદોષમાં હોલીનું પૂજન કરવું, એવો ધર્મછે.[બાલકો વગર પૂછે ગમે તે કરશે,]માટે તેમનું પ્રદોષ વખતે રક્ષણ કરવું." ગાર્ગ્ય:—"પૂર્ણિમાને દિવસે સૂર્યાસ્તવખતે પૂર્વ દિશામાં ચંદ્ર દેખાય એટલે વિધિયુક્ત હોલિનું પૂજન કરવું."

૪૩૯ "સંધ્યાકાલપછી થોડા થોડા તારા ઉગે, તે વેળાને સર્વાર્થસાધક ને ક્ષેમકારક વિજય નામનો યોગ કહેછે. સાયંકાલે સૂર્ય દેખાય નહિ, ને નક્ષત્રો ઉગે, તે વખતે શુભકારક હોલિનું પૂજન કરવું." તે હોલિકાપૂર્ણિમા પૂર્વદિવસે પ્રદોષમાં હોય ને બીજે દિવસે ન હોય,ત્યારે પૂર્વે કહેલા વચનથી તે પૂર્વ દિવસની લેવી. જો બન્ને દિવસે પ્રદોષકાલમાં ન હોય, એટલે પૂર્વદિવસે પ્રદોષમાં ચતુર્દશી,ને બીજે દિવસે તિથિની ઘટના કારણથી પ્રદોષમાં પ્રતિપદા હોય,ત્યારે પૂર્વદિવસે કરવી. કારણ કે, "શ્રાવણીપુનમ, દુર્ગાનવમી, દૂર્વાષ્ટમી, હોલિ, શિવરાત્રિ ને બલિપ્રતિપદા, એ પૂર્વવિદ્ધા લેવી," એવું બૃહદ્યમ વચન છે. આ હોલિકાપૂજનમાં વિષ્ટિકરણ આદિનો દોષ નથી.

૪૪૦ તે વિષે ગાર્ગ્ય:—"વિષ્ટિકરણ,મંગલવાર,વ્યતીપાત, વૈધૃત અને જે નક્ષત્રમાં સૂર્ય હોય તે પ્રત્યર્કનક્ષત્ર મધ્યાન્હ પછી આવે તો શુભ છે." ભવિષ્યોત્તરમાં:—"રક્ષાબંધન, [રાખડી બાંધવી તે.] સ્ત્રીઓનું ઋતુસ્નાન, કાર્તિકી પુનમ, રજોત્સવ (ગોધૂલિકોત્સવ) એમાં વિષ્ટિ હોય, તોપણ દેવીપૂજનનો દોષ નથી; એ કામમાં વિષ્ટિ શ્રેષ્ઠ છે." "દિવાભદ્રા (તિથિના પહેલા અર્ધ ભાગમાં વિષ્ટિ આવેછે તે) જો રાત્રે આવે, ને રાત્રિભદ્રા (તિથિના ઉત્તરાર્ધમાં આવેછે તે) જો દિવસે આવે, તો ભદ્રા (વિષ્ટિ) ભદ્રદા એટલે કલ્યાણકારી થાયછે." દેવીપુરાણમાં પણ દેવી કહેછે કે, "ભદ્રા તે હું, ને હું તે ભદ્રાજ છું. મારામાં ને ભદ્રામાં કંઈ પણ અંતર નથી.ભદ્રામાં મારૂં અર્ચન કરનારને હું સર્વ સિદ્ધિ આ-

પીશ. ને હોલિકાનું પૂજન ભદ્રામાં વિહિત છતાં જો ભદ્રાનો ત્યાગ કરીને તે કરે તો, રાજ્યનો ને દેશનો નાશ થાય." તથાઃ—"વાદવિવાદ, શસ્ત્રનો પ્રહાર, ભયપીડા, રાજાને મળવું, રોગપીડા ને ઔષધ, એટલાં કાર્ય કરવામાં વિષ્ટિ શ્રેષ્ઠ છે." તથાઃ—"બલિપ્રતિપદા, દીવાળી, હોલિ, ભાઇબીજ, જય મંગલ, ઈષ્ટની પ્રાપ્તિ અને રાજા સન્માન આપે તે, એટલે ઠેકાણે ચંદ્ર, ભદ્રા, કુલિક અને અર્ધયામનો દોષ નથી. યોગિ યાજ્ઞવલ્ક્યઃ—"શ્રાવણી, વૈશાખી ને હોલિની પૌર્ણમાસીઓમાં ને સર્વ દેવીની પૂજામાં વિષ્ટિનો દોષ નથી." હોલિપૂજનમાં બીજો વિશેષ પ્રકાર એ છે કે, પ્રદોષકાલમાં ચતુર્દશી હોય તો, તે પ્રદોષકાલમાંજ હોલિ પ્રગટવાનો નિયમ નથી. પ્રદોષમાં પુનમ ન હોય તો, ગૌણકાલમાં પણ હોલિનું પૂજન કરવું. તે વિષે કહ્યું છે કે, "પ્રદોષથી આરંભીને મધ્યરાત્રસુધી હોલિપૂજન શુભ છે. પણ તેમાં જ્યોતિષીના મુખથી સમજી લઈને વિષ્ટિનું મુખ તજવું." [વિષ્ટિનું મુખ હોય, તે વખતમાં હોલિ ન પ્રગટાવવી.] ચતુર્થીઆદિ તિથિમાં વિષ્ટિમુખના જ્ઞાનનો પ્રકાર જ્યોતિષીઓએ કહ્યો છે.

૪૪૧ તે એવી રીતે કે, "શુક્લપક્ષમાં ધુ, જા, ટે, ણી ને કૃષ્ણપક્ષમાં ગૈ, છિ, ઝૂ ઢ, એ અક્ષરોમાં વ્યંજનોથી તિથિઓ, ને સ્વરથી પ્રહર ને દિશાઓ જાણવી." એમાં કકારાદિની ગણતરી પ્રમાણે વ્યંજનની સંખ્યાએ તિથિઓ લેવી, ને અકારાદિની ગણતરી પ્રમાણે સ્વરની સંખ્યાએ પ્રહર લેવા[એટલે શુક્લપક્ષમાં 'ધુ'શબ્દમાં ઘ વ્યંજનછે, ને તે કક્કાવળીમાં ચોથો અક્ષરછે, તેથી ચતુર્થીતિથિ સમજવી ને 'ઉ' સ્વરાવળીમાં પાંચમોસ્વરછે, તેથી ચતુર્થીનો પાંચમો પ્રહર લેવો. [આ રીતે શુક્લચતુર્થીના પાંચમા પ્રહરમાં વિષ્ટિનું મુખ આવ્યું.] એમ ગણતાં પૌર્ણમાસીના ચોથા પ્રહરમાં વિષ્ટિનું મુખ આવેછે. મુખનું પ્રમાણ પાંચ ઘડીસુધી છે. [પુનમનો અક્ષર 'ણી' તેમાં કકારથી ગણતાં 'ણ' પંદરમો વ્યંજન છે, એટલે પુનમ પંદરમી તિથિ લેવી. ને 'ઈ' દીર્ઘ છે તે અકાર સ્વરથી ગણતાં ચોથી આવેછે, તે પ્રમાણે ચોથો પ્રહર લેવો; એટલે શુક્લપક્ષમાં પૂનમના ચોથા પ્રહરમાં પાંચ ઘડીસુધી વિષ્ટિમુખ સમજવું. અહીં દિવસે કે રાત્રે જ્યારે તિથિ બેસે, ત્યારથી તિથિના પ્રહર ગણવા; સૂર્યોદયથી ગણવા નહિ; એટલે કોષ્ઠક પ્રમાણે જોયાથી સમજવામાં આવશે.] એ વિષ્ટિમુખ મંગલકાર્યમાં તજવું, તે વિષે રત્નમાલામાંઃ—"મંગલકાર્યમાં વિષ્ટિમુખ તજવું." મુખની નીચે પુચ્છ છે, ને

તેનું પ્રમાણ ત્રણ ઘડીનું છે. પુચ્છમાં મંગલકાર્ય કરવા વિષે લલ્લઃ—"વિષ્ટિના પુચ્છમાં શુભ કે અશુભ સર્વ કાર્યો સિદ્ધ થાય, એમાં સંશય નથી."[વિષ્ટિવાળી તિથિ જે ઘડીએ બેસે, ત્યાંથી આઠ પ્રહર રહે; તેમાં ચાર પ્રહર વિષ્ટિ, ને ચાર પ્રહર કરણ હોય છે. તે તિથિના પહેલા ચાર પ્રહરને પૂર્વાર્ધ ને પછીના ચાર પ્રહરને ઉત્તરાર્ધ જાણવા. તેમાં શુક્લપક્ષની ચતુર્થી ને એકાદશી, અને કૃષ્ણપક્ષની તૃતીયા ને દશમી, એ ચાર તિથિઓના ઉત્તરાર્ધમાં વિષ્ટિ હોયછે. તેમજ શુક્લપક્ષની અષ્ટમી ને પુનમ, અને કૃષ્ણપક્ષની સાતમ ને ચૌદશના પૂર્વાર્ધમાં વિષ્ટિ હોયછે; તેથી ઉપરના 'ધુ' ઇત્યાદિ અક્ષરોના સ્વર પ્રમાણે જયાં ચારથી વધારે પ્રહર આવે, ત્યાં કોષ્ઠકોમાં ઉત્તરાર્ધની વિષ્ટિવાળી તિથિના પહેલા ચાર પ્રહર કાપીને એકની ગણતરી પ્રમાણે મૂકેલા છે. જેમ ચતુર્થીનો 'ધુ' અક્ષરનો પાંચમો પ્રહર આવ્યો ને તેના ઉત્તરાર્ધમાં વિષ્ટિછે,માટે પાંચ પ્રહરમાંથી ચાર પ્રહર કમી કર્યા, એટલે શુક્લચતુર્થીના ઉત્તરાર્ધનો પહેલા પ્રહરનો એકડો કોષ્ટકમાં મૂક્યો છે. તેમ સર્વે ઉત્તર દલ (ઉત્તરાર્ધ)વિષે જાણવું.] મધ્યરાત્રથી પહેલાં હોલિનું પૂજન કરવું.

૪૪૨ તે વિષે બીજી સ્મૃતિમાંઃ—"મધ્યરાત્રિપછી વિષ્ઠિનું પુચ્છ આવે, તો સુખસૌભાગ્યદાયી હોલિ પ્રદોષકાલમાંજ પ્રગટાવવી" જે વચન છે કે, "વિષ્ટિમાં હોલિ પ્રગટાવે તો દેશનો ભંગ થાય ને નગરનું ઇષ્ટ થાય નહિ; માટે વિષ્ટિ તજવી." તથાઃ—"વિષ્ટિમાં શ્રાવણીપુનમ ને હોલિ કરે, તો શ્રાવણી રાજાઓને હણે,ને હોલિ ગામને બાળે."તે વચન બીજે દિવસે પ્રદોષ કાલમાં પુનમ હોય, તો પહેલે દિવસે વિષ્ટિનો નિષેધ કરનારૂં છે. એનો એ અભિપ્રાય છે કે, જો પૂર્વદિવસે પ્રદોષકાલમાં પુનમ બેસીને બીજે દિવસે થોડી પણ રાત્રે પહોચતી હોય, તો બીજે દિવસે હોલિ કરવી. તે વિષે જ્યોતિઃ **શાસ્ત્રમાંઃ**—"જો આગલ તિથિની ઘટ, સમતા કે વૃદ્ધિ હોય, તોપણ બીજે દિવસે રાત્રે હોલિ કરવી." આ વચન પણ બીજે દિવસે રાત્રે પુનમ હોય તો જાણવું; ને પહેલાં કહેલા યાજ્ઞવલ્કયવચનથી બીજે દિવસે રાત્રે પૌર્ણમાસીમાંજ હોલિ પ્રગટાવવી; પ્રતિપદામાં પ્રગટાવવી નહિ. તે વિષે **આચારતિલકમાંઃ**—"પૌર્ણમાસીમાં હોલિ ને પ્રતિપદામાં ભસ્મવંદન (ધૂલેટી)કરે, તો રાજાપ્રજાને સુખ ને ક્ષેમ થાય." વાસ્તે પ્રતિપદામાં હોલિકાપૂજન કરવું નહિ.

૪૪૩ જ્યોતિઃશાસ્ત્રમાંઃ—"પ્રદોષમાં પૌર્ણમાસી ન હોય, તો રાત્રે હોલિ પૂજવી. જો પ્રતિપદામાં પૂજે, તો પ્રજાનો નાશ થાય. રાત્રે પૌર્ણિમાસી હોય તેનું ઉલ્લંઘન કરીને પ્રતિપદામાં હોલિ કરે, તોમરણાદિક થાય." તથાઃ—"રક્ષા (રાખડી) બંધન ને દેવીને બલિદાન [નવરાત્રમાં થાયછે તે]એ બન્ને અનુક્રમે નંદા [પ્રતિપદા ને નવમીમાં થાયછે તે]માં કરે તો તે મૃત્યુનું કારણછે. તેમજ ભદ્રા (બીજ) માં ગોક્રીડા ( દીવાલીને પડવે થાય છે તે, ) ન કરવી; ને વન્હિ (પ્રતિપદા) માં હોલિ ન કરવી." એજ અર્થ મૂળમાં પણ છે. આચારતિલકમાંઃ—"પ્રતિપદામાં હોલિ ને બીજમાં ભસ્મવંદન કરે, તો રાજાને છત્રભંગ ને પ્રજાને દુર્ભિક્ષ થાય."ગાર્ગ્યે પણ પ્રતિપદામાં હોલિકાનો નિષેધ કહેછે કે; "સૂર્યાસ્ત થયાપછી કેટલીક વારે ચંદ્રોદય થાય [પ્રતિપદાનો સંભવ હોવાથી ] તેમાં હોલિનું પૂજન કરે તો [તે સર્વને] સંતાપકારક થાય." હવે ઘટ કે વૃદ્ધિના કારણથી બીજે દિવસે સૂર્યાસ્ત પહેલાંજ પ્રતિપદા થતી હોય, તો હોલિ પૂર્વ દિવસે કરવી. કારણકે "તિથિ એજ કર્મનું શરીર, સાધન, પ્રમાણ ને કારણ છે," એવું લલ્લવચન છે; વિષ્ટિનું મુખ વર્જવા વિષે વિશેષ શ્રવણ છે તેથી, અને વિષ્ટિમાં હોલિ પૂજવા સંબંધી પુષ્કલ વચનો છે તેથી, તેમજ પ્રતિપદામાં હોલી પ્રગટાવવાનો નિષેધ પણ હોવાથી વિષ્ટિમાં હોલિ ન કરવા બાબત નિષેધક વચનો વિષ્ટના મુખમાંજ તે પ્રગટાવવાનો નિષેધ કરનારાં જાણવાં. સંપૂર્ણ વિષ્ટિમાં નિષેધ કરનારાં નથી.

૪૪૪ હવે જે વચન છે કે, "સાઢાત્રણ પ્રહર દિવસસુધી પુનમ હોય, ને બીજે દિવસે પ્રતિપદાની વૃદ્ધિ હોય, તો પહેલે દિવસે હોલિ કરવી." તે વચન સાથે "સૂર્યાસ્ત સુધી ચતુર્દશી ને પછી પૌર્ણમાસી હોય, અથવા પૌર્ણમાસી રાત્રે બેસીને બીજે દિવસે ચતુર્દશીની પેઠે સૂર્યાસ્ત સુધી હોય, ને ત્યારપછી પ્રતિપદા હોય, તો વિષ્ટિયુક્ત પૂર્વદિવસની હોલિકાપુનમ કરવી; ને પ્રતિપદાની બીજે દિવસે વૃદ્ધિ હોય, તોપણ પ્રતિપદામાં તે ન કરવી." આ બ્રહ્મપુરાણવચનનો વિરોધ આવેછે, તેથી તે સાઢા ત્રણ પ્રહરની પુનમ લેવાને બતાવનારૂં વચન શ્રાદ્ધવ્રતાદિક માટે જાણવું. [હોલિકા માટે નહિ.] હવે જે કોઈએ આ વચનના બલથી પ્રતિપદામાં હોલિ પ્રગટાવવાનું કહ્યું છે; પણ તે ઉપર કહેલાં ઘણાં વચનોની સાથે વિરૂધ્ધ હોવાથી ન લેવું. કારણકે જ્યાં

વિરોધ આવે, ત્યાં જે પક્ષભણી વધારે મત હોય, તે લેવાનો ન્યાય છે; તેમજ જે કાલમાં જે તિથિનું જે કર્મ કહ્યું હોય, તે કાલમાં તે તિથિ હોય તો તેમાં કરેલું કર્મ ફલ આપેછે, એ રહસ્યછે. કેમકે, "જે કર્મનો જે કાલ વિહિત હોય, કર્મ કરવાં; તેમાં પહોચતી તિથિમાં તે, ઘટવધ જોવી નહિ." એવું સ્મૃતિવચન છે. તેમ "શ્રાધ્ધકાલ (કુતપ ને રોહિણ) માં પૂર્ણા (અમાવાસ્યા કે પૌર્ણમાસી) હોય, ને અપરાણ્હકાલથી પ્રતિપદા હોય, તો શ્રાધ્ધ કરીને સાયંકાલે અનુક્રમે ઉલ્મુક [મેરમેરીયું] કે હોલિ કરવી." ઉપરના વચનથી એનો પણ નિરાસ થયો. કારણકે દિવસે હોલિનો નિષેધ છે; તેથી પ્રતિપદામાં હોલિ કરવી, એ દોષ તો રહ્યોજ.

૪૪૫ વળી "આષાઢી, કાર્તિકી, માઘી ને વૈશાખી પૌર્ણમાસીઓ સ્નાનદાનરહિત નિષ્ફલ જવા દેવી નહિ." ઇત્યાદિ વિશેષ વચનથી બીજી સર્વ પૌર્ણમાસીમાં શ્રાધ્ધનો નિયમ છે, માટે હોલિનો ને શ્રાધ્ધનો પૂર્વાપર કરવાનો નિયમ નથી. [શ્રાધ્ધ સર્વ પૂનમોમાં થાય છે, ને હોલિ ફાલ્ગુની પુનમમાંજ છે, તેથી શ્રાદ્ધ કરીને પછી હોલિ કરવી, એવો હોલિનો ને શ્રાદ્ધનો સંબંધ નથી]

## અથ હોલિમાં કરવાનો વિધિ.

"રાજાએ સર્વ લોકને અભય આપવું કે, તેઓ પોતાની ઈચ્છા પ્રમાણે હસે રમે, ને લાકડાની તરવારો લેઇને બાલકો મોટા યોદ્ધાની પેઠે હર્ષથી બારણે નીકળી યુદ્ધ કરવામાં ઉત્સાહવાન થાય. હે યુધિષ્ઠિર રાજા, આ પુનમ સર્વ સારવાળી છે. એમાં રાત્રિએ બાલકોનું રક્ષણ કરવું; ને પોતાના ઘરના આંગણામાં છાણથી ચોખંડુ લીંપીને તેના ઉપર સૂકાં લાકડાં, છાણાં ને પરાળ કે ઘાસ વગેરેનો મોટો ઢગલો કરીને **'रक्षोघ्न'** મંત્ર ભણી તે ઢગલામાં વિધિવત્ અગ્નિ પ્રગટાવીને, બ્રાહ્મણોએ તેમાં સર્વ દુષ્ટ ને દુઃખને નાશ કરનારો હોમ કરવો; તેથી તેને હોલિકા કહે છે. એ આડાઢા નામની હોલાનું પૂજન દુઃખની શાંતિ કરનારૂં છે. પછી તે અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરી ગર્જનાઓ કરવી ને હસવું." પ્રદક્ષિણાના મંત્રનો અર્થ, "હે પાવક (પાવન કરનાર) અગ્નિ, તું સર્વ પ્રાણિઓનાં અંતરમાં રહેનાર છું. હું હોલિની પ્રદક્ષિણા કરૂં છું, તેથી તું સર્વદા મારૂં રક્ષણ કર.

૪૪૬ પછી પ્રાર્થના કરવી કે, "હે વસંતઋતુ ને મદનને પ્રિય હોલિકે

દેવી, આ શિશિરઋતુના અંતમાં તું આવી છું. તારી હું વિધિવત્ પૂજા કરૂંછું, તે ગ્રહણ કર. ને શીત [ટાઢ] ના ભયથી મારાં કરેલાં નિષિદ્ધાચરણનું પાપ તું નાશ કરજે. "પ્રતિપદામાં સવારે સ્નાન કરી દેવતાઓનું તર્પણ કરીને સર્વ દુઃખ શાંતિને માટે હોલિનું ભસ્મવંદન (ભસ્મ શરીરે ચોળવી તે) કરવું." તેનો મંત્રઃ–"હે ભૂતે, [ ઐશ્વર્યવાળી] ઇંદ્ર, બ્રહ્મા ને શંકરે તારૂં વંદન કર્યું છે, માટે તું સર્વ પ્રાણિઓને ઐશ્વર્ય આપનારી થઇને સર્વેનું રક્ષણ કર." બીજો મંત્રઃ–'હે આંબાના વૃક્ષ, તારૂં પુષ્પ વસંતનો શ્રેષ્ઠ દૂત છે. તેને સર્વ કામસિદ્ધિ માટે ચંદન સહિત હું પી જાઉંછું." "આમ્રવૃક્ષનું પુષ્પ આયુષ ને આરોગ્યની વૃદ્ધિ કરનારૂં છે, વાસ્તે સુખપ્રાપ્તિસારૂ તે પીઉંછું."

## ઇતિ હોલિકાનો નિર્ણય.

---

## અથ શ્રાવણીનો નિર્ણય.

૪૪૭ શ્રાવણીપુનમમાં દેવકર્મ પૂર્વાણ્હમાં, ને પિતૃકર્મ અપરાણ્હમાં કરવું. તે વિષે ભવિષ્યોત્તરમાંઃ—"શ્રાવણમાસને અંતે પૂર્ણિમાને દિવસે બુદ્ધિમાન્ પુરુષે સૂર્યોદયવેળાએ શ્રુતિસ્મૃતિમાં કહેલા વિધિ પ્રમાણે સ્નાન કરી, શુદ્ધ જલથી દેવતાઓ ને પિતરોનું તર્પણ કરીને ભક્તિથી વેદપ્રીત્યર્થ બ્રહ્માનું શ્રાદ્ધ કરવું.શૂદ્ર લોકોએ વેદમંત્રરહિત સ્નાન ને દાન કરવું શ્રેષ્ઠછે." તથા તેમાંજ કહ્યુંછે કે, "તે દિવસે ઉપાકર્માદિ (બળેવ) ને ઋષિતર્પણ કરીને અપરાણ્હમાં રક્ષા [રાખડી] બંધન કરવું." વળી કહ્યુંછે કે, "તે દિવસે રક્ષાબંધનમાટે હોમ કરીને સર્ષવ ને અક્ષતયુક્ત રક્ષાપોટલી કરવી." તથાઃ–"સર્વ વિઘ્નની શાંતિકારક દૂર્વા, શુભવર્ણક [રંગેલા અક્ષત] સહિત રક્ષાબંધન કરવું."

૪૪૮ શંકા કરેછે કે, "શ્રાવણીપુનમ, દુર્ગાનવમી, દૂર્વાષ્ટમી, હોલિ, શિવરાત્રિ ને બલિપ્રતિપદા, એ પૂર્વવિદ્ધા કરવી." આ બૃહદ્યમ વચનમાં શ્રાવણી પૂર્વવિદ્ધા લેવાને કહ્યું; પણ તેમાં વિષ્ટિ હોય છે ને વિષ્ટિયુક્ત શ્રાવણીવિષે તો વિશેષ બીજી સ્મૃતિમાંઃ–"વિષ્ટિમાં શ્રાવણી ને ફાલ્ગુની બે ન કરવી. વિષ્ટિયુક્ત શ્રાવણીમાં ઉપાકર્મ કરે, તો રાજાનો નાશ થાય, ને વિષ્ટિયુક્ત ફાલ્ગુનીમાં હોલિ કરે તો ગામ બળે, એવો નિષેધછે." તેનું કેમ કરવું? એ શંકાનું ઉત્તર.

શ્રાવણીનું પૂર્વવિદ્ધાવિધાન હોવાથી ઉપાકર્માદિ શ્રાવણીકર્મ વિષ્ટિમાં પણ થાય છે. કારણકે તે કર્મ પૂર્વાણ્હમાંજ કરવાનું કહ્યું છે. નિષેધ તો રક્ષાબંધન વિષે છે. કારણકે તેનું સારા મુહૂર્ત્તમાં વિધાન છે, એવી વ્યવસ્થા લેવી.

૪૪૯ તથા બીજું ઉત્તર. "પછી અપરાણ્હમાં રક્ષાપોટલી કરવી." અન્હ એટલે પૂર્ણિમાના ઉત્તરાર્ધ (અપરાણ્હ)માં રક્ષાબંધનનું વિધાનછે;ને તેમાં વિષ્ટિ હોતી નથી. "ઘરમાં ચોખંડુ લીંપીને તેની ઉપર ચતુષ્ક (બાજઠ) ની ઉપર સિંહાસન મૂકીને રાજાએ અમાત્ય વગેરે સહિત બેસીને સુમુહૂર્તમાં રક્ષાબંધન કરાવવું."તેનો મંત્રાર્થ."જે ઈશ્વરીસત્તાથી દાનવોના ઇંદ્ર બલિરાજાને બાંધ્યો છે,તેથી હું તને બાંધુંછું માટે તું રક્ષણ કર ને ચલિત ન થઈશ.ન થઇશ."તથાઃ— "બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વગેરેએ ભક્તિથી બ્રાહ્મણોનું પૂજન કરીને રક્ષાબંધન કરવું. આ વિધિથી જે રક્ષા બંધન કરે છે, તે વર્ષસુધી સર્વ દોષરહિત ને સુખી થાય છે." તથાઃ—" આષાઢી પુનમ, અષ્ટમી કે ચતુર્દશીમાં રાત્રિએ ઉમાપતિનું, ને શ્રાવણીપુનમે બીજા દેવોનું પવિત્રાંથી પૂજન કરવું." વળી શ્રાવણીમાં શ્રવણદેવનું પૂજન કરવું. તેનો મંત્રઃ—"યક્ષગોત્રમાં ઉત્પન્ન થયેલા શ્રવણને હું નમસ્કાર કરૂં છું. હે શ્રવણ, તું શાંતિ કરીને મારૂં ક્ષેમ કર."

ઇતિ શ્રાવણીનિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં હોલિકાદિ પૌર્ણમાસીનો નિર્ણય.

૪૫૦ અથ ઉપવાસવ્રત વિષે કંઇક સાધારણ કહે છે. દેવલઃ—"કાષ્ઠથી દંતધાવન, હિંસા, જૂઠ, તેલ, વારંવાર પાણી પીવું, સ્ત્રીભોગ, દિવસે સૂવું, તાંબૂલ ને માંસભક્ષણ,એટલાં વાનાં વ્રતદિવસે તજવાં." માંસનો નિષેધ ક્ષત્રિયમાટે છે; કારણકે બ્રાહ્મણને તો તેનો નિત્ય નિષેધજ છે. વૃદ્ધવસિષ્ઠઃ—"ઉપવાસમાં ને શ્રાદ્ધમાં કાષ્ઠથી દાતણ કરવું નહિ."વ્યાસઃ—"દંતકાષ્ઠનો નિષેધ કરેલી તિથિમાં પાણીના બાર કોગળા કરવાથી મુખશુદ્ધિ થાય છે. જીભ ઘસવાને શુદ્ધ પાંદડાં લેવાં." જોકે તાંબુલભક્ષણ ને સ્ત્રીભોગનો સાધારણ રીતે નિષેધ કર્યો,પણ પોતાની સ્ત્રી સાથે ઋતુકાલે ગમન, તેનો સ્પર્શ, દર્શન કે ભાષણથી વ્રતનો લોપ થતો નથી. [પરસ્ત્રીને વિકારદ્રષ્ટિથી જોવા વગેરેથી વ્ર-

કરીને વિધિપૂર્વક દાન આપવાથી વ્રત સફલ થાય." અહીં જનાર્દન શબ્દથી વ્રતના જે દેવતા હોય, તે લેવા. "રજસ્વલાએ પણ પાંચમે દિવસે કરવું; અગર પોતાના પતિની કે અન્યની યોજના કરવી." એકાદશી વિષે વારાહપુરાણમાં:— "મનુષ્યે સૂતકમાં સ્નાન કરી શ્રીહરિને માનસિક નમસ્કારપૂર્વક એકાદશીનો ઉપવાસ કરવાથી વ્રતનો લોપ થાય નહિ."

૪૫૫ વ્રતદિવસે વર્જિતકરવાના પદાર્થો વિષેકૂર્મઃ—"વ્રતને દિવસે ચાંડાલ, સૂતિકા, પતિત ને રજસ્વલાને સ્પર્શ કરવો નહિ, ને તેમની સાથે ભાષણ પણ કરવું નહિ." સ્પર્શાદિ કરે તો પ્રાયશ્ચિત્ત વિષ્ણુપુરાણમાં:—"ચાંડાલાદિને સ્પર્શ કરે તો, સ્નાન કરીને સૂર્યનું દર્શન કરવાથી, ને ભાષણ કરે તો પવિત્ર કરનાર અચ્યુત ભગવાનનું ચિંતન કરવાથી પવિત્ર થાય; ને તેમને જુએ તો બુદ્ધિમાન્ પુરૂષે સૂર્યનું દર્શન કરવું." વિષ્ણુરહસ્યમાં:—"ભાષણ કરવા લાયક ન હોય, તેની સાથે ભાષણ કરે, તો પારણાને દિવસે તુલસીપત્ર કે આમળું ભક્ષણ કરેથી શુદ્ધ થાય." આ જે વ્રતદિવસના નિયમો કહ્યા, તે વ્રતના પ્રારંભ ને સમાપ્તિવિષે જાણવા. એના મંત્રો બીજા ગ્રંથોમાંથી જાણવા.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં વ્રતસહિત સર્વ તિથિનો કંઈ કંઇ સાધારણ નિર્ણય.



## અથ દહન નિર્ણય.

૪૫૬ હવે મરણ પછી પ્રેતની સપિંડી કરવાને યોગ્યતા થવાસારૂ મલિન શ્રાદ્ધ નામનાં ત્રણ પ્રકારનાં સોળ પ્રેતશ્રાદ્ધો કહીએ છીએ. તે વિષે પ્રેતકલ્પમાં:—"હે ગરૂડજી, મલિન નામનાં પૂર્વે કરવાનાં સોળ શ્રાદ્ધોમાં પ્રથમ મરણસ્થાનમાં, બીજું અર્ધા રસ્તામાં, ત્રીજું ચિતામાં શબના હાથમાં, ચોથું સ્મશાનવાસી ભૂતોને, પાંચમું પ્રાતિવેશ્મિક, છઠ્ઠું અસ્થિસંચયન ભૂમિમાં ને દશ દિવસનાં દશ, એ રીતે સોળ શ્રાદ્ધો પ્રથમ કરવાનાં કહેલાં છે." પ્રાતિવેશ્મિક એટલે ઘરના દ્વારમાં. છઠ્ઠું શ્રાદ્ધ સ્મશાનવાસી ભૂતસિવાય પ્રેતનુંજ છે. તથા બીજી સ્મૃતિમાં:—"ઉત્ક્રાંતિસ્થાન (મરણસ્થાન)માં, દ્વારદેશમાં, અર્ધ માર્ગે વિશ્રાંતિસ્થાનમાં, ચિતામાં શબના હાથમાં, સ્મશાનવાસી દેવોનું સ્મશાનમાં અને અસ્થિસંચયનમાં, છ શ્રાદ્ધો કરવાનાં કહ્યાંછે." ગરૂડપુરાણમાં પણઃ—"મરણ

સ્થાન, દ્વાર, અર્ધ માર્ગ ચૌટુ, વિશ્રામ, કાષ્ઠસંચય, અસ્થિસંચયન, એ છના અર્થ પૂર્વ પ્રમાણેજ છે. તેમાં પહેલાં પાંચ શ્રાધ્ધો પ્રેતને દાહ કરવાની યોગ્યતા માટે છે."

૪૫૭ એનો વિશેષ પ્રકાર. કોઇ માણસ સ્નાન કર્યાસિવાય મરણ સમયે મરનારને સ્પર્શ કરે,તો તે પ્રેતની શુદ્ધિ કરીને દહનાદિ કરવું. તે વિષે કહ્યું છે કે,"સ્નાન કર્યાસિવાય મરતીવખતે પ્રેતને અડકાય, તો તેના દેહની શુદ્ધિ કરીને પછી ઘરમાંથી શબ કાઢવું." શુદ્ધિ એટલે પ્રાયશ્ચિત. તે એવું કે, "રજસ્વલા, સૂતિકા કે ચાંડાલનો સ્પર્શ મરતીવેળાએ થાય, તો અબ્દકૃચ્છ્ર [ ત્રીશ [1]પ્રાજાપત્ય કે નિદાન ગોપ્રદાન, એટલે ત્રીશ પ્રાજાપત્યનું નિષ્ક્રય કમીમાં કમી ત્રીશ પાવલીઓસુધી ગણવું ] પ્રાયશ્ચિત કરવાનું વાત્સ્યાયને કહ્યું છે. "ધોબી, મોચી કે ચામડીયા ઈત્યાદિનો સ્પર્શ થઇને જે મરણ પામે, તો દોઢ અબ્દ [ પિસ્તાળીશ પ્રાજાપત્ય ] અથવા છેવટે ત્રીશ પ્રાજાપત્યનું પ્રાયશ્ચિત્ત કરવું." તેમજ [2]ઉર્ધ્વોચ્છિષ્ટ [3]અધરોચ્છિષ્ટ મરણ પામે, તો ત્રણ કે છ કૃચ્છ્ર અગર યથાયોગ્ય પ્રાયશ્ચિત્ત કરીને મરણસ્થાનમાં પિંડ વગેરે મૂક્યા પછી શબને કાઢવું.પ્રાયશ્ચિતનો વિવેક ગોવિંદરાજસ્મૃત્યર્થસારમાંથી જાણવો.

૪૫૮ તથાઃ-"દહનસ્થાનમાં **संमार्जन** ( કચરો વાળવો ) કરીને તે જગ્યો છાણથી લીંપવી. પછી **उल्लेखन** [ સમિધ કાષ્ઠથી રેખા ] કરીને **अभ्युक्षण** (જલ છાંટવું ) કરી તેની ઉપર સ્વશાખાવિધિથી અગ્નિનું સ્થાપન કરવું." તે વિષે વૃદ્ધયાજ્ઞવલ્કયઃ-"અગ્નિહોત્રીને તેની શાખામાં કહેલા વિધિપ્રમાણે અગ્નિહોત્રના ત્રણે અગ્નિથી, સ્માર્તાગ્નિવાળાને એક આવસથ્યાગ્નિથી અને ઈતર લોકોને લૌકિકાગ્નિ [ ઠીકરામાં સંસ્કાર કરેલા ] થી પોતપોતાની શાખા પ્રમાણે દહન કરવા." લૌકિકાગ્નિ પણ ચાંડાલાદિ દુષ્ટ સ્થાનનો લેવો નહિ. તે વિષે દેવલઃ-"ચાંડાલનો તથા અપવિત્ર ઘરનો, સૂતિકા

---

૧ ત્રણ દિવસ એકભક્ત, ત્રણ દિવસ નક્ત, ત્રણદિવસ અયાચિત ને ત્રણ દિવસ ઉપવાસ, જુમલ્લે દિન બારનું પ્રાજાપત્ય; તેના વર્ષસુધી ત્રણ સો ને સાઠ દિવસ.

૨. નાભિથી ઉપર અજીઠો, એટલે ખાતાં ખાતાં હસ્તમુખ પ્રક્ષાલન કર્યાસિવાય મરણ પામે તે.

૩ મુત્ર કે મલ થયાપછી ધોવાયું ન હોય, ને મરણ પામે તે.

( સુવાવડી ) સ્ત્રીનો, પતિતના ઘરનો અને ચિતાનો અગ્નિ પ્રેતનાં દહનમાટે ગ્રહણ કરવો કદાપિ શ્રેષ્ઠ નથી." વળી દેવલસ્મૃતિઃ—"જે પ્રેતની પાછળ શુદ્ર અગ્નિ, તૃણ કાષ્ઠ ઘી વગેરે ઉંચકીને આણે, તેનું પ્રેતત્વ કદી જાય નહિ, ને તેને અધર્મનો લેપ લાગે."

૪૫૯ તથાઃ—"પછી મરેલા માણસને તેના કુલના લોકોએ સ્મશાનમાં લેઇ જઇને તે પ્રેતને સ્નાન કરાવી પુષ્પવસ્ત્રાદિથી તેનું પૂજન કરવું. નગ્ન દેહને, બાળવો નહિ; અને તે શબના વસ્ત્રનો કડકો ફાડીને સ્મશાનવાસી ચાંડાલાદિને માટે તજવો." એવું પ્રચેતસે કહ્યું છે. તેમ યમ પણઃ—"ગોત્રીએ. પ્રેતના દેહને સ્નાન, પુષ્પ, વસ્ત્રાદિથી અલંકૃત કરી તેને ચિતા ઉપર મૂકીને સુગંધિ ચંદનાદિ કાષ્ઠથી દહન કરવું." અનાથ પ્રેતને ઉંચકવા વગેરેનું ફલ પારાશરઃ—"અનાથ બ્રાહ્મણના શબને જે દ્વિજો ઉંચકી જાય,તેમને પગલે પગલે યજ્ઞનું ફલ અનુક્રમે મળે; ને તેમને આ શુભ કર્મ કરવાથી કંઈ પાપ કે અશુભ થાય નહિ."પાણીમાં સ્નાન કરવાથીજ તેમનું આશૌચ [ સૂતક] તુરત જાય. તથાઃ—"મૃતશૂદ્રને ગામના દક્ષિણદ્વારથી, ને દ્વિજ જાતિના પ્રેતને અનુક્રમે પશ્ચિમ, ઉત્તર ને પૂર્વદ્વારથી કાઢવા." તથાઃ—"શૂદ્રસ્પર્શના દોષવાળા પ્રેતનું દહન તેને સ્વર્ગ આપનારૂં થાય નહિ." એ વચનથી બ્રાહ્મણના શબને શુદ્રસ્પર્શી થવા દેવો નહિ. મરણ થયાપછી તેને કેશનખનિકૃંતન [હજામત] સ્નાન અલંકાર કરવાના વિધિ શાખાભેદથી જુદા જુદા છે, માટે અત્રે લખ્યા નથી; તે તે શાખાઓમાંથી જાણી લેવા. ગરૂડપુરાણમાંઃ—"ક્રવ્યાદ નામના દેવનું ગંધપુષ્પાક્ષતથી પૂજન કરીને" તેની પ્રાર્થના કરવી કે, "હે જગત્‌ના કારણ, તું સર્વ લોકને ઉત્પન્ન ને પાલન કરનાર છે, માટે વિધિપૂર્વક સંસ્કારયુક્ત આ મરનારને સ્વર્ગમાં લેઈ જા." એવો મંત્ર છે.

૪૬૦ " એ પ્રકારે ક્રવ્યાદઅગ્નિનું પૂજન કરી શબના દેહની આહુતિ આપવી; તથા અર્ધો દેહ. દહન થયાપછી ઘીની આહુતિ આપવી. મંત્ર મૂળમાં છે તેનો અર્થ. "એમાંથી તું થયોછું. ને પુનઃ એ તારામાંથી થાઓ; આ (શબ) સ્વર્ગલોકને અર્થે સ્વાહા." એમ કહીને પ્રદીપ્ત અગ્નિમાં ઘીની આહુતિ આપવી. " એ રીતે તિલમિશ્રિત ઘીની આહુતિ આપ્યાપછી ખૂબ રડવું, તેથી તેને સુખ થાય." "પતિ પછી પત્ની મરણ પામે, તેને વાસ્તે કપા-

લાગ્નિની આજ્ઞાછે.દહનકાલે અગ્નિનો નાશ થાય,તો અર્ધા દહન થયેલા લાકડાને મંથન [શાયડી ફેરવીને અગ્નિહોત્રમાં અરણીમાંથી અગ્નિ કાઢે છે તેમ,] કરીને તેમાંથી ફરી અગ્નિ ઉત્પન્ન કરી તેથી દહન કરવું; અથવા તેમ ન બને તો, લોકનો અગ્નિ આણીને '**भूर्भुवःस्वःस्वाहा**' એ મંત્રથી ઘીની આહુતિ આપીને તેમાં દહન કરવું." એવું સ્મત્યર્થસારમાં કહ્યું છે.

## ઇતિ દહનનો નિર્ણય.

## હવે દહન પછી ઉદકદાનનો વિધિ.

એ ઉદકદાન સ્નાન કર્યાપછી કરવું. "શરીર અગ્નિમાં મૂકીને તે તરફ ન જોતાં સ્નાન કરવું." એવું શાતાતપવચન છે. "દહન કર્યાપછી પુત્રોએ લૂગડાંસહિત સ્નાન કરી શબનું નામ ને ગોત્રોચ્ચાર કરીને '**उपतिष्ठतु**' કહીને તિલમિશ્રિત અંજલિ આપવી.

૪૬૧ ગરૂડપુરાણમાં પ્રચેતાએ વિશેષ મંત્ર બતાવેલો છે કે, "દહન-કર્યાપછી નદી તીરે જઈ, યથાર્થ શૌચ કરી, વસ્ત્ર ધોઇને પછી સ્નાન કરવું." તેમજ પ્રેતના બાંધવો, (માતાના પક્ષના) **सपिंडाः** (ત્રણ પેઢી સુધીના ) **स-मानोदकाः**(સાત પેઢી સુધીના) અને જે જોડે ગયા હોય,તે સર્વેએ મૌન ધારણ કરીને અપસવ્ય યજ્ઞોપવીતયુક્ત દક્ષિણભણી મુખ કરી વૃદ્ધને અનુક્રમે પાણીમાં ઉતરીને સ્નાન કર્યા પછી પ્રેતના નામગોત્રોચ્ચાર(**अमुकशर्मा अ-मुक गोत्रः प्रेतस्तृप्यतु**) કરીને તિલયુક્ત પાણીની અંજલી પાષણ ઉપર રેડવી. વસિષ્ઠઃ—ડાબા ને જમણા બન્ને હાથથી ઉદકક્રિયા કરવી. વળીઃ—"નામગોત્રનો ઉચ્ચાર કરી મૌનથી એક વાર તિલાંજલિ આપવી." સ્ત્રીઓએ એક વાર અગર ત્રણ વાર આપવાનું પ્રચેતા કહેછે. તેમજ સમાવર્તનસંસ્કાર (બ-ડવો દોડાવેછે તે.) થતાસુધી બ્રહ્મચર્યાશ્રમીએ પ્રેતનું [સપિંડ હોય તોપણ] ઉ-દકદાન કે આશૌચ ન કરવું. તે મનુઃ—"આદિષ્ટીએ [વેદ ભણનારો બ્રહ્મચારી] બ્રહ્મચર્યવ્રતની સમાપ્તિ થતાસુધી પ્રેતનું ઉદકદાનાદિ ન કરવું; ને ત્યારપછી ઉદકદાન કરીને ત્રિરાત્ર આશૌચ પાળવું." બ્રહ્મચારીને ઉદકદાનનો નિષેધ કર્યો, તે માતાપિતાસિવાયને વાસ્તે જાણવો. તે વિષે દાહાધિકારીનિર્ણયમાં વિશેષ કહીશું.

૪૬૨ તેમ આચાર્ય, પિતૃ, ઉપાધ્યાય, ઈત્યાદિ વચનમાં સપિંડ ન હોય, તેમને પણ ઉદકદાન આપવા વિષે વસિષ્ઠઃ—એ રીતે મરણ પામેલા માતામહ ને આચાર્યની ઉદકક્રિયા કરવી. "મિત્ર, પરણેલી દીકરી કે બ્હેન, ભાણેજ, સસરો ને ઋત્વિજ, એમણે કામોદક આપવું." કામોદક એટલે પોતાની ઈચ્છા હોય તો ઉદકદાન આપવું. પ્રેતના ઉદયની કામના ન હોય તો ન આપવું; પણ ન આપે તો દોષ નથી. વળી ઉદકક્રિયા કરવી, એવું ગરૂડપુરાણમાં કહ્યુંછે. "દહન ને જલાંજલિ કર્યાપછી રડીને આંસુ પાડવાં નહિ. જો રડે કે આંસુ ગાળે, તો નાક ને મુખમાંથી શ્લેષ્મા (બળખા) ને આંખમાંથી આંસુ ગળે, તે પ્રેત ખાયછે."

ઇતિ ઉદકદાનનિર્ણય.

-:(૦):-

## અથ સંચયનનિર્ણય.

૪૬૩ "હે ગરૂડજી, દહન કર્યાપછી અસ્થિસંચયન (હાડકાં એકઠાં કરવાં. કરીને પ્રેતની દાહપીડાની શાંતિ માટે પિંડ આપવો. કેટલાએક ચિતાના સ્થાનમાં દૂધ સિંચે છે." ગરૂડપુરાણમાં સંવર્ત પણઃ—"પહેલે કે બીજે દિવસે અગર સાતમે કે નવમે દિવસે ગોત્રજોએ અસ્થિસંચયન કરવું." મિતાક્ષરામાં બીજે દિવસે કરવાનું કહ્યું છે. શાંખાયન કૃષ્ણપક્ષના વિષમ દિવસોમાં કરવાનું કહેછે. આશ્વલાયન કૃષ્ણપક્ષની દશમીપછી ને કાણ્વ અમાવાસ્યામાં કરવાનું કહેછે. કાત્યાયન ને મૈત્રસૂત્રમાં ચોથે દિવસે અસ્થિસંચયન છે. વૈષ્ણવમાંઃ—ચોથે દિવસે અસ્થિસંચયન કરીને તેમને ગંગામાં નાંખવાં. એ સિવાય અન્ય દિવસને વિષે પણ કરવું. ચંદ્રસ્મૃતિમાંઃ—"તે પ્રકારે અન્નપાન લેઇ વિધિવત્ સંસ્કાર કરી પવિત્રપણે સ્મશાનને દૂધવતે સિંચન કરી, યજ્ઞયોગ્ય વૃક્ષની ડાળીવડે શબના ઉત્તમ અંગનાં અસ્થિ વીણી લેઇને નવીન વાસણમાં મૂકવાં."

૪૬૪ પ્રચેતાવિશેષ કહેછે કે, "અસ્થિસંચયનકાલે સ્મશાનવાસી દેવતાઓનો યાગ કરવો. પવિત્રપણાથી પ્રેતને નામે એ યાગ [પૂજન] ન કરે, તો દેવતાઓ તેને શ્રાપ દે છે." સંચયન કર્યાપછી મનુષ્યલોકમાંથી પ્રેતલોકમાં જનાર પ્રેતનેવાસ્તે કાચા અન્નથી એકોદ્દિષ્ટવિધિએ પાથેય (માર્ગમાં ખાવાસારૂ) શ્રાદ્ધ કરવું; એવું સ્મૃત્યર્થસારમાં કહ્યુંછે

ઇતિ અસ્થિસંચયનનિર્ણય.

-:(૦):-

## અથ પ્રેતપિંડવિષે પદાર્થનો નિયમ.

તે વિષે શુનઃશેપઃ—"ચોખા, સાથવો વા શાકથી પિંડ આપવા. પહેલે દિવસે જેના આપ્યા હોય તેજ પદાર્થના બીજે દિવસે પણ આપવા." તથાઃ—"ઘરના દ્વારમાં, સ્મશાનમાં, તીર્થમાં કે દેવાલયમાં, જ્યાં પ્રથમ પિંડ આપ્યો, ત્યાંજ સર્વ પિંડ આપવા."

૪૬૫ તથાઃ—"પરગોત્રી કે સગોત્રી, સ્ત્રી કે પુરુષ, જેણે પહેલા દિવસની ક્રિયા કરી હોય, તેણેજ દશ દિવસસુધી કરવી." એ રીતે કર્ત્તાનો નિયમ ગૃહ્યપરિશિષ્ટમાં કહ્યો છે. મિતાક્ષરામાંઃ—પુત્રાદિ કર્ત્તા સમીપ ન હોવાથી જે પરગોત્રીએ દહનથી માંડીને પ્રથમ દિવસની ક્રિયા કરી, તેણેજ દશ દિવસસુધી તે ક્રિયા પૂરી કરવી. તથાઃ—"જે અન્યગોત્રી અન્યગોત્રના પ્રેતને દહન કરે, તેણેજ દશ દિવસ ઉદક ને પિંડદાન કરવું." એ સ્મૃતિચંદ્રિકામાં કહ્યું છે. તથાઃ—જુદા ગોત્રવાળા શિષ્યે અન્યગોત્રી આચાર્યાદિની અંત્યેષ્ટિ (ઉત્તરક્રિયા) કરી હોય, તો તેણે દશરાત્ર આશૌચ (સૂતક) પાળવું. તે વિષે મિતાક્ષરામાંઃ—"મરનાર ગુરુની ઉત્તરક્રિયા શિષ્ય કરે, ને તે સંબંધી અન્ન પણ જમે, તો તે દશ દિવસે શુદ્ધ થાય." એ મનુવચનનું ચંડુએ વ્યાખ્યાન કર્યું છે કે, સ્મૃતિમાં શિષ્ય શબ્દ છે, તેથી પુત્ર ન હોય તોજ શિષ્યનો અધિકાર છે. જો તે અંત્યેષ્ટિ કરે તો તેને દશરાત્ર, અને ન કરે તો ત્રિરાત્ર સૂતક લાગે. કારણ કે આચાર્યનું સૂતક ત્રિરાત્ર પાળવા વિષે સ્મૃતિવચન છે. બીજું પ્રેતને સ્પર્શી (દાહાદિ ક્રિયા) કરનારને દશરાત્રાશૌચ છે. પ્રથમ આવેલા સૂતકમાં બીજું આવીને સંપૂર્ણ થયું હોય, તોપણ પૂર્વાશૌચ પૂર્ણ દશ રાત્ર પાળવું, એવું દશકભાષ્યમાં છે. પિંડદાનનો વિધિ મરીચિએ એવો બતાવ્યો છે કે, અપસવ્યાદિરૂપ પિતૃયજ્ઞક્રિયાથી પિંડરૂપ અન્ન પ્રેતને પૃથ્વી ઉપર મંત્રસિવાય આપવું.

૪૬૬ તથાઃ—"પ્રસેક, (જલસિંચન) પુષ્પ, ધૂપ, હાર, પિંડ ને જલદાન, એટલાં વાનાં પ્રેતને પૃથ્વી કે પાષાણ ઉપર આપવાં." તથાઃ—"દશ દિવસનાં શ્રાદ્ધો મંત્ર ભણ્યાસિવાય ફક્ત નામનો ઉચ્ચાર કરીને કરવાં. જે વસ્ત્ર પહેરીને દશ દિવસ ક્રિયા કરી, તે તજીને ઘેર આવવું." એવું વિષ્ણુવચન છે. "દશ દિવસ રોજ ગર્ત (ખાડો કરવો પડેછે તે.) ને પિંડ આપવો," એવું ગરૂડવચન

પણ:-"પ્રથમ ચંદ્રમાંજ પ્રેતની પિંડોદકરૂપી ક્રિયા કરવી.બે ચંદ્રમાં કરે, તો તેનું પ્રેતત્વ જાય નહિ." [કૃષ્ણપક્ષમાં ક્રિયાનો આરંભ કરતાં વચમાં અમાવાસ્યા આવે ને ક્રિયાની સમાપ્તિ શુક્લપક્ષમાં કરે, તો તે બીજો ચંદ્ર કહેવાય. એજ અર્થને ઋષ્યશૃંગ:-"સૂતકની વચમાં અમાવાસ્યા આવે,તો તેમાંજ સર્વ વર્ણો-ની ક્રિયા સમાપ્ત કરવી." [અમાવાસ્યાનું ઉલ્લંઘન કરવું નહિ.] ભવિષ્યત્પુ-રાણમાં પણ:-"ચાલતા સૂતકમાં અમાવાસ્યા આવે, તો ઉદક ને પિંડક્રિયાની સમાપ્તિ કરીને પછીના સૂતકમાં સ્નાન માત્ર રોજ કરવું." આ શાસ્ત્રાર્થ માતા પિતાસિવાયનાની ક્રિયાવાસ્તે જાણવો. માતાપિતા વિષે વિશેષ ગાલવ:-"માતા કે પિતાના સૂતકમાં ત્રણ દિવસ ગયાપછી અમાવાસ્યા આવે, તો તેટલામાંજ દશ દિવસની ક્રિયા સમાપ્ત કરવી."આ વચનમાં માતા ને પિતાના સૂતકમાં ત્ર-ણ દિવસપછીથી દશ દિવસસુધીમાં અમાવાસ્યા આવે, તો ક્રિયાની સમાપ્તિ કરવાની કહી; ને બીજાને માટે પ્રથમ દિવસથી દશ દિવસસુધીમાં ગમે ત્યારે અમાવાસ્યા આવે, તો ક્રિયાની સમાપ્તિ કરવી, એવું કાલાદર્શમાં પ્રતિપાદન કર્યું છે.

૪૭૧ તથા તેમાંજ:-"ત્રણ દિવસપછીથી દશમાની અંદર અમાવાસ્યા આવે, તો તેમાં સર્વ ક્રિયાની સમાપ્તિ કરવી; ને માતાપિતાને તો જ્યાંસુધી સૂ-તક હોય, ત્યાંસુધી પિંડ ને જલની અંજલિઓ આપવી." આ ગૌતમવચન અમાવાસ્યાનિમિત્ત માતાપિતાની પિંડાદિ ક્રિયા સમાપ્ત ન કરવાવિષે કહેના-રૂં જણાય છે, તોપણ ત્રણ દિવસ પછીથી અમાવાસ્યા આવે,તો પિંડાદિની સ-માપ્તિ કરવાવિષે જાણવું. ત્રણ દિવસ પહેલાંજ જો અમાવાસ્યા આવે તો, જ્યાંસુધી સૂતક હોય ત્યાંસુધીમાં ક્રિયાની સમાપ્તિ કરવી; ને ત્રણ દિવસમાં ન કરવી; એવો અર્થ લીધાથી ગાલવવચનની સાથે ગૌતમવચનનો અર્થ મળ-તો આવશે, એમ કાલાદર્શમાં વ્યાખ્યાન કર્યું છે: પણ એ અર્થ લેવો અયોગ્ય છે; કારણકે કોઈ વચનનો સંકોચ કરવાને પ્રમાણ ન હોવાથી, પ્રગટ હોય તે અર્થજ લેવો યોગ્ય છે.

૪૭૨ નિર્ણયામૃતમાં તો આ સર્વ વિસ્તારનો અનુવાદ(ફરી કહેવું તે.)કરી-ને તેનો સ્વીકાર પણ કર્યાપછી ગાલવ ને ગૌતમવચનોની (વિરોધ મટાડ-વાવાસ્તે) દેશાચારભેદથી એવી વ્યવસ્થા કરીછે કે, માતાપિતાના ત્રણ દિવ-

સપછીથી દશમાસુધીમાં અમાવાસ્યા આવ્યાથી ઉત્તરક્રિયાની સમાપ્તિ ત્રણ દિવસમાં કરવાનો આચાર જે દેશમાં હોય, તે વિષે ગાલવ વચન, અને જે દેશમાં દશ દિવસની અંદર અમાવાસ્યા આવે, તોપણ ત્રણ દિવસમાં ક્રિયાની સમાપ્તિ ન કરતાં, દશ દિવસસુધી તે કરવાનો આચાર હોય, તે વિષે ગૌતમવચન લેવું. એ વ્યવસ્થાથી પૂર્વે કહેલું વચન નિંદિત કર્યું નથી; તેમ તેનો અંગીકાર પણ કર્યો નથી. હવે **પારિજાતમાં** તોઃ—ક્ષેત્રજદત્તકાદિ પુત્રો હોય, તેમ માતાપિતા નિર્ગુણ હોય, તેમનેમાટે ત્રણ દિવસમાં પિંડાદિ સમાપ્તિનો પક્ષ અમુક ગ્રંથના આધારથી લીધો છે. એ રીતે માતાપિતાસિવાયના લોકોવિષે ગમે ત્યારે સૂતકમાં દર્શ (અમાસ્યા)આવે, તો ક્રિયાની સમાપ્તિ કરવાનો પક્ષ પણ નિર્ગુણ વિજાતિમૃતવિષે જાણવો.

૪૭૩ **વિજ્ઞાનેશ્વર** તોઃ—વચમાં અમાવાસ્યા આવ્યાથી પિંડાદિ ક્રિયાની સમાપ્તિ ન કરવા માટે વૃદ્ધસંપ્રદાય છે; તેથી સમાપ્તિ કરવાનું બતાવનારાં વચનો લોકાચાર વિરૂદ્ધ હોવાથી મિતાક્ષરાદિ ગ્રંથોમાંગ્રહણ કર્યાં નથી. તેણે તો સર્વ લોકવિષે એવું પ્રગટ કર્યું છે કે, વચમાં દર્શ આવે, તોપણ પિંડાદિ ક્રિયાની સમાપ્તિ લોકાચારવિરૂદ્ધ છે,માટે તે ન કરવી."જે કર્મ લોકવિરૂદ્ધ હોય, તે જોકે ધર્મરૂપ હોય, તોપણ સ્વર્ગફલ આપનારૂં નથી; માટે તે ન કરવું." તથાઃ—"વિદ્વાને શાસ્ત્રદ્રષ્ટિથી કુલના કે દેશના ધર્મનું કદાપિ ઉલ્લંઘન કરવું નહિ. હવે **કાલાદર્શમાં** જે પિંડાદિ સમાપ્તિનો પક્ષ કહ્યો, તે પણ એક પક્ષછે, એમ દેખાડવા માટેજ તે કહ્યોછે.એવો આદર વિનાનો પક્ષ બતાવવાનું શ્રુતિમાં પણ કહ્યું છે. તે એવી રીતે કે, સુરાગ્રહાદિ યજ્ઞમાં ગૌ ને પશુની હિંસાનો પક્ષ આદર વિનાનો છે, તોપણ તે દેખાડયો છે; માટે દશ દિવસમાં અમાવાસ્યા આવે, તોપણ ઉત્તરક્રિયાની સમાપ્તિ ન કરવી.

**ઇતિ સૂતકમાં અમાવાસ્યા આવે તો ક્રિયા કરવાનો નિર્ણય સંપૂર્ણ.**

---

## હવે નવશ્રાદ્ધના વિધિવિષે વિશેષનિર્ણય.

૪૭૪ તે વિષે કહ્યુંછે કે, "પૂર્વે કહેલા નવશ્રાદ્ધનો એકોદ્દિષ્ટવિધિ કરવો.ને તેમાં મંત્ર ભણવાનું ને પિંડ ઉપર ઉદકાંજલિ આપવાનું ન કરવું." પાત્રને સ્પર્શ કરી જપ, આશિર્વાદગ્રહણ, અન્નનો વિકિર, પિતરોના મંત્ર, એ

સર્વ વર્જિત કરવું. પ્રેતકલ્પમાં:—"આશિર્વાદ, બેવડા દર્ભ, સ્વસ્તિવાચન, ૐકાર, અગ્નૌકરણ, ઉચ્છિષ્ટ દર્ભમાર્જન, વિશ્વેદેવ, વિકિર, સ્વધા શબ્દ, અભિરમ્યતાં શબ્દ, પિતૃશબ્દ, એચત્વામત્રાનુ શબ્દ, આવાહન, ઉલ્મુક, (દર્ભની શળીઓ) બ્રાહ્મણોને વળાવવું, નમસ્કાર, પ્રદક્ષણા ને પૂર્વે કહેલા પિતરોના મંત્ર, એ અરાઢ પદાર્થો પ્રેતશ્રાદ્ધમાં વર્જિત કરવા."

## ઇતિ પ્રેતશ્રાદ્ધવિધિ.



## અથ પિતા આદિના શ્રાદ્ધના અધિકારીનો નિર્ણય.

૪૭૫ "ભાઇઓ જુદા ન થયા હોય, તો શ્રાધ્ધાદિ ધર્મ એકઠાજ થાય." તે વિષે મરીચિઃ—"સર્વ ભાઇઓએ એકમતે દ્રવ્યની વહેંચણ ન કરી હોય, તો જયેષ્ઠ ભાઇએ કરેલું શ્રાદ્ધાદિક સર્વે ભાઇઓએ કર્યું સમજવું." સ્મૃતિસારમાં પણઃ—ભાઇઓ જુદા ન થયા હોય, કે જુદા થઇને ફરી એકઠા થયા હોય, તો લૌકિક અગ્નિમાં વૈશ્વદેવાદિ એક ભાઇએ કર્યું, તો સર્વેએ કર્યું જાણવું." તથાઃ—"ભાઇઓના ભાગ ન વહેંચાયા હોય, તો સ્વધર્મ એકઠોજ થાય, પણ જો વહેંચાયા હોય,તો પોતપોતાના વૈશ્વદેવ,શ્રાદ્ધ વગેરે ધર્મ જુદા જુદા થાય." યાજ્ઞવલ્કય પણઃ—અવિભક્ત ભાઇઓમાં એક જણે કરેલો ધર્મ સર્વેએ કર્યો માનવો; ને જો તેઓ વિભક્ત થયા હોય, તો સર્વેએ સંવત્સરી ઈત્યાદિ ધર્મ જુદેજુદા પાળવા. એજ અર્થ ગરૂડપુરાણમાં—સંવત્સરીઆદિ ક્રિયા વિભક્ત ભાઇઓએ જુદેજુદી કરવી; એટલે એક એક પુત્રે પોતપોતાના દ્રવ્યથી કરવી." એ રીતે વિભક્ત ભાઇઓને જુદેજુદી શ્રાધ્ધાદિ ક્રિયા કરવાની કહી; પણ મુઆ પછીની ક્રિયામાં વિશેષ છે.

૪૭૬ તે વિષે પ્રેતકલ્પમાં:—"ઘણા પુત્ર હોય, તોપણ વિધિ એકજ કરવો.જોકે ધન વહેંચી લીધું હોય,તોપણ નવશ્રાદ્ધ,સપિંડીકરણ,અને સોળ [માસિક] શ્રાધ્ધો એક જણેજ કરવાં.અંત્યેષ્ટિવિષે પણ ઋષિઓએ એમજ કહ્યુંછે." ઈત્યાદિ વચનથી વહેંચી લીધેલા ધનમાંથી મરણક્રિયામાં જોઇએ તેટલા ઉપયોગી પદાર્થ અવિભક્ત ભાઈઓની પેઠે એકઠા કરીને સર્વ ભાઈઓની સંમતિ સહિત જયેષ્ઠપુત્રેજ સપિંડીકરણાંત ક્રિયા કરવી. જયેષ્ઠ પુત્રે કર્યું, તે સર્વેએ કર્યું માનવું, એવું સ્મૃત્યર્થસારાદિ ગ્રંથમાં કહ્યુંછે,તેમ શ્રુતિમાં પણ એક કર્મમાં અ-

નેક કર્તાઓ કહ્યા છે: ઉદાહરણ:–'ગૃહપતિસહિત સત્તર જણે સત્ર કર્યું.' આ શ્રુતિમાં જેમ સત્તર જણે પોતપોતાનું ધન એકઠું કરીને ભેગો યાગ કરવામાં સર્વેએ 'ન મમ' એવો ત્યાગ માત્ર કરવાથી સઘળાએ તે યાગ કર્યો જાણવો, તેમ એક ઉત્તરક્રિયા કરી, કે સર્વેએ કરી જાણવી. વળી સ્મૃત્યર્થસારમાં:–"દાહથી આરંભીને એકાદશાહાદિ કર્મ જયેષ્ઠપુત્રાદિ યોગ્ય અધિકારી કરે. નવશ્રાદ્ધ અને ષોડશશ્રાદ્ધ વિભક્ત કે અવિભક્ત ભાઇઓએ એ પ્રમાણે કરવાં. કેવલ સંપિંડીકરણ ધનવાન્ વિભક્ત પુત્રોએ વૃદ્ધિની કામનાથી એક દિવસે જુદેજુદું કરવું. નહિ તો નહિ. આ જે સપિંડીકરણ જુદું જુદું કરવાનું વિધાન છે, તે દેશાંતરમાં રહેનાર પુત્રોને સપિંડીકરણ થયાનો નિશ્ચય ન હોય, તે વિષે જાણવું. મિતાક્ષરામાં તો:—વિભકત ધનવાળા ઘણા ભાઈઓ હોય, તોપણ પ્રેતશ્રાદ્ધસહિત સપિંડીકરણ એક જણે કર્યું, એટલે થયું; સર્વેએ ન કરવું, એવું કહ્યું છે.-પછીનું સર્વ પિતૃકર્મ જુદેજુદું કરવું. સર્વ શ્રાદ્ધોમાં ગોત્રનું જ્ઞાન ન હોય, તો નામ બોલીનેજ કરવું.

## હવે પુત્રાદિ અધિકારીઓ વિષે

૪૭૭ સુમંતુ:—"ઔરસ પુત્રે માબાપની ઉત્તરક્રિયા આદરથી મંત્રપૂર્વક કરવી." ઔરસ એટલે પરણેલી સ્ત્રીનો પુત્ર. ઔરસાદિ અપવિદ્ધ સુધીના પુત્રો આગળ બતાવીશું. તથા:—"પુત્ર, પૌત્ર, પૌત્રનો પુત્ર, કન્યાનો પુત્ર," તથા:—"સગો ભાઈ, ભત્રિજો, હોરમણ ભાઇ, અથવા તેનો પુત્ર," એ રીતે એકકને અભાવે, મરનારની ઉત્તરક્રિયાના ઉત્તરોત્તર અધિકારી થાય છે. શંખ:—"પુત્ર ન હોય તો સ્ત્રી, અને તે ન હોય તો ભાઇ." તથા:—"પિતાની ક્રિયા પુત્ર કરે, તે પાસે ન હોય તો પત્ની, તે ન હોય તો ધન લેનારો દૌહિત્ર, તે ન હોય તો ભાઈ અને તે પણ ન હોય તો ભત્રિજો." તથા:—"જેને સગો ભાઈ ન હોય, તેની ક્રિયા ભત્રિજે કરવી." એવું બીજી સ્મૃતિનું વચન છે. તથા:—"પુત્રાદિ મુખ્ય અધિકારી ન હોય, તો મરનારનો પિતા, જયેષ્ઠ ભાઈ કે માતા, એ રીતે એક પછી એક અનુક્રમે અધિકારી છે, તે ક્રિયા અન્યથા (બીજી રીતે) કરે, તો મહા પાપ લાગે."

૪૭૮ શંકા કરે છે કે, "પુત્રની ઉત્તરક્રિયા માતાપિતાએ, ને નાનાભાઈની ક્રિયા મોટા ભાઇએ કરવી નહિ." એ વચનથી માબાપને કે મોટા

ભાઇનેક્રિયા કરવાનો નિષેધ છે, તેથી તેમને તે કરવાનો અધિકાર કેમ કરીને થાય ? તેનું ઉત્તર કે, મરનારના પુત્રાદિ મુખ્ય અધિકારી હોય, અગર મુખ્ય અધિકારી છતાં તેનો સ્નેહ ન હોય, તો માતાપિતા કે મોટા ભાઇનો નિષેધ છે; તેથી જો પુત્રાદિ કે નાનો ભાઈ હોય, તો માતાપિતા કે મોટાભાઇનો અધિકાર નથી.કારણ કે નાના ભાઇને અને ભત્રિજાને પુત્રપણું કહેલુંછે,ને પુત્રનો પુત્ર તો મરનારની પ્રજાજ છે. તે વિષે મનુઃ—"એક જાતના અનેક ભાઇઓ હોય, તેમાં એક ભાઇને પુત્ર હોય, તો તે પુત્રથી સર્વે ભાઇઓ પુત્રવાન્ છે. તેમના એક જ્ઞાતિમાંથી પરણેલી અનેક સ્ત્રીઓમાં એક પુત્રવતી હોય, તો તે પુત્રથી સર્વે સ્ત્રીઓ ( શોકયો) પુત્રવતી છે." એ વચન પ્રમાણે પુત્રને અભાવે પૌત્ર, તેને અભાવે કનિષ્ઠ ભાઈ, તેને અભાવે ભત્રિજો, તેને અભાવે મોટો ભાઈ ને તેને અભાવે માતાપિતા ઉત્તરક્રિયા કરે.

૪૭૯ એ અર્થના અભિપ્રાયથી બૌધાયનઃ—"જો સ્નેહ ઘણો હોય, તે માતાપિતા કે જ્યેષ્ઠ ભાઇ પણ સપિંડીકરણસિવાય ક્રિયા કરે; ને ગયામાં તો વિશેષેકરીને વડીલો પણ કરે." તે વિષે કાત્યાયન પણઃ—"નાના ને મોટા ભાઇઓ પણ સત્ક્રિયા કરે; તેને અભાવે કાકાના પુત્ર, ને તેમને અભાવે તેમના પુત્ર (ભત્રિજા) કરે." સંગ્રહમાં પણઃ—"પત્ની, ભાઈ, ભત્રિજો, પિતા, માતા, સ્નુષા, (દીકરાની વહુ,) બહેન, ભાણેજ, સપિંડ, (સાત પેઢી સુધીનો) સોદક, (ચૌદમી પેઢી સુધીનો) એ બધા પિંડ આપવાને એક પછી એકના અભાવે અનુક્રમે અધિકારી થાયછે."વિષ્ણુપુરાણમાં તોઃ—"હે નૃપ,પુત્ર,પૌત્ર ને પ્રપૌત્ર (પૌત્રનો પુત્ર) પછી ભત્રિજાનો કે સપિંડનો ક્રિયામાં અધિકાર થાયછે.ને તે બધાએ ન હોય, તો સમાનોદક ને તેમના પુત્રો ક્રિયાના અધિકારી જાણવા." શ્રીમાર્કંડેય પણઃ—"જેના ઉપર કહેલા અધિકારી બાંધવો કોઈ ન હોય તો,મિત્ર કે જમાઇ, સ્નેહથી સંપૂર્ણ ક્રિયા કરે; ને એ સર્વનો પણ અભાવ હોય તો, મરનારના દ્રવ્યથી રાજાએ દાહાદિ સર્વ ક્રિયા તેની જાતના બ્રાહ્મણો કને કરાવવી."

૪૮૦ સ્કંદપુરાણમાં પણઃ—"સર્વ અધિકારીના અભાવે સ્ત્રીએ પોતાના ભર્ત્તાની અમંત્રક ક્રિયા કરવી. ઉત્તરક્રિયામાં જનોઈ દીધેલાજ સર્વ અધિકારીઓ હોવા જોઇએ; પણ ઔરસપુત્ર તો જનોઈ દીધેલો ન હોય, તોપણ તેણે આખ્રાધ્યની ક્રિયા કરવી." એજ અર્થ મૂલ ગ્રંથકારે લીધોછે.કાત્યાયનઃ—"જ-

ત્ની ને જનોઈ દીધાસિવાયના પુત્ર બન્નેએ મંત્રસહિત અગ્નિદાહ માત્ર કરીને બીજી સર્વ ક્રિયા અન્ય પાસે કરાવવી." શંખ પણઃ—"ભાર્યાને પતિએ ને પતિને ભાર્યાએ પિંડ આપવો. સાસુને વહુએ, ને તે ન હોય,તો મરનારના સગા ભાઈએ પિંડ આપવો." પુત્રના અભાવે સ્ત્રીપુરૂષ કે શોક્ય અન્યોઅન્યને પિંડ આપે, એવું સ્મૃત્યર્થસારમાં છે. તેમ ગરૂડપુરાણમાંઃ—"અપુત્રા સ્ત્રી મરણ પામે, તો તેના પતિએ સપિંડીકરણ કરવું."કાત્યાયનઃ—"ઔરસ પુત્ર માતાની ક્રિયા કરે, તે ન હોય તો હોરમણ પુત્ર કરે, ને તેના અભાવે ક્ષેત્રજાદિ પુત્રો તે આદરથી કરે."તથાઃ—"એક પુરૂષની અનેક સ્ત્રીઓમાં એક પુત્રવતી હોય, તો તે પુત્રથી સર્વ પુત્રવતી છે, એવું મનુએ કહ્યુંછે." તેથી પુત્ર, પૌત્ર ને પ્રપૌત્રને અભાવે બીજાનો અધિકાર છે.

૪૮૧ પુત્ર હોય તો બીજાના નિષેધ વિષે ઋષ્યશૃંગઃ—"પુત્ર હોય તો બીજા કને ક્રિયા ન કરાવવી. અપુત્રની ક્રિયા તેનો સગો ભાઈ કરે." તેમજ બીજી સ્મૃતિઃ—"અપુત્ર કાકાની ક્રિયા ભત્રિજા કે મોટા ભાઈએ કરવી. ભત્રિજાએ પણ પુત્રની પેઠે કાકાના શ્રાદ્ધનો પાર્વણવિધિ કરવો; ને પિતાને ઠેકાણે કાકાના નામનો ઉચ્ચાર કરીને બાકીનો વિધિ પૂર્વવત્ કરવો."અહીં પાર્વણ સંન્યાસિનું જાણવું. ધનગ્રહણ કરનારે પિંડાદિ શ્રાદ્ધ કરવું. તે વિષે સ્કંદપુરાણમાંઃ—"ધન તો મનુષ્યનો મલ છે, તે લેનારને માટે ઋષિઓએ પ્રાયશ્ચિતક્રિયા એવી બતાવી છે કે, તે જ્ઞાની લોકોને પણ કરવાને કઠણ છે." તે એવી છે કે, "ધન લેનારે પોતાનો દેહ પડતાસુધી જેનું ધન લીધું હોય, તેની પિંડોદક શ્રાદ્ધાદિ ક્રિયા કરવી." કદાપિ છોડીનો પુત્ર દત્તક લીધો હોય, ને તેણે ધન ન લીધું હોય, તોપણ માતામહની ઉત્તરક્રિયા માતામહશાખાની કરવી, એવું પ્રથમ કહ્યું છે. તેજ વાત પારાશરઃ—"હે નરશ્રેષ્ઠ, દૌહિત્રે (છોડીને છોકરે) માતામહની ઉત્તરક્રિયા પુત્રની પેઠે કરવી."

૪૮૨ સ્મૃત્યર્થસારમાંઃ—દૌહિત્ર ને માતામહ અન્યોઅન્યને પિંડાદિ આપે. ઈત્યાદિ આદ્ય અધિકારીઓ જાણવા. તેમજ ઉપનયનવ્રતવાળો બ્રહ્મચારી પણ માતા, પિતા,ઉપાધ્યાય ને આચાર્યની ક્રિયા કરે,તો તે બ્રહ્મચર્યવ્રતથી ભ્રષ્ટ થતો નથી. તે વિષે યાજ્ઞવલ્ક્યઃ—"બ્રહ્મચારી આચાર્ય, પિતા અને ઉપાધ્યાયને ઉંચકી જવા વગેરે કરે, તોપણ તે બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થાય નહિ; પણ તેણે સૂત-

કાન્ન જમવું, કે તેમની સાથે અકઠો નિવાસ કરવો નહિં." જનોઈ દઇને સાંગ [અંગસહિત] વેદ ભણાવે,તે આચાર્ય,ને વેદનો એક ભાગ ભણાવે, તેને ઉપાધ્યાય જાણવો.કટાન્ન એટલે સૂતકીનું અન્ન.વ્રતી એટલે બ્રહ્મચારી, જનોઈ સંબંધી ભિક્ષાચરણાદિવ્રતથી ભ્રષ્ટ થતો નથી. બ્રહ્મચારીએ વ્રત સમાપ્ત કર્યાપછી આશૌચાદિ પાળવું,એવું મિતાક્ષરામાં કહ્યું છે.તેમ માતામહની ક્રિયા કરવાથી પણ તે ભ્રષ્ટ થતો નથી. તે વિષે કાલાદર્શમાં:—"માતા, પિતા, ઉપાધ્યાય, આચાર્ય ને માતામહની ક્રિયા કરવાથી બ્રહ્મચારી વ્રતભ્રષ્ટ થતો નથી."

૪૮૩ વસિષ્ઠ પણ:—બ્રહ્મચારી માતાપિતાસિવાય બીજાની ઉત્તરક્રિયા કરે, તો તે વ્રતથી ભ્રષ્ટ થાય છે. એ હેતુથીજ સ્મૃત્યર્થસારમાં:—બ્રહ્મચારી માતાપિતાસિવાય બીજાની પ્રેતક્રિયા કરે, તો તેને ફરી જનોઈ દેવું. ભવિષ્યત્પુરાણમાં:—"પુત્ર કે દૌહિત્રે, પિતાની ને માતામહની ઉત્તરક્રિયા, વ્રતયુક્ત બ્રહ્મચારી હોય, તોપણ કરવી." માતાપિતાસિવાયની તેણે ન કરવી. કહ્યું છે કે, "બ્રહ્મચારી કે પતિતે કોઇનું ઉદકપિંડદાનાદિ કરવું નહિ." વળી વૃદ્ધવસિષ્ઠ:—"નપુંસક (હીજડો), વ્રાત્ય (જેને સોળ વર્ષસુધી જનોઈ દીધું ન હોય તે) ને જે સ્ત્રીઓ સુરા (દારૂ) પાન, ગર્ભપાત વા પોતાના પતિનો ઘાત કરનારી હોય, એવાં નિંદિત માણસોને કોઈની પણ ઉત્તરક્રિયા કરવાનો નિષેધ છે."

ઇતિ અધિકારીનિર્ણય.

—:(૦):—

## અથ સૂતકી પુત્રાદિકોને કરવાનો વિધિ.

૪૮૪ રાત્રે મરણ પામેલાનો રાત્રિએ દાહ કરવો, ને ક્ષૌર સવારે કરાવવું. તે વિષે સ્મૃતિસંગ્રહમાં:—"રાત્રિએ દહન કરીને ક્ષૌરરહિત (હજામત) પિંડાદિસુધીની ક્રિયા કરવી. રાત્રિએ ક્ષૌર કરાવવું ઈષ્ટ નથી, માટે તે સવારે કરાવવું" જે નિગમ વચન છે કે, "દહન કે પાથેયાદિ નવશ્રાધ્ધ રાત્રિએ કરવાં નહિ; કરે તો નિષ્ફલ થાય." તે તો દિવસે મરણ પામેલાનું આલસ્યાદિથી રાત્રિએ દહનાદિનો નિષેધ કરનારૂં છે. મરણ પછી પ્રથમ દિવસથી આરંભીને દરરોજ કરવાનાં શ્રાદ્ધને ચંદ્રિકાનિબંધમાં નવશ્રાદ્ધ કહ્યાં છે; તે અભિપ્રાયથી દશાહપિંડનો રાત્રિએ આરંભ ન કરવો. [સ્મશાનપિંડસુધી

તોકરવું,એ ઉપર્લયા નિગમવાક્યનો અભિપ્રાયછે.]તેમજ રાત્રિએ મરણ પામેલાનું આગળથી દિવસે દહન કરવું નહિ; કેમકે શબને ટાઢું કે શીળું રાખવું યોગ્ય નથી. રાત્રિએ મરણ પામેલા શબને રાખી મૂકે, તો સવારે ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત કરીને તેને દહન કરવું, એવું બીજી સ્મૃતિમાં કહ્યું છે. તેમજ ગુરૂ (પિતા) મરણ પામે, તો પત્ની ને પુત્રોએ સમીપ રહેવું

૪૮૫ બીજી સ્મૃતિમાં:—"મહાગુરૂ (પિતા) મરણ પામે, તો પત્ની ને પુત્ર ભીનાં વસ્ત્રસહિત સમીપ રહે." અથ ક્ષૌરનો કાલ. "ગંગા, સૂર્યક્ષેત્ર, માતાપિતા ને ગુરૂનો મરણ દિવસ, આધાન અને સોમપાન, (સોમ નામના વેલાનો રસ સોમયાગમાં પીવો પડે છે. તે.)એ સાત ઠેકાણે ક્ષૌર કરાવવું."અહીં મહાગુરૂએટલે પિતા,ને ગુરૂ એટલે મંત્ર ને વિદ્યાનોઉપદેશ કરનાર જાણવો.તથા:—"અગ્નિદાહ કર્યાપછી બીજે,ત્રીજે,પાંચમે, કે સાતમે દિવસે પ્રયત્નથી ક્ષૌર કરાવવું" અત્રે બીજા દિવસ વગેરેનો વિકલ્પ છે. આચારતિલકમાં:—"ચાર પ્રકારનું [કાયિક, વાચિક, માનસિક ને સાંસર્ગિક] પાપ કેશમાં રહે છે, માટે જયાંસુધી ક્ષૌર કરાવ્યું નથી, ત્યાંસુધી તેને સૂતકી જાણવો." આપસ્તંબ તો:—'અનુભાવિએ ક્ષૌર કરાવવું.' અનુભાવિ એટલે મરનારથી નાની ઉંમરના સપિંડો ને પુત્રો, એવો પારિજાત ગ્રંથમાં અર્થ કર્યોછે. મિતાક્ષરામાં તો શબના દુઃખનો અનુભવ કરનારા સપિંડો એવો અર્થ છે, અથવા 'અનુ' એટલે પછવાડેથી ઉત્પન્ન થયેલા, એટલે મરનારથી નાની ઉંમરના. અનુભાવિ એટલે પુત્ર,એવો પણ કેટલાએક અર્થ કરે છે. તેમણે ક્ષૌર કરાવવું. વળી દેવલઃ—"દશમે દિવસે ગામની બહાર જઇને સ્નાન કરી, ત્યાંજ કેશ, શ્મશ્રુ (મુછો) નખ ને પહેરેલા વસ્ત્રનો ત્યાગ કરવો." તેમ બીજી સ્મૃતિમાં:—'સૂતકને અંતે વસ્ત્રનો ત્યાગ કરવો.' આ ઉપર કહેલા વચનથી ક્ષૌર બીજે, ત્રીજે વગેરે દિવસે કરાવવાનું કહ્યું, પણ તેટલા દિવસ ફરી ફરી ક્ષૌર કરાવવું તેમ નહિ. ક્ષૌરના જેટલા દિવસ બતાવ્યા, તેમાંથી ગમે તે એક દિવસે ક્ષૌર કરાવવું,એવો વિકલ્પ જાણવો.એમાં'प्रदानतः'એ શબ્દથી અગિઆરમા દિવસ પહેલાં ઉપર કહેલા ક્ષૌરનો વિકલ્પ છે.

૪૮૬ સ્મૃત્યર્થસારમાં પણ:—પુત્રોએ પહેલે કે દશમે દિવસે ક્ષૌર કરાવવું. એકાદશાહશ્રાદ્ધથી પહેલાંઉપર કહેલાં કોઇએક દિવસે ગામની બહાર જઈ

કાન્ન જમવું, કે તેમની સાથે એકઠો નિવાસ કરવો નહિ." જનોઈ દઈને સાંગ [અંગસહિત] વેદ ભણાવે, તે આચાર્ય, ને વેદનો એક ભાગ ભણાવે, તેને ઉપાધ્યાય જાણવો. કટાન્ન એટલે સૂતકીનું અન્ન. વ્રતી એટલે બ્રહ્મચારી, જનોઈ સંબં-

ને પિતૃપણું પ્રાપ્ત થાય છે, માટે તેથી પહેલાં સોળ શ્રાધ્ધોનું પ્રતિપાદન કરવાને વૃદ્ધ વસિષ્ટઃ—"સોળ શ્રાદ્ધ કરીને સપિંડીકરણ કરવું." તે કર્યાસિવાય સપિંડીકરણ કરવું નહિ. તે સોળ શ્રાધ્ધોને માસિકશ્રાદ્ધ નામે કહીને મિતાક્ષરામાં કહ્યું છે કે, "સપિંડીકરણથી પહેલાં સોળ માસિકશ્રાધ્ધો એકોદ્દિષ્ટવિધિથી કરવાં." તેમાં પ્રેતનું એકલાનું નામ દેવું. તે બાર માસનાં બાર, ને બારમે દિવસે એક, તેમ દોઢ મહીને ત્રિપક્ષિક, ઊનષણ્માસિક (છ માસમાં કમી દિવસે કરવાનું તે.) ને ઉનાબ્દિક ( બાર માસ પૂરા થતા પહેલાં કરવાનું તે.) મળીને કુલ સોળ થયાં.

૪૮૮ તે વિષે વ્યાસઃ—"બારમાનું, ત્રિપક્ષિક, છમાસિક, બાર માસિકો ને ઉનાબ્દિક, (વર્ષી) એ સોળ માસિકશ્રાધ્ધો વિદ્વાન્ લોકોએ કહ્યાં છે." બારમે દિવસે કરવાનું શ્રાદ્ધ મહીનામાં કંઇક ઓછા દિવસનું હોવાથી તેને ઊનમાસિક જાણવું. વળી ગાલવઃ—"મહીનામાં ઓછું તે ઊનમાસિક, છઠ્ઠે મહીને કરવાનું તે ઊનષણ્માસિક, ત્રણ પક્ષે કરવાનું તે ત્રિપક્ષિક અને બારમે મહીને કરવાનું તે ઊનાબ્દિક ને મહીને મહીને કરવાનાં શ્રાદ્ધને બાર માસિકો કહેવાય છે." ગોભિલઃ—"મરણથી બારમે દિવસે ઊનમાસિક આવે છે; કારણકે તે દિવસ માસમાં કમી હોય છે." કોઇક ઠેકાણે તો ઊનષણ્માસિક ને ઊનાબ્દિકને રિક્ત નામ આપ્યું છે. એ પ્રમાણે સોળ શ્રાધ્ધો કહ્યાં. જાતુકર્ણ્ય પણઃ—"બાર પ્રતિમાસિકો, આદ્યમાસિક, ઊનષણ્માસિક, ત્રિપાક્ષિક ને ઊનાબ્દિક મળીને સોળ શ્રાધ્ધો છે." અગિયારમા દિવસના આદ્યશ્રાદ્ધસહિત બાર પ્રતિમાસિકો. અહીં આદ્ય શબ્દનો અર્થ ઊન લેવો. યાજ્ઞવલ્ક્યઃ—"મરણદિવસે, દર (બાર) માસનાં બાર, વર્ષી, દરવર્ષનું દ્વિતીયાબ્દિક (સંવત્સરિ) ને અગિયારમે દિવસે આદ્ય મળીને સોળ શ્રાધ્ધો કરવાં." તેમાં આદ્યશ્રાદ્ધ સર્વ એકોદ્દિષ્ટશ્રાધ્ધોનું મૂલ છે.

૪૮૯ સ્મૃત્યર્થસારમાંઃ—દર મહીને મરણતિથિમાં કરવાનાં બાર, તેમજ બારમાનું, ત્રિપક્ષિક, ઊનષણ્માસિક, ઉનાબ્દિક, એ ચાર સહિત સોળ શ્રાદ્ધ થયાં. તેમાં અગિયારમે દિવસે આદ્યશ્રાદ્ધને ઉત્કર્ષ (અધિકપણું) છે. [અગિયારમા દિવસનું શ્રાદ્ધ બારમે દિવસે ફરી કરવાનું છે.] શંકા કરે છે કે, મરણદિવસે આદ્યમાસિક થાયછે; તેથી અગિયારમા દિવસનું શ્રાદ્ધ પ્રેતમુક્તિવાસ્તે જુદુંજ છે,

ને પિતૃપણું પ્રાપ્ત થાય છે, માટે તેથા પહેલાં સોળ શ્રાદ્ધોનું પ્રતિપાદન કરવાને વૃદ્ધ વસિષ્ઠઃ–"સોળ શ્રાદ્ધ કરીને સપિંડીકરણ કરવું." તે કર્યાસિવાય સપિંડીકરણ કરવું નહિ. તે સોળ શ્રાદ્ધોને માસિકશ્રાદ્ધ નામે કહીને મિતાક્ષરામાં કહ્યું છે કે, "સપિંડીકરણથી પહેલાં સોળ માસિકશ્રાદ્ધો એકોદ્દિષ્ટવિધિથી કરવાં." તેમાં પ્રેતનું એકલાનું નામ દેવું. તે બાર માસનાં બાર, ને બારમે દિવસે એક, તેમ દોઢ મહીને ત્રિપક્ષિક, ઊનષણ્માસિક(છ માસમાં કમી દિવસે કરવાનું તે.) ને ઉનાબ્દિક ( બાર માસ પૂરા થતા પહેલાં કરવાનું તે.) મળીને કુલ સોળ થયાં.

૪૮૮ તે વિષે વ્યાસઃ–"બારમાનું, ત્રિપક્ષિક, છમાસિક, બાર માસિકો ને ઉનાબ્દિક, (વર્ષી)એ સોળ માસિકશ્રાદ્ધો વિદ્વાન્ લોકોએ કહ્યાં છે." બારમે દિવસે કરવાનું શ્રાદ્ધ મહીનામાં કંઇક ઓછા દિવસનું હોવાથી તેને ઊનમાસિક જાણવું. વળી ગાલવઃ–"મહીનામાં ઓછું તે ઊનમાસિક, છઠે મહીને કરવાનું તે ઊનષણ્માસિક, ત્રણ પક્ષે કરવાનું તે ત્રિપક્ષિક અને બારમે મહીને કરવાનું તે ઊનાબ્દિક ને મહીને મહીને કરવાનાં શ્રાદ્ધને બાર માસિકો કહેવાય છે."ગોભિલઃ–"મરણથી બારમે દિવસે ઊનમાસિક આવે છે; કારણકે તે દિવસ માસમાં કમી હોય છે." કોઇક ઠેકાણે તો ઊનષણ્માસિક ને ઊનાબ્દિકને રિક્ત નામ આપ્યું છે. એ પ્રમાણે સોળ શ્રાદ્ધો કહ્યાં. જાતુકર્ણ્ય પણઃ–"બાર પ્રતિમાસિકો, આદ્યમાસિક, ઊનષણ્માસિક, ત્રિપાક્ષિક ને ઊનાબ્દિક મળીને સોળ શ્રાદ્ધો છે." અગિયારમા દિવસના આદ્યશ્રાદ્ધસહિત બાર પ્રતિમાસિકો. અહીં આદ્ય શબ્દનો અર્થ ઊન લેવો. યાજ્ઞવલ્ક્યઃ–"મરણદિવસે, દર (બાર) માસનાં બાર, વર્ષી, દરવર્ષનું દ્વિતીયાબ્દિક(સંવત્સરિ) ને અગિયારમે દિવસે આદ્ય મળીને સોળ શ્રાદ્ધો કરવાં." તેમાં આદ્યશ્રાદ્ધ સર્વ એકોદ્દિષ્ટશ્રાદ્ધોનું મૂલ છે.

૪૮૯ સ્મૃત્યર્થસારમાં:–દર મહીને મરણતિથિમાં કરવાનાં બાર, તેમજ બારમાનું, ત્રિપક્ષિક, ઊનષણ્માસિક, ઉનાબ્દિક, એ ચાર સહિત સોળ શ્રાદ્ધ થયાં. તેમાં અગિયારમે દિવસે આદ્યશ્રાદ્ધને ઉત્કર્ષ (અધિકપણું) છે. [અગિયારમા દિવસનું શ્રાદ્ધ બારમે દિવસે ફરી કરવાનું છે.] શંકા કરે છે કે, મરણદિવસે આદ્યમાસિક થાયછે, તેથી અગિયારમા દિવસનું શ્રાદ્ધ પ્રેતમુક્તિવાસ્તે જુદુંજ છે,

અને તે આદ્યમાસિક નથી; આગળ કરવાનાં સર્વ શ્રાદ્ધોનું તેને આદિપણું છે,તેથી એને આદ્ય કહેવું ઘટેછે. તેનું ઉત્તર એ કે, એમ કહેવું યોગ્ય નથી; કારણ કે સોળ સંખ્યામાં વિરોધ આવેછે. "બાર પ્રતિમાસિકો, આદ્ય, છ માસનું, દોઢ માસનું ને ઊનાબ્દિક,મળીને સોળ શ્રાદ્ધ." એ વચનને પણ આનો વિરોધ આવેછે. વળી અગિયારમા દિવસના શ્રાદ્ધને સત્તરમું જુદું ગણે, તો તેને આદ્યમાસિક શબ્દ ઘટે નહિં; ને તેવો શબ્દ તો છે, માટે અગિયારમા દિવસના આદ્ય માસિકને સોળમાં ગણવુંજ યોગ્ય છે, અને તે અગિયારમે દિવસે કરવું

૪૯૦ હવે પવિત્રપણાથી કર્મ કરવાનું કહ્યું છે,અને બ્રાહ્મણનું સૂતક અગિયારમે નિવૃત્ત થાયછે, માટે તેમને એકાદશાને દિવસે આદ્યશ્રાદ્ધ કરવાને હરકત નથી;પણ ક્ષત્રિયને બાર,વૈશ્યને વીશ અને શૂદ્રને ત્રીશ દિવસ આશૌચ હોયછે; વાસ્તે અધિક સૂતકવાળા ક્ષત્રિયાદિકને અપવિત્રપણાના પ્રસંગે એકાદશાહમાં આદ્યમાસિક કરવાનું ઘટારત નથી; તેથી એકાદશાહ એ શબ્દનો અર્થ 'સૂતક ઉતર્યાપછી' લીધાથી ક્ષત્રિયાદીએ પોતપોતાનું સૂતક ઉતર્યાપછી આદ્યમાસિકશ્રાદ્ધ કરવું યોગ્ય છે. એ શંકાનો પરિહાર કરવામાટે પૈઠીનસિઃ— "અગિયારમે દિવસે જે શ્રાદ્ધ કરવાનું કહ્યું, તે સર્વ વર્ણને સાધારણ છે; પણ સૂતક તો જુદેજુદું પાળવું." તાત્પર્ય કે સૂતક હોય, તોપણ અગિયારમે દિવસે આદ્યમાસિક કરવું. 'અથ આશૌચ ઉતર્યા પછી' એ સામાન્ય વચન કહેવાનો આરંભ કરીને એકોદ્દિષ્ટનું વિધાન કરનારૂં વિષ્ણુવચન પણ દશ દિવસના આશૌચ ને ઘટેછે. 'અધિક આશૌચવાળા ક્ષત્રિયાદિકોની આશૌચનિવૃત્તિ થયાપછી,' એવા અર્થને વિષ્ણુવચન ઘટતું નથી. એ વિષે મિતાક્ષરામાંઃ—'આદ્યશ્રાદ્ધ અગિયારમે દિવસે કરવું,'એ વચનમાં આદ્યશ્રાદ્ધને અગિયારમા દિવસના કાલનું વિધાન છે. અહીં ન્યાય છે કે, વિધિવાક્યના શબ્દનો મુખ્યાર્થ છોડીને અન્ય અર્થ કરવો નહિ;તેથી પણ એકાદશાહ શબ્દનો પોતપોતાની સૂતકનિવૃત્તિ પછી, એવો અર્થ કરી શકાય નહિ. અને "અગિયારમે દિવસે જે શ્રાદ્ધ કરવાનું છે, તે સર્વ વર્ણને સાધારણ છે." એ વચનથી પણ આદ્યશ્રાદ્ધ અગિયારમે દિવસેજ કરવું. ચારે વર્ણને સાધારણ રીતે અગિયારમે દિવસે કરવાને કહેલું શ્રાદ્ધ, યજમાન શુદ્ધ હોય કે અશુદ્ધ હોય, તોપણ તે કરવું.

૪૯૧ હવે અગિયારમે દિવસે અધિક આશૌચવાળા ક્ષત્રિયાદિકોને શુદ્ધ-

પણું ને બ્રાહ્મણને અશુદ્ધપણું શી રીતે થાયછે, તે સ્મૃતિવચનોથી દેખાડીએ છીએ. "સર્વ વર્ણને સૂતક કે મૃતકની દશ દિવસે શુદ્ધિ થાય, એવું શાતાતપ મુનિ કહેછે." એ અંગિરાના વચનથી ક્ષત્રિયાદિને પણ દશ દિવસે શુદ્ધિ પ્રાપ્ત થઈ. તેમજ "શૂદ્રે સપિંડીકરણ બારમે દિવસે કરવું." એ મિતાક્ષરામાંનું વિષ્ણુવચન પણ શૂદ્રની સૂતકનિવૃત્તિને સૂચવે છે. તેમજ બ્રાહ્મણવિષે, માતુશ્રી પૂર્વે મરણ પામી હોય, ને તેના આશૌચમાં પિતાનું મરણ થાય, તો પિતાના આશૌચના દશ દિવસસુધી સૂતક પાળવું; [માતાના દશ દિવસમાં પિતાનું સૂતક ઉતરે નહિ.] ને પિતાના આશૌચમાં માતાનું આવે, તો પિતાના આશૌચમાં દોઢ દિવસ વધારવો. [પિતાનું સાડા અગિયાર દિવસ સૂતક પાળવું; એટલે માતાપિતા બન્નેનું સૂતક ઉતરે.] એ રીતે કોઈક પ્રસંગે બ્રાહ્મણ પણ અગિયારમે દિવસે સૂતકી રહેછેજ. [તોપણ તેને એકાદશાને દિવસે આદ્યશ્રાદ્ધ કરવું પડેછે.] એ સર્વ પ્રકાર મનમાં આણીને આદ્યશ્રાદ્ધ અગિયારમે દિવસે અવશ્ય કરવાને શંખ અને લૌગાક્ષિ કહેછે કે, "શુદ્ધ હોય વા અશુદ્ધ હોય, તોપણ અગિયારમે દિવસે આદ્યશ્રાદ્ધ કરવા જેટલી તત્કાલ શુદ્ધિ થઇને ફરીથી અશુદ્ધિ થાય." સૂતકમાં કે મૃતકમાં અગિયારમે દિવસે, હું શુદ્ધ છું કે અશુદ્ધ છું, એનો વિચાર ન કરતાં આદ્યશ્રાદ્ધ તો કરવુંજ."

૪૯૨ કાલાદર્શમાંઃ—"અગિયારમે દિવસે શુદ્ધ હોય કે અશુદ્ધ હોય, તોપણ નવશ્રાદ્ધ કરવાને તે તત્કાલ શુદ્ધ છે; પછી ફરી અશુદ્ધ થાય." માટે સર્વ વર્ણને અગિયારમે દિવસે આદ્યશ્રાદ્ધ કરવાનું સિદ્ધ થયું. તે આદ્યશ્રાદ્ધ વૃષોત્સર્ગપૂર્વક છે, તેથી વૃષોત્સર્ગ કરીને તે કરવું. તે વિષે ગરૂડપુરાણમાંઃ—"વૃષોત્સર્ગ કર્યાસિવાય આદ્યશ્રાદ્ધનો પિંડ આપે, તો કર્ત્તાને શ્રેય મળે નહિ; ને પ્રેતને પણ તે નિષ્ફલ થાય." તથાઃ—"પ્રેતને માટે અગિયારમે દિવસે વૃષોત્સર્ગ ન કરે, ને સો શ્રાદ્ધ કરે, તોપણ તેનું પ્રેતપણું ન જતાં સુસ્થિર રહે." વળી તેમાંજઃ—"પુત્ર વિદ્યમાન હોય, તો બીજા પાસે વૃષોત્સર્ગ કરાવવો નહિ." તથાઃ—પુત્ર કે પિતા, પૌત્ર કે ભત્રિજો, અથવા જે દેવાલેણાનો ભાગદાર હોય, તેણે મૃતનો વૃષોત્સર્ગ કરવો." તે પણ સોળ શ્રાદ્ધપૂર્વક કરવો. તે વિષે વિષ્ણુકલ્પમાંઃ—હે ગરૂડજી, તે સોળ શ્રાદ્ધ મધ્યે બીજાં કરવાનાં છે, તે સાંભળો. બ્રહ્મા, વિષ્ણુ ને શિવનાં ત્રણ તથા બીજાં પાંચ ઇત્યાદિ આજ ગ્રંથમાંથી જાણવાં. વૃષોત્સર્ગનો વિધિ પોતપોતાના ગૃહ્યસૂત્રમાંથી જાણવો.

૪૯૩ હવે આદ્યશ્રાદ્ધનો વિધિ કહે છે. " મરણદિવસથી આરંભીને દશ દિવસના દશ પિંડ આપ્યાપછી દશમા દિવસની રાત્રિ ગઇ, એટલે સૂતક ઉતરીને શુદ્ધ થાય" આ શુદ્ધપણાનું વચન, બીજે દિવસે કરવાના શ્રાદ્ધમાં બ્રાહ્મણને નિમંત્રણ કરવાની યોગ્યતા વિષે છે, એવું મિતાક્ષરામાં કહ્યું છે. તે વિષે અત્રિઃ—"સૂતકને અંતે અગિયારમે દિવસે આદ્યશ્રાદ્ધનિમિત્ત દશ ને એક બીજો, એમ મળીને અગિયાર બ્રાહ્મણને પ્રેતને નામે ભોજન આપવું." એજ અર્થ ગ્રંથકારે લખ્યો છે. તેમ બીજી સ્મૃતિમાં:—"અગિયાર બ્રાહ્મણોમાં પ્રેતનું આવાહન કરીને તેમને જમાડવા. તેમાં આદ્ય [પહેલા] બ્રાહ્મણને શય્યાદિ દાન આપવું." એજ અર્થ ગ્રંથમાં છે. આદિ શબ્દથી વસ્ત્ર, સુવર્ણ, જોડા, છત્રી, દક્ષિણા ને ઉદકુંભ આપવાનાં જાણવાં. એમાં વિશેષતા એટલી કે, "આદ્યશ્રાદ્ધ બ્રાહ્મણ વિષે અગર અગ્નિમાં કરી, ફરી બ્રાહ્મણને વિષે કરવું." બ્રાહ્મણમાં પ્રેતનું આવાહન કરીને અગ્નિમાં પ્રેતને નામે હોમ કરવો. "બ્રાહ્મણને જમાડીને પછી અગ્નિમાં હોમ કરવો, અને ફરી બ્રાહ્મણમાં આદ્યશ્રાદ્ધ કરવું." ફરી એટલે સપિંડીકરણ પછી. એવું થયેથી [ અગિયારમે દિવસેબ્રાહ્મણભોજન હોમરૂપ કરીને ફરી બારમે દિવસે બ્રાહ્મણભોજન કરવું. ] બે દિવસ બે વાર આવૃત્તિ થઇ.

૪૯૪ મત્સ્યઃ—" વિપ્રે અગિયારમે દિવસે અગિયાર, ને ક્ષત્રિયાદિકે સૂતકને અંતે તેટલાજ બ્રાહ્મણ જમાડવા. તેજ પ્રમાણે બીજે દિવસે એકોદ્દિષ્ઠ કરવું, " એવું સ્મૃત્યર્થસારમાં કહ્યું છે. અગિયારમે દિવસે રૂદ્રરૂપપ્રેતને નામે અગિયાર બ્રાહ્મણ જમાડવા. ગોભિલઃ—"આદ્યશ્રાદ્ધમાં બ્રાહ્મણ જમાડયો કે અગ્નિમાં હોમ કરવો, અને ફરી બ્રાહ્મણને જમાડીને આદ્યશ્રાદ્ધ કરવું, એટલે દ્વિરાવૃત્તિ થઈ.

ઇતિ શ્રાદ્ધનો નિર્ણય.

—:(o):—

## અથ ઉપવાસાદિથી વિધિપૂર્વક મરણ થાય તેનોનિર્ણય.

વિધિપૂર્વક ઉપવાસાદિથી મરણ પામેલાનું આદ્યશ્રાદ્ધ [ અગિયારમાનું ] ચોથે દિવસે કરવું. તે વિષે શાતાતપઃ—"ઘરડો થવાથી શૌચક્રિયાનો લોપ થયો ને ઓસડ વગેરે પણ જેણે તજ્યું છે, તે દુઃખને મારે ભૃગુપાત ( ઉંચા "પ-

વૈત ઉપરથી તીર્થની જગોમાં પડીને મરવું તે. ) કરે, અને અગ્નિમાં કે ઉપવાસ કરીને પોતાના દેહનો વિધિપૂર્વક ઘાત કરે, તેનું સૂતક ત્રણ દિવસ પાળવું; બીજે દિવસે અસ્થિસંચયન કરવું; ત્રીજે દિવસે દશ દિવસની ક્રિયા કરવી અને ચોથે દિવસે અગિયારમાનું આદ્ય એકોદ્દિષ્ટશ્રાદ્ધ કરવું."પ્રેતકલ્પમાં પણઃ–જ્યાંસુધી આશૌચ હોય, ત્યાંસુધીમાં દશ દિવસની ક્રિયા કરવી. જ્યાં ત્રિરાત્ર આશૌચ હોય ત્યાં પહેલે દિવસે ત્રણ દિવસની ક્રિયા કરીને બીજે દિવસે ચાર દિવસની ક્રિયા કરવી; ને ત્રીજે દિવસે ત્રણ દિવસની ક્રિયા કરવી. [ એટલે એકંદર દશ દિવસની થઇ. ] ચોથે દિવસે [સૂતક ઉતર્યાપછી]અગિયારમાનું એકોદ્દિષ્ટશ્રાધ્ધ કરવું." ઉપવાસથી મરણ વિષે કહેવાનો આરંભ કરીને અગ્નિપુરાણમાંઃ–"વિધિપૂર્વક ઉપવાસાદિથી મરણ પામેલાનું ત્રિરાત્ર આશૌચ પાળવું.બીજે દિવસે અસ્થિસંચયન અને ત્રીજે દિવસે સર્વ ક્રિયા કરીને ચોથે દિવસે અગિયારમાનું શ્રાધ્ધ કરવું."

૪૯૫ ઉત્સર્ગાપવાદન્યાય તથા સામાન્યવિશેષન્યાયની રીતે આ વચનમાં, 'ઉપવાસાદિકે કરીને વિધિપૂર્વક મરણ પામેલાનું [ સ્વાભાવિક કે સામાન્ય વચનથી પ્રાપ્ત થયેલું ] અગિયારમાનું એકોદ્દિષ્ટ આદ્યશ્રાદ્ધ ( નિષેધ કે વિશેષ વચનથી ) ચોથે દિવસે કરવાનું વિધાન કરે છે. એ હેતુથીજ 'સૂતક ઉતર્યાપછી આદ્ય એકોદ્દિષ્ટ કરવું.' એ સામાન્ય વચનનો આરંભ કરીને વિષ્ણુએ કહેલું આદ્ય એકોદ્દિષ્ટ આ ત્રિરાત્ર આશૌચ વિષે પણ યોગ્ય છે; કારણ કે તે વિષ્ણુવચનમાં સામાન્ય રીતે કહ્યું છે. તે આદ્યશ્રાદ્ધ કરવાના વિધિનો અપકર્ષ [લાંબા કાલમાં કરવાનું હોય, તે ટુંકા કાલમાં કરવું.] થયો; તેથી આદ્યશ્રાધ્ધ પહેલાં કરવાના વૃષોત્સર્ગનો પણ અપકર્ષ તદંતન્યાયથી કરવો. તે એવી રીતે કે, પ્રકૃતિયાગમાં અગ્નિષોમ દેવતાના પશુવિષે હોમદ્રવ્યનું સ્થાપન કર્યાપછી પ્રયાજયાગનું અનુષ્ઠાન કરવાનું હોય છે; તેનો પશુ ઉભો છે, તે વખતે લાગલું પ્રયાજઅનુષ્ઠાન કરવાનો જેવો અપકર્ષ કર્યો, કે સારપહેલાં કરવાના હોમદ્રવ્યના સ્થાપનનો પણ અપકર્ષ કરવો પડયો.

૪૯૬ અથવા થોડી દ્વાદશીમાં મધ્યાન્હકાલના ભોજનનો અપકર્ષ કરવાથી ભોજન કરતા પેહલાં કરવાના પ્રાતર્મધ્યાન્હકર્મનો પણ અપકર્ષ કરવો પડે છે. [અંત ભાગ ખેંચ્યો, કે તેનો પહેલો ને મધ્ય ભાગ ખેંચાય,તેને તદંતન્યાય ક-

હે છે.] તેમ દશ દિવસનાં સૂતકીએ અગિયારમે દિવસે કરવાનું વૃષોત્સર્ગ પૂર્વક એકોદ્દિષ્ટશ્રાધ્ધ ત્રિરાત્ર સૂતકીએ ચોથે દિવસે કરવું, ને તેથી પહેલાં કરવાનો વૃષોત્સર્ગ પણ ચોથે દિવસે શ્રાદ્ધ પહેલાં કરવો. એ રીતે સંપૂર્ણ એકાદશાહકર્મ ચોથે દિવસે કરવાનું સિદ્ધ થયું. "બીજે દીવસે (બારમે) ફરી એકોદ્દિષ્ટનો ઉત્કર્ષ કરવો." એ મત્સ્યવચન પણ આ વિષે લેવું. [બારમા દિવસનું પાંચમે દિવસે કરવું.] જે વચન છે કે, "સદ્યઃશૌચ હોય, તોપણ આદ્યશ્રાદ્ધ અગિયારમેજ દિવસે કરવું; કારણકે તેજ દિવસ પ્રેતને શ્રાદ્ધ, શય્યા, આસન ઇત્યાદિ વિષે યોગ્ય છે." પરંતુ તે વચન પુત્રદૌહિત્રાદિ મુખ્ય અધિકારી ન હોય, તો માતામહ, ભાઈ, મિત્ર, ઈત્યાદિ સદ્યઃ શૌચવાળા ગૌણઅધિકારીઓએ એકોદ્દિષ્ટ,આદ્યશ્રાધ્ધ અને વૃષોત્સર્ગાદિ અગિયારમે દિવસે કરવું એ વિષે સંભવે છે. એમ ન લઇએ તો વિધિથી ઉપવાસાદિ કરીને મરણ પામેલાનું પ્રેતશ્રાધ્ધ ચોથે દિવસે. કરવાનું બતાવનારાં સ્મૃતિપુરાણવાક્યો અપ્રમાણ થશે.

૪૯૭ એ સદ્યઃશૌચવાળા વાક્યને બીજો ગૌણ અધિકારીરૂપી વિષય સંભવતો હોય, તો બીજાં ઘણાં વાકયોને કેમ અપ્રમાણ કરાય. ઉપવાસાદિકે કરીને વિધિથી મરણ પામેલાનું સદ્યઃ શૌચ છતાં પણ તેનું આદ્યશ્રાદ્ધ અગિયારમે દિવસેજ કરવું,એવું કોઇકે લખીને તેના પ્રમાણમાં શંખવચન કહ્યુંછે કે, "સદ્યઃ શૌચ હોય, તોપણ પ્રેતને અગિયારમે દિવસે આદ્યશ્રાદ્ધ આપવું." પણ તે વચન શિષ્ટાચાર ને શાસ્ત્રવિરૂદ્ધ છે; તેથી શ્રુતિસ્મૃત્યુક્ત શુદ્ધ માર્ગ આચરણ કરનારા આનંદપુરના દ્વિજશ્રેષ્ઠોએ તે નિંદિત કર્યું છે; માટે વિધિથી મરણ પામેલાનું આદ્યશ્રાદ્ધ ચોથે દિવસેજ કરવું.

ઇતિ આદ્યશ્રાદ્ધનો નિર્ણય.

અથ પુત્ર,પૌત્ર,પ્રપૌત્ર,ઈત્યાદિ શ્રાદ્ધાધિકારીનો નિર્ણય દાહાધિકારી નિર્ણયમાં કહ્યો,તેમાં દૌહિત્રાદિ અસગોત્રીવિષે કંઈ વિશેષ પ્રકાર કહેછે.વસિષ્ઠઃ—"પુત્રપૌત્રાદિ સંતાન નહોય,તો દૌહિત્રોએ માતામહનું ધન લેવું;કારણકે પૂર્વજોના શ્રાદ્ધદિકના અધિકારી પૌત્ર ને દૌહિત્ર પણ છે."

૪૯૮ સ્કંદપુરાણમાંઃ—"માતામહનું ધન લેનારા દૌહિત્રે ધનના બદલામાં તેનું પૂર્વ ને ઉત્તર અંત્યેષ્ટિ કર્મ કરવું."પૂર્વ એટલે દાહાદિ સંપિંડી સુધી, ને

ઉત્તર એટલે દર્શ સંવત્સરી ઈત્યાદિ.આ વચનમાં પૂર્વ ને ઉત્તર એમ બે જુદાં નામ આપ્યાં, તેથી પૂર્વોત્તર બન્ને કર્મ જુદા જુદા ધર્મવાળાં કરવાં. તે એવાં કે, ઉત્તર સંવત્સરીશ્રાધ્ધાદિ દૌહિત્રાદિ અસગોત્રીએ પોતાની શાખાનું કરવું; ને પૂર્વ દાહાદિ સપિંડીકરણસુધી મરનારની શાખાનું કરવું. એ બાબતમાં સ્મૃતિનાં વચનો છે. તેમાં દ્વિજોના ઊર્ધ્વદૈહિકકર્મવિષે અસગોત્રી અધિકારીને માટે એ રીતે વિશેષ કહેલો છે; કારણકે ગર્ભાધાનાદિ સંસ્કારક્રિયા ગુરૂએ પોતાના વેદમાં વિહિત હોય તે કરવી, એવું વચન છે. ગુરૂનું લક્ષણ યાજ્ઞવલ્કયઃ—" જે ગર્ભાધાનાદિ સર્વ સંસ્કાર કરીને વેદ પણ ભણાવે, તેને ગુરૂ કહે છે; અને ઉપનયનસંસ્કાર માત્ર કરીને વેદ ભણાવે તે આચાર્ય કહેવાય છે. " ગ્રંથકારે એજ અર્થ કર્યો છે. અહીં ગર્ભાધાનાદિ સંસ્કાર કરવાનું પિતાનેજ ઘટે છે, માટે પિતા મુખ્ય ગુરૂ છે. ને ઉપનયન માત્ર કરીને વેદ ભણાવવાનો તો બીજાને પણ અધિકાર છે, માટે તેને આચાર્ય કહે છે. વેદનો એકદેશ માત્ર ભણાવે, તેને ઉપાધ્યાય કહે છે.

૪૯૯ હવે દ્વિજ કહેવાનું કારણ એ છે કે,"માતાના ઉદરમાંથી જન્મે તે એક જન્મ,ને ગાયત્રી મંત્રનો ઉપદેશ પામીને વેદ ભણવાને અધિકારી થાય,તે બીજો જન્મ જેમને થાયછે,એવા બ્રાહ્મણ,ક્ષત્રિય ને વૈશ્ય,એ ત્રણને દ્વિજ [બે ફેરા જન્મેલા] કહેછે.[કારણકે ત્રણ વર્ણને વેદનો અધિકારછે.]ચંદ્રિકાનિબંધમાં પણ એજ કહ્યું છે. "જે શાખાથી બ્રાહ્મણને સંસ્કાર થયો હોય, તે શાખાનું તેણે અધ્યયન કરવું; અન્યથા શાખાનો ભંગ થાય." તે વિષે એવો દોષ બતાવ્યો છે કે, "જે પોતાની શાખાનો ત્યાગ કરીને પારકી શાખા ભણેછે,તેને શૂદ્રવત્ જ્ઞાતિબાહ્ય કરીને દૈવપિતૃકર્મમાંથી વર્જિત કરવો."મિતાક્ષરામાં તોઃ—"બ્રાહ્મણ,ક્ષત્રિય,વૈશ્ય ને શૂદ્ર,એ ચાર વર્ણછે,તેમાં પહેલી ત્રણ વર્ણને દ્વિજ સંજ્ઞા છે. તેમની ગર્ભધાનાદિથી સ્મશાનસુધીની ક્રિયા વેદમંત્રથી કરવી." ગર્ભાધાન એટલે સ્ત્રીઓને ગર્ભધારણ થવાની ક્રિયાનો સંસ્કાર. સ્મશાનાંત એટલે ઉત્તરક્રિયા. ત્રણ વર્ણની પોતપોતાના ગૃહ્યસૂત્રમાં કહ્યાપ્રમાણે વેદમંત્રથી ક્રિયા કરવી; પણ શૂદ્રને મંત્રથી ન કરવી. આ વચનમાં આદ્ય ને અંત શબ્દ એકજ વાક્યમાં લીધો છે, તેથી સંપૂર્ણ (પૂર્વ ને ઉત્તર બન્ને) ક્રિયા એક વેદથી કરવી. કોઇ ક્રિયા ભિન્ન વેદની કરવી નહિ.

૫૦૦ શંકા કરે છે કે, કર્મનું ફલ ને કર્મનું નામ સર્વ શાખાઓમાં એ-

કજ હોય છે, માટે સર્વ કર્મ એકજ છે, એવું વિચારવાથી ગમે તે શાખાની સંસ્કારક્રિયા કરવી. એવું કેટલાક કહે છે. તેનું ઉત્તર એ કે, એમ જો કરીએ, તો સર્વ શાખાઓમાં કહેલા કર્મની અનવસ્થા [કોઈ કોઇનું કરવાનું ઠેકાણું રહે નહિ તે.]થાય;માટે ઉદિત હોમ (સૂર્યોદય થયાપછી અગ્નિહોત્રમાં હોમ કરવાનો) પક્ષ ને અનુદિત હોમ (સૂર્યોદય પહેલાં હોમ કરવાનો ) પક્ષ એ બન્ને શ્રુતિમાં કહેલા છે. માટે પોતાની વંશપરંપરા જે ચાલતો હોય, તેજ પક્ષ ચલાવાય છે; તેજ રીતે અધિકારીએ પોતાની પરંપરા પ્રમાણે ગર્ભાધાનાદિથી સ્મશાનાંત એટલે સપિંડીકરણસુધીની ક્રિયા પોતાની શાખાનીજ કરવી; કારણકે એમ ન કરે તો દોષ કહ્યો છે. આ બાબતમાં સ્ત્રીવિષે સ્પષ્ટ વચન દેખાય છે કે, "સ્ત્રીનો વિવાહાગ્નિમાં જે વેદથી સંસ્કાર થયો હોય, તેજ વેદથી અધિકારીએ સપિંડસુધીની ઉત્તરક્રિયા પણ કરવી." ગ્રંથકારનો અર્થ આવી ગયો છે. વિવાહથી પહેલાં સ્ત્રીઓના જાતકર્માદિ સંસ્કારો મંત્રરહિત કરવાના છે. ને વિવાહવિધિ સમંત્રક કરવાનો છે. તે વિષે કહ્યું છે કે, " સ્ત્રીઓના જાતકર્માદિ સંસ્કારો મંત્રરહિત કરવા, ને વિવાહ સમંત્રક કરવો." સ્ત્રીઓને જનોઇને ઠેકાણે પિવાહ છે. " વિવાહવિધિ સ્ત્રીઓને ઉપનયનને ઠેકાણે છે. " ત્યારપછીના ગર્ભાધાનાદિ સર્વ સંસ્કારો મંત્રથી કરવા.

૫૦૧ ઋતુપ્રાપ્ત થાય,ત્યારે [1]ગર્ભાધાન, ગર્ભધારણ પછી ત્રીજે મહીને [2]પુંસવન અને છઠે વા આઠમે મહીને [3]સીમંતોન્નયન સંસ્કાર કરવા. યાજ્ઞવલ્કયઃ—ચોથે મહીને ગર્ભરક્ષણ (પુંસવન) ને સાતમે મહીને સીમંતોન્નયન કરવું. શાંખાયનઃ—એ સંસ્કારો ક્ષેત્રના ( સ્ત્રીના ગર્ભસ્થાનના) છે, તેથી દરેક ગર્ભવખતે તે કરવા નહિ; માત્ર પ્રથમ ગર્ભવખતે કરવા. દેવલઃ—"એક વાર સ્ત્રીનો સંસ્કાર કર્યો, એટલે તેજ સર્વ ગર્ભના સંસ્કાર થયા." [ફરી કરવાની જરૂર નથી ] ઉદરમાંથી કુમાર (બાલક) જન્મ્યાપછી [4]જાતકર્મ, [5]નામકર્માદિ સં-

---

૧ ગર્ભ ધારણ કરવાની ક્રિયાનો સંસ્કાર.

૨ ગર્ભરક્ષણ થવાનો સંસ્કાર.

૩ સીમંત એટલે કેશના મધ્યમાં સોનાની શળીથી સેંથો પાડી નવાં વસ્ત્ર પહેરાવવા વગેરે સંસ્કાર. ગુજરાતીમાં તેને અઘરણી કહે છે.

૪ પુરૂષના વીર્યનો ગર્ભમાં સંબંધ થવાથી જે દોષ થયો, તેના નિવારણમાટે જે સંસ્કાર બાલકને કરવાનો, તે જન્મ થયાપછી છે, માટે તેને જાતકર્મ કહે છે.

૫ બાલકનું નામ શાસ્ત્રવિધિથી પાડવાનો સંસ્કાર.

સ્કારો બાલકનાછે.તે વિષે કહ્યુંછે કે,"પોતાની શાખાનો વિધિ કમી હોય કે અધિક હોય, પણ તેજ કરવો; પરશાખાનો વિધિ કરવો નહિ." સ્મૃતિમાં યજ્ઞ શબ્દ છે, તેનો અર્થ 'યજનરૂપ પોતાની શાખાનું કર્મ,'એવો કરવો.હવે અગ્નિહોત્રીસિવાયનાનું આશૌચ કે આદ્યશ્રાદ્ધ મરણદિવસથી આરંભીને કરવું; અને અગ્નિહોત્રીનું દહનદિવસથી કરવું. તે વિષે શંખઃ—"જેને અગ્નિહોત્ર નથી, તેની ઉત્તરક્રિયા મરણવખતથીજ કરવી;અને જેને અગ્નિહોત્ર હોય, તેની આશૌચાદિ ઉત્તરક્રિયા દહનવખતથી કરવી." મિતાક્ષરામાંઃ—આહિતાગ્નિ મરણ પામ્યા પછી તેનું આશૌચ દહનવખતથી પાળવું; અને અનાહિતાગ્નિનું મરણવખતથી પાળવું. ફક્ત અસ્થિસંચયન બન્નેનું દહનસંસ્કારથી ગણીને કરવું.

૫૦૨ તે વિષે અંગિરાઃ—"અગ્નિરહિતના આશૌચની મરણવખતથી ને અગ્નિવાળાનાની દહનવખતથી ગણતરી કરવી; અને બન્નેનું સંચયન દહનથી ગણીને કરવું. પ્રતિસંવત્સરી પણ બન્નેની મરણતિથિમાં કરવું." અહીં અગ્નિવાળો એટલે ચાર અગ્નિવાળો અગ્નિહોત્રી જાણવો. એક અગ્નિવાળાને સ્માર્ત ન ગણવો,એવું સ્મત્યર્થસારમાં કહ્યું છે. અગ્નિહોત્રી ન હોય, તેનું મરણદિવસથી પ્રેતકાર્ય, આશૌચ, સંવત્સરી વગેરે કરવું. તે વિષે કાલાદર્શમાંઃ—" સાગ્નિકની સૂતકક્રિયા દાહથી આરંભીને કરવી. " એવું રહસ્ય પ્રમાણ છે. ચંદ્રુનિબંધમાંઃ—એક અગ્નિવાળાનું પણ અનગ્નિકની પેઠે મરણદિવસથીજ સૂતકાદિ પાળવું.ચંદ્રુસ્મૃતિમાંઃ—અગ્નિરહિત બ્રાહ્મણની આશૌચાદિ ક્રિયા મરણદિવસથી કરવી;અને સાગ્નિકની દહનદિવસથી કરવી." માસિકશ્રાદ્ધમાં વિશેષ એ છે કે, " અગ્નિવાળાનું ત્રિપક્ષમાસિકથી પહેલાં સર્વ કર્મ દહન સંસ્કારતિથિમાં કરવું. ત્રિપક્ષપછીથી મરણતિથિમાં કરવું. અગ્નિરહિતનું તો સર્વ કર્મ મરણતિથિમાંજ કરવું." '**मृताहतः**' એમાં મૃતાહ શબ્દને સપ્તમીના અર્થમાં 'તઃ' પ્રત્યય છે; તેથી સાગ્નિકનાં સર્વ કર્મ દ્વિતીયમાસિક (ત્રિપક્ષ)સુધી દહનસંસ્કારતિથિમાં અને ત્રિપક્ષથી આરંભીને મરણતિથિમાં કરવાં; ને અગ્નિરહિતનાં સર્વ કર્મ મરણતિથિમાંજ કરવાં, એવું કાલાદર્શમાં છે.

૫૦૩ જાતૂકર્ણ્ય પણઃ—" અગ્નિહોત્રીનાં દ્વિતીયમાસિકસુધીનાં શ્રાદ્ધ દહનદિવસથી દહનતિથિમાં ને ત્રિપક્ષથી સર્વ શ્રાદ્ધાદિ કર્મ મરણતિથિમાં કરવાં. " એજ રીતે સ્મૃત્યર્થસારમાં પણઃ—આહિતાગ્નિનું પ્રેતકાર્યસંબંધી

મૃતાહશ્રાદ્ધ, ત્રિપક્ષની અંદર દહનતિથિમાં, ને પછીનાં સર્વ શ્રાદ્ધો મરણતિથિમાં કરવાં. તથાઃ-" ઋષિઓએ કરેલો ધર્મનો ઉપદેશ કુતર્ક ન કરતાં અવિરોધી તર્કે કરીને જે સમજે, તેજ ધર્મને જાણે છે; કુતર્ક કરનારો ધર્મને જાણતો નથી." એવું મનુ કહેછે.તેમજ વૃદ્ધ યાજ્ઞવલ્ક્યઃ—"આહિતાગ્નિને યથાશાસ્ત્ર ત્રણે અગ્નિથી દહન કરવો.અનાહિતાગ્નિને એક અગ્નિથી અને ઈતર લોકોને લૌકિકાગ્નિથી દહન કરવા." 'ઈતર' એટલે અગ્નિરહિત જાણવા. હવે કોણ આહિતાગ્નિ ને કોણ અનાહિતાગ્નિ, તે વિષે માર્કંડેયઃ-" જેને ચાર અગ્નિ હોય છે, તેને આહિતાગ્નિ કહેવો. ફાલ્ગુનશુકલચતુર્થીમાં ઉપવાસ કરવો." ઈત્યાદિ આહિતાગ્નિનું વ્રત વ્રતખંડમાં કહ્યું છે.

૫૦૪ વિષ્ણુધર્મોત્તરમાં તોઃ-" અગ્નિહોત્રીના ચાર અગ્નિ ચતુર્વ્યૂહમૂર્તિ વાસુદેવરૂપ છે; માટે અગ્નિહોત્રી બ્રાહ્મણનું જે પૂજન કરે, તેણે વાસુદેવનું પૂજન કર્યું જાણવું" અગ્નિહોત્રીને વૈતાનિક કહે છે. અને તે ચાર અગ્નિથીરહિતને અનાહિતાગ્નિ કહે છે. એક અગ્નિવાળાને આવસથિક પણ કહે છે. અનાહિતાગ્નિએ ( એક અગ્નિવાળાએ )અગ્નિહોત્રીની પેઠે પિંડપિતૃજ્ઞ કરવો. અનાહિતાગ્નિએ પ્રવાસ કરતીવેળાએ અગ્નિહોત્રી જેવા ધર્મ પાળવા. એ પ્રમાણે શ્રુતિસ્મૃતિમાં એકાગ્નિવાળાને અનાહિતાગ્નિ નામે કહ્યો છે.'વિતાન' એટલે અગ્નિનો વિસ્તાર જેનેછે,તેને વૈતાનિક કહીએ. અગ્નિરહિતનું સૂતક મરણદિવસથી લેવું, એમાં કંઈ વાદ નથી. તે વિષે ઘણાં વચનો છે. હવે આહિતાગ્નિ ને અનાહિતાગ્નિનો વિષય કહીએ છીએ. તે વિષે અંગિરાઃ-"અનાહિતાગ્નિનું મરણદિવસથી ને અગ્નિહોત્રીનું દહનસંસ્કારદિવસથી સૂતક ને શુદ્ધિ ગણવી. અને અસ્થિસંચયન તો બન્નેને દાહદિવસથી ગણીને કરવું; ને સંવત્સરી પણ બન્નેની મરણતિથિમાં કરવી."

૫૦૫ પૈઠીનસિ પણઃ—"જો પરદેશમાં મરણ પામે તો, અગ્નિહોત્રીનું દહનદિવસથી સૂતક ગણવું." અહીં મૂલ સ્મૃતિઓમાં સાગ્નિ ને અગ્નિમાન્ (અગ્નિવાળો) એ શબ્દો છે, તે એકાગ્નિવાળાને અને ચાર અગ્નિવાળાને મુખ્ય ને ગૌણપણાથી લાગુછે. જયાં ગૌણ ને મુખ્યપણાથી શબ્દ લાગુ થતો હોય, ત્યાં મુખ્ય અર્થમાં કાર્યનો અનુભવ થાય. [મુખ્ય ને ગૌણ શબ્દ એવી રીતે કે] ચાર અગ્નિવાળા અગ્નિહોત્રી કરતાં એક અગ્નિવાળા આવસથિકને અગ્નિવા-

ળો એ શબ્દ ગૌણપણાથી લાગુ થાયછે;ને ચાર અગ્નિવાળાને મુખ્યપણાથી લાગુ છે.એવું થયેથી જે ઠેકાણે વિરોધિ વચન નથી,તે ઠેકાણે તે વચનમાં કહેલો ધર્મ બન્ને અગ્નિવાળાને સરખો લેવો. તેનું ઉદાહરણઃ—"અગ્નિવાળાએ શ્રાદ્ધ કરતા પહેલાંજ વૈશ્વદેવ કરવો."[એ વચનમાં વિરાધ નથી.]જ્યાં વિરોધિ વચનહોય,ત્યાં મુખ્યઅર્થમાં કાર્યનો અનુભવ થવાનું ઉદાહરણ"સાગ્નિની દહનદિવસથી નેઅનગ્નિની મરણદિવસથી સૂતકની શુદ્ધિ લેવી."એ વચનમાં દહનદિવસથી ને મરણદિવસથી એ વિરોધછે.અહીં વિરોધનો નિર્ણય કલ્પના કરવાથી થાય નહિ; માટે 'સાગ્નિ' શબ્દનો મુખ્યાર્થ જાણવાસારૂ જોડે 'અનગ્નિમત્' શબ્દ અંગિરાએ મૂક્યોછે.

૫૦૬ અહીં અનગ્નિ શબ્દમાં નિષેધ કરનારો 'અન્'શબ્દ જે અગ્નિ શબ્દને જોડેલો છે, તે અલ્પ અર્થને બતાવનારો છે; તેથી અનગ્નિ એટલે અલ્પાગ્નિ, એવો અર્થ થયો. જેમ 'અનુદરી કન્યા' એટલે અલ્પ ઉદરવાળી કન્યા, તેમ અનગ્નિ એટલે અલ્પાગ્નિવાળા (એકાગ્નિવાળા)ની મરણદિવસથી સૂતકશુદ્ધિ ગણવી. અર્થાત્ સાગ્નિ એટલે મુખ્ય અગ્નિહોત્રીની દહનસંસ્કારદિવસથી સૂતકશુદ્ધિ ગણવી. [એ રીતે સાગ્નિ શબ્દના મુખ્ય અગ્નિહોત્રીરૂપી અર્થમાં, દહનદિવસથી સૂતકશુદ્ધિની ગણનારૂપી કાર્યનો અનુભવ થયો.] એમ કલ્પના ન કરે, તો સાગ્નિશબ્દ મુખ્ય અગ્નિહોત્રીને અને એકાગ્નિવાળાને બન્નેને સરખો લાગુ થવાથી નિર્ણયનો નિશ્ચય થાય નહિ; એ અંગિરાવચનનો અભિપ્રાય જાણીને વિજ્ઞાનેશ્વરે પોતાના મિતાક્ષરાદિ ગ્રંથમાં એ વચન કહેતા પહેલાંજ આહિતાગ્નિનું દહનસંસ્કારદિવસથી ને અનાહિતાગ્નિનું મરણદિવસથી સૂતક લાગે, એવો ઉપક્રમ કર્યો (કહ્યું). સંચયન તો બન્નેને દાહદિવસથીજ ગણીને કરવું. સ્મૃત્યર્થસાર; વિશ્વાદર્શ, આશૌચદર્શક, કાલાદર્શ, ચંડુનિબંધ, પારિજાત અને નિર્ણયામૃતાદિ નિબંધગ્રંથના કર્ત્તાએ વિજ્ઞાનેશ્વરની પેઠેજ નિર્ણય કર્યો છે.

૫૦૭ સ્મૃત્યર્થસારમાંઃ—અગ્નિહોત્રીનું પ્રેતકાર્ય ને મરણતિથિનું શ્રાદ્ધ ત્રિપક્ષની અંદર દહનદિવસથી કરવું; અને અનાહિતાગ્નિનું મરણદિવસથી કરવું. જે ગૃહ્યસ્મૃતિનું વચન છે કે, "જે પ્રકારે અગ્નિહોત્રીનાં દર્શપૌર્ણમાસવ્રત પિંડપિતૃયજ્ઞાદિ ધર્મ છે, તેજ પ્રકારે એકાગ્નિ, ઔપાસનિકને પણ લેવાં." અહીં 'એવ'શબ્દ પ્રકારવાચી છે. ગ્રંથકારનો અર્થ આવી ગયો છે. તેમાં ધર્મ શબ્દ છે, તેથી બન્નેના જીવત અવસ્થાના ધર્મ એકસરખા છે; [મ-

મૃતાહશ્રાદ્ધ, ત્રિપક્ષની અંદર દહનતિથિમાં, ને પછીનાં સર્વ શ્રાદ્ધો મરણતિથિમાં કરવાં. તથાઃ—" ઋષિઓએ કરેલો ધર્મનો ઉપદેશ કુતર્ક ન કરતાં અવિરોધી તર્કે કરીને જે સમજે, તેજ ધર્મને જાણે છે; કુતર્ક કરનારો ધર્મને જાણતો નથી."અવું મનુ કહેછે.તેમજ વૃદ્ધ યાજ્ઞવલ્કયઃ—"આહિતાગ્નિને યથાશાસ્ત્ર ત્રણે અગ્નિથી દહન કરવો.અનાહિતાગ્નિને એક અગ્નિથી અને ઈતર લોકોને લૌકિકાગ્નિથી દહન કરવા." 'ઈતર' એટલે અગ્નિરહિત જાણવા. હવે કોણ આહિતાગ્નિ ને કોણ અનાહિતાગ્નિ, તે વિષે માર્કંડેયઃ—" જેને ચાર અગ્નિ હોય છે, તેને આહિતાગ્નિ કહેવો. ફાલ્ગુનશુકલચતુર્થીમાં ઉપવાસ કરવો." ઈત્યાદિ આહિતાગ્નિનું વ્રત વ્રતખંડમાં કહ્યું છે.

૫૦૪ વિષ્ણુધર્મોત્તરમાં તોઃ—" અગ્નિહોત્રીના ચાર અગ્નિ ચતુર્વ્યૂહમૂર્તિ વાસુદેવરૂપ છે; માટે અગ્નિહોત્રી બ્રાહ્મણનું જે પૂજન કરે, તેણે વાસુદેવનું પૂજન કર્યું જાણવું" અગ્નિહોત્રીને વૈતાનિક કહે છે. અને તે ચાર અગ્નિથીરહિતને અનાહિતાગ્નિ કહે છે. એક અગ્નિવાળાને આવસથિક પણ કહે છે. અનાહિતાગ્નિએ ( એક અગ્નિવાળાએ )અગ્નિહોત્રીની પેઠે પિંડપિતૃજ્ઞ કરવો. અનાહિતાગ્નિએ પ્રવાસ કરતીવેળાએ અગ્નિહોત્રી જેવા ધર્મ પાળવા. એ પ્રમાણે શ્રુતિસ્મૃતિમાં એકાગ્નિવાળાને અનાહિતાગ્નિ નામે કહ્યો છે.'વિતાન' એટલે અગ્નિનો વિસ્તાર જેનેછે,તેને વૈતાનિક કહીએ. અગ્નિરહિતનું સૂતક મરણદિવસથી લેવું, એમાં કંઈ વાદ નથી. તે વિષે ઘણાં વચનો છે. હવે આહિતાગ્નિ ને અનાહિતાગ્નિનો વિષય કહીએ છીએ. તે વિષે અંગિરાઃ—"અનાહિતાગ્નિનું મરણદિવસથી ને અગ્નિહોત્રીનું દહનસંસ્કારદિવસથી સૂતક ને શુદ્ધિ ગણવી. અને અસ્થિસંચયન તો બન્નેને દાહદિવસથી ગણીને કરવું; ને સંવત્સરી પણ બન્નેની મરણતિથિમાં કરવી."

૫૦૫ પૈઠીનસિ પણઃ—"જો પરદેશમાં મરણ પામે તો, અગ્નિહોત્રીનું દહનદિવસથી સૂતક ગણવું." અહીં મૂલ સ્મૃતિઓમાં સાગ્નિ ને અગ્નિમાન્ (અગ્નિવાળો) એ શબ્દો છે, તે એકાગ્નિવાળાને અને ચાર અગ્નિવાળાને મુખ્ય ને ગૌણપણાથી લાગુછે. જયાં ગૌણ ને મુખ્યપણાથી શબ્દ લાગુ થતો હોય, ત્યાં મુખ્ય અર્થમાં કાર્યનો અનુભવ થાય. [મુખ્ય ને ગૌણ શબ્દ એવી રીતે કે] ચાર અગ્નિવાળા અગ્નિહોત્રી કરતાં એક અગ્નિવાળા આવસથિકને અગ્નિવા-

બો એ શબ્દ ગૌણપણાથી લાગુ થાયછે;ને ચાર અગ્નિવાળાને મુખ્યપણાથી લાગુ છે.એવું થયેથી જે ઠેકાણે વિરોધિ વચન નથી,તે ઠેકાણે તે વચનમાં કહેલો ધર્મ બન્ને અગ્નિવાળાને સરખો લેવો. તેનું ઉદાહરણઃ–"અગ્નિવાળાએ શ્રાધ્ધ કરતા પહેલાંજ વૈશ્વદેવ કરવો."[એ વચનમાં વિરાધ નથી.]જ્યાં વિરોધિ વચનહોય,ત્યાં મુખ્યઅર્થમાં કાર્યનો અનુભવ થવાનું ઉદાહરણ"સાગ્નિની દહનદિવસથી નેઅનગ્નિની મરણદિવસથી સૂતકની શુદ્ધિ લેવી."એ વચનમાં દહનદિવસથી ને મરણદિવસથી એ વિરોધછે.અહીં વિરોધનો નિર્ણય કલ્પના કરવાથી થાય નહિ; માટે 'સાગ્નિ' શબ્દનો મુખ્યાર્થ જાણવાસારૂ જોડે 'અનગ્નિમત્' શબ્દ અંગિરાએ મૂક્યોછે.

૫૦૬ અહીં અનગ્નિ શબ્દમાં નિષેધ કરનારો 'અન્'શબ્દ જે અગ્નિ શબ્દને જોડેલો છે, તે અલ્પ અર્થને બતાવનારો છે; તેથી અનગ્નિ એટલે અલ્પાગ્નિ, એવો અર્થ થયો. જેમ 'અનુદરી કન્યા' એટલે અલ્પ ઉદરવાળી કન્યા, તેમ અનગ્નિ એટલે અલ્પાગ્નિવાળા (એકાગ્નિવાળા)ની મરણદિવસથી સૂતકશુધ્ધિ ગણવી. અર્થાત્ સાગ્નિ એટલે મુખ્ય અગ્નિહોત્રીની દહનસંસ્કારદિવસથી સૂતકશુદ્ધિ ગણવી. [એ રીતે સાગ્નિ શબ્દના મુખ્ય અગ્નિહોત્રીરૂપી અર્થમાં, દહનદિવસથી સૂતકશુધ્ધિની ગણનારૂપી કાર્યનો અનુભવ થયો.] એમ કલ્પના ન કરે, તો સાગ્નિશબ્દ મુખ્ય અગ્નિહોત્રીને અને એકાગ્નિવાળાને બન્નેને સરખો લાગુ થવાથી નિર્ણયનો નિશ્ચય થાય નહિ; એ અંગિરાવચનનો અભિપ્રાય જાણીને વિજ્ઞાનેશ્વરે પોતાના મિતાક્ષરાદિ ગ્રંથમાં એ વચન કહેતા પહેલાંજ આહિતાગ્નિનું દહનસંસ્કારદિવસથી ને અનાહિતાગ્નિનું મરણદિવસથી સૂતક લાગે, એવો ઉપક્રમ કર્યો (કહ્યું). સંચયન તો બન્નેને દાહદિવસથીજ ગણીને કરવું. સ્મૃત્યર્થસાર; વિશ્વાદર્શ, આશૌચદર્શક, કાલાદર્શ, ચંડુનિબંધ, પારિજાત અને નિર્ણયામૃતાદિ નિબંધગ્રંથના કર્તાએ વિજ્ઞાનેશ્વરની પેઠેજ નિર્ણય કર્યો છે.

૫૦૭ સ્મૃત્યર્થસારમાંઃ–અગ્નિહોત્રીનું પ્રેતકાર્ય ને મરણતિથિનું શ્રાદ્ધ ત્રિપક્ષની અંદર દહનદિવસથી કરવું; અને અનાહિતાગ્નિનું મરણદિવસથી કરવું. જે ગૃહ્યસ્મૃતિનું વચન છે કે, "જે પ્રકારે અગ્નિહોત્રીનાં દર્શપૌર્ણમાસવત પિંડપિતૃયજ્ઞાદિ ધર્મ છે, તેજ પ્રકારે એકાગ્નિ, ઔપાસનિકને પણ લેવાં." અહીં 'એવ'શબ્દ પ્રકારવાચી છે. ગ્રંથકારનો અર્થ આવી ગયો છે. તેમાં ધર્મ શબ્દ છે, તેથી બન્નેના જીવત અવસ્થાના ધર્મ એકસરખા છે. મ-

રણ પછીના નથી, ] એવું સૂચવ્યું. કારણકે, "ધર્મ કે અધર્મ જયાંસુધી માણસ જીવે, ત્યાંસુધી કરે, ને મરણપછી પરલોકમાં ધર્મ કે અધર્મનું સુખ દુઃખરૂપ ફલ ભોગવે." એવું વચન છે. બીજું જીવત અવસ્થામાં પણ જયાં અગ્નિહોત્રીને પુરોડાશ કહ્યો છે; ત્યાં એકાગ્નિને ચરૂ ( ભાત ) લેવો, એવો ભિન્ન ધર્મ છે, તો મરણપછી બેનો ધર્મ ભિન્ન હોય, એમાં શું કહેવું ? દશકમાં તોઃ—અગ્નિહોત્રીનો પુનઃસંસ્કાર ( પુતલવિધાન ) કરે, તો દશ દિવસ આશૌચ ને અનાહિતાગ્નિનું પુનઃસંસ્કારથી ત્રિરાત્ર આશૌચ લાગે. એવું વસિષ્ઠ કહે છે.

ઇતિ સાગ્નિક ને અનગ્નિકના આશૌચ ને શ્રાદ્ધનો નિર્ણય

---

## અથ બારમે દિવસે સપિંડીકરણ કરવું તેનો ને ષોડશશ્રાદ્ધનો વિધિ.

૫૦૮ ગોભિલઃ—"સોળ શ્રાદ્ધો કર્યાસિવાય સપિંડીકરણ કરવું નહિ." સપિંડીકરણ બારમે દિવસે કરવું. તે વિષે વ્યાઘ્રઃ—"કુલના ધર્મ અનંત છે, ને પુરૂષના આયુષનો નિત્ય ક્ષય થાય છે, તેથી શરીરનો ભરોસો નથી; માટે બારમે દિવસે સપિંડીકરણ કરવું શ્રેષ્ઠ છે." પૈઠીનસિઃ—"સપિંડીકરણ કરતા પહેલાં એકોદિષ્ટવિધિથી સોળ શ્રાદ્ધ કરવાં." ગાલવઃ—"વર્ષ પૂરૂં થતા પહેલાં જેનું સપિંડીકરણ કર્યું, તેનાં સોળ માસિકો બે વાર કરવાં, એવું ગૌતમ કહે છે." સપિંડીકરણ થયાપછી ફરી મહીને મહીને કરવાં, એનું નામ બે વાર કહેવાય છે. તે વિષે હારીતઃ—"પ્રેતના સંસ્કારવાસ્તે કરવાનાં સોળ શ્રાદ્ધ પોતપોતાના કાલમાં ફરી કરવાં,નહિતો પ્રેત પ્રેતપણાથી મુક્ત થાય નહિ." 'પ્ર' એટલેઅત્યંતઅને 'ઈત' એટલે ગત. તેને પ્રેત એટલે (મૃત) કહીએ. તેના સંસ્કારવાસ્તે કરવાનાં સોળ શ્રાદ્ધ છે. તે વિષે અંગિરાઃ—"જેનું સપિંડીકરણ વર્ષથી પહેલાં કર્યું, તેનાં સોળ માસિકો ને ઉદકુંભ સોળ શ્રાદ્ધ બાર માસ પૂરા થતાસુધી ફરી કરવાં."

૫૦૯ એમાં વિશેષ કહે છેકે, અમાવાસ્યાદિ તિથિઓમાં મરણ પામેલા માતાપિતાનું સાંવત્સરિકશ્રાદ્ધ પાર્વણવિધિથી થાય છે, ને કોઈનું કુલ પરંપરાથી પાર્વણવિધિએ ચાલતુ આવેલું સંવત્સરી પણ પાર્વણવિધિથી થાય છે. તેમનું અનુમાસિકશ્રાદ્ધ પાર્વણવિધિથી કરવાવિષે શંકા ભરેલું વચન મિતાક્ષરામાં કહેલું છે. "સપિંડીકરણ કર્યાપછી ફરી અનુમાસિક શ્રાદ્ધ કરવાનાં,

તે જેનું પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ જે કાલે જે પ્રકારે થતું હોય, તે કાલે ને તે પ્રકારે અનુમાસિક કરવાં." એમાં 'યદા' ને 'તદા' બે શબ્દ છે; તેમાં કાલને બતાવનારો 'દા' એવો પ્રત્યય છે. તેથી તેનો અર્થ, જે કાલે ને તે કાલે, એવો થયો. અનુમાસિક શબ્દમાં 'અનુ' નો અર્થ કરેલું ફરી કરવું, એવો છે. ને 'યથા' શબ્દ જોકે અનેક અર્થને બતાવનારો છે, પણ અહીં યોગ્યતા બતાવનારો જાણવો. તેમ 'તથા' શબ્દ 'પ્રકાર' એ અર્થને બતાવે છે. અને 'પુનઃ' શબ્દનો 'તથા'ની જોડે સંબંધ છે. 'અપિ' શબ્દનો 'સઃ' શબ્દની સાથે સંબંધ છે. તેથી એ વચનનો અર્થ એવો થયો કે, જે પોતાના માતાપિતા વગેરેનું પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ જે યોગ્યતાએ એટલે પાર્વણ કે એકોદ્દિષ્ટવિધિથી પરંપરા કરતા આવેલા હોય, તે પુનઃ એટલે ફરી અનુમાસિક શ્રાદ્ધો, તથા એટલે પૂર્વ પ્રકારે કરીને પ્રતિસાંવત્સરિકની પેઠે પાર્વણ કે એકોદ્દિષ્ટવિધિથી કરવાં. [પ્રતિસાંવત્સરિક પાર્વણવિધિથી કરતા હોય, તો અનુમાસિક પણ પાર્વણવિધિથી કરવું; ને સાંવત્સરિકશ્રાદ્ધ એકોદ્દિષ્ટવિધિથી કરતા હોય, તો અનુમાસિક એકોદ્દિષ્ટવિધિથી કરવું.] અહીં 'યથા' ને 'તથા' શબ્દનો પરસ્પર સંબંધ નથી; કારણકે તે જુદા જુદા અર્થવાળા છે. બાકીના વાકયનો અર્થ સુલભ છે.

૫૧૦ વળી ઉત્તરાર્ધમાં જે 'તત્' એટલે 'સઃ' શબ્દ છે, તે 'યત્' એટલે 'યઃ' શબ્દની અપેક્ષા [ઈચ્છા] કરતો નથી. કારણકે "'કાતર્ય' એટલે બ્હીકણપણાને નીતિ સમજે છે, અને 'શ્વાપદ' એટલે પશુ જેવા વિચાર વિનાના ચેષ્ટિતને શૂરપણું સમજેછે, તેથી તે બેની સિદ્ધિ થવાસારૂ તે પુરુષે તપાસ કર્યો." તે પુરૂષે એમાં 'તે' શબ્દછે, તેને 'જે' શબ્દની જરૂર નથી; એવો શિષ્ટ લોકોનો શબ્દપ્રયોગછે. તેમજ કોઇ ઠેકાણે 'યત્' એટલે જે શબ્દને પણ 'તત્' એટલે તે શબ્દની અપેક્ષા [જરૂર] નથી. "સર્વ તારાયુક્ત ચંદ્રમા ઉગ્યો, ત્યારે કમલોએ સારૂકર્યું જે બીડાઈ ગયાં." અહીં 'જે બીડાઈ ગયાં' એ વાકયના ઉત્તરપદમાં 'તે' શબ્દની જરૂર નથી; તેથી 'યત્' ને 'તત્' શબ્દની સર્વ ઠેકાણે પરસ્પર જરૂર રહેતી નથી. બીજું જયાં વિવાદ થાય, ત્યાં ઘણો પક્ષ હોય તે લેવો, એવું ન્યાયમાં સંભળાય છે, તે ન્યાયથી એકોદ્દિષ્ટવિધિથી અનુમાસિકો કરવામાટે ઘણાં વચનો મળે છે. [માટે તેમનો પક્ષ

શૌચ ઉતર્યાપછી કરવું. એ વિષે વિશેષ કહેછે કે, "ત્રિપુષ્કરયોગ, નંદાતિથિ, (પડવો, છઠ ને એકાદશી) અમાવાસ્યા, શુક્રવાર, ચતુર્દશી, કૃત્તિકાનક્ષત્ર, એમાં ત્રણ ઊનમાસિકો કરવાં નહિ." [ત્રૈપક્ષિકસિવાય ઊનમાસિક, ઊનષણ્માસિક, ઊનાબ્દિક એ ત્રણ ઊનમાસિકો જાણવાં; કારણકે ત્રૈપક્ષિકમાં મરણતિથિજ આવેછે.] દ્વિતીયા, સપ્તમી ને દ્વાદશી, એ ત્રણ ભદ્રાતિથિમાં, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, ઉત્તરાષાઢા, પૂર્વાભાદ્રપદા, એ નક્ષત્રોમાંથી ગમે તે એક નક્ષત્રનો, અને રવિવાર, મંગલવાર કે શનિવાર એમાંથી ગમે તે વારનો (ભદ્રાતિથિ, ઉપર કહેલાં નક્ષત્રો ને વાર એ ત્રણેનો) યોગ હોય, તેને ત્રિપુષ્કરયોગ કાલાદર્શમાં કહ્યો છે. ગાર્ગ્યે પણઃ—"નંદાતિથિ, શુક્રવાર, ચતુર્દશી અને ત્રિપુષ્કરયોગ, એમાં પુત્રનો ને ધનનો નાશ થવાના કારણથી ઊનમાસિકો ન કરવાં; તેમજ બેનો યોગ આવે, તે દ્વિપુષ્કરમાં પણ તે ન કરવાં. ગુરૂવારના યોગથી પણ ત્રિપુષ્કર યોગ થાયછે.

૫૧૪ રત્નમાલામાંઃ—"ઉપર કહેલાં વિષમચરણનક્ષત્ર, ભદ્રાતિથિઓ, અને ગુરૂ, રવિ કે મંગલવાર, એમના યોગને મુનિઓ ત્રિપુષ્કર કહેછે." આ યોગ મરણતિથિમાં આવે, તો તેનો દોષ નથી; તેમાં માસિકાદિશ્રાદ્ધ કરવાં.

ઇતિ માસિકનો નિર્ણય.

હવે વર્ષની અંદર જે અધિકમાસ આવે, તે માસનું શ્રાદ્ધ અધિકમાસમાં કરીને તેજ ફરી શુધ્ધમાસમાં કરવું. (એટલે તેનો ઉત્કર્ષ કરવો.) તે વિષે વસિષ્ઠઃ—"શ્રાદ્ધદિવસ પ્રાપ્ત થાય, ને તેમાં અધિકમાસ આવે, તો બન્ને માસમાં તે શ્રાદ્ધ કરવું. તેથી અધર્મ છે એમ મોહ પામવું નહિ. ( ધર્મ થાય. ) અહીં શ્રાધ્ધ શબ્દે કરીને પ્રેતશ્રાધ્ધ બન્ને માસમાં બે વાર કરવાનું જાણવું. એનો વિશેષ પ્રકાર મલમાસ (અધિકમાસ)ના પ્રકરણમાં કહીશું.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં મરણથી માસિક શ્રાધ્ધસુધીનો નિર્ણય સંપૂર્ણ.



## અથ સહગમન (સતી થવું)ની સ્તુતિનાં વાકયો દેખાડીને તેની ઉત્તરક્રિયાનો નિર્ણય.

તે વિષે મનુઃ—"પોતાનો પતિ પીડિત હોય, તો જે સ્ત્રી પીડિત થાય,

૫૧૨ 'પછીનાં 'પ્રેતશ્રાદ્ધ શેષ રહ્યાં હોય' એ શાટ્યાયનવચનમાં પણ પ્રેતશ્રાદ્ધનો અપકર્ષ કહેછે. માટે પહેલા શાટ્યાયનવચનમાં જે નિષેધ છે, તે યથાકાલે કરવાનો અસંભવ હોય, તો અનુમાસિકોનો અપકર્ષ કરવો; ને તે તે કાલે કરવાનો સંભવ હોય, તો તે તે કાલે કરવાં.(અપકર્ષ કરવો નહિ.) એ હેતુથીજ ગરૂડપુરાણમાંઃ—"હે ગરૂડજી, પુત્રે વૃદ્ધિશ્રાદ્ધ કરતા પહેલાં સપિંડીકરણ કર્યું, તોપણ વૃધ્ધિશ્રાદ્ધ કર્યાપછી દરમહીને પિંડ, અન્ન અને ઉદકુંભશ્રાધ્ધ આપવાં."એ વચનમાં વૃધ્ધિશ્રાધ્ધ પછી અનુમાસિકો કરવાને કહ્યાંછે,તેથી તેમનો અપકર્ષ કરવો નહિ, એવું સિધ્ધ થયું. હવે ઊનમાસિકોનો વિશેષ પ્રકાર કહેછે. તે ઊનમાસિક, ત્રૈપક્ષિક,ઊનષણ્માસિક અને ઊનાબ્દિક,એ ચારછે. "મરણથી બારમો દિવસ મહીનામાં કમીછે,માટે તે દિવસે ઊનમાસિક કરવાનુંછે.દોઢ માસે એટલે ત્રણ પખવાડીયાં થાય ત્યારે કરવાનું,તેને ત્રૈપક્ષિક કહે છે." 'વૃત્ત' શબ્દનો અર્થ'ત્રીજો પક્ષ પ્રવૃત્ત થયેથી,'એવું ભવિષ્યત્પુરાણનું વચનછે. ગરૂડપુરાણમાંઃ—"સાઢા પાંચ મહીને ઊનષણ્માસિક કરવું." ગાલવઃ—' બારમા માસમાં ઊનાબ્દિક કરવુ." એ પક્ષ સર્વને માન્ય છે.

૫૧૩ અથવા ઊન શબ્દથી તે તે માસ પૂરો થવામાં કેટલુંક કમી હોય ત્યારે કરવું,તે વિષે ગોભિલ કહેછે કે,"સોળ માસિકો જે જે માસમાં કરવાનાં કહ્યાં હોય, તે તે માસમાં એક,બે કે ત્રણ દિવસ ઓછા હોય,ત્યારે તે માસિકો કરવાં."ગૌતમ બીજો પક્ષ કહેછે કે,"તેમજ વર્ષપૂરૂં થવામાં પણ તેટલા દિવસ ઓછા હોય, ત્યારે ઊનાબ્દિક કરવું. એક, બે, ત્રણ દિવસનો કે, માસનો ત્રીજો ભાગ કમી હોય, ત્યારે તે તે મહીનામાં ઊનાબ્દિકાદિ માસિકો કરવાં, એવું ગૌતમ કહેછે." ત્રિભાગ એટલે તે તે માસના વીશ દિવસ ગયાપછી કરવાં. અથવા " અન્ય ઊનમાસિકો તે તે માસના અઠાવીશમે દિવસે કરવાં." તે વિષે કાષ્ર્ણાજિનિઃ—"તે ઊનમાસિકો માસ પૂરો થતા પહેલાં માસના વિષમ (એકી) દિવસે કરવાં; ને ત્રૈપક્ષિક તો દોઢ માસે કરવું.બીજાં સાંવત્સરિક આદિ શ્રાધ્ધો મરણતિથિમાં કરવાં." તેમ કંઇ સૂતકાદિ કારણથી જે માસનું માસિક રહી ગયું હોય, તો તે માસનું માસિક બીજા માસમાં તેજ તિથિમાં કરવું. તે વિષે ઋષ્યશૃંગઃ—એકોદ્દિષ્ટ (માસિક) શ્રાધ્ધ પ્રાપ્ત થયું, ને તેમાં કંઈ વિઘ્ન આવ્યાથી તે રહી ગયું હોય,તો તે બીજા માસની તે તિથિમાં કરવું;"અંગિર આ-

લેવે.] હવે સપિંડીકરણ પહેલાં માસિકો કર્યાં હોય, તોપણ ફરી તે તે કાલે ન કરે તો, મરનાર પ્રેતપણાથી-મુક્ત થતો નથી,એવું પહેલાં કહ્યું છે.

૫૧૧ મિતાક્ષરામાં:—"સંપિડીકરણ પછી અનુમાસિક શ્રાધ્ધો, જે રીતે પ્રતિસાંવત્સરિકશ્રાધ્ધ વંશપરંપરા એકોદ્દિષ્ટ કે પાર્વણવિધિથી કરતા હોય, તે રીતે કરવાં." કાત્યાયન:—"સપિંડીકરણ પછી પ્રતિમાસિકો ન કરવાં. પણ શૌનક તે એકોદ્દિષ્ટવિધિથી કરવાનાં કહ્યાં છે."અર્થાત્ પાર્વણવિધિથી તે કરવાનો નિષેધ છે. ઈત્યાદિ વચનોમાં સપિંડીકરણ કર્યાપછી ફરી અનુમાસિકશ્રાદ્ધ કરવાવિષે પ્રતિપાદન કર્યું છે. એ માસિકશ્રાધ્ધો સપિંડીકરણ પહેલાં અપકર્ષ (સર્વે માસિકો બાર મહીનાસુધી કરવાનાં, તે થોડા કાલમાં કરવાં.)કરીને કર્યાં,તોપણ વૃદ્ધિશ્રાધ્ધનો પ્રસંગ આવે તો તે ફરી અપકર્ષ કરીને કરવાસાં આવેછેએવું કહ્યું.તે પ્રકાર અહીં દેખાડીને તેની શંકાનું સમાધાન કહેછે. શાટયાયન:—"સપિંડીકરણ પહેલાં માસિકોનો અપકર્ષ કર્યો છે, તોપણ વૃધ્ધિશ્રાધ્ધ આવે તો ફરી અપકર્ષ કરવો; કારણકે વૃધ્ધિશ્રાધ્ધ પછી કરવાનો નિષેધ કાત્યાયને કર્યો છે. "વૃધ્ધિશ્રાધ્ધ પ્રાપ્ત થાય, તો તે કર્યાપછી માસિકશ્રાધ્ધો ન કરવાં; કારણ કે માસિકશ્રાધ્ધો મરણસંસ્કારનિમિત્ત્ છે, તેથી મંગલવૃદ્ધિશ્રાધ્ધ કર્યાપછી મરનારનો ફરી નવો મરણસંસ્કાર થાય નહિ. અયાતયામ એટલે નવો.શાટ્યાયન:—"શેષ રહેલાં પ્રેતશ્રાધ્ધ(અનુમાસિકો)ને સપિંડીકરણ પણ રહ્યાં હોય, તો દ્વિજોએ બન્નેનો પણ અપકર્ષ કરીને વૃધ્ધ શ્રાધ્ધકરવું." શંકા કરે છે કે, "વૃદ્ધિ શ્રાદ્ધ પ્રાપ્ત થયાસિવાય પ્રેતશ્રાધ્ધોનો અપકર્ષ કરે, તો કરનાર પોતાના પિતરોની સાથે નરકમાં પડે." એ વચનથી [પ્રેતશ્રાદ્ધના અપકર્ષનો નિષેધછે તેથી,] સપિંડીકરણ પછીનાં અનુમાસિકોનો અપકર્ષ કરવો. [માસિકોનો સપિંડીકરણ કરતા પહેલાં અપકર્ષ કર્યો,તે નહિ કરવો.]એ શંકાનું ઉત્તર કહેછે કે,એમ નહિ, સાંભળ. તે વિષે શાટ્યાયનવચન,"સપિંડીકરણ પહેલાં અપકર્ષ કરીને માસિકો કર્યાં." તેમજ કાત્યાયનનું વચન, "વૃધ્ધિશ્રાધ્ધ થયાપછી માસિકો ન કરવાં." અને ફરી શાટ્યાયનનું વચન, 'શેષ રહેલાં પ્રેતશ્રાધ્ધો અપકર્ષ કરીને કરવાં.' એ ત્રણવચનોમાં નિષેધ કરનારા કાત્યાયનવચનમાં 'માસિક' શબ્દ છે, પણ 'અનુમાસિક' શબ્દ નથી;અને સપિંડીકરણ પછીનાં અનુમાસિકો કહેવાય છે, માટે વૃધ્ધિ શ્રાદ્ધ પછી તે ન કરવાં,એવો નિષેધ નથી.

ને હર્ષમાં હોય તો હર્ષયુક્ત થાય; પતિ પ્રવાસમાં જાય, તો પોતે મલીન રહે ને સૂકાય; તેમ પતિ મરણ પામે, તો પોતે પણ મરણ પામે, તેને પતિવ્રતા સ્ત્રી જાણવી." હારિતઃ—"જે સ્ત્રી પતિ મરે ત્યારે પોતે અગ્નિમાં બળે, તેને અરૂંધતી [વસિષ્ઠની સ્ત્રી] જેવી જાણવી; ને તે સ્વર્ગલોકમાં પૂજાય. પતિ બ્રહ્મહત્યારો, કૃતઘ્ન [નિમકહરામ] કે મિત્રહત્યારો હોય,તોપણ તેની સાથે મરણ પામે,તો તે સ્ત્રી પતિને અને પોતાના આત્માને પાવન કરે." અંગિરાઃ—"વાદી [સર્પને પકડનારો] જેમ સર્પને રાફડાના છિદ્રમાંથી ખેંચીને કાઢે, તેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનો બલાત્કારે નરકમાંથી ઉદ્ધાર કરીને, તેની સાથે સ્વર્ગમાં સુખ ભોગવે." પ્રેતકલ્પમાંઃ—"સતીના દેહને અગ્નિ બાળે,પણ તેનાં આત્માને બાળે નહિ. જેમ સુવર્ણાદિ ધાતુને ધમે, ત્યારે તેના મલને અગ્નિ બાળે; પણ સોનાને બાળે નહિ, તેમ પતિવ્રતા સ્ત્રી અમૃત જેવા શીતલ અગ્નિમાં પોતાનો દેહ બાળે. જેમ શુદ્ધ પુરૂષ મનુષ્યદેહને છોડીને સ્વર્ગાદિ વિષે દિવ્ય દેહને પામે છે, તેમ તે પતિવ્રતા સ્ત્રી પતિસહિત કદાપિ બળવાનું દુઃખ ન જાણતાં દિવ્ય દેહને પામે."

૫૧૫ શંખઃ—"જે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ સાથે સતી થાય, તે દેવતાઇ સાઢા ત્રણ કોટિ વર્ષસુધી સ્વર્ગસુખ ભોગવે. માતા, પિતા, પુત્ર ને ધનનો ત્યાગ કરીને જે સ્ત્રી સતી થાય, તે ઘણા કાલસુધી સુખ ભોગવે." ઈત્યાદિ પુરાણોમાં પતિવ્રતા સતી સ્ત્રીનાં વખાણ સંભળાય છે. તેમ સતી ન થાય, તેનો દોષ બતાવનારૂં વચન પણ છે. "એ રીતે જે ધર્મપત્ની પતિસાથે સહગમન ન કરે, તે દરેક જન્મમાં દુઃખપીડિત, દુર્ભગા, દુઃશીલા ને કઠોર બોલનારી થાય; અને તે વાગોલ, ગરોળી, બે મુખની ડેંડુ ( ચાકલણ ) એવા અવતાર ભોગવે."માટે પતિ મરે તો બ્રહ્મચર્ય પાળવું, કે અન્વારોહણ (સતી થઈ બળી મરવું તે.) કરવું, એવો વિકલ્પ છે, તોપણ સહગમન સર્વ જાતિની સ્ત્રીઓના ઉત્તમ પતિના પાપનો નાશ કરનારૂં ને મોક્ષ આપનારૂં છે. વિશેષે કરીને સતી થવું શ્રેષ્ઠ છે,માટે તે કરવું; ને એ ચાંડાલપર્યંત સર્વ જાતિનો સાધારણ ધર્મ છે.

૫૧૬ સ્મૃત્યર્થસારમાં તોઃ—ગર્ભિણી સ્ત્રીને અન્વારોહણ નિષિદ્ધ છે; કારણકે ગર્ભિણી બ્રાહ્મણી સતી થાય, તો ગર્ભ બાળવાથી બ્રહ્મહત્યાસમાન પાપ થાય. ક્ષત્રિયાદિ સ્ત્રીઓને તે તે જાતિની હત્યા જેટલું પાપ છે.વિષ્ણુ પ-

શૌચ ઉતર્યાપછી કરવું. એ વિષે વિશેષ કહેછે કે, "ત્રિપુષ્કરયોગ, નંદાતિથિ, (પડવો, છઠ ને એકાદશી) અમાવાસ્યા, શુક્રવાર, ચતુર્દશી, કૃત્તિકાનક્ષત્ર, એમાં ત્રણ ઊનમાસિકો કરવાં નહિ." [ત્રૈપક્ષિકસિવાય ઊનમાસિક, ઊનષણ્માસિક, ઊનાબ્દિક એ ત્રણ ઊનમાસિકો જાણવાં; કારણકે ત્રૈપક્ષિકમાં મરણતિથિજ આવેછે.] દ્વિતીયા, સપ્તમી ને દ્વાદશી, એ ત્રણ ભદ્રાતિથિમાં, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, ઉત્તરાષાઢા, પૂર્વાભાદ્રપદા, એ નક્ષત્રોમાંથી ગમે તે એક નક્ષત્રનો, અને રવિવાર, મંગલવાર કે શનિવાર એમાંથી ગમે તે વારનો (ભદ્રાતિથિ, ઉપર કહેલાં નક્ષત્રો ને વાર એ ત્રણેનો) યોગ હોય, તેને ત્રિપુષ્કરયોગ કાલાદર્શમાં કહ્યો છે. ગાર્ગ્યિ પણઃ—"નંદાતિથિ, શુક્રવાર, ચતુર્દશી અને ત્રિપુષ્કરયોગ, એમાં પુત્રનો ને ધનનો નાશ થવાના કારણથી ઊનમાસિકો ન કરવાં; તેમજ બેનો યોગ આવે, તે દ્વિપુષ્કરમાં પણ તે ન કરવાં. ગુરૂવારના યોગથી પણ ત્રિપુષ્કર યોગ થાયછે.

૫૧૪ રત્નમાલામાંઃ—"ઉપર કહેલાં વિષમચરણનક્ષત્ર, ભદ્રાતિથિઓ, અને ગુરૂ, રવિ કે મંગલવાર, એમના યોગને મુનિઓ ત્રિપુષ્કર કહેછે." આ યોગ મરણતિથિમાં આવે, તો તેનો દોષ નથી; તેમાં માસિકાદિશ્રાદ્ધ કરવાં.

ઇતિ માસિકનો નિર્ણય.

હવે વર્ષની અંદર જે અધિકમાસ આવે, તે માસનું શ્રાદ્ધ અધિકમાસમાં કરીને તેજ ફરી શુધ્ધમાસમાં કરવું. (એટલે તેનો ઉત્કર્ષ કરવો.) તે વિષે વસિષ્ઠઃ—"શ્રાદ્ધદિવસ પ્રાપ્ત થાય, ને તેમાં અધિકમાસ આવે, તો બન્ને માસમાં તે શ્રાદ્ધ કરવું. તેથી અધર્મ છે એમ મોહ પામવું નહિ. ( ધર્મ થાય. ) અહીં શ્રાધ્ધ શબ્દે કરીને પ્રેતશ્રાધ્ધ બન્ને માસમાં બે વાર કરવાનું જાણવું. એનો વિશેષ પ્રકાર મલમાસ (અધિકમાસ)ના પ્રકરણમાં કહીશું.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં મરણથી માસિકશ્રાધ્ધસુધીનો નિર્ણય સંપૂર્ણ.



## અથ સહગમન (સતી થવું)ની સ્તુતિનાં વાક્યો દેખાડીને તેની ઉત્તરક્રિયાનો નિર્ણય.

તે વિષે મનુઃ—"પોતાનો પતિ પીડિત હોય, તો જે સ્ત્રી પીડિત થાય,

છે.જો તે રજસ્વલા હોય તો તેણીએ ચોથે દિવસે સતી થવા વિષે પ્રેતકલ્પમાં:— "જે પતિવ્રતા સ્ત્રી ચોથે દિવસે અગ્નિમાં પ્રવેશ કરે, તે સ્ત્રીનું સૂતક ને વૃષોત્સર્ગાદિ ભર્તાના મરણદિવસથીજ કરવું." કારણકે પતિ પ્રધાન ( મુખ્ય ) છે, ને તેનું અર્ધાંગ સ્ત્રી છે; તેથી પતિ મરણ પામ્યો, કે તે દિવસેજ તેનો મરણ સંકલ્પ થયાથી, તે મૃતપ્રાય [ મરણ પામેલી ]જ છે; માટે ભર્તાના મરણદિવસથીજ તેના પિંડદાનાદિ કર્મવાસ્તે દિવસની ગણતરી કરવી.તે વાક્યમાં નારી દૂર દેશમાં હોય,તો તેણે બારમાનું ઉલ્લંઘન કરીને અગ્નિપ્રવેશ કરવાવિષે વિશેષ પ્રકાર આગળ કહીશું. અથ નિર્ણય. "પતિ મરણ પામ્યાથી જે સ્ત્રી પોતાના પ્રાણ તજે, તેનું અગ્નિદાન ને સપિંડીકરણ પતિની સાથેજ એકઠું કરવું." અગ્નિદાન એટલે ચિતાગ્નિ. આ પ્રેતકલ્પોક્ત વચનમાં અગ્નિદાહ ને સપિંડીકરણ પતિની સાથે એકઠુંજ કરવાનું કહ્યું, તેથી સપિંડીકરણ કરતા પહેલાં કરવાનાં દશાહ પિંડાદિશ્રાદ્ધો પણ એકઠાં કરવાં, એવી શંકા થાય; પણ સ્ત્રીનું સહગમનથી મરણ થયું હોય, તેનાં દશાહપિંડશ્રાદ્ધ જુદાં કરવાનાં તેમાંજ કહ્યાં છે. "જે પતિવ્રતા સ્ત્રી સતી થાય, તેનું પતિની સાથે સર્વદા એકપણું છે, તોપણ પુત્રે દશાહપિંડાદિ જુદા કરીને સપિંડીકરણ એકઠુંજ કરવું." એકપણું તો સપિંડીકરણ પછીથી જાણવું. માટે સપિંડીકરણ પહેલાં કરવાનાં શ્રાદ્ધો જુદાં જુદાં કરવાનાં કહ્યાથી શ્રાદ્ધ કરવું, એવું એક વચન છે, તોપણ સર્વે દશાહશ્રાદ્ધો જાણવાં. એક વચનથી કહ્યું કે, ઘરમાંથી કચરો વાળ. જેમ એ વાક્યથી ઘરના સર્વ ભાગ સમજવા. તેમ મીમાંસામાં અધ્વર્યુએ પ્રાતઃ સવન (તેજ નામના કાલમાં) દશ અવદાન ( કોળીઆ જેટલો હોમવાની વસ્તુનો ગ્રાસ ] લેવાં. અહીં જેમ પ્રાતઃસવનનું એક વચન છે, તો પણ દશ ગ્રાસના દશ કાલ જાણવા, તેમ આ વિષયમાં પણ એક વચન સર્વ દશ પિંડોવિષે જાણવું.

૫૧૯. એ રીતે પ્રેતકલ્પમાં:—"રસોઇ એકઠી કરીને શ્રાદ્ધ જુદાં કરવાં. તે સતી થયેલી સ્ત્રીનાં ને તેના પતિનાં એકાદશાહ,વૃષોત્સર્ગ,સોળ પ્રેતશ્રાદ્ધ, ઘટાદિ પદનાં દાન,મહાદાન, વર્ષ પૂરૂં થતાસુધી જુદાં જુદાં કરવાથી તેમની તૃપ્તિ થાય." એ હેતુથીજ સ્મૃત્યર્થસારમાં પણઃ—'ચિતામાં પતિની જોડે સતી થઈશ.' એવો સંકલ્પ કરીને, પતિને નમસ્કાર કરી ચિતામાં પતિના શબસહિત બેસી-

ણ સતી થવાની પ્રશંસા કરે છે. "જે સ્ત્રી પુત્રપૌત્રાદિ પરિવારનો ત્યાગ કરીને પોતાના પતિસાથેં સહગમન કરે, તે સ્ત્રી ને તેનો પતિ બન્ને જણ પોતાના ત્રણ કુલને તારી પોતે સ્વર્ગસુખ ભોગવે. અનેક પ્રકારનાં પાપ કર્યાં હોય ને પતિસાથે દ્વેષ કરતી હોય, તોપણ પતિની જોડે જે સ્ત્રી સતી થાય, તે સર્વ પાતકોનું પ્રક્ષાલન કરીને નિર્મલ થાય." આ 'સતી થવું' સર્વ જાતિની સ્ત્રીઓને સરખું છે, તોપણ બ્રાહ્મણીવિષે નિષેધવચન છે. "બ્રહ્માની આજ્ઞા છે કે, બ્રાહ્મણી સ્ત્રીએ સતી થવું નહિ. જે બ્રાહ્મણી સતી થાય, તે આત્મઘાતના દોષથી પોતાને ને પતિને સ્વર્ગમાં ન લેઈ જાય."પણ એ વચન બ્રાહ્મણીને જુદી ચિતામાં બળવાવિષે નિષેધક છે.

૫૧૭ તે વિષે ઉશના:—"બ્રાહ્મણી સ્ત્રીએ જુદી ચિતા રચીને તેમાં સહગમન કરવું નહિ.અન્ય જાતિની સ્ત્રીઓનો એ ઉત્તમ ધર્મછે." તેજ વાત સ્મૃત્યર્થસારમાં:—સવર્ણા ( પતિની જાતની ) સ્ત્રીએ એક ચિતામાં સતી થવું. બ્રાહ્મણીને તો એક ચિતામાંજ સતી થવું; જુદી ચિતામાં થવું નહિ. પારિજાતમાં તો બ્રાહ્મણીને પણ પૃથક્ ચિતામાં સતી થવાને કહ્યું છે. "પતિ દેશાંતરમાં મરણ પામ્યો હોય,તો બ્રાહ્મણીએ તેનાં અસ્થિ સાથે લેઇને, અને બીજી સ્ત્રીઓએ પતિની પાદુકાદિ લેઇને તેની સાથે ચિતામાં સતી થવું." કારણકે પાદુકા વસ્ત્રાદી પતિના શરીરનું અંગ નથી,તોપણ પતિએ તે ઓઢેલાં પહેરેલાં છે,તેથી શરીરનાં અંગ જેવાંજ છે, તથા સ્મૃત્યર્થસારમાં:—ક્ષત્રિયાદિ સ્ત્રીએ પોતાનો પતિ પરદેશમાં મરણ પામ્યો હોય,તો જુદી ચિતામાં સતી થવું; ને અન્ય જાતિની સ્ત્રીએ તો જુદી ચિતામાંજ આરોહણ કરવું.ગરૂડપુરાણમાં:—"દૂર વા સમીપ પતિ મરણ પામે, તો સ્ત્રીએ ધીરે ધીરે પોતાને ઘેર જઈને પતિના આદ્યશ્રાદ્ધની વાટ જોઈ, તે આદ્યશ્રાદ્ધના પિંડને જોડે લેઇને અગ્નિમાં પ્રવેશ કરવો; ને તેની વૃષોત્સર્ગાદિક્રિયા પણ તરતજ કરવી."કારણકે પતિવ્રતા સ્ત્રીનો પતિ મરણ પામ્યો, કે તરતજ તે સ્ત્રીનો અંતરાત્મા મરણ પામી એકપણાને પામેલોજ છે." એવું ગરૂડપુરાણમાં કહેલું છે.

૫૧૮ તથા:—"જે સ્ત્રી પતિની જાતની ને શુદ્ધ હોય, તે જો મૃત પતિની સાથે સહગમન કરે, તો તે પોતાના પતિસહિત દેવતાઈ સાઢાત્રણ કોટિ વર્ષસુધી સ્વર્ગવાસ કરે છે." કારણકે તે શુદ્ધ (પતિવ્રતા) છે,એવું વચનમાં કહ્યું

ઉચ્ચાર કરીને સર્વ વચ્ચે એક પિંડ આપવો. જેમ દ્વિપિતૃકશ્રાદ્ધમાં [ દત્તક આપેલા પુત્રને જનકપિતા અને દત્તકપિતા, બન્નેનું શ્રાધ્ધ એકતાથી કરવું પડે છે.] તેમ સપિંડીકરણ પછીનાં સતીઓનાં શ્રાદ્ધમાં પણ સર્વ વચ્ચે એક પિંડ આપવો. સપિંડીકરણ પછીનાં શ્રાધ્ધો જુદાં કરવાનું પૂર્વે કહ્યું છે, તે પ્રમાણે અહીં જાણવું. [ અથવા બે બાપવાળા પુત્રનો દાખલો નાતરીયા શૂદ્રાદિનો જાણવો. ]

પ૨૧ તે બહુ વચનનો પ્રયોગ સ્પષ્ટ દેખાડે છે કે, **'अमुकगोत्राः अमुकदेविदाः अमुकशर्माणः अवनेनिध्वं ये युष्मानत्रानु एतद्वः पिंडः** 'ઈત્યાદિ યોજી લેવું. હવે જે કોઈએ કહ્યું છે કે, "સતી થાય તો મૃતતિથિમાં એકઠો પિંડ આપવો, ને નવશ્રાદ્ધ જુદાં કરવાં." એ પૂર્વે કહેલા લૌગાક્ષિવચનમાં નવશ્રાધ્ધ જુદાં કરવાનાં કહ્યાં, તેથી નવશ્રાધ્ધસિવાયનાં દશાહાદિશ્રાધ્ધોમાં મૃતતિથિના શ્રાદ્ધની પેઠે એકઠા પિંડ આપવા, એવું તે વચનનું વ્યાખ્યાન કર્યું. તેમ ત્યાં તેમણે લખ્યું છે કે, આ વચનમાં મૃતતિથિમાં બે વચ્ચે એક પિંડ આપવો, એવું વિશેષ કહ્યું; તેથી સતી થઇ હોય, તોપણ તિથિભેદ હોય તો, એકઠું શ્રાધ્ધ ન કરતાં જુદું કરવું. [ પતિ સવારે મરણ પામ્યો, તે વખતે પડવો હોય, ને મધ્યાન્હપછી સ્ત્રી સતી થઇ, ત્યારે બીજ થઈ, તો બન્નેની જુદી મરણતિથિ થઈ, એમ તર્કથી જાણવું.] વળી મરણતિથિમાં એકઠું કરવું, એવું વિશેષે કરીને કહ્યું તેથી,અને દર વર્ષના સાંવત્સરિકશ્રાદ્ધસિવાય બીજાં નવશ્રાદ્ધ, સોળ પ્રેતશ્રાદ્ધ,સપિંડીકરણ, ગયાશ્રાધ્ધ, અષ્ટકાદિશ્રાધ્ધો, બીજાં વચનોમાં જુદાં કરવાને કહ્યાથી એ સર્વ સતીનાં શ્રાધ્ધો જુદાં કરવાનું પ્રાપ્ત થયું, પણ એ વચનમાં નવશ્રાદ્ધ જુદાં કરવાં, એવી નવ સંખ્યા ગણીને નવશ્રાધ્ધ જુદાં કરવાનું વિધાન કર્યું છે.

પ૨૨ તેથી નવશ્રાધ્ધસિવાયનાં સોળ પ્રેતશ્રાદ્ધાદિનું સાંવત્સરિકશ્રાદ્ધની પેઠે એકઠું વિધાન કરવું, એવું કોઇકે નિરૂપણ કર્યું; પણ તે અયોગ્ય છે. જો અન્વારોહણ કરેલા સર્વનો એક દિવસે દાહાદિ કરવાને કહેવાનું તાત્પર્ય હોય તો, તે પતિનું મરણ અન્વારોહણથી થયેલું નથી; તેનું તો પૂર્વે મરણ થયેલું છે, તેથી સતીની સાથે એક તિથિમાં દાહ સંભવે નહિ; ને તે ફક્ત તો અસંગત છે. માટે પૂર્વે મરણ પામેલા પતિની તિથિમાં અન્વારોહણથી

ને સતી થવાનો સર્વ પ્રયોગ કરવો; અથવા સર્વ પ્રયોગ કર્યાપછી પતિનું શરીર દહન થવા લાગ્યું કે, તેને નમસ્કાર કરીને અગ્નિમાં પ્રવેશ કરવો; એવું સ્મૃતિમાં કહેવાનો આરંભ કરીને દાહને દિવસે પિંડશ્રાધ્ધાદિ કરવા વાસ્તે-એક કર્ત્તાએ એકઠી રસોઈ કરવાનું કહ્યું છે; પણ પિંડશ્રાદ્ધાદિ એકઠું કરવાનું કહ્યું નથી. યોગ્ય પુત્ર હોય તેણે સર્વ પિંડાદિદાન કરવું. તેમજ ચિતામાં-થી ગભરાઇને સ્ત્રી ભ્રષ્ટ થાય, તો પ્રાજાપત્યપ્રાયશ્ચિત્ત કરવાનું કહ્યું છે. એ રીતે અન્વારોહણ કરેથી ( સતી થયેથી ) સપિંડીકરણપર્યંત બન્નેની સર્વ ક્રિયા જુદેજુદી કરવાની સિદ્ધ થઈ. સપિંડીકરણ પણ પહેલું પતિનું કરીને પછી પતિની સાથે સ્ત્રીનું કરવું " મરણ પામેલા પતિની સાથે જે પતિવ્રતા સ્ત્રી મરણ પામે, તેનું સપિંડીકરણ પતિની સાથે કરવું યોગ્ય છે; ને તે પતિની સાથે જગત્પ્રલયસુધી સ્વર્ગવાસ કરવાને યોગ્ય થાયછે; માટે પતિની સાથે સ્ત્રીનું સપિંડીકરણ એકઠું કરવું." એવું પ્રેતકલ્પમાં કહ્યું છે.

૫૨૦ હવે જે સતી થઈ હોય, તેના સાંવત્સરિક ઇત્યાદિ શ્રાદ્ધમાં બન્નેનું નામ દઈ એક પિંડ આપવો. તે વિષે લૌગાક્ષિઃ—"સ્ત્રીએ અન્વારોહણ કર્યું હોય, તો બન્નેનાં નવશ્રાદ્ધાદિ જુદેજુદાં કરીને મરણતિથિના શ્રાદ્ધમાં બન્નેનો મળીને એક પિંડ આપવો. ગ્રંથકારે એજ અર્થ કહીને સઘળો શ્રાધ્ધવિધિ પણ બેને નામે એકઠો કરવો, એવું કહ્યું છે. તે અત્રે એવી રીતે સ્પષ્ટ કરી બતાવે છે કે, 'अमुकगोत्रौ अमुकदेविदा अमुक शर्माणौ अवनेनिजाथां ए च युवामत्रानु एतद्वां पिंडः' [એ સર્વ ઉચ્ચાર બન્નેના નામનો દ્વિવચનથી કરેલો છે.] એ રીતે સર્વ શ્રાદ્ધના પ્રયોગમાં દરેક પદાર્થ આપવાવાસ્તે ઉચ્ચારનો ઊહ [તર્ક કરવો. ] ને નવશ્રાદ્ધાદિ જુદેજુદું એક વચનથી કરવું. આ એકઠો પ્રયોગ અન્વારોહણ કર્યું હોય તોજ કરવો. અહીં મરણતિથિનું શ્રાદ્ધ એકઠું કરવાનું કહ્યું, તેથી સપિંડીકરણ પછીનાં સર્વ શ્રાધ્ધો જાણવાં; ને નવશ્રાદ્ધ શબ્દથી સપિંડીકરણ સુધીનાં પહેલાં સર્વ શ્રાધ્ધ જાણવાં. એમ અર્થ ન લેઇએ તો, મરણતિથિ શબ્દથી, સર્વ પહેલાં ને પછીનાં મરણતિથિનાં શ્રાધ્ધો જુદાં કરવાનો પ્રસંગ આવીને અવ્યવસ્થા થાય. હવે જેમ બન્નેના નામથી એક પિંડ અપાયછે, તેમ એક જાતની અનેક સ્ત્રીઓ (શોક્યો) એક ચિતામાં પતિની સાથે સતી થાય, તો ત્રણ ચાર વગેરેના નામનો બહુ વચનાંત

ઈત્યાદિ સ્ત્રીનો જુદો ધર્મ હોયછે,તેમ સપિંડીકરણ અને તેથી પહેલાંનાં શ્રાધ્ધો સર્વ જુદાં કરવાં, પછી ત્રણ સ્થાનનો પ્રસંગ આવતાસુધી સર્વ એકઠું કરવું, એવો અર્થ લેવો યોગ્ય છે. કારણ કે એ ત્રણનો પ્રસંગ થયો, એટલે સર્વ કર્મ એકઠાં થાયછે] એવા અર્થવાળા વિષ્ણુવચનથી ત્રણનું જુદું વિધાનછે,માટે બીજે ઠેકાણે શ્રાદ્ધતર્પણાદિ એકઠું કરવાનું સિદ્ધ થયું;વાસ્તે સપિંડીકરણથી પહેલાં સર્વ શ્રાદ્ધપિંડ જુદા કરવા,ને ત્યારપછી પછી એકઠાં કરવાં. [એ બાબત સતી થવા વિષેની છે.]એવો નિર્ણય થયો.હવે પતિ મરણ પામ્યાપછી ઘણે કાલે અનુગમન કરીને મરણ પામેલી સ્ત્રી વિષે વિશેષ કહે છે. બ્રહ્મપુરાણમાં,–"પતિ દેશાંતરમાં મરણ પામે, તો સાધ્વી ( પતિવ્રતા ) સ્ત્રીએ શુદ્ધ થઇ તેની પાદુકા પોતાની છાતી ઉપર મૂકીને અગ્નિમાં પ્રવેશ કરવો. એ ઋગ્વેદવાક્યના પ્રમાણથી તે સ્ત્રીને આત્મઘાતનો દોષ લાગતો નથી; ને તેનું ત્રણ દિવસનું આશૌચ ઉતરી ગયાપછી શાસ્ત્ર પ્રમાણે શ્રાદ્ધ કરવું. એ વચનથી તેની ક્રિયા ત્રણ દિવસના સૂતકની રીતે કરવી. [ પહેલાં તે કહેવામાં આવ્યું છે. ] શાસ્ત્ર પ્રમાણે એટલે પતિની સાથે સતી થઈ હોય,તેના સંવત્સરી વગેરેનું જેમ કહ્યું છે, તે પ્રમાણે કરવું.

૫૨૪ હવે જે ભૃગુવચન છે કે, "જે સ્ત્રી પતિના મરણદિવસે જુદી ચિતામાં પ્રવેશ કરે, તેના પિંડ ને શ્રાધ્ધ જુદા કરવાં. પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ ને નવશ્રાદ્ધ યુગપત્ ( જોડે ) કરવાં." તે મૃતતિથિમાં જુદાં પિંડશ્રાદ્ધ કરવાનું વિધાન કરનારૂં વચન અન્ય જાતની સ્ત્રીવિષે છે, આ વચનમાં 'भर्तुः' પદનો અન્વય 'मृतेहनि'એ પદની સાથે કરવો;ચિતાની સાથે ન કરવો;કારણ કે અન્ય જાતની સ્ત્રીને એક ચિતામાં સતી થવાનું કંઈ કહેલું નથી.

---

## અથ રજસ્વલા પતિવ્રતા સ્ત્રીને સતી થવાનો પ્રકાર.

સ્મૃતિમાંઃ—"જ્યારે સ્ત્રી રજસ્વલા હોય ને પતિ મરણ પામે,ત્યારે તેણીએ પોતાની શુધ્ધિમાટે એક દ્રોણ વજન ડાંગેર ખાંડવી."હવે દ્રોણ વજનવિષે કહેછે કે,"ચાર તોલાનો પલ,બે પલની એક પ્રમૃતિ,બે પ્રસૃતિનું એક કુડવ,ચાર કુડવનો એક પ્રસ્થ, ચાર પ્રસ્થનો એક આઢક ને ચાર આઢકનો એક દ્રોણ. એક હજાર

મરણ પામેલી સ્ત્રીનું [ દંપતીનું ] જોડે દહનાદિ કરવું યોગ્ય છે [ પૂર્વે કોઇનું બોલવું હતું કે, બેની ભિન્ન મરણતિથિ હોય, તો જુદું શ્રાદ્ધાદિ કરવું; એ બોલવું નિરાસ થયું.] માટે મૃતતિથિમાં પિંડ ને શ્રાદ્ધ એકઠું કરવાનું કહ્યાથી બન્નેની તિથિમાં ભેદ હોય, તોપણ જુદું ન કરતાં પતિની તિથિમાં એકઠું કરવાનું સિદ્ધ થયું.પણ બે પિતાવાળા પુત્રનો દાખલો આપ્યો તેમાં,અને મૃતતિથિમાં સતીનો એકઠો પિંડ આપવા કહ્યું એમાં,થોડું વૈપરીત્ય (ભેદ)છે. કેવી રીતે કે સ્ત્રી ને પુરૂષ એ દંપતી કહેવાય,તે બન્નેનો સ્ત્રીને પુરૂષરૂપે ભેદ છે; તેથી બન્નેનાં બે શ્રાદ્ધ જુદાં કરવાનો પ્રસંગ આવ્યો, ત્યાં દેવતાનો ને શ્રાદ્ધનો સમાસ કરવો. માટે [ જેમ અગ્નિ ને સોમ દેવતાની આહુતિમાં 'अग्नीषोमाभ्यां स्वाहा' એ બેને નામે એક આહુતિ અપાય છે તેમ ] તેમનું બન્નેનું એકઠું નામ દેવું, અને શ્રાદ્ધપિંડદાન પણ તેમને એકઠુંજ આપવું. ને બે પિતાવાળા પુત્રે તો જુદેજુદા નામનો ઉચ્ચાર કરવો. ને શ્રાદ્ધ પિંડદાન એકઠું આપવું. [ એટલો ભેદ છે. બાકી સર્વ એકજ રીત છે. ] એ રીતે અનુગમન કર્યું હોય, ત્યાં દેવતા ભેદ [ પતિ ને સ્ત્રી ] છે, તોપણ જેમ મૃતતિથિમાં બન્નેનો એકઠો ઉચ્ચાર થાય છે, તેમ તિથિભેદ હોય, તોપણ બે તિથિઓનો એકઠો ઉચ્ચાર એજ વચનના પ્રમાણથી કરવો. નવશ્રાદ્ધ તો સર્વ પ્રેતશ્રાદ્ધને લાગુ છે. [માટે સર્વ પ્રેતશ્રાદ્ધ સપિંડીકરણ સુધીજુદાં કરવાં. ]

૫૨૩ તે વિષે ગરૂડપુરાણમાં:—"રસોઈ એકઠી કરીને પિંડ જુદેજુદા આપવા. એકાદશાહ, વૃષોત્સર્ગ અને સોળ પ્રેતશ્રાદ્ધો, પણ જુદે જુદાં કરવાં." ઈત્યાદિ વચનથી કોઈકે નવશ્રાદ્ધની સંખ્યા કરીને તે સિવાયનાં શ્રાદ્ધો જુદાં ન કરવાનું કહ્યું હતું. તે પણ બાધિત થયું. મૃતદિવસે એકઠું કરવાનું કહ્યું, તે સપિંડીકરણ પછી જાણવું. કારણકે, " પુત્રે દશપિંડાદિ શ્રાદ્ધ જુદાં કરીને માતાનું સપિંડીકરણ પતિસાથે એકઠું કરવું. " સપિંડીકરણ થયા પછી પતિ ને પત્નીનું સર્વ સ્થાનમાં એકઠાપણુંછે.તે કહેછે "પતિ અને પત્નિના ધર્મ કન્યાદાન,યજ્ઞ ને સપિંડીકરણ,એ ત્રણ સ્થાનમાં જુદાછે.એ ત્રણ સ્થાન સિવાય સર્વ સ્થાનમાં એકઠાપણું છે; એટલે એ ત્રણનો પ્રસંગ આવતા સુધી જુદાપણું છે. જેમ વિવાહ થતાસુધી પત્નીનું કર્મ જુદું થાય છે. [ પછીથી નહિ.] ને યજ્ઞમાં એટલે ગાર્હપત્ય અગ્નિમાં હોમ, યોક્ત્રબાંધવાનું,આજ્યાવલોકન

દહન જોડે કરવાનો વિકલ્પ છે, ને ઉદકાદી જ્યેષ્ઠને અનુક્રમે કરવું. તે પ્રકારે પુરૂષબાલકો ને સ્રીબાલકોનું દહન કે ખનન (દાટવાનું) જ્યેષ્ઠને અનુક્રમે કરવું; તથા ભિન્ન જાતના ભાઇઓ,પિતા,પુત્ર ને શોકયોની દહનાદિ સર્વ ક્રિયા જ્યેષ્ઠના અનુક્રમે જુદીજ કરવી.વળી પતિ ને સ્રીઓનું જોડે મરણ થયું હોય; તેમને એક દિવસે દહન કરવાનું પ્રાપ્ત થયું હોય,અને તે સવર્ણ ને સમાન ધર્મવાળી હોય,તો તેમને પતિની સાથે દહન કરીને પિંડઉદકાદિ પતિપૂર્વક જુદેજુદું કરવું; ને સપિંડીકરણ પતિનું પહેલાં કરીને સ્રીઓનું પતિની સાથે કરવું. [ સ્રીનો પિંડ વહેરીને પતિના પિંડમાં મેળવવો;સાસુના પિંડમાં મેળવવો નહિ. ] તથાઃ—સ્રી ને પતિ ( સતી થવાસિવાય બીજા કારણથી એક દિવસે ) મરણ પામીને એક ચિતામાં દહન કર્યાં, તો તેમના નવશ્રાદ્ધની રસોઈ જુદી કરીને શ્રાદ્ધપિંડ જુદા કરવા; " એવું કોઇક સ્મૃતિમાં કહ્યું છે. ટીકાનો અર્થ આવી ગયો છે.

૫૨૭ પ્રેતકલ્પમાં તો એ વચનનો ઉત્તરાર્ધ એવો છે કે," રસોઈ એકઠી કરીને પિંડ વગેરે જુદા કરવા." તથાઃ—"પતિ ને સ્રીની રસોઈ એકઠી કરવી;પણ બીજાની રસોઈ એકઠી કરવાની નિંદિત છે."એ બે વચનમાં એકઠી કે જુદી રસોઈ કરવાને કહ્યું, તેમાં શિષ્ટાચાર પ્રમાણે લેવું. હવે જે કોઈક ઠેકાણે કહ્યું છે કે, આવી રીતે જ્યાં એકઠું દહન કરવાનું આવે,ત્યાં જે સ્રી સતી થઈ હોય તેના શ્રાદ્ધાદિ ધર્મ પહેલાં કહ્યા છે,તે પ્રમાણે ધર્મ લેવાની શંકા થઈ. (કારણકે એક ચિતામાં દહન થયું છે. ) પણ તે શંકા અયોગ્ય છે. કારણકે જ્યાં બુદ્ધિપૂર્વક અન્વારોહણ (સતી થઈને એક ચિતામાં દહન) થયું હોય, ત્યાં મરણતિથિમાં એકઠું પિંડશ્રાદ્ધાદિ કરવાનું કહ્યું છે; ને લૌગાક્ષિવચનમાં અન્વારોહણસમયે તિથિનો ભેદ હોય, તોપણ પતિની મૃતતિથિમાંજ સાંવત્સરિકશ્રાદ્ધ એકઠું કરવું, એવું પહેલાં કહ્યું છે. અહીં બુદ્ધિપૂર્વક અન્વારોહરણધર્મથી એક ચિતામાં દહન કરવાનો પ્રસંગ નથી. અહીં તો કાકતાલીયન્યાય [એટલે કાગડાની બુદ્ધિમાં તાડનું ફલ ખાવાનો સંકલ્પ પણ ન હતો, અકસ્માત્ કાગડાનું આવવું ને તાડફલનું પડવું થયું. તે ફલ કાગડે ભક્ષણ કર્યું. ]થી અકસ્માત્ એક દિવસે બેનું મરણ થવાથી એક ચિતામાં સ્રીપુરૂષના દહનનો પ્રસંગ આવ્યો છે.

ચોવીશ તોલા એક દ્રોણનું વજન થાય. [તેનું હાલ ચલતુ તોલથી સાડી પચીશ શેર ને ચાર રૂપિઆભાર વજન થયું.]

પર૫ એ રીતે "સાંબેલાનો ભાર ઉંચકીને મારવાથી યોનીદ્વારા રૂધિર વહેલું ઝરી નીકળે. પછી તે સ્ત્રીએ, મારો દોષ ઝરી ગયો, હવે મને દોષ સ્રવતો નથી, એવો નિશ્ચય કર્યાપછી પાંચ પાંચ મૃત્તિકાના ગોળા ને જલથી સર્વ અંગની શુદ્ધિ કરવી; ને દિવસની ગણતરી પ્રમાણે અનુક્રમે ત્રીશ, વીશ ને પંદર ગોપ્રદાનો આપવાં. [પહેલોજ દિવસ હોય તો ત્રીશ; બીજો હોય તો વીશ ને ત્રીજો હોય તો પંદર ગોપ્રદાનો આપવાં. ચોથો હોય તો તે શુદ્ધજ છે.] પછી બ્રાહ્મણોની આજ્ઞા લેઇને અગ્નિમાં પ્રવેશ કરવો. એ રીતે રજસ્વલા નારીને સતી થવાસારૂ શુદ્ધિ કહી છે." રજસ્વલાએ પણ કહેલાં પ્રાયશ્ચિત કરીને તત્કાલ સતી થવું; અથવા ચોથે દિવસે રજની નિવૃત્તિ થઇ, એટલે શિષ્ટાચારની સાથે અવિરોધિ માર્ગથી અગ્નિપ્રવેશ કરવો. તથાઃ—"જે રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે અગ્નિપ્રવેશ કરે, તે પતિવ્રતાની પતિના મરણદિવસથીજ સૂતકવૃષોત્સર્ગાદિ ક્રિયા કરવી." તથાઃ—"અન્વષ્ટકાશ્રાદ્ધ અને વૃધ્ધિશ્રાધ્ધમાં સ્ત્રીનું શ્રાદ્ધ, પુત્રે સતી થયેલી પોતાની માનું એકઠું સપિંડન થયું હોય, તોપણ પિતાથી જુદું કરવું એવું ગરૂડપુરાણમાં છે.

ઇતિ સહગમનનો નિર્ણય.

---

## અથ એકે દિવસે પિતાપુત્રાદિકોનું સંઘાત મરણ થાય તો તેમના દહનાદિનો વિશેષ નિર્ણય.

પર૬ સ્મૃત્યર્થસારમાંઃ—પિતા ને પુત્ર એકે દિવસે મરણ પામેલા હોય, ને તે એક વર્ણના, એક ધર્મવાળા, લૌકિકાગ્નિથી દહન કરવા યોગ્ય હોય, તેમનો જોડે કે જુદો દાહ કરવાનો વિકલ્પછે, ને ઉદકપિંડાદિ પણ પિતાનું કરીને પુત્રનું જુદુંજ કરવું; તેમજ ભાઇઓ તેવી રીતના હોય, તેમનો દાહ જોડે કરવાનો વિકલ્પ છે, ને ઉદકાદિ જ્યેષ્ઠ ભાઇનું કરીને કનિષ્ઠ ભાઇઓનું અનુક્રમે કરવું. તેમજ સપત્ની ( શોક્યો ) પણ તેવી રીતની એક વર્ણની ઈત્યાદિ હોય, તેમનું

દિવસસુધી બે અબ્દ, ને ત્યારપછી [ દશ દિવસસુધી ] એક અબ્દ પ્રાયશ્ચિત કરવું. તે વિષે ગોવિંદરાજસ્મૃતિમાંઃ—"સૂવાવડી અગિયારમા દિવસનું સ્નાન કરતા પહેલાં મરણ પામે તો,ત્રણ વર્ષસુધી કૃચ્છ્ર (નેવું પ્રાજાપત્ય) કરવાં." આ પ્રથમ ત્રણ દિવસને માટે જાણવું. તથાઃ—"સૂવાવડીનું રજ [ દશ દિવસસુધીમાં ] વહેતું હોય ને મરણ પામે, તો બે અબ્દકૃચ્છ્ર ( પ્રાજાપત્ય સાઠ) કરવાં." આ, ચારથી છ દિવસસુધીમાં મરણ થાય તો જાણવું. તથાઃ—"પ્રસૂતિકાલમાં સાધ્વી સ્ત્રી અસ્નાતા મરણ પામે, તો એક અબ્દકૃચ્છ્ર [ત્રીશ પ્રાજાપત્ય] કરવું, એવું વ્યાસવચન છે." આ, સાતમાથી દશમા દિવસસુધીમાં મરણ થાય તો સમજવું. દશ દિવસપછી માસ પૂરો થતા સુધીમાં સૂવાવડી મરે, તો ત્રણ કૃચ્છ્ર (પ્રાજાપત્ય) પ્રાયશ્ચિત કરવું.

## ઇતિ સૂતિકામરણનિર્ણય.



## અથ રજસ્વલાવિષે વિશેષ પ્રકાર.

૫૩૦ રજસ્વલાને પંચગવ્યના ભરેલા પાંચ કુંભથી સ્નાન કરાવવું; અને બીજું વસ્ત્ર પહેરાવીને દહન કરવું. તે વિષે બૃહદ્યમઃ—"મરેલી રજસ્વલા સ્ત્રીને, પંચગવ્યના પાંચ કુંભથી સ્નાન કરાવી વસ્ત્રથી આચ્છાદન કરીને વિધિપૂર્વક દહન કરવી." અહીં પણ બ્રાહ્મણનું વચન લેવું. તેનું પ્રાયશ્ચિત એવું છે કે, "મરણ પામેલી રજસ્વલાની શુદ્ધિ માટે ત્રીશ કૃચ્છ્ર કરવાં." સ્મૃત્યર્થસારમાંઃ—"વિદ્વાનોએ છત્રીશ પ્રાજાપત્ય રજસ્વલાની શુદ્ધિમાટે કહ્યાં છે." રજસ્વલાને પહેલાં ધોઈને પછી પંચગવ્યથી સ્નાન કરાવી,તથા બીજું વસ્ત્ર પહેરાવીને દહન કરવી. બ્રાહ્મણનું વચન પણ લેવું. અથવા સૂતિકા ને રજસ્વલાને ધોઈ તથા સ્વચ્છ કરીને પૂર્વવત્ સ્નાન કરાવી, લાકડાની પેઠે દાહ દઈ બ્રાહ્મણવચન લેઇને તેનાં અસ્થિનું વિધિવત્ દહન કરવું.

## ઇતિ રજસ્વલાના દહનનો નિર્ણય.



## અથ ગર્ભસ્રાવ થયો હોય તે વિષે વિશેષ.

૫૩૧ ચોથે મહીને ગર્ભસ્રાવ થયો હોય, તે સ્રાવ પૂર્ણ થઈ ગયાપછી તે અવસ્થા નિવૃત્ત થઇ, એટલે રજસ્વલાની પેઠે તેની શુધ્ધ કરવી; કારણકે તે ગર્ભ ર-

પ૨૮ માટે આવી રીતના સ્ત્રી ને પતિના સહદહનમાં મરણતિથિ એક હોય કે જુદી હોય, તોપણ સ્ત્રીપુરૂષનું સાંવત્સરિકશ્રાદ્ધ જુદુંજ કરવું. તેથી સહદહનમાં અન્વારોહણધર્મે કરવાવિષે આ શંકા કરવી નહિ. વળીઃ—"સ્ત્રીનું સપિંડીકરણ પતિની સાથે કરવું." તથાઃ—"સ્ત્રીનું સંપિડીકરણ ભર્તાદિના પાર્વણ(ભર્તા તેનો પિતા ને તેનો પિતા)સાથે કરવું." વળી વિષ્ણુ કહે છે કે, "હે ગુરૂડજી, માતાનું સપિંડીકરણ પિતામહીમાં, ને પિતાનું પિતામહમાં કરવું, એવો મારો મત છે." [ સ્ત્રીનું સ્ત્રીઓમાં ને પુરૂષનું પુરૂષોમાં ] ઈત્યાદિ વાકયથી વિકલ્પે કરીને સ્ત્રીનું સપિંડીકરણ પતિસાથે કરવાનું કહ્યું, તોપણ અકસ્માત્ પતિસહ દહન કરવાના પ્રસંગમાં મરણતિથિનું સાંવત્સરિકશ્રાદ્ધ એકઠું કરવાની શંકા કરવી નહિ; કારણકે સતી થવાની બુધ્ધિથી મરણ થયું નથી. કદિ માતુશ્રીનું પ્રથમ ને પિતાનું પછી,એમ એક દિવસે મરણ થવાથી સહદહન કરવાનો પ્રસંગ આવે, ત્યારે અન્વારોહણ ધર્મનું શી રીતે કરવું? [અકસ્માત્ સહદહનમાં અન્વારોહણ ધર્મનો સંભવ નથી.]માટે તેમનું જુદેજુદું સંવત્સરી કરવું,ને પિંડાદિ પણ એકઠા કરવા નહિ.

## ઇતિ સંઘાતમરણમાં દહનાદિ નિર્ણય.



## અથ સૂતિકા કે રજસ્વલા સ્ત્રીના દહનાદિ નિર્ણય.

સૂવાવડી કે રજસ્વલા સ્ત્રી મરણ પામે, ત્યારે તેની શુદ્ધિ કરીને દહનાદિ સંસ્કાર કરવો. તે શુદ્ધિનો પ્રકાર મિતાક્ષરામાંઃ—"સૂવાવડી મરણ પામે, ત્યારે યાજ્ઞિક લોકોએ શી રીતે કરવું કે, પાણી ભરેલા કુંભમાં પંચગવ્ય [ ગાયનું દૂધ, દહિં, ઘી, છાણ ને મૂત્ર ] નાંખીને પવિત્ર મંત્રથી તેને અભિમંત્રણ કરી,બ્રાહ્મણોના વચનથી તે જલે કરીને સૂવાવડીને સ્નાન કરાવી યથાવિધિ તેનું દહન કરવું." તથાઃ—"જલના નામવાળા મંત્ર, આપોસંત્રિયા, વામદેવી અને બીજા વરૂણના મંત્રથી મંત્રેલા પાણીથી નહંવરાવીને વિધિથી દહન કરવું, એવું સ્મૃતિઓમાં કહ્યું છે.

પ૨૯ બ્રાહ્મણનું વચન પ્રાયશ્ચિતપૂર્વક છે, માટે તે લેવું. પ્રાયશ્ચિત તો એવું છે કે, સૂવાવડી સ્ત્રી ત્રણ દિવસમાં મરણ પામે, તો ત્રણ અબ્દ, છઠો

કાદિ કરવું નહિં. તે વિષે યાજ્ઞવલ્ક્યઃ—" પાખંડી, અનાશ્રમી, ચોર, ભર્તાને મારનારી સ્ત્રીઓ, વ્યભિચારી, સુરાપાન કરનાર અને આત્મઘાતી, એ લોકો સૂતકપાલન ને ઉત્તરક્રિયાને પાત્ર નથી." પાખંડી એટલે વેદબાહ્ય વેષ ધારણ કરનારા.અનાશ્રમી એટલે અધિકાર છતાં આશ્રમરહિત. કામગા એટલે કુલટા સ્ત્રી (વ્યભિચારીણી). આદિ શબ્દથી ગર્ભપાત કરનારી, બ્રહ્મહત્યારી, જાણવી. એમાં સ્ત્રીવાચક શબ્દો છે, તે પુરૂષને પણ જાણવા; કારણકે તે સ્ત્રી માત્રનેજ લાગુ નથી. એમનું સૂતક પાળવું કે ઊર્ધ્વદૈહિકક્રિયા કરવી લાયક નથી. તેમનું દહનાદિ,પ્રાયશ્ચિત કરીને કરવું તે આગળ કહેશે.

૫૩૩ તથા મૃત્યુના વિશેષ પ્રકારથી આદ્યશ્રાદ્ધ અને આશૌચાદિનો નિષેધ કહેછે. અંગિરાઃ—"ચાંડાલ, પાણી, સર્પ, બ્રાહ્મણ, વીજળી,દાઢોવાળાં, ( વાઘ કૂતરાં વગેરે ) તથા બીજાં પશુ, ઘોડાગાયો વગેરેથી પાપી લોકોનું મૃત્યુ થાય છે; માટે એમનાથી મરેલાને જે કંઈ ઉદકપિંડાદિ આપે, તે અંતરીયાળ આકાશમાં નાશ પામીને તેમને મળે નહિં."ચાંડાલાદિના હાથથી થયેલું આ મરણ નિષિદ્ધ કહ્યું છે.પણ જો અભિમાનથી તેમને મારવા જાય ને તેમનાથી મરે,તો તે મરણ વિષે આ જાણવું.તેમ ન હોય ને અકસ્માત્ દૈવયોગથી ચાંડાલાદિથી મરે, તેનું તરતજ દાહાદિ કરવાને આગળ કહેશે. મનુ પણઃ—મિથ્યા સંકરજાતિથી ઉત્પન્ન થયેલા,પ્રવ્રજ્યા(સન્ન્યાસનો અધિકાર નહિ છતાં સંન્યાસ કરનારા વા જૂઠો વૈરાગ કરનારા અને આશ્રમનો ત્યાગ કરી નીકળી જનારા વગેરે માં રહેનારા અને આત્મઘાતી, એમની દાહાદિ ઉદકક્રિયા ન કરવી." વિષથી અથવા પોતાને હાથે ફાંશી વગેરે નિંદિત માર્ગથી જે પોતાના આત્માનો ઘાત કરે,તેને આત્મઘાતી જાણવાં.

૫૩૪ છે વિષે મિતાક્ષરામાંઃ—"બ્રાહ્મણ, રાજા, ગાય, એમણે મારેલા, ને આત્મઘાતી,તેમનું અન્વક્ષ(સદ્યઃસ્નાન)થી શૌચ કરવું.વળી તેમનું દાહાદિ ન કરવું, તેમ સૂતક ન પાળવું. બ્રાહ્મણ શબ્દથી ચાંડાલાદી પણ કૈમુત્યન્યાય [બ્રાહ્મણથી મરણ નિષિદ્ધ છે, તો ચાંડાલથી મરણ નિષિદ્ધ હોય, એમાં શું કહેવું? ] થી લેવા. ગાય શબ્દથી શિંઘડાંવાળાં ને દાઢોવાળાં પ્રાણિ જાણવાં. તે રીતેજ આત્મઘાતી શબ્દથી પાખંડીપતિતાદિ જાણવાં. તેમનું આશૌચઉદકાદિ કરવું નહિ.તેમનું અન્વક્ષ એટલે સદ્યઃ શૌચ અને દાહાદિ પણ કરવું નહિ.

જની ( માસે માસે સ્ત્રીની યોનીમાંથી વહેતું લોહી. ) ની પેઠે પાતળો હોવાથી રજનો વિકાર છે. પંચમાદિ માસમાં ગર્ભનો પાત થાય, ત્યારે તે અવસ્થા નિવૃત્ત થઇ, એટલે દાહયોગ્યતાને માટે સૂવાવડીની પેઠે તેની શુધ્ધ કરવી; કારણકે ગર્ભને કઠિનપણું હોવાથી તે ગર્ભનો વિકાર છે. અને ગર્ભપાતને સૂતકનું વિધાન છે, તેથી તે પ્રસવ (ગર્ભનો) વિકાર છે. તે વિષે કહ્યું છે કે, "ગર્ભનો નાશ થાય, તો તેને ચાર માસસુધી સ્રાવ, પાંચમા ને છઠ્ઠા માસમાં પાત, અને ત્યારપછી પ્રસૂતિ કહેવાય છે." તથાઃ— "ગર્ભપાતના સંબંધમાં માતાને જે મહીનામાં ગર્ભપાત થયો, તે માસની સંખ્યા પ્રમાણે દિવસ સુધી, ને ઇતર પિતાદિને ત્રિરાત્ર સૂતક લાગે."

## અથ સગર્ભા મરે તેના દાહનો નિર્ણય.

ગોવિંદરાજ નિબંધમાં—"ગર્ભવાળી સ્ત્રી મરે, તો તેનું પેટ ચીરીને ગર્ભશલ્ય કાઢવો, ને તેને પૃથ્વીમાં દાટીને સ્ત્રીનો દાહ કરવો." તથાઃ—"ગર્ભવતી સ્ત્રી મરણ પામે, ત્યારે તેનું પેટ ચીરવું, ને ગર્ભ કાઢીને તેને ભોંયમાં દાટી પ્રાયશ્ચિત કર્યાપછી તે સ્ત્રીને બાળવી." તથાઃ—"ગર્ભવતી સ્ત્રી મરે; તો તેનું પેટ ચીરીને ગર્ભ બારણે કાઢી જીવતો હોય, ત્યાંસુધી તેને રાખી મૂકવો." શલ્ય એટલે ગર્ભ. સંસ્થિતા એટલે મરેલી. સ્ત્રીને બાળ્યાપછી ગર્ભ મરે, ત્યારે તેને દાટીને તે દોષનિવારણસારૂ તેત્રીશ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું.

## અથ સગર્ભા સ્ત્રીને બાળવાનું પ્રાયશ્ચિત્ત.

પડર ગર્ભ કાઢયાસિવાય ગર્ભયુક્ત સ્ત્રીને બાળે, તો સ્વાયંભૂમનુ એ પ્રાયશ્ચિત કહ્યું છે કે, ગર્ભયુક્ત સ્ત્રીનું દહન કરે, તો જે બ્રાહ્મણાદિ વર્ણનો ગર્ભ હોય, તે વર્ણના વધનું પાપ લાગે; માટે " તે વર્ણવધનું પ્રાયશ્ચિત્ત કરવાથી શુધ્ધ થાય; પતિએ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું, એવું સ્વાયંભૂમનુ કહે છે." તથાઃ—"પેટમાં ગર્ભ હોય ને સ્ત્રી મરે, તો તે ગર્ભને કાઢવાથી પાપ નિવારણ થાય; જો ગર્ભયુક્ત બાળે, તો ત્રણ અબ્દકૃચ્છ્ર પ્રાયશ્ચિત કરવું.

## ઇતિ સગર્ભાના મરણદાહનો નિર્ણય.



## અથ નિંદિતમાર્ગમાં વર્તનારા પાંખડી આદિ લોકોના દાહવિષે વિચાર.

પાંખંડીઆદિ ભ્રષ્ટ લોકોનું પુત્રાદિ અધિકારીઓએ પણ તુરત દાહઉદ-

થયું, તો ચાંદ્રાયણ ને બે તપ્તકૃચ્છ્ર કરીને અથવા પંદર કૃચ્છ્ર કરીને વિધિથી દહનાદિ, આશૌચ, ક્રિયા, સર્વ કરવુંજ. એ બાબતમાં બીજી સ્મૃતિમાં વિશેષ કહ્યું છે." "ચાંડાલે મારેલાનું શરીર ન મળવાથી જેમનો અગ્નિદાહ થાય નહિ, તેમની દર્ભપુતળી કરીને, અને શરીર મળે તો તેને ભડાકાગ્નિથી બાળીને તેનાં અસ્થિનું વિધિપૂર્વક દહન કરવું." "અસ્પૃશ્ય (સ્પર્શ કરવાને નાલાયક) શરીરને દહન કરેલાનું પ્રાયશ્ચિત્ત સાંભળ. બે ચાંદ્રાયણ, બે તપ્તકૃચ્છ્ર બે સાતપનકૃચ્છ્ર ને ઉપર કહેલાં પંદર કૃચ્છ્ર, એ ચારમાંથી ગમે તે એક પ્રાયશ્ચિત્ત યોગ્ય કલ્પના કરીને કરવું. [ચાંદ્રાયણ પ્રસિધ્ધ છે. તપ્તકૃચ્છ્ર ઉપર ટીપમાં બતાવેલું છે.] સાંતપન એટલે ઉંનું કકડતું ગોમૂત્ર કે ઘી બારે દિવસ પીવું. એ રીતે પ્રાયશ્ચિત્તો ન બની શકે તો તેનો અનુકલ્પ (બદલે) કરવાને કહે છે. "ચાંદ્રયણને બદલે આઠ, તપ્તકૃચ્છ્રને માટે છ અને સાંતપન કૃચ્છને માટે બે પ્રાજાપત્ય કરવાં. [પ્રત્યામ્નાય એટલે બદલો.]

ઇતિ ચાંડાલાદિથી મરણદાહનો નિર્ણય.

---

## અથ વિધિથી થયેલા મરણનું ફલ.

સ્વકર્માનુષ્ઠાન કરવાને અશક્ત, જીર્ણ [અતિવૃદ્ધ] અને વાનપ્રસ્થાદિ, એમણે વિધિપૂર્વક અગ્નિઉદકાદિમાં મૃત્યુ કર્યું હોય, તેનું વિશેષ ફલ કહ્યું છે. વિષ્ણુઃ—"વિધિપૂર્વક જલથી મરે, તેને સાત હજાર વર્ષસુધી ને, અગ્નિમાં કે ઉંચેથી પડીને મરે, તેને અગિયાર હજાર કે સોળ હજાર વર્ષસુધી અને મહા યુદ્ધમાં શસ્ત્રથી મરે, તેને સાઠ હજાર વર્ષસુધી તેમ ગાયના રક્ષણમાટે મરે, તેને એંશી હજાર વર્ષસુધી, તે રીતે ઉપવાસ કરીને મરે,તો તેની અક્ષય્ય ને ઉત્તમ ગતિ થાય.

૫૩૭ તેમ શાતતપઃ—"વૃધ્ધ, ને શૌચક્રિયાનો લોપ થયો હોય અને ઔષધક્રિયા પણ બંધ હોય, એવા માણસે ઉંચા પર્વત ઉપરથી પડીને, અગ્નિમાં બળીને, જલમાં ડુબીને, કે ઉપવાસ કરીને પોતાના આત્માનો ઘાત કર્યો હોય," તેને માટે ઔર્ધ્વદૈહિકક્રિયાનો વિચાર માસિકપ્રકરણમાં કહેલો છે, તે લેવો. હવે અગ્નિહોત્રીનું નિષિદ્ધ બ્રાહ્મણાદિના હાથથી મરણ થયું હોય, તે વિષે વિશેષ કહેછે. તેમાં પ્રથમ શંકા કરેછે કે, "બ્રહ્મદંડથી મરાયલા હો-

એવા લોકોનું શરીર ગંગાદિ તીર્થોમાં નાંખવું. સ્મૃતિમાં:—"આત્મઘ.તી,પતિત, એમની ક્રિયા ન કરવી; ને તેમનું શરીર ગંગામાં નાંખવું હિતકારક છે."એમની ઉદકદાન અને પિંડાદિક્રિયા નિષિધ્ધ છે,તોપણ વર્ષ થયાપછી તે કરવાને ષટ્ત્રિંશન્મતમાં કહ્યું છે. " ગાય તથા બ્રાહ્મણથી મરાયેલા ને પતિત, એમનું પિંડઉદકાદિ ઔર્ધ્વદૈહિક (ઉત્તરક્રિયા) વર્ષ થયાપછી કરવું." તે પણ વિષ્ણુબલિ કરીને કરવું. તે વિષે યાજ્ઞવલ્કય ને છાગલેય:—"લોકનિંદાના ભયથી તેમની નારાયણબલિ કરવી, જેથી તેમની શુદ્ધિ થાય; અન્યથા થાય નહિ, એવું યમ કહે છે." એ પાખંડી આદિનું વર્ષપછી ઉર્ધ્વદૈહિકકર્મ કરવાનું વિધાન શ્રદ્ધારહિત ને પ્રાયશ્ચિત કરવાને અશક્ત પુત્રાદિ અધિકારીવિષે જાણવું. જો તે પુત્રાદિ અધિકારી અતિ વૈરાગ્યવાન, ભક્ત ને પ્રાયશ્ચિત્ત કરવાને સમર્થ હોય તો, તે વખતેજ ઉર્ધ્વદૈહિક કરવું.

૫૩૫ તે વિષે સ્મૃત્યર્થસારમાં સ્પષ્ટ કહેછે કે,પ્રાયશ્ચિત્તમાં બે ચાંદ્રાયણ કરવાં, ને ચાર [1]તપ્ત કૃચ્છ્ર અગર બત્રીશ કૃચ્છ્ર અથવા યથાયોગ્ય સર્વ પ્રાયશ્ચિત કરીને તરતજ દહનાદિ ઉત્તરક્રિયા કરવી. આ, વિધિપૂર્વક અભિમાનથી જાણીજોઈને મરણ પામેલાવિષે જાણવું. તે વિષે ગૌતમઃ—"પ્રાયઃ (મહાસ્થાન. હિમાલયમાં જવું વગેરે.) અનશન, ( ઉપવાસ ) શસ્ત્ર, અગ્નિ, વિષ, ફાંશી, જલ, પ્રપતન, ( પર્વત કે ઉંચા ઝાડપરથી પડવું. ) એમનાથી મરણની ઈચ્છા ન હોય, ને મરણ થાય;" 'અનિચ્છતાં' એટલે અજાણતે વિષાદિથી મરેલા,અને ચાંડાલાદિએ બલાત્કારથી મારેલા, એ સર્વની તરતજ સૂતકાદિ સર્વ ક્રિયા કરવી; કારણકે ઈચ્છાવિના થયેલા દુર્મરણનો દોષ તો નથી; પણ ચાંડાલાદિ અસ્પૃશ્યનો સ્પર્શાદિરૂપ અવિધિ ( વિધિ વિનાના ) મરણનિમિત્ત પ્રાયશ્ચિત કરવું. એવું સ્મૃતિમાંથી શેષ વાક્ય લેવું. તે પ્રાયશ્ચિત એવું છે કે, "જલ, અગ્નિ, ફાંશી, વિષ, શસ્ત્ર, સર્પવિંછી, એ ૭ પ્રકારથી મરણ થાય, તો શુદ્ધિમાટે ત્રીશ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું." એવું ગોવિંદરાજનિબંધમાં કહ્યું છે.

૫૩૬ સ્મૃત્યર્થસારમાં તો:—ચાંડાલ,ગાય, બ્રાહ્મણ અને ઘોડા વિગેરે પશુ,તથા દાઢોવાળા વાઘ કૂતરા વગેરે, સર્પ, અગ્નિ, જલ, ઈત્યાદિથી અકસ્માત્ મરણ

---

[1] બાર દિવસના પ્રાજાપત્યમાં પૂર્વે બતાવેલા ત્રણ ત્રણ દિવસ પદાર્થો ઉંના ઉંના ખાવા, તેને તપ્તકૃચ્છ્ર કહે છે.

મે તે યોગ્ય પ્રાયશ્ચિત્ત કરી તરતજ પિતાદિના દેહની શુદ્ધિ કરીને દહનાદિ કરવું, એવો નિર્ણય છે. તથાઃ–"પ્રવાસમાં મરણ પામેલાનું પ્રાયશ્ચિત કેવી રીતે કરવું ? તે વિષે કહે છે કે, છત્રીશ પ્રાજાપત્ય કરવાથી વિદ્વાન્ લોકોએ તેની શુદ્ધિ કહી છે." હવે જોકે સર્વ સપિંડવિષેનું આશૌચ આગળ કહેશે, તોપણ હાલ મરણ પામેલા માતાપિતાનું બાર માસપછી પણ મરણ જાણવામાં આવે, તો દશ દિવસાદિ પૂર્ણ સૂતક પુત્રને લાગે, એવું પ્રતિપાદન કરવા સારૂ સપિંડોને સપિંડોનું સૂતક, ક્યારે જાણવાથી કેટલું લાગે, અથવા સપિંડોને સપિંડોનું મરણ બાર માસપછી જાણવાથી સૂતક લાગે નહિ, તે બતાવે છે.

૫૪૦ વૃદ્ધવસિષ્ઠઃ–[દશ દિવસાદિ પૂર્ણ સૂતક બ્રાહ્મણાદિ વર્ણોને જે કહ્યું હોય, તે પછીથી ] "ત્રણ મહિના સુધીમાં સપિંડનું મરણ જાણવામાં આવે, તો [એ અતીતાશૌચ ] સપિંડોએ ત્રિરાત્ર પાળવું. ત્યારપછી છ માસસુધીમાં પક્ષિણી, [બાર પ્રહર] ત્યાંથી નવ માસ સુધીમાં એક દિવસ, ને બાર માસ પૂરા થતાસુધીમાં જાણવામાં આવે, તો સ્નાન કરી ઉદક આપવાથી શુદ્ધ થાય છે." આ અતીતાશૌચ [રહી ગયેલું ફરી ] પાળવાનું, તે પોતપોતાની જાતિને જે કહ્યું હોય, તેટલા દિવસ ગયાપછી મરણ સાંભળવામાં આવે ત્યારે જાણવું. બ્રાહ્મણાદિ ત્રણ વર્ણને જનોઈ દીધાપછીથી અતીતાશૌચ લાગે, ને સ્ત્રીશૂદ્રોને વિવાહ ( પરણવા) પછી લાગે. એવું સ્મૃત્યર્થસારમાં કહ્યું છે. મનુ પણઃ–"બાર માસ ગયાપછી સપિંડનું મરણ જાણવામાં આવે તો, સપિંડોએ સ્નાન કરી ઉદકદાન કર્યાથી શુદ્ધ થાય છે." પ્રવાસમાં ગયેલાનું મરણ બાર માસપછી સાંભળવામાં આવે તો, સ્નાન કરીને શુદ્ધ થવાનું ચારે વર્ણને એકસરખું છે. આ અતીતાશૌચ માતાપિતાસિવાયનું જાણવું. માતાપિતાનું પુત્રને તો મરણ જાણવાવખતથીજ પૂર્ણ સૂતક લાગે. તે વિષે પૈઠીનસિઃ–"દૂર દેશમાં મરણ પામેલા માતાપિતાનું સૂતક પુત્રને શ્રવણ ( મરણ સાંભળ્યું તે ) દિવસથીજ પૂર્ણ દશ દિવસ લાગે." તેમ બીજી સ્મૃતિમાં પણઃ–"મહાગુરૂ (પિતા ) નું મરણ બાર માસપછી જાણ્યું, તોપણ પુત્રે આર્દ્રવસ્ત્ર અને ઉપવાસીપણાથી સંપૂર્ણ પ્રેતકાર્ય યથાવિધિ કરવું."શ્રવણદિવસથીજ પ્રેતકાર્યનો આરંભ કરવો. યથાવિધિ એટલે કોઈ અધિકારીએ વિધિવત્ દહનાદિ ન કર્યું હોય, તો અસ્થિ આદિનું દહનપૂર્વક સર્વ કર્મ કરવું. જો

ય, તેમનું મરણસબંધી આશૌચ, રડવું, ઉદકદાન, દહનાદિ અંતકર્મ કંઇ કરવું નહિ.” બ્રહ્મદંડહત [ બ્રાહ્મણે મારેલા ] આ યમસ્મૃતિમાં કહેલા દાહનો નિષેધ અગ્નિહોત્રીવિષે ન થાય; કારણકે “ આહિતાગ્નિને અગ્નિહોત્રના અગ્નિથી યજ્ઞપાત્રસહિત દહન કરવો. ” એ શ્રુતિવાક્યથી અગ્નિ ને યજ્ઞપાત્ર સહિત દહન કરવા વગેરેનો લોપ થવાનો પ્રસંગ આવશે. પણ જયાં શ્રુતિનો ને સ્મૃતિનો વિરોધ આવે, ત્યાં શ્રુતિ પ્રબલ છે. તેનું ઉત્તર કે એ ખરૂં છે, પણ અગ્નિહોત્રી યજમાન અકસ્માત્ વૃથા મરણ પામે, તો અગ્નિહોત્રના અગ્નિ જલમાં ને આવસથ્યાગ્નિ ચાર રસ્તામાં નાખવા; અને યજ્ઞપાત્ર સ્રુવો, સ્રુચી વગેરે અગ્નિમાં દહન કરવાં.

૫૩૮ એ અંગિરાસ્મૃતિવચનથી વૈદિકમાર્ગ છોડીને અન્ય માર્ગ આચરણ કરવાથી કે ચાંડાલાદિકોએ મારવાથી વૃથા મરણ પામેલા અગ્નિહોત્રીના અગ્નિનો ને યજ્ઞપાત્ર વગેરેનો જલાદિમાં નાંખવાનો વિધિ છે; તેથી સ્મૃતિમાં કહેલો દહનાદિનો નિષેધ ચાંડાલાદિહત અગ્નિહોત્રીવિષે ન લાગુ થાય, એવી શંકા કરવી નહિ; અથવા ક્ષત્રિયાદિ અગ્નિહોત્રી પાપી હોય, તેને માટે સ્મૃતિમાં કહેલો દહનાદિ નિષેધ જાણવો; અને બ્રાહ્મણ અગ્નિહોત્રીનું દુર્મરણ થાય, તો શ્રુતિમાં કહેલો દહનાદિ પ્રકાર લેવો. તેથી કોઇક પ્રકારે ભ્રષ્ટ થયેલા મૃતાગ્નિહોત્રીબ્રાહ્મણને પોતાના અગ્નિથી બાળવાનું પારાશર કહેછે. “ચાંડાલ, શ્વપાક, ગાયો, બ્રાહ્મણો, એમણે માર્યો હોય, કે વિશેષેકરીને આત્મઘાત કરીને મરણ પામ્યો હોય, તે અગ્નિહોત્રીને મંત્રરહિત [ભડાકાગ્નિમાં] દહન કરીને તેનાં અસ્થિ દૂધથી ધોઈ, વિધિથી અગ્નિહોત્રના અગ્નિમાં ફરી દહન કરવાં.” આ ફરી દાહનો વિધિ અત્યંત નિષિદ્ધાચરણથી મરણ પામેલા વિષે જાણવો.

૫૩૯ અથવા દૂર દેશમાં રહેલા પુરૂષથી મરણસમયે અગ્નિના સન્નિધ અવાય નહિ ને ત્યાંજ મરણ પામે, તે વિષે એ અસ્થિદહનવિધાન જાણવું. અગ્નિસાન્નિધ્યમાં તો દુર્મરણનું ઉપર કહેલું પ્રાયશ્ચિત્ત કરીને અગ્નિહોત્રના અગ્નિથીજ તેના દેહને પોતાની શાખાવિધિથી દહન કરવો. તે વિષે સ્મૃત્યર્થસારમાં કહ્યું છે કે, સમર્થ અને ભક્તિમાન્ પુત્રે પોતાના પાપી પિતાદિની સર્વ પ્રકારે શુદ્ધિની ઈચ્છાથી, પ્રાયશ્ચિત્તપ્રકરણમાં કહેલાં પ્રાયશ્ચિત પૈકી ગ-

૫૪૩ એ રીતે પક્ષોની યોગ્યતા પ્રમાણે વ્યવસ્થા કરવી, એવું કેટલાકનું મત છે. જેમ એ પક્ષાંતરો દેશ, કાલ, ક્રિયા, લાંબા માર્ગ ઈત્યાદિનો વિચાર કરતાં સર્વેને સરખા લાગુ થાય છે, તેમ આશૌચનાં પણ પક્ષાંતરો તેમને સરખી રીતે લાગુ છે. તેમજ બોલીનો ભેદ, મહા પર્વત ને મહા નદી, એ વચમાં આડા હોય, અગર બાર, આઠ ને ચાર યોજનનું છેટું હોય, એ ત્રણ પ્રકારના દેશાંતર છે. એ વગેરે કહેલા દેશાંતરો સર્વેને સાધારણ કહ્યા છે, ને તે સર્વ ત્રિરાત્ર આદિ સૂતકવિષે પણ લાગુ છે. તેનો વિષય પણ આ ગ્રંથથી પહેલા ગ્રંથમાં એવી રીતે કહ્યો છે કે, જે દેશાંતર કહ્યું હોય, તેના છેટાના ત્રણ ભાગ કરવા. પહેલા પાસાના ભાગમાં ત્રિરાત્ર, તેથી દૂર ભાગમાં પક્ષિણી, ને તેથી ત્રીજા દૂરના ભાગમાં એકાહ સૂતક લાગે, એ રીતે દેશકાલાદિ વિચાર કરીને જે પક્ષથી થોડું સૂતક લાગે, તે લેવો; કારણકે પાપી (સૂતકના) દિવસની વૃદ્ધિ લેવી નહિ, એવું કૌપીતકિ કહે છે, એવું શાંખાયનસૂત્રમાં લખ્યું છે. ભાષાભેદ, મહા ગિરિ ને મહા નદીનું-અવધાન, એ ત્રણે ને બીજા કમી પક્ષમાં દેશાંતરો પૂર્વે કહેલા વિભાગ પ્રમાણે ત્રિરાત્રાદિવિષે લાગુ કરવા. એ રીતે દેશાંતરમાં મરણ પામેલાનો મુખ્ય આશૌચકાલ ગયાપછી સર્વ સપિંડોએ જાણ્યું, તો વસ્ત્ર સહિત સ્નાનથી શુદ્ધ થવું; ત્રિરાત્રાદિ પાળવું નહિ, એવું સ્મૃત્યર્થસારમાં કહ્યું છે. તે સર્વ વર્ણને એકસરખું છે.

૫૪૪ હવે કોઇએ દેશાંતરમાંથી સપિંડ મરણ પામેલા દેશમાં આવીને સપિંડનું મરણ જાણ્યું, ત્યારે આવેલા માણસે એનું મરણ દેશાંતરમાં સાંભળ્યું નથી, તેથી તેને "ત્રણ માસમાં ત્રિરાત્ર, અને છ માસસુધીમાં પક્ષિણી," ઈત્યાદિ પૂર્વે કહેલું અતીતાશૌચ પાળવું પડે. ન પાળે તો, "કોઇ ગૃહસ્થાશ્રમી પ્રવાસમાં ગયો હોય ને તેને ઘેર કોઇ મરણ પામ્યું; જો તે ઘેર આવ્યાપછી તે જાણે તો તેને આશૌચ લાગે, પણ તેના ઘરના પદાર્થોને લાગે નહિ." તથાઃ—" તે ગૃહસ્થાશ્રમીએ દશ દિવસપછી જાણ્યું હોય, તો તેને ત્રિરાત્ર આશૌચ લાગે; પણ તેના દ્રવ્ય [અન્ન, પાણી, વસ્ત્ર વગેરે] ને લાગે નહિ;" ઈત્યાદિ સ્મૃતિનાં વચનો અસંગત [ અપ્રમાણ] થશે. યોજનનું પ્રમાણ પુરાણાંતરમાંઃ—"આઠ જવ આડા, કે ડાંગેરના ત્રણ દાણા ઊભા મૂકીને જેટલું લંબાણ થાય, તેને આંગળ કહે છે. તેવા બાર આંગળની એક વેંત, બે, વેંત્યો

બીજા અધિકારીએ ત્યાં વિધિવત્ કર્યું હોય, તો અહીં પુત્રે આર્દ્રવસ્ત્ર બેશી ર-હેવું [ એટલુંજ ક્રિયાના કાલમાં દરરોજ કરતા રહેવું." ] હોરમણ માતાને વિ-ષે બીજી સ્મૃતિમાં વિશેષ કહ્યું છે કે, "પોતાની જનનીસિવાય હોરમણ મા-તાનું સૂતક બાર માસપછી જાણવામાં આવે, તો ત્રિરાત્ર પાળવું."

૫૪૧ સ્મૃત્યર્થસારમાં પણ એવુંજ કહ્યું છે કે, માતાપિતાનું મરણ દશ દિવસપછી કે બાર માસપછી જયારે સાંભળવામાં આવે,તે દિવસથી પોતપોતાના વર્ણ પ્રમાણે આર્દ્રવસ્ત્ર,ઉપવાસ,દશાહાદિ સંપૂર્ણ સૂતક પુત્રે પાળવું.ઉદકપિંડાદિક પણ તેજ પ્રમાણે કરવું. મહાગુરૂ એટલે પિતા. મૂળ ગ્રંથકારે એજ અર્થ ફરી લખ્યો છે. સ્ત્રીપુરૂષને પણ પરસ્પર તેમજ કરવું. એક વર્ણ કે ઉત્તમવર્ણની શો-કયોવિષે પણ તેવુંજ જાણવું. કમી વર્ણ હોરમણ માનું, ને કમી વર્ણ શોકયનું પુત્રને કે ઉંચી વર્ણની શોકયે વર્ષપછી ત્રિરાત્ર આશૌચ પાળવું. તેમ શોકયો ને પરસ્પર એવુંજ જાણવું. આ આશૌચ સર્વે વર્ણોને સરખું જાણવું.તથા દેશાં-તરમાં મરણ પામેલા સંપિંડોનું મરણ આશૌચકાલ ગયાપછી જાણવામાં આવે, તો આશૌચ ન લાગે. તે વિષે કહ્યુંછે કે, " દેશાંતરમાં મરણ પામેલાનું આશૌચ, કાલ ગયા પછી, તેમ કલીબ, ( નપુંસક કે હીજડો થયો હોય ) વૈ-ખાનસ (વેદભ્રષ્ટ)અને યતિ (સન્ન્યાસિ)નું મરણ થયેથી, ને ગર્ભસ્રાવનું સૂતક ગોત્રીને ન લાગે;સ્નાનમાત્રથી શુદ્ધિ થાય."ગોત્રીએટલે સંપિંડો.મનુ પણઃ—"બા-લનું અને દેશાંતરમાં મરણ પામેલાનું,તેમજ સપિંડ સિવાયનાનું સૂતક લાગે નહિ. ફક્ત વસ્ત્રસહિત સ્નાનમાત્રથી તરતજ શુદ્ધિ થાય. "

૫૪૨ દેશાંતર અનેક પ્રકારનું છે. તે વિષે બૃહસ્પતિઃ—"વચમાં મહા-નદી આડી હોય, અથવા મહા પર્વત આડો હોય, કે બોલી જુદી હોય, તેને દે-શાંતર કહે છે. કેટલાક સાઠ યોજન (બસેં ચાળીશ ગાઉ)ને છેટેના અને કેટલાક ચાળીસ ( એકસો સાઠ ગાઉ ) કે ત્રીશ યોજનના [ એકસો વીશ ગાઉ] છેટેના દેશને દેશાંતર કહે. એકએકનો જુદેજુદો મત છે. " સ્મૃત્યર્થસારમાં તોઃ— સ્મૃતિપુરાણ ને તીર્થકલ્પમાં કહેલા અનેક પ્રકારના દેશાંતરોનું કથન કરતી વખતે 'महा नद्यंतरं यत्र' એ બે વચનોનો અર્થ એવો કર્યો છે કે, માસ સુધી સૂતકના અધિકારી શૂદ્રોને સાઠ યોજનનું, ક્ષત્રિયને ચોવીશ ને બ્રાહ્મણને વીશ યોજનનું દેશાંતર, એવા પક્ષ કહ્યા છે.

સ્યા, એમાં પ્રેતકાર્યનું કંઈ શોધન કરવું નહિ, એવું સ્મૃત્યર્થસારમાં કહ્યું છે. તેમ સૂતકમાં પુનઃસંસ્કાર કરવાનો હોય, તો દુષ્ટ વારનક્ષત્રાદિ વખત આવવાનો સંભવ હોય તો શોધવું. [ નહિતો નહિ. ] સાક્ષાત્ એકાદશાહને વિષે તો પ્રેતકાર્યમાં કંઈપણ શોધવું નહિ. પુનઃસંસ્કારનો વિધિ મિતાક્ષરામાં કહ્યો છે. જો પ્રવાસમાં મરણ પામેલાના શરીરનો લાભ ન થાય, તો તેનાં અસ્થિ ને તે પણ ન મળે તો શૌનકાદી ગૃહ્યસૂત્રમાં કહ્યાપ્રમાણે દર્ભ ને પાંદડાનું,પુતળું કરીને તેને પુનઃ દહનાદિ સંસ્કાર કરવો. સ્મૃત્યંતરમાંઃ—"પ્રવાસમાં મરણ પામેલા અગ્નિહોત્રિના પુનઃ સંસ્કારમાટે અસ્થિ ન મળ્યાં, તો ખાખરનાં વૃંત ( કોમલ પત્રનાં દાતણ જેવાં કાષ્ટસમિધ ) ત્રણસો સાઠ લઈ, તેને અસ્થિના સ્થાન (બદલા)માં ગણીને તેથી પુતળવિધાન કરવું." શાંખાયનઃ—શરીર કે અસ્થિ ન મળે, તો પાલાશ (ખાખર)નાં વૃંત ત્રણસો સાઠ લેવાં, તેમને મૂકવાનાં સ્થાન એવી રીતે કે, મસ્તકમાં ચાળીસ, ગળામાં દશ, બે ખાંધો ને બે હાથ મળીને સો, છાતિમાં ત્રીશ, પેટમાં વીશ, વૃષણમાં છ, શિશ્ન (ઇંદ્રિય)માં ચાર,જાંઘોમાં સો, ઘૂંટણ પીંડીઓ ને પગલાંમાં મળીને ત્રીશ, પગની આંગળીયોમાં વીશ, એ રીતે ત્રણસો ને સાઠ સંખ્યાની પુરૂષની આકૃતિ કરીને તેને ઊનના સૂત્રથી વીંટીને, જવના લોટનો લેપ કરી ઘી ચોપડીને વિધિપૂર્વક અગ્નિદાહ કરવો.

૫૪૭ અહીં પણ સૂતક દશ દિવસજ પૂર્ણ પાળવું. વસિષ્ઠસ્મૃતિમાંઃ—અગ્નિહોત્રી પ્રવાસમાં મરણ પામે, તો પુનઃસંસ્કાર કરીને શબની પેઠે સૂતક પાળવું. સ્મૃત્યર્થસારમાં પણઃ—અગ્નિહોત્રી પ્રવાસમાં મરણ પામે, તો તેના પુનઃ સંસ્કારમાં પ્રત્યક્ષ શબને કરે છે, તે પ્રમાણે પોતપોતાની વર્ણને વિહિત દાહાદિ ક્રિયા ને આશૌચ સંપૂર્ણ કરવાં. તથાઃ—"દાહ થયાપછી અગ્નિહોત્ર પ્રમાણે સર્વ વિધિ કરવો." એવું શંખસ્મૃતિમાં કહ્યું છે. પુનઃસંસ્કારમાં અગ્નિહોત્રનું દશાહાદિ આદ્યશ્રાદ્ધ સંપૂર્ણ કરવું, એવું દશકગ્રંથમાં કહ્યું છે, માટે અગ્નિહોત્રીનું આશૌચ, આદ્યશ્રાદ્ધ વગેરે દહનસંસ્કારથી ગણીને કરવું, એવો નિર્ણય છે. અગ્નિહોત્રી ન હોય તેનું પુતળવિધાન એજ રીતે, પણ સૂતકાદિમાં વિશેષ પ્રકાર છે. આહિતાગ્નિ ન હોય તેનો પુનઃસંસ્કાર કરે, તો ત્રિરાત્ર સૂતક પાળવું; એવું વસિષ્ઠે કહ્યું છે. તે વચન એ છે કે, "જવનો લો-

નો એક હાથ, ચાર હાથનું ધનુષ્ય, (એક વાંમ) બે હજાર ધનુષનો એક કોશ (ગાઉ) ને ચાર કોશનો એક યોજન ગણવો.

### ઇતિ માતાપિતાના આશૌચનો નિર્ણય.

---

### અથ અસ્થિપ્રક્ષેપનો વિધિ.

૫૪૫ તેનો વિધિ સ્મૃત્યંતરમાં:—"સ્નાન કરી અસ્થિને પંચગવ્ય (ગાયનું દૂધ,દહિં,ઘી,છાણ ને મૂત્ર )થી ધોઇને સુવર્ણ, મધ, ઘી, તલ, અસ્થિ સાથે ભેળવી મૃતિકાના ગોળામાં દાબીને દક્ષિણ દિશાભણી જોઈ મંત્ર ભણવો. તે મંત્રનો અર્થ. 'ૐ ધર્મને હું નમસ્કાર કરૂંછું.' એવું કહીને જલમાં પ્રવેશ કરીને, તે ધર્મ મને પ્રસન્ન થાઓ, એવું કહી જલમાં અસ્થિ નાંખવાં. પછી ઉઠીને સૂર્યનું દર્શન કરી બ્રાહ્મણને દક્ષિણા આપવી." બીજો મંત્ર. "હે મરણ પામેલા જીવ, તારાં અસ્થિ આ તીર્થમાં જ્યાં સુધી રહે, ત્યાં સુધી સહસ્ત્ર કલ્પપર્યંત વૈકુંઠમાં વાસ કરજે."

ઇતિ અસ્થિપ્રક્ષેપ વિધિ.



### અથ પુનઃસંસ્કારમાટે કાલાદિનું કથન કરીએ છીએ.

પુનઃ સંસ્કાર વર્ષ થયાપછી કરવાનો હોય, તો ઉત્તરાયનકાલ શ્રેષ્ઠ છે; તેમાં પણ નંદા તિથિઓ, [પડવો, છઠ્ઠ ને એકાદશી] તેરશ, ચૌદશ, એ ક્ષયાતિથિ તજવી. શુક્ર ને શનિવાર પણ તજવા. નક્ષત્રમાં ભરણી, કૃતિકા, આશ્લેષા, મઘા, મૂલ, ધનિષ્ઠાપંચક અને ત્રિપુષ્કરયોગ તજવા. વ્યતીપાત, વૈધૃત, પરિઘયોગ ને વિષ્ટિકરણમાં અને ચોથા, આઠમા કે બારમા ચંદ્રમામાં અસ્થિપ્રક્ષેપ કરે, તો અતિ દોષ છે. રોહિણી, પુનર્વસુ, પૂર્વા, ઉત્તરા, ચિત્રા, વિશાખા, અનુરાધા, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, ને ત્રિપુષ્કર એ થોડા દોષવાળા છે; માટે બીજો સારો દિવસ મળવાનો સંભવ હોય, તો તે તજવા. બાકીનાં નક્ષત્રો લેવાં શ્રેષ્ઠ છે.

૫૪૬ સર્વથા દિનશુદ્ધિ ન મળે, તો અતિ દુષ્ટ યોગનો ત્યાગ કરવો. [સાધારણ દોષવાળા કાલ લેવા.] યુગાદિ ને મન્વાદિ તિથિઓ સંક્રાંતિ ને અમાવા-

દહન ને ઉત્તરક્રિયા કરે, તો સાંતપનકૃચ્છ્રપ્રાયશ્ચિત્ત કરવું. ગમે તે પ્રકાર એટલે આત્મઘાતાદિ જાણવું; માટે પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ કરીને તેમનો દાહ કરવો.

ઇતિ દુર્મરણ થયેલાના દાહનો નિર્ણય.

—:(૦):—

## અથ સાગ્નિકના સૂતકનો વિચાર.

૫૫૦ આહિતાગ્નિ ( અગ્નિહોત્રી )નું દહનદિવસથી સૂતક પાળવાનું કહ્યું છે, "જેને અગ્નિહોત્ર નથી, તેનું સૂતક મરણદિવસથી પાળવું; અને અગ્નિહોત્રીનું દહનદિવસથી પાળવું." એવું થયેથી [મરણદિવસથી સૂતક પાળવાનો વિધિ હોવાથી]દેશાંતરમાં મરણ પામેલા અગ્નિહોત્રીનું કાલાંતરમાં અગ્નિની પ્રાપ્તિ થઇ ને દહન કર્યું, તો મરણસમયે પાસે રહેલા પુત્રાદિ સપિંડોએ મરણવખતથી સૂતક પાળવું કે ન પાળવું, તેનો વિચાર કહેછે. "પ્રવાસમાં મરણ પામેલાનું મરણ દશ દિવસની અંદર જાણવામાં આવે, તો જેટલા દિવસ દશ દિવસમાં બાકી હોય, તેટલા દિવસ સૂતક પાળવું." તથાઃ—"પ્રવાસમરણ દશ દિવસની અંદર જાણે, તો શેષ દિવસ સૂતક ને દશ દિવસપછી જાણે, તો ત્રણ દિવસ સૂતક પાળવું" આ વચન **'मासत्रये त्रिरात्रं स्यात्'** એ વચનની સાથે એક અર્થવાળું છે.

૫૫૧ તેથી દેશાંતરમૃત અગ્નિહોત્રીના પુત્રાદિ સપિંડોને દહનસંસ્કાર થતાસુધી સંધ્યાદિ કર્મનો લોપ નથી; ને મરણવખતે જે ઉદકદાનાદિ ન કરવાનું કહ્યું તે,વિધિવત્ દહન ન થવાથી ઉદકદાનાદિની યોગ્યતા નથી; અને મરણના દશાહ થયેલાછે,તેથી વિધિવત્ સંસ્કાર કરવાસારૂ અસ્થિની વાટ જોવામાટે કહ્યું છે.જે વચનછે કે,પિતાનું મરણ જાણ્યું કે તરતજ પ્રેતકાર્ય કરવું,તે તો અસ્થિની વાટ ન જોવાની હોય,તે માટેછે."પ્રવાસમાં મરણ પામેલા અગ્નિરહિતનું સૂતક દ્વિજે એ મરણદિવસથી, ને અગ્નિહોત્રીનું દહનદિવસથી પાળવું."એમાં પ્રવાસમાં મરણ પામેલા અગ્નિહોત્રીનો અગ્નિ પાસે નહિ હોવાથી વિધિવત્ દહનસંસ્કાર થયો નથી; તો મરણસમયે પાસે રહેલા પુત્રાદિ સપિંડોએ મરણદશાહમાં, મા, ભાઇ, કાકા ઈત્યાદિનું, આવેલું સાંવત્સરિકશ્રાદ્ધ કરવું કે ન કરવું; અગર તે પુત્રાદિ સપિંડોને બીજા લોકોએ પોતાને ઘેર શ્રાદ્ધમાં જમાડવા કે ન જમાડવા? શ્રાદ્ધમાં જમાડવાનું તો લોકનિંદિત છે, માટે ન જમાડવા. જો કદાપિ શાસ્ત્રથી

ટ પાણીમાં બાંધીને તેનું પુતળું, આ સ્વર્ગલોકમાટે હોમું છું, એમ સ્વાહા કહીને ચિતાના અગ્નિમાં બાંધવોએ હોમવું. એ રીતે પર્ણશર [ ખાખરના સમિધોનું પુતળું ] ને દહન કરીને બાંધવોએ ત્રિરાત્ર આશૌચ પાળવું."

૫૪૮ સ્મૃત્યર્થસારમાં:–અગ્નિહોત્રી ન હોય, તેનો પુનઃસંસ્કાર સૂતકમાં થયો, તો સૂતકના શેષ રહેલા દિવસથી શુદ્ધિ થાય; અને જો સૂતક ઉતર્યા પછી પુનઃ સંસ્કાર થયો, તો તે પહેલાં સૂતક ન પાળ્યું હોય, તો પુત્રને અને પત્નીને દશાહ સૂતક પાળવું; ને જો પૂર્વે સૂતક પાળ્યું હોય, તો બન્ને જણે ત્રિરાત્ર પાળવું. તેમ સ્ત્રીના પુનઃસંસ્કારમાં પણ પતિને એજ પ્રમાણે પાળવું. શોકયોએ પણ પરસ્પર એમજ પાળવું; જે સપિંડોએ પહેલાં સૂતક ન પાળ્યું હોય, તેમને ત્રિરાત્ર સૂતક લાગે. ને તેમણે પહેલાં પાળ્યું હોય, તો ફરી તે લાગે નહિ. આ ત્રિરાત્રાશૌચમાં પિંડઉદકદાનાદિનો પ્રકાર આદ્યશ્રાદ્ધના પ્રકરણમાં કહ્યો છે.

ઇતિ પુનઃસંસ્કારનિર્ણય.

—:(૦):—

## અથ ફરીથી દહન કરવામાં પ્રાયશ્ચિત્ત.

૫૪૯ પ્રત્યક્ષ શબનો સંસ્કાર કરવાનો, તેમાં ઊર્ધ્વોચ્છિષ્ટ, અધરોચ્છિષ્ટ, સ્પર્શ કરવાને નાલાયક, એમનો સ્પર્શ થઇને મરણ થાય, ને ખાટલામાં કે બંધનમાં, (કેદમાં) મરણ થાય, તો ત્રણ કૃચ્છ્ર, છ કૃચ્છ્ર, બાર કૃચ્છ્ર, તે તે નિમિત્તને અનુસારે પ્રાયશ્ચિત્ત કરીને દહન કરવું. એમાં બ્રાહ્મણનું વચન પણ લેવું. તેમ દહન કરનારે પણ પોતાની શુદ્ધિ માટે કંઈ પ્રાયશ્ચિત્ત કરવું. દુર્મરણથી મરેલા પ્રેતની ને પોતાની શુદ્ધિ કર્યાસિવાય જે ઉત્તરક્રિયા કરે, તે પ્રેતને મળે નહિ; અને મરનાર ને ક્રિયા કરનાર બન્નેની નરકગતિ થાય, એવું સ્મૃત્યર્થસારમાં છે. તથા:–"પ્રવાસમાં મરેલાનું પ્રાયશ્ચિત શી રીતે કે, વિદ્વાનોએ છત્રીશ પ્રાજાપત્યનું પ્રાયશ્ચિત કરવાથી શુદ્ધિ કહી છે." દુર્મરણાદિનિમિત્ત પ્રાયશ્ચિત્ત કર્યાસિવાય સ્નેહથી ઊર્ધ્વદૈહિક કરે, તો કરનારને દોષ છે. તે વિષે આમ્નાયમાં:–"અગ્નિમાં દહન, ઉદકદાન, સ્નાન, સ્પર્શ, ઉંચકી લેઈ જવું, દોરીનું છેદન, રડવું, ઈત્યાદિ સ્નેહથી પણ અજાણતે કરે, તો તે તપ્તકૃચ્છ્ર પ્રાયશ્ચિતથી શુદ્ધ થાય. સંવર્તઃ–ગમે તે પ્રકારનું દુર્મરણ થયેલા પ્રેતનું દહન,

અગ્નિથી કરવો. તથા જમિનિસૂત્રઃ–**'पौर्वापर्ये पूर्वे दौर्बल्यं'** [ પૂર્વાપરનો વિરોધ આવે, તો પૂર્વનું દુર્બલ છે.) ને ઉત્તર પ્રબલ છે; એવું ભાષ્યકાર **શબર સ્વામીએ** પ્રતિપાદન કર્યું છે.

૫૫૪ શબરસ્વામિઃ—ન્યાય [ઉદાહરણ]માં તો અગ્નિની દાહ (બાળવાની) શક્તિ પૂર્વથી છે, પણ ઉત્તરકાલમાં (પછીથી) બાધક (બંધ કરનારી) શક્તિ મણિમંત્રાદિનું સન્નિધાન [પાસે આવવું.) થયેથી દાહશક્તિનો બાધ થાયછે. (બાળી શકાતું નથી.) શંકા કરેછે કે, પ્રવાસમાં અગ્નિહોત્રી મરણ પામે, તો જે દર્ભ પૂર્વાગ્ર મૂકતા હતા, તે દક્ષિણાગ્ર પાથરવા. **તથાઃ**–સમિધને નીચે ધારણ કરીને, તેની ઉપર દેવોને વાસ્તે હવિ [હોમદ્રવ્ય] ધારણ કરવું; ઈત્યાદિ પ્રવાસમાં મરણનિમિત્ત અગ્નિહોત્રહોમના વિધિ પ્રમાણે હોમ કરવો પડેછે; તેથી યજમાન સંબંધી અગ્નિ છે, એવું સિધ્ધ થયેથી પત્નીનો અપરોધ (ત્યાં આવવા ન દેવી) કરવાની શંકા થઈ. [અર્થાત્ તે અગ્નિનો પત્નીને બાળવાવિષે સંબંધ રહ્યો નહિ.] તેનું ઉત્તર કે, "પ્રવાસમાં મરણ પામેલાના વિધિથી અગ્નિહોત્રહોમ કરવા માંડે, ત્યારે ત્યાં પણ પત્ની અનાલંભુકા [રજસ્વલા] ન હોય, તો તેને સન્નિધ (પાસે) રાખવી; કારણકે બન્ને સમક્ષ ન હોય, તો કરેલો હોમ ન કર્યા જેવો (નિષ્ફલ) થાયછે, એવું વચન છે. સ્મૃતિમાં સવિધ શબ્દનો અર્થ સન્નિધાન છે. **'सविध समिप'** ઇત્યાદિ **પાણિનીસુત્ર** છે. તે પ્રમાણે **મિતાક્ષરામાં**:–જેના વ્રતદિવસે (અન્વાધાનને દિવસે) પત્ની રજસ્વલા હોય, તો તેનો અપરોધ (પાસે આવવાને બંધ) કરીને ઈષ્ટિ કરવી.

૫૫૫ **વળીઃ**–"પ્રવાસમાં અગ્નિહોત્રીએ ઉપવાસ ( અન્વાધાન સંબંધી વ્રત.) કરવો નહિ; કારણકે ઘેર પત્ની વ્રતનું ધારણ કરે છે." તથાઃ–"પત્ની ગામના સીમાડાને ઉલ્લંઘન કરીને ગયેલી હોય, ને અગ્નિહોત્રી યજમાન ઘેર હોય; જો પત્ની હોમવખતે આવી શકે એમ ન હોય, તો ફરી આધાન ( અગ્નિહોત્ર લેવાનો વિધિ.) કરવું. તથાઃ–**'आदधीयातां'** (આધાન બન્ને મળીને કરવું.) એ દ્વિવચન છે. ઈત્યાદિ શ્રુતિસ્મૃતિનો વિચાર કરતાં પત્ની ને યજમાનનો અગ્નિહોત્રમાં સરખો અધિકાર જણાય છે; એવું થયેથી પત્નીના મરણસમયે જો અગ્નિહોત્રીનાં અસ્થિ આવી પહોચે, તો બન્નેનો એક ચિતામાં જોડે દાહ કરવો. હવે કાણવશાખામાં **'मुमुक्षुःपुनरादधाति'** [મુમે-

નહિ નિંદા કરે, તોપણ મધુપર્કમાં ગોવધની પેઠે લોકમાં વિરૂદ્ધ છે, માટે ન જમાડવા.

૫૫૨ તેવિષે મનુઃ—"ધર્મરૂપ હોય તોપણ લોકમાં વિરૂદ્ધ જણાય, તે સ્વર્ગને આપનારૂં થાય નહિ. માટે તે આચરણ કરવું નહિ." બીજું શ્રાદ્ધમાં જમાડવા વિષે લોક કહેશે કે, આશૌચ મરણનિમિત્ત છે, કે દહનનિમિત્ત છે? જો અગ્નિહોત્રી છે, માટે દહનનિમિત્ત છે, એમ કહેતા હો, તો આજ અમારે ઘેર પિતાની સંવત્સરી છે, ત્યાં તમે જમવા આવો, ને બ્રાહ્મણ જમી રહ્યાપછી દાહ કરજો; કારણકે દાહ થતાસુધી સૂતક લાગતું નથી, એમ કોઈ કહે, ત્યારે લોકમાં મશ્કરી થાય; ને જો મરણનિમિત્ત હોય તો મરણથી પ્રાપ્ત થાય, તેથી લોકમાં ઉપહાસ ન થવો જોઇએ; માટે મરણનિમિત્તનો અપહાર કરીને [મરણથી સૂતકની ના કહીને] અગ્નિહોત્રીનિમિત્તનું અધિક આશૌચનું વિધાન છે, એવું સમજવું. [તાત્પર્ય કે મરણદિવસથી સંધ્યાદિ કર્મ બંધ થાય નહિ; પણ આશૌચ સંબંધી સ્પર્શ ન કરવો, વગેરે બીજો ધર્મ પાળવો. સંધ્યાવંદનાદિ કર્મ અને સ્પર્શ ન કરવા વગેરે ધર્મ દાહથી પાળવા, એવું જણાયછે.] માટે "નિરગ્નિકની મરણદિવસથી ને સાગ્નિકની દહનદિવસથી શુદ્ધિ ગણવી." એ વાક્ય કોઈ પ્રકારથી અધિક આશૌચનું વિધાન કરનારૂં છે, એવું વ્યાખ્યાન કરવું. એ પ્રકારનો નિર્ણય છે.

## અથ દેશાંતરમાં મરણ પામેલા અગ્નિહોત્રીના અસ્થિ આવી પહોચતાની અંદર ઘેર તેની પત્ની મરણ પામે, તેનો નિર્ણય કહેછે.

૫૫૩ પ્રશ્નઃ—"પ્રવાસમાં મરણ પામેલા અગ્નિહોત્રીના અસ્થિનું દહન કરવાસારૂ અગ્નિ સાચવી મૂકેલા હોય, ને [અસ્થિ આવતા પહેલાં] ઘેર પત્ની મરણ પામે, તો પુત્રે તેની ક્રિયાની શી ગતિ કરવી?" તેનું ઉત્તર એ કે, યજમાનનાં અસ્થિનો દાહ કરવાસારૂ અગ્નિનું રક્ષણ કર્યું છે, ને ઘેર પત્ની મરણ પામે, ત્યારે અગ્નિને રક્ષણ કરી રાખવા, કે તે અગ્નિની સાથે પત્નીને દહન કરવી, એવો સંશય કરીને જૈમનિઃ—"બે વિરોધિ કારણો ઉત્પન્ન થયાં, તો પૂર્વે ઉત્પન્ન થયેલું કારણ દુર્બલ થાય; એ રીતે જૈમિનિન્યાયમાં કહ્યું છે." અહીં પત્નીમરણ, પછી ઉત્પન્ન થયેલું કારણ છે; ને તે પૂર્વે ઉત્પન્ન થયેલા અસ્થિદાહની સાથે વિરોધિ હોવાથી પ્રબલ છે; તેથી પત્નીનો દાહ અગ્નિહોત્રના

સંકોચ કરી આધાન પુરતો કાલ લેવાયછે,તેમ મરતાસુધી સવારે ન સાંજે અગ્નિહોત્ર કરવો, એવો કાલનો સંકોચ કરવો. આધાન (અગ્નિહોત્ર લેવાનો વિધિ),કર્યાપછી, યજમાને ને પત્નીએ હીરાગળ વસ્ત્ર પહેરીને અગ્નિહોત્રકર્મ કરવું; એમાં બન્નેને મળી કર્ત્તાપણું છે.

૫૫૭ વળીઃ—"ઘરને ઘર કહેતા નથી; ગૃહિણી (સ્ત્રી) ને ઘર કહે છે. તેથી ઝાડ નીચે પણ જોડે સ્ત્રી લેઈને કોઇ રહે, તો તેજ તેનું ઘર છે." ગૃહસ્થે સ્ત્રી સહિત અગ્નિહોત્ર લેવું, તેનું નામ ગૃહસ્થધર્મ છે. તથાઃ—સ્વર્ગ કામનાવાળાએ આધાન કરવું, અને જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો. ઈત્યાદિ વાક્યથી પાપનો નાશ થઈને સ્વર્ગપ્રાપ્તિ ફલ થાય, એવી શ્રુતિ છે. બીજું અગ્નિહોત્રકર્મ કરવાથી કર્મનો રસ (ફલ) યજમાનને જાયા (સ્ત્રી)રૂપે થઇને સ્વર્ગલોકમાં ઉપભોગવાસ્તે ભાગદાર થઇ રહે છે, એવી શ્રુતિ છે. કારણકે, "જે કર્મમાં જેવી સહાય (સામગ્રી) હોય, તેવું ફલ મળે." માટે શ્રદ્ધાદિ સામગ્રીની અધિકતા હોય, તો સ્વર્ગફલનો ભાગ પણ અધિક મળે. તે વિષે શ્રુતિઃ—જેમ ક્રિયાથી રચાયલો લોક આ મૃત્યુલોકમાં કાલે કરીને ક્ષીણ થતો થતો નાશ પામે છે; તેમ સ્વર્ગાદિ પુણ્યલોક પણ પુણ્યક્રિયાથી રચાયલો છે; માટે તે પણ કાલે કરીને ક્ષીણ (જુનો) થઈને નાશ પામે છે. ભગવદ્ગીતામાંઃ—"[અત્રે કરેલા] પુણ્યનો ક્ષય થાય, એટલે સ્વર્ગમાં ગયેલા ફરી મૃત્યુલોકમાં આવે છે." તથાઃ—"સ્વર્ગમાંથી આ લોકમાં અવતરેલા જીવોના દેહમાં ચાર ચિન્હ એવાં જોવામાં આવેછે કે, તે સર્વદા દાન,મધુર ભાષણ,દેવપૂજન અને બ્રાહ્મણભોજનાદિ કરતો હોય. તથા શ્રુતિઃ—વેદોક્ત કર્મ કરનારા હોમના ધૂમાડામાં પ્રવેશ કરે, ને ત્યાંથી રાત્રિદેવતામાં જાય; એ ક્રમથી સ્વર્ગમાં જઈ સુખ ભોગવી, ફરી તે ચઢેલા ક્રમથી ઉતરતા ક્રમે અત્રે આવીને અવતરે છે, એવું યાસ્ક કહે છે.

૫૫૮ સ્વર્ગાગ્નિહોત્રનું ફલ મોક્ષ છે. પોતાનાં ધર્મનાં કર્મ શ્રદ્ધાથી કરનારા, સ્વસ્ત્રીને વિષે રત [પ્રીતિથી] રહેનારા અને જિતેંદ્રિય, એવા ગૃહસ્થાશ્રમીઓને પણ મોક્ષ મળે છે. જે અગ્નિહોત્રીની સ્ત્રી મરણ પામે, "તેણે પોતાના અગ્નિહોત્રથી તે સદાચારી સ્ત્રીને દહન કરીને, વિલંબ ન કરતાં ફરી પરણીને વિધિવત્ અગ્નિહોત્ર લેવું. દ્વિજે એક દિવસ પણ આશ્રયવિના રહેવું નહિ." એવું દક્ષ કહે છે." અથવા પત્ની ન હોય, તો અગ્નિનો ત્યાગ ન ક-

રણુવિષે] કહે છે. અગ્નિહોત્રીના મરણનો નિશ્ચય થયેથી જીવત્ અવસ્થામાં પુનરાધાન કરી તે અગ્નિથી દેહને બાળી તેનાં અસ્થિ લેઇને પ્રથમ અગ્નિથી સ્રુવેસ્રુચિ ઇત્યાદિ પાત્રોસહિત અસ્થિને પુનઃસંસ્કાર કરવો. આ પુનઃસંસ્કાર અગ્નિહોત્રી ઘેર હોય તો જાણવો. હવે ૫ નીજોડે અગ્નિહોત્ર દહન થયું ને પછી અસ્થિ આવી પહોચ્યાં, તો તેમને લોકાગ્નિથી પુનઃસંસ્કારવિધિએ દહન કરવાં; કારણકે બીજી ગતિજ નથી. તથાઃ—હવે જે શ્રુતિ છે કે, અગ્નિહોત્રીને પોતાના અગ્નિથી દહન કરે, તો તે અગ્નિ યજમાનને દેવરથ (સ્વર્ગમાં લેઈ જવાને રથરૂપ) થાય છે. તે શ્રુતિમાં યજમાન શબ્દનો અર્થ યજ્ઞ કરનાર એવો છે. અહીં સ્ત્રીપુરૂષ મળીને બન્નેને યજ્ઞકર્ત્તાપણું છે; તેથી યજમાન શબ્દને એક વચન આપ્યું છે.

૫૫૬ જેમ યજ્ઞમાં અગ્નિ અને સોમ મળીને [ અગ્નીષોમૌ દેવતા એવું, ] તેમને એક દેવતાપણું છે, તેમ સ્ત્રીપુરૂષ બન્નેને મળીને યજમાનપણું છે; માટે પતિનાં અસ્થિ આવતા પહેલાં મરણ પામેલી પત્નીનું અગ્નિહોત્રના અગ્નિથી દહન કરવું, એ શ્રુતિસ્મૃતિમાં સિદ્ધ છે. અગ્નિ યજમાનનું પણ દેવરથપણું કરે છે; કારણ કે અગ્નિહોત્રકર્મનું અપૂર્વ (પુણ્યનો સંસ્કાર) યજમાનમાં રહે છે. સર્વ કર્મનું અપૂર્વ કર્ત્તામાં રહે છે. તે અપૂર્વથી બીજા શરીરમાં સ્વર્ગ મળે. તે રીતે કૌષીતકિઃ—તે યજમાન આ અપૂર્વ દેવરથે કરીને સ્વર્ગમાં જાય છે, કે જે પુણ્યવાનનો લોક હોવાથી ત્યાં નિરંતર સુખ હોય છે. ગ્રંથકારનો અર્થ આવી ગયો છે. તે વિષે કહ્યું છે કે "જેમાં દુઃખ મિશ્રિત હોતું નથી; જે છેવટસુધી નાશ પામતું નથી, ને જે ઈચ્છા થતાં બરાબર પ્રાપ્ત થાય છે, તે સુખને સ્વર્ગપદનું સ્થાન કહે છે." આ અગ્નિહોત્ર સ્વર્ગાર્થે છે, તેથી સ્વર્ગાગ્નિહોત્રમાં તાદર્થ્યે ચતુર્થી વિભક્તિયુક્ત સ્વર્ગ શબ્દનો ષષ્ઠી સમાસ છે; એક સ્વર્ગાગ્નિહોત્ર, (સ્વર્ગનું અગ્નિહોત્ર.) બીજું આત્માગ્નિહોત્ર (આત્માનું અગ્નિહોત્ર.)અને ત્રીજું મોક્ષાગ્નિહોત્ર, [મોક્ષાગ્નિહોત્ર] એ ત્રણ પ્રકારનાં અગ્નિહોત્ર અધિકારીના ભેદથી છે. અગ્નિહોત્ર એ કર્મનું નામ છે. શ્રુતિમાંઃ—'જ્યાં સુધી જીવે,ત્યાંસુધી અગ્નિહોત્ર હોમવું.'તેથી આખોદિવસ ને રાત્ર હોમવાનું પ્રાપ્ત થયું; પણ દરરોજ પ્રાતઃકાલે ને સાયંકાલે હોમવું,એવો કાલનો સંકોચ કરવો. જેમ બ્રાહ્મણે વસંતઋતુમાં આધાન કરવું, એ શ્રુતિમાં આખા ઋતુના કાલનો

બોલી શકેછે, તેટલો તે પ્રાણનો વ્યાપાર કરી શકતો નથી,ત્યારે વાણીનો હોમ (પ્રવિલાપ) પ્રાણમાં કરેછે; તેમ પ્રાણનો વ્યાપાર જેટલો કરી શકે છે, તેટલું વાણીથી બોલી શકાતું નથી, ત્યારે પ્રાણનો હોમ વાણીમાં કરેછે. આ પ્રાણવાણીની પરસ્પરમાં બે આહુતિ; અનંત ને અમૃતરૂપ છે. તેમ જાગ્રતપ્રપંચ ને સ્વપ્નપ્રપંચનો પણ સર્વકાલ હોમ કરેછે. એ સિવાયના જેટલા હોમ છે, તે કર્મમય છે.

૫૯૧ તે વિષે શ્રુતિ કહેછે કે, પૂર્વના વિદ્વાન્ જ્ઞાની સનકાદિક બાહ્યઅગ્નિમાં કરવાનું અગ્નિહોત્ર કરતા નહોતા. [ગ્રંથકારનો અર્થ એમાં આવ્યો છે.] પ્રાણિમાત્ર, નાકમાં શ્વાસોશ્વાસે કરીને અહોરાત્ર હંસનો ઉચ્ચાર કરેછે; એજ અજપા જપછે, પણ તે સંકલ્પ કરીને થવાથી અજપાનું [જપ કર્યાસિવાય જપનું] ફલ મળેછે. હંસ એટલે પરમાત્મા કે સૂર્યમંડલનો અંતર્યામી પુરુષ. હંસ શબ્દથી શ્વાસ બારણે નીકળેછે, ને અંદર પ્રવેશ કરેછે. "પ્રાણિ શ્વાસદ્વારા હંસનો જપ કરેછે; પણ મૂઢ છે તેથી જાણતો નથી. તે દરરોજ અહોરાત્ર-(આઠ પ્રહર)માં એકવીશ હજાર ને છસેં સંખ્યા શ્વાસદ્વારા અજપાનો જપ કરેછે."તથા "ગાર્હપત્ય અગ્નિમાં(અગ્નિહોત્રમાં પશ્ચિમ દિશામાં ગોળ કુંડમાં પત્નીનો અગ્નિ) ચાર આહુતિ, (રાકા, સિનિવાલી, કુહૂ, ને અનુમતિ,) અન્વાહાર્યપચન ( દક્ષિણ દિશામાં અર્ધચંદ્રાકાર કુંડના અગ્નિ)માં ચાર આહુતિ, અને આહવનીય (પૂર્વ દિશામાં ચારખૂંણીયા કુંડના અગ્નિ ) માં બે આહુતિ, (અગ્નિષોમ અને ઇંદ્રાગ્નિદેવતા ) એ પ્રકારની દશ આહુતિ કર્મમયી છે.

### ઇતિ અગ્નિહોત્રના ત્રણ પ્રકાર સંપૂર્ણ.

૫૯૨ **આશ્વલાયનબ્રાહ્મણમાં**:—પત્નીરહિત બ્રાહ્મણે અગ્નિહોત્ર કરવું; ન કરે તો તે અનદ્ધા (અશ્રેષ્ઠ) પુરૂષ જાણવો; કારણકે દેવ, પિતૃ ને મનુષ્યોને તે કંઇ આપતો નથી. એ શ્રુતિના વચનથી અપત્નીક અગ્નિહોત્ર કરવું; ને તેને ગોરે, તે કરાવવું ઇતિ નિર્ણય. એ કર્માગ્નિહોત્રની બાબતમાં વિશેષ કહે છે કે, માતાના મરણાશૌચમાં, પૂર્વે શ્રવણ કરેલાં પિતાનાં અસ્થિ આવે, તો માતુશ્રીનું આશૌચ ને એકાદશાહસુધી ક્રિયા કર્યાપછી ને સપિંડીકરણ પહેલાં પિતાનું દહનાદિ સપિંડીકરણસુધી કર્મ કરીને માતાનું સપિંડીકરણ કરવું. હવે જો માતાના આશૌચમાં પિતાનું નવીન મરણ શ્રવણમાં આવે,

રવો; કારણકે દશરથપુત્ર રામચંદ્રજીએ સુવર્ણની સ્ત્રી કરીને યજ્ઞ કર્યો. કેટલાક કહે છે કે,દર્ભની સ્ત્રી કરવી. પત્ની ન હોય, તો શ્રધ્ધારૂપી પત્નીયુક્ત થઈ અગ્નિહોત્ર કરવું. આશ્વલાયનમતમાં સત્ય ધર્મમાં રહીને હોમ કરવો. કેટલાક કહે છે કે, પત્ની વિનાનાએ આવહનીય નામના અગ્નિમાં હવિઃ (હોમવાસ્તે પુરાડાશ) અપણ (રાંધવાનો)કરવો. કાત્યાયનનો તે મત નથી. પત્ની ન હોય, તો યોક્ત્ર (દર્ભની દોરી સ્ત્રીની કમરે બાંધવાની હોયછે તે.) ન બાંધવું. આજયાવલોકન અધ્વર્યુએ કરવું, એવું શિષ્ટ લોકોએ કહ્યું છે. તે પ્રમાણે ભાષ્યમાં પણ લખેલું છે."

૫૫૯ આશ્વલાયનઃ—આધાન ન કર્યું હોય, તો સર્વ ભૂતને અભયદાન આપવાનો સંકલ્પ કરીને આધાન કરવું; એવું વાક્ય કહીને ફરી કહ્યું કે, "જે પત્નીરહિત ને સોમપાનરહિત હોય, તેણે પણ સૌત્રામણ્ય નામનો યજ્ઞ કરવો. કારણકે જનકાદિ રાજાઓ એવી રીતે કર્મથીજ સિદ્ધને પામ્યા છે." પત્નીરહિતે પણ ગૃહસ્થાશ્રમમાં રહીને આત્મસાધન [મન નિર્મલ કરી એકાગ્ર કરવું.] ને આત્મજ્ઞાનસાધનવાસ્તે અગ્નિહોત્રહોમ કરવો. યમ, નિયમ, આસન,પ્રાણાયામ,પ્રત્યાહાર, ધ્યાન ધારણા ને સમાધિ, એ આઠ પ્રકારના યોગથી કે બીજા કોઈ જપાદિ યોગથી આત્મસાધન કરવું. જો યોગથી અંતરીઆળ ભ્રષ્ટ થાય તો, "પવિત્ર ને શ્રીમાન્‌ને ઘેર તે યોગભ્રષ્ટ અવતરે; ફરી ત્યાં તેજ યોગમાં પ્રવૃત્ત થઈને કર્મબંધનથી છૂટે." કહ્યું છે કે, દરેક પૂર્વ જન્મમાં જે દાન, અધ્યયન કે તપનો અભ્યાસ કરેલો હોય, તેજ પ્રમાણે આ જન્મમાં પણ અભ્યાસ કરે છે.

## ઇતિ આત્માગ્નિહોત્ર.

બ્રહ્મજ્ઞાનથી મોક્ષ મળે, તે મોક્ષાગ્નિહોત્ર. તેમ "સત્યવાદી, [સત્ય બ્રહ્મનો વાદ કરનારો] ને પોતાના શ્રાદ્ધાદિ યજ્ઞ કરવાવાળો ગ્રહસ્થાશ્રમી પણ મુક્ત થાય."

૫૬૦ તથાઃ—"જે જીતેંદ્રિય, અતિથિ જેમને પ્રિય છે, એવા ઉત્તમ પુરૂષોનો ગૃહસ્થાશ્રમમાં પણ મોક્ષ થાય." અથવા પતિને મુક્તિમાટે કરવાનું આંતરઅગ્નિહોત્ર છે. "આત્માગ્નિહોત્રમાં બ્રહ્મવિદ્યાભ્યાસ કરનારનો સ્વરૂપચિંતનરૂપ બ્રહ્મજ્ઞાનાત્મક ધર્મ છે; અને તેમાં પ્રાણ ને વાણીનો પરસ્પર હોમ છે. હે પાર્થ, તેનું જ્ઞાનરૂપ ફલ, અજપાજપની પેઠે મળેછે." તેવિષે શ્રુતિઃ—પુરૂષ જેટલું

તેટલી સંખ્યાની રાત્રિસુધી માતાને આશૌચ ને પછી શુદ્ધિ. "ગર્ભસ્રાવનું માસતુલ્ય રાત્રિસુધી માતાને સૂતક લાગે; પુરૂષને તો સ્નાનમાત્ર કરવાનું." એવું વસિષ્ઠસ્મૃતિમાં કહ્યું છે. "ચાર માસસુધીના ગર્ભનાશને ગર્ભસ્રાવ, પાંચમાં ને છઠા માસનાને ગર્ભપાત ને સાતમા માસથી પ્રસૂતિ કહે છે. તેનું આશૌચ દશાહ જાણવું." એવું સ્મૃત્યર્થસારમાં છે. મરીચિઃ—"ગર્ભસ્રાવનું સૂતક માતાનેજ ઉપર કહ્યાપ્રમાણે ત્રિરાત્ર લાગે;અને સપિંડોને તે ન લાગે.ગર્ભપાતનું આશૌચ માતાને પાંચ કે છ રાત્રિ માસસંખ્યા પ્રમાણે લાગે; ને પિત્રાદિ સપિંડોને સ્નાન કે ત્રિરાત્ર આશૌચ કહ્યું; તે સર્વ વર્ણને એકસરખું છે. વસિષ્ઠઃ—બે વર્ષની અંદરની ઉંમરવાળું બાલક મરણ પામે, કે પાંચ ને છ માસનો ગર્ભપાત થાય, તે બેનું ત્રિરાત્રાશૌચ જાણવું. હવે જે ગર્ભપાતના સદ્યઃ શૌચનું વિધાન કરનારૂં વચન છે કે, "ગર્ભપાત થાય તો સપિંડોને સદ્યઃશૌચ (સ્નાનમાત્ર કરવાનું) છે, તે વચન ચાર માસની અંદર પાતળા ગર્ભનું પતન (સ્રાવ) થાય છે, તે વિષે જાણવું. એવું વિજ્ઞાનેશ્વરે વ્યાખ્યાન કર્યું છે. પિતાને પ્રથમ માસથી [ ચાર માસસુધીમાં ગર્ભસ્રાવનું ] સ્નાન લખ્યું છે. [ ને પાંચમા છઠા માસમાં પાતનું ત્રિરાત્ર છે. ] માટે છ માસ પછીથી દશ રાત્ર સૂતક પ્રાપ્ત થયું.

૫૬૫ મિતાક્ષરામાંઃ—સાતમા મહીનાથી બાલક જન્મીને મરણ પામે કે મરેલો અવતરે, તો સપિંડોને જન્મનિમિત્ત દશરાત્ર પૂર્ણ આશૌચ લાગેછે. કારણકે "જાતમૃત વા મૃતજાત બાલકનું સપિંડોને દશાહ સૂતક છે." એવું હારીતસ્મૃતિમાં કહ્યું છે. મરેલું બાલક અવતરવાનું સૂતક પારસ્કર કહે છે કે, "જો ગર્ભમાંજ બાલક મરે, તો તેનું દશાહાશૌચ લાગે." મરેલું અવતરવાનું પ્રસૂતિરૂપ નિમિત્ત વિદ્યમાન છે, તેથી સપિંડોને દશ રાત્ર ને સમાનોદકને ત્રિરાત્ર સૂતક લાગે. એ સૂતકમાં સ્પર્શ ન કરવાનું માતાનેજ છે, ને પિતાને નથી. તેને તો સ્નાન કર્યાપછી. સ્પર્શ કરવાનો અધિકાર છે "પુત્ર થયો કે પિતાએ સચૈલ ( વસ્ત્રસહિત ) સ્નાન કરવું; ને માતાની અડવા લાયક શુદ્ધિ દશ દિવસે થાય; ને સ્નાન કર્યાપછી પિતાને અડાય," એવી મનુસ્મૃતિ છે. પિતાએ સ્નાન પણ શીતલ જલથી કરવું. જે વિષ્ણુવચન છે કે, જાતમૃત વા મૃતજાત થાય, તો સર્વ કુલને [સ્નાનમાત્રથી] સદ્યઃશૌચ છે, એ વ-

તો પિતાનું આશૌચ બલવાન્ છે, માટે તરતજ પિતાનું પુનઃસંસ્કાર દહના-દિ કરવું; અને પિંડઉદકદાન તો પિતાનું કરીને માતાનું કરતા જવું. એ વિષે લૌગાક્ષિઃ—"માતાના આશૌચમાં પિતાનું મરણ થાય, તો પુત્ર માતાની શ્રાદ્ધાદિક્રિયાથી નિવૃત્ત થાય." વિશેષ પ્રકાર તો સંઘાતમરણના ઔર્ધ્વદૈહિક નિર્ણયમાં કહેશે. ઈતિ નિર્ણય.

૫૬૩ હવે અગ્નિહોત્રીની ક્રિયા થયાપછી કાલાંતરમાં મરણ પામેલી તેની પત્નીના દહનવિષે વિશેષ પ્રકાર. કારિકામાંઃ—"કદાપિ પત્ની વિધવા થઇને મરણ પામે, તો અગ્નિહોત્રના અગ્નિ ન હોવાથી પૂર્વે રક્ષણ કરેલા અરણીકાષ્ઠને મંથન કરીને કાઢેલા અગ્નિથી પત્નીને દહન કરવી." [ગ્રંથકારનો અભિપ્રાય આવી ગયોછે.] પુરૂષને તો સન્ન્યાસાદિ પ્રકારે દહનનો અભાવ સંભવે છે.

ઇતિ પત્નિદહનવિધિ.

---

## અથ ગર્ભથી આરંભીને જન્મ થતાસુધીના સૂતક વિષે.

તે સૂતક બે પ્રકારનું છે.મૃતક(મરણાશૌચ)અને સૂતક (જનનાશૌચ). સૂતિ (સૂવાવડ) નિમિત્તનું સૂતક. મૃતકને શાવાશૌચ પણ કહે છે. આશૌચ શબ્દ બન્નેને લાગુ છે. સૂતકના અધિકારી સપિંડ ને સમાનોદક. જેને બે પુત્ર થયા,તે પિતાને મૂળ પુરૂષ ગણવો. ત્યાંથી આરંભીને સાત પેઢીઓ સુધીના પુરૂષો સપિંડ છે,અને તેની આગળ આઠમા પુરૂષથી સમાનોદક જાણવા. તે વિષે બૃહન્મનુઃ—સાત પુરૂષસુધી સપિંડીપણું, ને સાતમાપછી આઠમા પુરૂષથી તે ચૌદમા પુરૂષસુધીનાને સમાનોદક જાણવા. પછી સમાનોદકપણું નિવૃત્ત થાય.કેટલાક જન્મ ને નામ જાણે, ત્યાંસુધી સમાનોદક કહે છે. પછીનાને સગોત્ર જાણવા." મનુઃ—"સપિંડોને સપિંડોનું સૂતક દશ દિવસ લાગે. નિપુણ (સારી) શુદ્ધિની ઈચ્છા કરનારે જન્મસૂતક ( વૃદ્ધિસૂતક ) પણ તેજ રીતે દશ દિવસ પાળવું. શબનિમિત્ત સૂતક જે ઠેકાણે સપિંડોને દશ રાત્ર લાગવાનું કહ્યું હોય, તે ઠેકાણે સમાનોદકને તે સૂતક ત્રિરાત્ર લાગે. વૃદ્ધિસૂતકવિષે પણ તેમજ જાણવું.

૫૬૪ મિતાક્ષરામાંઃ—ગર્ભસ્રાવ થાય ત્યારે જેટલા માસમાં તે થયો હોય,

તો પારસ્કરઃ–'અતઃ' એટલે નાલછેદન પછીથી જે પ્રસૂતિના ઉત્થાનસુધીમાં વૃદ્ધિસૂતક હોય, તેમાં દશ રાત્રપછી નાહીને ઉઠતાસુધી બાલકે મરણનિમિત્તા શૌચ આવે, તે સૂતકની પેઠે એટલે મરણનિમિત્તઉદકદાનાદિરહિત પાળવું. [ગ્રંથકારનો અર્થ આવી ગયો છે.] બૃહન્મનુઃ–"દશ દિવસની અંદર બાલક મરણ પામે, તો તેના બાંધવોએ શાવાશૌચ પાળવું નહિ; જનનાશૌચ પાળવું." દશ દિવસની અંદર મરણ પામેલા બાલકના મરણાશૌચની શુદ્ધિ જનનાશૌચ જોડેજ થાય, એવું સ્મૃત્યંતરમાં છે. દશ દિવસની અંદર બાલકના મરણનિમિત્ત આશૌચ ને કોઈ સપિંડનું જનનાશૌચ આવી પડે, તો તે વધારે પાળવું નહિ; બન્નેની શુદ્ધિ પૂર્વ જનનાશૌચની જોડેજ થાય. જે કહ્યું છે કે, "માતાની શુદ્ધિ દશ રાત્રિએ થાય છે." તે વચન લોકવ્યવહારની યોગ્યતા માટે છે. દૈવિકકર્મમાં તો પૈંગ્યઃ–"પુત્રવતી સૂતિકાની વીશ દિવસે ને કન્યા સૂતિકાની ત્રીશ દિવસે દેવપિતૃકામમાં શુદ્ધિ થાય" એમાં વીશ કે ત્રીશ દિવસ કહ્યા, પણ તે પૂર્વ દશ દિવસ પછીના જાણવા. તે વિષે પૈઠીનસિઃ–સૂતિકાને દશ દિવસસુધી સ્પર્શ કરવો નહિ, ને દશ દિવસ પછીથી વીશ દિવસ પુત્રવતીને સ્પર્શ કરવો; [ત્રીશ દિવસ પછી કન્યાપ્રસૂતીને સ્પર્શ કરવો. પણ દેવપિતૃના કામમાં લેવી નહિ ]

૫૯૮ એ હેતુથીજ દશકમાંઃ–મહીને પુત્રવતીને, ને ચાળીશ દિવસે કન્યાપ્રસૂતિને સ્નાન કરાવવું. લોકમાં પણ સૂતિકાને માસિકસ્નાન પ્રસિદ્ધ છે. તથા અપસ્ર એટલે કન્યાની પ્રસૂતિનું માસ ઉપર દશ દિવસ અધિક,એટલે ચાળીશ દિવસે સ્નાન પ્રસિદ્ધ છે. વ્યાસઃ–"પુત્ર થયો હોય તો પ્રસૂતિને પહેલે, છઠ્ઠે ને દશમે, એ ત્રણ દિવસને વિષે આશૌચ લાગે નહિ;" કારણકે જે દિવસે પુત્રજન્મ થાય, તે દિવસે જાતકર્મવૃધ્ધિશ્રાદ્ધ સુવર્ણથી કરવું, તેનો દોષ નથી.

ઇતિ જન્મદશાહસૂતકનિર્ણય.



## અથ ઉપનયન પર્યંત સૂતિકાનો નિર્ણય.

બાલકના જન્મથી આરંભીને ઉપનયન (જનોઇ) સુધીમાં બાલકનું મરણ થાય, તો તેનો સંસ્કારવિધ ને સૂતકનો નિર્ણય કહીએ છીએ. "નામકર-

ચન સ્નાન કર્યાપછી બાલકના મરણનિમિત્ત શુદ્ધિ બતાવનારૂં છે. પ્રસૂતિનિમિત્ત આશૌચ તો લાગેજ. જે બીજું વચન છે કે, " બાલક જીવતું અવતરીને પછી મરણ પામે, તેનું સૂતક સદ્યઃ મટે ને શુદ્ધ થાય." તે વચન પણ મરણનિમિત્ત શૌચશુદ્ધિવિષે જાણવું. વળી જે જૈમિનિ વચન છે કે, "જયાંસુધી નાલછેદન થયું નથી, ત્યાંસુધી સૂતક લાગે નહિ; નાલછેદન થયાપછી સૂતક લાગે."

૫૬૬ એનો અર્થ એવો છે કે, નાલછેદન થયાપછી બાલકનું મરણ થાય, તો [જનનનિમિત્ત]દશ દિવસ આશૌચ ને નાલછેદનથી પહેલાં મરણ થાય તો [જનનનિમિત્ત] ત્રિરાત્ર સૂતક લાગે. તેમજ સ્મૃત્યર્થસારમાંઃ—"નાલછેદનથી પહેલાં બાલક મરે, તો સર્વ પિત્રાદિ સપિંડોને ત્રિરાત્ર જન્માશૌચ છે. મરણનિમિત્તની સદ્યઃ શુદ્ધિ છે.. બૃહન્મનુઃ—"જીવતું અવતરીને બાલક મરે, તો માતાને સંપૂર્ણ સૂતક ને પિત્રાદિકોને ત્રિરાત્ર લાગે. બીજું જે બૃહત્પ્રચેતાનું વચન છે કે, "મુહૂર્ત્તમાત્ર બાલક જીવીને પછી મરણ પામે, તો માતાની શુદ્ધિ દશ દિવસે ને ગોત્રીની [અહીં સપિંડો લેવા.] શુદ્ધિ તુરત છે."અહીં મુહૂર્ત્ત કાલવાચક છે, તેની 'कालाध्वनो 'ઈત્યાદિસૂત્રથી દ્વિતીયા વિભક્તિ થાય છે. મુહૂર્ત્તરૂપ (બે ઘડી) કાલમાં મરણ પામે તો ત્રિરાત્ર સૂતક; ત્યારપછી મરણ પામે તો જન્માશૌચ ઉપર પ્રમાણે દશ રાત્ર છે. [ રાત્ર શબ્દ દિવસ ને રાત્રિ બતાવનારો છે. ] તે ઉપર લખેલા જૈમિનિવચનઆદિ સર્વે વચનોના અનુસારથી નાલછેદનકાલ બે ઘડીનો જાણવો. તેથી નાલ,ગર્ભના ક્લેદન [માતા ખાય,પાણી પીએ, વગેરે કરે, તે અન્નપાણી નાલદ્વારા ગર્ભને મળીને તેની પુષ્ટિ કરેછે.] પક્ષમાં છે, તેથી મુહૂર્ત્તપછી નાલનું છેદન કર્યું હોય કે ન કર્યું હોય, તોપણ તે છેદનકાલ ગયો, એટલે દશરાત્ર જનનાશૌચ લાગે. ગોત્રીની અગ્નિહોત્રહોમને માટે સદ્યઃ [તત્કાલ] સ્નાનથી શુદ્ધિ કહીછે. તેની વ્યવસ્થા મિતાક્ષરામાં કહી છે કે,જન્મ થયાપછી નાલછેદન થતાપહેલાં બાલક મરે, તો પિતાદિ સપિંડોને જનનનિમિત્ત ત્રણ દિવસ આશૌચ લાગે ને સદ્યઃશૌચ તો અગ્નિહોત્રમાટે છે. અગ્નિહોત્રાર્થ એટલે સ્નાન ને જલોપસ્પર્શ [આચમન) થી તત્કાલ શૌચ છે; એવું શંખસ્મૃતિમાં કહ્યું છે.

૫૬૭ નાલછેદન થયાપછી દશ દિવસની અંદર બાલકનું મરણ થાય,

તો પારસ્કરઃ–'અતઃ' એટલે નાલછેદન પછીથી જે પ્રસૂતિના ઉત્થાનસુધીમાં વૃદ્ધિસૂતક હોય, તેમાં દશ રાત્રપછી નાહીને ઉઠતાસુધી બાલકે મરણનિમિત્તા શૌચ આવે, તે સૂતકની પેઠે એટલે મરણનિમિત્તઉદકદાનાદિરહિત પાળવું. [ગ્રંથકારનો અર્થ આવી ગયો છે.] બૃહન્મનુઃ–"દશ દિવસની અંદર બાલક મરણ પામે, તો તેના બાંધવોએ શાવાશૌચ પાળવું નહિ; જનનાશૌચ પાળવું." દશ દિવસની અંદર મરણ પામેલા બાલકના મરણાશૌચની શુદ્ધિ જનનાશૌચ જોડેજ થાય, એવું સ્મૃત્યંતરમાં છે. દશ દિવસની અંદર બાલકના મરણનિમિત્ત આશૌચ ને કોઈ સપિંડનું જનનાશૌચ આવી પડે, તો તે વધારે પાળવું નહિ; બન્નેની શુદ્ધિ પૂર્વ જનનાશૌચની જોડેજ થાય. જે કહ્યું છે કે, "માતાની શુદ્ધિ દશ રાત્રિએ થાય છે." તે વચન લોકવ્યવહારની યોગ્યતા માટે છે. દૈવિકકર્મમાં તો પૈંગ્યઃ–"પુત્રવતી સૂતિકાની વીશ દિવસે ને કન્યા સૂતિકાની ત્રીશ દિવસે દેવપિતૃકામમાં શુદ્ધિ થાય." એમાં વીશ કે ત્રીશ દિવસ કહ્યા, પણ તે પૂર્વ દશ દિવસ પછીના જાણવા. તે વિષે પૈઠીનસિઃ–સૂતિકાને દશ દિવસસુધી સ્પર્શ કરવો નહિ, ને દશ દિવસ પછીથી વીશ દિવસ પુત્રવતીને સ્પર્શ કરવો; [ત્રીશ દિવસ પછી કન્યાપ્રસૂતીને સ્પર્શ કરવો. પણ દેવપિતૃના કામમાં લેવી નહિ ]

૫૬૮ એ હેતુથીજ દશકમાંઃ–મહીને પુત્રવતીને, ને ચાળીશ દિવસે કન્યાપ્રસૂતિને સ્નાન કરાવવું. લોકમાં પણ સૂતિકાને માસિકસ્નાન પ્રસિદ્ધ છે. તથા અપસ્ર એટલે કન્યાની પ્રસૂતિનું માસ ઉપર દશ દિવસ અધિક,એટલે ચાળીશ દિવસે સ્નાન પ્રસિદ્ધ છે. વ્યાસઃ–"પુત્ર થયો હોય તો પ્રસૂતિને પહેલે, છઠ્ઠે ને દશમે, એ ત્રણ દિવસને વિષે આશૌચ લાગે નહિ;" કારણકે જે દિવસે પુત્રજન્મ થાય, તે દિવસે જાતકર્મવૃધ્ધિશ્રાદ્ધ સુવર્ણથી કરવું, તેનો દોષ નથી.

## ઇતિ જન્મદશાહસૂતકનિર્ણય.

—:(૦):—

## અથ ઉપનયન પર્યંત સૂતિકાનો નિર્ણય.

બાલકના જન્મથી આરંભીને ઉપનયન (જનોઇ) સુધીમાં બાલકનું મરણ થાય, તો તેનો સંસ્કારવિધિ ને સૂતકનો નિર્ણય કહીએ છીએ. "નામકર-

ણસંસ્કાર કરતા પહેલાં બાલકનું મરણસૂતક આવે, તે જનનાશૌચ જોડે ઉતરી જાય." અગિયારમે દિવસે નામકરણ કરવાનું યોગીશ્વરે કહ્યું છે. ત્યાર પહેલાંનું મરણનિમિત્ત સૂતક જન્મનિમિત્ત સૂતકની જોડે જાય. તે વિષે બૃહન્મનુઃ—"દશ દિવસની અંદર બાલકનું મરણસૂતક આવે, તો તેના બાંધવોએ મરણસૂતક ન પાળતાં જન્મસૂતક પાળવું." નામકરણથી પહેલાં બાલક મરે, તેનું સદ્યઃ શૌચ છે.

૫૬૯ તે વિષે શંખઃ—નામકરણથી પહેલાં બાલક મરે, તેનું સદ્યઃશૌચ છે; સદ્યઃશૌચ માતા પિતાસિવાયને જાણવું; તેમને તો દશાહસુધી લાગે. તે વિષે પૈંગ્યઃ—"[જન્મથી] બે વર્ષ સુધીમાં મરેલા બાલકનું દશ દિવસ સૂતક છે." તેમાં માતાને સ્પર્શયોગ્યતા નથી. કેવલ સૂતકમાત્ર બન્નેને છે. પારસ્કરઃ—બે વર્ષ પૂર્ણ થતાપહેલાં બાલકનું મરણ થાય, તેનું માતાપિતાને [ દશરાત્ર ] આશૌચ ને બીજાને શૌચમાત્રજ એક રાત્ર કે ત્રિરાત્ર છે. માટે દશ રાત્ર મધ્યેનું મૃતાશૌચ ઉદકદાનાદિ રહિત કરવું. 'અતઃસૂતકે ચેન્મૃતિરુત્થાનાદાશૌચં સૂતકવત્'એ પારસ્કર વાક્યનું મિતાક્ષરામાં વ્યાખ્યાન કર્યું છે.સંગ્રહ ગ્રંથને વિષે તો, " દાંત ઉગતા પહેલાં મરે,તો પિતામાતાને એક દિવસ આશૌચ છે; દાંત ઉગ્યાપછી મરે, તો તેમને ત્રિરાત્ર લાગે. પણ એ નિર્ગુણ માતાપિતા હોય તો જાણવું. " એ વચનથી ત્રિરાત્ર છે. તે વિષે કાશ્યપ કહે છે કે, દાંત ઉગતા પહેલાં બાલકોનું મરણસૂતક ત્રિરાત્ર લાગે. તથાઃ—પુરૂષ પોતાનું શુક્ર (વીર્ય) સ્ખલન થયાપછી સ્નાન કરીને શુદ્ધ થાય; ને બીજનો સંબંધ માત્ર થયો, માટે બૈજીકસંબંધ કહ્યાથી બીજ સંબંધમાં છે. ને નિર્ગુણ છે,તો તે માતાપિતાને ઉપનયન પર્યંત ત્રિરાત્ર મરણાશૌચ લાગે.

૫૭૦ તેમજ ઔરસ પુત્રસિવાયના પુત્રોનું પ્રજાપતિએ પણ પિતાને ત્રિરાત્ર આશૌચ કહ્યું છે. " જે સ્ત્રીઓ પોતાના પતિનો આશ્રય કરીને રહેતી ન હોય,[ કેવલ બીજ સંબંધ જેટલોજ પતિનો સંબંધ હોય.]અગર પરસ્ત્રીઓ હોય, તેમના પુત્રોના મરણાશૌચનિમિત્ત પોતાની ત્રણ દિવસથી, ને બીજા સપિંડોની સ્નાનથી શદ્ધિ થાય."ચંડુનિબંધમાં તોઃ—"અનૌરસ પુત્રો ઉત્પન્ન થાય, ને મરણ પામે," તો બન્ને પ્રકારનાં સૂતકો ત્રિરાત્ર લાગે;એવું લખીને ફરી 'બીજમાત્રનો સંબંધ હોય તો,' એવુ લખ્યું; ને તેમાંજ સ્વૈરિણી આદિ [અનેકપ-

તિ કરનારી કે વેશ્યા વગેરે] ના પુત્રોનું પિતાને ત્રિરાત્રજ સ્થાપાન કર્યું છે, માટે પરણેલી સ્ત્રીનો પુત્ર મરણ પામે, ત્યારે માતાપિતાને, અને સગા ભાઇઓને પૈં- ગ્યે કહેલું દશ રાત્ર આશૌચ લાગે, એવું સિદ્ધ થયું. મિતાક્ષરામાં પણ ત્રિરાત્ર આશૌચનો પક્ષ ઉપાધિના સંબંધથી યોજેલો છે; મુખ્ય ધર્મપત્નીના સંબંધ- થી લીધેલો નથી. ત્યાં કહેલું ઘણા વિચારથી જોવું. સપિંડોને તો નામકરણસં- સ્કાર પછીથી દાંત ઉગતા પહેલાં બાલકને અગ્નિસંસ્કાર ન કર્યો હોય, તો સ- દ્યઃસ્નાનશુદ્ધિ, અને અગ્નિસંસ્કાર કર્યો હોય તો એક રાત્ર આશૌચ લાગે.

૫૭૧ તે વિષે સ્મૃત્યંતરમાંઃ—"ગર્ભથી પતન થયેલા ને અદંતજાત (અલ્પ દાંત ઉગેલા) બાલકનું સર્વ સપિંડોને એક રાત્ર આશૌચ છે." અદંતજાતનો અર્થ અલ્પદંતવાળો કરવો. કારણકે એ નિષેધક 'અ'નો અર્થ અલ્પ છે. યાજ્ઞવલ્ક્ય પણઃ—"દાંત ઉગતાસુધી સદ્યઃશૌચ, ત્યાંથી ચૌલ થતાસુધી એક રાત્ર, જનોઈ દેતાસુધી ત્રિરાત્ર અને જનોઈ દીધાપછીથી દશ રાત્રસૂતક લાગે." અગ્નિ સંસ્કાર કરે, તો કાંઇક કમી. એવા બે વર્ષપછી બાલકમરણનું ત્રિરાત્ર લાગે; કા- રણ કે, "ચૌલકર્મ ન કર્યું હોય ને દાંત ઉગેલાનું મરણ થાય, તેને દહન કરીને ત્રણ દિવસ આશૌચ પાળવું," એવું વચન છે. જે બીજું વચન તેણેજ કહ્યું છે કે, "કંઇ કમી હોય એવા ત્રણ વર્ષનાનું મરણ થાય, તો તે વિપ્રબાલક- નું એક રાત્ર આશૌચ; પણ ત્રણ વર્ષના બાલકને દંત ન ઉગે, એવું સંભવે નહિ; માટે તે વચનની દાહ કરે કે ન કરેથી વ્યવસ્થા લેવી. દાહ કરેથી ત્રિરાત્ર, એવું પૂર્વ વચનમાં સ્પષ્ટ કહ્યું છે. [આ બીજા વચનથી દાહ ન કરે તો એક રાત્ર.] ત- થા સ્મૃત્યર્થસારમાંઃ—દાંત ઉગ્યાપછી ત્રણ વર્ષસુધી ચૌલકર્મ ન કર્યું હોય ને મરણ પામે, તો વિકલ્પે કરીને દાહ કે ખનન (દાટવાનું) કરવું. ખનન કરે તો એક દિવસ, ને દાહ કરે તો ત્રિદિન આશૌચ છે. ત્રણ વર્ષે ચૌલકર્મનો કાલ ગયો, ને ચૌલ ન કર્યું, તોપણ ત્રિરાત્ર આશૌચ લાગે. ચૌલ શબ્દે કરીને સર્વ ઠેકાણે ત્રીજા વર્ષનું ગ્રહણ કર્યું છે.

૫૭૨ બે વર્ષના બાલકને દાહ ન કર્યો, તોપણ ત્રિરાત્ર આશૌચ છે. એવું કહીને જે કહ્યું કે, "તે મરેલા બાલકને અરણ્યમાં કાષ્ઠવત્ નાંખીને (દાટીને) ત્રણ રાત્ર આ- શૌચ પાળવું," તે વચન જેમના કુલમાં પ્રથમ વર્ષે ઉતરે, ત્યારે ચૌલકર્મ કરવાનો નિયમ છે, તેમનો દૈવયોગથી તે કાલ ચૂકી ગયો તો જાણવું. ચૂડા કરવાનો

કાલ પ્રથમ, ત્રીજા કે પાંચમા વર્ષમાં સ્મૃતિમાં કહ્યો છે. નામકરણ સંસ્કાર પછી અગ્નિદાહાદિક વિકલ્પે કરીને કરવું. તે વિષે મનુઃ—"ત્રણ વર્ષથી કંઈ કમી ઉંમરે મરણ પામેલા બાળકની ઉદકાદિ ક્રિયા બાંધવોએ ન કરવી; પણ દાંત ઉગ્યાપછી અથવા નામકરણ કર્યાપછી કરવી." અહીં ઉદકક્રિયા અગ્નિપૂર્વક થાયછે, તેથી અગ્નિદાહનો પણ તે પ્રમાણે વિકલ્પ લેવો. "અગ્નિસંસ્કાર ને ઉદકદાન બન્ને મંત્રરહિત કરવાં," એવું લૌગાક્ષિ કહેછે. બે વર્ષથી કમી ઉંમરવાળાને ખનનજ કહ્યું છે. મનુઃ—"બે વર્ષથી કમી ઉંમરના પ્રેતને ઘી ચોપડીને ભોંયમાં દાટવો." ત્યાં યમગાથા ગાવી, ને યમસૂક્તનું સ્મરણ કરવું,

૫૭૩ તથાઃ—બે વર્ષથી કમી ઉંમરવાળા પ્રેતને દાટવો; ને ઉદકાદિ ક્રિયા ન કરવી." બે વર્ષ પરિપૂર્ણ ન થયાં હોય, તેને પૃથ્વીમાં ખાડો ખોદીને દાટવો; ને દહન કરવો નહિ. તેમ પ્રથમ વર્ષે ચૌલ ન કરેલા પ્રેતને અગ્નિદાહ કરે, તો તેનું અહોરાત્ર આશૌચ છે. વિષ્ણુઃ—દંત ઉગેલા ને ચૌલકર્મ ન કરેલા પ્રેતનું અહોરાત્ર આશૌચ છે. ચૌલ ન કરેલા બે વર્ષથી કમી ઉંમરના પ્રેતને અગ્નિદાહ શ્રેયસ્કર નથી; પછીથી શ્રેયસ્કર છે. "બે વર્ષ પૂર્ણ થયા સિવાયના પ્રેતને, જે દેશના ધર્મથી કે મૃદુપણાના કારણથી અગ્નિદાહ કરે છે, તે અતિ મૂઢ છે, ને તેનું શ્રેય થાય નહિ." એ વચનથી ચૌલકર્મ થયેલા પ્રેતનો અગ્નિસંસ્કાર ને ત્રિરાત્ર આશૌચનો સર્વદા નિયમ છે. એ હેતુથીજ પ્રથમ વર્ષમાં ચૂડા કર્યા પછી મરણ પામેલા બાલકને અગ્નિસંસ્કાર કરવાના અવશ્યપણાથી તેનું ત્રિરાત્ર આશૌચ લાગે. ઊનદ્વિવર્ષપ્રેતના સપિંડોને વા ગર્ભપાત થયેલા પ્રેતના સપિંડોને ત્રિરાત્રજ વસિષ્ઠસ્મૃતિમાં કહ્યું છે; તેથી ત્રણ વર્ષપછી ચૌલકર્મ ન કર્યું હોય, તોપણ અગ્નિસંસ્કારનો નિયમ છે, તેથી ત્રિરાત્ર આશૌચ લાગે. ઉપનયન (જનોઈ) થયાપછી બ્રાહ્મણાદિ સર્વ વર્ણોને દશ રાત્રાદિક આશૌચ લાગે છે.

૫૭૪ તેમજ મરીચિઃ—"બ્રાહ્મણને જનોઈ, ક્ષત્રિયને ધનુર્ધારણ, વૈશ્યને પ્રતોદ[ચાપકો] ગ્રહણ અને શૂદ્રને બે વસ્ત્ર ધારણ થયાપછી," બ્રાહ્મણાદિ વર્ણોનું આશૌચ ને ઊર્ધ્વદૈહિક (ઉત્તરક્રિયા) સંપૂર્ણ કરવી. [મૂલાર્થ આવી ગયો છે.]

ઇતિ વયોવસ્થા સંબંધી આશૌચનો નિર્ણય.

—:(૦):—

## અથ સ્ત્રીઓનું વયોવસ્થા સબંધી આશૌચ કહે છે.

જે કન્યા ચૌલકર્મ કર્યાસિવાય મરણ પામે, તેનું સદ્યઃશૌચ છે, એવું **આપ્રસ્તંબ** કહે છે. તેમ ચૌલકર્મ કરતાસુધી કન્યાના આશૌચની સદ્યઃસ્નાન શુદ્ધ **દશક** ગ્રંથમાં કહી છે. અહીં ચૌલકર્મ કુલાચાર પ્રમાણે લેવાનું છે. ચૌલકર્મ પછીથી વાગ્દાન ( વેવિશાળ અથવા ગુજરાતીમાં એને વિવાહ કહે છે. ] થતાસુધી અહોરાત્ર ( આઠ પ્રહર ) તેનું આશૌચ છે; કારણકે "પરણાવી ન હોય, ત્યાંસુધી તે કન્યાનું ને બાલકનું એક દિવસ આશૌચ છે," એવું યાજ્ઞવલ્કયનું વચન છે; ને ચૌલકર્મ કર્યું હોય, તો વાગ્દા નથી પહેલાં સપિંડોને અહોરાત્ર અને માતાપિતાને તો તેનું પૈંગ્યોક્ત દશરાત્ર આશૌચ લાગે, કેમકે પૈંગ્યવાક્ય પુત્ર અને કન્યાવિષે સાધારણ પ્રવર્તે છે. અપ્રત્ત [નહિ પરણાવેલી] કન્યાનું સપિંડપણું ત્રણ પુરુષ સુધી છે; કારણકે એવી વસિષ્ઠસ્મૃતિ છે. "અપ્રત્ત કન્યાઓની ત્રિપુરૂષ સુધી સપિંડતા છે."

૫૭૨ ત્રિપુરૂષીનો અર્થ. પૂર્ણ કરે તેને પુરૂષ કહે છે. અહીં સપિંડતાની પૂર્ણતા કન્યાથી પણ થાય. [એક બે ને ત્રણ પેઢી ઈત્યાદિ પેઢીની ગણતરીની પૂર્ણત્તા કન્યાવંશથી પણ ગણાય છે. [આ મારી ત્રીજી પેઢીની કન્યા છે, એમ ગણાય છે.] અહીં સમાહાર દ્વિગુ નામનો સમાસ કરીને તેને સ્ત્રીલિંગનો દીર્ઘ 'ઈ'પ્રત્યય લગાડયો, એટલે ત્રિપુરૂષી શબ્દ થયો.એવું કર્યાથી પૂરણ અર્થને લેઇને સ્ત્રીલિંગ શબ્દનું ભાન થાય છે. તેથી કન્યાની પ્રસૂતિ થઈ, એટલે એ કન્યા, તેનો પિતા, ને પિતામહ, એ ત્રીજા મુળ પુરૂષથી જે જુદી સંતતી ચાલે, તે કન્યાની સાથે સપિંડ કહેવાય. ને તે પિતામહથી ઉપર, સંતતિ જુદી ચાલવાનો મુળ પુરૂષ (ચોથી પેઢી). હોય,તેની સંતતિ આ કન્યાની સાથે સમાનોદક કહેવાય, એવો વસિષ્ઠવચનનો અર્થ છે. સ્મૃતિ પણઃ—પોતે, પુત્ર, પિતા, ભાઈ, કાકા,એમાંથી કોઇને કન્યાપ્રસૂતિ થાય, તો એમને જનનાશૌચ દશ રાત્રિ લાગે, એવું કાત્યાયન કહે છે." વાણીથી કન્યા આપી ( વિવાહ કર્યો), પણ પરણાવી નથી, તો તેના પિએર તરફના ને સાસરાના પક્ષના બન્ને લોકોને ત્રણ દિવસ આશૌચ લાગે.તે વિષે મરીચિઃ—"કન્યાનો વિવાહ કર્યો,પણ પરણાવી નથી, તો તે અસંસ્કૃત (જનોઇને બદલે સ્ત્રીઓને વિવાહસંસ્કાર)

છે, માટે પિએરના અને સાસરાના બન્ને પક્ષને ત્રિરાત્ર લાગે." એ હેતુથી દશક-ગ્રંથમાં કહ્યું છે કે, "વાગ્દાનરૂપ દાન (વિવાહ) થયેથી ઉભય (બન્ને) પક્ષને ત્રિરાત્ર આશૌચ છે." કારણકે વાગ્દાન કર્યું છે, પણ પ્રત્યક્ષ પરણાવી નથી. દશ વર્ષથી ઉપર ઉંમરવાળી કન્યાને રજસ્વલા કહે છે.

૫૭૬ તેવી અવસ્થામાં પરણાવ્યાસિવાય મરણ પામેલી કન્યાના પિતૃકુલને સ્વજાતિવિહિત સંપૂર્ણ સૂતક લાગે. તે એવી રીતે કે, "અષ્ટ વર્ષનીને ગૌરી, નવ વર્ષનીને નગ્નિકા, દશ વર્ષનીને કન્યા અને તેથી મોટી ઉંમરની કન્યાને રજસ્વલા કહે છે; તેમનું બ્રાહ્મણાદિ જાતિને જે કહ્યું હોય (દશ, બાર, પંદર દિવસ કે માસ ) તે પૂર્ણ આશૌચ જાણવું. " ઋતુ પ્રાપ્ત થયેલીનું પિતાના કુલને સંપૂર્ણ આશૌચ લાગે, એવું દશકમાં છે. લગ્ન થયાપછી વિશેષ વિષ્ણુએ કહ્યું છે કે, પરણાવેલી કન્યાનું મરણસૂતક પિતાના પક્ષને લાગે નહિ. કદાપિ તેની પ્રસૂતિ કે મરણ પિતાને ઘેર થાય, તો તેને અનુક્રમે એકરાત્ર ને ત્રિરાત્ર આશૌચ લાગે. પ્રસવનું એક દિવસ ને મરણનું ત્રિરાત્ર સૂતક લાગે. સ્મૃત્યર્થસારમાં:—પરણાવેલી કન્યાના માતાપિતાને ઘેર પ્રસૂતિ થાય, તો માતાપિતાદિકોને એક દિવસ આશૌચ લાગે; ને તેમને ઘેર તેનું મરણ થાય, તો ત્રિરાત્ર આશૌચ લાગે. બીજાના ઘરમાં મરે, તો માતાપિતાનેજ ત્રિરાત્ર ને બીજા ગામમાં મરે, તો પક્ષિણી ( દોઢ દિવસનું ) આશૌચ છે. તે પરણાવેલી કન્યાના માતાપિતા મરણ પામે, તો તે કન્યાને તેમનું ત્રિરાત્ર આશૌચ લાગે. કહ્યું છે કે, "પરણાવેલી કન્યાના માતાપિતા મરણ પામે તો, કન્યાને શી રીતે સૂતક પાળવું કે ત્રણ રાત્રથી તેની શુદ્ધિ થાય, એમ ભગવાન્ યમ કહે છે. " બૌધાયનઃ—પરણેલી કન્યાને માતાપિતાનું ત્રિરાત્ર આશૌચ લાગે.

૫૭૭ વિશ્વાદર્શમાં:—પરણેલી કન્યાને માતાપિતાનું ત્રિરાત્ર મરણશૌચ છે. આ વયઅવસ્થા સંબંધિ આશૌચ ચારે વર્ણને સરખું છે. જેમ પિંડપિતૃયજ્ઞાનુસારે શ્રાદ્ધાદિ આપવાનું કહ્યું છે, તેમ પિંડોદકદાનવિધિ, સમાનોદકનું આશૌચ ઈત્યાદિ, કોઈ વર્ણનું વિશેષ નામ દીધાસિવાય કહ્યુ છે, માટે એ આશૌચ સર્વ વર્ણના પિંડપિતૃયજ્ઞને અનુસારે સર્વેને સાધારણ છે. તથા:—"જનોઈ દેતા પહેલાં જે આશૌચવિધિ કહ્યો, તે સર્વ વર્ણને સાધારણ છે. તે એવો કે, સંસ્કાર થતાસુધી ત્રિરાત્રથી શુદ્ધિ થાય, ને કન્યાનો વિવાહ (લગ્ન)

થતાસુધી તેનું એકાહ આશૌચ લાગે." એ અંગિરાવચનને અર્થ ગ્રંથકર્ત્તા લખેછેકે,સંસ્કારકર્મ એટલે ઉપનયન.થતાસુધી એટલે'દાંત ઉગતાસુધી સદ્યઃ આ-શૌચ." ઈત્યાદિ સદ્ય, એક દિવસ વગેરે વિશેષ પ્રકાર જ્યાં નહિ બતાવ્યો હોય, ત્યાં સર્વને ત્રણ રાત્રિથી શુધ્ધિ જાણવી. કન્યાનો વિવાહ (પરણવાનું) થતા પ-હેલાં તેની એક દિવસે શુદ્ધિ જાણવી.કહ્યું છે કે, "સ્ત્રીજાતિને વિવાહ એ જનોઇને ઠેકાણે સંસ્કાર છે." અહીં પણ ચૌલકર્મ થતાપહેલાં સદ્યઃ, વાગ્દાન થયેથી ત્ર-ણ રાત્રિ, ઇત્યાદિ વિશેષ જ્યાં કહ્યો નથી, ત્યાં સાધારણ રીતે સર્વ સપિંડો-ની આ શુદ્ધિ જાણવી; ને પિતા, માતા અને ભાઇમાટે પૈંગ્યે કહેલું દશરાત્રાશૌ-ચ જાણવું.

## ઇતિ સપિંડાશૌચનો નિર્ણય.



## અથ સમાનોદકના આશૌચકાલનો વિધિ કહીએ છીએ.

૫૭૮. મૂલ પુરૂષથી સાત પેઢીઓ સુધી સપિંડ, અને પછીના સામાનો-દક, એ પૂર્વે કહેલું છે. "સપિંડપણું સાત પુરૂષ થયા, એટલે નિવૃત્ત થાયછે. [ગ્રંથકારનો અર્થ આવ્યો છે.] ગૌતમઃ–પિંડનિવૃત્તિસપિંડપણું સાતમે ને પાં-ચમે સુધી રહે; પછી નિવૃત્ત થાય. પિતાના સાતમા કુલસુધી ને માતાના પાં-ચમા કુલસુધી સંપિડતા રહે, ને ત્યારપછી તે નિવૃત્ત થાય છે. " ત્રિરાત્ર કે દશરાત્ર શબનું આશૌચ હોય છે. " જેમ શબનું આશૌચ હોય છે, તેમજ જ-નનાશૌચ પણ ત્રિરાત્ર ને દશરાત્ર હોય છે, એવું જે મન્વાદિકે કહ્યું છે, તે સપિંડ ને સમાનોદકરૂપ ભેદ દેખાડવા સારૂછે. તેજ દેખાડે છેકે, " જન્મનિ-મિત્તની શુદ્ધિ સમાનોદકને ત્રિરાત્રથી ઈષ્ટ છે; ને શબને સ્પર્શ કરનારાની ને ઉ-દક આપનારાની પણ શુદ્ધિ ત્રિરાત્ર પછી થાય છે. " ઈત્યાદિ વચનમાં ત્રિરાત્ર ને દશરાત્ર આશૌચની સમાનોદક ને સપિંડવિષે વ્યવસ્થા કરી છે. જન્મ વા મરણ સંબંધી આશૌચ સપિંડોને દશાહ, ને સમાનોદકોને ત્રણ દિવસ છે.

૫૭૯ તથાઃ—"શબનું આશૌચ અસ્થિસંચનથી પહેલાં જાણવામાં આ-વે, તો સપિંડોને દશ દિવસનો મુખ્ય પક્ષ છે; પછીથી ત્રણ ને પછી એક દિ-વસ ઈત્યાદિ [ દેશ, પર્વત, મહા નદી ઈત્યાદિ] વ્યવસ્થાએ કમી પક્ષ જાણવો. જેમ સપિંડોને દશાહ સૂતકના અધિકારીપણાના સંબંધથી મુખ્ય દશ દિવસ

તેથી કમી ત્રણ, તેથીકમી એક ને કમીમાંકમી સદ્યઃ, એવા આશૌચના ચાર પક્ષછે તેમ સમાનોદકને પણ ચાર પક્ષ છે. તે દેખાડે છે કે, જ્યાં સપિંડો દશ દિવસે શુદ્ધિના અધિકારી છે, ત્યાં સમાનોદકો ત્રણ દિવસના અધિકારી છે. કારણકે "ત્રણ દિવસે સમાનોદક શુદ્ધ થાય," એવું વચન છે. જ્યાં સપિંડોને ચોથા દિવસનો શુદ્ધિનો સંબંધ છે, ત્યાં સમાનોદકને પક્ષિણીથી શુદ્ધિ થાય; કારણકે જ્યાં સપિંડયોનિનો સબંધ ન હોય, ત્યાં પક્ષિણી, એવું **ગૌતમવચન** છે. જ્યાં સપિંડોને એક દિવસનો સંબંધ હોય, ત્યાં સમાનોદકની સદ્યઃ શુદ્ધિ થાયછે; કારણકે બાલક, દેશાન્તરમાં ગયેલો અને જુદા પિંડવાળો (સપિંડ સિવાયનો) મરણ પામે, તો સવસ્ત્ર જલમાં સ્નાન કરવાથી તરતજ શુદ્ધ થાય, એવું મનુવચન છે. જ્યાં સપિંડોને ત્રણ દિવસનો સંબંધ હોય, ત્યાં સમાનોદકની એક દિવસથી શુદ્ધિ જાણવા વિષે વચન છે. દશાહસંબંધીઓને આશૌચના ચાર ભેદ દેખાય છે, તેથી સમાનોદકો(ત્ર્યહાદિ સંબંધીઓ)ને સારૂ પણ ચાર ભેદ બતાવનારૂં વાક્ય જોઇ લેવું.

૫૮૦ એ હેતુથીજ મિતાક્ષરામાંઃ—સમાનોદક વિષેના સંકોચવાળા [કમી આશૌચના] પક્ષિણી, એકાહ, સદ્યઃશૌચરૂપ આશૌચના પક્ષ સ્મૃત્યંતરમાં દીઠા છે. આ વ્યવસ્થા સમાનોદકના મરણની જાણવી. દશક ગ્રંથમાં તો વિજ્ઞાનેશ્વરે વિશેષ કહ્યું છે કે, "સમાનોદક ઉત્પન્ન થાય, કે ઉપનયન થયાપછી મરણ પામે, તો સૂતક કે મૃતક ત્રણ દિવસ લાગે." [ગ્રંથકારનો અર્થ એજ છે.] આ વચનમાં એવી સૂચના થઈ કે, જે રીતે સપિંડોને "દાંત ઉગતા પહેલાં બાલકના મરણસૂતકની સદ્યઃશુદ્ધિ છે." તે રીતે સમાનોદકોની મૌંજીવ્રત થતાપહેલાં સદ્યઃ શુદ્ધિ જાણવી. "ઉત્પન્ન થયેલો બાલક આઠ વર્ષસુધી જનોઇ વિનાનો રહ્યો, તેનું શરીર માત્ર પ્રગટ થયું, તોપણ તેને ગર્ભતુલ્ય જાણવો." એ વચન પણ મૌંજીબંધનથી પહેલાં મરણ પામેલા સમાનોદક વિષે છે, "જો ચૌલકર્મ ન થયું હોય ને દંત ઉગ્યાપછી મરણ પામે, તો તેનું દહન કરીને ત્રણ દિવસ આશૌચ પાળવું." એ વચનથી સપિંડોને ત્રણ દિવસ આશૌચ કહ્યું, તો સમાનોદકને આશૌચ નથી, એવું પ્રતિપાદન કરવાથી અતિક્રાંતાશૌચ (આશૌચકાલ ગયાપછી ફરીથી લાગતું આશૌચ) તેમને લાગે નહિ. એવું થયેથી જ્યાં સપિંડોને, ઉપવાસાદિ કરીને વિધિપૂર્વક મરણનિમિત્ત ત્રણ દિવસ આશૌચ લાગે, ત્યાં સમાનોદકોને એક દિવસ લાગે.

૫૮૧ બીજું જે રીતે સપિંડોને જ્યાં ત્રણ દિવસનું આશૌચ આવે, ત્યાં ત્રણ દિવસ ગયાપછી મરણ જાણવામાં આવે, તો તેમની એક દિવસે શુદ્ધિ થાય, એવું સ્મૃતિકરંડીકામાં કહ્યું, તેમ સ્મૃત્યંતરમાંઃ–" જ્યાં જન્મ ને મરણસૂતક સપિંડોને ત્રણ દિવસ લાગે, ત્યાં સમાનોદકોને એક દિવસ લાગે. જન્મનિમિત્ત અતિક્રાંતાશૌચ (આશૌચના દિવસ ગયાપછી જાણવાથી ફરી આશૌચ લાગે તે.) સપિંડોને લાગે નહિ. "મુખ્ય આશૌચના દિવસ ઉલ્લંઘન થયાપછી જાણવામાં આવે, તો જનનાશૌચ ફરી લાગે નહિ." એવું દેવલનું વચન છે. પુત્ર થયો હોય, ને તેની ખબર પિતાને દશ દિવસ વીત્યાપછી થાય, તો પિતાને સ્નાનશુધ્ધિ તો છેજ; કારણ કે "પુત્રજન્મ શ્રવણ થતાં વારને પિતાએ સચૈલસ્નાન કરવું," એવું વચન છે. તથા ઉપનયન થયાસિવાય મરણ પામેલા બાલકનું અતિક્રાન્તાશૌચ લાગે નહિ એવું વ્યાઘ્રસ્મૃતિનું વચન છે. તેમ જનનાશૌચ, અનુપનીતમૃતાશૌચ અને અતિક્રાન્તાશૌચ ફરી લાગે નહિ, એવું મિતાક્ષરામાં કહ્યું છે.

ઇતિ સમાનોદકાશૌચનો નિર્ણય.



## અથ અનુપનીત [જનોઈ દીધાસિવાય ) મરણ પામે, તેનો કરવાનો કર્મવિધિ કહેછે.

૫૮૨ પ્રેતકલ્પમાંઃ—"ગર્ભનો નાશ થાય, તેની કંઇ પણ ક્રિયા નથી. બાલક અવતરીને મરણ પામે, તેને માટે બાલકોને દૂધ આપવું; અગર દૂધમાં રાંધેલો દૂધપાક કે ખીર બાલકમરણનિમિત્ત બીજા બાલકોને ખવડાવવાં; અથવા મરણ પામેલો બાલક જીવત્ અવસ્થામાં જે ખાતો હોય, તે બ્રાહ્મણને આપવું. મરનારની બરોબર ઉંમરના બાલકોને કંઈક પણ આપવું; એક દિવસ ભક્ષ્યભોજ્ય પણ આપવું. જેમ તે બાલકથી સુખે ખવાય, એવું સુખરૂપ ભક્ષ્ય આપવું; તેમ તેનાં પહેરવાનાં વસ્ત્ર, જોડા, વગેરે પદાર્થ તેના બરોબરીયા છોકરાને આપવાં. દાંત ઉગતાસુધી શિશુ, શિખા રાખતાસુધી બાલક અને મૌંજી બંધન થતાસુધી કુમાર, એવું સર્વ શાસ્ત્રમાં કહ્યું છે." તે મૌંજીબંધન થતાપહેલાં કહેલો વિધિ કરવો. તે વિષે વિશેષ સ્મૃતિસારમાંઃ–"ચૌલકર્મ થયાપછી મરણ પામેલા બાલકને દાહ ને ઉદકદાન કરવાં; ને સૂતકાંતે વિદ્વાનોએ વૃષોત્સર્ગ

કરવો; સોળ શ્રાદ્ધ પણ કરવાં; ફક્ત સપિંડીકરણ ન કરવું." પ્રથમ વર્ષમાંજ ચૌલકર્મ કરેલાનો દાહ કરવો. તે, અને તે વિષે આશૌચનો નિર્ણય પૂર્વે બાલસંસ્કારનિર્ણયમાં કરેલો છે.

૫૮૩ વૃષોત્સર્ગાદિ તો પાંચ વર્ષની અંદર મરેલા બાલકનો થાય નહિ. તે વિષે ગરૂડપુરાણમાં:—"પાંચમે વર્ષે ચૌલ કરેલો કે ન કરેલો, પણ તેની ઇચ્છા રાખનારો બાલક મરણ પામે, તો તેનું દશપિંડ વગેરે કર્મ કરવું. જન્મથી પાંચ વર્ષસુધી બાલક અસંસ્કૃત ( સંસ્કાર વિનાનું આપેલું ) અન્ન ખાયછે. પાંચ વર્ષથી અધિક મોટો થઇ બાલક મરે, તો તેનું ઉદકદાન ને વૃષોત્સર્ગાદિ કર્મ કરવું; દરરોજ કરવાનાં સોળ પ્રેતશ્રાધ્ધ પણ કરવાં; તેમ ઉદકુંભદાન, ઉપદાન અને પદદાન પણ કરવાં." આચારતિલકમાં:—"પાંચમે વર્ષે અગ્નિસંસ્કાર ને ઉદકતર્પણ કરવું, ને સપિંડીકરણસિવાય સર્વ પિંડ આપવા." ગરૂડપુરાણમાં:—"બાલકને જીવત અવસ્થામાં કામનો પ્રસંગ ને વિષયબંધન એ થોડું હોય છે, ને નાના શરીરમાં તેની સ્થિતિ હતી, તેથી મરણ પામ્યાપછી ક્રિયા પણ તે સ્વલ્પજ માગે.

ઇતિ અનુપનીતમરણનો કર્મવિધિ.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકની ટીકામાં વિશેષ નિર્ણયયુક્ત સ્વગોત્રાશૌચ નિર્ણય સંપૂર્ણ.



## અથ સપિંડીકરણના કાલનો વિચાર કહીએ છીએ.

૫૮૪ સપિંડીકરણ ન કરે, ત્યાં સુધી પુત્રોને આશૌચ રહે છે. તે વિષે દેવલ:—"જેના માતાપિતા મરણ પામે, તે પુત્રનો દેહ અપવિત્ર (સૂતકી) થાય છે; માટે જયાંસુધી સંવત્સર પૂર્ણ થયો નથી, ત્યાંસુધી દૈવ કે પિતૃકર્મ તેનાથી થાય નહિ. વિધિપૂર્વક સ્નાન, મહા દાન, સ્વાધ્યાય અને અગ્નિતર્પણ(વૈશ્વદેવાદિક હોમ) એટલાં કર્મ પિતાના મરણપછી બાર માસસુધી પુત્રથી કરાય નહિ." પણ આ નિષેધ, સપિંડીકરણ બાર માસસુધી ન કર્યું હોય, તો જાણવો. પ્રેતકલ્પમાં:—"પિતા મરણ પામ્યો હોય, ને તેના અબ્દ મધ્યે [ સપિંડીકરણ થતા પહેલાં ] જો માતા મરણ પામે, તો તેની ક્રિયા થાય નહિ; પિતાની માતામાં થાય." [ગ્રંથકારનો અર્થ કૌંસમાં દેખાડયો છે.] તથાઃ—તીર્થશ્રાદ્ધ, ગયાશ્રા-

દ્ધ અને અન્ય દૈવપતૃકશ્રાદ્ધ,એટલાં પિતાના મરણપછી વર્ષસુધી થાય નહિ." તથાઃ—" જયાંસુધી સપિંડીકરણ કર્યું નથી, ત્યાંસુધી સન્ન્યાસી આદિ ભિક્ષુક ભિક્ષાને ગ્રહણ કરે નહિ. તેમ પોતાના ગોત્રમાં પણ તે અશુચિ રહે, [બીજા ગોત્રીને અડે નહિ.]" ઈત્યાદિ વાક્યથી સપિંડીકરણશ્રાદ્ધ થતાપહેલાં પુત્રોને અશુચિપણું પ્રતિપાદન કર્યું છે, માટે અશુચિપણાની નિવૃત્તિવાસ્તે સપિંડીકરણના કાલ કહે છે.

૫૮૫ કાત્યાયનઃ—અથ સપિંડીકરણ વર્ષે, ત્રિપક્ષે, જે દિવસે વૃદ્ધિશ્રાદ્ધ કરવાનું આવે તે દિવસે, કે બારમે દિવસે કરવું. આશ્વલાયનઃ—અથ સપિંડીકરણ બાર મહીને કે બારમે દિવસે કરવું.બૌધાયનઃ—અથ સપિંડીકરણ વર્ષ પૂર્ણ થાય ત્યારે,ત્રિપક્ષે,ત્રીજે મહીને,છઠે મહીને, અગિયારમે દિવસે, કરવું. ખાદિરગૃહ્ય સૂત્રમાંઃ—સપિંડીકરણ ત્રીજે મહીને, બીજે મહીને, એક મહીને વા અર્ધ માસે કરવું શાંખાયનઃ—અથ સપિંડીકરણ વર્ષ પૂર્ણ થયેથી, વા ત્રિપક્ષે, અથવા જે દિવસે વૃદ્ધિનું કામ આવે ત્યારે કરવું. અહીં ત્રિપક્ષ એટલે ત્રણ દિવસ કર્મો હોય, એવો પક્ષ લેવો; અર્થાત્ બારમે દિવસે કરવું; અથવા ત્રિપક્ષમાં 'ત્રિ'શબ્દ તૃતીય ભાગ બતાવનારો જાણવો. સંખ્યાવાચક 'ત્રિ' શબ્દથી ત્રિજો, એવું બતાવનાર તીય, એ પૂર્ણવાચક પ્રત્યયનો સમાસમાં લોપ થયો છે. તે વિભાગ વૃદ્ધિ ઈત્યાદિ સ્મૃતિમાં જોવામાં આવેલો છે. તેથી પક્ષ સરખો ત્રીજો ભાગ, તે ત્રિપક્ષ, એવો અર્થ મળ્યો, પક્ષ એટલે અર્ધ માસ. ઉપમિતનો વ્યાઘ્રાદિની સાથે સમાસ થાય છે. જેમ ચંદ્ર સરખો પાર્થિવ ( રાજા ) તે પાર્થિવચંદ્ર. તેમ અહીં પક્ષ સરખો ત્રીજો ભાગ તે ત્રિપક્ષ, એવો અર્થ લેવો; ને વ્યાકરણમાં શાકપાર્થિવાદિ શબ્દનો ગણછે, તેમાં એને ગણવાથી ઉત્તરપદ 'ઇવ' એટલે સરખો, એ શબ્દનો સમાસમાં લોપ થયો. તેથી પક્ષ જેવો, પક્ષનો ત્રીજો ભાગ [ પાંચ દિવસનો ] ત્રિપક્ષ થયો. એ અર્થથી વિધિપૂર્વક ઉપવાસાદિથી મરણ પામેલાનું સપિંડીકરણ પાંચમે દિવસે કરવું,એ અભિપ્રાયછે. તે વિષયમાં અગિયારમાનું આદ્યશ્રાદ્ધ ચોથે દિવસે વિહિતછે;અથવા પક્ષના ત્રીજા ભાગને ત્રિપક્ષ કહેછે,એવો એકદેશી સમાસ કરવો. કારણકે संख्या, वि, साय, એ સૂત્ર એકદેશી સમાસનું જ્ઞાપક છે. બીજે ઠેકાણે પણ એકદેશી શબ્દ સાથે એવો સમાસ થાય છે કે, 'મધ્યરાત્ર' એમાં 'રાત્રિ' શબ્દ સંપૂર્ણ

કરવો; સોળ શ્રાદ્ધ પણ કરવાં; ફક્ત સપિંડીકરણ ન કરવું." પ્રથમ વર્ષમાંજ ચૌલકર્મ કરેલાનો દાહ કરવો. તે, અને તે વિષે આશૌચનો નિર્ણય પૂર્વે બાલસંસ્કારનિર્ણયમાં કરેલો છે.

૫૮૩ વૃષોત્સર્ગાદિ તો પાંચ વર્ષની અંદર મરેલા બાલકનો થાય નહિ. તે વિષે ગરૂડપુરાણમાંઃ—"પાંચમે વર્ષે ચૌલ કરેલો કે ન કરેલો, પણ તેની ઇચ્છા રાખનારો બાલક મરણ પામે, તો તેનું દશપિંડ વગેરે કર્મ કરવું. જન્મથી પાંચ વર્ષસુધી બાલક અસંસ્કૃત ( સંસ્કાર વિનાનું આપેલું ) અન્ન ખાયછે. પાંચ વર્ષથી અધિક મોટો થઇ બાલક મરે, તો તેનું ઉદકદાન ને વૃષોત્સર્ગાદિ કર્મ કરવું; દરરોજ કરવાનાં સોળ પ્રેતશ્રાધ્ધ પણ કરવાં; તેમ ઉદકુંભદાન, ઉપદાન અને પદદાન પણ કરવાં." આચારતિલકમાંઃ—"પાંચમે વર્ષે અગ્નિસંસ્કાર ને ઉદકતર્પણ કરવું, ને સપિંડીકરણસિવાય સર્વ પિંડ આપવા." ગરૂડપુરાણમાંઃ—"બાલકને જીવત અવસ્થામાં કામનો પ્રસંગ ને વિષયબંધન એ થોડું હોય છે, ને નાના શરીરમાં તેની સ્થિતિ હતી, તેથી મરણ પામ્યાપછી ક્રિયા પણ તે સ્વલ્પજ માગે.

ઇતિ અનુપનીતમરણનો કર્મવિધિ.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકની ટીકામાં વિશેષ નિર્ણયયુક્ત સ્વગોત્રાશૌચ નિર્ણય સંપૂર્ણ.



## અથ સપિંડીકરણના કાલનો વિધિ કહીએ છીએ.

૫૮૪ સપિંડીકરણ ન કરે, ત્યાં સુધી પુત્રોને આશૌચ રહે છે. તે વિષે દેવલઃ—"જેના માતાપિતા મરણ પામે, તે પુત્રનો દેહ અપવિત્ર (સૂતકી) થાય છે; માટે જયાંસુધી સંવત્સર પૂર્ણ થયો નથી, ત્યાંસુધી દૈવ કે પિતૃકર્મ તેનાથી થાય નહિ.વિધિપૂર્વક સ્નાન,મહા દાન,સ્વાધ્યાય અને અગ્નિતર્પણ(વૈશ્વદેવાદિક હોમ) એટલાં કર્મ પિતાના મરણપછી બાર માસસુધી પુત્રથી કરાય નહિ." પણ આ નિષેધ, સપિંડીકરણ બાર માસસુધી ન કર્યું હોય, તો જાણવો. પ્રેતકલ્પમાંઃ—"પિતા મરણ પામ્યો હોય, ને તેના અબ્દ મધ્યે [ સપિંડીકરણ થતા પહેલાં ] જો માતા મરણ પામે, તો તેની ક્રિયા થાય નહિ; પિતાની માતામાં થાય." [ગ્રંથકારનો અર્થ કૌંસમાં દેખાડયો છે.] તથાઃ—તીર્થશ્રાદ્ધ, ગયાશ્રા-

પિંડીકરણ વિષે બીજા પક્ષ કહેલા છે, તે ઇતર પુત્રે લેવા. અગિયારમે દિવસે દર્શ આવે, તો માતાનું સપિંડીકરણ પણ કરવું; કારણકે પુત્ર શબ્દ માતાને અને પિતાને સરખો જાણવો. [માતાનો પુત્ર ને પિતાનો પુત્ર,એમ સરખો અર્થ છે.] "અગ્નિહોત્રી પુત્રે માતાપિતાનું સપિંડીકરણ કર્યાસિવાય પિંડપિતૃયજ્ઞ કરવો નહિ;જો કરે તો તે પિતૃહત્યારો ને પાપી થાય." એ વચનથી માતાપિતાનું સપિંડીકરણ કરવાનું કાત્યાયને પણ કહ્યુ છે. અગિયારમે દિવસે અમાવાસ્યા ન આવે, તો અગ્નિહોત્રી પુત્રે પણ બારમે દિવસે સપિંડીકરણ કરવું.

૫૮૮ તે વિષે ગોભિલઃ—"ક્રિયા કરનારો પુત્ર કે મરનાર પિતા અગ્નિહોત્રી હોય, તો બારમે દિવસે સપિંડીકરણ કરવું." ભવિષ્યત્પુરાણમાંઃ—ક્રિયાનો કર્ત્તા અગ્નિહોત્રી હોય, ને મરનાર ન હોય, તો પિતાનું સપિંડીકરણ બારમે દિવસે કરવું. સુમંતુઃ—"મરનારો અગ્નિહોત્રી હોય ને ક્રિયા કરનારો ન હોય, તો તેનુ સપિંડીકરણ ત્રીજા પક્ષમાં (દોઢ મહીને) કરવું." અગિયારમે દિવસે દર્શ આવે, તો સાગ્નિક પુત્રે તે દિવસે સપિંડીકરણ કરવું. તે વિષે કાત્યાયનઃ—[અગિયારમે દિવસે અમાવાસ્યા આવે તો.] "દશાહપછી પ્રથમ એકાદશાહકર્મ યથાવિધિ કરી લેઇને માતાપિતાનું સપિંડીકરણ કરવું." અગિયારમે દિવસે પહેલાં યથાવિધિ,એટલે સોળ પ્રેતશ્રાધ્ધસહિત એકાદશાહ કરીને પછી તેજ દિવસે સપિંડીકરણ કરવું;કારણકે"સોળપ્રેતશ્રાધ્ધ કર્યાસિવાય સપિંડીકરણ કરવું નહિ," એવું વચન છે. જોકે આ વચનોમાં મરનારો ને ક્રિયાનો કર્ત્તા એ બન્નેની સાગ્નિક ને અનગ્નિક વિષેની વ્યવસ્થા કરીછે.તોપણ દેશાચાર ને કુલાચારને અનુસરીને તે વ્યવસ્થા લેવી.

૫૮૯—સાગ્નિકને અગિયારમે દિવસે સપિંડીકરણ કરવાનું જે વિધાન કર્યું, તે દર્શ (અમાવાસ્યા ) આવે, તો પિંડપિતૃયજ્ઞ કરવામાટે છે. જો દર્શ ન આવે, તો સાગ્નિકે પણ ગોભિલવચનથી બારમે દિવસે કરવું અગ્નિહોત્રરહિત કર્ત્તા હોય, તો બારમે દિવસે વગેરે કાલમાં કરવું. સપિંડીકરણ બારમે દિવસેજ કરવું, એવા નિયમ વિષે વ્યાઘ્રઃ—" કુલના ધર્મ અનંત છે; આયુષનો દરરોજ ક્ષય થાય છે; શરીરની સ્થિતિનું પ્રમાણ નથી; માટે બારમે દિવસે સપિંડીકરણ કરવું શ્રેષ્ઠ છે. " વિષ્ણુઃ—"અનગ્નિક કે સાગ્નિક હોય, પણ બારમે દિવસેજ સપિંડીકરણ કરવું. " તે દિવ

છે, તેનો 'ઈકાર' કાઢી નાંખીને એકદેશી રાત્ર શબ્દની સાથે 'મધ્ય' શબ્દનો સમાસ થાય છે. એવી રીતે તૃતીય શબ્દના એકદેશી 'ત્રિ'શબ્દનો 'પક્ષ' શબ્દની સાથે એકદેશી સમાસ જાણવો. [ પક્ષનો ત્રીજો ભાગ એટલે પાંચમો દિવસ. ] સ્મૃત્યંતરમાંઃ—"બારમે દિવસે, છઠ્ઠે મહિને, ત્રિપક્ષે, ત્રીજે મહીને, ને મંગલ-કાર્ય કરવાનું પ્રાપ્ત થાય તો, અગિયારમે મહીને સપિંડીકરણ કરવું." મંગલ એટલે વિવાહાદિનિમિત્ત વૃદ્ધિશ્રાદ્ધ કરવાનું પ્રાપ્ત થાય, ત્યારે તેથી પહેલાં સપિંડીકરણ કરી લેવું.

૫૮૬ તેમજ કાર્ષ્ણાદર્શમાં—"અગિયારમે કે બારમે દિવસે, ત્રિપક્ષે, ત્રણ મહીને, છઠ્ઠે ને અગિયારમે મહીને, વા વર્ષ પૂર્ણ થાય ત્યારે, અથવા શુભ વિવાહાદિ કાર્ય કરવાનું આવે ત્યારે, સપિંડીકરણ કરી લેવું." એટલા કાલ સપિંડીકરણનો કહ્યા છે. તેની વ્યવસ્થા એવી કરેછે કે, અગિયારમે દિવસે અમાવાસ્યા પ્રાપ્ત થઈ હોય, તો સાગ્નિકે પિતાનું સપિંડીકરણ પહેલું કરી લેવું; કારણ કે સપિંડીકરણ કર્યાસિવાય પિંડપિતૃયજ્ઞ થાય નહિ, માટે સપિંડીકરણ કરીને અમાવાસ્યાનો પિંડપિતૃયજ્ઞ કરવો. વૃદ્ધવસિષ્ઠઃ—પ્રથમ અમાવાસ્યા મરણથી દશમે દિવસે આવે, તો સાગ્નિક પુત્રે તે દિવસે સપિંડીકરણ કરવું." અહીં મરણથી, એ પાંચમી વિભક્તિ મર્યાદાના અર્થમાં છે. [મરણ પછીના એ મર્યાદાનો અર્થ છે.]તેથી મરણદિવસ ન ગણતાં મરણ પછીના દશ દિવસ, એટલે અગિયારમે દિવસે પ્રથમ અમાવાસ્યા આવે, તો સપિંડીકરણ કરીને અમાવાસ્યાનો પિંડપિતૃયજ્ઞ કરવો, એવું હારિતે પણ કહ્યુંછે. "જે પ્રથમ અમાવાસ્યા મરણદિવસથી દશમે દિવસે આવે, તો અગ્નિવાળા પુત્રે તે દિવસે સપિંડીકરણ કરવું." અહીં પણ મરણદિવસના બીજા દિવસથી ગણે, તો જે દશમો દિવસ તે અગિયારમો થાયછે.

૫૮૭ ગાલવ પણઃ—"સપિંડીકરણ થયાથી પ્રેત પિતૃપદને પામેછે; તેથી આહિતાગ્નિએ સિનિવાલીમાં પિતૃયજ્ઞનો આરંભ કરવો." પુનમનો વાચક સિનિવાલી શબ્દ અમાવાસ્યાને પણ જણાવે છે. કાર્ષ્ણાજિનિઃ—"અગ્નિવાળા પુત્રે દશ રાત્ર પછી અમાવાસ્યા આવે, તે પૂર્વે કહ્યાપ્રમાણે સપિંડીકરણ કરવું. અગ્નિહોત્રી વિના બીજા પુત્રે વર્ષ થયાપછી કરવું. દશ રાત્રપછી એટલે અગિયારમે દિવસે. વર્ષ થયાપછી એટલે ત્રિપક્ષ અથવા બારમે દિવસે. એ વગેરે સં-

પિંડીકરણ વિષે બીજા પક્ષ કહેલા છે, તે ઇતર પુત્રે લેવા. અગિયારમે દિવસે દર્શ આવે, તો માતાનું સપિંડીકરણ પણ કરવું; કારણકે પુત્ર શબ્દ માતાને અને પિતાને સરખો જાણવો. [માતાનો પુત્ર ને પિતાનો પુત્ર,એમ સરખો અર્થ છે.] "અગ્નિહોત્રી પુત્રે માતાપિતાનું સપિંડીકરણ કર્યાસિવાય પિંડપિતૃયજ્ઞ કરવો નહિ;જો કરે તો તે પિતૃહત્યારો ને પાપી થાય." એ વચનથી માતાપિતાનું સપિંડીકરણ કરવાનું કાત્યાયને પણ કહ્યું છે. અગિયારમે દિવસે અમાવાસ્યા ન આવે, તો અગ્નિહોત્રી પુત્રે પણ બારમે દિવસે સપિંડીકરણ કરવું.

૫૮૮ તે વિષે ગોભિલઃ—"ક્રિયા કરનારો પુત્ર કે મરનાર પિતા અગ્નિહોત્રી હોય, તો બારમે દિવસે સપિંડીકરણ કરવું." ભવિષ્યત્પુરાણમાંઃ—ક્રિયાનો કર્ત્તા અગ્નિહોત્રી હોય, ને મરનાર ન હોય, તો પિતાનું સપિંડીકરણ બારમે દિવસે કરવું. સુમંતુઃ—"મરનારો અગ્નિહોત્રી હોય ને ક્રિયા કરનારો ન હોય, તો તેનુ સપિંડીકરણ ત્રીજા પક્ષમાં (દોઢ મહીને) કરવું." અગિયારમે દિવસે દર્શ આવે, તો સાગ્નિક પુત્રે તે દિવસે સપિંડીકરણ કરવું. તે વિષે કાત્યાયનઃ—[અગિયારમે દિવસે અમાવાસ્યા આવે તો.] "દશાહપછી પ્રથમ એકાદશાહકર્મ યથાવિધિ કરી લેઇને માતાપિતાનું સપિંડીકરણ કરવું." અગિયારમે દિવસે પહેલાં યથાવિધિ,એટલે સોળ પ્રેતશ્રાદ્ધસહિત એકાદશાહ કરીને પછી તેજ દિવસે સપિંડીકરણ કરવું;કારણકે"સોળપ્રેતશ્રાદ્ધ કર્યાસિવાય સપિંડીકરણ કરવું નહિ," એવું વચન છે. જોકે આ વચનોમાં મરનારો ને ક્રિયાનો કર્ત્તા એ બન્નેની સાગ્નિક ને અનગ્નિક વિષેની વ્યવસ્થા કરીછે.તોપણ દેશાચાર ને કુલાચારને અનુસરીને તે વ્યવસ્થા લેવી.

૫૮૯—સાગ્નિકને અગિયારમે દિવસે સપિંડીકરણ કરવાનું જો [illegible] ન કર્યું, તે દર્શ (અમાવાસ્યા) આવે, તો પિંડપિતૃયજ્ઞ કરવામાટે છે. જો દર્શ ન આવે, તો સાગ્નિકે પણ ગોભિલવચનથી બારમે દિવસે કરવું. અગ્નિહોત્રરહિત કર્ત્તા હોય, તો બારમે દિવસે વગેરે કાલમાં કરવું. સપિંડીકરણ બારમે દિવસેજ કરવું, એવા નિયમ વિષે વ્યાસઃ—"પુરુષના [illegible] અનંત છે; આયુષનો દરરોજ ક્ષય થાય છે; શરીરની સ્થિતિનું પ્રમાણ નથી; માટે બારમે દિવસે સપિંડીકરણ કરવું શ્રેષ્ઠ છે." વિષ્ણુઃ—"અનાગ્નિક કે સાગ્નિક હોય, પણ બારમે દિવસેજ સપિંડીકરણ કરવું." [illegible]

સે ન બની શકે તો, ત્રિપક્ષાદિ કહેલા કાલમાં કરવું. કાલાદર્શમાં:—"કંઇ કારણથી બારમે દિવસે વા ત્રિપક્ષમાં સપિંડીકરણ ન થઇ શક્યું, તો એક પછી એક કહેલા કાલમા સંભવે તેમ કરવું." ચંડુનિબંધમાં:—'દ્વાદશાહે' એ પદનો 'બારમો દિવસ સંપૂર્ણ થયાપછી,' એવો અર્થ કરીને તેરમે દિવસે પણ સપિંડીકરણ થાય, એવું કહ્યું. સપિંડીકરણ વિષે વિશેષ વૃદ્ધ મનુએ કહ્યું છે કે, "બ્રાહ્મણોએ બારમે દિવસે, ક્ષત્રિયોએ સૂતક ઊતર્યાપછી ( બીજે દિવસે ) અને વૈશ્યોએ ત્રિપક્ષે ( બીજો માસ બેસે તે દિવસે ); અથવા ત્રણે વર્ણવાળાએ પહેલાં કહેલા કાલોમાં સપિંડીકરણ કરવું." [ગ્રંથકારનો અર્થ આવી ગયો છે.] શૂદ્રે તો બારમે દિવસેજ કરવું.

૫૯૦ તે વિષે વિષ્ણુ:—"શૂદ્રનું સપિંડીકરણ મંત્રરહિત બારમે દિવસે કરવું." તેમ "સર્વે વર્ણોનું સૂતકને અંતે કરવું." એવું કાત્યાયન કહેછે. અહીં સૂતકને અંતે સપિંડીકરણ કરવાનું કહ્યાથી એવું સૂચવે છે કે, ઉપવાસાદિ કરીને વિધિપૂર્વક મરણ પામેલાનું સપિંડીકરણ પાંચમે દિવસે કરવું; કારણકે તેનું એકાદશાહ આદ્યશ્રાદ્ધ ચોથે દિવસે કરવાનું વિધાન છે. તેને બીજે ( પાંચમે ) દિવસે સપિંડીકરણ કરવાનું પહેલાં કહ્યું છે. એ વિષે વિશેષ કહે છે કે, કહેલા કાલમાં સપિંડીકરણ ન કર્યું હોય, તો તે કરવાનાં નક્ષત્રો ઋષ્યશૃંગ કહે છે. પ્રમાદથી રહેલું સપિંડીકરણ અનુરાધા, આર્દ્રા,હસ્ત કે રોહિણીનક્ષત્રમાં કરવું. ઉક્તકાલમાં સપિંડીકરણ ન કર્યું, તો એ નક્ષત્રમાં કરવું. ગાલવ પણ એજ અર્થવાળું વચન કહે છે.

ઇતિ સપિંડીકરણના કાલ.

૫૯૧ અથ તેનો નિર્ણય. તે સપિંડીકરણ કોની સાથે કરવું, એવી આકાંક્ષા લેઈને સુમંતુ:—વર્ષ પૂર્ણ થયેથી સપિંડીકરણમાં પિતાના એક પિંડને વહેરીને કરેલા ત્રણ પિંડ,પિતામહ,પ્રપિતામહ ને વૃદ્ધપ્રપિતામહના પિંડોમાં અનુક્રમે મેળવવા. [ગ્રંથકારનો અર્થ એજ છે.] તેમ પિતાના અર્ધપાત્રનું જલ તેમના ત્રણ અર્ધપાત્રમાં રેડવું. કારણકે આદ્યપિંડ [ પિતાનો પિંડ લાંબો નિસાતરા જેવો કરવો પડેછે તે.] ને વહેરીને ત્રણ પિંડ કરી પિતામહાદિના ત્રણે પિંડમાં મેળવવા. એવું સ્મૃતિમાં લિંગ ( નિશાની ) છે. [દરેક પિંડનું અર્ધપાત્ર જુદું હોઇને દરેક પિંડ ઉપર તેનું જલ જુદે જુદું રેડવું પડેછે.તેથી

પિતાના પિંડમિશ્રિત પિતામહાદિના ત્રણ પિંડ ઉપર રેડવાસારૂ પિતાના અર્ધજલમિશ્રિત તેમના અર્ધ પણ હોવા જોઇએ.] તે વિષે બ્રહ્માંડપુરાણમાં:– " પિતા મરણ પામે ને પિતામહ જીવતો હોય, તો તેણે પિતામહને છોડીને પ્રપિતામહથી ત્રણના ત્રણ પિંડ આપી તેમાં પિતાનો વહેરેલો પિંડ મેળવવો." વિષ્ણુનું પણ એજ અર્થવાળું ગદ્ય છે. (તેમાં પિતાનો પિંડ મૂકીને પ્રપિતામહ, વૃદ્ધ પ્રપિતામહને પિંડ આપવા. એવો તેનો અર્થ છે ) મનુ:–"જેનો પિતામહ જીવતો હોય, તેણે મરણ પામેલા પોતાના પિતાનું પહેલાં નામ દેઈને પછી પ્રપિતામહનું નામ ઉચ્ચાર કરવું." પિતામહ, પ્રપિતામહ ને વૃદ્ધ પ્રપિતામહ, એ શબ્દોમાં પિત્રાદિનો પરસ્પર સંબંધ બતાવનારા (પ્ર, મહ, વૃધ્ધ,) એવા શબ્દો જોડાયલા છે. [તેથી તેનો પિતા ને તેનો પિતા, એવો સંબંધ લેવો. ]

૫૯૨ માટે પિતામહ (પિતાનો પિતા) જીવતો હોય, તો મરણ પામેલા પોતાના પિતાનો પિંડ આપીને પછી પિતાનો પિતામહ ( પ્રપિતામહ ) ને તેથી પર બેના પિંડ આપવા; એટલે પિતાનો પિતામહ, તે પોતાનો પ્રપિતામહ થયો, તે તો પિંડ લેવાને પાત્ર છેજ; માટે તેને અને તેથી પર, બે જણને પિંડ આપવા.એ રીતે સપિંડીકરણમાં શબ્દનો પ્રયોગ કરવો.[પિતાનો પિંડ વહેરવા સારૂ લાંબો કરવો.પછી પિતામહ જીવતોછે,માટે પ્રપિતામહ,વૃદ્ધપ્રપિતામહ અને પ્રવૃદ્ધપ્રપિતામહ,એ ત્રણનું પાર્વણ ગણી ત્રણ પિંડ આપીને તેમાં વહેરેલા પિતાના ત્રણ પિંડ મેળવવા.]કાત્યાયન:–"વ્યુત્ક્રમથી (પછી મરનારો પહેલાં મરે.) મરણ થયેલું હોય તો,'असौ' એટલે પિતા જે પ્રમાણે જેને પિંડ આપતો હતો, તે પ્રમાણે તેને પોતે પુત્ર આપે." પિતામહાદિ ત્રણમાંથી એકમાં સપિંડીકરણ કર્યું, એટલે પ્રેતને પિતૃપણું આવે છે. તે વિષે સુમંતુ કહે છે કે, "પિતામહાદિ ત્રણમાં એકની સાથે પિતાનું સપિંડીકરણ કર્યું હોય, તો પ્રેતપણું મટીને પિતૃત્વ પ્રાપ્ત થાય છે, એવો ધર્મ છે." હવે જે વિષ્ણુ વચનમાં " સંવત્સરને અન્તે પ્રેતને વાસ્તે અને પ્રેતના પિતા, પિતામહ ને પ્રપિતામહવાસ્તે વિશ્વેદેવપૂર્વક બ્રાહ્મણને જમાડવા, " એવો સપિંડીશ્રાદ્ધમાં પ્રેતના પિતાદિનો સંબંધ બતાવ્યો, તે [ પ્રેતનો સંબંધ બતાવનાર વિષ્ણુવચન ] પ્રેતના પિત્રાદિની સાથે ક્રિયાના કેર્તા-

નો સંબંધ ન હોય, તે વિષે જાણવું. [કર્ત્તાનો સંબંધ હોય તો, પ્રેતનો પિતા, પિતામહ એવો ઉચ્ચાર ન કરતાં 'अस्मत्पितामह प्रपितामह' એવો ઉચ્ચાર કરવો; કારણકે જો ક્રિયા કરનારનો પોતાનો સંબંધ હોય, તો પ્રેતનો પિતા તે પોતાનો પિતામહ થાયછે.] એમ ન કરીએ તો, સંબંધી શબ્દનો પ્રયોગ કરવાને મિતાક્ષરામાં કહેલું છે તેની,ને વિષ્ણુવચનની સંગતિ મળશે નહિ. [એમાં વિરોધ આવશે.]

૫૯૩ જે વચન છે કે, "વ્યુત્ક્રમથી મરનારનું સપિંડીકરણ કરવું નહિ." એ વચનથી સપિંડીનો નિષેધ થયો; પણ તે વચન માતા, પિતા કે સ્ત્રીના સ્વામીસિવાયના મરનારને વાસ્તે જાણવું. કારણકે સ્કંદપુરાણમાં:—જે માતા કે પિતા વા સ્ત્રીનો સ્વામી વ્યુત્ક્રમથી મરણ પામ્યો હોય, તોપણ તેનું સપિંડીકરણ પુત્ર કે સ્ત્રીએ કરવું. માતા કે પિતાસિવાયના વ્યુત્ક્રમથી મરણ પામેલાનું પણ સપિંડીકરણ કરવાવિષે ગોભિલઃ—[મોટી ઉંમરવાળો પહેલો મરે, ને પછી નાની ઉંમરવાળો મોટો થઈને મરવો જોઇએ, એવા સો વર્ષના નિયમ પ્રમાણે સાધારણ રીતે ઈશ્વરનો ઠરાવ છે.] પરંતુ તે ન થતાં પ્રારબ્ધના કારણથી "વ્યુત્ક્રમ મરણ થયું, તોપણ કાચા અન્નથી કે સુવર્ણથી તેનું સપિંડીકરણ કરવું." હવે પિતાનું મરણ થયું હોય ને પિતામહ કે પ્રપિતામહનું વિધિથી દહન સંસ્કારાદિ ન થયું હોય, તો તેનું પુતળવિધાનરૂપ સપિંડીકરણાંત સંસ્કાર કરીને તેમની સાથે પિતાનું સપિંડીકરણ કરવું. હવે જો પૌત્ર (પુત્રનો પુત્ર) પોતાના પિતામહનું સપિંડીકરણ કરે, તો પિતામહના પિતાથી આરંભ કરી ત્રણ પુરૂષસુધી કરવું. માતાનું સપિંડીકરણ પુત્રે પિતામહીને આદિ લેઇને ત્રણની સાથે કરવું.

૫૯૪ તે વિષે શંખઃ—પુત્રે માતાનું સપિંડીકરણ શી રીતે કરવું? ત્યારે કહેછે કે, તે પોતાની પિતામહી, પ્રપિતામહી ને વૃદ્ધપ્રપિતામહીની સાથે કરવું." કર્ત્તા પુત્રની પિતામહી, પ્રપિતામહી લેવી; ને પિતામહી જીવતી હોય, તો તેની આગળની પ્રપિતામહીઆદિ ત્રણ લેવી. તે વિષે બ્રહ્મપુરાણમાં:—પિતામહી જીવતી હોય, તો માતાનું સપિંડીકરણ પ્રપિતામહીઆદિ ત્રણમાં કરવું. ત્રણ પિંડનો વિધિ એજ પ્રમાણે કરવો. બાકીનો સર્વ સપિંડીકરણનો વિધિ પિતાની પેઠે જાણવો.

૫૮૫ ગરૂડપુરાણમાં શ્રીભગવાન્ કહેછે કે, "હે તાર્ક્ષ્ય (ગરૂડજી), પિતાનું પિતામહાદિની સાથે, ને માતાનું પિતામહીઆદિની સાથે સપિંડીકરણ કરવું, એવું મારૂં મત છે." અથ સ્ત્રીઓના સહગમનમાં વિશેષ કહેછે. તે વિષે શાતાંતપઃ—"જે સ્ત્રી પતિની સાથે સતી થાય, તે પતિની જોડે સપિંડતાને પામે, ને મહાપ્રલયસુધી તેની સાથે સ્વર્ગસુખ ભોગવે.[મૂલાર્થ આવ્યોછે.] તથાઃ— "અપુત્રા સ્ત્રીનું સાપિંડ્ય, તેનો પતિ પોતાની માતાઆદિ ત્રણની સાથે કરે. જો પુત્ર હોય, ને તેની મા સતી થાય, તો તેનું સાપિંડ્ય, પુત્ર પોતાના પિતાની સાથે કરે." માતાઆદિ એટલે માતા, પિતામહી ને પ્રપિતામહી, એ ત્રણની સાથે કરવું.

૫૮૬ સહગમન વિષે યમઃ—"સતી થયેલી સ્ત્રીનું સાપિંડ્ય તેના પતિની સાથે કરવું; કારણ કે મંત્ર, આહુતિ ને વ્રતથી તે પતિની સાથે એકતાને પામી છે." અહીં પતિ શબ્દે કરીને પતિ, તેનો પિતા અને પિતામહ, એ ત્રણની સાથે જાણવું; કારણકે સપિંડીકરણ પાર્વણરૂપ ને એકોદ્દિષ્ટરૂપ છે. (પતિ, પિતૃ, પિતામહ; એ પાર્વણ મરનારી સ્ત્રીનું એકોદ્દિષ્ટ છે.) ગરૂડપુરાણમાં તોઃ— "પતિ આદિ ત્રણની સાથે સ્ત્રીનું સપિંડીકરણ કરવું." એવું કહીને પતિના પિંડની સાથે સાપિંડ્ય કરવાના અભિપ્રાયથી તેમાંજ કહ્યુંછે કે, "જે સ્ત્રી પતિની સાથે એક ચિતામાં પ્રવેશ કરે, તે સ્ત્રી ને પુરૂષ બન્નેનું સર્વકાલ એકપણું છે. ફક્ત પુત્રે સંવત્સરીશ્રાદ્ધ જુદું, ને એકલા પતિની સાથે સપિંડીકરણ કરવું. એથી સસરાની સાથે કરવાનો નિષેધ થયો. તથાઃ—"પતિ ને પત્ની એ બન્નેનું સર્વકાલે એકપણું છે. પણ કન્યાદાન, યજ્ઞ ને સપિંડીકરણ, એમાં જુદાપણું છે." તેનો અભિપ્રાય એ છે કે, પ્રથમ પતિનું સપિંડીકરણ કરીને પછી "પતિની સાથે સતી થયેલી સ્ત્રીનું સપિંડીકરણ એકલા ભર્તાની સાથે જુદું કરવું; એટલે તેનું પાર્વણશ્રાદ્ધ સિદ્ધ થયું." શિષ્ટાચાર પણ એમજ છે. [એ બાબતનો વિશેષ વિચાર ૫૨૩ મા નંબરમાં કહ્યો છે.]

૫૮૭ જે સ્મૃત્યર્થસારમાં કહ્યું છે કે, એક દિવસે બન્નેનું મરણ ને એક ચિતામાં પ્રવેશ થયો હોય, તો સ્ત્રીનું સપિંડીકરણ જુદું ન કરવું; પતિનું કરવાથી સ્ત્રીનું થયું. પણ તે કહેવું સહગમનની સ્તુતિવિષે છે. કારણકે એકલા પતિની સાથે સપિંડન કરવું. તથાઃ—"સહગમન કરે, તો પુ-

ત્રે માતાનું સપિંડીકરણ એકલા પિતાની જોડે કરવું." તથાઃ—"ભર્તાની સાથે-જ તેનો અગ્નિદાહ ને સપિંડન પણ કરવાં."ઈત્યાદિ વાક્યથી સ્ત્રીનું સપિંડન કરવા વિષે જુદું વિધાન છે; વળી તેમાંજ ફરી કહ્યું કે, સસરાની મર્યાદામાટે તેના, ને પતિના પિંડની વચ્ચે દર્ભનો પડદો રાખીને પતિના પિંડમાં તેના પિંડનું મેલન કરવું; તેમ પતિના મરણદિવસસિવાય અન્ય દિવસે સ્ત્રીનું મરણ થયું હોય, તોપણ બેનો મરણદિવસ એકજ જાણવાવિષે સહગમનના નિર્ણયમાં વિસ્તારથી કહેલું છે.

## અથ સ્ત્રીઓના ગોત્ર ને સાપિંડ્યના વિવાદનો નિર્ણય.

હવે માતાની ઉત્તરક્રિયા વિષે, આસુર, ગાંધર્વ, રાક્ષસ ને પૈશાચ, એ ચાર વિવાહના ભેદથી ને પુત્રિકાપુત્રના ભેદથી, તેમ બ્રાહ્મ, દૈવ, આર્ષ ને પ્રાજાપત્ય, એ ચાર વિવાહના ભેદથી, કમીજાસ્તી સંબંધ બતાવનારાં વાક્યો દેખાય છે; તેથી ગોત્ર ને પિંડસંયોજન (સપિંડીકરણ) માં વિવાદ થાય છે, માટે તેનો નિર્ણય કહીએ છીએ. તેમાં માતાના પિંડ આપવાવિષે પ્રથમ ગોત્રનો વિવાદ (તકરાર) દેખાડીએ છીએ. માતાના પિંડ પતિના ગોત્રથી કે તેના પિતાના (માતામહના) ગોત્રથી આપવા, એવો વિવાદ છે.

૫૯૮ તે વિષે બન્ને પક્ષનાં વચનો છે. "વિવાહમાં સપ્તપદીકર્મ થયું, એટલે સ્ત્રી પોતાના પિતાના ગોત્રથી ભ્રષ્ટ થાયછે;માટે તેની પિંડદાનાદિ ક્રિયા પતિના ગોત્રથી કરવી."એ વચન પતિનું ગોત્ર લેવાવિષે છે. બીજુંઃ— "પિતાનું ગોત્ર છોડીને પતિના ગોત્રથી સ્ત્રીની ક્રિયા. કરવી નહિ; કારણકે જન્મ ને મરણવિષે સ્ત્રીઓને પિતાનું કુલ લેવું." આ વચન સ્ત્રીના પિતાનું ગોત્ર લેવાવિષે છે. એ રીતે વિવાદ ઉત્પન્ન થયેથી [પરસ્પર વિરોધિ વચનો મળવાથી ] આસુરાદિ ચાર વિવાહથી પરણેલી સ્ત્રીને, અને કન્યાનો પુત્ર, પુત્ર કરીને લીધો હોય,તો સ્ત્રીને પિંડદાનાદિમાં તેના પિતાનું ગોત્ર લેવાવિષે વિશેષ વચનો છે; અને બ્રાહ્માદિ ચાર વિવાહવિધિથી પરણેલી કન્યાના દાનની પિતા તરફ અનુવૃત્તિ (સંબંધ) રહે છે, તેથી પિતાનું કે પતિનું ગોત્ર લેવાવિષેનો વિકલ્પ, વ્રીહિયવ ( હોમ વાસ્તે વ્રીહિ એટલે ડાંગેર ને જવ લેવાને કહેથી ડાંગેર કે જવ લેવાનો વિકલ્પ થાયછે.)ની પેઠે અને બ્રહદ્રથંતર(બૃહત્સામ કે રથંતરસામ ભણવાના વિકલ્પ)ની પેઠે જાણવો. તે પ્રમાણે કન્યાદાન થયેથી તે (ક-

ન્યા)ઉપર પિતા, ને પતિ બન્નેની સત્તા રહે છે,એવો વિકલ્પ આવે ત્યાં, "જે માર્ગે પિતા, પિતામહાદી ચાલતા આવેલા હોય, તે સત્ માર્ગથી ચાલનારને દોષ લાગતો નથી."એ વચનથી વંશપરંપરા આચરણ પ્રમાણે વિકલ્પની વ્યવસ્થા લેવી; કારણકે વિકલ્પ બતાવનારા વચનને એ સિવાય બીજો રસ્તો નથી.જ્યાં શાસ્ત્રથી વિકલ્પની વ્યવસ્થા ન થતી હોય, ત્યાં પોતાના સંતોષ પ્રમાણે ગમે તે એક પક્ષ લેવો. તેનું ઉદાહરણ કે, ગર્ભ રહ્યાથી આઠમે [સાતમે] વા જન્મથી આઠમે વર્ષે બાલકને જનોઈ દેવાનો શાસ્ત્રમાં વિકલ્પ કહ્યો છે. [તેમાં પોતાની ખુશી પ્રમાણે બેમાંથી એક પક્ષ લેવો.]

## ઇતિ ગોત્રના વિવાદનો નિર્ણય.



## અથ સપિંડોના વિવાદનો નિર્ણય.

માતાના સપિંડીકરણવિષે પરસ્પર વિરૂદ્ધ વાક્યો દેખાય છે. તે એવાં કે, "માતાનું સપિંડીકરણ પિતામહી આદિ ત્રણના પાર્વણની સાથે કરવું." તથા પતિએ પોતાની સ્ત્રીનું સપિંડીકરણ પોતાની માતા આદિ ત્રણના પાર્વણની સાથે કરવું. તે વિષે પૈઠીનસિઃ—" અપુત્રા સ્ત્રી મરણ પામે,તેનું સપિંડીકરણ પતિએ સાસુ (પોતાની મા) આદિ ત્રણના પાર્વણની સાથે કરવું."

૫૯૯ સ્ત્રીના સપિંડીકરણવિષે યમઃ—" સ્ત્રીનું સપિંડીકરણ એકલા પતિની સાથે કરવું;કારણકે તે મરણ પામી, એટલે મંત્ર, આહુતિ અને વ્રતના પ્રતાપથી તે પતિની સાથે એકતા પામેલી છે." ઉશનસે તોમાતામહની સાથે સપિંડીકરણ કરવાનું કહ્યું છે. " જેમ વર્ષ પૂરૂં થયેથી પુત્ર પિતાનું સપિંડીકરણ પિતામહની સાથે કરેછે, તેમ માતાનું માતામહની સાથે કરવું." તથાઃ—"વર્ષ પૂર્ણ થયેથી પુત્રે પિતાને પિતામહમાં મેળવવો; ને માતાને માતામહમાં મેળવવી, એવું ભગવાન્ શિવે કહ્યું છે." એવાં વચનો હોવાથી અપુત્રા સ્ત્રીનું સપિંડીકરણ ભર્તાએ પોતાની માતાદિની સાથે કરવું. અન્વારોહણ કર્યું હોય તો,પુત્રે પોતાના એકલા પિતાની સાથેજ કરવું. આસુરાદિ વિવાહથી પરણેલી સ્ત્રીને થયેલો પુત્ર ને પુત્રિકાપુત્ર, એમણે તો માતાનું સપિંડીકરણ માતામહની સાથેજ કરવું.

૬૦૦ અને બ્રાહ્માદિ વિવાહથી પરણેલી સ્ત્રીને થયેલા પુત્રે માતાનું સ-

પિંડીકરણ પોતાના પિતામહની સાથે કે પિતામહીની સાથે વિકલ્પે કરવું; તેમાં પણ જેવો વંશનો રીવાજ ચાલતો આવેલો હોય, તે પ્રમાણે વિકલ્પનો એક પક્ષ લેવો; જો વંશપરંપરાનો નિયમ ન હોય, તો પોતાના સંતોષ પ્રમાણે એક પક્ષ લેવો. ( એટલે ગમેતો પિતામહ સાથે ને ગમેતો પિતામહીની સાથે માતાનું સાપિંડ્ય કરવું. બે પક્ષમાંથી ગમે તેની સાથે સાપિંડ્ય કર્યું હોય, તોપણ જયાં અન્વષ્ટકાદિ શ્રાદ્ધોમાં માતાનું શ્રાદ્ધ જુદું કરવાનું કહ્યું છે કે, " અન્વષ્ટકામાં, વૃદ્ધિશ્રાદ્ધમાં, ગયામાં અને મરણતિથિમાં માતાનું પાર્વણશ્રાદ્ધ જુદું કરવું; તે સિવાય પતિની સાથે કરવું. " ત્યાં પિતામહી આદિની સાથેજ પાર્વણશ્રાદ્ધ ( માતૃ, પિતામહી, પ્રપિતામહી ) કરવું. જો અન્વારોહણ થયું તો જુદું પાર્વણ હોય, ત્યાં-પણ સમુદિત એટલે સ્ત્રીપુરુષ બન્નેનું [દ્વિવચન ઉચ્ચાર માતાપિતરૌ ઇત્યાદિ.] સાથે ગ્રહણ કરવું. કારણ કે ' પતિ ને પત્નીનું સદા એકપણું, ' એવું વચન છે; અને પતિની સાથે સપિંડીકરણ થયાથી સ્ત્રી તેના ભાગમાં ભાગંદાર છે. જો પિતાની સાથે સાપિંડ્ય થયું હોય, તો તેની સાથે અંશભાગી થાય. તે વિષે શાતાતપઃ—" સપિંડીકરણ થયેથી સ્ત્રી તેમની સાથે એક મૂર્તિપણાને પામે છે, તેથી તે પતિ કે પિતરોના ભાગમાં ભાગદાર થાય છે.

## ઇતિ સપિંડના વિવાદનો નિર્ણય.

---

## અથ સપિંડીકરણનો નિર્ણય.

૬૦૧ ધન વહેંચી લેઈને જુદા રહેનારા ભાઈઓ ઘણા હોય, તો પણ આ પ્રેતશ્રાદ્ધસહિત સપિંડીકરણ, એક ભાઇએ કરવું; સર્વે ભાઇએ જુદું જુદું કરવું નહિ; કારણકે " જુદા રહ્યા હોય, તોપણ મરણદિવસથી સપિંડીકરણસુધીની માતાપિતાની ક્રિયા એક ભાઈએ કરવી, " એવી સ્મૃતિ છે. વાયુપુરાણમાં:—" પ્રવાસમાંથી આવ્યાપછી વા ઘણો કાલ ગયેથી પણ પુત્રે માતાપિતાનાં સોળ પ્રેતશ્રાદ્ધ કર્યાસિવાય સપિંડીકરણ કરવું નહિ. જ્યારે કરે ત્યારે, સોળ શ્રાદ્ધસહિત સપિંડીકરણ પુત્રજ કરે; બીજો કરે નહિ. [મૂલનો અભિપ્રાય આવી ગયો છે.] જો નાના ભાઈએ તે સોળ શ્રાદ્ધો

કર્યાં હોય, તો મોટો ભાઇ સપિંડીકરણ માત્ર કરે. કારણકે "મોટા ભાઇએ જે કર્યું, તે સર્વે ભાઈઓએ કર્યું," એવું વચન છે. એમાં વિશેષ બતાવે છે કે, "અપુત્ર મરણ પામે, તેનું સપિંડીકરણ ધર્મપત્ની (પરણેલી સવર્ણા સ્ત્રી) કરે. શંકા કરેછે કે, "અપુત્ર મરણ પામેલાનું સપિંડીકરણ ન કરવું; ને તેનું આશૌચ, પિંડઉદકદાન વગેરે એકોદ્દિષ્ટવિધિથી કરવું." "જે પુરૂષ કે સ્ત્રી અપુત્ર મરણ પામે, તેમનું સપિંડીકરણ ન થવાથી શ્રાધ્ધાદિ એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ કરવું નહિ." એ બન્ને વચનમાં અપુત્રના સપિંડીકરણનો નિષેધ છે. તેનું ઉત્તર કે, એમ નહિ. "સર્વ અધિકારીઓ ન હોય, તો પત્નીએ પતિનું મંત્રરહિત સપિંડીકરણ કરીને પાર્વણવિધિથી શ્રાધ્ધાદિ કરવું." "અપુત્ર મરણ પામે ને કોઈ બીજો અધિકારી ન હોય, તો પત્નીએ સપિંડીકરણ અને પાર્વણશ્રાધ્ધ કરવું. એ લૌગાક્ષિ અને સુમંતુના વચનોથી અપુત્રના સપિંડીકણનું વિધાન છે; માટે બીજી ઉત્તરક્રિયાની પણ અવશ્યક્તા જણાય છે.

૬૦૨ તેથી શંકાકારે બતાવેલાં બન્ને વચનો,'પ્રજા ઉત્પન્ન કરવી,' એ પ્રજોત્પાદનવિધિનો અર્થવાદ (સ્તુતિ) કરનારાં છે, એવું તે વચનોનું વ્યાખ્યાન કરવું. [ઓહો, પ્રજા ન હોય તો શું વૃથા સપિંડીકરણ?) હવે ચાલતા પ્રસંગવિષે કહીએ છીએ. "બ્રાહ્માદિ વિવાહવિધિએ પરણેલી સ્ત્રીની પિંડોદકક્રિયા ભર્તાના ગોત્રથી કરવી; ને ધર્મવેત્તાએ આસુરાદિ વિવાહવિધિએ પરણેલીની પિતાંના ગોત્રથી કરવી." પિતાનું એટલે સ્ત્રીના પિતા (માતામહ) નું ગોત્ર. માર્કંડેય;— "પુત્રિકાપુત્રે પોતાની માતાની ક્રિયા માતામહના ગોત્રથી કરવી, એવું પ્રજાપતિ કહેછે." એ વચનોની પૂર્વે વ્યવસ્થા કરેલી છે. હવે મરનારની સપિંડી થયાપછી પ્રેતલોકમાંથી પિતૃલોકમાં જનાર પ્રાણીવાસ્તે કાચા અન્નથી પાર્વણ વિધિએ પાથેય (રસ્તામાં ભોજનસારૂ)શ્રાદ્ધ કરવું, એવું સ્મૃત્યર્થસારમાં છે.

ઇતિ સપિંડીકરણનો નિર્ણય.

-:(o):-

## અથ સપિંડીવિધિ.

૬૦૩ તે ન કરે, ત્યાંસુધી શ્રાદ્ધાદિ કરવાનો અધિકાર નથી. તે વિષે કહ્યું છે કે, "સાગ્નિક પુત્રે પિતાનું સપિંડીકરણ કર્યાસિવાય પિંડપિતૃયજ્ઞ, પાર્વણ ને વૃદ્ધિશ્રાદ્ધ કરવાં નહિ; કરે તો નિષ્ફલ થાય." નિરગ્નિક પણ પોતાના

પિંડીકરણ પોતાના પિતામહની સાથે કે પિતામહીની સાથે વિકલ્પે કરવું; તેમાં પણ જેવો વંશનો રીવાજ ચાલતો આવેલો હોય, તે પ્રમાણે વિકલ્પનો એક પક્ષ લેવો; જો વંશપરંપરાનો નિયમ ન હોય, તો પોતાના સંતોષ પ્રમાણે એક પક્ષ લેવો. (એટલે ગમેતો પિતામહ સાથે ને ગમેતો પિતામહીની સાથે માતાનું સાપિંડય કરવું. બે પક્ષમાંથી ગમે તેની સાથે સાપિંડય કર્યું હોય, તોપણ જયાં અન્વષ્ટકાદિ શ્રાધ્ધોમાં માતાનું શ્રાદ્ધ જુદું કરવાનું કહ્યું છે કે, " અન્વષ્ટકામાં, વૃદ્ધિશ્રાધ્ધમાં, ગયામાં અને મરણતિથિમાં માતાનું પાર્વણશ્રાધ્ધ જુદું કરવું; તે સિવાય પતિની સાથે કરવું." ત્યાં પિતામહી આદિની સાથેજ પાર્વણશ્રાદ્ધ (માતૃ, પિતામહી, પ્રપિતામહી) કરવું. જો અન્વારોહણ થયું તો જુદું પાર્વણ હોય, ત્યાંપણ સમુદિત એટલે સ્રીપુરુષ બન્નેનું [દ્વિવચન ઉચ્ચાર માતાપિતરૈ ઇત્યાદિ.] સાથે ગ્રહણ કરવું. કારણ કે 'પતિ ને પત્નીનું સદા એકપણું,' એવું વચન છે; અને પતિની સાથે સપિંડીકરણ થયાથી સ્રી તેના ભાગમાં ભાગદાર છે. જો પિતાની સાથે સાપિંડય થયું હોય, તો તેની સાથે અંશભાગી થાય. તે વિષે શાતાતપઃ—" સપિંડીકરણ થયેથી સ્રી તેમની સાથે એક મૂર્તિપણાને પામે છે, તેથી તે પતિ કે પિતરોના ભાગમાં ભાગદાર થાય છે.

ઇતિ સપિંડના વિવાદનો નિર્ણય.

---

## અથ સપિંડીકરણનો નિર્ણય.

૬૦૧ ધન વહેંચી લેઈને જુદા રહેનારા ભાઈઓ ઘણા હોય, તો પણ આ પ્રેતશ્રાદ્ધસહિત સપિંડીકરણ, એક ભાઇએ કરવું; સર્વે ભાઇએ જુદું જુદું કરવું નહિ; કારણકે " જુદા રહ્યા હોય, તોપણ મરણદિવસથી સપિંડીકરણસુધીની માતાપિતાની ક્રિયા એક ભાઈએ કરવી," એવી સ્મૃતિ છે. વાયુપુરાણમાંઃ—" પ્રવાસમાંથી આવ્યાપછી વા ઘણો કાલ ગયેથી પણ પુત્રે માતાપિતાનાં સોળ પ્રેતશ્રાધ્ધ કર્યાસિવાય સપિંડીકરણ કરવું નહિ. જ્યારે કરે ત્યારે, સોળ શ્રાધ્ધસહિત સપિંડીકરણ પુત્રજ કરે; બીજો કરે નહિ. [મૂલનો અભિપ્રાય આવી ગયો છે.] જો નાના ભાઈએ તે સોળ શ્રાદ્ધો

કર્યાં હોય, તો મોટો ભાઇ સપિંડીકરણ માત્ર કરે. કારણકે "મોટા ભાઇએ જે કર્યું, તે સર્વે ભાઈઓએ કર્યું," એવું વચન છે. એમાં વિશેષ બતાવે છે કે, "અપુત્ર મરણ પામે, તેનું સપિંડીકરણ ધર્મપત્ની (પરણેલી સવર્ણા સ્ત્રી) કરે. શંકા કરેછે કે, "અપુત્ર મરણ પામેલાનું સપિંડીકરણ ન કરવું; ને તેનું આશૌચ, પિંડઉદકદાન વગેરે એકોદ્દિષ્ટવિધિથી કરવું." "જે પુરૂષ કે સ્ત્રી અપુત્ર મરણ પામે, તેમનું સપિંડીકરણ ન થવાથી શ્રાધ્ધાદિ એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ કરવું નહિ." એ બન્ને વચનમાં અપુત્રના સપિંડીકરણનો નિષેધ છે. તેનું ઉત્તર કે, એમ નહિ. "સર્વ અધિકારીઓ ન હોય, તો પત્નીએ પતિનું મંત્રરહિત સપિંડીકરણ કરીને પાર્વણવિધિથી શ્રાધ્ધાદિ કરવું." "અપુત્ર મરણ પામે ને કોઈ બીજો અધિકારી ન હોય, તો પત્નીએ સપિંડીકરણ અને પાર્વણશ્રાધ્ધ કરવું. એ લૌગાક્ષિ અને સુમંતુના વચનોથી અપુત્રના સપિંડીકણનું વિધાન છે; માટે બીજી ઉત્તરક્રિયાની પણ અવશ્યક્તા જણાય છે.

૬૦૨ તેથી શંકાકારે બતાવેલાં બન્ને વચનો,'પ્રજા ઉત્પન્ન કરવી,' એ પ્રજોત્પાદનવિધિનો અર્થવાદ (સ્તુતિ) કરનારાં છે, એવું તે વચનોનું વ્યાખ્યાન કરવું. [ઓહો, પ્રજા ન હોય તો શું વૃથા સપિંડીકરણ?) હવે ચાલતા પ્રસંગવિષે કહીએ છીએ. "બ્રાહ્માદિ વિવાહવિધિએ પરણેલી સ્ત્રીની પિંડોદકક્રિયા ભર્તાના ગોત્રથી કરવી; ને ધર્મવેત્તાએ આસુરાદિ વિવાહવિધિએ પરણેલીની પિતાંના ગોત્રથી કરવી." પિતાનું એટલે સ્ત્રીના પિતા (માતામહ) નું ગોત્ર. માર્કંડેય;— "પુત્રિકાપુત્રે પોતાની માતાની ક્રિયા માતામહના ગોત્રથી કરવી, એવું પ્રજાપતિ કહેછે." એ વચનોની પૂર્વે વ્યવસ્થા કરેલી છે. હવે મરનારની સપિંડી થયાપછી પ્રેતલોકમાંથી પિતૃલોકમાં જનાર પ્રાણીવાસ્તે કાચા અન્નથી પાર્વણ વિધિએ પાથેય (રસ્તામાં ભોજનસારૂ)શ્રાદ્ધ કરવું, એવું સ્મૃત્યર્થસારમાં છે.

ઇતિ સપિંડીકરણનો નિર્ણય.



## અથ સપિંડીવિધિ.

૬૦૩ તે ન કરે, ત્યાંસુધી શ્રાદ્ધાદિ કરવાનો અધિકાર નથી. તે વિષે કહ્યું છે કે, "સાગ્નિક પુત્રે પિતાનું સપિંડીકરણ કર્યાસિવાય પિંડપિતૃયજ્ઞ, પાર્વણ ને વૃદ્ધિશ્રાદ્ધ કરવાં નહિ; કરે તો નિષ્ફલ થાય." નિરગ્નિક પણ પોતાના

કર્મમાં અધિકારી થાય નહિ. વળી:–"મરેલાનું સપિંડીકરણ ન કરે, તો બીજું પિતૃકાર્ય થાય નહિ.સૂર્યાદિ ગ્રહણમાં,અષ્ટકા,પંચયજ્ઞ અને પાર્વણ,એ શ્રાદ્ધો પણ થાય નહિ. તેમ માતાપિતાનું સપિંડીકરણ કર્યાસિવાય ઈતર કોઈનું શ્રાદ્ધ કરવાનો અધિકાર નથી."[ગ્રંથકારનો અર્થ આવી ગયો છે;] માર્કંડેય:–હે શૈનક ઋષિ, મરનારનો વર્ષસુધી પિતૃલોકમાં નિવાસ હોયછે,ત્યાં દરરોજ તેમને ક્ષુધાતૃષા લાગેછે;" માટે વર્ષસુધીનું અન્નાદિ આપીને સપિંડન કરવું. સ્કંદપુરાણમાં:–"વર્ષની સંખ્યા કરીને યથાશક્તિ બાર માસ પહોચે, તેટલું અન્ન ને ઘડામાં દક્ષિણા સહિત પ્રેતના ઉદકુંભો સંસ્કારપૂર્વક બ્રાહ્મણોને આપવા.અહીં માણસોએ આપેલાં આમશ્રાદ્ધો ત્યાં પિતરો જમે છે."આમ એટલે કાચા અન્નનો રાંધેલાતુલ્ય વિકલ્પછે.[બાર માસ જેટલું રાંધેલું કે કાચું આપવાનો વિકલ્પછે.]અથ એકોદ્દિષ્ટશ્રાદ્ધસહિત સપિંડીકરણથી પ્રેતપણું નિવૃત્ત થઈને પ્રેત પિતૃપણું પામેછે.

૬૦૪ યાજ્ઞવલ્ક્ય:–"સપિંડીકરણશ્રાદ્ધ વિશ્વેદેવપૂર્વક કરવું. ત્યાં 'પિતૃ પિતામહાદિ' ઉચ્ચાર કરવો.ફરી પ્રેત શબ્દ વાપરવો નહિ."એ શ્રાદ્ધમાં કામકાલ નામના વિશ્વેદેવ ને વસુરૂદ્રાદિત્ય નામના પિતરો જાણવા. પ્રેતવિષે નવશ્રાદ્ધમિશ્રિત એકોદ્દિષ્ટવત્ ને પિતૃવિષે પાર્વણશ્રાદ્ધવત્ વિધાન કરવું. તથા:—"ગંધજલતિલમિશ્રિત એક પ્રેતવાસ્તે, ને ત્રણ પિતરોવાસ્તે મળીને ચાર અર્ઘપાત્ર કરીને પ્રેતાર્ઘપાત્રનું જલ 'ये समाना' ઈત્યાદિ બે મંત્રથી ત્રણે પિતૃપાત્રમાં રેડીને એકતા કરવી; શેષ કર્મ પૂર્વની પેઠે કરવું." શાંખાયનગૃહ્યમાં:–અથ સપિંડીકરણમાં ચાર અર્ઘપાત્ર પૂરવા. તેમજ પિત્રાદિ ત્રણ પિંડ કરીને 'ये समाना' એ બે મંત્ર મૂલમાં સ્પષ્ટ છે. તેથી ને 'समानो मंत्र,'એ બે મંત્ર,એમ ચાર મંત્રથી ચોથા પ્રેતપિંડના ત્રણ ભાગ કરીને અર્ઘપાત્રના પણ ત્રણ ભાગ કરવા. અર્ઘપાત્ર પૂરણ પર્યંત શ્રાદ્ધનો પ્રયોગ કરીને પછી 'પ્રેતાર્ઘપાત્રને પિતૃઅર્ઘપાત્રમાં મેલન કરૂં છું,' એમ પૃછીને 'ये समाना' ઈત્યાદિ મંત્રથી મેલન કરવું.

૬૦૫ પ્રેતના અર્ઘપાત્ર ઉપર ઢાંકેલા દર્ભપવિત્રના પણ ત્રણ ભાગ કરવા, એવું ચંદ્રિકાનિબંધમાં છે. અહીં પ્રેતને અર્ઘદાન પહેલાંજ કરી લેવું કે પછી કરવું? અર્ઘપછી પિંડસંયોજન [ પિંડમાં પિંડ ધાલવો. ) કરવું; અથવા સંયોજન કર્યાપછી અર્ઘદાન કરવું; તેમાં પણ પવિત્રસહિત કે

પવિત્રરહિત પિંડસંયોજનના પક્ષ તે નિબંધોમાં છે. તેમાંથી શિષ્ટપરંપરા પ્રમાણે, અગર પોતાના સંતાપ પ્રમાણે પક્ષ લેવો. કાઠકમાંઃ– "'**ये समाना**' એ બે મંત્રથી પિતૃના નામના પિંડમાં પ્રેતપિંડ, અને પિતૃના અર્ધમાં પ્રેતનો અર્ધ, એકઠા કરવા; ને પછી પિતરોને આપવા. એ સંમેલનનો વિધિ છે." વિષ્ણુઃ–ત્યાં અગ્નૌકરણ, આવાહન ને પાદ્ય કરવાં. એ અગ્નૌકરણ કારિકામાં નિષિદ્ધ કર્યું છે. "જે પ્રકારે એકોદ્દિષ્ટમાં અગ્નૌકરણ નિષિદ્ધ છે, તે પ્રકારે સપિંડીકરણમાં પણ નિષિદ્ધ છે; માટે તે ન કરવું;" કારણ કે એકોદ્દિષ્ટમાં અગ્નૌકરણ નિષિદ્ધ છે, અને સપિંડીકરણમાં પ્રેતનું એકોદ્દિષ્ટ મિશ્રિત છે, માટે ન કરવું એ અભિપ્રાય છે. આદિ શબ્દથી ઉલ્મુકદાન (દર્ભની શળીઓ બાળવી તે) નિષિદ્ધ છે. તે વિષે કહ્યું છે કે, "સપિંડીકરણપર્યંત જે પ્રેતશ્રાધ્ધો છે, તે લૌકિક અગ્નિમાં કરવાં. [એ અગ્નિમાં ઉલ્મુક કરવું પડેછે, તેથી અગ્નિહોત્રના અગ્નિમાં કે સ્માર્તાગ્નિમાં કરવાં નહિ.] એવું શાતાપત કહેછે." યાજ્ઞવલ્ક્યઃ–"પૂર્વે ચાર પિંડો કરવા; તેમાં પહેલો પિંડ પાછલા ત્રણ પિંડમાં મેળવવો. [પ્રથમ એક પ્રેતપિંડ લાંબો કરવો; ને પછી પિતાદિના ત્રણ ગોળ કરવા. તે ત્રણ પિંડમાં પ્રેતપિંડના ત્રણ ભાગ કરી તેનું સંયોજન કર્યાપછી એકોદ્દિષ્ટ ન કરવું.] કારણ કે સપિંડીકરણ થયાપછી પ્રેત પિતૃપણાને પામેછે." [ત્યાંથી પ્રેત પાર્વણમાં રહેછે.] તેનો પ્રકાર. સુવર્ણ, રૂપું ને દર્ભ, એમના તાર એકઠા કરીને, તેથી પ્રથમ કરેલા પ્રેતપિંડના ત્રણ ભાગ કરીને પિતાદિના ત્રણ પિંડનો કુલડીઓ જેવો આકાર કરી, તેમાં પ્રેતપિંડના ત્રણે ભાગ મૂકીને મોંઢાં સીડી લેવા. એ રીતે સંયોજન કરવું." પછીથી શેષકર્મ પાર્વણવત્ કરવું.

૬૦૬ ત્યારપછી મરનારના કોઇ શ્રાદ્ધમાં પ્રેત શબ્દનો ઉચ્ચાર કરવો નહિ; પિતૃશબ્દનો ઉચ્ચાર કરવો. સપિંડીકરણમાં પણ જે પ્રથમ પ્રેતશ્રાદ્ધ કરવું પડેછે, તેમાં પિંડનું મેલન કરતાસુધી પ્રેતશ્રાદ્ધની પેઠે એકોદ્દિષ્ટવિધિ કરવો. ત્યારપછી પાર્વણ એકોદ્દિષ્ટવત્ વિધિ કરવો, એવો સંપ્રદાય છે. સ્મૃત્યર્થસારમાંઃ–પ્રેતને નામે એક પિંડ આપીને પિતાદિકના ત્રણ પિંડ મંત્રથી આપવા; પછી પ્રેતપિંડને પિતૃપિંડોમાં મેલન કરૂંછું, એમ બ્રાહ્મણને પૂછીને પ્રેતપિંડના ત્રણ ભાગ કરી, પૂર્વે કહેલા બે મંત્રથી પિતાદિના ત્રણ પિંડોમાં તે ત્રણે ભાગ મેળવવા. [પહેલો ભાગ મરનારના પિતાના, બીજો પિતામહના અને ત્રીજો

કર્મમાં અધિકારી થાય નહિ. વળીઃ—"મરેલાનું સપિંડીકરણ ન કરે, તો બીજું પિતૃકાર્ય થાય નહિ.સૂર્યાદિ ગ્રહણમાં,અષ્ટકા,પંચયજ્ઞ અને પાર્વણ,એ શ્રાદ્ધો પણ થાય નહિ. તેમ માતાપિતાનું સપિંડીકરણ કર્યાસિવાય ઈતર કોઈનું શ્રાદ્ધ કરવાનો અધિકાર નથી."[ગ્રંથકારનો અર્થ આવી ગયો છે;] માર્કંડેયઃ—હે શૌનક ઋષિ, મરનારનો વર્ષસુધી પિતૃલોકમાં નિવાસ હોયછે,ત્યાં દરરોજ તેમને ક્ષુધાતૃષા લાગેછે;" માટે વર્ષસુધીનું અન્નાદિ આપીને સપિંડન કરવું. સ્કંદપુરાણમાંઃ—"વર્ષની સંખ્યા કરીને યથાશક્તિ બાર માસ પહોચે, તેટલું અન્ન ને ઘડામાં દક્ષિણા સહિત પ્રેતના ઉદકુંભો સંસ્કારપૂર્વક બ્રાહ્મણોને આપવા.અહીં માણસોએ આપેલાં આમશ્રાધ્ધો ત્યાં પિતરો જમે છે."આમ એટલે કાચા અન્નનો રાંધેલાતુલ્ય વિકલ્પછે.[બાર માસ જેટલું રાંધેલું કે કાચું આપવાનો વિકલ્પછે.]અથ એકોદ્દિષ્ટશ્રાદ્ધસહિત સપિંડીકરણથી પ્રેતપણું નિવૃત્ત થઈને પ્રેત પિતૃંપણું પામેછે.

૬૦૪ યાજ્ઞવલ્ક્યઃ—"સપિંડીકરણશ્રાદ્ધ વિશ્વેદેવપૂર્વક કરવું. ત્યાં 'પિતૃ પિતામહાદિ' ઉચ્ચાર કરવો.ફરી પ્રેત શબ્દ વાપરવો નહિ."એ શ્રાદ્ધમાં કામકાલ નામના વિશ્વેદેવ ને વસુરૂદ્રાદિત્ય નામના પિતરો જાણવા. પ્રેતવિષે નવ શ્રાધ્ધમિશ્રિત એકોદ્દિષ્ટવત્ ને પિતૃવિષે પાર્વણશ્રાદ્ધવત્ વિધાન કરવું. તથાઃ—" ગંધજલતિલમિશ્રિત એક પ્રેતવાસ્તે, ને ત્રણ પિતરોવાસ્તે મળીને ચાર અર્ઘપાત્ર કરીને પ્રેતાર્ઘપાત્રનું જલ ' **ये समाना** ' ઈત્યાદિ બે મંત્રથી ત્રણે પિતૃપાત્રમાં રેડીને એકતા કરવી; શેષ કર્મ પૂર્વની પેઠે કરવું." શાંખાયનગૃહ્યમાંઃ—અથ સપિંડીકરણમાં ચાર અર્ઘપાત્ર પૂરવા. તેમજ પિત્રાદિ ત્રણ પિંડ કરીને '**ये समाना**' એ બે મંત્ર મૂલમાં સ્પષ્ટ છે. તેથી ને '**समानो मंत्र**,'એ બે મંત્ર,એમ ચાર મંત્રથી ચોથા પ્રેતપિંડના ત્રણ ભાગ કરીને અર્ઘપાત્રના પણ ત્રણ ભાગ કરવા. અર્ઘપાત્ર પૂરણ પર્યંત શ્રાદ્ધનો પ્રયોગ કરીને પછી 'પ્રેતાર્ઘપાત્રને પિતૃઅર્ઘપાત્રમાં મેલન કરૂં છું,' એમ પૂછીને '**ये समाना**' ઈત્યાદિ મંત્રથી મેલન કરવું.

૬૦૫ પ્રેતના અર્ઘપાત્ર ઉપર ઢાંકેલા દર્ભપવિત્રના પણ ત્રણ ભાગ કરવા, એવું ચંડુનિબંધમાં છે. અહીં પ્રેતને અર્ઘદાન પહેલાંજ કરી લેવું કે પછી કરવું? અર્ઘપછી પિંડસંયોજન [ પિંડમાં પિંડ ઘાલવો. ) કરવું; અથવાપિંડસંયોજન કર્યાપછી અર્ઘદાન કરવું; તેમાં પણ પવિત્રસહિત કે

પવિત્રરહિત પિંડસયોજનના પક્ષ તે નિબંધોમાં છે. તેમાંથી શિષ્ટપરંપરા પ્રમાણે, અગર પોતાના સંતાપ પ્રમાણે પક્ષ લેવો. કાઠકમાં:— " '**ये समाना**' એ બે મંત્રથી પિતૃના નામના પિંડમાં પ્રેતપિંડ, અને પિતૃના અર્ઘમાં પ્રેતનો અર્ઘ, એકઠા કરવા; ને પછી પિતરોને આપવા. એ સંમેલનનો વિધિ છે." વિષ્ણુઃ—ત્યાં અગ્નૌકરણ, આવાહન ને પાદ્ય કરવાં. એ અગ્નૌકરણ કારિકામાં નિષિદ્ધ કર્યું છે. "જે પ્રકારે એકોદ્દિષ્ટમાં અગ્નૌકરણ નિષિદ્ધ છે, તે પ્રકારે સપિંડીકરણમાં પણ નિષિદ્ધ છે; માટે તે ન કરવું;" કારણ કે એકોદ્દિષ્ટમાં અગ્નૌકરણ નિષિદ્ધ છે, અને સપિંડીકરણમાં પ્રેતનું એકોદ્દિષ્ટ મિશ્રિત છે, માટે ન કરવું એ અભિપ્રાય છે. આદિ શબ્દથી ઉલ્મુકદાન (દર્ભની શળીઓ બાળવી તે) નિષિદ્ધ છે. તે વિષે કહ્યું છે કે, "સપિંડીકરણપર્યંત જે પ્રેતશ્રાદ્ધો છે, તે લૌકિક અગ્નિમાં કરવાં. [એ અગ્નિમાં ઉલ્મુક કરવું પડેછે, તેથી અગ્નિહોત્રના અગ્નિમાં કે સ્માર્તાગ્નિમાં કરવાં નહિ.] એવું શાતાપત કહેછે." યાજ્ઞવલ્ક્યઃ—"પૂર્વે ચાર પિંડો કરવા; તેમાં પહેલો પિંડ પાછલા ત્રણ પિંડમાં મેળવવો. [પ્રથમ એક પ્રેતપિંડ લાંબો કરવો; ને પછી પિતાદિના ત્રણ ગોળ કરવા. તે ત્રણ પિંડમાં પ્રેતપિંડના ત્રણ ભાગ કરી તેનું સંયોજન કર્યાપછી એકોદ્દિષ્ટ ન કરવું.] કારણ કે સપિંડીકરણ થયાપછી પ્રેત પિતૃપણાને પામેછે." [ત્યાંથી પ્રેત પાર્વણમાં રહેછે.] તેનો પ્રકાર. સુવર્ણ, રૂપું ને દર્ભ, એમના તાર એકઠા કરીને, તેથી પ્રથમ કરેલા પ્રેતપિંડના ત્રણ ભાગ કરીને પિતાદિના ત્રણ પિંડનો કુલડીઓ જેવો આકાર કરી; તેમાં પ્રેતપિંડના ત્રણે ભાગ મૂકીને મોઢાં સીડી લેવા. એ રીતે સંયોજન કરવું." પછીથી શેષકર્મ પાર્વણવત્ કરવું.

૬૦૬ ત્યારપછી મરનારના કોઇ શ્રાદ્ધમાં પ્રેત શબ્દનો ઉચ્ચાર કરવો નહિ; પિતૃશબ્દનો ઉચ્ચાર કરવો. સપિંડીકરણમાં પણ જે પ્રથમ પ્રેતશ્રાદ્ધ કરવું પડેછે, તેમાં પિંડનું મેલન કરતાસુધી પ્રેતશ્રાદ્ધની પેઠે એકોદ્દિષ્ટવિધિ કરવો. ત્યારપછી પાર્વણ એકોદ્દિષ્ટવત્ વિધિ કરવો, એવો સંપ્રદાય છે. સ્મૃત્યર્થસારમાં:—પ્રેતને નામે એક પિંડ આપીને પિતાદિકના ત્રણ પિંડ મંત્રથી આપવા; પછી પ્રેતપિંડને પિતૃપિંડોમાં મેલન કરૂંછું, એમ બ્રાહ્મણને પૂછીને પ્રેતપિંડના ત્રણ ભાગ કરી, પૂર્વે કહેલા બે મંત્રથી પિતાદિના ત્રણ પિંડોમાં તે ત્રણે ભાગ મેળવવા. [પહેલો ભાગ મરનારના પિતાના, બીજો પિતામહના અને ત્રીજો

પ્રપિતામહના પિંડમાં મેળવવો.] અહીં '**समानो मंत्रः**' એ ઋગ્વેદના બે મંત્ર, ને પૂર્વે મૂલમાં સ્પષ્ટ લખેલા '**ये समानाः**' એ બે મંત્ર, મળીને ચાર મંત્ર ભણવાના છે. **શાંખાયનઃ**—અનુમંત્રણાદિ સર્વ ક્રિયા પાર્વણ પ્રમાણે કરવી; તેમ સ્ત્રીનું તથા માતાનું પણ એ સપિંડીકરણ પિતાની પેઠેજ કરવું, એવું મિતાક્ષરામાં કહ્યું છે; આ સર્વે કહેલાં વચનો એકોદ્દિષ્ટ પછીથી પાર્વણનું વિધાન કરનારાં છે; કારણકે પ્રથમ પિંડ ત્રણેમાં મેળવવો. તે પૂર્વપિંડ પાછલા ત્રણ પિંડોમાં સંયોજન કરવો ઈત્યાદિ કહ્યું, તે પાર્વણની યોગ્યતા બતાવનારૂં ચિન્હ છે હવે એની સાથે વિરૂદ્ધ વચનો છે કે, "બે શ્રાદ્ધનો આરંભ કરી સપિંડી કરવી; તેમાં પ્રથમ ત્રણ પુરૂષનું પાર્વણ કરીને પછી પ્રેતનું એકોદ્દિષ્ટ કરવું."

૧૦૭ તથાઃ—"પહેલા પાર્વણના ત્રણ પિંડો આપીને પછી તેની બાજુએ પ્રેતનો એક પિંડ આપવો; પછી તે પિંડના ત્રણ ભાગ કરીને પાર્વણના ત્રણે પિંડોમાં અનુક્રમે મેળવવા, એ સંયોજનવિધિ છે," એવું કાઠકનું વચન છે. [પૂર્વના વચનોમાં પ્રેતપિંડ મૂક્યાપછી પાર્વણના ત્રણ પિંડ મૂકવાનું કહ્યું; ને આ વચનમાં પૂર્વે પાર્વણના ત્રણ પિંડો મૂક્યાપછી પ્રેતપિંડ મૂકવાનું કહ્યું,] એવો પરસ્પર વિરોધ આવ્યો; માટે પ્રેતપિંડ પૂર્વે કે પછી મૂકવામાં બન્ને પ્રકારનાં વચનો મળવાથી જોકે શિષ્ટાચાર પરંપરા કે પોતાનો સંતોષ, ગમે તે એક પક્ષ લેવાવિષે નિયમ છે, તોપણ **શાંખાયનના** વચનમાં એવું છે કે, પિતાને આદિ લેઈને પિંડ કરવા. તથા પિતૃના ત્રણ પિંડ કરીને પ્રેતપિંડ કરવો. એ વચનના બે ભાગથી બે પ્રકાર બતાવ્યા છે. તેથી પિતાના સપિંડીકરણમાં પિતારૂપ પ્રેતનો પિંડ પહેલાં મૂકીને, પછી પાર્વણના ત્રણ મૂકવા; અને પિતાસિવાયના બીજાના સપિંડીકરણમાં પહેલાં પાર્વણના ત્રણ મૂકીને પછી પ્રેતપિંડ મુકવો. એવી તે વિરૂદ્ધ વચનોની વ્યવસ્થા કર્યા જેવું જણાયછે. એવી રીતે **यथा हविः** યોગ્ય ( સગવડ પ્રમાણે ) કરવું. પ્રેતકલ્પમાંઃ— "અસ્થાનિકા ( શૂદ્રની ), વૈશ્યની કે ક્ષત્રિયની પરણેલી જે પિતાની સ્ત્રી હોય, તેનું સપિંડીકરણ પુત્રે કરવું."

ઇતિ સપિંડનશ્રાદ્ધનો વિધિ.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં
કાલ ને વિધિસહિત સપિંડીકરણનો નિર્ણય સંપૂર્ણ.

—:(૦):—

## અથ વૃષોત્સર્ગ.

### અથ સાગ્નિક એકાદશાહ વૃષોત્સર્ગમાં સ્માર્ત કે લૌકિકાગ્નિ લેવાવિષે વિચાર.

૬૦૮ "નિત્ય ગૃહ્યપાક (સ્થાલીપાક, ઈષ્ટી, રસોઈ, વગેરે) વાસ્તે પચન નામના અગ્નિમાં અન્નસંસ્કાર કરવો પડેછે, તે સૂતકમાં કે મૃતકમાં એક દિવસ પણ કર્યાસિવાય રહે, તો પુનઃ આધાન કરવું પડે." એ રોજના ગૃહ્યપાક વાસ્તે જાણવું. સંસ્કારકર્મ વિષે વિશેષ કહેછે કે, "પોતાસિવાય બીજાનાં વિવાહાદિ સંસ્કારનાં કર્મ લૌકિકાગ્નિમાં, અને પોતાનાં સંસ્કારકર્મ પોતાના અગ્નિમાં કરવાં." પોતાનો એટલે આવસથ્યઅગ્નિ. પોતાનો સંસ્કાર, ઇત્યાદિ એકવચન એક સંસ્કારવિષે નથી. 'ઘરમાં વાળી કાઢ,' એ સર્વ ઘરમાં વાળવાના તાત્પર્યમાં હોયછે,તેમ સર્વ સંસ્કાર વિષે જાણવું.તે વિષે કહેછે કે, દર્શ, પૌર્ણમાસ, આગ્રયણ, શ્રાવણીઆદિ પૌર્ણમાસી, ઈત્યાદિ સ્વસંસ્કારી જાણવા. [એ પોતાના અગ્નિમાં કરવા.] વિવાહાદિ કર્મ અન્ય સંસ્કારી જાણવાં. [તે લૌકિકાગ્નિમાં કરવાં.]

૬૦૯ **શાંખાયનગૃહ્યમાંઃ**—વિવાહ, ચૌલકર્મ,ઉપનયન, કેશાંત અને સીમંતોન્નયન, એ પાંચ બહિઃશાલા (લૌકિકાગ્નિ) માં કરવાં. આ પાંચ કર્મ બીજા સંસ્કારનું ઉપલક્ષણ (સૂચના કરનારૂં) છે. જાતકર્મ, નામકરણ ને અન્નપ્રાશનાદિ સંસ્કારો સ્માર્તાગ્નિમાં ન કરતાં લૌકિકાગ્નિમાં કરવા; કારણ કે તે અન્યના સંસ્કાર છે. એ રીતે **ગોભિલઃ**—"જે [પરણ્યા પછીથી કે જનોઇ દીધાપછી] સમિધ વગેરેની આહુતિ દરરોજ અપાય છે, તે સિવાય બીજાનો હોમ પોતાના અગ્નિમાં થાય નહિ. નામકરણાદિ સંસ્કારોમાં લૌકિકાગ્નિ લેવો. **પારસ્કરગૃહ્ય**માં પણ એમજ છે. વિવાહ એ સ્ત્રીનો સંસ્કાર છે. "સ્ત્રીનો વિવાહ ઉપનયનને ઠેકાણે છે." તથાઃ—વિવાહમાં સપ્તપદી કર્મ થયું કે, સ્ત્રી પોતાના પિતાના ગોત્રથી ભ્રષ્ટ થાયછે." સીમંતોન્નયન પણ સ્ત્રીસંસ્કાર છે, એવું મિતાક્ષરામાં કહ્યું છે. **દેવલ** પણઃ—"એક વાર સ્ત્રીનો ગર્ભાધાનસંસ્કાર કર્યો, એટલે સર્વ ગર્ભવખતનો સંસ્કાર થયો." [ફરી ફરી દરેક ગર્ભને સંસ્કાર ન કરવો.] એ સિવાયના બીજા સંસ્કારો પુરૂષના છે. એ રીતે વૃષોત્સર્ગ પણ પ્રેતનો સંસ્કાર છે; કારણકે તે પ્રેતપણાની નિવૃત્તિમાટે છે. " અગિયારમે દિવસે પ્રેતને નામે વૃષો-

ત્સર્ગ ન કરે, તો તેનું બીજાં સો શ્રાદ્ધ કરેથી પણ પ્રેતપણું જતું નથી; જેવું ને તેવું સ્થિર રહેછે." એવું ગરૂડપુરાણમાં કહ્યું છે.

૬૧૦ તથાઃ—"આદ્યશ્રાદ્ધ દ્વિજને વિષે કરીને અગ્નિમાં હોમ કરવો; ને ફરી તે દ્વિજને વિષે કરવું." એ પૂર્વે કહેલાં વચનથી બ્રાહ્મણભોજનમાટે આવસથ્યાગ્નિમાં હોમ કરવાની શંકા થવાનો સંભવ આવ્યાથી સુમંતુઃ—"સપિંડીકરણ સુધીનાં પ્રેતશ્રાદ્ધો લૌકિકાગ્નિમાં કરવાનું શાતાતપે કહ્યું છે." એ રીતે આદ્યશ્રાદ્ધાદિનો આવસથ્યાગ્નિમાં પાક કરવાનો નિષેધ કરવાથી વૃષોત્સર્ગનો પણ તે અગ્નિમાં નિષેધ કર્યો; કારણકે આદ્યશ્રાદ્ધ ને વૃષોત્સર્ગ બન્ને પ્રેતત્વનિવૃત્તિમાટે હોવાથી બેના સમાનયોગ[બન્ને કરવાનું કારણ પ્રેતત્વનિવૃત્તિરૂપ સરખું છે.]નું વિધાન છે. તે વિષે મહાભાષ્યમાંઃ—સમાનયોગથી જેમનું વિધાન હોય, તેમાંથી એકનો જે કામમાં વિધિ કે નિષેધ થાય તો, તેજ પ્રમાણે સમાનયોગથી વિધાન કરેલા બીજાનો પોતાના સ્થાનમાંથી છૂટીને તેની જોડે વિધિ કે નિષેધ થાય. ઉદાહરણઃ—અવાવરી. અહીં 'અવાવત્' શબ્દોને 'अनोरच्च' એ સૂત્રે સ્ત્રીલિંગ'ડીપ્' પ્રત્યયનું વિધાન કર્યુંછે. એમાં બન્ને શબ્દો સમાનયોગવિહિત છે. તે પ્રમાણે પ્રેતના નામથી વૃષોત્સર્ગ ને શ્રાદ્ધનો સમાનયોગ છે; માટે તે સંબંધી પાક (રસોઈ) આવસથ્યાગ્નિમાં ન કરવો.

૬૧૧ સ્મૃતિ પણઃ—"ગૃહ્યકર્મ આવસથ્યાગ્નિમાં, શ્રૌતકર્મ અગ્નિહોત્રના અગ્નિમાં અને જે નિરગ્નિકના અધિકારનું સર્વ સ્મૃત્યુક્ત કર્મ છે, તે લૌકિકાગ્નિમાં કરવું." આ સ્મૃતિવચનથી નિરગ્નિક અધિકારીનું પ્રેતત્વનિવૃત્તિમાટે સાધારણ સ્માર્તકર્મ સાગ્નિકે પણ લૌકિકાગ્નિમાં કરવું, એવું કારિકામાં છે. બીજું આધાનાગ્નિમાં કરેલા કર્મનું ફલ આધાન કરનારનેજ મળે; અન્યને મળે નહિ. એ હેતુથીજ ગોભિલ,કાત્યાયન, શાંખાયનાદિ લોકોએ પણ પોતપોતાના ગૃહ્યસૂત્રમાં અગ્નિહોત્રીના પુત્રાદિકોનો જાતકર્માદિ સંસ્કાર બહિઃશાલામાં (લૌકિકાગ્નિમાં) કરવાના કહ્યા છે, તો નિરગ્નિકે પણ તેમ કરવું,એમાં શું કહેવું ? એવું થયેથી વિહિત આચરણ કરે તો ધર્મ, અને નિષિદ્ધ કરે તો અધર્મ.ને પાપ જાણવું. પાપફલ વિષે મહાભારતમાંઃ—"પાપી લોકો પોતાના કરેલા પાપથી રૂદ્રને ઉત્પન્ન કરે છે; તે ઉત્પન્ન થયેલા રૂદ્રથી જેમ સૂકાં લાકડાંની જોડે લીલાં પણ બળે છે, તેમ અસાધુ લોકોની જોડે સાધુ

લોકે પણ મરાય છે." તથાઃ—"દુરિષ્ટ એટલે દુષ્ટ ઈચ્છા કરનારા (માનસિક પાપી), દૂરત એટલે દુષ્ટ વિષયમાં રમનારા (વાચિક ને ઐંદ્રિયક પાપી), દુરાચાર એટલે દુષ્ટ આચરણ કરનારા (કાયિક પાપી), દુરાગમ એટલે વેદવિરૂધ્ધ બૌધ્ધાદિ સ્મૃતિને અનુસરનારા (પાખંડી) અને બ્રાહ્મણના કર્મના દોષ, એટલે યથાર્થ વિધિ જાણ્યાસિવાય કર્મ કરવાથી ઉત્પન્ન થયેલાં પાતકો [ અબ્રાહ્મણ લોકોના કરેલા કર્મના દોષ] થી પ્રજા (દુનિઆ) નો ક્ષય થાય છે."

૬૧૨ હવે કામ્ય વૃષોત્સર્ગનું પ્રેતત્વનિવૃત્તિસિવાય જુદું ફલ છે, ને જાતકર્મસંસ્કારને ઠેકાણે અગ્નિહોત્રમાં જાતેષ્ટિ થાય છે, તે શ્રૌત છે; માટે બન્ને સમાનયોગવાળા ન હોવાથી પોતાના અગ્નિમાં કરવાને નિષેધના વિષય નથી. હવે જે પુત્રે વિવાહાદિ કાલમાં વિહિત સ્માર્તાગ્નિ આધાન ન કર્યું હોય, તો પિતાના અગિયારમે દિવસે તે કરવું, કારણકે, "પિતાના મરણપછી જયેષ્ટ પુત્રે આધાન કરવું," એવું વચન છે, એમ કેટલાક કહેછે પણ તેમ નહિ. કેમકે ઘરના માલિક પિતા મરણ પામ્યાપછી જયેષ્ઠે કરવું, એ ગૃહ્યસૂત્રમાં જે કહ્યું, તે સૂત્ર સાધારણ કાલનું બતાવનારૂં છે. તે આધાન દર્શમાં કરવાનું ઉત્તમ છે; કારણકે તે વૈશાખી વા અન્ય અમાવાસ્યામાં કરવાવિષે ગૃહ્યસૂત્રનું વચન છે. મિતાક્ષરામાંઃ—"નવ દિવસ નવ પિંડ આપવા; ને દશમે દિવસે દશમો પિંડ આપ્યાપછી રાત્રિશેષમાં શુદ્ધ થાય." આ શુદ્ધિનું વચન અગિયારમાના શ્રાદ્ધમાં બ્રાહ્મણને નિમંત્રણ કરવાસારૂ છે; સૂતકનિવૃત્તિ માટે નથી, એવું પ્રાચિન શિષ્ટોનું મત છે. હાલના શિષ્ટ તો કહેછે કે, "દશમો પિંડ આપીને દિવસ શેષમાં શુદ્ધ થાય." એ દિનશેષશુદ્ધિ અગ્નિહોત્રીને ચાતુઃપ્રાશ્ય નામના કર્મવાસ્તે છે; ને વૃદ્ધિશ્રાદ્ધમાં તો સૂતક રહેજ. એવું કહેનારા હાલના શિષ્ટોને અર્ધજરતીય દોષ છે. [તે પૂર્વે સ્પષ્ટ કરી બતાવેલોછે.]

૬૧૩ તેજ બતાવે છે કે, "ચાતુઃપ્રાશ્યથી પુરતી શુદ્ધિ થાય છે, તો વૃદ્ધિશ્રાધ્ધમાં શી રીતે કરવું ? ત્યારે કહેછે કે, ચાતુઃપ્રાશ્યમાં વિકલ્પ છે, ને વૃદ્ધિશ્રાદ્ધમાં વિકલ્પ નથી." વૃદ્ધિશ્રાધ્ધમાં તો પુણ્યદિવસે માતૃયાગ (માતૃકાપૂજન) કરી વૃદ્ધિશ્રાધ્ધ કરવું. માતૃકાપૂજન કર્યાસિવાય તે કરે તો દોષ છે. "માતૃયાગ કર્યાસિવાય વૈદિક વૃદ્ધિશ્રાધ્ધાદિ કર્મ કરે, તો માતરો હિંસા કરે છે," એવું સ્મૃતિનું વચન છે; અને વૃધ્ધિશ્રાધ્ધ ન કરે, તો પિતરો હિંસા ક-

રે છે, એવું ગોભિલ કહે છે. હવે "કટાહ ધૂમાડા [ પ્રેતના ધૂમાડા ] નો સ્પર્શ થાય, તો શુભ થાય નહિ; તો તેને વાસ્તે કરેલું અગ્નિઆધાન કેમ શુભદાયક થાય?" બીજું માતાપિતાનું સપિંડીકરણ કર્યાસિવાય પુત્રને અપવિત્રતા રહે છે. તે વિષે ગરૂડપુરાણમાં:–" જ્યાંસુધી સપિંડીકરણ થયું નથી, ત્યાંસુધી સન્ન્યાસીએ તેના ઘરની ભિક્ષા ન કરવી; ને તે કર્ત્તા પોતાના પિત્રાઇઓમાં પણ અપવિત્ર રહે છે." ઈત્યાદિ સપિંડીકરણ કરતાસુધી અપવિત્રતા હોવાવિષે વચનો છે.

૬૧૪ બીજું પણ:–"અપવિત્રપણામાં પિતાના મરણને અગિયારમે દિવસે અગ્નિઆધાન કરે તો, 'પવિત્રપણે કર્મ કરવું,' એ શાસ્ત્ર હણાશે." એ વચનથી પિતાનું સપિંડીકરણ કર્યાસિવાય પુત્રે અગ્નિઆધાન કરવું નહિ. એ બાબતવિષે શાંખાયનકારિકામાં સ્પષ્ટ કહે છે કે, "પિતાનું મરણ થયેથી ભાઇઓ જુદા ન રહેલા હોય, તોપણ જ્યેષ્ઠ પુત્રે સપિંડીકરણ કરીને અગ્નિધારણ કરવું;" એટલે વેદાર્થનું રક્ષણ થાય છે. બીજું વચન છે કે, "રાત્રિને વિષે મરણસૂતક, જનનાશૌચ કે રજસ્વલાપણું ઉત્પન્ન થયું તો, જ્યાંસુધી સૂર્યોદય થયો નથી, ત્યાંસુધી પહેલો દિવસ ગણવો. આ વચનથી જો પૂર્વ સૂતકને દશમે દિવસે રાત્રિમાં સૂર્યોદય પહેલાં બીજું સૂતક આવી પડે, તો પૂર્વ સૂતક જોડે બીજું સૂતક ઉતરી જાય, એનો નિરાસ થયો; તેમ "દશમો પિંડ આપ્યાપછી દિનશેષથી શુધ્ધિ થાય." તેમજ "રાત્રિશેષમાં બીજું સૂતક આવે, તો બે દિવસે શુધ્ધિ થાય. સૂર્યોદય પહેલાં પાછલી રાત્રિએ આવે, તો ત્રણ દિવસે શુધ્ધિ થાય," એ વચનનો પણ નિરાસ થયો.

## અથ જીવત્ પતિ હોય, તે સ્ત્રીનો ક્રિયા કર્મમાં અધિકાર છે, તે કહેછે.

પંચમહાયજ્ઞ (વૈશ્વદેવ) આદિ ગૃહસ્થાશ્રમનું કર્મ પતિએ કર્યું, તે સ્ત્રીએ પણ કર્યું. [જુદું કરવું પડે નહિ.] તે વિષે ગરૂડપુરાણમાં:–"પિતરોનું કે દેવતાનું જે શ્રાધ્ધાદિ દાન, પૂજન, કે સત્કર્મ પતિ કરે, તેનું અર્ધું ફલ પતિની સેવા કરનારી પતિવ્રતા સ્ત્રીને વગર કરે મળે.

૬૧૫ કારણકે ધર્મ, અર્થ ને કામ, એ ત્રણ પુરૂષાર્થમાં સ્ત્રીનો અતિચાર (સ્ત્રીસિવાય કરવું તે.) કરવો નહિ; તેથી પરણ્યાપછીથી જે કરવું, તે સ્ત્રીસહિત કર

રવું; તેમ કરેલાં પુણ્યફલ ને દ્રવ્યસંગ્રહ, એ બેમાં સ્ત્રીનો વગર કરે ભાગછે, એવું વચન છે. માટે દંપતી (સ્ત્રી ને પુરૂષ) ને સર્વ ગૃહસ્થાશ્રમના કર્મનું એકઠું કર્ત્તાપણું છે. જેમ અગ્નિ ને સોમ એ બે દેવતાનું યજ્ઞમાં એકપણું થાયછે, તેમ એ પણ યોગ્ય છે. જે સ્ત્રીનો જે પુરૂષ જોડે વિવાહ થયો હોય, તે તેનો સ્વામી, ને તે તેની સ્ત્રી જાણવી; માટે વૈશ્વદેવાદિ યજ્ઞમાં પતિથી જુદું કરવાનો અધિકાર સ્ત્રીને નથી. તેથી પંચમહાયજ્ઞાદિ સ્ત્રી જુદું કરે, તો વૈગુણ્ય (ફલ આપવારૂપી ગુણથી રહિત) થાય.કારણ કે,"સ્ત્રીઓને પૃથક્ યજ્ઞ કરવો નહિ." એવું વચન છે. અને જ્યાં વૈગુણ્ય આવે નહિ, ત્યાં જુદું કરવાનો અધિકાર છે. તેજ કહેછે કે "સ્નાન, દાન, વ્રતાદિ કર્મમાં આજ્યાવલોકન જુદું કરવું." તેમજ કાત્યાયનઃ—"ભાર્યાએ ભર્તાની આજ્ઞાથી વ્રતાદિ કરવું." આદિ શબ્દે કરીને દાન, તીર્થયાત્રા ને વાપી આદિની પ્રતિષ્ઠા પણ જાણવી. શંકા છે કે, એવું થયેથી સ્ત્રીએ કરવાનાં વ્રતને અંગે વૃદ્ધિશ્રાદ્ધનું શી રીતે કરવું? કારણ કે સ્ત્રીઓને વિષે જુદા દેવતા નથી, માટે તેમણે શ્રાદ્ધ વિના વ્રત કરવું, એવું કેટલાક કહેછે; પણ તે શંકા વ્યર્થ છે. કારણ કે વ્રતને અંગે વૃધ્ધિશ્રાદ્ધ કર્યાસિવાય વૈદિકકર્મ આચરણ કરે, તો પિતરો ને દેવતાઓ કોપ કરીને તેની હિંસા કરેછે, એવું કહ્યું છે. "માતૃયાગ કર્યાસિવાય જે વૈદિકકર્મ કરે, તેની માતૃકાઓ કોપ કરીને હિંસા કરેછે," એવાં ગોભિલાદિનાં વચનો છે.

૬૧૬ હવે ભાર્યા પતિનું અર્ધાંગ છે. "પતિનું અર્ધાંગ સ્ત્રી જો સુરા (દારૂ) પાન કરે તો," [તેના દોષનો ભાગ પતિને મળે.] ઇત્યાદિ વચનથી સ્ત્રી ને પુરૂષનું મળીને એક શરીર છે. એવું થયેથી પુરૂષની જે શ્રાદ્ધદેવતા, તેજ સ્ત્રીની પણ જાણવી. શંકા કરેછે કે, સ્ત્રીઓને ઉપનયનસંસ્કાર ન હોવાથી વેદમંત્રનો ઉચ્ચાર કરવાનો તેને અધિકાર નથી, તેથી વેદમંત્રથી કરવાનું શ્રાદ્ધ સ્ત્રીઓ કેમ કરી શકે? તેનું ઉત્તર કે, સાંભળ. સ્ત્રી ને પુરૂષ બન્નેને પરસ્પર શ્રાદ્ધ, પિંડ, વ્રતાદિ વિષે અધિકાર છે, એવું સ્મૃતિઓને વિષે કહ્યુંછે. વળી કહેછે કે, "સ્ત્રી પતિને બદલે વ્રત કરે; ને સ્ત્રીને બદલે પતિ વ્રત કરે." કારણકે "શરીર અશક્ત હોવાથી વ્રતભંગ ન થવો જોઇએ," એવું પૈઠીનસિસ્મૃતિમાં કહ્યુંછે. વ્રત એટલે વ્રતસંબંધી સઘળું કર્મ જાણવું. સ્ત્રીને સર્વ અંગસહિત વ્રત કરવાનું સામર્થ્ય (યોગ્યતા) ન હોય, તો સ્ત્રીએ કરવાનું વ્રતાંગશ્રાદ્ધ પતિએ

કરવું; કારણકે સ્ત્રીના વ્રતની સિદ્ધિ થવી જોઈએ. તેમાં સ્ત્રીએ પોતાની અનુકૂલતા રાખીને મદદ આપવી; ને બીજું સ્ત્રીથી થવા યોગ્ય હોય, તે કર્મ સ્ત્રીએ કરવું. સ્કંદપુરાણમાંઃ—"યજ્ઞમાં સ્ત્રીઓએ મંત્રથી યથાવિધિ કર્મ કરવું." 'પત્નીએ આજ્યાવલોકન (ઘીમાં મોઢું જોવું પડે છે તે.) કરવું.' એ શ્રુતિમાં 'પત્ની' શબ્દ, 'પતિ' શબ્દમાંથી વ્યાકરણ રીતે ઉત્પન્ન થયો છે. પત્નીશબ્દનો શ્રુતિમાં પ્રયોગ છે; માટે પત્નીને યજ્ઞોમાં વેદમંત્રનો અધિકાર છે. તેથીજ સ્ત્રી ઉત્તરક્રિયામાં મંત્રસહિત કર્મ કરવાને યોગ્ય છે; ને તે પત્ની પતિની ઉત્તરક્રિયામાં અગ્નિદાન કરતાસુધી મંત્રયોગ્ય છે. તેજ વિષે કહેછે કે, "જનોઇ દીધાસિવાયનો પુત્ર ને પત્ની બન્નેને અગ્નિદાનસુધી સમંત્રક કર્મ કરવાનો અધિકાર છે. અસંસ્કૃત એટલે જનોઇ દીધાસિવાયનો પુત્ર. બીજું સર્વ કર્મ બીજા કને કરાવવું.

ઇતિ પતિ જીવતાં અને મૃત થયેથી પણ પત્નીનો
સ્નાને અંગે શ્રાદ્ધકરવાનો નિર્ણય.

---

## હવે વિધવા સ્ત્રી પુત્રવતી હોય, તેણે શું કર્મ કરવું, તેનો નિર્ણય.

૬૧૭ પતિ મરણ પામ્યો હોય, તો તેની સ્ત્રીએ વ્રત ને બ્રહ્મચર્ય પાળવું; તેથી તેના ને પતિના સર્વ પાપનો નાશ થઇને મોક્ષ થાય. સ્ત્રીધર્મમાંઃ—"પુત્રવતી વિધવા સ્ત્રીએ શ્રાદ્ધાદિ ધર્મકર્મ પુત્રની સાથે મળીને કરવું; ને ધર્મપરાયણ થઈ પરમાત્માને વિષે ચિત્તની ધારણા કરી સન્ન્યાસી જેવું વર્તવું."અહીં આદિ શબ્દથી પંચયજ્ઞાદિ ગૃહસ્થાશ્રમીનું કર્મ લેવું. " જે રીતે પોતાનો પતિ નિત્યકર્મ સ્નાનસંધ્યાજપાદિ કરતો હતો, તે પ્રમાણે વિધવા સ્ત્રીએ પુત્રની સંમતિ લેઇને સર્વ ધર્મ કરવો. " કારણ કે " સ્ત્રીઓને કોઈ કામમાં સ્વતંત્રતા નથી," એવું વચન છે. તથાઃ—" પુત્રવતી વિધવા સ્ત્રીને મુખ્ય પતિજ દેવતા છે; માટે શ્રાદ્ધસિવાય પણ જલઅન્ન પતિને નામે સર્વદા આપવું. " પતિનું પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ ને દર્શાદિનો કર્ત્તા પુત્ર છે; તેથી સ્ત્રીએ તે કરવાં નહિ; કારણકે "પુત્ર ન હોય, તો પત્નીનો અધિકાર છે, " એવું વચન છે.

૬૧૮ તેમ ગરૂડપુરાણમાંઃ—"પુત્ર હોય તો બીજાપાસે શ્રાદ્ધ કરાવવું નહિ;

હિ." મૂલમાં સ્વધા શબ્દ છે, તેનો અર્થ શ્રાદ્ધ છે. અહીં કરાવવો એ 'ણિચ્' પ્રત્યય સ્વાર્થમાં છે; કારણકે પુત્ર પિતાનો આત્માજ છે, એવી શ્રુતિ છે. તેણે શ્રાદ્ધ કર્યું, એટલે પુત્રવતી વિધવાએ કરવું નહિ.એ રીતે પુત્રવતી વિધવાને દર્શાદિ શ્રાદ્ધ કરવાનો અધિકાર ન હોવાથી સન્ન્યાસીની પેઠે તે શ્રાદ્ધ ન કરે,તો દોષ નથી; ને કરે તો ફલ નથી.શ્રાદ્ધ કરવાનું ફલ તો શ્રાદ્ધકર્ત્તા પુત્રને છે;ન કરનારી વિધવા માતુશ્રીને નથી,એવું જૈમિનિ કહેછે.તેનું વચનઃ—" માતુશ્રીના સન્નિધમાં પુત્ર દર્શાદિ શ્રાદ્ધ કરે,તો તેને અધિક ફલ મળે; ને તેની સ્ત્રી પતિવ્રતા હોઇને શ્રાદ્ધમાં અનુકૂલ મદદ આપે, તો તે સ્ત્રીને ફલનો ભાગ મળે." [ગ્રંથકર્ત્તાનો ભાવ આવી ગયો છે.] કારણકે પતિની સાથે મળીને સ્ત્રીને પણ કર્ત્તાપણું છે. એ રીતે શ્રાદ્ધ કરવામાં પુત્રવતી વિધવાનો અધિકાર નથી, તોપણ શ્રાદ્ધસહિત કરવાના વ્રતદાનપુણ્યમા પુત્રવતી વિધવાએ શ્રાદ્ધ (વૃદ્ધિશ્રાદ્ધ) કરવું.

૬૧૯ તે વિષે માર્કંડેયઃ—"જે સ્ત્રી પતિની કે પુત્રની આજ્ઞાસિવાય વ્રતાદિ કરે, તો તે નિષ્ફલ થાય." પતિ ન હોય, તો પુત્રની આજ્ઞાસિવાય કરેલું સર્વ નિષ્ફલ થાય. અહીં આદિ શબ્દથી વ્રત, દાન, દેવપ્રતિષ્ઠા, તીર્થયાત્રા, તલાવની પ્રતિષ્ઠા વગેરે શ્રાદ્ધ કર્યાસિવાય નિષ્ફલ થાય. તે વિષે કહ્યુંછે કે, "મહાદાન, યજ્ઞ અને વાવકૂવા વગેરે પૂર્તકર્મ, એ કર્મમાં પુત્રવતી વિધવાએ પુત્રદ્વારા વા પોતે વૃદ્ધિશ્રાદ્ધ કરવું; ન કરે તો તે કર્મ નિષ્ફલ થાય." [મૂલાર્થ આવી ગયો છે.] કાંસાના પાત્રનું દાન, શય્યાસહિત પોપળાનો વિવાહ, ઈત્યાદિ કર્મમાં વૃદ્ધિશ્રાદ્ધ કરવું. પુત્રવતી વિધવાને શ્રાદ્ધ કરવાનાં એવાં કારણો છે. એમાં પુત્ર કને શ્રાદ્ધ કરાવે, વા પોતે કરે; પોતે કરે કે પુત્રદ્વારા કરાવે. પણ બન્ને પક્ષમાં શ્રાદ્ધના દેવતાઓ ને પિતરો એકજ પ્રકારે લેવા.ઉચ્ચારમાં એટલો ભેદ છે કે, પુત્ર કરે ત્યારે અમુક દાન કે અમુક કર્મનિમિત્ત શ્રાદ્ધ કરૂં છું, એવું કહીને પોતાના પિતા, પિતામહાદિ પિતરો શ્રાદ્ધના દેવતા લેવા; સ્ત્રી પોતે કરે તો, અમુક કર્મ નિમિત્ત શ્રાદ્ધ કરૂં છું, એવું કહીને ભર્તા, તેનો પિતા અને પિતામહ એવો ઉચ્ચાર કરવો;એટલે પિતૃદેવતાઓ તેના તેજ લેવાયા.એ રીતે કહ્યું, તેથી પુત્રવતી વિધવાને શ્રાદ્ધ કરવામાં ને યજ્ઞાદિમાં જુદા દેવતાઓ નથી, એ બોલવાનો નિરાસ થયો. માટે પુત્રવતી વિધવાએ દેશ, કાલ, વ્રત દાનાદિમાં વૃદ્ધિશ્રાદ્ધ પોતે પોતાને હાથે પણ કરવાનું સિદ્ધ થ

શું. વિધવાએ પોતાના પુત્રની આજ્ઞાથી વ્રત, દાન, તીર્થયાત્રાદિ કરવું, એવું પહેલાં કહ્યું છે.

૬૨૦ તે યાત્રા બે પ્રકારની છે. તીર્થપ્રધાન અને શ્રાદ્ધપ્રધાન. જેમાં તીર્થ પ્રધાન (મુખ્ય) હોય, ત્યાં સન્ન્યાસીની પેઠે તીર્થમાં સ્નાન ને દેવતાનું પૂજન કરવાથી યાત્રા સફલ થાય; અને જ્યાં શ્રાદ્ધ પ્રધાન હોય, ત્યાં શ્રાદ્ધ કર્યાસિવાય યાત્રા સફલ થાય નહિ. દ્રષ્ટાંતઃ—ગયાયાત્રામાં શ્રાદ્ધ મુખ્ય છે, માટે ત્યાં શ્રાદ્ધ કરવું. જે વચન છે કે, "સ્ત્રીઓએ સર્વદા શ્રાદ્ધવિના યાત્રા કરવી." એ વચનથી પુત્રવંતી વિધવાને શ્રાદ્ધનો નિષેધ છે; માટે ગયામાં સ્ત્રીથી શ્રાદ્ધ શી રીતે થાય? ત્યારે કહે છે કે, તે નિષેધ પ્રતિસંવત્સરી ને દર્શશ્રાદ્ધવિષે છે તે વિષે સ્ત્રીધર્મમાંઃ—"પુત્રવતીએ પુત્રની પેઠે સર્વ કાલ શ્રાદ્ધ ન કરવું; ને જો તે પુત્રનું હિત ઈચ્છતી હોય, તો વ્રતદાન પ્રસંગ શ્રાદ્ધ કરવું." દર્શાદિ શ્રાદ્ધ પુત્રની પેઠે ન કરવું; વ્રતાદિદ્વારા તો કરવુંજ. તે વિષે પુરાણમાંઃ—"પુત્રવતી વિધવાએ દાનવ્રતને પ્રસંગે ને ગયામાં શ્રાદ્ધ કરવું. શ્રાદ્ધ કર્યાસિવાય ગયામાં જઇને શું કરવું?" જવાનો શ્રમ કરીને ગયામાં જઇને શ્રાદ્ધ ન કરે, તો વૃથા છે, એવું વચન છે, માટે પુત્રવતીએ પ્રસંગદ્વારા શ્રાદ્ધ કરવું; કારણકે તેથી અધિક ફલ મળે છે. ત્યારે પૂછે છે કે, પ્રસંગ તે શું? કે જેને દ્વારા શ્રાદ્ધ કરવું.તેનું ઉત્તર કહેછે તે સાંભળ શ્રાદ્ધસહિત દાન કે વ્રતનો આરંભ કરીને દાનને અંગે વિષ્ણુપદમાં શ્રાદ્ધ કરવું;એટલે દાન ને ગયાશ્રાદ્ધ બન્નેની સિદ્ધિ એ પ્રસંગથી થાય છે.

૬૨૧ જેમ ઇંદ્રિયપુષ્ટિની કામનાએ અગ્નિહોત્રમાં દહિંનો હોમ કરવાથી નિત્યહોમ અને ઇંદ્રિયકામના બન્નેની સિદ્ધિ શ્રુતિમાં કહી છે, તેમ એક શ્રાદ્ધ બે કામ સિદ્ધ થવાસારૂ કરવું; તેથી દાન ને ગયાશ્રાદ્ધ બે કામની સિદ્ધિ થાય. એક ક્રિયાથી બન્ને કામની સિદ્ધિ થવાવાસ્તે ઉદાહરણ એ છે કે, [કોઈ બ્રાહ્મણ આંબાનાં ઝાડ રોપીને તેમના મૂલમાં પિતૃતર્પણ કરતો હતો;] તેથી "આંબા સિંચાતા હતા, ને પિતરો પણ તૃપ્ત થતા હતા. એ રીતે એક ક્રિયાથી બે કાર્યની સિદ્ધ પ્રસિદ્ધ છે." માટે "શય્યાસહિત પીપળાનો વિવાહ ને કાંસાના પાત્રનું દાન, એ રીતે કોઈ પ્રકારના પ્રસંગથી ગયાશ્રાદ્ધ કરવું." તે પુત્રવતી વિધવાએ પોતાને હાથે કરવું. ગયામાહાત્મ્યમાંઃ—"જે

પુત્ર ગયામાં માતુશ્રી પાસે શ્રાધ્ધ કરાવે, તેને શ્રેષ્ઠ પુત્ર કહેવો, ને બીજા અલ્પ પુત્ર જાણવા.'તુ'શબ્દથી અતિશય અર્થ લેવો.અહીં પુત્રક શબ્દમાં 'પુત્ર'શબ્દને વિકલ્પે કરીને'**ह्रस्वोरन्यतरस्यां**'એસૂત્રે અલ્પ અર્થમાં 'કન્' પ્રત્યય જોડાય છે."ગયામાં માતુશ્રીના સન્નિધ પુત્રે શ્રાધ્ધ કર્યું,તો તેની સ્ત્રી ફલમાં ભાગદાર થાય છે; માતુશ્રી થતી નથી." કારણકે પુત્રે કરેલાં શ્રાધ્ધમાં તેની સ્ત્રીની સહાય (મદદ) હોય છે, એવું વિષ્ણુપુરાણમાં કહ્યું છે. અહીં માતુશ્રીએ કરવાનું શ્રાધ્ધ પુત્રે કર્યું, તોપણ "એક જણે બે શ્રાધ્ધ ન કરવાં," એ નિનિષેધ લાગુ નથી. કારણકે એક શ્રાધ્ધ પોતાના નિમિત્તનું કરીને માતાના નિમિત્તનું ફરી કર્યું,એટલે બે શ્રાધ્ધનાં બે નિમિત્ત જુદાંછે. ગૂથા(વિષ્ઠા)મૂત્રાદિથી દોષ યુક્ત માતુશ્રીના,તે દોષની નિવૃત્તિ માટે કાંસાના પાત્રનું દાન કહ્યું છે.

૬૨૨ અને વિધવાપણાના દોષની નિવૃત્તિમાટે શય્યાસહિત અશ્વત્થ (પીપળો)નો વિવાહ કહ્યોછે;ઇત્યાદિ કાંઇક અન્ય નિમિત્તથી પુત્રવતી વિધવાએ ગયાના વિષ્ણુપદમાં સ્ત્રીમાટે કહેલા વિધિપ્રમાણે શ્રાધ્ધ કરવું:

### અથ પુત્ર થયેથી પિતાને શો ફાયદો તે કહેછે.

"જે પુમાન્ એ નામના નરકમાંથી પિતાને તારેછે,તેથી ઋષિઓએ દીકરાને પુત્ર કહ્યો છે." અહીં પિતા એ એક વચન છે; પણ તે, 'જેમ ખૂબ જવ પાક્યો છે,' એવું જવની જાતિને લેઇને એક વચન થાયછે, તેમ પિતૃજાતિને લેઇને એક વચન છે. [પણ પિતાઆદિ અનેક પિતરો સમજવા.] 'ઘરમાંથી કચરો વાળો.' અહીં પણ એકવચન છે. [ એ એક વચનથી અનેક ઘર સમજવાં.] બીજું પિતા, એ એક શેષ સમાસછે; તેથી એ વચનમાં 'પિતાને તારે' એવું કહ્યું, તેનો અર્થ 'પિતરોને અને માતરોને તારે,' એવો જાણવો.તે વિષે કહ્યું છે કે, "સત્પુત્રે શ્રાદ્ધ કરવાથી તેની અને તેનાથી પૂર્વની દશ, ને પછીની દશ એ રીતે એકવીશ પેઢીઓનો ઉદ્ધાર થાયછે."બીજું "પુત્રસિવાય ઉત્તમ ગતિ કે સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી. નાશરહિત ઉત્તમ લોકની ને સ્વર્ગની પ્રાપ્તિ તો પુત્ર, પૌત્ર ને પ્રપૌત્રથી ( પૌત્રનો પુત્ર ) થાય છે," એવું ગરૂડપુરાણમાં છે. તેમ "નિપુત્રિકને સ્વર્ગ પ્રાપ્ત થતું નથી,ને પુત્રવિનાના સર્વે પશુ જેવા જાણવા," એવી શ્રુતિ છે. તેમાં ઔરસ પુત્ર મુખ્ય છે.

૬૨૩ તે વિષે કહ્યુંછે કે, ધર્મપત્નીથી ઉત્પન્ન થયેલો પુત્ર ઔરસ,છે. તે-

મજ પુત્રિકા એજ પુત્રતુલ્ય હોવાથી તેને પુત્રિકાપુત્ર કહ્યોછે; એટલે દીકરી પણ પુત્રસમાન છે. વસિષ્ઠઃ—સુશીલ ઔરસ પુત્રથી પિતરોને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે; ને દુષ્ટ પુત્રથી દુઃખ થાયછે. ઔરસસિવાયના બીજા સુશીલ પુત્રથી સુખમાત્ર થાય; પણ સ્વર્ગ ન મળે. "ઘણા પુત્રની ઇચ્છા રાખવી; કારણકે એક પુત્ર પણ ગયામાં જઇ શ્રાધ્ધ કરશે." વળી "વિષ્ણુપદ ઉપર શમીપત્ર જેટલો પણ જે પિંડ આપે, પોતાના સાત ગોત્રનો અને એકસો એક કુલનો ઉધ્ધાર કરશે."

એ પ્રકારનો નિર્ણય છે.



હવે એકોદ્દિષ્ટશ્રાદ્ધ કરવા યોગ્ય કહેછે.

જો કે મરણતિથિના નિર્ણયમાં એનો નિર્ણય કહેલો છે, તોપણ ફરી વૃધ્ધવસિષ્ઠઃ—"સપિંડીકરણ પછીના શ્રાધ્ધોમાં ભાઇ, બહેન, પુત્ર, સ્વામી, મામા, મિત્ર ને ગુરૂ, એમનું પાર્વણ ન કરતાં એકોદ્દિષ્ટ કરવું." વૃદ્ધ ગાર્ગ્યઃ—"માતાના ભાઈઓ ને કાકાઓ, એમનું પણ સપિંડીકરણ કર્યાસિવાય સર્વ શ્રાધ્ધોમાં પાર્વણ કરવું નહિ."[મૂલાર્થ આવ્યોછે.] કાલાદર્શમાંઃ—"આષાઢમાસની પૌર્ણમાસી પછીથી આરંભ કરીને જે પાંચમો પક્ષ આવેછે, તેને મહાલય કે ગજચ્છાયા કહેછે."

૬૨૪ કાલનિર્ણયમાંઃ—"શ્રાવણ કે ભાદ્રપદમાસ અધિક આવે, તો સાતમો ને નહિતો પાંચમો પિતૃપક્ષ, જાણવો." તેથી મલમાસના પાંચમા પક્ષમાં મરણ પામેલાનું સાંવત્સરિકશ્રાદ્ધ પાર્વણવિધિથી ન કરવું; કારણ કે તે પિતૃપક્ષમાં મરણ પામ્યો નથી; તેમજ માતા જીવતી હોય, તો પિતામહીનું પ્રતિ સાંવત્સરિકશ્રાદ્ધ એકોદ્દિષ્ટવિધિથી કરવું કે, તે વિષે કહેછે. "પિતામહીનું શ્રાદ્ધ કદાપિ એકોદ્દિષ્ટ કરવું નહિ; પણ જો માતા જીવતી હોય, તો એકોદ્દિષ્ટ કરવું." તથાઃ—"હોરમણ માતાનું એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ ન કરવું. અપુત્ર હોરમણ માતા સતી થઈ હોય, તો વિશેષેકરીને તેનું પાર્વણ કરવું."તથાઃ—"ઉપવાસાદિ વિધિથી મરણ પામેલાનું ને મરણતિથિમાં પાર્વણ કરવું. કેટલાક કહેછે કે, સંન્યાસીની પેઠે તેમનું વિશ્વેદેવરહિત કરવું." સુમંતુઃ—જે મંત્રનો ઉપદેશ કરનારો ને વિદ્યા ભણાવનારો એ બન્ને ગુરૂ થાય છે; તેમનું પાર્વણ ન કરવું." માટે માતાપિતાસિવાયનાનું એકોદ્દિષ્ટજ કરવું. એવું બીજે ઠેકાણે પણ કહ્યું છે. માતાપિતાનું પણ મરણતિથિમાં એકોદ્દિષ્ટ કરવું.

૬૨૫ તે વિષે ગરૂડપુરાણમાં:–"સપિંડીકરણ થયાપછી માતાપિતાનું સંવત્સરીસિવાયનું શ્રાધ્ધ પાર્વણવિધિથી કરવું." હવે જે વચન છે કે, "જે અપુત્ર મરણ પામ્યા હોય, તેમનું પાર્વણ ન કરવું," એવો પાર્વણનો નિષેધ છે, તે પત્નીસિવાયનાને છે; કારણ કે "અપુત્રાએ પુત્રની પેઠે કરવું." એ વચનથી પત્નીનું પાર્વણ કરવું; અને અપુત્ર સન્યાસીનું પણ સર્વે અધિકારીઓએ પાર્વણવિધિથીજ શ્રાધ્ધ કરવું, એવું આગળ કહેશે.

ઇતિ એકોદ્દિષ્ટશ્રાધ્ધયોગ્ય અધિકારીનો નિર્ણય.



## અથ દેશાંતરમાં મરેલાનું મરણ જાણવામાં ન હોય તેનો નિર્ણય.

દેશાંતરમાં ગયેલો જીવતો હોવાની વાર્તા સાંભળી હોય, તે દિવસથી પંદર વર્ષ થઇ જાય, ત્યારપછી તેના પુત્રે તેની ક્રિયા કરવી. તે વિષે કહ્યું છે કે, "પુત્રે પ્રવાસમાં ગયેલા પિતાની જીવત્વાર્તાના શ્રવણ દિવસથી પંદર વર્ષ પછી ઊર્ધ્વદૈહિક ક્રિયા કરવી." જાતૂકર્ણ્યઃ–"પ્રવાસમાં ગયેલા પિતાની જીવત્ વાર્તાશ્રવણ, કે તેનું આવવું ન થાય તો, પંદર વર્ષ પછી તેની યથાવિધિ પુતળવિધાનથી દાહાદિ ક્રિયા કરવી. સર્વ પ્રેતકાર્યો પણ તેજ વખતે કરવાં." તેજ વખતે, એટલે પુતળદાહદિવસથી પુત્રે તેનું દશ દિવસ સૂતક પૂર્ણપણે પાળવું, ને ક્રિયા વગેરે કરવું. અને પિતા સિવાયના કાકા, ભાઈ, પુત્ર, એમનો બાર વર્ષપછી સંસ્કાર કરવો.

૬૨૬ તે વિષે બૃહસ્પતિઃ–"જેમની જીવત્વાર્તા બાર વર્ષસુધી સાંભળવામાં ન આવે, તેમનું દર્ભનું પુતળું કરીને દાહાદિ ક્રિયા કરવી;" ને તેનું સૂતક ત્રણ દિવસ પાળવું.

## અથ ક્રિયા કર્યાપછી જીવતો આવે તેનો નિર્ણય.

તે વિષે બૃહન્મનુઃ–"જો ક્રિયા કર્યાપછી જીવતો આવે, તો તેને ઘીમાં ડુબાવી કાઢીને સ્નાન કરાવી તેના જાતકર્માદિ સંસ્કારો કરવા; અને તેની પાસે બાર દિવસનું કે ત્રણ દિવસનું વ્રત કરાવીને, તેની સાથે પ્રથમ સ્ત્રી હોય તો તેને, નહિતો બીજી સ્ત્રીને પરણાવવી; અને અગ્નિઆધાન કરી વિધિવત્ વ્રાત્યસ્તોમ નામનો યજ્ઞ કરાવવો. પછી પર્વત ઉપર જઇને ઇંદ્રાગ્નિ દેવતાના નામના પશુથી આયુષ્મતી નામની ઈષ્ટિ કરી બીજા ઈચ્છિત યજ્ઞ કરવા." આયુષ્માન્ નામ-

ના અગ્નિમાટે અષ્ટાકપાલ નામનો પુરોડાશ (ચોખાના લોટનો શીરો કરી તેનો લાડુ જેવો આકાર કરવો પડે છે તે) કરવો; ને સ્માર્તાગ્નિવાળાને પુરોડાશને બદલે ચરૂ (ભાત) લેવો, એવું ગૃહ્યપ્રાયશ્ચિત્તપ્રકરણમાં કહ્યું છે. પર્વત ઉપર જઇને ત્યાં બાર દિવસનું કે ત્રણ દિવસનું ઉપવાસવ્રત કરીને પછી જાતકર્માદિ સંસ્કાર વગેરે ઉપર કહ્યા પ્રમાણે સંપૂર્ણ કરવું, એવું કાલાદર્શમાં કહ્યું છે. તેજ પ્રમાણે સ્મૃત્યર્થસારમાં પણ કહ્યું છે કે, દૂર દેશમાં ગયેલાની જીવત્‌વાર્તાનો વારંવાર તપાસ કરીને જીવત્ વાર્તા સાંભળવામાં ન આવે, તો તરૂણ અવસ્થાવાળાની વીશ વર્ષસુધી, મધ્ય ( પચાસ વર્ષસુધીની ) અવસ્થાવાળાની પંદર વર્ષસુધી ને વૃદ્ધાવસ્થાવાળાની બાર વર્ષસુધી વાટ જોઇને પછી ઉત્તરક્રિયા કરવી. તે એવી કે, ત્રણ ચાંદ્રાયણ અથવા તેને બદલે ત્રીશ કૃચ્છ્ર પ્રાયશ્ચિત કરી, ખાખરના સમિધોનું વા દર્ભનું પુતળું કરીને તેને દાહ, આશૌચ, ઉદકદાન, પિંડ ને શ્રાદ્ધાદિ ક્રિયા કરવી. એ રીતે કર્યાપછી તે આવે, તો તેને ઘીના કુંડમાં ડુબાવી કાઢીને તેનો જાતકર્માદિ સંસ્કાર કરી ફરી મત્ની સાથે વિવાહ કરવો.

ઇતિ મૃતના અજ્ઞાનનો વિધિ.



## અથ મરણતિથિનું અજ્ઞાન હોય તે વિષેનો નિર્ણય.

૬૨૭ તે વિષે બૃહસ્પતિઃ—"પ્રવાસમાં જઈ મરણ પામેલાની તિથિ જાણવામાં ન આવે,તો તે માસની અમાવાસ્યાને દિવસે તેનું સાંવત્સરિકશ્રાધ્ધ કરવું. જો માસ જાણવામાં ન આવે ને તિથિ જાણવામાં આવે, તો માર્ગશીર્ષ કે માઘમાસમાં તે જાણેલી તિથિમાં શ્રાદ્ધ કરવું." બીજા ગ્રંથમાં "આષાઢમાસમાં પણ કરવું," એવું કહ્યું છે. ગરૂડપુરાણમાંઃ—"તિથિ અને માસ બન્ને જાણવામાં ન આવે, તો પ્રવાસમાં જે તિથિએ તે ગયો હોય, તે તિથિ ને માસ સાંવત્સરિકશ્રાદ્ધ વાસ્તે લેવાં; ને પ્રસ્થાન (પ્રવાસમાં જવુ) ના પણ દિવસ ને માસની સ્મૃતિ ન હોય, તો મરણવાર્તાનું શ્રવણ જે દિવસે થયું હોય, તે તિથિ ને માસ લેવાં. પ્રવાસસિવાય પણ દિવસ કે માસની સ્મૃતિ ન હોય, તો જે દિવસે સ્મૃતિ થઇ, તે તિથિ ને માસ લેવો," અથવા શ્રવણ માસની અમાવાસ્યા લેવી. તે વિષે પ્રચેતાઃ—મરણ જાણવામાં ન આવે તો શ્રવણ દિવસે કે અમાવાસ્યામાં સાંવ-

ત્સરિકશ્રાદ્ધ કરવું. મરીચિઃ—"શ્રાદ્ધમાં વિઘ્ન આવ્યું, અથવા તિથિનું જ્ઞાન ન હોય, તો વિશેષેકરીને કૃષ્ણપક્ષની એકાદશીમાં સાંવત્સરિકશ્રાદ્ધ કરવું." વિષ્ણુઃ—એ કહેલા પ્રકારે જે શ્રાદ્ધ કરનારો સંવત્સરી આદિ શ્રાદ્ધમાં અજ્ઞાતમરણની તિથિ આદિ લે છે, તે મરણ પામેલાને તારે છે.

ઇતિ મરણતિથિનું જ્ઞાન ન હોય તેનો નિર્ણય.



## અથ સંન્યાસીના મરણનો નિર્ણય.

૬૨૮ સન્ન્યાસી વિષે સ્મૃતિમાંઃ—"સર્વ સંગથી નિવૃત્તિ પામી ધ્યાનયોગમાં પરાયણ થયેલા સંન્યાસીનું દહન, આશૌચ, ઉદકદાન ને ક્રિયા ન કરવી." આ વચનથી બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છાએ નિવૃત્તિ પામેલા યતિઓનાં સપિંડીકરણ ને સોળ શ્રાદ્ધો ન કરવાં. તે વિષે કહ્યું છે કે, "તેમનું પુત્રાદિ અધિકારીઓએ સપિંડીકરણ કરવું નહિ; કારણકે ત્રિદંડ ગ્રહણ કરવાથીજ તેમને પ્રેતપણું પ્રાપ્ત થતું નથી." 'ત્રિદંડ'શબ્દથી એક દંડવાળા સન્ન્યાસીને પણ તેમજ જાણવું. તે વિષે પ્રચેતાઃ—"દંડગ્રહણમાત્રથીજ સન્ન્યાસી પ્રેતપણાને પામતો નથી; માટે પુત્રે તેનું સર્વદા પાર્વણ નામનું શ્રાદ્ધ કરવું." પુત્ર શબ્દથી સર્વે અધિકારીઓ જાણવા. ચતુર્વિંશતિમતમાં પણઃ—ચતુર્થાશ્રમ (સન્ન્યાસ) ગ્રહણ કરીને બ્રહ્મવિચાર કરનારો ત્રિદંડી કે એક દંડી સંન્યાસી સર્વ સંગરહિત છે, માટે તેનું આશૌચાદિ કરવું નહિ." આચારતિલકમાંઃ—બાલ્યાવસ્થામાં મરણ પામેલાનું ને સન્ન્યાસીનું સદ્યઃ (સ્નાનમાત્રથી) શૌચ (શુદ્ધિ) કરવાનું વિધાન છે.

૬૨૯ સ્મૃત્યર્થસારમાંઃ—ત્રિદંડી કે એકદંડી યતિને પ્રેતપણું નથી, માટે તેમનું અગિયારમે દિવસે ફક્ત પાર્વણશ્રાદ્ધ કરવું; અને દંડગ્રહણ કરતા પહેલાં સન્ન્યાસી મરે, તો પોતાની શાખામાં કહેલા વિધિ પ્રમાણે દહન કરીને ઉદકદાન, પિંડ, પ્રેતશ્રાદ્ધ ને સપિંડીકરણ કરવાં. દંડગ્રહણ કર્યાપછી લાગલોજ મરે, તે વિષે શાતાતપઃ—"બ્રહ્મભૂત (મરણ પામેલા)સન્ન્યાસીનું અગિયારદિવસે પાર્વણ કરવું; તે સિવાય બીજું એકોદ્દિષ્ટ, જલદાન, પિંડ, આશૌચ ને પ્રેતક્રિયા વગેરે કરવું નહિ." તથાઃ—"ત્રિદંડ કે એક દંડ ગ્રહણ કર્યાપછી સન્ન્યાસીનું એકોદ્દિષ્ટ કરવું નહિ ને તેના સપિંડીકરણને ઠેકાણે પાર્વણશ્રાદ્ધ

કરવું" એ રીતે પ્રચેતસે એકોદ્દિષ્ટનો નિષેધ કરીને પાર્વણનું વિધાન કર્યું છે. ઉશના પણ સન્યાસીના મરણવિષે એકોદ્દિષ્ટનો નિષેધ કરી અગિયારમે દિવસે પાર્વણનું વિધાન કરેછે. "યતિનું સર્વકાલ એકોદ્દિષ્ટ ન કરતાં, અગિયારમે દિવસે પાર્વણનું વિધાન કરવું."તે વિષે સ્મૃતિઃ—"સન્યાસીને અડે કે ઉંચકીને લેઇ જાય, તેને સદ્યઃશૌચ ને પગલે પગલે અશ્વમેધ યજ્ઞનું પુન્ય લાગેછે; ને તે નિમિત્ત બાંધવોએ જે ગોત્રી લોકોએ વપન (ક્ષૌર), આશૌચ,ઉદકદાન, અશ્રુપાત (રડવું), ને પ્રેતની સત્ક્રિયા એટલાં વાનાં ન કરવાં; તેમ એકોદ્દિષ્ટ કદાપિ ન કરવું,કારણ કે દંડ ધારણ કરતામાંજ તેનું પ્રેતપણું નાશ પામેછે,એવું ઉશના મુનિ કહેછે. તેનું પુત્રે સપિંડીકરણ ન કરવું; ફક્ત અગિયારમે દિવસે પાર્વણ-શ્રાદ્ધ કરવું." આ પ્રકાર, પોતાના સન્નિધાનમાં મરણ પામેલા સન્યાસીવિષે કે દશ દિવસની અંદર તેનું મરણ સાંભળવામાં આવે, તે વિષે જાણવો.

૬૩૦ અગિયારમા દિવસ પછી સન્યાસી થયેલા પિતાનું મરણ સાંભળવામાં આવે, કે તરતજ પાર્વણ કરવું નહિ. સાંભળવાના દિવસથી અગિયારમે દિવસે પાર્વણ કરવું. તે વિષે કહ્યુંછે કે, "સન્યાસી પિતાનું મરણશ્રવણ દિવસથીઅગિયારમે દિવસે પુત્રાદિકે પાર્વણશ્રાધ્ધ કરવું; મરણદિવસથી અગિયારમે દિવસે ન કરવું." એ રીતે શ્રીધરાન્હિકમાં પણ છે. તે પ્રકારે બૌધાયનઃ—"બ્રહ્મનિષ્ઠ ને સન્યાસી પિતાના મરણશ્રવણદિવસથી અગિયારમે દિવસે પાર્વણશ્રાધ્ધ કરવું." તેજ રીતે સન્યાસીની ઉત્તરક્રિયાપધ્ધતિમાં શ્રુતિ પણ લખી છે. સન્યાસી પિતાનું પુત્રે અવભૃથ બુદ્ધિથી સ્નાન કરવું; સૂતક જાણીને કરવું નહિ. [યજ્ઞમાં પૂર્ણાહુતિ થયાપછી યજમાન જે વિધિપૂર્વક તીર્થાદિમાં સ્નાન કરે, તે અવભૃથ જાણવું.] તેમ પુત્રે પણ મરણવાર્તા સાંભળીને સ્નાનસારૂ જતાં આવતાં વિવાહાદિ ઉત્સવની પેઠે તાંબૂલ ભક્ષણ કરી ચંદનપુષ્પાદિ અલંકાર પહેરવા વગેરે પોતાની શક્તિ પ્રમાણે મોટો ઉત્સવ કરવો. પુત્ર પાસે હોય તો મરણદિવસથી અગિયારમે દિવસે, નહિતો શ્રવણ દિવસથી અગિયારમે દિવસે પાર્વણશ્રાધ્ધ કરવું; ને પિતાનું વિષ્ણુસ્વરૂપે ધ્યાન કરવું.

૬૩૧ શૌનક વિશેષ પ્રકાર કહે છે કે, "સન્યાસી પિતા મરણ પામ્યા પછી બાર દિવસસુધી અનધ્યાય પાળી એકાગ્રચિત્તથી સન્યાસીઓનું પૂ-

જન કરી નારાયણબલિ કરવી." એ વાક્યનું તાત્પર્ય એ છે કે, સન્ન્યાસી પિતાના મરણનું જેમ આશૌચ નથી, તોપણ અગિયારમે દિવસે વિહિત પાર્વણ શ્રાધ્ધ કરતા પહેલાં, પુત્રે સન્ન્યાસીઓને સંપ્રદાન (ભોજન વગેરે) દ્વારા તર્પણાદિ કરવું નહિ; કારણકે સન્ન્યાસી પિતાનું મરણશ્રવણદિવસથી અગિયારમે દિવસેજ પાર્વણનું વિધાન છે. [ માટે વચમાં સન્ન્યાસીને પૂજવા નહિ. ] બીજું સન્ન્યાસીનું મરણ થયેથી સંપૂર્ણ ઉત્તરક્રિયાને બદલે અગિયારમે દિવસે કરવાને કહેલું પાર્વણશ્રાધ્ધ, સ્વાભાવિક સર્વ જનના યોગ્ય ઉત્તરક્રિયાની સન્ન્યાસીવિષે નિવૃત્તિ કરે છે. તેનું ઉદાહરણ કે, વાજપેય યજ્ઞમાં મહેંદ્ર દેવતાની સ્તુતિ કરનારા સ્તોત્રને રથના ઘોષથી ( શબ્દથી ) ઉપકાર કરવો. [ કોઈ ભણતો હોય, તેની જોડે બીજાએ ભણવાની મદદ આપવી.] એ શ્રુતિમાં માહેંદ્રસ્તોત્રને ઉપકાર કરવાના સાધનપણાથી કહેલો રથનો ઘોષજેમપ્રાકૃત (સ્વાભાવિક) સર્વ સાધનની નિવૃત્તિ કરેછે, તે રીતે આ પણ જાણવું;માટે વિહિત પાર્વણશ્રાદ્ધ ન કર્યું હોય, ત્યાંસુધી મૃતસંન્યાસીના નિમિત્તથી સંન્યાસીઓનું પૂજન વગેરે કંઈ કરવું નહિ.

ઇતિ સંન્યાસીના મરણનો નિર્ણય.

---

## અથ મૃત સન્ન્યાસીની નારાયણબલિનું વિધાન.

૬૩૨ નારાયણબલિપદ્ધતિમાં એવું છે કે, ગોત્રી, સંબંધી, શિષ્ય કે પુત્ર, એમણે પોતાની સમૃદ્ધિવાસ્તે બારમે દિવસે, અથવા દશ દિવસપછી ગમે તે એક દિવસે,અગર અગિયારમે કે તેમે બીજે દિવસે, સન્ન્યાસીને નારાયણ (પરમાત્મા) જાણીને તેની નારાયણબલિ કરવી.તેમાં સન્ન્યાસી પ્રમુખ બ્રાહ્મણોને, તે ન મળે તો કેવલ સદાચારી તેર ગૃહસ્થ બ્રાહ્મણોને, અગર શક્તિ હોય તો, સો કે હજાર બ્રાહ્મણોને નિમંત્રણ કરી, તેમાં એકને વિશ્વરૂપ મહાવિષ્ણુબુદ્ધિથી, ને બીજાને કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ, પદ્મનાભ ને દામોદર, એ બાર વિષ્ણુમૂર્તિની બુદ્ધિથી જુદેજુદું પુરૂષસૂક્તે કરીને ષોડશોપચાર પૂજા કરવી; ને પાયસનું મુખ્ય (ઉત્તમ) ભોજન આપીને વ્યાસપૂજાની પેઠે સર્વ વિધિ કરી નમસ્કાર કરવો. [પ્રાર્થનાના મંત્રો અહીંજ મૂળમાં સ્પષ્ટ છે તે ભણવા.] પછી ગૃહસ્થને વસ્ત્રઅલંકારાદિ, ને સન્ન્યા-

સીને ગોપીચંદન, કટિસૂત્ર, કૌપીન (લંગોટી ને કંદોરો) ઇત્યાદિ યથાશક્તિ આપવું; અને બ્રાહ્મણોએ ભોજન કર્યાપછી આચમન કરીને પોતપોતાના સ્થાનમાં બેસવું. [ પછી શ્રાધ્ધકર્ત્તાએ મૂળમાં સ્પષ્ટ મંત્ર લખ્યા છે, તે ભણવા. ] તેનો અર્થ. " બ્રહ્મજ સૃષ્ટિરૂપે થયું છે ને થશે; માટે સર્વ સંસારી જીવ નિશ્ચયે બ્રહ્મ છે. હોમનું દ્રવ્ય બ્રહ્મજ છે. સૃષ્ટિરૂપે બ્રહ્મ સ્પષ્ટતાને પામ્યું છે, તેથી જેનું લોકમાં પૂજન થાય,તે બ્રહ્મનું પૂજન થાય.શ્રાધ્ધના બ્રાહ્મણરૂપે બ્રહ્મજ વિકારને પામ્યું છે. ફરી તે બ્રહ્મજ થયોછે,તેથી તે બ્રહ્મ સર્વરૂપે બ્રહ્મજ છે."

૬૩૩ એ પ્રમાણે યજમાને મંત્ર ભણ્યાપછી, બ્રાહ્મણોએ બ્રહ્મ બ્રહ્મ કહીને ઊઠવું. "પછી યથાશક્તિ દક્ષણા આપીને નમસ્કાર કરી, તેમનું વિસર્જન કરવું; એ રીતે સન્ન્યાસી મરણ પામ્યાપછી વિષ્ણુબલિ ને પાર્વણશ્રાદ્ધ કરવું." એ રીતે બ્રહ્મીભૂત (મરણ)થયેલા યતિનું વિધાન છે. તે વિષે સ્મૃત્યર્થસારમાંઃ— "સન્ન્યાસનો વિધિ ગોવિંદરાજ ને બૌધાયનના મતને અનુસરીને અનુક્રમે કહું છું. સન્ન્યાસગ્રહણ કરતીવેળા એકોદ્દિષ્ટવિધિથી સોળ શ્રાદ્ધ કરવાં. પોતે અગ્નિહોત્રી હોય, તો પાર્વણવિધિથી કરવાં; અનાશ્રમી હોય, તેણે શરીરને પાવન કરવાસારૂ ચાર કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું; આશ્રમી હોય; તો તપ્તકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવાથી પાવન થઈ સન્ન્યાસ ગ્રહણ-કરવાને યોગ્ય થાય. દૈવશ્રાધ્ધ,વાર્ષિકશ્રાદ્ધ, દિવ્યશ્રાદ્ધ, પિતૃશ્રાધ્ધ, માતૃશ્રાદ્ધ,માનુષશ્રાદ્ધ, ભૌતિકશ્રાદ્ધ ને અંતે આત્મશ્રાધ્ધ, એ રીતે આઠ શ્રાધ્ધો કરવાં."ઈત્યાદિ સર્વ સન્ન્યાસગ્રહણનો વિધિ કહીને, પછી સન્ન્યાસીનું મરણ થયાપછીનો વિધિ કહ્યો છે,ને ફરી કહેછે.

૬૩૪ "એકોદ્દિષ્ટ, પ્રેતશ્રાધ્ધો ને સપિંડીકરણ સન્ન્યાસીનાં કરવાં નહિ; ફક્ત અગિયારમે દિવસે પાર્વણશ્રાદ્ધ કરવું." એ રીતે સપિંડીકરણ ને એકોદ્દિષ્ટશ્રાધ્ધનો નિષેધ કરીને પાર્વણનું વિધાન કર્યું. જે કર્મને સ્થાને જે કર્મનું વિધાન કરે, તે સ્થાનના ધર્મ વિધાન કરેલા કર્મમાં આવે. એ સ્થાન રૂપ પ્રમાણથી સપિંડીકરણમાટે પિંડમેલનરૂપધર્મને અને એકોદ્દિષ્ટધર્મને તજીને બીજા ધર્મ પાર્વણશ્રાદ્ધમાં લેવા. "દંડનું ગ્રહણ કરવા માત્રથી સન્ન્યાસી પ્રેત થાય નહિ; માટે પુત્રે પાર્વણશ્રાદ્ધમાં મરણ પામેલા સન્ન્યાસીથી ત્રણ પિતરો લેવા. [સપિંડીકરણમાં મરનારના પિતાથી ત્રણ પિતરો લેવાય છે; અહીં મરનારથી લેવા એ ભેદ છે.] હવે અગિયારમે દિવસે સપિંડીકરણનું

વિધાન નથી, તેથી સન્ન્યાસીના અગિયારમે દિવસે કરવાના પાર્વણને સ્થાને બારમે દિવસે કરવાનું સપિંડીકરણ થાય નહિ, એવી શંકા કરવી નહિ; કારણકે અગિયારમે દિવસે પણ સપિંડીકરણશ્રાદ્ધનું વિધાન કરનારાં વચનો છે. શંકા કરેછે કે, [ પિતા મરણ પામ્યાપછી પિતામહ સન્ન્યાસી થઇને મરણ પામે તો,] પુત્રના પુત્રે પોતાના પિતામહ સન્ન્યાસીના પાર્વણમાં પોતાના પિતાથી ત્રણ પિતરો લેવા; કારણકે "પિતામહના શ્રાદ્ધમાં પિતાનો ત્યાગ ન કરવો," એવું વચન છે. તેનું ઉત્તર કે, એમ નહિ. આ વચન સન્ન્યાસી પિતામહના અગિયારમે દિવસે કરવાના પાર્વણવિષે નથી. તે સિવાયના પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધાદિમાં એ વચનને અવકાશ છે. [ તેથી તે વિષે એ વચન લેવું. ] કારણકે સાવકાશ ને નિરવકાશ વિધિમાં નિરવકાશ વિધિ બલવાન્ છે, એવી પરિભાષા છે.

૬૩૫ માટે પુત્રના પુત્રે પણ સન્ન્યાસીમૃતપિતામહથીજ ત્રણ પિતરોનું પાર્વણ કરવું. બીજું સ્થાનપ્રમાણથી પણ સપિંડીકરણની પેઠે મરણ પામેલા સન્ન્યાસીથી પહેલેના મરણ પામેલા બે પિતરો પાર્વણમાં લેવા; અને યતિને પ્રેતપણું નથી, તેથી સપિંડીકરણની પેઠે એકજ યતિનું પાર્વણ કરવા વિષે શંકા કરવી નહિ; [ પહેલાં એક પ્રેતપિંડ મૂક્યાપછી તે પિંડને વહેંચીને ત્રણમાં મેલન થાય છે તેમ નહિ. ] કારણકે પ્રેતત્વ હોય, ત્યાં પ્રેતશ્રાદ્ધ એક જણનું કરવાનું કહ્યું છે.

### ઇતિ નિર્ણય.

એનું માહાત્મ્ય આપસ્તંબઃ—"ઇંદ્રિયદમન અને સર્વ કર્મનો ત્યાગ કરીને બ્રહ્મરૂપ થયેલા યતિના દેહનું મરણ થાય, તો ચતુર્વ્યૂહ ભગવાનનું પૂજનાદિ કર્મ કરે અને કરાવે, તે બન્નેને પુણ્યફલ સરખું છે, તે શ્રવણ કર. દરેક લોકાધિપતિના સ્થાનમાં મન્વંતર કાલસુધી વાસ કર્યાપછી કોટિ કલ્પ પર્યંત વિષ્ણુલોકમાં વાસ કરે.

### ઇતિ મૃત યતિનો વિધિ સંપૂર્ણ.



### અથ જનોઇ ન દીધું હોય, તેનો અધિકાર કહેછે.

૬૩૬ "જનોઇનો સંસ્કાર ન થયો હોય,તોપણ ઔરસ પુત્રને માતાપિતાની ઉત્તરક્રિયા કરવાનો અધિકાર છે; બીજાને સંસ્કાર થયો હોય, તો ઉત્તર-

ક્રિયાનો અધિકાર છે." ઉપનયનસંસ્કાર ન થયો હોય, તોપણ ઔરસ પુત્ર ક્રિયા કરે; ને બીજા ઉપનયન થયું હોય તો કરે; કારણકે "મૌંજીબંધનસિવાય વેદનો ઉચ્ચાર કરવો નહિ. ઔરસ પુત્રે તો દૈવિકપિતૃકકર્મમાં વેદમંત્ર ભણવા," એવી સુમંતુસ્મૃતિ છે. બીજા એટલે ભાઈના પુત્ર વગેરે, જનોઈ દીધું હોય તો અધિકારી છે; ને પુત્ર તો જન્મથીજ અધિકારી છે. "પ્રથમ વર્ષ પહેલાં ચૌલકર્મ થયેથીજ પુત્રને પિતૃક્રિયા કરવાનો અધિકાર છે. તે વિષે સુમંતુઃ—"પુત્રની ઉત્પત્તિમાત્રથી પિતા પિતૃઋણથી મુક્ત થયો છે, માટે પ્રથમ વર્ષમાં ચૌલસંસ્કાર થતાસુધી ઉત્પત્તિમાત્રે કરીને પુત્રને પિતાની ઉત્તરક્રિયાનો સંસ્કાર સમંત્રક કરવાનો અધિકાર નથી; ત્રીજા વર્ષપછી સમંત્રક કરવાનો અધિકાર છે." ફરી સુમંતુઃ—"જો ઔરસ પુત્ર ત્રણ વર્ષનો થયો હોય, કે તેનું ચૌલકર્મ થયું હોય, તો ઉપનયનસંસ્કાર થયાસિવાય પણ તેણે પિતાની સમંત્રક ક્રિયા કરવી."

૬૩૭ તથાઃ—"ચૌલકર્મ થયેલા પુત્રે ઉદક, પિંડદાન ને સ્વધાકાર, એ વેદમંત્ર ઉચ્ચાર કર્યાસિવાય કરવાં." "ઉપનયનસંસ્કાર રહિત પુત્રે મરણ પામેલા પિતાની ઉત્તરક્રિયા સ્વધા શબ્દથી કરવી યોગ્ય છે." "મૌંજીબંધન થયાસિવાય તેને કંઈ કર્મ કરવાનું નથી; ને માતાપિતાની ઉત્તરક્રિયાસિવાય વેદમંત્રનો ઉચ્ચાર કરવાનો અધિકાર નથી. [ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.] વ્યાઘ્રઃ—"ચૌલકર્મ ને ઉપનયનસંસ્કાર થયેલા પુત્રે માતાપિતાની શ્રાદ્ધક્રિયા સમંત્રક કરવી. તે સંસ્કાર ન થયા હોયતો વેદમંત્રનો ઉચ્ચાર ન કરતાં 'સ્વધા'શબ્દથી ક્રિયા કરવી." [ગ્રંથકારનો અર્થ આવી ગયો છે.] કાત્યાયનઃ—" ઉપનયનસંસ્કારરહિત પુત્રે અને પત્નીએ અગ્નિદાનમાત્ર સમંત્રક કરવું; બીજું સર્વ કર્મ અન્ય પાસે કરાવવું." સ્કંદપુરાણમાંઃ—"પત્નીએ યજ્ઞમાં યથાવિધિ સમંત્રક કર્મ કરવું. તેમ સ્ત્રી તથા સંસ્કારસહિત પુત્ર મંત્ર ભણીને ઉત્તરક્રિયા કરવા યોગ્ય છે." જે વચન છે કે, "સર્વ પુત્રાદિ અધિકારીઓ ન હોય, તો સ્ત્રીએ પતિની અમંત્રક ક્રિયા કરવી." તે વચન આસુરાદિ અધર્મી વિવાહથી પરણેલી સ્ત્રી વિષે જાણવું.

ઇતિ ઉપનયનસંસ્કારરહિત પુત્રનો અધિકાર સંપૂર્ણ.

—:(૦):—

## અથ વિધવાનો શ્રાદ્ધમાં અધિકાર કહેછે.

૬૩૮ વિધવા સ્ત્રીએ પતિનું શ્રાધ્ધ સમંત્રક કરવું. તે વિષે કહ્યું છે કે, "પુત્ર ન હોય તો, પત્નીએ પતિનું શ્રાધ્ધ સમંત્રક કરવું." સમંત્રક એટલે વેદસિવાય બીજા મંત્રથી કરવું. કારણકે સ્ત્રીઓને ઉપનયનસંસ્કાર ન હોવાથી વેદમંત્રનો અધિકાર નથી. તે વિષે ગરૂડપુરાણમાંઃ—" સ્ત્રી ને શૂદ્ર અમંત્રક કર્મ કરે." અને "સ્ત્રીઓએ અપસવ્ય કરવું હોય, ત્યારે ડાબી ખાંધ ઉપર વસ્ત્રનો પ્રાંત (છેડો) નાંખવો." એવું કારિકામાં કહ્યું છે. સ્ત્રીએ પતિનું પાર્વણ કરવા વિષે સુમંતુઃ—"મરણ પામેલા માણસને પુત્ર ન હોવાથી તેની સ્ત્રીએ તેનું સપિંડીકરણ ને પાર્વણશ્રાધ્ધ કરવું." શંકા કરે છે કે, " અપુત્રા સ્ત્રી કે પુરૂષ મરણ પામે, તેમનું સપિંડીકરણ ન હોવાથી એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ ન કરવું," એવો નિષેધ છે, તેથી અપુત્રનું પાર્વણ કેમ કહ્યું ? તેનું ઉત્તર કે, તે નિષેધ સ્ત્રીસિવાય બીજા કરનારને લાગુ છે. પત્ની કરનારી હોય તો, લૌગાક્ષિએ પાર્વણ કહ્યું છે. "સર્વ અધિકારીઓ ન હોય, તો પત્નીએ પતિનું અમંત્રક સપિંડીકરણ ને પાર્વણ કરવું." પત્નીને પુત્રની પેઠે અધિકાર છે, તે વિષે બીજી સ્મૃતિઃ—"પતિ પુત્રવાન્ હોય, તોપણ બીજી અપુત્રા વિધવા સ્ત્રીએ પુત્રની પેઠે શ્રાદ્ધ, પિંડ અને જલતર્પણ કરવું; પોતે પુત્રવતી હોય, તો જલતર્પણ માત્ર કરવું." પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ પુત્રની પેઠે કરવું. વિધવા સ્ત્રીએ પતિના શ્રાદ્ધમાં ચાર પાર્વણ લેવાં.

૬૩૯ તે વિષે સ્મૃતિસંગ્રહમાંઃ—"સર્વદા વિધવાએ ચાર પાર્વણ લેવાં. પતિ, સસરો ને વડસસરો, એ પહેલું પાર્વણ; માતા, પિતામહી ને પ્રપિતામહી, એ બીજું પર્વણ; પિતા, પિતામહ ને પ્રપિતામહ, એ ત્રીજું પાર્વણ; અને માતામહ, માતુઃપિતામહ ને માતુઃ પ્રપિતામહ, એ ચોથું પાર્વણ; એ રીતે ચાર પાર્વણથી શ્રાદ્ધ કરવું." તથાઃ—" વિશેષ કાલ કે તીર્થ હોય, ત્યાં સાસુનું ને માતામહીનું એ બે પાર્વણ વધારે લેવાં."[ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.] વિધવાએ પહેલાં માતાનું ને પછી પિતાનું પાર્વણ લેવું; કારણ કે સ્મૃતિમાં **'पित्रोः'** એ એકશેષ સમાસ હોત, તો તેમાં ક્રમ માલમ પડત નહિ; પણ **'मातापित्रोः'** એવો શબ્દ છે. એમાં માતાનો પ્રથમ ઉચ્ચાર વ્યાકરણ રીતે છે; તેથી પાઠનાં ક્રમ પ્રમાણે અર્થનો ક્રમ લેવાને યોગ્ય જણાય છે. અગ્નિહોત્ર હોમવું, અને

યવાગૂ (ભાતનું ચીકણું ઓસામણ) રાંધવું, એ બે વચનમાં પાઠક્રમની સાથે અર્થક્રમનો વિરોધ છે. [યવાગૂ રાંધવાનું પેહેલું, ને હોમ પછી, એવો અર્થક્રમ છે; તે પાઠની સાથે આવેલો ક્રમ છે. તે પ્રમાણે **'માતાપિત્રો:'** એમાં વિરોધ નથી.] સબંધના ક્રમથી પણ માતાનો સંબંધ અધિક છે,તેથી સ્ત્રીએ માતાનું પાર્વણ પહેલું ને પિતાનું પછી કરવું,એવું જણાયછે.બીજું પિતાના વીર્ય કરતાં માતાનું રૂધિર ગર્ભકાલે અધિક હોય, તો કન્યા અવતરે, એ શ્રુતિમાં સ્ત્રીના શરીરમાં માતાના અવયવોનું અધિકપણું કહ્યુંછે, તેથી સ્ત્રી શ્રાદ્ધ કરનારી હોય, તો માતાનું પહેલું ને પિતાનું પછી શ્રાદ્ધ કરવું, ઘણું યોગ્ય છે. વિસ્તાર કરવાનો સંભવ ન હોય, તો વિધવાએ બેજ પાર્વણથી શ્રાદ્ધ કરવું.

૬૪૦ તે વિષે સ્મૃતિ **સમુચ્ચયમાં**:–"વિધવા સ્ત્રીએ બે પાર્વણ કરવાં;એક તો પતિનું ને બીજું પોતાના પિતાનું." હવે અપુત્રા વિધવા સ્ત્રી પતિનું સંવત્સરી પોતે કરનારી હોય ને તે તે દિવસે રજસ્વલા થાય, તો પાંચમે દિવસે તે સંવત્સરીશ્રાદ્ધ કરવું. તે વિષે **ગૌતમ**:–"પતિનું સંવત્સરીશ્રાદ્ધ હોય, તે દિવસે અપુત્રા સ્ત્રી રજસ્વલા થાય, તો તેનું શ્રાદ્ધ પાંચમે દિવસે કરવું" તેમજ:–"પતિનું સંવત્સરી પ્રાપ્ત થયું, ને શ્રાદ્ધ કરનારી મરનારની સ્ત્રી રજસ્વલા થઈ હોય, તો તે શ્રાદ્ધ મરણતિથિમાં ન કરતાં પાંચમે દિવસે કરવું." જે વચન છે કે, "રજસ્વલા સ્ત્રી સાતમે દિવસે દેવ ને પિતરોના વ્રતપૂજનમાં યોગ્ય થાય." એ સાત દિવસસુધી અપવિત્રપણું કહ્યું, તે ત્યાંસુધી રજની નિવૃત્તિ ન થઇ હોય તો જાણવું. રજની નિવૃત્તિ થઇ હોય તો, પાંચમે દિવસેજ યોગ્ય થાય. તે વિષે **મનુ**:–"રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે સ્નાન કર્યાપછી પતિએ સ્પર્શ કરવા યોગ્ય થાય; ને પાંચમે દિવસે દેવ ને પિતરોના કામમાં યોગ્ય થાય." માટે શ્રાધ્ધ કરનારી સ્ત્રીએ પાંચમે દિવસે પતિનું સાંવત્સરિકશ્રાધ્ધ કરવું, એમ સિધ્ધ થયું.

ઇતિ વિધવાએ શ્રાદ્ધ કરવાનો નિર્ણય.

-:(૦):-

## અથ રજસ્વલા ભાર્યાના શ્રાદ્ધનો નિર્ણય.

૬૪૧ અથ શ્રાદ્ધ કરનારા પુત્રાદિની સ્ત્રી રજસ્વલા થઇ હોય, તોપણ પિતૃઆદિનું પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ પુત્રાદિકે કરવું. તે વિષે **કાલાદર્શમાં**:–"અ-

ગ્નિક પુત્રાદિકની સ્ત્રી રજસ્વલા થઇ હોય કે પોતે પરદેશમાં હોય, તો પિતાદિનું પ્રતિસાંવત્સરિકશ્રાધ્ધ દર્શાદિની પેઠે કાચા અન્નથી ન કરતાં રાંધેલા અન્નથી કરવું."[મૂલમાં એજ અર્થ લખ્યો છે.] તેમ લૌગાક્ષિઃ—"અનગ્નિક શ્રાદ્ધકર્ત્તાની સ્ત્રી રજસ્વલા થઈ હોય કે પોતે પરદેશમાં હોય, તોપણ રાંધેલા અન્નથી સાંવત્સરિકશ્રાદ્ધ કરવું; કાચા અન્નથી કે સુવર્ણથી ન કરવું." પક્વ એટલે રાંધેલું.તથાઃ—"દ્વિજ લોકોને શ્રાદ્ધમાં રજસ્વલાસ્ત્રી સિવાય બીજું વિઘ્ન ઉત્પન્ન થાય, તોપણ સાંવત્સરિકશ્રાદ્ધસિવાય દર મહીને કરવાનું દર્શઆદિ શ્રાધ્ધ કાચા અન્નથી કરવું." એ રીતે સ્ત્રી રજસ્વલા હોય, તો આ વચનોમાં દર્શમાસિકાદિ સિવાય આબ્દિક (સંવત્સરી) શ્રાધ્ધ રાંધેલા અન્નથી કરવું, એવું પ્રતિપાદન કર્યું છે.

૬૪૨ શંકા કરે છે કે, "અગ્નિ સિધ્ધ ન હોય તો, આપતકાલમાં, તીર્થમાં, પ્રવાસમાં, પુત્રજન્મમાં, તેમજ રજસ્વલા સ્ત્રીવાળા પુરૂષે આમાન્નથી (કાચા અન્નથી) શ્રાદ્ધ કરવું." તથાઃ—"સ્ત્રી રજસ્વલા હોય તો, અને દેશકાલનો સંપ્લવ [ઉપદ્રવ] હોય તો, દ્વિજ લોકોએ આમશ્રાદ્ધ કરવું; શુદ્રોએ તો સર્વકાલ આમશ્રાદ્ધ કરવું." એ રીતે કાત્યાયન ને વ્યાઘ્રપાદના વચનમાં પુત્રાદિકે સંવત્સરીઆદિ શ્રાધ્ધ આમાન્નથી કરવાનું જણાય છે. એ શંકાનું ઉત્તર આપે છે કે, એમ નહિ. મૃતતિથિ આદિ શ્રાધ્ધ રાંધેલા અન્નથી કરવાવિષે વિશેષ વચનનું બલ છે, માટે શંકાકારનાં આ બન્ને આમશ્રાદ્ધ બતાવનારાં સામાન્ય વચનો સંવત્સરીઆદિ શ્રાધ્ધસિવાયનાં શ્રાધ્ધ વિષે જાણવાં; એટલે વિરોધ નથી. વળી મરીચિએ ક્ષયાહ (સંવત્સરી) શ્રાદ્ધ આમાન્નથી કરવાને નિષેધ કર્યો છે. "અગ્નિ, પ્રવાસી, અને જેની સ્ત્રી રજસ્વલા હોય, તેણે આમશ્રાદ્ધ કરવું; પણ સાંવત્સરિકશ્રાદ્ધ તેવું ન કરવું," એવો નિષેધ છે; માટે મૃતતિથિમાં સંવત્સરી આમ શ્રાધ્ધથી ન કરવું."આપત્તિ આવી હોય, તો પણ સાંવત્સરિક શ્રાધ્ધ કદાપિ આમાન્નથી કરવું નહિ." કાષ્ણર્યાજિનિએ પણ સાંવત્સરિક શ્રાધ્ધ આમાન્નથી કરવાનો નિષેધ કર્યો છે.

ઇતિ ભાર્યા રજસ્વલા હોય, તેના શ્રાદ્ધનો નિર્ણય.

૬૪૩ સૂતકાદિ વિઘ્નથી રહેલું સાંવત્સરિકશ્રાધ્ધ બીજા કાલમાં પણ રાંધેલા અન્નથીજ કરવું. તે વિષે મરીચિઃ—"શ્રાદ્ધમાં વિઘ્ન આવે, અથવા મૃ-

રણતિથિનું અજ્ઞાન હોય, તો કૃષ્ણપક્ષની એકાદશીમાં કે અમાવાસ્યામાં રહેલું શ્રાદ્ધ રાંધેલા અન્નથી કરવું." કાષ્ણર્યાજિનિ પણઃ—"આપત્કાલ હોય, તોપણ કદાપિ સાંવત્સરિકશ્રાદ્ધ આમાન્નથી કરવું નહિ. તે રહેલું શ્રાદ્ધ કૃષ્ણપક્ષની એકાદશીમાં કે અમાવાસ્યામાં રાંધેલા અન્નથી કરવું." દેશભંગ કે વ્યાધિ આદિરૂપ આપત્તિ હોય, તો રહેલું સાંવત્સરિકશ્રાદ્ધ વચનમાં કહેલા કાલમાં સિધ્ધાન્નથી (રાંધેલા અન્નથી) કરવું. "આપત્કાલમાં પણ તે માસની કૃષ્ણએકાદશીમાં કે અમાવાસ્યામાં સિધ્ધાન્નથીજ સાંવત્સરિકશ્રાદ્ધ કરવું. ઇતિ નિર્ણય. આ પ્રત્યાબ્દિકાદિ (સંવત્સરીઆદિ) શ્રાદ્ધ સિધ્ધાન્નથી કરવાનું કહ્યું છે, તથાપિ તે દિવસે ગ્રહણ હોય કે બ્રાહ્મણ ન મળે, તો દ્વિજોએ પણ આમશ્રાદ્ધ કરવું. તે વિષે ગોભિલઃ—અમાવાસ્યાએ સૂર્યગ્રહણમાં માતાપિતાનું પ્રત્યાબ્દિક પ્રાપ્ત થયું, તો પુત્રે સિદ્ધાન્નથી,સુવર્ણથી કે આમાન્નથી તે કરવું. અમાવાસ્યા શબ્દથી પૌર્ણમાસી પણ જાણવી. [ તેમાં ચંદ્રગ્રહણ આવે છે. ]

૬૪૪ જોકે "ચંદ્રસૂર્યગ્રહણમાં અન્ન જમવું નહિ." એ વચનથી ગ્રહણમાં ભોજનનો નિષેધ છે, તોપણ જમનારાને દોષ છે; શ્રાદ્ધ કરનારનો તો અભ્યુદય [શ્રેયસ્કર] છે, એવું મિતાક્ષરામાં કહ્યું છે. અમાવાસ્યાનું દર્શશ્રાદ્ધ, માસિકશ્રાદ્ધ ને મરણતિથિનું શ્રાદ્ધ બ્રાહ્મણ મળે તો સિધ્ધાન્નથીજ કરવું. જમનારા બ્રાહ્મણ ન મળે, તો આમાન્નથી કે સુવર્ણથી શ્રાદ્ધ કરવું.

ઇતિ નિર્ણય.



## અથ આમશ્રાદ્ધના કાલ.

બૈધાયનઃ—"સંક્રાંતિમાં, રસોઇ કરવાનો અસંભવ હોય ત્યારે, બ્રાહ્મણ ન મળે તો, પ્રવાસમાં, પુત્રજન્મ થાય ત્યારે, ને ગ્રહણમાં દ્વિજોએ આમશ્રાદ્ધ કરવું. શૂદ્રોએ સર્વકાલ આમશ્રાદ્ધજ કરવું. [ગ્રંથાર્થ આવ્યો છે.] તે પ્રકારે સુમંતુઃ—"હે રાજા, સ્ત્રી ન હોવાથી રસોઇનો અસંભવ હોય ત્યારે, ને પ્રવાસાદિમાં બ્રાહ્મણાદિને પણ આમાન્નથી શ્રાદ્ધ કરવાનો અધિકાર છે; અને શૂદ્રોને તો સર્વકાલ આમશ્રાદ્ધનોજ અધિકાર છે, એવું વિદ્વાનો કહેછે. ઉશનાઃ—અગ્નિ સિધ્ધ ન હોય તો, આપત્કાલમાં, તીર્થમાં અને ચંદ્રસૂર્યના ગ્રહણમાં દ્વિજોએ

આમશ્રાધ્ધ કરવું; શૂદ્રોએ સર્વદા આમશ્રાધ્ધજ કરવું." તેમ "સ્ત્રી, શૂદ્ર, સ્વપચ (પત્નીરહિત હાથે રસોઈ કરનારો,) એમણે, અને જાતકર્મમાં પાર્વણવિધિથી આમશ્રાધ્ધ કરવું." [ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.] આમશ્રાદ્ધ એટલે રાંધેલા અન્નને ઠેકાણે કાચું અન્ન લેવું, એટલો વિશેષ છે.

૬૪૫ વ્યાસઃ—"રાંધેલા અન્નથી શ્રાધ્ધ કરવામાં જે વિધિ હોય છે, તેજ વિધિ આમશ્રાધ્ધમાં કરવો. તેમ આવાહનાદિ સર્વ કર્મ ને પિંડદાન વગેરે તેજ પ્રમાણે કરવું. સિદ્ધાન્ન કે આમાન્ન જે બ્રાહ્મણોને આપ્યું, તે અન્નથીજ અગ્નૌકરણ ને પિંડદાન પણ કરવું." જમદગ્નિઃ—"આમશ્રાદ્ધમાં અનગ્નિક પુરૂષે બ્રાહ્મણના હાથમાં અગ્નૌકરણ કરવું." હાથમાં અગ્નૌકરણ નિરગ્નિકવિષે કહ્યું છે. "શ્રાદ્ધમાં જે આમાન્ન આપવાનું હોય, તે પુરૂષના આહાર કરતાં ચારગણું આપવું." વ્યાસઃ—અશક્તિ હોય, તો બમણું વા આહાર જેટલું આપવું. મરીચિઃ—"આમશ્રાધ્ધમાં આવાહન, સ્વધાકાર અને વિસર્જન, એટલે ઠેકાણે મંત્ર વર્જિત કરવા. બીજા કર્મમાં મંત્ર ભણવા. એ આમશ્રાધ્ધનો વિધિ છે." ગાલવઃ—"આમશ્રાદ્ધ પૂર્વાણ્હમાં કરવું." સુમંતુઃ—"શૂદ્ર શ્રેષ્ઠ હોય, તોપણ તેણે શ્રાધ્ધમાં બ્રાહ્મણોને કદાપિ રાંધેલા અન્નથી જમાડવા નહિ; જો જમાડે તો દોષવાળો થાય; અને તેને જમાડવાનું ફલ મળે નહિ. મધ્યાન્હપછી જે કુતપકાલ કહ્યોછે, તેમાં પિતરોને નામે આમાન્ન આપવામાત્રથી શ્રાધ્ધ અક્ષય્ય થાય." એ શૂદ્રવિષે જાણવું; ને પૂર્વાણ્હમાં આમશ્રાધ્ધ કરવાનું કહ્યું, તે દ્વિજોવિષે જાણવું.

ઇતિ આમશ્રાધ્ધનિર્ણય.

:-(૦):-

## અથ સ્ત્રીઓનું જુદું શ્રાધ્ધ કરવાનો નિર્ણય.

૬૪૬ સ્ત્રીઓનું મૃતતિથિઆદિ શ્રાધ્ધસિવાય બીજે ઠેકાણે તેનું પતિની સાથેજ શ્રાધ્ધ કરવું. તે વિષે જાતૂકર્ણ્યઃ—"મૃતિતિથિસિવાય બીજે ઠેકાણે સ્ત્રીઓનું જુદું શ્રાધ્ધ કરવું નહિ. કેટલાક ઋષિઓ બીજે ઠેકાણે સ્ત્રીઓનું જુદું શ્રાધ્ધ કરવાનું ઈચ્છેછે." બીજે ઠેકાણે એટલે અષ્ટકાદિમાં શ્રાદ્ધ જુદું કરવું. તેવિષે કહ્યું છે કે, "અન્વષ્ટક્ય નામનું શ્રાધ્ધ, વૃધ્ધિશ્રાદ્ધ, મૃતતિથિશ્રાધ્ધ અને એકોદ્દિષ્ટ શ્રાધ્ધ, એ ચારસિવાય સ્ત્રીઓનું જુદું શ્રાધ્ધ થાય નહિ. વૃદ્ધિશ્રાધ્ધમાં, પ્રત્યા-

ષ્ઢિકમાં,ગયાશ્રાદ્ધમાં ને અષ્ટકાશ્રાદ્ધમાં,માતાનું પિતામહીઆદિ સાથે પાર્વણ શ્રાદ્ધ કરવું." શાતાતપઃ–"નાંદીમુખશ્રાદ્ધ(વૃદ્ધિશ્રાદ્ધ)માં, અષ્ટકામાં,ગયામાં અને મૃતતિથિમાં માતાનું શ્રાદ્ધ પિતામહીઆદિની સાથે કરવું." કાષ્ણાર્જિનિઃ–"અન્વષ્ટકામાં, વૃદ્ધિશ્રાદ્ધમાં, ગયામાં અને મરણતિથિમાં, માતાનું શ્રાદ્ધ જુદું કરવું; બીજે ઠેકાણે પતિની સાથે કરવું." માતાનું એટલે સ્ત્રીઓનું જાણવું.[માતા, પિતામહી ને પ્રપિતામહી.] મરણતિથિમાં તો માતાનુંજ પિતામહીની સાથે કરવું. [બીજી સ્ત્રીઓનું નહિ.]

૬૪૭. બીજી સ્મૃતિમાંઃ–"અન્વષ્ટકામાં નવ પિંડથી શ્રાદ્ધ કરવું." તે એવી રીતે કે, "પિતાદિ પાર્વણના પ્રથમ ત્રણ પિંડ; પછી માતાદિ પાર્વણના ત્રણ,ને અંતે માતામહાદિ પાર્વણના ત્રણ પિંડ આપવા." [એટલે માતૃપાર્વણ મધ્યમાં આવ્યું.] એ નવે પિંડ પ્રધાન છે. તેમાં માતૃપાર્વણના ત્રણ પિંડ દર્શની પેઠે બીજા પિંડની સાથે સરખા ધર્મવાળા નથી; કારણકે તેમને પ્રધાનપણું છે. જે કોઇએ કહ્યું છે કે, અનેક માતાઓ હોય, તો બે પિતાના શ્રાદ્ધની પેઠે બે ત્રણ આદિ માતાઓનો ઉચ્ચાર કરીને બધા વચ્ચે એકજ પિંડ આપવો; કારણ કે દરેક માતાને જુદા પિંડ આપે તો,નવ સંખ્યા કરતાં અધિક સંખ્યા થવાથી અન્વષ્ટક્યનો ભંગ થાય. એ રીતે દર્શાદિ શ્રાદ્ધમાં અદ્રષ્ટપિંડિકાવિધાનશાખાના આધારે લેઈ વ્યાખ્યાન કર્યું છે; પણ તે શિષ્ટાચારની સાથે વિરૂદ્ધ છે. શિષ્ટ લોકો અન્વષ્ટક્યમાં સાપત્નમાતાનું એકોદ્દિષ્ટ ને પિંડ જુદો કરે છે. વળી માતૃપ્રધાનઅષ્ટકાશ્રાદ્ધમાં માતામહીના પાર્વણના પિંડનો નિષેધ કરવો સારો નહિ; કારણકે પુરૂષના પિંડ આપ્યાપછી તેમની પત્નીઓના પિંડ આપવા; એનો શાંખાયનગૃહ્યસ્મૃતિ સાથે વિરોધ આવે છે. વળી નવ દેવતાવાળું શ્રાદ્ધ છે, એવું બતાવવાસારૂ સ્મૃતિમાં નવ પિંડ શબ્દની પ્રવૃત્તિ છે, તેથી વિશેષ વાક્યથી સામાન્ય વાક્યનો બાધ થાય, એ ન્યાયનો પણ અહીં નિરાસ થયો. અત્રે સાપત્નમાતાનું એકોદ્દિષ્ટ કરવું.

૬૪૮ તે વિષે જાતૂકર્ણ્યઃ–"સાપત્નમાતાનું એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ કરવું નહિ." તેમ મહાલયશ્રાદ્ધમાં માતાઓનું શ્રાદ્ધ પિતાની સાથે અથવા જુદું કરવું." તે વિષે અપરાર્કગ્રંથમાંઃ–"ગયામાં ને મહાલયાદિમાં માતાનું શ્રાદ્ધ જુદું વા પિતાની સાથે કરવું." સ્મૃત્યર્થસારમાંઃ–"માતાનું શ્રાદ્ધ જુ-

ડું કરવું; ને માતામહાદિ પાર્વણ સપત્નીક કરવું." અન્ય ગ્રંથમાં પણ કહ્યુંછે કે, માહાલયમાં માતાનું પાર્વણ મધ્યમાં લેવું. તથાઃ—"વૃદ્ધિશ્રાદ્ધમાં પહેલાં, ગયાશ્રાદ્ધમાં અંતે અને અન્વષ્ટકામાં મધ્યે, માતૃપાવર્ણશ્રાદ્ધ જુદું કરવું. એ સ્થલમાં પતિની સાથે કરવું નહિ." માતાનું અન્વષ્ટકાશ્રાદ્ધ વિશ્વેદેવપૂર્વક કરવું. તે વિષે કહ્યું છે કે, "અષ્ટકામાં પિતરોનું શ્રાદ્ધ વિશ્વેદેવરહિત, ને માતરોનું વિશ્વેદેવસહિત કરવું; તેમ વૃદ્ધિશ્રાદ્ધમાં માતરોનું વિશ્વેદેવરહિત ને પિતરોનું વિશ્વેદેવસહિત કરવું." અષ્ટકાની પેઠે અન્વષ્ટમાં પણ માતાઓનું શ્રાદ્ધ વિશ્વેદેવપૂર્વકજ કરવું. માતા, પિતામહી ને પ્રપિતામહીને નામે બ્રાહ્મણ જમાડવા. અહીં માતા આદિ ત્રણનું ગ્રહણ કર્યું છે, તેથી અષ્ટકામાં પિતૃપાર્વણ સિવાય કેવલ માતૃપાવર્ણ લેવાનું કહ્યું છે.

૬૪૯ તે પ્રકારે **સ્મૃતિમંજરીમાંઃ**—"તે અષ્ટકાશ્રાધ્ધ કેવલ માતાનુંજ છે, માટે તેને માતૃશ્રાધ્ધ પણ કહે છે." તે એક પાર્વણ જીવત્પિતાને યોગ્ય છે. કંઇ ન મળે તો, "શાકમાત્રથી પણ અપરપક્ષશ્રાધ્ધ કરવું." એ વચનથી નિરગ્નિકને પણ અપરપક્ષાન્વષ્ટકાશ્રાધ્ધ નિયમથી કરવાનું છે. બીજી અન્વષ્ટકાઓમાં નિયમ નથી. સાગ્નિકને તો પિંડપિતૃયજ્ઞ પછી કરવાનું વિધાન છે, માટે સર્વ અન્વષ્ટકામાં નિયમથી શ્રાધ્ધ કરવાનું છે. '**पिंडपितृयज्ञावृते**' એટલે પિંડપિતૃયજ્ઞ કરનારે બીજે દિવસે સવારે અન્વષ્ટક્ય કરવું; તેથી જીવત્પિતૃકને અષ્ટકાશ્રાદ્ધનો અધિકાર નથી, તોપણ આ માતૃશ્રાધ્ધ ( એકલા માતાના પાર્વણવાળું શ્રાધ્ધ ) કરવાનો અધિકાર છે; કારણકે અન્વષ્ટકાશ્રાધ્ધ માતાનું જુદું કરવું, એવું વચન છે.

ઇતિ માતાઓના જુદા શ્રાદ્ધનો નિર્ણય.



## અથ જીવત્પિતૃકશ્રાદ્ધનો નિર્ણય.

૬૫૦ તે વિષે કહ્યું છે કે, "જીવત્પિતાને પિતૃકર્મમાં અધિકાર નથી; કારણ કે જીવતા પિતાનું ઉલ્લંઘન કરીને બીજા પિતરોને કંઈ આપવાનો અધિકાર નથી." એ કાત્યાયનવચનથી જીવત્પિતૃક પુત્રને શ્રાદ્ધાધિકારનો નિષેધ છે, તોપણ ગૃહ્યપરિશિષ્ટમાં તેનો અપવાદ (નિષેધનો નિષેધ) કર્યો છે. તેજ કહે છે કે, "વિવાહ, પુત્રજન્મ, પિત્ર્યેષ્ટિ, સોમયાગ, તીર્થ અને બ્રાહ્મણ-

તું આવવું, એ છ ઠેકાણે જીવત્પિતૃકને અધિકાર છે. પિત્રયેષ્ટી, પિતૃયજ્ઞ, વૃદ્ધિ, (મંગલ કાર્ય), માતાની મરણતિથિ, બ્રાહ્મણસંપત્તિ ને તીર્થ, એટલાં સ્થાનમાં જીવત્પિતૃક માણસે પણ શ્રાદ્ધ કરવું." મૈત્રગૃહ્યપરિશિષ્ટમાં:–" ગયા સિવાય સર્વ તીર્થોમાં ને સર્વ મહા નદીઓમાં જીવત્પિતાએ પણ પાર્વણ વિધિથી શ્રાદ્ધ કરવું. તે પ્રમાણે માતા મરણ પામી હોય ને કંઈ પ્રસંગથી ગયાની પ્રાપ્તિ થાય, તો જીવત્પિતાએ માતાનું શ્રાદ્ધ કરવું. તે વિષે કહ્યું છે કે, "અન્વષ્ટકામાં ગયાની પ્રાપ્તિ થાય તો, અને મૃતતિથિમાં પિતા જીવતો હોય, તોપણ તેના પુત્રે માતાનું શ્રાધ્ધ કરવું." તેમ પતિતપણાના દોષથી યુક્ત કે સંન્યાસી પિતા હોય, તો ઉપર કહેલા કાલ ને સ્થાનસિવાય બીજા કાલ ને સ્થાનમાં પણ પુત્રે શ્રાધ્ધ કરવું.

૬૫૨ સ્મૃત્યંતરમાં:–" બ્રાહ્મણાદિના હાથથી પિતા મરણ પામ્યો હોય, કે પતિત હોય, અગર સંગ એટલે સંબંધરહિત હોય, તો જેમને પિતા શ્રાદ્ધ આપતો હતો, તે પિતરોનેજ પુત્ર પોતે આપે." સુમંતુ:–" અગ્નિરહિત જીવત્પિતૃક દ્વિજે શ્રાધ્ધ ન કરવું; અને સાગ્નિકે, જેને પિતા આપતો હતો, તે પિતૃને પુત્ર પોતે આપે." અહીં સાગ્નિક એટલે અગ્નિહોત્રી ને સ્માર્તાગ્નિ વાળો બન્ને જાણવા,અને બે અગ્નિથી રહિત નિરગ્નિકને પણ એ પ્રકારે જાણવું. " નિરગ્નિક જીવત્પિતૃકે પણ પુત્રજન્મનિમિત્ત વૃધ્ધિશ્રાધ્ધમાં જે પિતરોને નામે પિતા આપે છે, તેમનેજ નામે પુત્ર પોતે આપે."એ વિષે વિશેષ મનુઃ–" પિતા જીવંતો હોય, તો તે પિતાના પિતા આદિનું શ્રાધ્ધ પુત્રે કરવું; અને તે શ્રાધ્ધમાં બ્રાહ્મણને જે અર્પણ કર્યું હોય,તે પોતાના પિતાને [1] જમાડવું." "હવે જો પિતા મરણ પામ્યો હોય ને પિતામહ જીવતો હોય,તો પિતાનું નામ દેઇને પ્રપિતામહનું નામ દેવું;વા તે શ્રાધ્ધમાં પિતામહને ભોજન આપવું, એવું મનુ કહે છે." તથાઃ—" પ્રપિતામહ જીવતો હોય, તો સાગ્નિક જીવત્પિતૃકે શ્રાધ્ધ ન કરવું." એ સુમંતુવચનથી પિતા ને પિતામહ જીવતા હોય, તો પૂર્વોક્ત નિમિત્તથી શ્રાધ્ધ કરવાનો અંગીકાર કર્યો છે: તથા:–" પિતા શ્રાધ્ધ કરતો હોય, તેના જે પિતૃ આદિ દેવતા, તેજ જીવત્પિતૃકને જાણવા." અહીં વિશેષ સ્મૃત્યંતરમાં:–" જો પિતા જી-

---

૧ અહીં વિપ્રવત્ એવો પાઠાંતર છે, તેનો અર્થ બ્રાહ્મણ જેવું પિતાને જમાડવું.

વતો હોય ને પુત્રને શ્રાદ્ધ કરવાનો પ્રસંગ આવે, તો પિતામહાદિ ત્રણ ને પોતાના માતામહાદિ પિતરોનું યજન કરવું (પૂજવા)."

ઇતિ જીવત્પિતાનું શ્રાદ્ધ કરવાનો નિર્ણય.

---

## અથ જીવત્પિતાનું શ્રાદ્ધ કરવાનો નિષેધ.

૬૫૨ લૌગાક્ષિઃ—" જીવત્પિતૃકે આમશ્રાદ્ધ, ગયાશ્રાદ્ધ, મહાલયશ્રાદ્ધ ને કાળા તલયુક્ત જલથી તર્પણ, એટલાં વાનાં કરવાં નહિ." ક્રતુ પણઃ—"અષ્ટકા, સંક્રાંતિ, મન્વાદિયુગાદિ તિથિઓ, ચંદ્રસૂર્યગ્રહણ, પાતયોગ ને સ્વેચ્છાથી પૂજ્ય બ્રાહ્મણાદિ યોગ, એટલાંસ્થાનમાં શ્રાદ્ધ ને કામ્યશ્રાદ્ધ જીવત્પિતૃકે કરવાં નહિ." આમશ્રાદ્ધ ને ગયાશ્રાદ્ધનો નિષેધ કર્યો, તે શ્રાદ્ધ કરવા વાસ્તેજ ગયામાં જઇને શ્રાદ્ધ ન કરવાવિષે છે.

ઇતિ જીવત્પિતાનું શ્રાદ્ધ કરવાનો નિષેધ.

-:(૦):-

## અથ આજા પડવાનું શ્રાદ્ધ.

જીવત્પિતૃકે આશ્વિનશુક્લપ્રતિપદામાં માતામહનું (માના બાપનું) શ્રાદ્ધ કરવું. તે વિષે કહ્યું છે કે, "જીવત્પિતૃક દૌહિત્રે આશ્વિનશુક્લપ્રતિપદાને દિવસે સંગવકાલમાં ( ૭ ઘડી દિવસથી બાર ઘડીની અંદર) માતામહનું એક પાત્રણવાળું શ્રાદ્ધ કરવું." તથાઃ—"ગર્ભમાંથી બારણે ઉત્પન્ન માત્ર થયેલા દૌહિત્રે, પિતા જીવતો હોય છતાં, આશ્વિનશુક્લપ્રતિપદાને દિવસે માતામહનું શ્રાદ્ધ કરવું." તથાઃ—"માતાના પિતાથી આરંભ કરીને ત્રણેને માતામહ કહ્યા છે; તેમનું શ્રાદ્ધ દૌહિત્રોએ પિતૃશ્રાદ્ધની પેઠે કરવું."

ઇતિ આજા પડવાનું શ્રાદ્ધ.

---

## અથ શ્રાદ્ધને દિવસે દ્રવ્ય ન હોય, તે વિષે નિર્ણય.

૬૫૩ "દ્રવ્યનો કે બ્રાહ્મણનો અસંભવ હોય, તો શ્રાદ્ધને દિવસે પિંડમાત્ર કરવા, કે ઉપવાસ કરવો." સ્મૃત્યંતરમાંઃ—"શ્રાદ્ધયોગ્ય પાત્ર બ્રાહ્મણ ન મળે તો, પિતરોને નામે પિંડમાત્ર કરીને શેષ અન્ન, જ્યાં પાત્ર હોય ત્યાં લેઇ

જઈને તેને આપવું." ૧ પિંડમાત્ર એટલે શ્રાદ્ધના વિધિથી પિંડ આપીને શ્રાધ્ધ કરવું. બીજું વચન છે કે, "સર્વ મળવાનો અસંભવ હોય, તો અગ્નિમાં હોમ કરવો; અગર ગાયને ખવડાવવું કે જલમાં નાંખવું; પરંતુ પ્રાપ્ત પિતૃશ્રાધ્ધકર્મનો લોપ કરવો નહિ." અતિ દરિદ્ર પુરુષે તર્પણમાત્ર કરવું. તિલ વગેરેનો પણ અસંભવ હોય તો, વૃધ્ધવસિષ્ઠઃ—"શ્રાધ્ધકાલ પ્રાપ્ત થયેથી ઘાસનો પૂળો પિતરોને નામે અગ્નિમાં બાળવો; અથવા પાણીથી ઉપવાસ કે શ્રાધ્ધસંહિતાનો પાઠ કરવો. વિષ્ણુપુરાણમાં:—"ઘાંસનો પૂળો વગેરે સર્વે ન મળે, તો વનમાં જઈને સૂર્યાદિ લોકપાલ દેવતાઓને ઉંચા હાથ કરી બગલો દેખાડીને ઉંચા સ્વરથી આ મંત્ર ભણવો. તેનો અર્થ. "મને શ્રાધ્ધ કરવા યોગ્ય ધન, વા બીજું વિત્ત કે કંઈ મળતું નથી, માટે મારા પિતરોને હું નમસ્કાર કરૂંછું; મારી ભક્તિથી પિતરો તૃપ્ત થાઓ. તે માટે હું આ મામારા બંન્ને હાથ વાયુના માર્ગરૂપી આકાશમાં ઉંચા કરીને બગલો દેખાડું છું" "હે ધર્મ રાજા, પિતરોએ એવું ગાયું છે કે, બગલો દેખાડવારૂપી ભાવના કરવાયોગ્ય ભક્તિનું કારણ જે કરે, તેણે પિતરોનું શ્રાદ્ધ કર્યું."

ઇતિ દ્રવ્ય ન હોય, તેના શ્રાદ્ધનો નિર્ણય.



## અથ આશૌચથી રહેલા શ્રાદ્ધના કાલનો નિર્ણય સંપૂર્ણ.

૬૫૪ મરીચિઃ—"શ્રાદ્ધમાં વિઘ્ન આવે કે મૃતિતિથિ જાણવામાં ન આવે, તો રહેલું શ્રાદ્ધ સિધ્ધાન્તથી કૃષ્ણએકાદશીમાં કે અમાવાસ્યામાં કરવું. શ્રાધ્ધમાં આશૌચ આવવાથી રહેલું શ્રાદ્ધ, સૂતક ઉતરેથી બીજે દિવસે કરવું." ઋષ્યશૃંગઃ—"સાંવત્સરિકશ્રાદ્ધ પ્રાપ્ત થાય ને આશૌચ આવે, તો આશૌચને અંતે તે શ્રાદ્ધ કરવું." આશૌચને અંતે કરવાનો અસંભવ હોય, તો અમાવાસ્યામાં કરવું. તે વિષે ગોભિલઃ—"પ્રતિસાંવત્સરિકશ્રાધ્ધ કરવાનું આવ્યું, ને તેમાં સૂતક કે મૃતક પ્રાપ્ત થાય, તો મૃતક ને કે સૂતકને અંતે વા તે માસની અમાવાસ્યામાં તે કરવું.

૬૫૫ હારીતઃ—"મૃતાશૌચમાં તેરમે દિવસે, જન્માશૌચમાં અગિયારમે, અને રજસ્વલાના પાંચમે દિવસે રહેલું શ્રાધ્ધ કરવું." મૃતકસૂતકમાં તેરમે દિ-

૧ પિતૃયજ્ઞ એવો પાઠાન્તર પણ છે. તેનો અર્થ શ્રાદ્ધવિધિ.

વસે કહ્યું, તે ઘણાં પાસેના સંબંધીના સૂતકવિષે જાણવું. દૂરના સંબંધીના સૂતકવિષે બીજી સ્મૃતિમાંઃ—સૂતકથી અંતરાયલું સાંવત્સરિકશ્રાધ્ધ, "જનનાશૌચમાં અગિયારમે દિવસે ને મૃતાશૌચમાં બારમે દિવસે કરવાનું મનુએ કહ્યું છે." તથાઃ—"આશૌચથી અંતરાયલું સાંવત્સરિકશ્રાદ્ધ જનનાશૌચને અગિયારમે દિવસે ને મૃતાશૌચને બારમે દિવસે કરવું, એવો સનાતન વિધિ છે." જે વચન છે કે, "પોતાને ઘેર જનનાશૌચ આવે, તો રહેલું સાંવત્સરિકશ્રાધ્ધ બારમે દિવસે કરવું." તે વચનનું મૂલ પ્રમાણ જડતું નથી, કે તે ક્યાંનું છે? માટે તેનો અનાદર કર્યો છે. ષટ્ત્રિશન્મતમાંઃ—"માસિકશ્રાધ્ધ ને સાંવત્સરિકશ્રાધ્ધ અંતરાયલું હોય, તે મૃતક કે સૂતકની શુધ્ધિ થયેથી કે વિશેષકરીને અમાવાસ્યામાં કરવું." તથાઃ—"શ્રાધ્ધમાં મૃતક, સૂતક વા રજસ્વલાનું વિઘ્ન આવે, તો તેને અંતે શ્રાદ્ધ કરવું, એવું મનુએ કહ્યું છે." વ્યાસઃ—"શ્રાધ્ધમાં મૃતક કે સૂતકનો અંતરાય આવે, તો તે અંતરાયલું શ્રાધ્ધ વિદ્વાન લોકોએ અમાવાસ્યાને દિવસે કરવું."

ઇતિ આશૌચાદિથી રહેલા શ્રાદ્ધનો નિર્ણય.

---

## અથ નિત્યશ્રાધ્ધનો નિર્ણય.

૬૫૬ દરરોજ કરવાના શ્રાધ્ધનું સ્વરૂપ ભવિષ્યોત્તરમાંઃ—"રોજનું શ્રાધ્ધ વિશ્વેદેવરહિત કરવાનું, માટે તેને નિત્યશ્રાધ્ધ કહેછે. અશક્તિ હોય તો, ઉદકમાત્રથી કરવું" સ્મૃતિસારમાંઃ—"પંચમહાયજ્ઞમાંના નિત્યશ્રાધ્ધમાં પિતૃમાટે એક બ્રાહ્મણને પણ અન્ન જમાડવું; વિશ્વેદેવમાટે એક બ્રાહ્મણને અન્ન જમાડવું નહિ." વિશ્વેદેવરહિત નિત્યશ્રાધ્ધ કરવું. ચંદ્રુનિબંધમાંઃ—નિત્યશ્રાદ્ધ વિશ્વેદેવરહિત કરવું. તેમજ બીજી સ્મૃતિમાંઃ—નિત્યશ્રાધ્ધ વિશ્વેદેવ, બ્રહ્મચર્યવ્રત ને પિંડરહિત કરવું. શ્રાધ્ધકલ્પમાંઃ—"નિત્યશ્રાધ્ધમાં નિમંત્રણ, હોમ, આવાહન, વિસર્જન, પિંડદાન, વિકિર ને દક્ષણા, એટલાં વાનાં કરવાં નહિ. નૈમિત્તિકશ્રાધ્ધમાં પર્યુષિત (રાત્રે કરી મૂકેલું ટાઢું) અન્ન બ્રાહ્મણને જમાડવું નહિ; પણ નિત્યશ્રાધ્ધમાં શાક કે તળેલું ભક્ષ્યાદિ ટાઢું અન્ન જમાડવાને હરકત નથી. ગોષ્ઠી નામના શ્રાધ્ધમાં ને નિત્યશ્રાદ્ધમાં ચિત્રાહુતિ [ જેને અપોશન કહે છે, તે

પત્રાળા આગળ ભાતની આહુતિ મૂકાય છે તે.) આપવી; બીજા સર્વ શ્રાદ્ધમાં ચિત્રાહુતિ ને અગ્નૌકરણાહુતિ ન આપવી.

૬૫૭ પ્રેતકલ્પમાંઃ—"નિત્યશ્રાધ્ધમાં સર્વ પિતૃગણનો ઉચ્ચાર કરીને એક બ્રાહ્મણની ગંધપુષ્પાદિથી પૂજા કરી યથાશક્તિ તેને જમાડવો. અગ્નૌકરણ, આવાહન, સ્વધાકાર, પિંડદાન, બ્રહ્મચર્યાદિ નિયમ, વિશ્વેદેવ, એટલાં કર્મ નિત્યશ્રાધ્ધમાં તજવાં; ને રસોઈ બ્રાહ્મણમાટે કરાવી તેને જમાડવો." સ્મૃત્યર્થસારમાંઃ—નિત્યશ્રાદ્ધ વિશ્વેદેવરહિત ને છ પિતૃ દેવતાવાળું કરવું. તેમાં અન્ન, દેશ કાલ, કર્ત્તા અને ભોક્તા, એમના કોઇ પ્રકારના નિયમ પાળવા નહિ; અને નમસ્કાર માત્રથી વિસર્જન કરવું. તથાઃ—"શ્રાદ્ધ અન્નથી, ઉદકમાત્રથી વા શાકમૂળફલાદિથી પિતૃની તૃપ્તિમાટે કરવું." ચમત્કારખંડમાંઃ—"જ્યાં પ્રસંગથી શ્રાધ્ધસિદ્ધિ થતી હોય, ત્યાં નિત્યશ્રાદ્ધ જુદું કરવું નહિ." શ્રીરામાયણમાંઃ—[ચિત્રકોટ પર્વત ઉપર શ્રીરામચંદ્રજીએ શ્રાધ્ધ કર્યું, ત્યાં દશરથે પિંડ લેવાસારૂ ગંગામાંથી હાથ કાઢયો હતો, ત્યારે તેમણે પિતાને કહ્યું છે કે,] "હે દશરથ રાજન્, આ ઉત્તમ ઇંગુદી (હિંગોરાના ફલ)નો પિંડ હું આપું છું, તે તમે ગ્રહણ" કરો. [ કારણકે કર્ત્તાપુરૂષ જે અન્ન ખાય, તે દેવતાઓને પણ અપાય. ]

ઇતિ નિત્યશ્રાદ્ધનો નિર્ણય.



## અથ સંકલ્પશ્રાદ્ધનો વિધિ.

૬૫૮ ષટ્‌ત્રિંશન્મતમાંઃ—"પોતાની અશક્તિના કારણથી સંપૂર્ણ રીતે પાર્વણશ્રાદ્ધ કરવાને સમર્થ ન હોય, તો પિંડઅર્ધાદિરહિત સંકલ્પશ્રાધ્ધ કરવું." સ્મૃતિસંગ્રહમાંઃ—"શ્રાધ્ધનાં સંપૂર્ણ અંગ કરવાને સામર્થ્ય ન હોય, તો અર્ઘાદિરહિત સંકલ્પશ્રાદ્ધજ કરવું." આદિ શબ્દથી આવાહનાદિ જાણવા. આપસ્તંબઃ—સંકલ્પશ્રાદ્ધમાં આવાહન, અર્ઘ, અગ્નૌકરણ,સ્વધાવાચન, એટલાં વાનાં તજવાં. તથાઃ—"આવાહન, અગ્નૌકરણ, વિકિર ને અર્ઘપાત્રપૂરણ, એ ચાર પિંડરહિત સંકલ્પશ્રાદ્ધમાં ન કરવાં." [મૂલાર્થ આવ્યો છે. ] તથા સ્મૃતિઃ—"સંકલ્પશ્રાદ્ધમાં અર્ઘપાત્ર પૂરણ, આવાહન, અગ્નૌકરણ, પિંડ, એટલાં ન કરવાં." વ્યાસઃ—"નાસ્તિકય બુદ્ધિથી અગ્નિનો ત્યાગ કરી મરણ પા-

મેલાનું એકોદ્દિષ્ટ, સપિંડીકરણ કે પાર્વણ કંઈ પણ કરવું નહિ. અગ્નિનો ત્યાગ ન કરનારા મરણ પામેલાનું સપિંડન કરવાની ઉક્તિ છે, માટે તેનું સંકલ્પ શ્રાધ્ધ કરી બ્રાહ્મણ જમાડવા." [મૂલાર્થ આ૦યો છે.]

ઇતિ સંકલ્પ શ્રાદ્ધનિર્ણય સંપૂર્ણ.

—:(०):—

## અથ તીર્થશ્રાદ્ધ.

૬૫૯ અક્ષય્ય પ્રશ્ન, અગ્નૌકરણ, સ્વધાવાચન, અવનેજન, પ્રત્યવનેજન (પિંડ ઉપર પાણી છાંટવું પડે છે તે,) ને પિંડ, એટલાં અંગવાળું તીર્થશ્રાધ્ધ છે,એવું તીર્થખંડમાં છે. મત્સ્યઃ—" સર્વ નદીઓમાં સ્નાન કરી દેવપિતૃતર્પણ કરવું; શ્રાધ્ધકાલ હોય કે અકાલ હોય, તોપણ તીર્થની પ્રાપ્તિ થઈ કે, તીર્થશ્રાધ્ધ અને પિતૃતર્પણ કરવું; તીર્થમાં બ્રાહ્મણની પાત્રાપાત્ર પરીક્ષા કરવી નહિ; અને સાથવાના, જવના, પાયસના, ઘઉંના લોટના, પિણ્યાક (તલના ખોળ)ના અને ગોળના, એમાંથી ગમે તેના પિંડ આપીને, તીર્થમાં અર્ધાવાહનાદિરહિત શ્રાદ્ધ કરવું. અર્ધ, આવાહન, બ્રાહ્મણનો અંગુઠો ઝાલીને અન્ન નિવેદન, વિકિર, અને તૃપ્તિપ્રશ્ન, એટલાં વાનાં તીર્થશ્રાદ્ધમાં કરવાં નહિ," એવું બીજી સ્મૃતિમાં કહ્યુંછે. તથાઃ—"શ્વાન (કૂતરૂં), ધ્વાંક્ષ, (કાગડા જેવું એક જાતનું પક્ષી થાયછે.) ગીધ, કાગડા, ચાંડાલ, એમની દ્રષ્ટિ પડી હોય, તોપણ તેથી તીર્થશ્રાધ્ધક્રિયાની હાનિ થતી નથી." ષટ્ત્રિશન્મતમાંઃ—"કાચા અન્નથી આમશ્રાદ્ધ કરે, ત્યારે પિંડદાન શીરીતે કરવું કે, ઘરની રસોઈમાંથી અન્ન લેઈને તેના, કે સાથવાના અગર પાયસના પિંડ ને અગ્નૌકરણ કરવાં." રાંધેલું વા કાચું જે હોય, તેનાથી કરવા. "કુરૂક્ષેત્ર, નૈમિષ, પુષ્કર ને ગયા, એ તીર્થોસિવાય બીજાં સર્વ તીર્થોમાં મુંડન (ક્ષૌર) ને તીર્થોપવાસ કરવાનો વિધિ છે.

ઇતિ તીર્થશ્રાધ્ધનો નિર્ણય.

—:(०):—

## અથ જીવત્શ્રાધ્ધનો વિધિ.

૬૬૦ પોતાના મરણપછી કોઈ કરનારો ન હોય, તો પોતાનો જીવને માટે પોતેજ અગાઉથી શ્રાધ્ધ આપે. તે વિષે બ્રહ્મપુરાણઃ—"જે નર દેશ, કાલ, ધનશ્રદ્ધા, વ્યાપાર, ઈત્યાદિ સંસારવ્યવહારમાંથી વૈરાગ્ય પામી નીકળી ગયોછે

ને જીવેછે, તેણે પોતાના જીવને સારૂ પોતેજ શ્રાદ્ધ કરવું." તેનો વિધિ પુરાણાંતરમાં:—"ઉપવાસ અને સ્નાન કરીને તેરશને દિવસે એકાગ્રચિત્ત થઈ કર્ત્તાભોક્તા સર્વેશ્વર વિષ્ણુંનું પૂજન કરવું; શક્તિ હોય તો વિધિપૂર્વક જલધેનુનું દાન કરવું." કવ્યવાહન નામના અગ્નિ, પિતૃમાન્ નામના સોમ અને અંગિરસ્વાન્ પિતૃમાન્ નામના યમ, એ ત્રણને નામે ત્રણ ગોપ્રદાન કરવાં; તેમાં વસુ, રૂદ્ર ને આદિત્ય, એ ત્રણનું એક પાર્વણશ્રાદ્ધ કરવું.પછી ત્રણ દેવતાને નામે ત્રણ ગાયો આપવી. "વસુને અગ્નિના નામની, રૂદ્રને સોમના નામની ને આદિત્યને યમના નામની ગાય આપવી; વિશ્વેદેવના બ્રાહ્મણને તિલપાત્રદાન આપવું.પછી ત્વષ્ટા અક્ષર અને વિભુ,એવા નામના વિષ્ણુદેવનું સ્મરણ કરી શ્રાદ્ધનું વિસર્જન કરવુ.પછી ચતુર્દશીને દિવસે,તે વખતે પ્રાપ્ત થયેલી જે નદી હોય, તે ઉપર જવું." રસ્તામાં જવ, લોઢું ને વસ્ત્ર વેરતા વેરતા જવું. [અહીં મૂલમાં સ્પષ્ટ લખેલા સ્તોત્રનો જપ કરવો.] તે સ્તોત્રનો અર્થ. "હે પુંડરીકાક્ષ (કમલનેત્ર), તમે જીત્યા છો. હે વિશ્વના પાલન કરનાર, તમને નમસ્કાર કરૂં છું. હે ઇંદ્રિયોના અધિપતિ મહાપુરુષ, હે પૂર્વજ, તમને હું નમસ્કાર કરૂંછું." ઇત્યાદિ સ્તોત્ર જપવું. જપ થયાપછી "દક્ષિણાભિમુખ અગ્નિ પ્રગટાવવો, ને પચાસ દર્ભની બ્રહ્માની મૂર્તિ કરીને દહન કરવી. તે અગ્નિમાં પ્રધાનદેવતા ભૂમિ, યમ ને રૂદ્રનું સ્મરણ કરી હોમ કર્યાપછી બ્રહ્માની મૂર્તિનું દહન કરવું." આ પ્રકાર અષ્ટ મહાદાનાદિ ને ભૂમિશયનાદિ વિધિ કર્યાપછી કરવો. પછી "ક્રવ્યાદ નામના અગ્નિથી તૃપ્ત થયેલી ભૂમિને હું નમસ્કાર કરૂંછું,એવું સ્મરણ કરવું; અને દૂધમિશ્રિત જલનો ભરેલો કુંભ તે સ્થાનની શાંતિ માટે રેડવો. નાભિ સુધી પાણીમાં ઉતરી દક્ષિણ દિશા ભણી મોઢું કરીને યમને,ધર્મરાજને,મૃત્યુને, અંતકને, વૈવસ્વતને, કાલને અને સર્વભૂત ક્ષયને," એ સાત નામથી પાણીની સાત અંજલિઓ (પોશો) આપવી. ત્યારપછી ૐ કહીને ચંડરૂદ્રને સ્મશાનના પતિને હું નમસ્કાર કરૂં છું. એ અર્થવાળો મંત્ર, જે મૂલમાં સ્પષ્ટ છે, તે ભણીને તિલ ને જલથી ભરેલો કુંભ ત્યાં રેડવો.

ઇતિ જીવત્શ્રાધ્ધનો વિધિ.

:-(૦):-

અથ મરણ પ મેલ્લાનું સપિંડીકરણ કર્યાપછી વિશેષ શ્રાદ્ધ કહે છે.

૬૬૧ મરનારના નામથી વર્ષસુધી શ્રાદ્ધ કરવું. તે વિષે કહ્યું છે કે, "બારમે દિવસે કે ત્રિપક્ષાદિ કાલમાં જેનું સપિંડીકરણ કર્યું, તેનું વર્ષસુધી દરરોજ આવાહનાદિ ધર્મરહિત અને ઉદકુંભસહિત પાર્વણશ્રાદ્ધ નિયમે સંકલ્પવિધિથી કરવું." [મૂલાર્થ આવ્યો છે.] સંકલ્પવિધિ પૂર્વે સંકલ્પશ્રાદ્ધપ્રકરણમાં કહેલો છે. સપિંડીકરણ કર્યાપછી વર્ષશ્રાદ્ધ આવતાસુધી કરવું; વર્ષ પૂરૂં થયે વર્ષશ્રાદ્ધ કરવું.તે સંકલ્પશ્રાદ્ધ વિશ્વેદેવરહિત કરવું. તે વિષે ગૌતમઃ—"વર્ષશ્રાદ્ધ આવતા સુધી દરરોજ કર્ત્તા ભોક્તાના નિયમ ધર્મરહિતને ઉદકુંભસહિત પાર્વણશ્રાદ્ધ સંકલ્પ વિધિથી કરવું;પછી પ્રત્યાબ્દિકશ્રાદ્ધ કરવું." એ કર્ત્તાભોક્તાના નિયમો પણ આબ્દિક આવતાસુધી પાળવા,એ મર્યાદાછે.યાજ્ઞવલ્ક્યઃ—"બાર માસ પૂરા થતાં પહેલાં જેનું સપિંડીકરણ કર્યું, તેને નામે સંવત્સર પૂર્ણ થતાસુધી ઉદકુંભસહિત શ્રાદ્ધ કરવું."

૬૬૨ તથાઃ—" જેનું સપિંડીકરણ વર્ષ પૂર્ણ થતાપહેલાં કર્યું, તેને નામે વર્ષ પૂર્ણ થતાસુધી દરરોજ ઉદકુંભદાનયુક્ત અન્ન બ્રાહ્મણને જમાડવું." અહીં જેનુ તેનું, તેને નામે, એવું એકવચન છે; તેથી એક પિતૃદેવતા જાણવી, એવું [કેટલાક] કહેછે.તથાઃ—"સપિંડીકરણ થયાપછી બીજું વર્ષ બેસતાસુધી મરનાર [એક] ને નામે ઉદકુંભ ને અન્ન આપવું." તે વિષે ગરૂડપુરાણનું પ્રમાણ આપે છે; અને કાલાદર્શાદિ ગ્રંથમાં તો પિતૃ, પિતામહ ને પ્રપિતામહ એ ત્રણ દેવતાનું ઉપર બતાવેલા ધર્મવાળું શ્રાદ્ધ પાર્વણવિધિથી કરવાનું કહ્યું છે. ફરી તેની આગળના ગ્રંથમાં ઉદકુંભ ને માસિકશ્રાદ્ધ બન્ને જોડે આવે, તે દિવસે માસિકશ્રાદ્ધ માત્ર કરવાથી ઉદકુંભની સિદ્ધિ થઇ, એવું કહ્યું છે. તેમ ઉદકુંભશ્રાદ્ધમાં એકજ દેવતાનો અંગીકાર કર્યો છે; એ દરરોજનું ઉદકુંભયુક્ત શ્રાદ્ધ માતાનું પણ વર્ષસુધી કરવું. તે વિષે કહ્યું છે કે, " જે પ્રમાણે વર્ષસુધી પિતાનાં માસિકો ને દરરોજ ઉદકુંભયુક્ત શ્રાદ્ધ કરવાનાં કહ્યાં છે, તે પ્રમાણે માતુશ્રીનાં પણ કરવાં." વર્ષસુધી એ માસિકાદિ શ્રાદ્ધ કરવાનું વિધાન કર્યું છે, તેથી માસિકાદિ ક્રિયા બે વાર કરવાની સિદ્ધ થઇ. તે શી રીતે કે, " હે સ્કંદ, બાર માસના અન્નની ને ઉદકુંભની જે રોકડી કિંમત થાય, તે બ્રાહ્મણને આપવી." તે સપિંડન થતાપહેલાં આપીને પછી સપિંડન કરવું, એવું પૂર્વે કહ્યું છે.

૬૬૩ તથાઃ—"આદ્યશ્રાદ્ધમાં બ્રાહ્મણને જમાડવા, અથવા અગ્નિમાં હોમ કરવો; ને ફરી બ્રાહ્મણને જમાડવા, એટલે બે વાર આવૃત્તિ થઇ." તથાઃ—"સંવત્સર પૂર્ણ થતાપહેલાં જેનું સપિંડીકરણ કર્યું, તેનાં સોળ માસિકશ્રાદ્ધની બે વાર આવૃત્તિ કરવી, એવું ગૌતમે કહ્યું છે." તથાઃ—"સપિંડીકરણ થતાપહેલાં અને પછી પોતપોતાના કાલમાં, એ રીતે બે વાર સોળ માસિકો કરવાં." એ ગાલવ, ગોભિલ ને ગૌતમના વચનમાં માસિકોની પણ બે વાર આવૃત્તિ કહી છે. એ રીતે વૃષોત્સર્ગ પણ બે વાર કરવો યોગ્ય છે; પરંતુ પ્રથમ વર્ષ પૂરૂં થતાપહેલાં કરવાનો અસંભવ હોય, તો વર્ષ પૂરૂં થયેથી વર્ષશ્રાદ્ધ વખતે તે કરવો. તે વખતે મલમાસનો સંભવ હોય, તો વૃષોત્સર્ગનો નિષેધ કર્યો છે; પણ તે કામનિક વૃષોત્સર્ગવિષે જાણવું. તે વિષે વ્યાસાદિકે કહ્યું છે કે, "આશ્રમનો સ્વીકાર ને કામ્ય વૃષોત્સર્ગનો ક્રમ નથી." એનું વ્યાખ્યાન એવું કર્યું છે કે, કામ્ય વૃષોત્સર્ગ કરવાના ક્રમનો નિયમ નથી. નૈમિત્તિક વૃષોત્સર્ગને તેમ નથી. [ તેને કરવાનો ક્રમ છે. ] તે પ્રકાર બૌધાયનઃ—અથ વૃષોત્સર્ગ બે પ્રકારનો છે. એક કામ્ય ને બીજો નૈમિત્તિક. તેમાં કામ્ય વૃષોત્સર્ગ કાર્તિકીપૌર્ણમાસી વગેરે કાલમાં કરવાનો, અને નૈમિત્તિક અગિયારમે દિવસે વગેરે કાલમાં કરવાનો નિયમ કહેલો છે; માટે મરનારના પ્રથમ વર્ષમાં નિષિદ્ધકાલ હોવાથી ન કર્યો હોય, તો વાછડાવાછડીનો વિવાહવિધિ તજી ને વર્ષ પૂરૂં થાય તે વખતે, બે વાર કરવાની બુદ્ધિથી ગૃહ્યમાં કહ્યા પ્રમાણે વૃષોત્સર્ગ કરવો.

ઇતિ શ્રાદ્ધનો વિશેષ નિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકની ટીકામાં અનેક પ્રકારના વિશેષ શ્રાદ્ધમાં કેટલાકનો નિર્ણય સંપૂર્ણ.

---

## અથ મહાલયશ્રાદ્ધનો નિર્ણય.

૬૬૪ ભાદ્રપદકૃષ્ણપક્ષને મહાલય ને ગજચ્છાયા પણ કહેછે. તે વિષે કાલાદર્શમાંઃ—"કન્યારાશિના સૂર્ય હોય, એવા ભાદ્રપદકૃષ્ણપક્ષની મહાલય અને ગજચ્છાયા, એવી સંજ્ઞા [નામ] છે." યમ પણઃ—"આષાઢીપૂર્ણિમાપછીથી પાંચમો પક્ષ આવે, ને તે વખતે કન્યાના સૂર્ય થાય, તેમાં મહાલયશ્રાદ્ધ

કરવું. જયારે શ્રાવણ કે ભાદ્રપદ એમાંથી એક અધિકમાસ આવે, ત્યારે આષાઢીથી સાતમો પક્ષ મહાલય થાય.તે વિષે કાલનિર્ણયમાંઃ—"શ્રાવણ કે ભાદ્રપદ મલમાસ આવે, ત્યારે આષાઢીથી સાતમો પિતૃપક્ષ,નહિતો પાંચમો પક્ષ મહાલય જાણવો." પિતૃપક્ષ એટલે મહાલય. પિતૃપક્ષમાં કન્યારાશિના સૂર્ય હોય, તો તેનું શ્રેષ્ઠપણું **શાંખાયન** કહેછે કે, "કન્યાના સૂર્ય પુણ્યરૂપ છે; પાંચમો પક્ષ પણ પુણ્યકારક છે, અને કન્યાના સૂર્યયુક્ત પાંચમો પિતૃપક્ષ આવે, તો તે ઘણોજ પુણ્યદાયી છે." કન્યાના સૂર્ય ન હોય, તોપણ પિતૃપક્ષનું શ્રેષ્ઠપણું જાબાલિ કહે છે કે, "કન્યાના સૂર્ય ન હોય, તોપણ પિતૃપક્ષમાં શ્રાદ્ધ કરવું; કારણકે આષાઢીપૌર્ણમાસીથી પાંચમો પક્ષ શ્રાધ્ધકર્મમાં પ્રશસ્ત (શ્રેષ્ઠ) છે. ઉત્તરા, હસ્ત ને ચિત્રાનક્ષત્રને વિષે કન્યાના સૂર્ય પિતૃપક્ષમાં હોય, તે પક્ષ શ્રાદ્ધવાસ્તે ગજચ્છાયા સમાન છે, કારણકે પક્ષના પ્રારંભમાં, કે મધ્યે વા અંતે કન્યાર્ક હોય, તો તે પક્ષને કન્યાગતપણું કહ્યું છે.

૬૬૫ કાર્ષ્ણાજિનિઃ—"જે પિતૃપક્ષમાં આદે, મધ્યે કે અંતે કન્યાના સૂર્ય થાય, તે સંપૂર્ણ પિતૃપક્ષ (સોળે દિવસ) શ્રાધ્ધ કરવાને પૂજ્ય છે." એ પક્ષમાં સોળે દિવસ શ્રાધ્ધ કરવાને પુણ્યરૂપ છે, એવું બ્રહ્માંડપુરાણમાં કહ્યું છે. "કન્યાના સૂર્યમાં જે પિતૃપક્ષના સોળ દિવસ છે, તે યજ્ઞતુલ્ય છે; તેમાં પિતરોને આપેલું શ્રાધ્ધ અક્ષય્ય થાય." અશ્વિનશુક્લપ્રતિપદાસહિત સોળ સંખ્યા પૂર્ણ કરવાવિષે દેવલઃ—"પિતૃપક્ષના અશ્વિનશુક્લપ્રતિપદાસહિત સોળ દિવસ જાણવા; કારણકે ચંદ્રમાનો વિશેષે કરીને ક્ષય હોય છે, તેથી તેપ્રતિપદા અમાવાસ્યારૂપ છે." કેટલાક તિથિની વૃધ્ધિ થયેથી અમાવાસ્યાસુધીના સોળ દિવસ કહે છે. બીજા કેટલાક ભાદ્રપદપૌર્ણમાસીસહિત અમાવાસ્યા સુધી સોળ દિવસ કહે છે; કારણકે "ભાદ્રપદપૌર્ણમાસીસિવાય સર્વ પૌર્ણમાસીઓમાં પિંડ કરવાનો નિષેધ છે; ને ભાદ્રપદપૌર્ણમાસી અમાવાસ્યા જેવીજ છે," એવું બીજી સ્મૃતિનું વચન છે.

૬૬૬ પિતૃપક્ષના સોળ દિવસ વિષે કાલનિર્ણય દીપિકાપણઃ—"પિતૃપક્ષના સોળ દિવસ શ્રાધ્ધવાસ્તે પૂજ્ય છે. જો એક તિથિની વૃદ્ધિ થાય, તો તે સહિત સોળ લેવા; નહિતો સોળ શ્રાધ્ધની સિધ્ધિ થવામાટે પૌર્ણિમાસીથી અમાવાસ્યાસુધી સોળ, કે ભાદ્રપદકૃષ્ણપ્રતિપદાથી અશ્વિનશુક્લપ્રતિપદાસુધી

સોળ દિવસ લેવા." એ રીતે સોળ દિવસનો વિવેક કરીને તેમાં દરરોજ શ્રાધ્ધ કરવું. તે વિષે બ્રહ્માંડપુરાણમાં:-"અશ્વિનકૃષ્ણપક્ષમાં દરરોજ શ્રાધ્ધ કરવું; અગર વિભાગરહિત પક્ષમાં અથવા પક્ષના ત્રિજા ભાગમાં કે પક્ષના અર્ધાભાગમાં દરરોજ શ્રાધ્ધ કરવું." અહીં પુનમિઆ માસની ગણતરી પ્રમાણે અશ્વિનકૃષ્ણ એટલે ભાદ્રપદકૃષ્ણપક્ષ જાણવો. સંપૂર્ણ પક્ષમાં દરરોજ શ્રાધ્ધ કરવાની અશક્તિ હોય, તો ત્રિભાગરહિત એટલે કૃષ્ણપંચમી પછીથી શ્રાધ્ધ કરવું; અગર ત્રીજા ભાગમાં એટલે દશમી પછીથી કે પક્ષના અર્ધમાં એટલે અષ્ટમીથી દરરોજ શ્રાધ્ધ કરવું. એ ત્રણે વિકલ્પ અશક્તિવિષે જાણવા.

૬૬૭ એ રીતે દીપિકા પણ:-"ભાદ્રપદના સંપૂર્ણ કૃષ્ણપક્ષમાં શ્રાદ્ધ કરવાની અશક્તિ હોય, તો પંચમી પછી દરરોજ શ્રાધ્ધ કરવાનો વધારે અશક્તિનો પક્ષ લેવો; તેથી અધિક અશક્તિનો પક્ષ અષ્ટમી પછી દરરોજ શ્રાધ્ધ કરવાનો લેવો; ને તેથી પણ અધિક અશક્તિ હોય, તો દશમીપછી દરરોજ શ્રાધ્ધ કરવાનો પક્ષ લેવો. અત્યંત દરિદ્રી હોય, તો શાકભાજી વગેરેથી એક દિવસ પણ શ્રાધ્ધ કરવું; અને જો સામર્થ્ય હોય, તો સંપૂર્ણ પક્ષમાં સોળે દિવસ દરરોજ શ્રાદ્ધ કરવું." આ વચનમાં અત્યંત અશક્તિ હોવાથી દરરોજ શ્રાધ્ધ કરવાનો અસંભવ હોય, તો એક દિવસ પણ શાકભાજી વગેરેથી શ્રાધ્ધ કરવાનું કહ્યું છે. "વળી:-આષાઢીપૌર્ણમાસીથી પાંચમા પક્ષમાં એક દિવસ પણ મૃતતિથિમાં શ્રાદ્ધ કરવું." પિતૃપક્ષમાં શ્રાધ્ધ ન કરે, તો તે સંબંધી દોષ નાગરખંડમાં કહ્યો છે કે, "દરિદ્રી હોય; તે શાકાદિકે કરીને એક દિવસ પણ પિતૃપક્ષમ શ્રાધ્ધ ન કરે, તો તે ચાંડાલપણાને પામે; માટે પિતૃપક્ષમાં અવશ્ય પિંડસહિત શ્રાદ્ધ કરવું. તેમાં ચતુર્દશી વર્જિત કરવાવિષે મનુ:-"કૃષ્ણપક્ષમાં દશમીઆદિ તિથિઓમાં ચતુર્દશી વર્જિત કરીને શ્રાદ્ધ કરવું; કારણકે તે તિથિઓ શ્રાધ્ધ કરવામાં જેવી શ્રેષ્ઠ છે, તેવી બીજી નથી." અહીં ચતુર્દશી વર્જિત કરવાવિષે આદિ શબ્દથી પંચમીઆદિ અશક્તિનો પક્ષ કહ્યો છે,તે ગ્રહણ કરવો; તાત્પર્ય કે ચતુર્દશી વર્જિત કરીને પ્રતિપદાદિ તિથિઓમાં દરરોજ મહાલયશ્રાધ્ધ કરવું.

૬૬૮ યાજ્ઞવલ્કય પણ:—"ચતુર્દશીસિવાય પ્રતિપદાદિ તિથિઓમાં શ્રાદ્ધ કરવું;" કારણકે ચતુર્દશીમાં શસ્ત્રથી હણાયણાનું જ એકાદિષ્ટવિધિથી શ્રાદ્ધ કરવાનું કહ્યું છે.[ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.]એ રીતે સઘળો પક્ષ શ્રાધ્ધકરવામાટે

યોગ્ય છે. ગાર્ગ્યે કોઈ તિથિઓમાં શ્રાદ્ધકરવાનો[એવો] નિષેધ કર્યો છે કે, "નંદા (પડવો છઠ ને એકાદશી), શુક્રવાર, ત્રયોદશી,ત્રિજન્મ (જન્મનક્ષત્ર, જન્મતિથિ ને જન્મવાર), એમને વિષે પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ શ્રાદ્ધ ન કરવું; કારણ કે પુત્રધનાદિકનો નાશ થાય છે." [ગ્રંથકારનો અર્થ આવ્યો છે.] તેમજ બીજી સ્મૃતિઓમાં મઘાનક્ષત્ર ને યુગાદિ તિથિઓમાં પિંડ કરવાનો નિષેધ કર્યો છે. "મઘાનક્ષત્ર,યુગાદિ તિથિઓ અને ભરણીનક્ષત્ર,એમાં પુત્ર જીવવાની ઇચ્છવાળાએ પ્રયત્નથી શ્રાદ્ધ કરવું;પણ પિંડ કરવા નહિ." તથાઃ—"મઘા, યુગાદિ, ભરણી, સંક્રાંતિ ને ગ્રહણ, એમાં અર્ઘ ને પિંડરહિત, ને મરણતિથિમાં પિંડસહિત શ્રાદ્ધ કરવું." શંકા કરેછે કે, જે શ્રાદ્ધમાં પિંડજ પ્રધાન (મુખ્ય) છે, તેમાં પ્રધાનનીજ હાનિ થાય, તો તે પ્રધાનપિંડરહિત શ્રાદ્ધ ન કરવાનુંજ પ્રાપ્ત થયું;કારણકે "જ્યાં પ્રધાન કર્મ ન થાય, ત્યાં તે કર્મને સાંગતા કેમ થાય?"અર્થાત્ ન થાય; એવું વચન છે, તો શ્રાદ્ધની સિદ્ધિ કેમ થાય?

૬૬૯ તેનું ઉત્તર કે,સાંભળ.અપરપક્ષ (મહાલય ભાદરવા)ના શ્રાદ્ધમાં બે પ્રકાર છે. પ્રતિપદાદિ સોળ તિથિઓમાં એકજ શ્રાદ્ધની આવૃત્તિ કરવી, [પ્રથમ દિવસે આરંભેલા શ્રાદ્ધની સમાપ્તિનો વિધિ ન કરવો.] એ એક પ્રકાર; ને દરરોજ જુદેજુદું શ્રાદ્ધ કરવું, એ બીજો [દરરોજ આરંભનો અને સમાપ્તિનો સંકલ્પ કરવાનો] પ્રકાર છે. જે આવૃત્તિનો પક્ષ (પ્રકાર)છે, તેમાં દરરોજ તેના તે બ્રાહ્મણ કરવા;તેમ બ્રાહ્મણોને અને યજમાનને વચમાં સૂતક આવે તો લાગે નહિ. પ્રતિપદાથી આરંભ કરીને અમાવાસ્યામાં (છેલ્લે દહાડે) તેની સમાપ્તિ કરવી; અને સમાપ્તિને દિવસે એકંદર એક વાર દક્ષણા આપવી, એવું દીપિકામાં કહ્યુંછે. "દરરોજ શ્રાદ્ધક્રિયા એકજ આવૃત્તિ કરીને કરે, ત્યારે સોળે દિવસની દક્ષણા સમાપ્તિને દિવસે આપવી." એ આવૃત્તિપક્ષમાં શ્રાદ્ધ કરવાવિષે નંદા તિથિઓ,ત્રયોદશી ને ત્રિજન્માદિ તજવાં નહિ.એ અભિપ્રાયથી કાર્ષ્ણાજિનિઃ—"ભાદ્રપદકૃષ્ણપક્ષમાં દરરોજ શ્રાદ્ધ કરવું; તેમાં નંદાતિથિઆદિ ને ચતુર્દશા કંઈપણ વર્જિત કરવું નહિ."આ આવૃત્તિપક્ષમાં જે રીતે ચતુર્દશીનું મહાલયશ્રાદ્ધ પિંડસહિત કરવાનું કહ્યું,

૬૭૦ તે રીતે યુગાદિતિથિ વગેરેમાં પિંડનું વિધાન કરનારાં વાક્યો છે, એવું 'નંદાતિથિઆદિ' શબ્દથી સૂચવ્યું. તેજ કહેછે કે, "તીર્થે, સં-

૬૭૪ હવે મઘા ને ત્રયોદશીમાં શ્રાદ્ધનું વિધાન કરનારાં, જે મન્વાદિનાં વાક્યો છે કે, "વર્ષાઋતુમાં મઘા ને ત્રયોદશીને દિવસે જે કાંઇ મધયુક્ત અન્નાદિ પિતરોને નામે આપે, તે અક્ષય્ય થાય. પિતા, પિતામહ ને પ્રપિતામહ એ ત્રણે, જેમ શકુનપક્ષી સ્વાદિષ્ઠ પિપ્પલ નામના ફલની ઇચ્છા કરેછે, તેમ પોતાના વંશમાં પુત્રપ્રાપ્તિની એવી ઇચ્છા કરે છે કે, તે પુત્ર અમને મધ, માંસ, ખડ્ગ નામનો પશુ, દૂધ, દૂધપાક, ઇત્યાદિ પદાર્થો વર્ષાઋતુના મઘાનક્ષત્રમાં એક વાર પણ આપશે." ઇત્યાદિ મઘાત્રયોદશીના શ્રાદ્ધનું વિધાન કરનારાં તે વચનો પિંડરહિત શ્રાદ્ધ કરવાને બતાવનારાં છે, એવું ઋષિઓએ પ્રતિપાદન કર્યું છે, માટે પિતાની મરણતિથિમાં મઘા ને ત્રયોદશી હોય, તો મહાલયનિમિત્ત શ્રાદ્ધ પિંડસહિત ન કરવું. તે વિષે **વચન** પણ છે કે, "મઘા ને ત્રયોદશી વર્જિત કરીને બીજું સપિંડશ્રાદ્ધ મહાફલ આપનારૂં શ્રેષ્ઠ છે, અને ચતુર્દશીમાં વિષ ને શસ્ત્રથી મરાયલાનું જ એકોદિષ્ટશ્રાદ્ધ કરવાને કહ્યું છે; માટે ચતુર્દશીનો ત્યાગ કરીને તેનું મહાલયશ્રાદ્ધ બીજે કોઇ દિવસે કરવું. મૃતતિથિને આધારે વિકલ્પે કરીને ભરણીમાં પિંડસહિત શ્રાદ્ધ કરવાનું કહ્યું, તે વિષે સ્તુતિવચન કાલાદર્શમાં:—"પિતૃપક્ષમાં જે ભરણી આવે તે મહતી (શ્રેષ્ઠ) છે; તેમાં જે શ્રાદ્ધ કરે, તેણે ગયામાં શ્રાદ્ધ કર્યું, એવું થાય છે."

ઇતિ શ્રાદ્ધનો નિર્ણય.



## અથ શ્રાદ્ધનો પ્રકાર કહેછે.

૬૭૫ **દેવલ**:—"આદિ દેવ ને અંતે દેવ, એવું એકોદિષ્ટ કહીં પણ કરવું નહિ. દેવ આદિ કરે, ત્યાં પાર્વણધર્મથી શ્રાદ્ધ કરવું." આદિ દેવ એટલે વિશ્વેદેવ. અંતે દેવ એટલે વિષ્ણુદેવ. કેટલાક કહેછે કે, આદિ દેવ એટલે દેવને પિતરોથી પહેલાં બેસાડવા; અંતે દેવ એટલે તેમને પિતરો ઉઠયાપછી ઉઠાડવા. [એ રીતે દેવાદિ ને દેવાંત એકોદિષ્ટશ્રાદ્ધ ન કરવું.] તથા:—"જ્યાં પિતૃઆદી પૂજાય છે, ત્યાં માતામહાદિને પણ પૂજવા; બન્નેને સરખી રીતે પૂજવા. કમી જાસ્તી કરે તો નરકમાં પડે." માહાલયશ્રાદ્ધમાં માતાનું શ્રાદ્ધ (પાર્વણ) જુદું કરવું, અને માતામહ આદિનું સપત્નીક કરવું, એવું સ્મૃત્યર્થસારમાં કહ્યું છે.

યોગ્ય છે. ગાર્ગ્યે કોઈ તિથિઓમાં શ્રાદ્ધકરવાનો[એવો] નિષેધ કર્યો છે કે, "નંદા (પડવો છઠ ને એકાદશી), શુક્રવાર, ત્રયોદશી,ત્રિજન્મ (જન્મનક્ષત્ર, જન્મતિથિ ને જન્મવાર), એમને વિષે પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ શ્રાદ્ધ ન કરવું; કારણ કે પુત્રધનાદિકનો નાશ થાય છે." [ગ્રંથકારનો અર્થ આપ્યો છે.] તેમજ બીજી સ્મૃતિઓમાં મઘાનક્ષત્ર ને યુગાદિ તિથિઓમાં પિંડ કરવાનો નિષેધ કર્યો છે. "મઘાનક્ષત્ર,યુગાદિ તિથિઓ અને ભરણીનક્ષત્ર,એમાં પુત્ર જીવવાની ઇચ્છવાળાએ પ્રયત્નથી શ્રાદ્ધ કરવું;પણ પિંડ કરવા નહિ." તથાઃ–"મઘા, યુગાદિ, ભરણી, સંક્રાંતિ ને ગ્રહણ, એમાં અર્ઘ ને પિંડરહિત, ને મરણતિથિમાં પિંડસહિત શ્રાદ્ધ કરવું." શંકા કરેછે કે, જે શ્રાદ્ધમાં પિંડજ પ્રધાન (મુખ્ય) છે, તેમાં પ્રધાનનીજ હાનિ થાય, તો તે પ્રધાનપિંડરહિત શ્રાદ્ધ ન કરવાનુંજ પ્રાપ્ત થયું;કારણકે "જયાં પ્રધાન કર્મ ન થાય, ત્યાં તે કર્મને સાંગતા કેમ થાય?"અર્થાત્ ન થાય; એવું વચન છે, તો શ્રાદ્ધની સિદ્ધિ કેમ થાય?

૬૬૯ તેનું ઉત્તર કે,સાંભળ.અપરપક્ષ (મહાલય ભાદરવા)ના શ્રાદ્ધમાં બે પ્રકાર છે. પ્રતિપદાદિ સોળ તિથિઓમાં એકજ શ્રાદ્ધની આવૃત્તિ કરવી, [પ્રથમ દિવસે આરંભેલા શ્રાદ્ધની સમાપ્તિનો વિધિ ન કરવો.] એ એક પ્રકાર; ને દરરોજ જુદેજુદું શ્રાદ્ધ કરવું, એ બીજો [દરરોજ આરંભનો અને સમાપ્તિનો સંકલ્પ કરવાનો] પ્રકાર છે. જે આવૃત્તિનો પક્ષ (પ્રકાર)છે, તેમાં દરરોજ તેના તે બ્રાહ્મણ કરવા;તેમ બ્રાહ્મણોને અને યજમાનને વચમાં સૂતક આવે તો લાગે નહિ. પ્રતિપદાથી આરંભ કરીને અમાવાસ્યામાં (છેલ્લે દહાડે) તેની સમાપ્તિ કરવી; અને સમાપ્તિને દિવસે એકંદર એક વાર દક્ષણા આપવી, એવું દીપિકામાં કહ્યુંછે. "દરરોજ શ્રાદ્ધક્રિયા એકજ આવૃત્તિ કરીને કરે, ત્યારે સોળે દિવસની દક્ષણા સમાપ્તિને દિવસે આપવી." એ આવૃત્તિપક્ષમાં શ્રાદ્ધ કરવાવિષે નંદા તિથિઓ,ત્રયોદશી ને ત્રિજન્માદિ તજવાં નહિ.એ અભિપ્રાયથી કાષ્ણાર્જિનિઃ— "ભાદ્રપદકૃષ્ણપક્ષમાં દરરોજ શ્રાદ્ધ કરવું; તેમાં નંદાતિથિઆદિ ને ચતુર્દશી કંઈપણ વર્જિત કરવું નહિ."આ આવૃત્તિપક્ષમાં જે રીતે ચતુર્દશીનું મહાલયશ્રાદ્ધ પિંડસહિત કરવાનું કહ્યું,

૬૭૦ તે રીતે યુગાદિતિથિ વગેરેમાં પિંડનું વિધાન કરનારું વાક્ય એવું 'નંદાતિથિઆદિ' શબ્દથી સૂચવ્યું. તેજ કહેછે કે, "તીર્થે

વત્સરાંતિથિ, પ્રેતશ્રાધ્ધ, પિતૃપક્ષ (મહાલય), અમાવાસ્યા, યુગાદિતિથિ (ત્રયોદશી), ભરણી અને મઘાનક્ષત્ર, એમાં પિંડસહિત શ્રાધ્ધ કરવું." [ગ્રંથાર્થ આવ્યો છે.] તથાઃ–" દર્શશ્રાધ્ધમાં, ગયાશ્રાદ્ધમાં અને મહાલયશ્રાદ્ધમાં ભરણી હોય, તોપણ પિંડદાન કરવાને દોષ નથી." જોકે ભરણી આદિ શ્રાદ્ધ સ્વતંત્ર કરવાનું હોય, તેમાં પિંડદાનનો નિષેધ છે; પરંતુ સોળ મહાલયશ્રાદ્ધના પેટામાં આવેલા ભરણીશ્રાદ્ધમાં પિંડદાન કરવાનું ન્યાયથી પ્રાપ્ત થયું. તે ન્યાય એવો છે કે, ચાતુર્માસ્યયજ્ઞમાં ગૃહમેધીય નામના યજ્ઞો જુદા કરે, ત્યારે તેમાં આવાહનાદિ ધર્મની પ્રાપ્તિ થતી નથી; ને એક એક દિવસના કરવાના ચાતુર્માસ્યયજ્ઞમાં આવાહનાદિ ધર્મ નિગમપ્રમાણથી પ્રાપ્ત થાયછે. કારણ કે, ચાતુર્માસ્યયજ્ઞના પેટામાં તે ગૃહમેધીય યજ્ઞ આવેછે. જુદા ગૃહમેધીયમાં આવાહનાદિ ધર્મ કરવાને નિગમપ્રમાણ નથી. હવે સમુદાયના પેટામાંના પણ ગૃહમેધીય ને નિગમપ્રમાણ ન હોવાથીજ તે ધર્મની પ્રાપ્તિ નહિ થાય, એવું જે કહેછે, તે ભાષ્યકારનો અભિપ્રાય જાણતા નથી; માટે તેમનો મત સ્વીકારવો નહિ.

૯૭૧ તથા એક દિવસમાં સંઘાતના પેટામાં આવેલો યજ્ઞ તાયમાનરૂપ ને પ્રાપ્ત થાય. [મુખ્ય યજ્ઞના ધર્મ પેટાના યજ્ઞને પ્રાપ્ત થાય .] એ શાંખાયન સૂત્રના ન્યાયથી સોળ શ્રાધ્ધના આવૃત્તિપક્ષમાં ભરણી, મઘા ને ત્રયોદશીને વિષે શ્રાધ્ધમાં પિંડદાન થાય; દરરોજ જુદેજુદું શ્રાધ્ધ કરવાના પક્ષમાં રોજને રોજ શ્રાધ્ધપ્રારંભ, સમાપ્તિ, દક્ષણા વગેરે સંપૂર્ણ કરવું. તે વિષે દીપિકામાંઃ–"દરરોજ દક્ષણા આપવાના પક્ષમાં શ્રાધ્ધની સમાપ્તિ દરરોજ કરવી." આ દરરોજ ભિન્ન શ્રાધ્ધ કરવાના પક્ષમાં ભરણીમઘાદિને વિષે પિંડદાનનો નિષેધ કરનારાં વાક્યોને અવકાશ (જગ્યો) છે.એ રીતે વિધિવાક્ય ને નિષેધવાક્યોના ભિન્ન વિષય કલ્પે છે. તે વિષે કહ્યું છે કે, "જ્યાં શ્રુતિમાં બે પ્રકાર કહ્યા હોય, ત્યાં બન્ને ધર્મ છે; તેમાં પોતાની ઈચ્છા પ્રમાણે એક પક્ષ લેવો; જ્યાં સ્મૃતિઓમાં ભેદ આવે, ત્યાં બન્ને સ્મૃતિઓને માટે જુદેજુદા વિષય કલ્પવા." એ રીતે ભરણીઆદિશ્રાધ્ધમાં પિંડદાન કરવાનું વિધાન કરનારા વાક્યોનો, એક શ્રાદ્ધની સોળ દિવસ આવૃત્તિ કરવારૂપી વિષય કલ્પ્યો; ને પિંડ કરવાનો નિષેધ કરનારા વાક્યનો દરરોજ જુદું શ્રાદ્ધ કરવારૂપી વિષય કલ્પ્યો. એ રીતે વિધિ ને નિષેધ કરનારા બન્ને વાક્યોને માટે બે વિષય જુદા કલ્પવાથી બન્ને વાક્યોનું સાર્થકપણું (સપ્રમાણપણું) થાય છે, એવું સિધ્ધ થયું.

૬૭૨ હવે દરરોજ શ્રાદ્ધ કરવાને અશક્ત પુરૂષે મહાલયનિમિત્ત એક શ્રાદ્ધ પિતાની મરણતિથિમાં કરવું. તે વિષે નાગરખંડમાં કહ્યું છે કે, "આષાઢીપુનમથી પાંચમા પિતૃપક્ષમાં કન્યાના સૂર્ય થયા હોય, તેમાં પિતાની મરણતિથિને દિવસે જે માણસ શ્રાદ્ધ કરે, તેના પિતરોની વર્ષસુધી તૃપ્તિ થાય; માટે શ્રાદ્ધ કરનારા માણસોએ તે પક્ષની પિતાની મરણતિથિમાં શ્રાદ્ધ કરવું." અહીં વિશેષેકરીને મરણતિથિનું ગ્રહણ કર્યું, તેથી નંદાતિથિ, શુક્રવારાદિનો નિષેધ લાગુ થતો નથી. વળી મરણતિથિનું વિશેષેકરીને ગ્રહણ કરવારૂપી આધાર લેઇને મૃતતિથિનિમિત્ત પિંડસહિત શ્રાદ્ધ કરનારાઓને પરિસંખ્યા વિધિથી [એકની પ્રાપ્તિ થવાથી બીજાની વિકલ્પે પ્રાપ્તિ થાય.] ભરણીનક્ષત્રમાં વિકલ્પે કરીને ભરણીશ્રાદ્ધ કરવાવિષે આજ્ઞા છે, એવું જાણવું. [એટલે ભરણીનક્ષત્ર પ્રાપ્ત થયું હોય ને ઇચ્છા હોય તો, ભરણીશ્રાધ્ધ પણ જુદું કરવું.] એ મરણતિથિનો આધાર ભરણીમાં પિંડસહિત શ્રાદ્ધ કરવાના પક્ષમાં પણ સરખો લાગુ થયો, તોપણ વિશેષ વચનથી સ્વતંત્ર ભરણી આદિ શ્રાધ્ધમાં પિંડ કરવાના નિષેધનું અવિકપણું જણાયાથી અને લોકનિંદિત હોવાથી, તે પક્ષમાં મઘા ને ત્રયોદશીનું શ્રાધ્ધ પિંડસહિત કરવું નહિ. નિષેધવચનોમાં અનુનું વચન છે કે, " લોકનિંદિત કર્મ ધર્મરૂપ હોય, તોપણ તે સ્વર્ગસુખ આપતું નથી; માટે તે કરવું નહિ. "

૬૭૩ ષટ્ત્રિંશન્મતમાંઃ—" સંક્રાંતિ, ચંદ્રસૂર્યગ્રહણ, ઉપવાસ ને મઘા તથા યુગાદિ ત્રયોદશીમાં પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ પિંડસહિત શ્રાધ્ધ કરવું નહિ." તે વિષે કાષ્ર્ણાજિનિઃ—"સંક્રાંતિમાં ઉપવાસ ને પારણા કરવાથી અને મઘાનક્ષત્રમાં પિંડદાન કરવાથી, કરનારના જ્યેષ્ટ પુત્રનો નાશ થાય." જ્યોતિર્બૃહસ્પતિઃ—"ભાદ્રપદકૃષ્ણપક્ષની ત્રયોદશીમાં જે નર શ્રાધ્ધ [પિંડસહિત] કરે, તેનો જ્યેષ્ટ પુત્ર નાશ પામે." બીજી સ્મૃતિઃ—"ગજચ્છાયા ( પિતૃપક્ષ) માં મઘા ને ત્રયોદશીનિમિત્ત શ્રાધ્ધ મહાપુણ્યવાળું ને દુષ્કર છે, પણ પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીને પુત્રશોક આપનારૂં છે." કાત્યાયને પણઃ—"તે કરવાથી તરૂણ પુત્રો મરે." ઈત્યાદિ વચનોમાં નિષેધ છે, માટે તે કરવાથી અધર્મની પ્રાપ્તિ થાય. વિહિત કર્માચરણથી ધર્મની અને નિષિધ્ધ કર્માચરણથી અધર્મની પ્રાપ્તિ થાય; માટે પુત્રમરણરૂપી દુઃખને ઉત્પન્ન કરનારૂં હોવાથી મઘા ને ત્રયોદશીમાં પિંડસહિત શ્રાધ્ધ ન કરવું

૬૭૪ હવે મઘા ને ત્રયોદશીમાં શ્રાધ્ધનું વિધાન કરનારાં જે મન્વાદિનાં વાક્યો છે કે, "વર્ષાઋતુમાં મઘા ને ત્રયોદશીને દિવસે જે કાંઇ મધયુક્ત અન્નાદિ પિતરોને નામે આપે, તે અક્ષય્ય થાય. પિતા, પિતામહ ને પ્રપિતામહ એ ત્રણે, જેમ શકુનપક્ષી સ્વાદિષ્ટ પિપ્પલ નામના ફલની ઇચ્છા કરેછે, તેમ પોતાના વંશમાં પુત્રપ્રાપ્તિની એવી ઇચ્છા કરે છે કે, તે પુત્ર અમને મધ,માંસ, ખડ્ગ નામનો પશુ, દૂધ, દૂધપાક, ઇત્યાદિ પદાર્થોવર્ષાઋતુના મઘાનક્ષત્રમાં એક વાર પણ આપશે." ઇત્યાદિ મઘાત્રયોદશીના શ્રાદ્ધનું વિધાન કરનારાં તે વચનો પિંડરહિત શ્રાધ્ધ કરવાને બતાવનારાં છે, એવું ઋષિઓએ પ્રતિપાદન કર્યું છે, માટે પિતાની મરણતિથિમાં મઘા ને ત્રયોદશી હોય, તો મહાલયનિમિત્ત શ્રાધ્ધ પિંડસહિત ન કરવું. તે વિષે વચન પણ છે કે, "મઘા ને ત્રયોદશી વર્જિત કરીને બીજું સપિંડશ્રાધ્ધ મહાફલ આપનારૂં શ્રેષ્ઠ છે, અને ચતુર્દશીમાં વિષ ને શસ્ત્રથી મરાયલાનુંજ એકોદિષ્ટશ્રાધ્ધ કરવાને કહ્યું છે; માટે ચતુર્દશીનો ત્યાગ કરીને તેનું મહાલયશ્રાદ્ધ બીજે કોઇ દિવસે કરવું. મૃતતિથિને આધારે વિકલ્પે કરીને ભરણીમાં પિંડસહિત શ્રાદ્ધ કરવાનું કહ્યું, તે વિષે સ્તુતિવચન કાલાદર્શમાંઃ—"પિતૃપક્ષમાં જે ભરણી આવે તે મહતી (શ્રેષ્ઠ)છે; તેમાં જે શ્રાધ્ધ કરે, તેણે ગયામાં શ્રાધ્ધ કર્યું, એવું થાય છે."

ઇતિ શ્રાદ્ધનો નિર્ણય.



## અથ શ્રાધ્ધનો પ્રકાર કહેછે.

૬૭૫ દેવલઃ—"આદિ દેવ ને અંતે દેવ, એવું એકોદિષ્ટ કહીં પણ કરવું નહિ. દેવ આદિ કરે, ત્યાં પાર્વણધર્મથી શ્રાધ્ધ કરવું." આદિ દેવ એટલે વિશ્વેદેવ અંતે દેવ એટલે વિષ્ણુદેવ. કેટલાક કહેછે કે, આદિ દેવ એટલે દેવને પિતરોથી પહેલાં બેસાડવા; અંતે દેવ એટલે તેમને પિતરો ઉઠયાપછી ઉઠાડવા. [એ રીતે દેવાદિ ને દેવાંત એકોદિષ્ટશ્રાદ્ધ ન કરવું.] તથાઃ—"જયાં પિતૃઆદી પૂજાય છે, ત્યાં માતામહાદિને પણ પૂજવા; બન્નેને સરખી રીતે પૂજવા. કમી જાસ્તી કરે તો નરકમાં પડે." માહાલયશ્રાદ્ધમાં માતાનું શ્રાદ્ધ (પાર્વણ) જુદું કરવું,અને માતામહ આદિનું સપત્નીક કરવું,એવું સ્મૃત્યર્થસારમાં કહ્યું છે.

ચતુર્વિંશતિમતમાં પણ કહ્યું છે કે," કેટલાક મહાન્ ઋષિઓ સ્રીઓનું જુદું શ્રાધ્ધ કરવાને ઈચ્છે છે." તેમ મહાલયશ્રાદ્ધ એકોદ્દિષ્ટ [કાકા, માંમા વગેરે સહિત] કરવું. તેમાં રસોઈ એકઠી કરવી; તેમજ એકોદ્દિષ્ટનો પિંડ ને બર્હિ (પાથરવાના દર્ભ) એક કરવાં. ભાઈ, બહેન, પુત્ર, કાકા, તેમની સ્રીઓ, માંમા, ઇત્યાદિ પુત્રવાળા ન હોય, તે સર્વે એકોદ્દિષ્ટ છે. તે પ્રમાણે ચતુર્વિંશતિમતમાંઃ—" આચાર્ય, ગુરૂ, શિષ્ય, મિત્ર, જ્ઞાતિ અને તેમની સ્રીઓ, એ સર્વને ભાદ્રપદકૃષ્ણપક્ષમાં શ્રાદ્ધ આપવું."

૧૭૬ તેમજ બીજા પણ સંબંધી અપુત્ર હોય, તેમને વિશેષેકરીને શ્રાધ્ધ આપવું; અથવા એકોદ્દિષ્ટોને તે પક્ષની એકાદશીમાં જુદું શ્રાધ્ધ આપવું. તે વિષે પુરાણસમુચ્ચયમાં કહ્યું છે કે, "સર્વે એકોદ્દિષ્ટશ્રાદ્ધ એકાદશીને દિવસે કરવાં; કારણકે તેના દેવતા વિષ્ણુ છે." [ગ્રંથકર્ત્તાનો અર્થ આપ્યો છે.] તેમાં સંબંધના અનુક્રમથી શ્રાધ્ધ કરવું. એ રીતે મહાલયમાં આપેલું શ્રાદ્ધ અક્ષય્ય થાય. તે વિષે કહ્યું છે કે, " આ પિતૃપક્ષમાં શ્રાદ્ધનો વિધિ નૈર્યોગિક [કંઈ નક્ષત્રાદિ યોગથી નથી, કેવલ પક્ષનિમિત્તજ છે.] છે; તેમાં જે પિતરોને નામે ભોજનાદિ આપે, તે અક્ષય્ય થાય." જે વચન છે કે, " એક બ્રાહ્મણને વિષે આચાર્યાદિ સર્વે એકોદ્દિષ્ટો આવાહન કરીને પૂજવા, ને પિંડ જુદેજુદા આપવા; પણ તે કર્યાસિવાય ચાલે નહિ." એ વચનમાં આચાર્યાદિ સર્વ એકોદ્દિષ્ટને નામે એક બ્રાહ્મણ જમાડવાનું કહ્યું, તે અશક્તવિષે અથવા વધારે બ્રાહ્મણ ન મળતા હોય, તે વિષે જાણવું.

### હવે સન્ન્યાસીના શ્રાદ્ધનો નિર્ણય.

ત્રિદંડી વા એક દંડી સન્ન્યાસીનું શ્રાધ્ધ પિતૃપક્ષની દ્વાદશીમાં પાર્વણ વિધિથી કરવું.

૧૭૭ તે વિષે વાયુપુરાણમાંઃ—"પુત્રે સન્ન્યાસીનું આબ્દિકાદિ શ્રાદ્ધ મરણતિથિમાં ને મહાલયશ્રાધ્ધ દ્વાદશીમાં પાર્વણવિધિથી કરવું." અહીં પુત્ર શબ્દથી સર્વે અધિકારીઓ જાણવા. અથ મહાલયની નવમી અષ્ટકા (અન્વષ્ટકા) કહી છે. તેમાં નવ દેવતાનું શ્રાધ્ધ કરવું. તે વિષે કહ્યું છે કે, " નવ દેવતાનું અન્વષ્ટકાશ્રાધ્ધ નવ પિંડથી કરવું. તેમાં પ્રથમ પિતૃ આદિ ત્રણનું પાર્વણ, મધ્યે માતા આદિ ત્રણનું, ને અંતે માતામહાદિ ત્રણનું પાર્વણ લેવું."

એ શ્રાદ્ધનો વિધિ સ્ત્રીઓના પૃથક્શ્રાધ્ધનિર્ણયપ્રકરણમાં નિરૂપણ કર્યો છે. વિશેષ પ્રકાર અષ્ટકાનિર્ણયમાં કહેશે.

## અથ અષ્ટમીમાં વિશેષ પ્રકાર કહે છે.

બ્રહ્માંડપુરાણમાંઃ—"પિતૃપક્ષની મધ્ય અષ્ટમીને ગયાષ્ટમી, ત્રયોદશીને ગજચ્છાયા અને મઘાને ગયાતુલ્ય કહે છે; તેમાં કરેલા શ્રાદ્ધને ઋષિઓએ ગયાશ્રાદ્ધ સમાન ગણ્યું છે," મઘાનક્ષત્રયુક્ત ત્રયોદશીને ગજચ્છાયા કહે છે.

૬૭૮ દીપિકાઃ—"જે ત્રયોદશી મઘાયુક્ત હોય; તે ઘણી શુભ છે."તે વિષે પિતૃગાથા છે કે; "વર્ષાઋતુમાં કૃષ્ણપક્ષની ત્રયોદશીને દિવસે અમોને મધમિશ્રિત ઉત્તમ પાયસથી શ્રાદ્ધ આપે, એવો અમારા કુલમાં કોઈ ઉત્તમ નર ઉત્પન્ન થશે?" તથાઃ—"મઘાનક્ષત્રમાં જે શ્રાધ્ધ કરે,તેના સર્વ મનોરથ પૂર્ણ થાય; ને તેણે સર્વકાલ પ્રત્યક્ષ પિતરોનું પૂજન કર્યું," એવું મનુસ્મૃતિમાં કહ્યું છે. અપરપક્ષ (પિતૃપક્ષ)ના આરંભમાં દેવીપુરાણઃ—" આ મઘામાં પિતૃદેવતાની મોટી પૂજા કરવી; પણ જ્યેષ્ઠ પુત્રે પિંડદાન ન કરવું."યમસ્મૃતિમાંઃ—"ગજચ્છાયા ત્રયોદશીમાં મધ ને ઘીમિશ્રિત પાયસથી અમારૂં શ્રાધ્ધ કરે, એવો કોઇ અમારા કુલમાં ઉત્તમ પુરૂષ ઉત્પન્ન થાઓ." "અજામાંસ ને સર્વ લોહજાતિના મત્સ્યના માંસથી વર્ષાઋતુની મઘામાં અમારૂં શ્રાદ્ધ કરનારો પુરૂષ ઉત્પન્ન થાઓ." [એવું પિતરો કહેછે.] ઇત્યાદિ અત્રે શ્રાધ્ધની સ્તુતિ કરનારાં વચનો છે. તેમાં શંકા છે કે, "મઘાત્રયોદશીમાં પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ શ્રાધ્ધ ન કરવું." એવો પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીને શ્રાદ્ધ કરવાનો નિષેધ છે, તો તેથી શ્રાદ્ધ કેમ થાય? તેનું ઉત્તર એ કે, "પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ પુત્રના આયુષ્ માટે ત્રયોદશીશ્રાદ્ધ કરવાની ઈચ્છા રાખવી નહિ;પરંતુ એક પિતૃપાવર્ણનું શ્રાધ્ધ ન કરવું; બે પિતૃવર્ગનું પાર્વણશ્રાધ્ધ તો કરવું." [મૂલ ગ્રંથમાં એજ અર્થ લખ્યો છે.] માટે નિષેધવાળાં વાક્યો એક પિતૃવર્ગના નામે શ્રાધ્ધ કરવાનો નિષેધ કરેછે. [બે પિતૃવર્ગના શ્રાધ્ધનો નિષેધ કરતાં નથી.]

૬૭૯ તે વિષે કાર્ષ્ણાજિનિઃ—"એ ત્રયોદશીમાં એક પિતૃવર્ગને નામે શ્રાધ્ધ કરવું નહિ; કારણકે શ્રાધ્ધકર્ત્તાના જે પિતરો તૃપ્ત થયા નથી, તે તેની પ્રજાની હિંસા કરેછે." ત્રયોદશીમાં શ્રાધ્ધથી પિતરોની તૃપ્તિ માનીને જ પિ-

તરોને શ્રાધ્ધ આપતો નથી, તે પિતરો તેની પ્રજાનો નાશ કરેછે, એ અભિપ્રાય છે; માટે તેમાં પિતાના પક્ષના અને માતૃના પક્ષના સર્વે પિતરોનું, તેમ ભાઈ, મામાં ઇત્યાદિ સર્વે એકોદ્દિષ્ટોનું શ્રાદ્ધ કરવું. [શ્રાધ્ધ કરવાનો નિષેધ કરનારાં વાક્યોના બે વિષય છે.] તેમાં એક પિતૃવર્ગનું શ્રાધ્ધ ન કરવું, એ એક વિષય છે; અને એ શ્રાધ્ધમાં પિંડ ન કરવા, એ બીજો વિષય છે. દીપિકમાં કહ્યું છે કે, પિંડયુક્ત શ્રાધ્ધ ન કરવું, એ પિંડ ન કરવારૂપી બીજો વિષય છે. તથાઃ—"એ ત્રયોદશીમાં શ્રાધ્ધ કરે, તે સ્વજ્ઞાતિમાં શ્રેષ્ઠ થાય." ઇત્યાદિ ધનમિત્રાદિની પ્રાપ્તિની કામનાએ એ ત્રયોદશીમાં શ્રાધ્ધ ન કરવું, એ ત્રીજો નિષેધવાક્યનો વિષય છે, એવું કાલનિર્ણયના ગ્રંથકર્ત્તાએ નિરૂપણ કર્યું છે.

૬૮૦ અથવા આ શ્રાધ્ધમાં પાર્વણનું જે વિધાન કર્યું છે, તે નિપુત્રિકનાં એકોદ્દિષ્ટની સર્વત્ર થયેલી પ્રાપ્તિનો આ ત્રયોદશીમાં બાધ કરવા વાસ્તે છે. પિત્રાદિ પાર્વણોની પ્રાપ્તિ અતિદેશ (પ્રકૃતિમાં હોય તે વિકૃતિમાં લેવું તે)થી સિધ્ધ છે, એવું દીપિકાના વિવરણમાં વ્યાખ્યાન છે. આ ત્રયોદશી જે યુગાદિ છે, તેમાં પિંડરહિત શ્રાધ્ધ કરવાનું કહ્યુંછે. પુલસ્ત્યઃ—"દક્ષિણાયન ને ઉત્તરાયણ બેસે, તે દિવસે મેષ ને તુલાસંક્રાંતિ થાય, ત્યારે સર્વ યુગાદિ તિથિઓમાં પિંડરહિત શ્રાદ્ધ કરવું.

ઇતિ ત્રયોદશીશ્રાધ્ધ.



## અથ શસ્ત્રહતશ્રાધ્ધ.

શસ્ત્રથી મરાયલાનું શ્રાધ્ધ પિતૃપક્ષની ચતુર્દશીમાં એકોદ્દિષ્ટવિધિથી કરવું. તે વિષે મરીચિ કહેછે કે, "પિતા શસ્ત્રથી મૃત્યુ પામ્યો હોય, તો સપિંડીકરણ કર્યાપછી તેનું મહાલયની ચતુર્દશીમાં એકોદ્દિષ્ટવિધિથી શ્રાદ્ધ કરવું." નાગરખંડમાં પણઃ—"શસ્ત્રથી વા કોઇ પ્રકારે અપમૃત્યુ કે કોગળીયું, વિષ, સર્પ, વાઘ, ફાંશી, ઇત્યાદિ નિમિત્તથી મરણ પામેલાનું મહાલયની, ચતુર્દશીમાં એકોદ્દિષ્ટવિધિએ શ્રાધ્ધ કરવાથી તે પિતૃપક્ષની તૃપ્તિ થાય." પિતૃપક્ષની એટલે મહાલયશ્રાદ્ધ કરવાથી જેટલી તૃપ્તિ થાયછે, તેટલી થાય.

૬૮૧ યાજ્ઞવલ્કયઃ—"ચતુર્દશીને વર્જિત કરી બીજી પ્રતિપદાદિ તિથિઓમાં મહાલયશ્રાધ્ધ કરવું; કારણકે ચતુર્દશીમાં શસ્ત્રથી મરાયલાનું એકોદ્દિષ્ટ

શ્રાદ્ધ થાયછે." પ્રચેતા પણઃ—"વૃક્ષ ઉપર ચઢવાથી, લોઢા વગેરેથી, વીજળીથી, અગ્નિથી, વિષાદિથી, નખવાળાં ને દાઢોવાળાં પશુથી 'મરણ પામેલાનું શ્રાદ્ધ કરવાને ચતુર્દશી શ્રેષ્ઠ છે." બ્રહ્માંડપુરાણમાંઃ—"પ્રાયમરણ (સંકટ પડે ત્યારે જાણીજોઇને મરવું તે.)થી, ઉપવાસથી, શસ્ત્ર, અગ્નિ,વિષ, ફાંશી, ઈત્યાદિથી મરણ પામેલાની તૃપ્તિ થવાસારૂ ચતુર્દશીમાં શ્રાદ્ધ કરવાનો શાસ્ત્રકારનો નિશ્ચય છે." આ ચતુર્દશીમાં "જેમનું નિંદિતમૃત્યુ થાય, તેમનું શ્રાદ્ધ ચતુર્દશીમાં થાય;" એવા વચનથી વિહિતમાર્ગે ઉપવાસ, અગ્નિપ્રવેશ, ઇત્યાદિથી મરણ પામેલાનું શ્રાદ્ધ શસ્ત્રહતચતુર્દશીમાં ન કરવું. યુદ્ધના પ્રસંગમાં શસ્ત્રથી મરવાનો વિધિછે,તોપણ તેનું શસ્ત્રહતચતુર્દશીમાં શ્રાદ્ધ કરવાવિષે મનુવચન છેકે, "જે પિતરો યુધ્ધમાં શસ્ત્રથી મરાયલા હોય, તેમનું [ શ્રાદ્ધ ચતુર્દશીમાં ] ગાર્ગ્ય એકાદિષ્ટ કરવાનું કહેછે. "શસ્ત્રહત માણસોનું ચતુર્દશીમાં જે શ્રાદ્ધ કરવાનું, તે સપિંડીકરણ થયાપછી એકાદિષ્ટવિધિથી કરવું." શસ્ત્રહત શબ્દથી બીજા અપમૃત્યુથી મરાયલાનું ગ્રહણ કરવું.

૬૮૨ જોકે શસ્ત્રહતચતુર્દશીના શ્રાદ્ધથી શસ્ત્રથી મરણ પામેલા પિતાની તૃપ્તિ થાય છે, તોપણ પિતામહાદિ અને માતામહાદિ પિતરોની તૃપ્તિમાટે મહાલયનિમિત્ત પાર્વણશ્રાદ્ધ બીજી તિથિમાં કરવું. તે વિષે કાલનિર્ણયમાંઃ— "પુત્ર ને પૌત્રોએ મધયુક્ત પાયસથી કરેલા શ્રાદ્ધની પિતરો ઈચ્છા રાખે છે; માટે આ મહાલયપક્ષમાં તેમણે તે સર્વ પિતરોની તપ્તિસારૂ મધ અને ઘી યુક્ત પાયસથી વિધિપૂર્વક શ્રાદ્ધ કરવું." આ મહાલયપક્ષમાં પિતા શસ્ત્રથી મરાયો હોય, તો તેનુંજ ચતુર્દશીમાં એકાદિષ્ટશ્રાદ્ધ કરવું. જો પિતામહ તેમ મરાયો હોય, તો તેનુંજ એકાદિષ્ટ કરવું, એવું આચારતિલકમાં વચન છે. બીજી સ્મૃતિમાં પણ કહેછે કે,એક વા બે યુધ્ધમાં શસ્ત્રાદિથી મરાયલા હોય;તો એકનું કે બન્નેનું પણ એકાદિષ્ટ કરવું. બન્નેનું એકાદિષ્ટ કર્યું હોય, તોપણ તૃપ્તિ થવાસારૂ પહેલાં કહ્યું છે, તે પ્રમાણે પાર્વણશ્રાદ્ધ તો કરવુંજ. પિતા આદિ ત્રણે શસ્ત્રાદિથી મરાયા હોય,તો તેમનું ચતુર્દશીમાં પાર્વણ કરવું તેવિષે સ્મૃત્યંતરમાં કહ્યું છે કે,"પિતા, પિતામહ અને પ્રપિતામહ, એ ત્રણે શસ્ત્રાદિથી મરણ પામ્યા હોય, તો અનુક્રમે પાર્વણનો સંભવ થયો;તેથી ચતુર્દશીમાં તેમનું પાર્વણ કરવું, અને પ્રતિસંવત્સરી જુદેજુદી કરવી." એ રીતે પ્રાપ્ત થયેલું પાર્વણ કર્યું, તો પણ માતામહાદિ પિતરોની તૃપ્તિ થવાસારૂ મહાલયશ્રાદ્ધ

જુદું કરવું. આ, શસ્ત્રહતશ્રાદ્ધમાં મઘા હોય, તોપણ પિંડદાન કરવું. તે વિષે કહ્યું છે કે, "પિતૃપક્ષની ચતુર્દશીમાં મઘાનો યોગ હોય, તોપણ શસ્ત્રહત પિતાનું પિંડદાન કરવું." પિતા શબ્દથી સર્વ શસ્ત્રહત જાણવા. ચતુર્દશીમાં પાર્વણ કરવાનો જે નિષેધ કર્યો છે, તે ચતુર્દશીનિમિત્ત શ્રાદ્ધવિષે છે. મરણતિથિ નિમિત્ત શ્રાધ્ધવિષે નથી. જો ચતુર્દશી મરણતિથિ હોય, તો તે નિમિત્તનું પાર્વણશ્રાદ્ધ એટલે સાંવત્સરિકશ્રાધ્ધ પાર્વણવિધિથી કરવું.

૬૮૩ હવે આ ચતુર્દશીમાંજ શસ્ત્રાદિથી ,મરણ થયું હોય, તો તેનું સાંવત્સરિકશ્રાદ્ધ કરવાથી શસ્ત્રહતશ્રાધ્ધની સિધ્ધિ થાય. તે વિષે દીપિકાકારઃ—"આ ચતુર્દશીમાંજ શસ્ત્રથી મરાયો હોય, તેનું આબ્દિકશ્રાધ્ધ કરવાથી એકતંત્રે શસ્ત્રહતશ્રાદ્ધની સિધ્ધિ થાય."માટે શસ્ત્રહતનિમિત્ત જુદું શ્રાદ્ધ કરવું નહિ;કારણકે એક પુરૂષે એક દિવસે બે શ્રાદ્ધ કરવાં નહિ, એવો નિષેધ છે; અને એક કરવાથી બીજાની સિદ્ધિ થાય છે. અથવા નિમિત્તનો ભેદ છે, માટે બે શ્રાધ્ધ એક જણે એકે દિવસે કરવાં. અથ મહાલયચતુર્દશીમાં શસ્ત્રહતનુંજ શ્રાદ્ધ કરવું; બીજાનું નહિ કરવું, એવો નિયમ છે. તેમાં શ્રાદ્ધ કર્યું, એટલે શસ્ત્રાદિહત પિતૃપક્ષમાં તૃપ્તિ થાય છે,એવું **નાગરખંડમાં** કહ્યું છે.એવું છતાં ચતુર્દશીમાં શ્રાધ્ધ કરવાને વિઘ્ન આવશે, એ વિઘ્નના સંભવથી શ્રાદ્ધ થશે નહિ, એવો નિશ્ચય થાય, તો તે મહાલયચતુર્દશીથી પહેલાં પક્ષની કોઇએક તિથિમાં શસ્ત્રાદિહતનું પાર્વણશ્રાદ્ધ અવશ્ય કરવું, એવા અભિપ્રાયથી દીપિકાકાર કહેછે.

૬૮૪ "મહાલયચતુર્દશીમાં વિઘ્ન આવવાનો સંભવ જણાયેથી શ્રાધ્ધ થઈ શકશે નહિ, એવું હોય તો તે પક્ષમાં કોઇ એક દિવસે શસ્ત્રહતનું પાર્વણશ્રાધ્ધ કરવું." ચતુર્દશીમાં શસ્ત્રહતનું એકોદ્દિષ્ટ કરવાનું વિધાન છે, તેથી તેનું શ્રાધ્ધ બીજા કોઈ દિવસે કરવું પડે, તો પાર્વણવિધિથી કરવું, એ અભિપ્રાય છે; એવું દીપિકા વિવરણ ( ટીકા )માં વ્યાખ્યાન કર્યું છે. આ પાર્વણશ્રાધ્ધ માતાપિતાદિનું કરવું યોગ્ય છે; ને બીજા કાકા, ભાઈ, પુત્ર, ઇત્યાદિનું પાર્વણ નિષિધ્ધ છે. કંઈ નિમિત્તથી કાલ ઉલ્લંઘન થાય, તો રહેલું કાકા ઇત્યાદિનું શસ્ત્રહતશ્રાધ્ધ જ્યારે કરવાનું પ્રાપ્ત થાય, ત્યારે એકોદ્દિષ્ટવિધિથી કરવું. તે વિષે વચનઃ—"ચતુર્દશીનું રહેલું શસ્ત્રહતએકોદ્દિષ્ટોનું શ્રાધ્ધ ષટ્દૈવત (પાર્વણવિધિથી) ન કરવું,તો પિતૃપક્ષનું રહેલું એકોદ્દિષ્ટોનું શ્રાધ્ધ પાર્વણવિધિથી ન

કરવું, એમાં શું કહેવું?" એ રીતે અન્ય શ્રાધ્ધો પણ કાલનું ઉલ્લંઘન થયું હોય, તો બીજા કાલમાં યથા પ્રાપ્ત [પિતા ઇત્યાદિનું પાર્વણ,'ને કાકા ઈસાદિ એકોદ્દિષ્ટોનું એકોદ્દિષ્ટ] કરવાં, એવું જાણવું. તે પ્રમાણે મુખ્ય કાલમાં શ્રાદ્ધ ન કર્યું, તો કાલાંતરમાં કરવાવિષે કહ્યું છે.

૬૮૫ સ્મૃત્યર્થસારમાં:—"જો કંઈ કારણથી મુખ્યકાલમાં અવશ્ય કરવાનું કર્મ ન કરી શકાય, તો ગૌણકાલમાં પણ કરવું; કારણકે એવી અડચણવખતે ગૌણકાલ પણ મુખ્યકાલ જેવોજ છે. કર્મનો મુખ્યકાલ કહેલો હોય, તે પછીનો કાલ ગૌણ જાણવો; માટે રહેલું કર્મ ગૌણકાલમાં કરવું." કંઇ કારણથી મુખ્યકાલમાં કરવાનું ન બની શકે, તો ગૌણકાલમાં પણ કરવાથી મુખ્યકાલમાં કરવા જેટલું ફલ આપેછે, એ અભિપ્રાય છે. તે વિષે કહ્યું છે કે, "મુખ્યકાલમાં કર્મ કરવાનું મુખ્ય સાધન ન મળે, તો ગૌણ સાધનથી મુખ્યકાલમાં કરવું.

ઇતિ ચતુર્દશીશ્રાધ્ધનો નિર્ણય સંપૂર્ણ.



## અથ અપરપક્ષશ્રાધ્ધનિર્ણય.

અપરપક્ષમાં સોળે શ્રાધ્ધ કરવાનો અસંભવ હોય, તો તે અમાવાસ્યામાં કરવાં. તે વિષે નિગમ:—પિતૃપક્ષમાં જે દિવસે સંપત્તિ હોય, તે દિવસે અગર વિશેષેકરીને અમાવાસ્યામાં શ્રાધ્ધ કરવું. તથા દીપિકા:—"પિતૃપક્ષમાં ચતુર્થી પછી ગમે તે એક દિવસે કે અમાવાસ્યાને દિવસે શ્રાધ્ધ કરવું." [ગ્રંથાર્થ આવ્યો છે.] કાલનિર્ણયકારે પણ અમાવાસ્યામાં કે અન્ય દિવસે, એવો વિકલ્પ કહ્યો છે. અમાવાસ્યામાં મઘાનક્ષત્ર હોય, તોપણ પિંડદાન કરવું.

૬૮૬ તે વિષે કહ્યું છે કે, "સાંવત્સરિકશ્રાદ્ધમાં તેમ વૃદ્ધિશ્રાધ્ધમાં ને સર્વ અમાવાસ્યાઓમાં મઘાનક્ષત્ર હોય,તોપણ પિંડદાન કરવું." તથા:—"દર્શશ્રાધ્ધ, ગયાશ્રાદ્ધ અને પિતૃપક્ષશ્રાધ્ધ, એમાં ભરણીનક્ષત્ર હોય, તોપણ પિંડ કરવાથી દોષ નથી." ગયા શબ્દથી ગંગાદિ સર્વ તીર્થો જાણવાં. હવે તે અપર પાક્ષિકશ્રાધ્ધ જો મહાલયપક્ષમાં ન કરી શકાયું, તો આશ્વિનશુક્લપંચમી પહેલાં ગમે તે દિવસે કરવું. તે વિષે યમસ્મૃતિમાં:—"ગૃહસ્થાશ્રમીએ વર્ષાઋતુમાં કન્યારાશિના સૂર્ય હોય, ત્યારે ભાદ્રપદકૃષ્ણપંચમીથી તે આશ્વિનશુક્લપંચમીસુધીમાં ગમે તે એક દિવસ શાકથી પણ શ્રાદ્ધ કરવું." એમાં વિશેષ

સુમંતુઃ—"કન્યારાશિનો સૂર્ય જે દિવસે થાય, તે દિવસથી વૃશ્ચિકના સૂર્ય થતા સુધી ગમે તે દિવસે મહાલયશ્રાધ્ધ કરવું." તથાઃ—"હે રાજા, દીવાળીની પંચદશી (અમાવાસ્યા) સુધી રહેલું મહાલયશ્રાદ્ધ કરવું; કારણકે જ્યાંસુધી વૃશ્ચિકરાશિ દેખાય, ત્યાંસુધી પ્રેતપુરી સૂની રહેછે. [ સર્વે પિતરો આ લોકમાં શ્રાધ્ધ જમવામાટે આવે છે. ] ત્યારપછી શ્રાદ્ધ ન કરનારને દારૂણ શાપ દેઇને પાછા પ્રેતપુરીમાં પોતાના સ્થાનમાં જાયછે. અથ બીજો બ્રાહ્મણ ન મળે તો વિશ્વેદેવનું કેમ કરવું ? તે વિષે કહ્યું છે કે, "જો એકજ બ્રાહ્મણ મળ્યો ને બીજો મળતોજ નથી, તો તે મળેલા બ્રાહ્મણને પિતરોને ઠેકાણે જમાડવો, ને વિશ્વેદેવને ઠેકાણે અગ્નિની યોજના કરવી."

૬૮૭ અથવા સ્મૃતિસારમાંઃ—"સર્વ રસોઈમાંથી એક પાત્રમાં અન્ન પીરસીને વિશ્વેદેવને સ્થાને પોતાના ઘરના દેવની આગળ થાળ મૂકવી, કે અગ્નિમાં હોમવું; અગર બ્રહ્મચારી (બ્રહ્મચર્ય આશ્રમવાળા) ને આપવું. એ રીતે એક બ્રાહ્મણથી પણ છ અર્ધવાળું પાર્વણશ્રાદ્ધ કરવું." એક બ્રાહ્મણમાં છ પિતરોની તૃપ્તિ શી રીતે થાય? તે વિષે આચારતિલકમાંઃ—"બ્રાહ્મણના હસ્તમાં પિતા, મુખમાં પિતામહ, તાલુદેશમાં પ્રપિતામહ, કંઠમાં માતામહ, હૃદયમાં પ્રમાતામહ, ને નાભિમાં વૃદ્ધ પ્રમાતામહ તૃપ્તિને પામે છે. એ રીતે એક બ્રાહ્મણમાં પણ સ્થાનભેદથી છ પિતરો જમીને તૃપ્ત થાય છે." તે વિષે વિશેષ ગરૂડપુરાણમાંઃ—"મરનારાથી પહેલા ત્રણ પુરૂષ પિંડભોજી, તેથી પહેલાંના ત્રણ પુરૂષ પિંડભાજક અને તેથી પહેલા ત્રણ પુરૂષ પિંડાનુલેપક, એ નવ અને એક મરનારો, એ રીતે દશ પુરૂષ પહેલેના, અને યજમાનની પછીના થવાના દશ પુરૂષ ને યજમાન, એ રીતે એકવીશ પુરૂષનો શ્રાદ્ધ કરનારો યજમાન ઉદ્ધાર કરે છે.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકની ટીકામાં ભાદ્રપદ કૃષ્ણપક્ષના શ્રાદ્ધનો નિર્ણય સંપૂર્ણ.



## અથ અષ્ટકાશ્રાદ્ધનિર્ણય.

૬૮૮ ચાર કૃષ્ણપક્ષની અષ્ટમીઓને અષ્ટકા કહેછે. આગ્રહાયણી એટલે માર્ગશીર્ષપુનમ પછીની ત્રણ કૃષ્ણપક્ષની ત્રણ અષ્ટમીઓ ને ભાદ્રપદકૃષ્ણપ-

ક્ષની એક, મળીને ચાર અષ્ટમીઓને અષ્ટકા કહી છે. તે વિષે વિષ્ણુ-ધર્મોત્તરમાંઃ—"માર્ગશીર્ષકૃષ્ણાષ્ટમીથી ત્રણ કૃષ્ણપક્ષની અષ્ટમીઓને અષ્ટકા નામે કહેછે, ને તેજ ત્રણ અષ્ટકાને બીજે દિવસે ત્રણે નવમીઓને અન્વષ્ટકા નામે કહીછે." [ગ્રંથાર્થ આવ્યો છે] શાંખાયનઃ—માર્ગશીર્ષ પૌર્ણમાસી પછીની ત્રણ કૃષ્ણપક્ષની અષ્ટમીઓને અષ્ટકા કહી છે; અને વર્ષાઋતુના મધ્યની એટલે ભાદ્રપદકૃષ્ણપક્ષની અષ્ટમીને પણ અષ્ટકા નામે કહી છે. (એ રીતે ચાર અષ્ટકા છે.) જે દીપિકાનું વચન છે કે, "પૌષને આદિ લેઇને ત્રણ અષ્ટકાછે તે,ને ભાદ્રપદની એક." એ વચનમાં પુનમીઆ મહીનાપ્રમાણે પૌષકૃષ્ણ એટલે માર્ગશીર્ષકૃષ્ણ જાણવો. તે પ્રમાણે કૂર્મપુરાણમાંઃ—"અમાવાસ્યા ને પૌષાદિ એટલે માઘાદિ ત્રણ અષ્ટકાઓ, અને ત્રણ અન્વષ્ટકાઓ ને માઘી અમાવાસ્યા, એ પુણ્યરૂપ છે." પિતરોની અગ્નિષ્વાત્તા નામની કન્યાને કંઈ કારણથી તેના પિતાએ શાપ દેઈ ફરી કૃપા કરી, ત્યારે તે કન્યા ભાદ્રપદકૃષ્ણઅષ્ટમીની અષ્ટકા નામની દેવતારૂપે ઉત્પન્ન થઈ. અહીં સર્વ અષ્ટકા મળીને એક મૂર્તિ ઉત્પન્ન થઈ. તે વિષે કહ્યું છે કે, તે કન્યા ભાદ્રપદની અષ્ટમીની અષ્ટકારૂપે પિતૃલોકમાં ઉત્પન્ન થશે, ને તે આયુષ્, આરોગ્ય, પુત્રાદિ સર્વ કામના પૂર્ણ કરનારી થશે.

૬૮૯ માર્ગશીર્ષાદિ ત્રણ માસની અને ભાદ્રપદકૃષ્ણપક્ષની, એ ચાર માસની ચાર કૃષ્ણનવમીઓને અન્વષ્ટકા કહે છે. અન્વષ્ટકા એટલે અષ્ટકાની અનુ (પછી) થાય છે, માટે તેને અન્વષ્ટકા કહી છે. આવો અર્થ કરવાથી જે માસમાં અષ્ટકા હોય છે, તે માસમાં અન્વષ્ટકા પણ જાણવી. તેમાં બે પિતૃ અષ્ટકા, એક શાકાષ્ટકા અને એક અપૂપાષ્ટકા, એ ચાર અષ્ટકાઓમાં સાગ્નિકોએ ગૃહ્યોક્તકર્મ ને શ્રાદ્ધ પણ કરવું. શાંખાયનગૃહ્યમાંઃ—અષ્ટકાને બીજે દિવસે પિંડપિતૃયજ્ઞ કરનારે અન્વષ્ટક્યકર્મ કરવું. અષ્ટકાઓ ને અન્વષ્ટકાઓમાં પણ શ્રાદ્ધ કરવાવિષે સંગ્રહગ્રંથમાં કહ્યું છે કે, "માર્ગશીર્ષાદિ ચાર અષ્ટકાઓમાં અને ચાર અન્વષ્ટકાઓમાં અનુક્રમે માતૃપાર્વણપૂર્વક શ્રાદ્ધ કરવું." (એનો વિશેષ વિચાર કરે છે.) તથાઃ—"વૃદ્ધિશ્રાદ્ધમાં પહેલાં, અન્વષ્ટકાશ્રાદ્ધમાં મધ્યે અને ગયાશ્રાદ્ધમાં અંતે માતૃપાર્વણ લેવું." એ વચનથી અન્વષ્ટકાશ્રાદ્ધમાં વચમાં માતૃપાર્વણ લેવાનું કહ્યું છે,

તેથી મૃતપિતૃક, અન્વષ્ટકામાં પિતૃપાર્વણપૂર્વક શ્રાદ્ધ કરવું; અને જીવત્પિતૃકે માતૃપાર્વણપૂર્વક કરવું. તે વિષે વિષ્ણુઃ—"પિતૃની અન્વષ્ટકાને આરંભીને માતા, પિતામહી ને [પ્રપિતામહી] એ ત્રણને શ્રાધ્ધ આપવું; કેવલ માતૃપાર્વણ જીવપ્તિતૃકને યોગ્ય છે. તથાઃ—"શાક વગેરેથી પણ ચોથી અષ્ટકામાં શ્રાધ્ધ કરવું." એ રીતે સ્મૃતિમાં 'એવ' શબ્દ છે, તેથી પિતૃપક્ષની ચોથી અન્વષ્ટકામાં સર્વેને નિયમે કરીને શ્રાધ્ધ કરવાનું પ્રાપ્ત થયું; અન્ય અન્વષ્ટકામાં નિયમ નથી. જીવત્પિતૃકને અષ્ટકાશ્રાધ્ધનો અધિકાર નથી, તોપણ આ માતૃપાર્વણશ્રાધ્ધનો અધિકાર છે; કારણ કે "શાકમાત્રથી પણ અન્વષ્ટકા કરવી," એવું વચન છે.

૬૯૦ જે કહ્યુંછે કે, અષ્ટકાઓને વિષે વિશ્વેદેવપૂર્વક શ્રાદ્ધ કરીને અન્વષ્ટકાઓમાં પણ અષ્ટકાની પેઠે અગ્નિમાં હોમ કરીને વિશ્વેદેવપૂર્વકજ શ્રાધ્ધ કરવું. [તેનું કેમ?] ત્યારે કહેછે કે, સાંભળ. આ શ્રાધ્ધમાં હોમ કરવાનો નિયમ નથી; કારણકે અન્વષ્ટકાઓમાં પિંડપિતૃયજ્ઞ એજ હોમ વિહિત છે. શાંખાયનગૃહ્યમાંઃ—બીજે દિવસે સવારે અન્વષ્ટક્યમાં પિંડપિતૃયજ્ઞ કરીને શ્રાધ્ધ કરવું. ગૃહ્યસૂત્રમાં પિંડપિતૃયજ્ઞ કહ્યો છે, તે જીવત્પિતૃકને નિષિદ્ધ છે; કારણ કે જીવત્પિતાને પિંડપિતૃયજ્ઞ નથી, એવું વચન છે. ઉપલ્યા વચનમાં જે હોમ કહ્યો, તે અનુવાદ (કહેલું ફરી કહેવું તે.) માત્ર છે. શ્રાધ્ધ સ્વતંત્ર છે, તેથી અપરપક્ષનું અન્વષ્ટકાશ્રાધ્ધ નિરગ્નિકે હોમસિવાય કરવું;ને સાગ્નિકે,નિયમ છે તેથી,હોમપૂર્વક અન્વષ્ટકાશ્રાદ્ધ કરવું. અષ્ટમીમાં અષ્ટકાશ્રાધ્ધ કરવાનું,તેની નવમીમાં જે શ્રાધ્ધ થાયછે,તે અન્વષ્ટકા છે.અને પૂર્વ દિવસે સપ્તમીમાં કરવાનાં શ્રાધ્ધ અષ્ટકાપ્રકરણને વિષે મિતાક્ષરામાં કહ્યાં છે. તે અન્વષ્ટકાશ્રાધ્ધનો વિશેષ પ્રકાર, સ્ત્રીઓનું જુદું શ્રાધ્ધ કરવાવિષેના નિર્ણયમાં કહ્યો છે. તેમાં વિશેષ એટલું છે કે,આ અન્વષ્ટકાશ્રાધ્ધમાં માતૃપાર્વણ મુખ્ય છે. તે જીવન્માતૃકે (જેની માતા જીવતી હોય તેણે) ન કરવું.

૬૯૧ તે વિષે સ્મૃતિમંજરીમાંઃ—"તે અન્વષ્ટકાશ્રાધ્ધ માતાનુંજ છે, માટે તેને માતૃશ્રાદ્ધ કહે છે." એટલે માતાનું પાર્વણ પ્રધાન છે, તોપણ "આ અન્વષ્ટકાશ્રાધ્ધમાં પિતાનું પાર્વણ પહેલાં કરવું." તે વિષે બીજી સ્મૃતિમાંઃ—"અન્વષ્ટકાઓમાં નવ-પિંડથી શ્રાદ્ધ કરવું; તે એવું કે પિતા આદિ ત્રણનું પા-

વૅણ પ્રથમ, મધ્યમાં માતા આદિ ત્રણનું, અને અંતે માતામહાદિ ત્રણનું પાર્વણ લેવું." તથાઃ—"વૃદ્ધિશ્રાદ્ધમાં પહેલાં, ગયાશ્રાદ્ધમાં અંતે અને અન્વષ્ટકાશ્રાદ્ધમાં મધ્યે માતૃપાર્વણ લેવું." એ વચને કરીને અન્વષ્ટકામાં માતાઆદિ ત્રણનું પાર્વણ મધ્યમાં લેવાનું વિધાન છે. હવે જીવન્માતૃકે ન કરવું, એ વચનમાં નિષેધ કરનારો નકાર છે, [ તેના બે અર્થ છે. એક પર્યુદાસ ને બીજો પ્રતિષેધ. ] તેમાં ન કરવું, એ ઠેકાણે પર્યુદાસ [ જેની જોડે નકાર જોડાયલો હોય, તે ન કરતાં બીજું કરવું. ] રૂપી અર્થ સંભવતો નથી. જો અહીં પર્યુદાસરૂપી અર્થ લેઇએ, તો માતૃશ્રાદ્ધ ન કરવું; અર્થાત્ બીજું શ્રાધ્ધ કરવાનું પ્રાપ્ત થાય છે; અને જીવત્માતૃકને અમાવાસ્યા, અષ્ટકા તે વૃદ્ધિશ્રાધ્ધની પેઠે અન્વષ્ટકામાં સાધારણ રીતે બીજા શ્રાદ્ધની પ્રાપ્તિ નથી. [માતૃશ્રાધ્ધનો પર્યુદાસ કરીને બીજું શ્રાદ્ધ કરવાનું પ્રાપ્ત નથી.] અને "અન્વષ્ટકામાં અને વૃધ્ધિશ્રાધ્ધમાં માતૃશ્રાધ્ધ પૃથક્ કરવું,"એ કાષ્ણર્યાજિનિય આદિના વચનોનું માતૃશ્રાધ્ધ જુદું કરવામાં તાત્પર્ય છે. [પરંતુ માતૃશ્રાધ્ધ પ્રાપ્ત ન થયું, તો બીજું કરવું એ પર્યુદાસમાં નથી.] માટે જીવન્માતૃકને અન્વષ્ટકાશ્રાધ્ધ [માતૃશ્રાધ્ધ]માં ન કરવું. એ નકારનો [પર્યુદાસ અર્થ ન લેતાં] પ્રતિષેધરૂપી અર્થ લેવો; એટલે જીવન્માતૃકે અષ્ટકાનિમિત્તશ્રાદ્ધ ન કરવું, એટલોજ અર્થ લેવો. ( તે નહિ તો બીજું કરવું, એવો અર્થ ન લેવો. ) અપ્રાપ્તનો પણ પ્રતિષેધ જોવામાં આવે છે. [જે વસ્તુની પ્રાપ્તિ ન થતી હોય, તેનો નિષેધ હોતો નથી. જેમ માણસે આકાશમાં ઉડવું નહિ, એ નિષેધ કરવાનો સંભવ નથી; કારણકે તેની પ્રાપ્તિજ નથી.] તથાપિ અપ્રાપ્તનો પ્રતિષેધ પણ કોઈક ઠેકાણે જોવામાં આવે છે.

૬૯૨ તેનું ઉદાહરણ કે, અગ્નિઆધેય નામના યજ્ઞમાં વારવંતીય નામના સામગાયનનું વિધાન કરીને કહ્યુંછે કે, બ્રહ્મા નામના ઋત્વિજ બ્રાહ્મણે સામગાન કરવું નહિ. અહીં બ્રહ્માને સામગાયનની કોઈ વચનથી પ્રાપ્તિ નથી, તોપણ નિષેધ કર્યો છે. [તે રીતે જીવન્માતૃકે શ્રાદ્ધ ન કરવું, એ વાક્યમાં પણ અપ્રાપ્ત શ્રાદ્ધનો પ્રતિષેધ જાણવો.] તેમજઃ—"અન્વષ્ટકામાં માતૃપૂર્વક શ્રાદ્ધ અનુક્રમે કરવું." [એ વચનમાં અનુક્રમે એટલે પિતૃપાર્વણપૂર્વક કરવું, એવો અર્થ છે.] માટે માતૃપૂર્વ એનો અર્થ માતૃપાર્વણ મુખ્ય, એવો અર્થ લેવો.

[આ શ્રાદ્ધમાં મુખ્ય દેવતા માતા છે.] પૂર્વ શબ્દનો મુખ્ય, એવો અર્થ લેવાનું ઉદાહરણઃ—પૂર્વે બેઠેલા બ્રાહ્મણ આગળ શ્રાદ્ધ કરવું; એમાં મુખ્ય બ્રાહ્મણ આગળ કરવાનું જણાય છે,તેથીજ મૂલ સ્મૃતિમાં ક્રમશઃ (અનુક્રમે) એ 'શઃ' પ્રત્યયનો અલ્પ એવો અર્થ લઈને, અલ્પ ક્રમ એટલે પ્રધાન માતાનું પાર્વણ છે; ને પિતૃપાર્વણનો અનુક્રમ લેવો અલ્પ છે. અથવા **'मातृपूर्वं'** એનો **'मातृभिः पूर्वं'** એવો તૃતીયા સમાસ કરવો, ને તૃતીયાનો હેતુ એવો અર્થ કરવો; એટલે માતરો દેવતા પૂર્વ ( પ્રધાન ) છે, તે હેતુથી માતૃપૂર્વશ્રાદ્ધ છે. અહીં **पूर्वं सदृश समान,'** એ અર્થમાં તૃતીયા સમાસ થયો છે.

૬૯૩ સ્મૃતિ પણઃ—પુત્રને નવ માસ ગર્ભમાં ધારણ કરેછે અને પાલનપોષણ કરેછે, તેથી પિતા ઈત્યાદિ કરતાં માતા અધિક પૂજવાયોગ્ય છે; માટેજ અન્વષ્ટકાશ્રાદ્ધમાં માતાના શ્રાદ્ધનું પ્રધાનપણું છે. એ અન્વષ્ટકાશ્રાધ્ધમાં બીજાં શ્રાદ્ધ કરતાં વિશેષ કરવું. આ અન્વષ્ટકાશ્રાદ્ધ મરણ પામેલી માતાના નિમિત્તનું છે, માટે નૈમિત્તિક છે. સૂતકના કારણથી નિત્યનો લોપ થાય; પણ નૈમિત્તિકનો લોપ થાય નહિ. [સૂતકને અંતે કરવું પડે.] નિત્ય એટલે દર્શશ્રાદ્ધ ને નૈમિત્તિક અન્વષ્ટકાશ્રાધ્ધ છે. દર્શ ને અન્વષ્ટકાશ્રાધ્ધ બન્નેને પિંડાન્વાહાર્યકપણું છે, તોપણ નિત્ય ને નૈમિત્તિપણાથી બન્નેનો ભેદ છે, તેથી સરખાપણું નથી. તે વિષે કહ્યુંછે કે, "અન્વષ્ટકાશ્રાદ્ધ સંવત્સરીની પેઠે નૈમિત્તિક છે, માટે તેમે [પિંડ કરીને કરવારૂપી] અન્વાહાર્યકપણું છે, તોપણ દર્શ સમાનપણું કેમ થાય?" દર્શશ્રાદ્ધનો સૂતકમાં લોપ થાય ને નૈમિત્તિક (અન્વષ્ટકાશ્રાધ્ધ) સૂતકને અંતે થાય; કારણકે તે વિષે વચન છે. પણ પિંડપિતૃયજ્ઞ તો સૂતકને અંતે થાય. તે વિષે જાતૂકર્ણ્ય કહેછે કે,"સૂતક ઉત્પન્ન થયું તો સ્માર્તકર્મ શી રીતે થાય ? પિંડપિતૃયજ્ઞ,ચરૂ ને હોમ, એ અન્યગોત્રી કને કરાવવું."ઋષ્યશૃંગઃ—"સાંવત્સરિકશ્રાદ્ધમાં આશૌચ આવે,તો તેને અંતે તે કરવું.

૬૯૪ બીજું શાંખાયનગૃહ્યસ્મૃતિમાંઃ—વર્ષાઋતુની મધ્યમાં જે મધ્યે અન્વષ્ટકા પ્રાપ્ત થાયછે, તેનું એથી આબ્દિકની સાથે સમાનપણું કહ્યુંછે. વર્ષાઋતુની મધ્યમાં જે અષ્ટકા, તેની તુલ્ય મધ્યની અન્વષ્ટકા પણછે,એવું સૂચિત કર્યુંછે. અષ્ટકાનો ને અન્વષ્ટકાનો નિર્ણય તો "મહાલયપક્ષનો જે નિર્ણય તેજ અષ્ટકાનો નિર્ણય જાણવો." કાલાદર્શમાં કહ્યું છે કે,દર્શના નિર્ણય પ્રમાણેજ અષ્ટ

ર્વણ પ્રથમ, મધ્યમાં માતા આદિ ત્રણનું, અને અંતે માતામહાદિ ત્રણનું પાર્વણ લેવું." તથાઃ—"વૃદ્ધિશ્રાદ્ધમાં પહેલાં, ગયાશ્રાદ્ધમાં અંતે અને અન્વષ્ટકાશ્રાદ્ધમાં મધ્યે માતૃપાર્વણ લેવું." એ વચને કરીને અન્વષ્ટકામાં માતાઆદિ ત્રણનું પાર્વણ મધ્યમાં લેવાનું વિધાન છે. હવે જીવન્માતૃકે ન કરવું, એ વચનમાં નિષેધ કરનારો નકાર છે, [ તેના બે અર્થ છે. એક પર્યુદાસ ને બીજો પ્રતિષેધ. ] તેમાં ન કરવું, એ ઠેકાણે પર્યુદાસ [ જેની જોડે નકાર જોડાયલો હોય, તે ન કરતાં બીજું કરવું. ] રૂપી અર્થ સંભવતો નથી. જો અહીં પર્યુદાસરૂપી અર્થ લેઇએ, તો માતૃશ્રાદ્ધ ન કરવું; અર્થાત્ બીજું શ્રાદ્ધ કરવાનું પ્રાપ્ત થાય છે; અને જીવત્માતૃકને અમાવાસ્યા, અષ્ટકા ને વૃદ્ધિશ્રાદ્ધની પેઠે અન્વષ્ટકામાં સાધારણ રીતે બીજા શ્રાદ્ધની પ્રાપ્તિ નથી. [માતૃશ્રાદ્ધનો પર્યુદાસ કરીને બીજું શ્રાદ્ધ કરવાનું પ્રાપ્ત નથી.] અને "અન્વષ્ટકામાં અને વૃદ્ધિશ્રાદ્ધમાં માતૃશ્રાદ્ધ પૃથક્ કરવું," એ કાર્ષ્ણાજિનિય આદિના વચનોનું માતૃશ્રાદ્ધ જુદું કરવામાં તાત્પર્ય છે. [પરંતુ માતૃશ્રાદ્ધ પ્રાપ્ત ન થયું, તો બીજું કરવું એ પર્યુદાસમાં નથી.] માટે જીવન્માતૃકને અન્વષ્ટકાશ્રાદ્ધ [માતૃશ્રાદ્ધ] માં ન કરવું. એ નકારનો [પર્યુદાસ અર્થ ન લેતાં] પ્રતિષેધરૂપી અર્થ લેવો; એટલે જીવન્માતૃકે અષ્ટકાનિમિત્તશ્રાદ્ધ ન કરવું, એટલોજ અર્થ લેવો. ( તે નહિ તો બીજું કરવું, એવો અર્થ ન લેવો. ) અપ્રાપ્તનો પણ પ્રતિષેધ જોવામાં આવે છે. [જે વસ્તુની પ્રાપ્તિ ન થતી હોય, તેનો નિષેધ હોતો નથી. જેમ માણસે આકાશમાં ઉડવું નહિ, એ નિષેધ કરવાનો સંભવ નથી; કારણકે તેની પ્રાપ્તિજ નથી.] તથાપિ અપ્રાપ્તનો પ્રતિષેધ પણ કોઈક ઠેકાણે જોવામાં આવે છે.

૬૯૨ તેનું ઉદાહરણ કે, અગ્નિઆધેય નામના યજ્ઞમાં વારવંતીય નામના સામગાયનનું વિધાન કરીને કહ્યુંછે કે, બ્રહ્મા નામના ઋત્વિજ બ્રાહ્મણે સામગાન કરવું નહિ. અહીં બ્રહ્માને સામગાયનની કોઈ વચનથી પ્રાપ્તિ નથી, તોપણ નિષેધ કર્યો છે. [તે રીતે જીવન્માતૃકે શ્રાદ્ધ ન કરવું, એ વાક્યમાં પણ અપ્રાપ્ત શ્રાદ્ધનો પ્રતિષેધ જાણવો.] તેમજઃ—"અન્વષ્ટકામાં માતૃપૂર્વક શ્રાદ્ધ અનુક્રમે કરવું." [એ વચનમાં અનુક્રમે એટલે પિતૃપાર્વણપૂર્વક કરવું, એવો અર્થ છે.] માટે માતૃપૂર્વ એનો અર્થ માતૃપાર્વણ મુખ્ય, એવો અર્થ લેવો.

[આ શ્રાદ્ધમાં મુખ્ય દેવતા માતા છે.] પૂર્વ શબ્દનો મુખ્ય, એવો અર્થ લેવાનું ઉદાહરણઃ—પૂર્વે બેઠેલા બ્રાહ્મણ આગળ શ્રાધ્ધ કરવું; એમાં મુખ્ય બ્રાહ્મણ આગળ કરવાનું જણાય છે,તેથીજ મૂલ સ્મૃતિમાં ક્રમશઃ (અનુક્રમે) એ 'શઃ' પ્રત્યયનો અલ્પ એવો અર્થ લઈને, અલ્પ ક્રમ એટલે પ્રધાન માતાનું પાર્વણ છે; ને પિતૃપાર્વણનો અનુક્રમ લેવો અલ્પ છે. અથવા **'मातृपूर्व'** એનો **'मातृभिः पूर्वं'** એવો તૃતીયા સમાસ કરવો, ને તૃતીયાનો હેતુ એવો અર્થ કરવો; એટલે માતરો દેવતા પૂર્વ ( પ્રધાન ) છે, તે હેતુથી માતૃપૂર્વશ્રાદ્ધ છે. અહીં **पूर्वं सदृश समान,'** એ અર્થમાં તૃતીયા સમાસ થયો છે.

૬૯૩ સ્મૃતિ પણઃ—પુત્રને નવ માસ ગર્ભમાં ધારણ કરેછે અને પાલનપોષણ કરેછે, તેથી પિતા ઈત્યાદિ કરતાં માતા અધિક પૂજવાયોગ્ય છે; માટેજ અન્વષ્ટકાશ્રાદ્ધમાં માતાના શ્રાદ્ધનું પ્રધાનપણું છે. એ અન્વષ્ટકાશ્રાધ્ધમાં બીજાં શ્રાદ્ધ કરતાં વિશેષ કરવું. આ અન્વષ્ટકાશ્રાદ્ધ મરણ પામેલી માતાના નિમિત્તનું છે, માટે નૈમિત્તિક છે. સૂતકના કારણથી નિત્યનો લોપ થાય; પણ નૈમિત્તિકનો લોપ થાય નહિ. [સૂતકને અંતે કરવું પડે.] નિત્ય એટલે દર્શશ્રાદ્ધ ને નૈમિત્તિક અન્વષ્ટકાશ્રાધ્ધ છે. દર્શ ને અન્વષ્ટકાશ્રાધ્ધ બન્નેને પિંડાન્વાહાર્યકપણું છે, તોપણ નિત્ય ને નૈમિત્તિપણાથી બન્નેનો ભેદ છે, તેથી સરખાપણું નથી. તે વિષે કહ્યુંછે કે, "અન્વષ્ટકાશ્રાદ્ધ સંવત્સરીની પેઠે નૈમિત્તિક છે, માટે તેને [પિંડ કરીને કરવારૂપી] અન્વાહાર્યકપણું છે, તોપણ દર્શ સમાનપણું કેમ થાય?" દર્શશ્રાદ્ધનો સૂતકમાં લોપ થાય ને નૈમિત્તિક (અન્વષ્ટકાશ્રાધ્ધ) સૂતકને અંતે થાય; કારણકે તે વિષે વચન છે. પણ પિંડપિતૃયજ્ઞ તો સૂતકને અંતે થાય. તે વિષે જાતૂકર્ણ્ય કહેછે કે,"સૂતક ઉત્પન્ન થયું તો સ્માર્તકર્મ શી રીતે થાય ? પિંડપિતૃયજ્ઞ,ચરૂ ને હોમ, એ અન્યગોત્રી કને કરાવવું."ઋષ્યશૃંગઃ—"સાંવત્સરિકશ્રાદ્ધમાં આશૌચ આવે,તો તેને અંતે તે કરવું.

૬૯૪ બીજું શાંખાયનગૃહ્યસ્મૃતિમાંઃ—વર્ષાઋતુની મધ્યમાં જે મધ્યે અન્વષ્ટકા પ્રાપ્ત થાયછે, તેનું એથી આબ્દિકની સાથે સમાનપણું કહ્યું છે. વર્ષાઋતુની મધ્યમાં જે અષ્ટકા, તેની તુલ્ય મધ્યની અન્વષ્ટકા પણછે,એવું સૂચિત કર્યુંછે. અષ્ટકાનો ને અન્વષ્ટકાનો નિર્ણય તો "મહાલયપક્ષનો જે નિર્ણય તેજ અષ્ટકાનો નિર્ણય જાણવો." કાલાદર્શમાં કહ્યું છે કે,દર્શના નિર્ણય પ્રમાણેજ અષ્ટ

કાનો નિર્ણય લેવો. ઇતિ નિર્ણય. વળી આ અન્વષ્ટકાશ્રાધ્ધમાં માતાનું મુખ્યપણું છે, તેથી જેની માતા જીવતી હોય, તેણે સ્નેહવશાત્ [મારી વડીઆઇ છે, એવા પ્રેમથી] પિતામહી આદિનું અન્વષ્ટકાશ્રાદ્ધ કરવું નહિ, એ અભિપ્રાયવાળું વચન છે. "માતા જીવતી હોય ને જે પિતામહીનું શ્રાધ્ધ કરે, તેને માતૃઘ્ન (માતાને હણનારો) જાણવો. વૃધ્ધિશ્રાદ્ધમાં તો પાર્વણ લેવું." અહીં વૃધ્ધિશ્રાધ્ધમાં પાર્વણ અને આબ્દિકમાં એકોદ્દિષ્ટ, જીવન્માતૃકે કરવાવિષે આ વચન છે. વળી પુરૂષના પિંડ આપ્યાપછી તેમની પત્નીઓના પિંડ આપવા." એ શાંખાયનગૃહ્યસૂત્રના વચનથી પિતૃવંશ અને માતૃવંશનું તર્પણ તથા અમાવાસ્યાદિમાં ને અન્વષ્ટકાશ્રાધ્ધમાં પિંડદાન થાય.

૬૯૫ માટે પિતામહીનું માતાસિવાય સ્વતંત્ર શ્રાધ્ધ કરવાનો નિષેધ અન્વષ્ટકામાં લાગુ છે. આ અર્થ, સ્મૃતિમાં '**वृद्धिश्राद्धे तु**' એ 'તુ' શબ્દથી સૂચિત થયો. હવે તર્પણવિષે વિશેષ પ્રકાર. "તર્પણમાં એક એક જલની અંજલી(પોશ) દેવતાને, સનકાદિકોને બબ્બે અને પિતરોને ત્રણ ત્રણ અંજલીઓ, તેમજ સ્ત્રીઓને એક એક અંજલી આપવી યોગ્ય છે." અહીં સ્ત્રીઓ એટલે માતાસિવાયની પિતાની સ્ત્રીઓ જાણવી; કારણ કે પોતાની માતાઓને ત્રણ ત્રણ અંજલી આપવાનીછે તે વિષે સ્મૃતિસારમાં કહ્યું છે કે, "માતાઆદિ ત્રણને ત્રણ ત્રણ જલાંજલી આપવી ને હોરમણ માતાઓને એક એક આપવી." પોતાની જનનીસિવાય બીજી પિતાની સ્ત્રીઓ હોરમણ છે. "સાપત્નમાતા ( હોરમણ મા )નું એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ કરવું નહિ." એ વચનમાં ઉપર કહેલું સૂચવ્યું છે. માતાઆદિ ત્રણ, એટલે માતા, પિતામહી ને પ્રપિતામહી, એ ત્રણનું પાર્વણ જાણવું. માતામહીઆદિને પણ પોતાની માતાની સાથે સમાનપણું છે; કારણકે "ધર્મપત્નીનો પુત્ર ઔરસ કહેલો છે ને તેની સમાન કન્યાનો પુત્ર છે," એવું કહ્યું છે.

૬૯૬ તથાઃ—"હે રાજા, જે રીતે પુત્ર શ્રાદ્ધ કરે છે, તે રીતે દૌહિત્રે કરવું." ઈત્યાદિ વચનોમાં દૌહિત્રને ઔરસ પુત્રની સાથે સમાનપણું કહ્યું છે; તેથી સ્મૃત્યર્થસાર, ચંડુનિબંધાદિ ગ્રંથોમાં તર્પણ કરવાને ત્રણ ત્રણ અંજલીઓ આપવાનું કહીને, તેને વિષે પોતાની માતાઓમાં ને માતામહીઆદિમાં ભેદ બતાવ્યો નથી. બીજું વચન પણ એવું છે કે, "જે શ્રાદ્ધમાં પિતા, પિતામહ ને

પ્રપિતામહ ઇત્યાદિ પિતરો પૂજાય છે, ત્યાં માતામહોને પણ સરખા પૂજવા; ઓછું વધારે કરે, તો નરકમાં પડે."

ઇતિ અષ્ટકાનો નિર્ણય

-:(૦):-

## અથ વૃદ્ધિશ્રાદ્ધ.

વૃદ્ધિશ્રાદ્ધમાં નાંદીમુખપિતરોને પૂજવા;તેથી [શ્રાદ્ધકરનાર]વૃદ્ધિમાન્ થાય. તે વિષેકહ્યું છે કે,"વૃધ્ધિશ્રાધ્ધ કરનારની નિરંતર સમૃધ્ધિ થાય.વૃદ્ધિશ્રાદ્ધમાંવિદ્વાને નાંદીમુખ નામના પિતરોનું પૂજન કરવું." વૃદ્ધિશ્રાધ્ધનાં નિમિત્ત ગાર્ગ્યઃ— "પુત્રોત્પત્તિ, દેવાદિ પ્રતિષ્ઠા, મૌંજીબંધન, મૌંજીનો ત્યાગ ( બડવો દોડાવે છે તે), ચૌલકર્મ (વાળ ઉતરાવે છે તે)અને વિવાહ(પરણવું), એટલે ઠેકાણે વૃધ્ધિશ્રાધ્ધનું વિધાન છે." પ્રતિષ્ઠા એટલે પાંચ દેવ [શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ ને દેવી] ની પ્રતિષ્ઠા જાણવી.

૬૯૭ તથા વાવ, કૂવા, તલાવ, બાગ, એમની પ્રતિષ્ઠાઓ ( ઉત્સર્ગ ) જાણવી. કાષ્ણર્યાજિનિઃ—"કન્યાનો ને પુત્રનો વિવાહ, નવા ઘરમાં પ્રવેશ, નામકરણસંસ્કાર, ચૌલાદિ સંસ્કાર સીમંતોન્નયન સંસ્કાર [નવો-પુત્ર ઉત્પન્ન થયો હોય, અગર બાર વર્ષપછી પ્રવાસમાંથી આવ્યો હોય.] અને તે પુત્રાદિનું મુખ જોવાવખતે, એટલે ઠેકાણે ગૃહસ્થાશ્રમીએ નાંદીમુખ પિતરોનું શ્રાદ્ધ કરવું." ચૌલાદિ એ આદિ શબ્દથી મૌંજીબંધન ને તેનો ત્યાગ, અને પુત્રાદિ એ આદિ શબ્દથી કન્યાનું મુખ જોવાવખતે પણ નાંદીશ્રાદ્ધ કરવાનું જાણવું. વૃદ્ધગાર્ગ્યઃ—"અગ્નિઆધાન, રાજ્યાભિષેક, ઈત્યાદિને વિષે, ઈષ્ટા (યજ્ઞ), પૂર્ત (વાવ કુવો), સ્ત્રીને પ્રથમ ઋતુ પ્રાપ્ત થાય ત્યારે, અને આશ્રમ ગ્રહણ કરવો હોય ત્યારે વૃધ્ધિશ્રાધ્ધ કરવું." એ વચનમાં અગ્નિઆધાનઅભિષેકાદિ એ આદિ શબ્દ દ્વંદ્વસમાસને અંતે છે, તેથી તેનો સંબંધ અભિષેકની જોડે ને અગ્નિઆધાનની જોડે થાય છે; માટે અગ્નિઆધાનાદિ એ આદિશબ્દથી યજ્ઞ ને વ્રતો જાણવાં. યજ્ઞ એટલે દર્શ, પૂર્ણમાસ, જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ. અને પ્રાજાપત્ય, આગ્નેય, વૈશ્વદેવ, સૌમ્ય, ગોદાન ઇત્યાદિ વ્રતો જાણવાં. [પ્રાજાપત્ય બાર દિવસનું પૂર્વે કહેલું છે; વૈશ્વદેવ એટલે વિશ્વેદેવદેવતો સંબંધી વ્રત; સૌમ્ય એટલે ચાંદ્રાયણ; ગોદાન એટલે જનોઈ દીધાપછી સોળ વર્ષની

ઉંમરમાં વેદાધ્યયનને અંગે કરવું પડે છે તે વ્રત.] તેમ અભિષેકાદિ એ આદિ શબ્દથી રાજ્યાભિષેક, નવા ઘરમાં પ્રવેશ અને મહાદાનાદિ જાણવાં. ઈષ્ટાપૂર્ત્ત શબ્દથી દેવ, દેવાલય, વાવ, કૂવા વગેરેની પ્રતિષ્ઠા લેવી. સ્ત્રીના પ્રથમ ઋતુમાં ઋતુશાંતિ કરવી પડેછે ત્યારે અને આશ્રમ એટલે વાનપ્રસ્થાશ્રમ'ને સન્ન્યાસાશ્રમ ગ્રહણ કરવા વખતે, એટલાં નિમિત્ત ઉત્પન્ન થયેથી નાંદીમુખ શ્રાદ્ધ (વૃધ્ધિશ્રાધ્ધ) કરવું.

૬૯૮ તેમ અન્નપ્રાશનસંસ્કાર ને પુંસવનસંસ્કારવખતે પણ નાંદીશ્રાદ્ધ કરવું. તે વિષે લૌગાક્ષિઃ—"નામકરણ, અન્નપ્રાશન, ચૌલ, ગોદાન, સોમયાગ, ઉપનયન, પુંસવન, સ્નાન (સમાવર્તન), મહાદાન અને વિવાહ, એટલે ઠેકાણે નાંદીમુખશ્રાદ્ધ કરવું." અહીં ગોદાન શબ્દથી પૂર્વે કહેલા પ્રાજાપત્યાદિ ચારે વ્રત જાણવાં. સોમ એટલે સોમયજ્ઞ; ઉપનયન એટલે જનોઈ દેવાનું; સમાવર્તન એટલે પરણવાની યોગ્યતા થવાસારૂ જનોઈના વ્રતનો ત્યાગ કરવાનો. તેને સ્નાન પણ કહેછે. એટલાં નાંદીમુખશ્રાધ્ધ કરવાનાં નિમિત્તો કાલાદર્શમાં કહ્યાં છે, તે એકંદર ગણાવેછે કે, "સીમંત, વેદાધ્યયનનાં વ્રતો, ચૌલ, નામકરણ, અન્નપ્રાશન, ઉપનયન, સ્નાન, ગોદાન, વિવાહ, યજ્ઞ, પુત્રજન્મ, પ્રતિષ્ઠા, પુંસવન, અગ્નિઆધાન, ગૃહપ્રવેશ, પુત્ર કે કન્યાનું મુખ જોવું, આશ્રમગ્રહણ, રાજ્યાભિષેક અને સ્ત્રીનું પ્રથમ રજોદર્શન, એટલાં નિમિત્ત ઉત્પન્ન થયેથી નાંદીમુખશ્રાધ્ધ કરવું." વૃધ્ધિશ્રાધ્ધ નૈમિત્તિક છે; તેનું વિધાન કરવાના કાલ કહેછે કે, "નૈમિત્તિકશ્રાધ્ધ, તે નિમિત્ત ઉત્પન્ન થયાપછી કરવું. તેમાં નાંદીશ્રાદ્ધ પ્રાતઃકાલે ને અગ્નિક એટલે અગ્નિ આધાનનું શ્રાધ્ધ અપરાણ્હમાં કરવું.

૬૯૯ શંકા કરે છે કે, નૈમિત્તિક વૃધ્ધિશ્રાધ્ધ (નાંદીશ્રાદ્ધ) પણ પુત્રજન્મ ને ગ્રહણરૂપી નિમિત્ત ઉત્પન્ન થયાપછી કરવું; અને ઉપનયનવિવાહાદિ, નિમિત્ત ઉત્પન્ન થતા પહેલાં કરવું. એ રીતે બન્ને પ્રકારનાં વિધાન હોવાથી નિમિત્ત ઉત્પન્ન થયાપછી કરવું, એવું બોલવું અયોગ્યછે. ઉત્તર કે, એ ખરૂંછે; પણ નિમિત્ત બે પ્રકારનાં છે. એક તો નિયમે કરીને નિમિત્ત હોય છે, અને બીજું નિયમરહિત હોય છે. તેમાં વિવાહાદિ નિમિત્ત નિયમે કરીને છે; કારણ કે જ્યોતિષશાસ્ત્રમાં કહેલા ઋતુ, માસ, પક્ષ, તિથિ, નક્ષત્ર ને મેષાદિ લગ્નરૂપી કાલનો નિયમ છે. [ફલાણા મુહૂર્ત્તમાંજ પરણાવવું, ઇત્યાદિ] અને પુત્રજન્મ

આદિ નિમિત્ત તો નિયમે કરીને હોતું નથી.[ઈશ્વરેચ્છાએ જ્યારે આવે ત્યારે હોય છે.]કારણકે તેને માટે જ્યોતિષશાસ્ત્રમાં તિથિનક્ષત્રાદિ કાલનો નિયમ બતાવેલો નથી; માટે નિયમથી નિમિત્તવાળું નાંદીશ્રાધ્ધ સવારે કરવું, અને નિયમરહિત નિમિત્તવાળું નિમિત્ત ઉત્પન્ન થયાપછી કરવું, એવો નિશ્ચય છે. તે વિષે લૌગાક્ષિઃ—"નિયતનિમિત્તવાળું નાંદીશ્રાધ્ધ સવારે કરવું, ને અનિયતનિમિત્તવાળું, નિમિત્ત ઉત્પન્ન થયાપછી કરવું."

૭૦૦ કાર્ષ્ણાર્જિનિઃ—"પુત્ર કે કન્યાનો જન્મ થાય ત્યારે અને ચંદ્રસૂર્યગ્રહણ આવે ત્યારે, તે નિમિત્ત ઉત્પન્ન થયાપછી સ્નાન કરીને પોતાના પિતરોને શ્રાધ્ધથી તૃપ્ત કરવા." અત્રિઃ—"પુત્રજન્મનિમિત્તસિવાય વૃધ્ધિશ્રાદ્ધ પ્રાતઃકાલે થાય, ને પુત્ર જન્મનિમિત્ત તત્કાલ થાય." તત્કાલ એટલે પુત્ર જન્મ થયાપછી. નાંદીમુખ નામનું શ્રાધ્ધ એટલે વૃધ્ધિશ્રાદ્ધ, પૂર્વાણ્હમાં એટલે પ્રાતઃકાલે થાય. નાંદીમુખ શ્રાદ્ધ પૂર્વાણ્હ એટલે પ્રાતઃકાલે થાય. તે વિષેનો કાલ ગાર્ગ્ય કહે છે કે, "આકાશમાં સૂર્ય માણસના લલાટ (કપાલ) સુધી ઉંચો આવે, ત્યારે પહેલો પ્રહર દિવસ જાણવો. તેને દોઢગણો કરીએ, ત્યારે તે પ્રાતઃકાલ કહેવાયછે." દોઢ પ્રહરસુધી પ્રાતઃકાલ મુખ્યછે. સંગવકાલથી પહેલાં છ ઘડી દિવસ ચઢતાસુધી જે પ્રાતઃકાલ પાંચ વિભાગના પક્ષમાં કહેલો છે, તે અહીં ન લેવો; તે ગૌણ પ્રાતઃકાલ જાણવો. તેમ આગ્નિક એટલે અગ્નિઆધાનનિમિત્ત. 'અપરાણ્હતઃ' એમાં 'તસ્' પ્રત્યયનો અર્થ સપ્તમી વિભક્તિ લેવો; એટલે અપરાણ્હકાલમાં શ્રાદ્ધ કરવું. [ એ આગ્નિક શબ્દ ૬૯૮ મા નંબરને અંતે છે.]

૭૦૧ તે વિષે ગાલવઃ—"આમાન્નશ્રાદ્ધ પૂર્વાણ્હમાં, સિધ્ધાન્નથી એકોદ્દિષ્ટ કરવાનું તે મધ્યાન્હમાં અને પાર્વણ શ્રાદ્ધ, વૃધ્ધિશ્રાદ્ધ તેમ આગ્નિકશ્રાદ્ધ સિધ્ધાન્નથી કરવાનું તે અપરાણ્હમાં કરવું.[ગ્રંથકારનો અર્થ આપ્યોછે.] તેમાં આભ્યુદયિક (વૃધ્ધિશ્રાદ્ધ) માતપાર્વણપૂર્વક કરવું. તે વિષે મત્સ્યપુરાણમાંઃ—"ઉત્સવ, આનંદ, સંતાન, યજ્ઞ, વિવાહ અને બીજું કંઈ મંગલ, એ ઠેકાણે શ્રાધ્ધમાં પ્રથમ માતાનું પાર્વણ પૂજવું; પછી પિતૃપાર્વણ અને ત્યારપછી માતામહપાર્વણ ને વિશ્વેદેવ પણ તેજ પ્રમાણે પૂજવા."માતા, પિતામહી અને પ્રપિતામહી, એ માતાનું પાર્વણ. એ વિષે વિશેષ ગાર્ગ્યઃ—"માતાનું શ્રાદ્ધ પહેલે દિ-

વસે, પિતાનું મુખ્ય કર્મ કરવાને દિવસે અને માતામહનું કર્મદિવસને બીજે દિવસે કરવું. એ પ્રમાણે વૃદ્ધિરૂપ મંગલમાં ત્રણ શ્રાદ્ધ થાય છે." અથવા શુભ કર્મ કરવાના દિવસથી પહેલાં ત્રણે શ્રાદ્ધ કરવાં. તે વિષે શાતાતપઃ- "જુદેજુદું શ્રાદ્ધ કરવાને અશક્ત હોય, તો કર્મ કરવાના દિવસથી પહેલાં એક દિવસ ત્રણે શ્રાદ્ધ કરવાં, ને ત્રણેના વિશ્વેદેવ એકતંત્રે કરવા." અથવા શુભ કર્મ કરવાને દિવસેજ પહેલાં શ્રાદ્ધ કરવું. તેમ શાંખાયનઃ-પુણ્યાહે (શુભ દિવસે) માતૃયાગ કરીને શુભ કર્મ કરવું, ઈત્યાદિ જાણવું.

૭૦૨ મહાભારતમાં તોઃ-"યજ્ઞ ને પૂર્ત્ત (કૂવાદિ)માં પૂર્વ દિવસે, ને વિવાહમાં કર્મદિવસેજ, એ સિવાય બીજામાં અગાઉ બીજે વા ચોથે દિવસે યથારૂચિ વૃદ્ધિશ્રાદ્ધ કરવું." વિવાહમાં તરતજ કર્મદિવસે શ્રાદ્ધ કરવું,એવું કહ્યું, તે સંભવ હોય તો; નહિતો વિવાહદિવસથી પહેલાં ત્રીજે, નવમે વા છઠ્ઠે દિવસે કરવું શુભ નથી, એવું સામાન્ય વચન છે, તેથી તે પૈકી શુભ દિવસ હોય, તે દિવસે માતૃશ્રાદ્ધ કરવું. "પિતા આદિ ત્રણની પત્નીઓમાં દરેક માતરો[એટલે માતા, પિતામહી ને પ્રપિતામહી,] ને નામે બ્રાહ્મણ જમાડવા. અહીં પત્ની શબ્દ છે, તેથી જનની માતા જીવતી હોય, તો સાપત્નમાતાનું જુદું શ્રાદ્ધ કરવું.તે વિષે કહ્યું છે કે,"સાપત્નમાતાનું એકોદ્દિષ્ટ જુદું કરવું; પાર્વણ કરવું નહિ. વૃદ્ધિશ્રાદ્ધમાં તો પાર્વણ કરવું. બીજા વચનમાં તો "ઔરસ ને ક્ષેત્રજ (કોઇના બીજથી પોતાની સ્ત્રીને વિષે થયેલા) પુત્રે પાર્વણવિધિથી શ્રાદ્ધ કરવું; અન્ય પુત્રે એકોદ્દિષ્ટ કરવું; પાર્વણ ન કરવું. આ જાતૂકર્ણ્યવચનથી પોતાના કુલાચાર પ્રમાણે કરવું. વૃદ્ધિશ્રાદ્ધમાં ચાર પાર્વણ લેવાનું કહ્યુંછે.

૭૦૩ તે વિષે ચતુર્વિંશતિમતમાંઃ—"પ્રથમ માતૃપાર્વણ, બીજું પિતૃપાર્વણ, ત્રીજુ માતામહપાર્વણ ને ચોથું માતામહીપાર્વણ, એ સર્વે પિતરોને નામે યુગ્મ (બેકી) બ્રાહ્મણ જમાડવા." તથાઃ-"માતૃશ્રાદ્ધમાં બ્રાહ્મણ ન મળે, તો કુલવતી, પતિપુત્રવાળી, પતિવ્રતા આઠ સ્ત્રીઓ જમાડવી. એ ગરૂડવચનથી બ્રાહ્મણ ન મળે,તો સુવાસિની સ્ત્રીઓ પણ જમાડવી.તથા (અહીં)ત્રણ પત્નીઓ એટલે માતાઆદિ ત્રણ જાણવી.

ઇતિ વૃદ્ધિશ્રાદ્ધનો નિર્ણય.

---

### અથ વૃદ્ધિશ્રાદ્ધના અધિકારી કોણ તે વિષે કહેછે.

જાતકર્માદિ વિવાહસુધીનાં પુત્રસંસ્કારનાં વૃધ્ધિશ્રાદ્ધો પિતાએ પોતાના પિતરોને નામે કરવાં. કહ્યું છે કે, "પુત્રના જાતકર્માદિ વિવાહસુધીના સંસ્કારના વૃધ્ધિશ્રાદ્ધવિહિતપિંડ પિતાએ સ્વપિતરોના નામથી આપવા. પિતાને અભાવે બીજા અધિકારીએ પોતાના અનુક્રમથી આપવા."

૭૦૪ એનો અર્થ મૂલ ગ્રંથકાર કહેછે કે, તે પુત્રોના જન્મથી વિવાહસુધીના સંસ્કારોમાં પિતાએ પોતાના પિતરોના નામથી પિંડ આપવા. પિંડ એટલે વૃદ્ધિશ્રાધ્ધ જાણવું.તે પિતાને અભાવે તેના પુત્રોના સંસ્કારરૂપ કર્મમાં તે ક્રમથી, એટલે તે પિતાદિના અનુક્રમે બીજા અધિકારીઓએ શ્રાધ્ધ કરવું.[બીજાએ પોતાના પિતાદિનો ક્રમ લેવો નહિ.] "જે સંસ્કારરહિત હોય ને પિતા ન હોય, તો પૂર્વે સંસ્કાર થયેલા ભાઇએ સંસ્કારરહિત ભાઈના કે બહેનના સંસ્કારો તેમના ભાગમાંથી ખર્ચ કરીને કરવા." એ વચનથી ભાઈના કે બહેનના સંસ્કારો કરવાને બીજા ભાઈ અધિકારી છે; તે પણ ન હોય, તો બીજા અધિકારીઓ કરે, એવું મિતાક્ષરામાં કહ્યુંછે. સ્મૃત્યંતરમાં પણઃ—"માતાપિતા જીવતાં હોય ને પુત્ર પરણે, ત્યારે પિતાએ વૃદ્ધિશ્રાદ્ધ કરવું; પુત્રે કદાપિ કરવું નહિ." આ વચન પુત્રના પહેલા વિવાહવિષે જાણવું. અને પહેલી પત્ની જીવતી હોય વા ન જીવતી હોય, તોપણ પુત્રનો બીજે ફેરે વિવાહ કરવો હોય, તો પુત્ર પોતે વૃધ્ધિશ્રાદ્ધ કરે.

૭૦૫ તે વિષે સ્મૃત્યંતરમાંઃ—"પુત્રના પહેલા લગ્નમાં પિતાએ નાંદીમુખશ્રાધ્ધ કરવું; બીજા વિવાહથી પુત્રે પોતે કરવું." શંકા કરેછે કે, "જેનો પિતા જીવતો હોય, તેને શ્રાધ્ધાદિ પિતૃકર્મ કરવાનો અધિકાર નથી; કારણ કે જીવત્પિતાનું ઉલ્લંઘન કરીને પુત્રે કંઈ પણ પિતરોને નામે આપવું નહિ, એવી શ્રુતિ છે." એ રીતે જીવત્પિતૃકપુત્રને અધિકારનો નિષેધ છે, તો પોતાના બીજા જીવત્પિતૃકપુત્રે વિવાહમાં પોતે નાંદીશ્રાધ્ધ શી રીતે કરવું? તેનું ઉત્તર કે, એમ નહિ. "ઉદ્વાહમાં, પુત્રજન્મમાં ઈત્યાદિ વચનમાં જીવતપિતૃકે પણ શ્રાદ્ધ ક-

વું, એવું જે કહ્યુંછે, તેના કહેલા વચનમાં 'વૃદ્ધિશ્રાદ્ધ' એવો શબ્દ ન હોવાથી સંતોષ પામવો; ને તેનું વિધાન જીવત્પિતૃકશ્રાદ્ધમાં જોવું.

૭૦૬ તથા વૃધ્ધિશ્રાદ્ધ ન કરે તો દોષ છે. કહ્યું છે કે, "ગૃહસ્થાશ્રમીએ શુભ કર્મમાં વૃદ્ધિશ્રાધ્ધ કરીને પિતૃદેવતાની તૃપ્તિ ન કરી, તો તે કરેલું દાન, કર્મ, સઘળું નિષ્ફલ થાય;કારણ કે તે વિધિ આસુરછે."દેવતા એટલે શ્રાદ્ધના દેવતા માતૃપિતામહ્યાદિ જાણવા.તથા પિતા જીવતો હોય ને તે પતિત કે સન્ન્યાસી થયો હોય, તેના પુત્રને જો બીજો કોઈ જાતકર્માદિ સંસ્કાર કરે, તો તે પુત્રના પિતાના પિતરોને નાદીશ્રાદ્ધમાં પૂજવા. તે વિષે કહ્યુંછે કે, "જયાંસુધી પુત્રને જનોઈ દીધું નથી, ત્યાંસુધી તેના પિતાના પિતરોનું શ્રાદ્ધ અન્ય સંસ્કાર કરનારાએ કરવું. પછી જ્યારે જનોઈસંસ્કાર થાય, ત્યારે પોતે પુત્રે પોતાના પિતામહાદિનું શ્રાધ્ધ કરવું," એવું વિષ્ણુસ્મૃતિમાં છે. પિતામહ જીવતો હોય,ને પિતા ન હોય, તો પ્રથમ પિતાનો પિંડ આપીને પછી પિતામહથી પર (આગળના)બેને આપવા. મનુઃ—"જેનો પિતા મરણ પામ્યો હોય ને પિતામહ જીવતો હોય, તો પહેલાં પિતાનું નામ દેઇને પછી પ્રપિતામહનું નામ દેવું." તેમ જેના પિતા ને પિતામહ બન્ને મરણ પામ્યા હોય ને પ્રપિતામહ જીવતો હોય, તો તેણે બન્નેના પિંડ આપીને પ્રપિતામહથી પર, એકને આપવો.

૭૦૭ જેનો પિતા મરણ પામ્યો ને પિતામહ તથા પ્રપિતામહ જીવે છે, તેણે પિતાનો પિંડ આપીને પ્રપિતામહથી આગળનાબેને આપવા.એ રીતે માતાના પાર્વણનો પણ ઊહ (તર્ક) કરવો. માતામહ જીવતો હોય, તેનું ઉલ્લંઘન કરીને તેથી આગળનાને શ્રાદ્ધ આપવાવિષે વચન નથી,માટે ન આપવું. તેમ પિતા,પિતામહ ને પ્રપિતામહ, ત્રણે જીવતા હોય, તો તેનું પાર્વણ કરવું નહિ. તેજ પ્રમાણે માતાઆદિ વિષે જાણવું. તે વિષે સુમંતુઃ—"સાગ્નિકે પણ પ્રપિતામહ પર્યંત જીવતા હોય, તો તેનું શ્રાદ્ધ ન કરવું." એવું હોય, ત્યાં કેવલ માતૃપાર્વણજ પૂજવું, એવું સિધ્ધ થયું; કારણકે "માતૃયાગ (શ્રાદ્ધ) કર્યાસિવાય જે માણસ વૈદિક મંગલકાર્ય કરે, તો માતરો ક્રોધયુક્ત થઇ તેની હિંસાને ઈચ્છે છે.

ઇતિ વૃધ્ધિશ્રાદ્ધાધિકારીનો નિર્ણય.

—:(૦):—

## અથ વૃદ્ધિશ્રાધ્ધનો વિધિ.

૭૦૮ તે વિષે શાંખાયનગૃહ્યઃ—હવે આભ્યુદયિક[મંગલવૃદ્ધિશ્રાદ્ધ]શુક્લપક્ષના પુણ્ય દિવસને વિષે માતૃયાગ (વૃદ્ધિશ્રાદ્ધ) કરીને, એટલે પૂર્વાણ્હમાં યુગ્મ [દરેક પિતૃને માટે બે] વિદ્વાન બ્રાહ્મણોને બેસાડીને પ્રદક્ષિણ( સવ્ય જનોઇ રાખીને ) પિતૃમંત્રરહિત બીજા મંત્રો ભણીને તેમને ઉપચાર કરવા; દર્ભ સરલ ( દ્વિગુણ ન કરેલા) આપવા, અને તિલનું કાર્ય જવથી કરવું. તેમ દહિં, બોર ને અક્ષતમિશ્રિત પિંડ આપવા. નાંદીમુખ પિતરોનું આવાહન કરૂંછું, એવું કહીને આવાહન કરવું. પછી અક્ષય્ય પ્રશ્નને ઠેકાણે નાંદીમુખ પિતરો પ્રસન્ન થાઓ, ને સ્વધાવાચનને ઠેકાણે નાંદીમુખ પિતરોને વાચન કરાવું છું (બોલાવું છું, ) અને તૃપ્તિ પ્રશ્નને ઠેકાણે **'संपन्नं'** એવું કહેવું. બીજું વિશેષ ન હોય, તે સર્વ પાર્વણ સરખું કરવું. યાજ્ઞવલ્ક્યઃ—"એ રીતે પ્રદક્ષિણ આવૃત્તિ (સવ્ય કરીને) રીતે નાંદીમુખ પિતરોને પૂજવા; ને દહિંબોરમિશ્રિત પિંડ આપવા,તથા યવથી ક્રિયા કરવી." પ્રદક્ષિણા આવૃત્ એટલે પ્રદક્ષિણક્રિયા કરવી. (અપસવ્ય ક્રિયા ન કરવી. ) કાત્યાયનઃ—"વૃદ્ધિશ્રાધ્ધમાં વિદ્વાને સર્વકાલ નાંદીમુખ પિતરોને પૂજવા.ઉપર કહેલો બીજો વિશેષ પ્રકાર સંપાદન કરવો; બાકીનો વિધિ પાર્વણ પ્રમાણે કરવો." પ્રચેતાઃ—"પૂર્વ ભણી મોં રાખીને દેવતીર્થથી (આંગળીઓના અગ્રથી ) ઉપચાર આપવા." આશ્વલાયનપરિશિષ્ટમાંઃ—બ્રાહ્મણોને પૂર્વમુખ બેસાડીને યજમાને ઉત્તરમુખ, અથવા બ્રાહ્મણોને ઉત્તરમુખ ને યજમાને પૂર્વમુખ બેશીને આપવું. પવિત્રને માટે બે દર્ભ લેવા. ભવિષ્યત્પુરાણમાંઃ—"વૃદ્ધિશ્રાધ્ધમાં મધુર ને નવીન રાંધેલું અન્ન પીરસવું; લાલ પુષ્પ,તલ ને અપસવ્ય,એ વર્જિત કરવાં."કાત્યાયનઃ—"મંત્રમાં **'तिलोसि'** ને ઠેકાણે **'यवोसि'** અને **'स्वधया'** ને ઠેકાણે **'पुष्ट्या '** ભણવું. **'स्वधा'** શબ્દ કહેવો નહિ. સર્વકાલ ભક્તિથી પિતરોને દેવની પેઠે ઉપચાર કરવા. સવ્યનો નિપાત (અપસવ્ય) ન કરવો; પૂર્વાગ્ર દર્ભને વિષે પિંડ આપવા, અને પિતૃઅર્ધપાત્ર ઉંધું ન પાડવું."

૭૦૯ બીજી સ્મૃતિમાંઃ—"પિતૃ શબ્દયુક્ત મંત્રોથી ઋષિઓએ જે કર્મ કરવાનું કહ્યું હોય, તે કર્મ તેજ મંત્રોથી કરવું; કારણકે મંત્ર વિનાનું જે કર્મ કર્યું, તે ન કર્યા જેવું છે." કાત્યાયનઃ—"દરેક પિતરોને ઠેકાણે બબ્બે બ્રા-

ભણી છે, માટે બ્રાહ્મણોના હાથમાં, આંગળીઓના અગ્ર ભણી અગ્ર આવે, તે રીતે દર્ભપવિત્ર આપીને પ્રથમ બ્રાહ્મણનો જમણો હાથ ઉપર કરેલો, અર્થાત્ બીજાનો નીચે, એવા બબ્બે બ્રાહ્મણોના હાથ ઉપર એક પિતૃનો એક અર્ઘ આ-પવો. [બે બ્રાહ્મણવચ્ચે એક અર્ઘ આપવો; કારણ કે એક પિતૃના બે બ્રાહ્મણ છે.] દરેક પિતૃને જુદો અર્ઘ ન આપવો;" તેમ આવાહનાદિ પણ એક દેવતાનું બે બ્રાહ્મણ ઉપર કરવું. અન્નનિવેદનવખતે અંગુઠો 'अतो देवा' એ ઇત્યાદિ મંત્ર-થી ગ્રાલવો. "બ્રાહ્મણ જમવા બેસતીવેળા ગાયત્રી ભણ્યાપછી 'मधु मधु मधु' એવું ત્રણ વાર કહેવું પડે છે, તે ન કહેવું." ભોજનવખતે સ્વસ્ત્યયનનો જપ કરવો. 'मधुवाता' મંત્રને ઠેકાણે 'उपास्मै गायता' એ પાંચ મધુવાતીય મંત્રનું સૂક્ત સંભળાવવું. અને છઠ્ઠી 'अक्षन्नमीमदंत' એ ઋચા ભણવાની પરિશિષ્ટમાંકહીછે. કાત્યાયનઃ-"જે બ્રાહ્મણના ઊચ્છિષ્ટ પાત્ર આગ-ળ તિલમિશ્રિત ને જવમિશ્રિત અન્નનો પ્રકર (વિકિર, અન્ન વેરવું પડે તે) બ્રાહ્મણો તૃપ્ત થયાપછી આપવો પડે છે, તે વિપરીત (પ્રથમ પિતૃતરફ, પ-છી દેવ તરફ) આપવો." [તલને ઠેકાણે જવ વાપરવાને પૂર્વે કહેલું છે.]

૭૧૦ પછી પાણી ભૂમિ ઉપર છાંટવું. બબ્બે બ્રાહ્મણને જોડે હાથમાં પાણી છાંટીને 'सुप्रोक्षितमस्तु शिवापःसंतु सौमनस्यमस्तु' એવું કહે વું; પછી પુષ્પ આપવાં. 'अक्षतं चारिष्टं चास्तु' એવું કહીને જવના અક્ષત આપવા; પછી સ્વતિવાચન કરાવવું. એ સર્વ બબ્બે બ્રાહ્મણોને જોડે કરવું. પછી 'अमूष्वाजीनं देवेति' મંત્ર ભણીને વિસર્જન કરવું. આ શ્રાદ્ધમાં ભો-જન આપવાનું તે કહે છે. "હે ગરૂડજી, ત્યારપછી મધુર અને ગોળ મેળવેલો જવના લોટનો પદાર્થ ને ભાત વગેરે દર્ભે મૂકીને અન્ન બ્રાહ્મણોને જમવામાટે આપવું" કર્મપ્રદીપમાંઃ-વૃદ્ધિશ્રાધ્ધમાં માંસસિવાય સર્વ વિધિ વસિષ્ઠે કહેલો કરવો. એ શ્રાધ્ધમાં માંસ ને પાયસ વર્જિત કરવું." ભવિષ્યોત્તરમાંઃ-"હે રા-જા, વૃદ્ધિશ્રાધ્ધમાં પોતાનો કુલાચાર જોઇને પિંડદાન કરવું, વા ન કરવું." જો કુલાચારથી પ્રાપ્ત હોય તો કરવું.

ઇતિ વૃદ્ધિશ્રાધ્ધનો નિર્ણય.

-:(૦):-

અથ સંઘાતે મરેલાના પ્રતિસંવત્સરીશ્રાદ્ધનો વિશેપ કહે છે.

૭૧૧ ઘણા અગર બે એક દિવસે મરે, તેને સંઘાતમરણ કહેછે. તેમાં મરણના ક્રમથી શ્રાદ્ધ કરવું.તે વિષે કહ્યું છેકે,"પત્ની,ભાઈ,પુત્ર,ઈત્યાદિ સપિંડોનું જો એક દિવસે ક્રમથી [એક પછી એક] મરણ થયું હોય, તો તે ક્રમ પ્રમાણે એક પછી એકનું શ્રાદ્ધ કરવું." ઋષ્યશૃંગ પણ:–"પ્રથમ મરેલાનું પ્રથમ,બીજે ફેરે મરેલાનું બીજે ફેરે ને ત્રીજે ફેરે મરેલાનું ત્રીજે ફેરે શ્રાદ્ધ કરવું. એ રીતે સંઘાતમરણમાં શ્રાદ્ધનો ક્રમ લેવો." જયારે અગ્નિની જવાલા વગેરેથી સંઘાતે મરેલાનો ક્રમ જાણવામાં ન આવે ત્યારે કેમ કરવું, એવી શંકા થાય, ત્યાં સંબંધના ક્રમથી શ્રાદ્ધનો ક્રમ લેવો. તે વિષે ફરી ઋષ્યશૃંગ "જો સંઘાતમરણ થયેલાનો મરણક્રમ જણાય નહિ, તો સમીપ સંબંધ હોય, તે ક્રમથી શ્રાદ્ધનો ક્રમ લેવો." તથા:–"પત્ની આદિ સપિંડોનું જો સંઘાતમરણ થાય, તો ત્યાં સંબંધના સમીપપણાના ક્રમ પ્રમાણે અનુક્રમે શ્રાદ્ધ કરવું, એવું કાલાદર્શમાં છે.[જેનો ઘણો સમીપ સંબંધ હોય, તેનું પહેલું ને તેથી કમી સંબંધવાળાનું તેના પછી ] એ રીતે સંબંધની આસત્તિ ( સમીપપણું ) જોઈને તે ક્રમથી શ્રાદ્ધ કરવું.

૭૧૨ પત્નીપુત્રાદિ સંઘાતમાં પત્નીપતિપણાનો સંબંધ ઘણોજ સમીપ આવે છે, તેથી પત્નીનું શ્રાદ્ધ પહેલું કરવું;અને પત્ની ને પતિના સંબંધથી પુત્ર ઉત્પન્ન થયો છે, માટે પત્નીપછી પુત્રનું શ્રાદ્ધ કરવું. તેમ પુત્ર સ્વતઃના બીજનો છે, તેથી તેને આંતરે ભાઇનો સંબંધ આવ્યો; માટે પુત્રપછી ભાઇનું શ્રાદ્ધ કરવું. એ રીતે ભાઇના પુત્રાદિ વિષે પણ કલ્પનાથી ક્રમ સમજવો. તેમ ઘણાં શ્રાદ્ધો જુદી રસોઇ કરીને કરવાનો સંભવ ન હોય તો,એકઠી રસોઇ કરીને કરવાં તે વિષે ભૃગુઃ–"એક કાલમાં મરણ પામેલા ઘણા કે બે હોય, તો તેમના શ્રાદ્ધમાટે રસોઇ એકતંત્રે કરવી, ને શ્રાદ્ધો જુદાં જુદાં કરવાં." તેમ બે અગર ઘણાં શ્રાદ્ધો કુતપાદિ કહેલા કાલમાં જુદા જુદા કરી સકાય નહિ, તો એકતંત્રે કરવાં. તેનો વિશેષ પ્રકાર ગરૂડપુરાણમાં:–"એક રસોઈથી ઘણાં શ્રાદ્ધો કરે, ત્યારે વિકિર એકજ કરવો; ને પિંડ જુદેજુદા આપવા. એ પ્રમાણે તીર્થમાં, અપરપક્ષમાં અને સૂર્યચંદ્રગ્રહણમાં પણ કરવું.". તે પ્રમાણે એટલે એક રસોઈથી. આ એકઠી રસોઇનું વિધાન સરખા

ધર્મવાળા શ્રાદ્ધવિષે જાણવું; અને માસિક પ્રત્યાબ્દિકાદિ ભિન્ન ધર્મવાળાં શ્રાધ્ધો જુદી રસોઇથી કરવાં. એમાં વિશેષ પ્રકાર કહે છે કે, પિતા ને માતાનું શ્રાદ્ધ એક તિથિમાં કરવાનું આવે,ત્યારે પિતાનું પ્રથમ ને પછી માતાનું કરવું. તે વિષે કાર્ષ્ણાજિનિઃ–"માતાપિતાનું શ્રાદ્ધ એક તિથિમાં સંઘાતમરણથી, નહિતો કંઇ કાલનું રહેલું હોય ને તે જોડે કરવાનું આવે, તો પુત્રે પિતૃપૂર્વક કરવું. બીજાનું સંબંધના ક્રમથી કરવું." બીજાનું એટલે માતાપિતાસિવાયના સપિંડોનું પર્યુષિત એટલે કંઇ કારણથી રહેલું.

૭૧૩ સ્મૃત્યર્થસારમાંઃ–માતાપિતાનું શ્રાદ્ધ એક દિવસે કરવાનું આવે, તો પિતાનું ને માતાનું એક કાલમાં એક પાકથી અનુક્રમે સમાપ્ત કરવું. શંકા કરે છે કે, માતાનો શ્રાધ્ધદિવસ પ્રાપ્ત થયો ને આશૌચાદિ નિમિત્તથી રહેલું પિતાનું શ્રાદ્ધ પણ તે દિવસે કરવાનું આવે,તો માતાનું પહેલું કરવું જોઇએ. કારણ કે માતાના શ્રાધ્ધદિવસરૂપી સ્થાનપ્રમાણ છે. જેમ શ્રુતિઃ–શ્યેન યાગમાં સર્વ પશુનું એક કાલમાં આલંભન [હિંસા] કરવું.એ શ્રુતિથી સર્વ વિહિત પશુનું એકદમ આલંભન પ્રાપ્ત થયું. તે ઠેકાણે સ્થાનનો બાધ ન થવો જોઇએ; માટે સવનીય નામના પશુનું પ્રથમ આલંભન કરવું, પછી અગ્નિષોમ દેવતાના પશુનું કરવું. કારણકે, સ્થાન અને ઉત્પત્તિના સંયોગથી તેના તેના સ્થાનમાં એટલે તેના તેના કાલરૂપ સ્થાનમાં તે તે કર્મ કરવું, એવું સૂત્રછે. તેનું ઉત્તર કે,ખરૂંછે. માતાનું પહેલાં કરવાનું સ્થાન પ્રમાણથી પ્રાપ્ત થાય છે; પણ પહેલાં કહેલા કાર્ષ્ણાજિનિના વચનથી અને"સર્વ શ્રાધ્ધકર્મ પિતૃપૂર્વક કરવું," એવાં કાલાદર્શના વચનથી અહીં શંકાકારના કહેલા વિષયમાં પિતાનું પૂર્વે કરવું. [તેમાં પણ વિશેષ પ્રકાર છે.] તે એવો કે, માતા કે પિતા બેમાંથી એક ઉપવાસાદિથી મરણ પામ્યું હોય, ત્યારે તેમનું એકોદિષ્ટ ને પાવર્ણશ્રાધ્ધ એક કાલમાં કરવાનું આવે કે બીજા સપિંડોનું તે પ્રમાણે કરવાનું આવે, તો પાર્વણશ્રાદ્ધ પહેલાં કરીને પછી એકોદિષ્ટ કરવું. તે વિષે જાબાલિઃ–"જો એકોદિષ્ટ ને પાર્વણ એક કાલમાં કરવાનું પ્રાપ્ત થાય, તો પાર્વણ કર્યાપછી એકોદિષ્ટ કરવું."

૭૧૪ તે પ્રમાણે બીજી સ્મૃતિઃ–"પાર્વણ ને એકોદિષ્ટ એક દિવસે કરવાનું આવે, ત્યારે પાર્વણ કરીને એકોદિષ્ટ કરવું." બીજા સપિંડોના પાર્વણ

કરતાં માતાપિતાનું એકોદ્દિષ્ટ હોય, તોપણ તે એકોદ્દિષ્ટ પહેલાં કરવું; કારણ કે સર્વ સપિંડો કરતાં માતાપિતાનો સંબંધ અધિક છે. બીજો વિશેષ પ્રકાર એવો છે કે, માસિક, પ્રતિસંવત્સરી ને દર્શાદિમાં પાર્વણ ને એકોદ્દિષ્ટ કરવાનો કાલ એક આવે, તો પ્રથમ એકોદ્દિષ્ટ કરવું; કારણ કે એકોદ્દિષ્ટશ્રાદ્ધનું કાલરૂપી નિમિત્ત નિયમવાળું નથી. [જેમ રહેલું માસિકાદિ એકોદ્દિષ્ટ બીજા કાલમાં થઇ શકેછે.] તે વિષે કાલાદર્શમાંઃ–"નિમિત્તનો નિયમ ન હોય, તે પૂર્વે કરવાનું કારણ છે, અને નિયમવાળા નિમિત્તનું દર્શાદિ શ્રાધ્ધ પછી કરવું;[કારણ કે તેના અમાવાસ્યા ને અપરાણ્હરૂપી કાલનો નિયમ છે કે,તે દર્શાદિશ્રાદ્ધ તે વખતેજ થાય ને રહેલું ફરી થાય નહિ; માટે અનિયત કાલવાળું એકોદ્દિષ્ટ અપરાણ્હાદિ કાલથી પહેલાં કરવાને હરકત નથી; ને પછી કરવા જાય, તો સર્વ કર્મમાં નિષિધ્ધ સાયંકાલની પ્રાપ્તિ થાય,તેથી નિયમરહિત નિમિત્તનું માસિકાદિ એકોદ્દિષ્ટ પહેલાં કરવું યોગ્ય છે.]

## ઇતિ સંઘાતમરણના શ્રાધ્ધનો નિર્ણય.

---

## અથ ફરી શ્રાધ્ધનાં નિમિત્ત કહેછે.

૭૧૫ શ્રાધ્ધ કરનારો એક હોય, તોપણ નિમિત્તનો ભેદ હોય તો બે શ્રાદ્ધ એક દિવસમાં કરવાં. તે વિષે કાલાદર્શમાંઃ–"નિત્યશ્રાદ્ધ ને ઉદકુંભશ્રાધ્ધ, દર્શ ને માસિકશ્રાદ્ધ, યુગાદિશ્રાદ્ધ ને સંવત્સરી, મન્વાદિતિથિનું ને સાંવત્સરિક શ્રાદ્ધ, અલભ્યયોગનું ને પ્રતિસાંવત્સરિકશ્રાધ્ધ,એ બબ્બે શ્રાધ્ધ એક દિવસે એક કર્ત્તાએ કરવાં; કારણકે દેવતાઓ બન્નેના જુદા જુદા છે." અહીં માસિક ને ઉદકુંભાદિ અનિયત નિમિત્તનું શ્રાધ્ધ કરીને નિત્ય દર્શાદિ શ્રાદ્ધ કરવું.

### હવે જુદા નિમિત્ત છતાં એકના પ્રસંગથી બીજા શ્રાધ્ધની સિધ્ધિ કહેછે.

જે નિમિત્તમાં જુદું ન કરતાં એક શ્રાદ્ધના પ્રસંગથી બીજા શ્રાધ્ધની સિદ્ધિ થાય, તે વિષે કાલાદર્શમાંઃ–"નિત્ય ને દર્શશ્રાદ્ધ, ઉદકુંભશ્રાધ્ધ ને માસિકશ્રાદ્ધ, દર્શશ્રાધ્ધ ને અલભ્ય યોગનું શ્રાધ્ધ,દર્શ ને મન્વાદિ તિથિનું શ્રાધ્ધ એ બે શ્રાધ્ધનો સંપાત (એક દિવસે કરવાનું) આવે તો,કહેલા બબ્બે શ્રાધ્ધના અનુક્રમથી પ્રથમ શ્રાધ્ધની પ્રસંગથી સિધ્ધ થાય છે, માટે બીજુંજ એક શ્રાધ્ધ કરવું." એટલે પ્રથમ શ્રાદ્ધ પણ તેના પ્રસંગથી સિધ્ધ થયું. જેમ પંચમહાયજ્ઞ-

માંનું નિત્યશ્રાદ્ધ ને દર્શશ્રાદ્ધ બેનું એક કાલમાં એટલે અમાવાસ્યામાં કરવાનું પ્રાપ્ત થયું, તેમાં દર્શ શ્રાદ્ધ કરવું; તેથી તેના પ્રસંગથી નિત્યશ્રાદ્ધની પણ સિદ્ધિ થઇ. [ નિત્યશ્રાદ્ધ જુદું કરવું નહિ.]

૭૧૬ સપિંડીકરણ થયાપછી દરરોજ ઉદકુંભશ્રાદ્ધ કરવાનું વિહિત છે. તે અને માસિકશ્રાદ્ધ જે દિવસે એકઠાં થાય, તે દિવસે માસિક શ્રાદ્ધ કરવું; તેથી તેના પ્રસંગથી ઉદકુંભશ્રાદ્ધની સિદ્ધિ થઈ; માટે ઉદકુંભશ્રાદ્ધ તે દિવસે જુદું કરવું નહિ. માઘમાસની અમાવાસ્યા યુગાદિ, ને ફાલ્ગુનમાસની અમાવાસ્યા મન્વાદિ છે. અલભ્યયોગ શબ્દથી ચંદ્રસૂર્યગ્રહણ, સંક્રાંતિ, અર્ધોદય ઇત્યાદિ જાણવાં.

## અથ એક કર્ત્તાએ એક દેવતાનાં બે શ્રાધ્ધ એક દિવસે ન કરવાં.

તે વિષે દક્ષઃ—"એક દિવસે એક કર્ત્તાએ શ્રાદ્ધ, યજ્ઞ, બલિ, ને દેવઋષિપિતૃનું તર્પણ, એટલું બે વાર કરવું નહિ;" નિમિત્તનો ભેદ હોય, તો બે વાર કરવું. તે વિષે જાબાલિઃ—"નિમિત્તનો ભેદ હોય, તો નિમિત્ત ઉત્પન્ન થયેલા ક્રમથી એક કર્ત્તાએ એક દિવસે પહેલા નિમિત્તનું પ્રથમ શ્રાધ્ધ ને બીજા નિમિત્તનું બીજે ફેરે શ્રાધ્ધ કરવું; તેમ "એક દિવસે એક કર્ત્તાએ એક દેવતાવાળું શ્રાદ્ધ એક વાર કરીને ફરી ન કરવું; પણ જો નૈમિત્તિક ન હોય ને એક દેવતાવાળું હોય, તો ફરી ન કરવું. [જો નૈમિત્તિક કે ભિન્ન દેવતાવાળું હોય, તો ફરી કરવું.]

૭૧૭ તથાઃ—"એક કર્ત્તાએ એક દેવતાના એક નિમિત્તવાળાં એક દિવસે બે શ્રાદ્ધ કરવાં નહિ; અને જો અનેક નિમિત્તો એક દિવસે પ્રાપ્ત થાય, તો દેવતા એકજ હોય તે છતાં સર્વે નૈમિત્તિકશ્રાધ્ધો કરવાં; કારણ કે સર્વે નિમિત્તો સર્વે શ્રાધ્ધ કરવાવિષે સરખાં કારણ છે." [મૂલ ગ્રંથકારે પણ એવોજ અર્થ લખ્યો છે.] તે વિષે કાત્યાયનઃ—"એક દિવસે બે અથવા ઘણાં નિમિત્તો ઉત્પન્ન થાય, તો તેમનાં સઘળાં નૈમિત્તિકશ્રાધ્ધ, નિમિત્તની ઉત્પત્તિના ક્રમથી કરવાં."

## અથ નિત્ય ને કામ્યનો વિશેષ કહેછે.

જે ઠેકાણે એકસરખા દેવતાઓ હોય, તે ઠેકાણે કામ્યશ્રાદ્ધ કરવાથી પ્ર-

સંગસિદ્ધિ થાય; [માટે નિત્ય જુદું કરવું નહિ.] તે વિષે સ્મૃતિસંગ્રહમાં:- "જો દેવતાઓ એકજ હોય ને દેશકાલ પણ એકજ હોય, તો કામ્યશ્રાદ્ધ કરવાથી નિત્યશ્રાદ્ધની અકર્તંત્રે સિદ્ધિ થાયછે.

ઇતિ શ્રાદ્ધની આવૃત્તિ કરવી કે ન કરવી, તેનો નિર્ણય સંપૂર્ણ



## હવે સંઘાતે મરેલાના ઊર્ધ્વદૈહિકનો નિર્ણય.

૭૧૮ પત્ની આદિ સપિંડોના અને માતાપિતાના સંઘાતમરણ વિષે વિશેષ ભૃગુ:-"પત્ની,પુત્ર,તેનો પુત્ર(પૌત્ર),ભાઈ,તેનો પુત્ર(ભત્રીજો),સ્નુષા(દીકરાની સ્ત્રી) બહેન,માતા ને પિતા, એમનું સંઘાતે મરણ થાય તો,"તેમ "માતા, ભાઈ, ભત્રીજો, પત્ની, પુત્ર, સ્નુષા, એમનું સંઘાતમરણ થાય તો, પત્ની આદિ સપિંડોનું મરણક્રમથી વા સંબંધક્રમથી શ્રાધ્ધ કરવું; પણ પિતાનું તેમ નહિ કરવું." પત્નીઆદિના મરણપછી માતાપિતાનું મરણ થાય, તો મરણક્રમથી પત્નીઆદિના શ્રાદ્ધપછી માતાપિતાનું શ્રાધ્ધ કરવાનો પ્રસંગ આવે છે, તેમ ન કરતાં માતાપિતાનું પૂર્વે કરીને પત્નીઆદિનું કરવું. 'પિતુ:' એટલે મધ્યે પિતાનું મરણ હોય, તોપણ પિતાનું પહેલાં ઉત્તરકર્મ કરવું. જે દેવલવચન છે કે, "જેના માતાપિતા મરણ પામે, તેનો દેહ અપવિત્ર રહેછે, માટે વર્ષસુધી દેવનું કે પિતૃનું કર્મ કરવું નહિ. તેમ સ્નાન, મહાદાન, સ્વાધ્યાય, અગ્નિતર્પણ (હોમ), એટલું મહાગુરૂ (પિતા)નું મરણ થયું હોય,તો વર્ષસુધી કરવું નહિ." તે વચન પત્નીઆદિના સપિંડીકરણવિષે જાણવું. જે જાબાલિવચન છે કે, "પત્ની, પુત્ર, ભાઇ, સ્નુષા, એમનું મરણ થાય, તો માતાપિતાનું મરણ થયેથી તેમનું શ્રાદ્ધ કરવું નહિ." તે વચન માતાપિતાનું સપિંડીકરણ ન થયું હોય તો,પત્ની આદિની બારસુંઆદિ ક્રિયા ન કરવાવિષે જાણવું.તે વિષે દેવલ કહેછે કે, "માતાપિતાનું મરણ થયેથી તેમની સપિંડીકરણક્રિયા કરવી; ને સંઘાતમરણ થયેલા બીજા સપિંડોની ક્રિયા ન કરવી એવું નહિ. [એટલે તેમની ક્રિયા પણ કરવી.]"

૭૧૯ લૌગાક્ષિ:—"પત્ની, પુત્ર, સ્નુષા, પૌત્ર, ભાઇ, ભત્રીજો, માતા, પિતા, એમનું એક દિવસમાં મરણ થાય,તો બીજા સપિંડોનું ને માતાપિતાનું પણ આદ્યશ્રાદ્ધ અગિયારમે દિવસે કરીને બારમે દિવસે માતાપિતાનું સપિં-

માંનું નિત્યશ્રાધ્ધ ને દર્શશ્રાદ્ધ બેનું એક કાલમાં એટલે અમાવાસ્યામાં કરવાનું પ્રાપ્ત થયું, તેમાં દર્શ શ્રાદ્ધ કરવું; તેથી તેના પ્રસંગથી નિત્યશ્રાધ્ધની પણ સિદ્ધિ થઇ. [ નિત્યશ્રાદ્ધ જુદું કરવું નહિ.]

૭૧૬ સપિંડીકરણ થયાપછી દરરોજ ઉદકુંભશ્રાધ્ધ કરવાનું વિહિત છે. તે અને માસિકશ્રાધ્ધ જે દિવસે એકઠાં થાય, તે દિવસે માસિક શ્રાદ્ધ કરવું; તેથી તેના પ્રસંગથી ઉદકુંભશ્રાધ્ધની સિધ્ધિ થઈ; માટે ઉદકુંભશ્રાદ્ધ તે દિવસે જુદું કરવું નહિ. માઘમાસની અમાવાસ્યા યુગાદિ, ને ફાલ્ગુનમાસની અમાવાસ્યા મન્વાદિ છે. અલભ્યયોગ શબ્દથી ચંદ્રસૂર્યગ્રહણ, સંક્રાંતિ, અર્ધોદય ઈત્યાદિ જાણવાં.

## અથ એક કર્ત્તાએ એક દેવતાનાં બે શ્રાધ્ધ એકે દિવસે ન કરવાં.

તે વિષે દક્ષઃ—"એક દિવસે એક કર્ત્તાએ શ્રાદ્ધ, યજ્ઞ, બલિ, ને દેવઋષિ પિતૃનું તર્પણ, એટલું બે વાર કરવું નહિ;" નિમિત્તનો ભેદ હોય, તો બે વાર કરવું. તે વિષે જાબાલિઃ—"નિમિત્તનો ભેદ હોય, તો નિમિત્ત ઉત્પન્ન થયેલા ક્રમથી એક કર્ત્તાએ એકે દિવસે પહેલા નિમિત્તનું પ્રથમ શ્રાધ્ધ ને બીજા નિમિત્તનું બીજે ફેરે શ્રાધ્ધ કરવું; તેમ "એકે દિવસે એક કર્ત્તાએ એક દેવતાવાળું શ્રાદ્ધ એક વાર કરીને ફરી ન કરવું; પણ જો નૈમિત્તિક ન હોય ને એક દેવતાવાળું હોય, તો ફરી ન કરવું. [જો નૈમિત્તિક કે ભિન્ન દેવતાવાળું હોય, તો ફરી કરવું.]

૭૧૭ તથાઃ—"એક કર્ત્તાએ એક દેવતાના એક નિમિત્તવાળાં એકે દિવસે બે શ્રાદ્ધ કરવાં નહિ; અને જો અનેક નિમિત્તો એકે દિવસે પ્રાપ્ત થાય, તો દેવતા એકજ હોય તે છતાં સર્વે નૈમિત્તિકશ્રાધ્ધો કરવાં; કારણ કે સર્વે નિમિત્તો સર્વે શ્રાધ્ધ કરવાવિષે સરખાં કારણ છે." [મૂલ ગ્રંથકારે પણ એવોજ અર્થ લખ્યો છે.] તે વિષે કાત્યાયનઃ—"એકે દિવસે બે અથવા ઘણાં નિમિત્તો ઉત્પન્ન થાય, તો તેમનાં સઘળાં નૈમિત્તિકશ્રાધ્ધ, નિમિત્તની ઉત્પત્તિના ક્રમથી કરવાં."

## અથ નિત્ય ને કામ્યનો વિશેષ કહે છે.

જે ઠેકાણે એકસરખા દેવતાઓ હોય, તે ઠેકાણે કામ્યશ્રાદ્ધ કરવાથી પ્ર-

સંગસિધ્ધિ થાય; [માટે નિત્ય જુદું કરવું નહિ.] તે વિષે સ્મૃતિસંગ્રહમાંઃ— "જો દેવતાઓ એકજ હોય ને દેશકાલ પણ એકજ હોય, તો કામ્યશ્રાદ્ધ કરવાથી નિત્યશ્રાધ્ધની અકર્તંત્રે સિદ્ધિ થાયછે.

## ઇતિ શ્રાદ્ધની આવૃત્તિ કરવી કે ન કરવી, તેનો નિર્ણય સંપૂર્ણ

—:(૦):—

## હવે સંધાતે મરેલાના ઊર્ધ્વદૈહિકનો નિર્ણય.

૭૧૮ પત્ની આદિ સપિંડોના અને માતાપિતાના સંધાતમરણ વિષે વિશેષ ભૃગુઃ—"પત્ની,પુત્ર,તેનો પુત્ર(પૌત્ર),ભાઈ,તેનો પુત્ર(ભત્રીજો),સ્નુષા(દીકરાની સ્ત્રી) બહેન,માતા ને પિતા, એમનું સંધાતે મરણ થાય તો,"તેમ "માતા, ભાઈ, ભત્રીજો, પત્ની, પુત્ર, સ્નુષા, એમનું સંધાતમરણ થાય તો, પત્ની આદિ સપિંડોનું મરણક્રમથી વા સંબંધક્રમથી શ્રાધ્ધ કરવું; પણ પિતાનું તેમ નહિ કરવું." પત્નીઆદિના મરણપછી માતાપિતાનું મરણ થાય, તો મરણક્રમથી પત્નીઆદિના શ્રાદ્ધપછી માતાપિતાનું શ્રાધ્ધ કરવાનો પ્રસંગ આવે છે, તેમ ન કરતાં માતાપિતાનું પૂર્વે કરીને પત્નીઆદિનું કરવું. 'પિતુઃ' એટલે મધ્યે પિતાનું મરણ હોય, તોપણ પિતાનું પહેલાં ઉત્તરકર્મ કરવું. જે દેવલવચન છે કે, "જેના માતાપિતા મરણ પામે, તેનો દેહ અપવિત્ર રહેછે, માટે વર્ષસુધી દેવનું કે પિતૃનું કર્મ કરવું નહિ. તેમ સ્નાન, મહાદાન, સ્વાધ્યાય, અગ્નિતર્પણ (હોમ), એટલું મહાગુરૂ (પિતા)નું મરણ થયું હોય,તો વર્ષસુધી કરવું નહિ." તે વચન પત્નીઆદિના સપિંડીકરણવિષે જાણવું. જે જાબાલિવચન છે કે, "પત્ની, પુત્ર, ભાઇ, સ્નુષા, એમનું મરણ થાય, તો માતાપિતાનું મરણ થયેથી તેમનું શ્રાદ્ધ કરવું નહિ." તે વચન માતાપિતાનું સપિંડીકરણ ન થયું હોય તો,પત્ની આદિની બારમું આદિ ક્રિયા ન કરવાવિષે જાણવું.તે વિષે દેવલ કહેછે કે, "માતાપિતાનું મરણ થયેથી તેમની સપિંડીકરણક્રિયા કરવી; ને સંધાતમરણ થયેલા બીજા સપિંડોની ક્રિયા ન કરવી એવું નહિ. [એટલે તેમની ક્રિયા પણ કરવી.]"

૭૧૯ લૌગાક્ષિઃ—"પત્ની, પુત્ર, સ્નુષા, પૌત્ર, ભાઇ, ભત્રીજો, માતા, પિતા, એમનું એક દિવસમાં મરણ થાય,તો બીજા સપિંડોનું ને માતાપિતાનું પણ આદ્યશ્રાદ્ધ અગિયારમે દિવસે કરીને બારમે દિવસે માતાપિતાનું સપિં-

ડીકરણ કરવું; ને બીજાનું સપિંડીકરણ ત્રિપક્ષમાં કરવું."[મૂલાર્થ આવી ગયો છે.]પત્ની આદિ સપિંડોનું ને માતાપિતાનું સંઘાતમરણ થાય, તો દહનાદિ આદ્યશ્રાદ્ધસુધીની [અગિયારમાની] સર્વેની ઉત્તરક્રિયા કરીને પછીની ક્રિયા માતાપિતાનું સપિંડીકરણ (બારમું) કર્યાપછી કરવી. તે વિષે દેવલઃ—"મહાગુરૂ (પિતા) નું મરણ થયેથી પિતાની ઉત્તરક્રિયા યથાવિધિ સંપૂર્ણ કરવી; ને વર્ષ પૂરૂં થતાસુધી ( સપિંડીકરણ થતાસુધી) કોઇનું એકોદ્દિષ્ટ કે પાર્વણશ્રાદ્ધ કરવું નહિ." શંકા કરે છે કે, આ વચનમાં વર્ષસુધી એકોદ્દિષ્ટ ન કરવું; એવો એકોદ્દિષ્ટવિષે સામાન્ય નિષેધ છે, [ ફલાણું એકોદ્દિષ્ટ ન કરવું, એવો વિશેષ નિષેધ નથી. ] તો બીજા સપિંડોનું એકાદશાહઆદ્યશ્રાદ્ધ કરીને પિતાનું સપિંડીકરણ કરવાનું કહેવું, કેમ સંભવે? ઉત્તર કે, "એકાદશાહઆદ્યશ્રાદ્ધ અશુદ્ધ હોય તોપણ કરવું," એવું વિશેષ વચન છે, માટે સંભવે છે. લૌગાક્ષિ પણઃ—"પિતાનું મરણ થયેથી બીજાની આદ્યશ્રાધ્ધસિવાય સર્વ ક્રિયા પિતાના સપિંડીકરણ પછી પ્રથમ વર્ષમાં કરવી." [ આદ્યશ્રાધ્ધ માત્ર અગિયારમે દિવસે કરવું. પ્રથમ દિવસથી તે અગિયારમા સુધી પણ કર્મ કરવું. બાકી સોલ પ્રેતશ્રાધ્ધાદિ પિતાના સપિંડીકરણપછી બાર માસસુધી કરવું.]

૭૨૦ શંકા છે કે, જે લૌગાક્ષિ વચન છે કે, "પિતા મરણ પામ્યાથી મરણ પામેલી માતાના શ્રાધ્ધથી પુત્ર નિવૃત્ત થાય છે, [ માતાનું શ્રાધ્ધ ન કરવું.] તેમ માતા મરણ પામેથી પિતાના શ્રાધ્ધથી નિવૃત્ત થાય છે." એ વચનની શી ગતિ કરવી? ત્યારે કહેછે કે, જે નિવૃત્તિ પામવાનું વચન છે, તે સંઘાત મરણ ન હોય ત્યાં લાગુ છે. માતાના દશ દિવસમાં પિતા મરણ પામે,તો માતાના સપિંડીકરણથી પુત્ર નિવૃત્તિને પામે; તેમ પિતાના દશાહમાં માતા મરણ પામે તો પિતાના બારમે દિવસે પિતાના સપિંડીકરણથી પુત્ર નિવૃત્તિને પામે, તે વિષે દેવલઃ—" એક દિવસમાં મરણ પામેલા માતા કે પિતાનું, અને અન્ય પિત્રાઈ અન્ય દિવસે સૂતકમાં મરણ પામે તેનું સપિંડીકરણ ત્રિપક્ષમાં કરવું,પણ તે સહગમન ન કર્યું હોય તો." જો સહગમન (સતી) કર્યું હોય, તો બારમે દિવસેજ પિતાની સાથે માતાનું સપિંડીકરણ કરવાનો નિર્ણય પૂર્વે કહેલો છે. [પિત્રાઈનું તો ત્રિપક્ષમાં કહેલુંછે.]

## અથ પ્રસંગથી ક્રિયાના ભેદ કહે છે.

પારાશરઃ—"પ્રથમ, મધ્યમ ને ઉત્તર, એ રીતે સંસ્કારરૂપ ક્રિયા ત્રણ પ્રકારની છે. તેનો પ્રકાર હું કહુછું તે સાંભળ. "હે રાજા, દશાહમધ્યે જે દાહાદિ ક્રિયા તે પ્રથમ ક્રિયાછે; જે મહીને મહીને એકોદ્દિષ્ટરૂપક્રિયા તે મધ્યમ છે, અને સપિંડીકરણ કરવાથી પ્રેત પિતૃપણાને પામે, ત્યારપછી જે પિતૃક્રિયા થાયછે, તે ઉત્તરા જાણવી." હવે પિતાના ને માતાના સપિંડો અને સમાનોદકો અથવા સંબંધી લોકો કે ધનહરણ કરનારો રાજા, એમનો પ્રથમ ને મધ્યમ ક્રિયા કરવાનો અધિકાર છે; અને ઉત્તરક્રિયા તો પુત્રાદિ મુખ્ય અધિકારીઓએ કે દૌહિત્રે પુત્રના જેવી કરવી.

### અથ દૌહિત્રનો વિશેષ પ્રકાર.

"દર્શાદિને વિષે પિતાઆદિનું શ્રાધ્ધ વિહિત છે; તેમ તે દર્શાદિમાં માતામહાદિનું પણ દૌહિત્રે ઋણમુક્તિ સારૂ કરવાનું વિહિત છે, માટે તેણે તે અવશ્ય કરવું. ન કરે તો પાપ લાગવાનું શ્રુતિમાં કહેલું છે."

૭૨૨ ઋષ્યશૃંગ પણઃ—"જ્યાં પિતૃઆદિ પૂજાય છે, ત્યાં માતામહ આદિને સરખી રીતે પૂજવા. કમીજાસ્તી કરે તો નરકમાં પડે." વ્યાસ પણઃ—"પિતાદિ ને માતામહાદિ પિતરોને દ્વિજોએ શ્રાદ્ધમાં પૂજવા; તેથી તે પિતરોના ઋણથી મુક્ત થઇ બ્રહ્મલોકમાં જાય." સ્કંદપુરાણમાંઃ—"જો કેવલ પિતાદિનું પાર્વણ કરે ને માતામહનું ન કરે, તો તે પિતૃહત્યારો થાયછે." એથી સર્વ શ્રાદ્ધોમાં માતામહપાર્વણની પ્રાપ્તિ થઇ. તેમાં માહામહપાર્વણ ક્યાં ક્યાં લેવું, તેવિષે વિશેષ કહેછે કે; "પિતાનું દાહાદિ, સપિંડીકરણ ને પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધસિવાય બીજા શ્રાધ્ધમાં માતામહપાર્વણ કરવું." કાત્યાયનઃ—"કર્ષૂયુક્ત (સપિંડીકરણ), ષોડશશ્રાદ્ધ અને પ્રત્યાબ્દિકશ્રાધ્ધસિવાય બીજા શ્રાદ્ધમાં ષટ્પિંડશ્રાધ્ધ (માતામહપાર્વણ સુધ્ધાં) કરવું." દૌહિત્રે માતામહનું ધન લીધું હોય, તો તેની દાહાદિ ક્રિયા તેણે કરવી.

૭૨૩ તે વિષે સ્કંદપુરાણમાંઃ—"ધન લેનારા દૌહિત્રે ધનનું સાટુ વાળવાસારૂ માતામહાદિની પૂર્વ ને ઉત્તરક્રિયા કરવી." પૂર્વ એટલે દાહાદિ. ઉત્તર એટલે દર્શાદિ. દૌહિત્ર બે પ્રકારનાછે. એક તો સાધારણ રીતે કન્યાનો પુત્ર. તેણે પૂર્વે પોતાના પિતાદિનું શ્રાદ્ધ કરીને માતામહાદિનું કરવું. બીજો પુત્રિકાપુ-

ડીકરણ કરવું; ને બીજાનું સપિંડીકરણ ત્રિપક્ષમાં કરવું."[મૂલાર્થ આવી ગ- યો છે.]પત્ની આદિ સપિંડોનું ને માતાપિતાનું સંઘાતમરણ થાય, તો દહનાદિ આદ્યશ્રાદ્ધસુધીની [અગિયારમાની] સર્વેની ઉત્તરક્રિયા કરીને પછીની ક્રિયા માતાપિતાનું સપિંડીકરણ (બારમું) કર્યાપછી કરવી. તે વિષે દેવલઃ—"મ- હાગુરૂ (પિતા) નું મરણ થયેથી પિતાની ઉત્તરક્રિયા યથાવિધિ સંપૂર્ણ કરવી; ને વર્ષ પૂરૂં થતાસુધી (સપિંડીકરણ થતાસુધી) કોઇનું એકોદ્દિષ્ટ કે પાર્વણ- શ્રાદ્ધ કરવું નહિ." શંકા કરે છે કે, આ વચનમાં વર્ષસુધી એકોદ્દિષ્ટ ન કર- વું, એવો એકોદ્દિષ્ટવિષે સામાન્ય નિષેધ છે, [ફલાણું એકોદ્દિષ્ટ ન કરવું, એવો વિશેષ નિષેધ નથી.] તો બીજા સપિંડોનું એકાદશાહઆદ્યશ્રાદ્ધ કરીને પિતા- નું સપિંડીકરણ કરવાનું કહેવું, કેમ સંભવે? ઉત્તર કે, "એકાદશાહઆદ્યશ્રા દ્ધ અશુધ્ધ હોય તોપણ કરવું," એવું વિશેષ વચન છે, માટે સંભવે છે. લૌ- ગાક્ષિ પણઃ—"પિતાનું મરણ થયેથી બીજાની આદ્યશ્રાધ્ધસિવાય સર્વ ક્રિયા પિતાના સપિંડીકરણ પછી પ્રથમ વર્ષમાં કરવી." [આદ્યશ્રાધ્ધ માત્ર અગિયા- રમે દિવસે કરવું. પ્રથમ દિવસથી તે અગિયારમા સુધી પણ કર્મ કરવું. બાકી સોલ પ્રેતશ્રાધ્ધાદિ પિતાના સપિંડીકરણપછી બાર માસસુધી કરવું.]

૭૨૦ શંકા છે કે, જે લૌગાક્ષિ વચન છે કે, "પિતા મરણ પામ્યાથી મરણ પામેલી માતાના શ્રાધ્ધથી પુત્ર નિવૃત્ત થાય છે, [માતાનું શ્રાધ્ધ ન કર- વું.] તેમ માતા મરણ પામેથી પિતાના શ્રાધ્ધથી નિવૃત્ત થાય છે." એ વચન- ની શી ગતિ કરવી? ત્યારે કહેછે કે, જે નિવૃત્તિ પામવાનું વચન છે, તે સંઘાત મરણ ન હોય ત્યાં લાગુ છે. માતાના દશ દિવસમાં પિતા મરણ પામે, તો મા- તાના સપિંડીકરણથી પુત્ર નિવૃત્તિને પામે; તેમ પિતાના દશાહમાં માતા મરણ પામે તો પિતાના બારમે દિવસે પિતાના સપિંડીક- રણથી પુત્ર નિવૃત્તિને પામે, તે વિષે દેવલઃ—"એક દિવસમાં મર- ણ પામેલા માતા કે પિતાનું, અને અન્ય પિત્રાઈ અન્ય દિવસે સૂતકમાં મ- રણ પામે તેનું સપિંડીકરણ ત્રિપક્ષમાં કરવું, પણ તે સહગમન ન કર્યું હોય તો." જો સહગમન (સતી) કર્યું હોય, તો બારમે દિવસેજ પિતાની સાથે માતાનું સપિંડીકરણ કરવાનો નિર્ણય પૂર્વે કહેલો છે. [પિત્રાઈનું તો ત્રિપક્ષમાં કહેલુંછે.]

## અથ પ્રસંગથી ક્રિયાના ભેદ કહે છે.

પારાશરઃ—"પ્રથમ, મધ્યમ ને ઉત્તર, એ રીતે સંસ્કારરૂપ ક્રિયા ત્રણ પ્રકારની છે. તેનો પ્રકાર હું કહુછું તે સાંભળ. "હે રાજા, દશાહમધ્યે જે દાહાદિ ક્રિયા તે પ્રથમ ક્રિયાછે; જે મહીને મહીને એકોદિષ્ટરૂપક્રિયા તે મધ્યમ છે, અને સપિંડીકરણ કરવાથી પ્રેત પિતૃપણાને પામે, ત્યારપછી જે પિતૃક્રિયા થાયછે, તે ઉત્તરા જાણવી." હવે પિતાના ને માતાના સપિંડો અને સમાનોદકો અથવા સંબંધી લોકો કે ધનહરણ કરનારો રાજા, એમનો પ્રથમ ને મધ્યમ ક્રિયા કરવાનો અધિકાર છે; અને ઉત્તરક્રિયા તો પુત્રાદિ મુખ્ય અધિકારીઓએ કે દૌહિત્રે પુત્રના જેવી કરવી.

## અથ દૌહિત્રનો વિશેષ પ્રકાર.

"દર્શાદિને વિષે પિતાઆદિનું શ્રાધ્ધ વિહિત છે; તેમ તે દર્શાદિમાં માતામહાદિનું પણ દૌહિત્રે ઋણમુક્તિ સારૂ કરવાનું વિહિત છે, માટે તેણે તે અવશ્ય કરવું. ન કરે તો પાપ લાગવાનું શ્રુતિમાં કહેલું છે."

૭૨૨ ઋષ્યશૃંગ પણઃ—"જ્યાં પિતૃઆદિ પૂજાય છે, ત્યાં માતામહ આદિને સરખી રીતે પૂજવા. કમીજાસ્તી કરે તો નરકમાં પડે." વ્યાસ પણઃ— "પિતાદિ ને માતામહાદિ પિતરોને દ્વિજોએ શ્રાદ્ધમાં પૂજવા; તેથી તે પિતરોના ઋણથી મુક્ત થઇ બ્રહ્મલોકમાં જાય." સ્કંદપુરાણમાંઃ—" જો કેવલ પિતાદિનું પાર્વણ કરે ને માતામહનું ન કરે, તો તે પિતૃહત્યારો થાયછે." એથી સર્વ શ્રાદ્ધોમાં માતામહપાર્વણની પ્રાપ્તિ થઇ. તેમાં માહામહપાર્વણ ક્યાં ક્યાં લેવું, તેવિષે વિશેષ કહેછે કે; "પિતાનું દાહાદિ, સપિંડીકરણ ને પ્રતિસાંવત્સરિક શ્રાદ્ધસિવાય બીજા શ્રાધ્ધમાં માતામહપાર્વણ કરવું." કાત્યાયનઃ—" કર્ષૂયુક્ત (સપિંડીકરણ), ષોડશશ્રાદ્ધ અને પ્રત્યાબ્દિકશ્રાધ્ધસિવાય બીજા શ્રાદ્ધમાં ષટ્પિંડશ્રાધ્ધ (માતામહપાર્વણ સુધ્ધાં) કરવું." દૌહિત્રે માતામહનું ધન લીધું હોય, તો તેની દાહાદિ ક્રિયા તેણે કરવી.

૭૨૩ તે વિષે સ્કંદપુરાણમાંઃ—"ધન લેનારા દૌહિત્રે ધનનું સાટુ વાળવાસારૂ માતામહાદિની પૂર્વ ને ઉત્તરક્રિયા કરવી." પૂર્વ એટલે દાહાદિ. ઉત્તર એટલે દર્શાદિ. દૌહિત્ર બે પ્રકારનાછે. એક તો સાધારણ રીતે કન્યાનો પુત્ર. તેણે પૂર્વે પોતાના પિતાદિનું શ્રાદ્ધ કરીને માતામહાદિનું કરવું. બીજો પુત્રિકાપુ-

ત્ર નામે કહેવાય છે. તેનું લક્ષણ વસિષ્ઠે કહ્યું છે કે, "કન્યાને પરણાવતીવેળા જમાઇને કહેવું કે, આ મારી કન્યા ભાઈ વિનાની છે, તે હું અલંકારસહિત તમને આપું છું. એને વિષે જે પુત્ર ઉત્પન્ન થશે તે મારો પુત્ર થશે;"એમ કહીને આપેલી પુત્રીનો જે પુત્ર તે પુત્રિકાપુત્ર છે. તેણે પૂર્વે માતામહાદિનું શ્રાધ્ધ કરીને પિતાદિનું કરવું. તે વિષે ઋષ્યશૃંગઃ–"પુત્રવિષે પિઅરનો ને સાસરીનો એ બે તરફના સંબંધની કબુલાત રાખીને આપેલી કન્યાના પુત્રે પ્રથમ માતામહાદિનું પાર્વણ કરીને પિતાઆદિનું કરવું." તે એવું કે, પુત્રિકાપુત્રે માતૃ, માતામહ, પ્રમાતામહ અને વૃધ્ધપ્રમાતામહ, એમને નામે શ્રાદ્ધ કરવું. તે વિષે સુમંતુઃ–"પુત્રિકાપુત્રે પ્રથમ માતાનો પિંડ આપીને,બીજો તેના પિતાનો ને ત્રીજો તેના પિતાના પિતાનો, એ રીતે આપવા; કારણકે પુત્રિકાપુત્રની માતાનું સપિંડીકરણ માતામહની સાથે કરવાનું કહ્યુંછે. તેણે માતામહનું પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધ પણ પિતાના શ્રાધ્ધની પેઠે નિયમે કરીને કરવું.

૭૨૪ તે વિષે કહ્યું છે કે, "પુત્રિકાપુત્રે માતામહનું શ્રાધ્ધ નિયમે કરીને કરવું; કારણકે તેનો બન્ને તરફ સબંધ છે, તેથી તેણે માતામહનું ને પિતાદિનું બન્ને તરફનું શ્રાધ્ધ કરવું. તેમ પિતા જીવતો હોય, તોપણ માતામહને પુત્રસંતાન ન હોવાથી તેનું નિત્યતર્પણ તેણે કરવું. એ વિષે કૂર્મપુરાણમાંઃ–"યાદવ કુલમાં અવતરેલા દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ દરેક તીર્થમાં સ્નાન કરીને દેવકીના પિતાનું તર્પણ કરતા હતા." એ વચનમાં કેવલ માતામહનું તર્પણ કહ્યું છે; કારણ કે માંમા ન હોવાથી પુત્રિકાપુત્રને નિયમે કરીને કરવાનું છે. મરણ પામેલા પોતાના ભાઈઓને પુત્ર ન હોય, તો તેમનું પણ નિત્યતર્પણ નિયમે કરીને કરવું; કારણકે ભાઇઓની પાર્વણને અનુસારે પ્રવૃત્તિ છે. [પિતાની સાથે સપિંડીકરણ થવાથી તેમના પાર્વણમાં ભાઈઓની પ્રવૃત્તિ થયેલી છે. ] "માતાના પિતાથી આરંભ કરીને ત્રણ પુરૂષોને માતામહ કહેછે."તથાઃ–"દેવનું અને પિતરોનું અનુક્રમે યવોદક ને તિલોદકથી તર્પણ કરવામાં વારાદિનિમિત્ત નિષેધ કેઇ કાલે નથી. એ રીતે પૂર્વે જીવત્પિતૃકને તિલોદકનો નિષેધ કર્યોછે, તોપણ યવમિશ્રિતતિલોદકથી તર્પણ કરવાને નિષેધ નથી.

ઇતિ દૌહિત્રે શ્રાદ્ધ કરવાનો નિર્ણય.

-:(૦):-

## અથ કામ્યશ્રાદ્ધ નિર્ણય.

૭૨૫ તે વિષે તિથિનું ફલ કહે છે. યાજ્ઞવલ્ક્યઃ—"ચતુર્દશીને વર્જિત કરીને પ્રતિપદાદિ તિથિઓમાં કન્યાદિ કામનાવાળાએ પાર્વણધર્મેથી શ્રાધ્ધ કરવું." [પ્રતિપદાદિ દરેક તિથિનું જુદું ફલ કહેછે.] કન્યા, જમાઈ, પશુ, દ્રવ્ય, પુત્ર, દ્યૂતમાં જય, ખેતી, વ્યાપાર, બે ખરીઓવાળાં જાનવર, એક ખરીનાં જાનવર, બ્રહ્મતેજવાળા પુત્રો, સુવર્ણ,રૂપું, કલાઈ,સીસું વગેરે, જ્ઞાતિમાં શ્રેષ્ઠપણું અને સર્વ કામનાપ્રાપ્તિ. એ રીતે ચતુર્દશીસિવાયની પ્રતિપદાદિ અમાવાસ્યાસુધીની પંદર તિથિઓમાં શ્રાદ્ધ કરનારાને અનુક્રમે ઉપર કહેલાં ફલ મળે. સ્મૃતિમાં કન્યાવેદિ શબ્દ છે, તેનો અર્થ જમાઈ. બે ખરીઓવાળાં એટલે ગાયો વગેરે. એક ખરીવાળા એટલે ઘોડા વગેરે. કુપ્ય એટલે કલાઈસીસું વગેરે જાણવાં. "અકુપ્ય એટલે સોનુંરૂપું ને કુપ્ય એટલે બીજી કલાઇ વગેરે ધાતુ." બાકીના પદાર્થો સમજાય એવા છે. "શસ્ત્રથી મરેલાનું શ્રાદ્ધ ચતુર્દશીમાં કરવું." આ કામ્યશ્રાદ્ધો કૃષ્ણપક્ષની પ્રતિપદાથી અમાવાસ્યા સુધીની તિથિમાં કરવાનાં છે; ને જે શસ્ત્રહત છે, તેમનું તો "સમત્વને પામેલા સપિંડીકરણ થયેલા શસ્ત્રહત પિતાનું એકોદ્દિષ્ટશ્રાદ્ધ મહાલયની ચતુર્દશીમાં પુત્રે કરવું." એ વચનથી સમત્વ પામેલા એટલે સપિંડીકરણ થયેલા શસ્ત્રહત પિતાનું મહાલય એટલે ભાદ્રપદકૃષ્ણપક્ષની ચતુર્દશીમાં એકોદ્દિષ્ટશ્રાધ્ધ કરવું; બીજાનું નહિ કરવું, એવો નિયમ કરે છે; પણ ચતુર્દશીમાંજ શસ્ત્રહતનુંજ કરવું, એવો નિયમ થતો નથી. માટે જો ચતુર્દશી મરણતિથિ હોય, તો તેમાં સાંવત્સરિકશ્રાધ્ધ જે રીતે કરવાનું હોય છે, તે રીતે ચતુર્દશીમાં કરવું.

૭૨૬ હવે પિતાઆદિ ત્રણે શસ્ત્રહત હોય, તો તેમનું ચતુર્દશીમાં પાર્વણ કરવાવિષે પૂર્વે સ્મૃતિમાં કહ્યું છે. પહેલાં કહેલા કામ્યશ્રાધ્ધોનો કેવલ ભાદ્રપદકૃષ્ણપક્ષમાંજ કરવાનો વિધિ નથી; કારણકે ભાદ્રપદકૃષ્ણપક્ષમાં અથવા મહીને મહીને કરવાને શૌનકસ્મૃતિમાં કહ્યું છે. બીજાં કામ્યશ્રાધ્ધો યાજ્ઞવલ્કય કહે છે કે, "સ્વર્ગાદિ ફલની કામનાવાળાએ શ્રદ્ધાથી કૃત્તિકાનક્ષત્રથી ભરણીસુધી સત્તાવીશ નક્ષત્રોમાં પાર્વણશ્રાધ્ધ કરવાં." [દરેક નક્ષત્રની કામનાઓ ગણાવે છે; તેનો કૃત્તિકાથી ભરણીસુધી પ્રથમ ક્રમ ગણવો.] "સ્વર્ગ; સંતાન, ઓજ (પ્રાણબલ), શૂરપણું, ખેતી, શરીરબલ, પુત્ર, શ્રેષ્ઠપણું,

સૌભાગ્ય, સમૃદ્ધિ, જ્ઞાતિસુખ્યપણું, શુભ, કોઇ ઠેકાણે આજ્ઞાભંગ ન થાય, વ્યાપારાદિ, આરોગ્ય, યશ, પરાક્રમ, શોક ન હોવો, પરમગતિ (મોક્ષ), ધન, વેદ, વૈદ્યસિદ્ધિ, કુપ્ય (સુવર્ણાદિ ધાતુ), ગાય, જીવિકા, ઘોડા અને આયુષ્," એ રીતે " કૃત્તિકાથી ભરણીસુધી સત્તાવીશ નક્ષત્રમાં વિધિપૂર્વક શ્રાધ્ધ કરનારની કહેલી સત્તાવીશ કામના સિધ્ધ થાય.

ઇતિ નક્ષત્રશ્રાદ્ધનો નિર્ણય.

---

અથ બીજાં કામ્ય શ્રાધ્ધ.

૭૨૭ મરીચિઃ—"કૃત્તિકાદિ નક્ષત્રોમાં શ્રાદ્ધનું જે ફલ કહ્યું છે, તે પ્રમાણે વિષ્કુંભાદિ સત્તાવીશ યોગમાં શ્રાધ્ધ કરવાથી તેજ ફલ મળે છે. તેમ રવિઆદિ વાર વિષે બૃહસ્પતિઃ—"આરોગ્ય, સૌભાગ્ય, શત્રુનો પરાજય, સર્વ કામના,પ્રિય વિદ્યા, ધન અને આયુષ્, એ સાત ફલ રવિઆદિ સાત વારમાં શ્રાધ્ધ કરનારને અનુક્રમે મળે." અથ "બવાદિ કરણનાં ફલ પણ વારનાં ફલ કહ્યાં તેવાંજ છે."

ઇતિ કામ્યશ્રાદ્ધ નિર્ણય.



અથ વૃદ્ધિશ્રાધ્ધાદિનો નિર્ણય.

શંકા કરે છે કે, શ્રાધ્ધ આપ્યાથી પિતરોની તૃપ્તિ થાય છે, એવું જે કહ્યું, તે અયોગ્ય છે; કારણકે પોતપોતાનાં કરેલાં શુભ કે અશુભ કર્મને આધીન થઈને સ્વર્ગ કે નરકમાં ગયેલા માણસોની પુત્રોએ આપેલા અન્નાદિથી તૃપ્તિ થવાનો અસંભવ છે.

૭૨૮ તેનું ઉત્તર કે,તૃપ્તિ સંભવેછે;કારણ કે કર્મનું ફલ કર્મ પોતે આપી શકતું નથી. [ તે કર્મનું ફલ મળવાનો પ્રકાર એવો છે કે, ] "શ્રાધ્ધના દેવતા વસુ, રૂદ્ર, આદિત્યરૂપ પિતરો છે. તે માણસોએ આપેલા શ્રાદ્ધથી પોતે તૃપ્ત થઇ માણસોના પિતરોને તૃપ્ત કરે છે." આ શ્રાદ્ધકર્મમાં પિતૃઆદિ શબ્દથી દેવદત્તાદિ નામના માણસોના પિતરોજ કેવલ શ્રાદ્ધ લેનારા કહેવાતા નથી; તેમના અધિષ્ઠાતા વસુઆદિ દેવતાસહિત દેવદત્તાદિ નામના માણસોના પિતરો, પિતૃઆદિ શબ્દથી કહેવાય છે. તેથી શ્રાદ્ધના અધિષ્ઠાતા વસુઆદિ દે-

વતઃઓ પુત્રાદિકે આપેલા શ્રાધ્ધથી પોતે તૃપ્ત થઇને તેમના પિતરોને તૃપ્ત કરે છે, ને શ્રાધ્ધ કરનારા પુત્રાદિકોને તેનું ફલ આપે છે. જેમ માતા ગર્ભના પોષણ માટે બીજાએ આપેલા અન્નપાનાદિકથી પોતે તૃપ્ત થઇને પોતાના પેટમાંના ગર્ભને તૃપ્ત કરે છે,

૭૨૯ અને પોતાને ઈચ્છિત અન્નપાનાદિ આપનારને પ્રત્યુપકાર [બદલામાં પુત્રસુખ] રૂપી ફલ આપેછે,તેમ વસુ, રૂદ્ર,ને આદિત્ય દેવતા પિતૃ, પિતામહ ને પ્રપિતામહના નામથી શ્રાધ્ધના દેવતા કહેલા છે; કેવલ દેવદત્તાદિ નામના માણસોના પિતરોજ શ્રાધ્ધના દેવતા શ્રાદ્ધને ગ્રહણ કરનારા નથી. તેથી શું સિધ્ધ થયું કે, તે વસ્વાદિ પોતે શ્રાધ્ધથી તૃપ્ત થઈ અતિશય જ્ઞાનશક્તિના યોગે કરીને માણસના [દેવદત્તાદિ નામના] પિતરોને તૃપ્ત કરેછે. વળી શ્રાદ્ધ કરનારાને "આયુષ્, પ્રજા, ધન, વિદ્યા, સ્વર્ગ, મોક્ષ. સુખ, અને શાસ્ત્રમાં કહેલાં બીજાં ફલ પણ આપેછે.તથાઃ—"બન્ને અયનમાં(દક્ષિણાયન ને ઉત્તરાયનમાં. કર્કને મકરરાશિના સૂર્ય આવછે તેમાં), બન્ને વિષુવકાલમાં ( મેષ ને તુલાસંક્રાતિ જે દિવસે વાયછે તેમાં), અને મન્વાદિ ને યુગાદિ તિથિઓમાં, પિંડરહિત શ્રાદ્ધ કરવું." સર્વ સંક્રાંતિઓમાં પણ કરવું. તેમ બીજા પણ શ્રાધ્ધના કાલ સ્મૃતિપુરાણાદિમાંથી જાણી લેવા.

ઈતિ વૃધ્ધિશ્રાદ્ધાદિ નિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં વૃદ્ધિશ્રાદ્ધસહિત કામ્યશ્રાધ્ધનો નિર્ણય.



## અથ પુનઃઆશૌચનિર્ણય કહેછે.

૭૩૦ આ આશૌચ બે પ્રકારનું છે. સૂતક ને મૃતક. સૂતિ એટલે સંતાનના જન્મનિમિત્તના આશૌચને સૂતક, અને મરણનિમિત્તના આશૌચને મૃતક કહેછે. તેને શાવ પણ કહેછે. તે ગર્ભાધાનથી આરંભ કરીને ઉપનયન થતા સુધીનું પૂર્વે કહ્યું છે. હવે ઉપનયન થયાપછીથી સપિંડોને ને સમાનોદકોને માટે મરણનિમિત્ત આશૌચના કાલનો નિયમ કહેછે. "ઉત્તમ શુધ્ધિ થવાસારૂ સપિંડોને મરણાશૌચ અને જન્માશૌચ દશ દિવસ પાળવાનું કહ્યું છે. સમાનોદકોને

જન્માશૌચ, શવને સ્પર્શ કરે તેનું આશૌચ ને ઉદક આપનારનું આશૌચ; ત્રણ દિવસ પાળવાનું કહ્યું છે.

૭૩૧ તેમ બ્રાહ્મણોનું મૌંજીબંધન થયાપછી, ક્ષત્રિયોનું ધનુષ્યગ્રહણ પછી, વૈશ્યનું પ્રતોદ (ચાબખો) ગ્રહણ કર્યાપછી અને શૂદ્રનું બે વસ્ત્ર ધારણ કર્યાપછી મરણનિમિત્ત આશૌચ સંપૂર્ણ પાળવું. તે વિષે હારીતઃ– "મૌંજીબંધન થયાપછી બ્રાહ્મણનું, ધનુર્ધારણ કર્યાપછી ક્ષત્રિયનું, પ્રતોદ ગ્રહણ કર્યાપછી વૈશ્યનું અને બે વસ્ત્ર ગ્રહણ કર્યાપછી શૂદ્રનું, સંપૂર્ણ આશૌચ લાગે." તથાઃ–ઉપનયન થયાપછી મરણ પામેલા બ્રાહ્મણનું દશ દિવસ આશૌચ છે, એવું દશકમાં કહ્યું છે; માટે બ્રાહ્મણાદિ વર્ણોનું મૌંજીબંધનાદિ થયાપછી દહન, પિંડ, ઉદકદાનાદિ સંસ્કાર અને આશૌચ સંપૂર્ણ કરવું. બ્રાહ્મણઆદિ-વર્ણોના સંપૂર્ણ આશૌચનો કાલ યમ કહે છેકે, "સૂતક ને મૃતકમાં બ્રાહ્મણ દશ રાત્રિથી, ક્ષત્રિય પંદર રાત્રિથી, વૈશ્ય વીશ રાત્રિથી ને શૂદ્ર સંપૂર્ણ એક માસથી શુદ્ધ થાય. તેમ વર્ણસંકર એટલે હાથીનો મ્હાવત, સુતાર, કોળી, ધાણકા વગેરેની શૂદ્રવત્ આશૌચશુધ્ધિ જાણવી.

૭૩૨ હવે આશૌચ શબ્દે કરીને જન્મનિમિત્ત ને મરણનિમિત્ત બ ... રનું આશૌચ જાણવું. તે બન્ને સૂતક ને મૃતક, ઉત્પન્ન થયાપછી જ્યારે જાણવામાં આવે, તે દિવસથી લાગે; કારણકે "દશ દિવસની અંદર સપિંડના મરણનું અને પુત્રજન્મનું શ્રવણ થવાથી આશૌચ લાગે," એવું સ્મૃતિમાં દેખાય છે. તથાઃ–"પ્રવાસમાં ગયેલાનું મરણ દશ દિવસની અંદર જાણે, તો દશ દિવસમાં જેટલા બાકી રહ્યા હોય, તેટલાજ દિવસપછી શુધ્ધ થાય." [સાંભળવા પછીથી દશ દિવસ પાળવા નહિ,] એ વાક્ય પણ છે. જે દિવસે જન્મ કે મરણ થાય, તે દિવસથીજ પાળવાની અપેક્ષા શાસ્ત્રમાં હોત, તો ઉત્પન્નદિવસથીજ દશાહકાલનો નિયમ લખત; પણ તેમ લખતા નથી; તેથી દશ દિવસમાં સાંભળવામાં આવે, તે દિવસથી શેષ દિવસે આશૌચશુદ્ધિ એની મેળે સિદ્ધ થાય છે. અને "જે દશ રાત્રિનું શેષ રહે, તેટલાથી આશૌચશુધ્ધ થાય છે." ઈત્યાદિ વાક્ય પણ લખવાનું અયોગ્ય થાય; માટે જે દિવસે જન્મ કે મરણ જાણવામાં આવે, તે દિવસથીજ તે આશૌચનું કારણ થાય. [જે ઉત્પન્ન દિવસથી પાળવાનું શાસ્ત્રકારને ઇષ્ટ હોય, તો સાંભળવાના દિવસની પહેલાં ગયેલા દિવસની આશૌચની આભડછેટ ધરમાંથી કાઢવી જોઈએ, ને અં-

ડેલાં ગોદડાં લૂગડાં વગેરે ધોવાં જોઈએ; પણ તેમ નથી.) તે બન્ને નિમિત્તનું આશૌચ કોઈને ત્રિરાત્ર ને કોઈને દશ રાત્ર મન્વાદિ સ્મૃતિકારોને ઇષ્ટ છે. તે વિષે કહે છે કે, "શાવાશૌચ ત્રિરાત્ર વા દશરાત્ર પાળવાનું ઈષ્ટ છે." શવનું આશૌચ તે શાવ જાણવું. અહીં ત્રિરાત્ર ને દશરાત્રની સમનોદક ને સપિંડવિષે વ્યવસ્થા જાણવી.

૭૩૩ મૂલ પુરૂષથી સાતમા પુરૂષસુધી સપિંડપણું અને આઠમાથી સમાનોદકપણું હોયછે. જે વચન છે કે, "મૂલ પુરૂષથી ચોથા પુરૂષ સુધીનું દશરાત્ર, પાંચમા પુરૂષનું છ રાત્રિ, છઠા પુરૂષનું ચાર રાત્રિ અને સાતમા પુરૂષનું એક રાત્રિ આશૌચ લાગેછે." તે વચન શાસ્ત્રવિરૂદ્ધ છે, માટે તેનો અનાદર કરવો. કદાપિ શાસ્ત્રનું છે, માટે એ વચન શાસ્ત્રવિરૂદ્ધ કહેવાય નહિ, તોપણ મધુપર્કમાં પશુનું આલંભન (હિંસા) લોકનિંદિત છે, તેમ આ વચન પણ લોકનિંદિત છે; તેથી તેમાં કહ્યાપ્રમાણે આશૌચ પાળવું નહિ. કારણ કે "લોકનિંદિત કર્મ ધર્મરૂપ હોય, તોપણ તે સ્વર્ગ આપનારૂં નથી; માટે આચરણ કરવું નહિ," એવી મનુસ્મૃતિ છે. અને સાતમા પુરૂષનું એક દિવસ આશૌચ પાળવાનું ઘટતું પણ નથી; કારણ કે તેથી દૂરના આઠમા પુરૂષથી સમાનોદકનું ત્રિરાત્ર પાળવાનું કહ્યું છે. તેમ "ક્ષત્રિયનું બાર દિવસ, વૈશ્યનું પંદર દિવસ, શુદ્રનું ત્રીશ દિવસ ને ન્યાયથી વર્તનારા શદ્રનું તેથી અર્ધા દિવસ આશૌચ પાળવું."

૭૩૪ ન્યાયથી એટલે દ્વિજોની સેવા કરવી, વગેરે સ્વધર્મથી વર્તનારા શૂદ્રનું પંદર દિવસ આશૌચ છે. ઈત્યાદિ યોગીશ્વરાદિ વાક્યમાં ક્ષત્રિયાદિ ત્રણ વર્ણના આશૌચવિષે વિશેષ પ્રકાર દેખાડયો છે; તેથી બાકી રહેલો ત્રિરાત્ર દશરાત્ર આશૌચનો પ્રકાર બ્રાહ્મણવર્ણને પ્રાપ્ત થયોછે; માટે સપિંડોનું દશરાત્ર ને સમાનોદકનું ત્રણ રાત્ર. કારણકે "શવને અડનારા અને સમાનોદકો ત્રણ દિવસે શુદ્ધ થાય," એવું વચન છે. એવું થયેથી "અતિવૃધ્ધ, શૌચક્રિયાનો લોપ થયો, ને વૈદ્યક્રિયાનો પણ લોપ થયો, તે દુઃખનો માર્યો ભૃગુ (ઉંચો પર્વત)અગ્નિ, ઉપવાસ, જલ, ઈત્યાદિથી વિધિપૂર્વક પોતાનો ઘાત કરીને મરનારાનું મરણાશૌચ ત્રિરાત્ર પાળવું, અને તેનું અસ્થિસંચયન બીજે દિવસે કરવું." ઈત્યાદિ શા-

તાતપીયાદિ વચને કરીને ઉપવાસાદિ વિધિથી મરણ પામેલાનું સપિંડોએ ત્રિરાત્ર આશૌચ પાળવું. એ રીતે જ્યાં સપિંડોને ત્રિરાત્ર આશૌચ પ્રાપ્ત થાય, ત્યાં સમાનોદકોને એક દિવસ પ્રાપ્ત થાય. એ બાબતમાં પૂર્વે સમાનોદકાશૌચ નિર્ણયમાં સ્મૃતિપ્રમાણ બતાવેલું છે. સૂર્યોદય થયેથી રજોદર્શન કે આશૌચની પ્રાપ્તિ થાય, તો તે પહેલો દિવસ ગણવો.

૭૩૫ તે વિષે કાત્યાયનઃ—"સૂર્યોદય થયેથી સ્ત્રી રજસ્વલા થઈ, કે પ્રસૂતિ વા મરણ થયું, તો તે દિવસ પહેલો ગણવો; ને તેની આવતી રાત્રિ પહેલી ગણવી." બીજું "રાત્રિના ત્રણ ભાગ કરવા;તેમાં પહેલા બે ભાગમાં રજસ્વલાપણું, સૂતક કે મૃતક પ્રાપ્ત થાય, તો તે રાત્રિનો પૂર્વ દિવસ પહેલો ગણવો, ને જો ત્રીજા ભાગમાં પ્રાપ્ત થાય, તો તે રાત્રિ ગયાપછીનો દિવસ પહેલો ગણવો." [ગ્રંથકારે મૂલમાં એજ અર્થ કર્યોછે.] બીજા વાક્યમાં "રાત્રિમાં સૂર્યોદય થતાસુધીમાં રજસ્વલાપણું, સૂતક કે મૃતક પ્રાપ્ત થાય, તો પૂર્વ દિવસ પહેલો ગણવો;" [એવા બે પક્ષ જણાય છે,] તેની દેશાચાર પ્રમાણે વ્યવસ્થા કરવી.

ઇતિ બ્રાહ્મણાશૌચ નિર્ણય.



## અથ ક્ષત્રિયાદિકોનું આશૌચ.

તે વિષે સ્મૃત્યંતરમાંદશાહાદિ અને કમીજાસ્તી આશૌચના પ્રકાર દેખાડેલા છે. "ક્ષત્રિય અગિયાર દિવસે, વૈશ્ય બાર દિવસે ને શૂદ્ર વીશ દિવસે સૂતક ને મૃતકથી શુધ્ધ થાય." પરાશરઃ—"સ્વકર્મમાં તત્પર ક્ષત્રિય દશ દિવસે અને તેવો વૈશ્ય બાર દિવસે શુધ્ધ થાય." વસિષ્ઠઃ—પંદર દિવસે ક્ષત્રિય ને વીશ દિવસે વૈશ્ય શુધ્ધ થાય.

૭૩૬ તેમ ઋષ્યશૃંગઃ—"જ્યાં બ્રાહ્મણને ત્રિરાત્ર આશૌચ કહ્યુંછે, ત્યાં ક્ષત્રિયને છ, વૈશ્યને નવ અને શૂદ્રને બાર દિવસ આશૌચ લાગે." [ગ્રંથકારનો અર્થ આવ્યો છે.] તથાઃ—"જેનું ચૌલકર્મ થયું હોય કે ત્રણ વર્ષનો થઇને મરણ પામ્યો હોય, તેના મરણાશૌચની શુદ્ધિ બ્રાહ્મણની ત્રણ રાત્રિથી, ક્ષત્રિયની છ, વૈશ્યની નવ અને શૂદ્રની બાર દિવસથી શુદ્ધિ થાય," એવું મિતાક્ષરામાં છે. તથાઃ—"બે વર્ષથી અધિક ઉંમરના થઇને મરણ પામેલા બાલકનું શૂદ્રને માસ

સુધી આશૌચ લાગે, એવું અંગિરા કહેછે." આ દેશાચાર, કુલાચાર ને મરનારો ગુણવાન્ [મરનારે કંઇ ઉપકાર કર્યો હોય, અગર પોતાનો ને તેનો સ્નેહ હોય, વા તેનું ધન મળ્યું હોય ઈત્યાદિ ગુણવાળો] હોય, તેને લીધે પ્રવર્ત્તેલાં કમીજાસ્તી આશૌચકાલનું વિધાન કરનારાં વચનોની દેશ, કુલાચાર કે ગુણવાન્ જોઈ તે પ્રમાણે વ્યવસ્થા કરવી. અંગિરાએ તો ક્ષત્રિયાદિકને વાસ્તે કમીજાસ્તી આશૌચના પક્ષ બતાવીને પણ સર્વ વર્ણના આશૌચવિષે સાધારણરીતે દશાહપક્ષ કહેલો છે, તેજ બતાવેછે કે, "પૂર્વે કમીજાસ્તી પક્ષ બતાવેલો છે તે પ્રમાણે, અથવા સર્વે વર્ણોની સૂતકમૃતકસંબંધી શુદ્ધિ દશ દિવસથી થાય," એવું શાતાતપે કહ્યું છે."

૭૩૭ તેનું કહેવું વિજ્ઞાનેશ્વર, વિશ્વરૂપ, મેધાતિથિ ઈત્યાદિએ અંગિકાર કર્યું છે; એવો વિકલ્પ થયેથી આશૌચવિષે વંશપરંપરાને અનુસરીને આશૌચ પાળવું.

ઇતિ ક્ષત્રિયાદિકોના આશૌચનો નિર્ણય.

---

## અથ અનુપનીતમૃતના આશૌચનો નિર્ણય.

જનોઇ દીધાવિનાના માણસનું આશૌચ આવે, તો સપિંડો ક્યાંસુધી સ્પર્શ કરવા અયોગ્ય રહે, તેના કાલનો નિર્ણય કહેછે. દેવલઃ—"ક્ષત્રિયાદિનાં પોતપોતાનાં આશૌચ કહ્યાં છે, તેનો ત્રીજો ભાગ ગયાથી અડવાને યોગ્યતા થાયછે; એવું યથાશાસ્ત્ર કહ્યુંછે." ઉપનયન થયેલાવિષે દેવલઃ—"સંચયન થયાપછી વર્ણના અનુક્રમે પોતાના દશાહાદિ આશૌચકાલનો ત્રીજો ભાગ ગયાપછી અડવાને યોગ્યતા થાયછે, એવું તત્વદર્શીએ કહ્યું છે." બીજું, "પોતપોતાના આશૌચના ત્રણ, ચાર, પાંચ ને દશ દિવસ ગયાપછી અનુક્રમે બ્રાહ્મણાદિ વર્ણો સ્પર્શ કરવા યોગ્ય થાયછે; અને બ્રાહ્મણ તો ભોજ્યાન્ન (કાચું અન્ન લેઇને જમવાને) યોગ્ય દશ દિવસપછી થાયછે. વળી ક્ષત્રિયાદિ ત્રણ વર્ણ દશ દિવસથી અધિક બે, ત્રણ ને ૭ દિવસપછીથી અનુક્રમે ભોજ્યાન્ન થાયછે. [ગ્રંથકારનો અર્થ આવ્યો છે.] એ ક્ષત્રિયાદિકોને દશ દિવસ કરતાં અધિક આશૌચનો પક્ષ બતાવેલો છે, તે વિષે જાણવું.

ઇતિ અનુપનીતમૃતાશૌચનો નિર્ણય.

-(૦)-

## અથ સન્નિપાતાશૌચ કહે છે.

૭૩૮ સન્નિપાત એટલે એક આશૌચમાં બીજું આશૌચ આવે તે. એક આશૌચમાં બીજું જનનાશૌચ કે મરણાશૌચ આવે, તો તે જુદું કરવું નહિ. તેની પૂર્વશેષ આશૌચથીજ શુદ્ધિ થાય. તે વિષે યાજ્ઞવલ્ક્યઃ–"જન્મ ને મરણાશૌચ પૂર્વાશૌચમાં આવે, તેની પૂર્વાશૌચની જોડે શુધ્ધિ થાય." અહીં સાધારણ રીતે જનનમરણમાં બીજું આવે, એવું કહ્યું છે, પણ જનનનિમિત્તસૂતકમાં જનનનિમિત્ત બીજું આવે, તેની પૂર્વશેષ દિવસથી શુધ્ધિ થાય, મૃતકમાં તો જનન ને મરણ ઉભયાશૌચની શેષ દિવસથી શુધ્ધિ થાય. તે વિષે દક્ષમાંઃ–"જનન ને મરણના સન્નિપાતાશૌચની મરણાશૌચના શેષ દિવસથી શુધ્ધિ થાય." અંગિરા પણઃ–"સૂતકમાં મૃતક આવે કે મૃતકમાં સૂતક આવે, તો મૃતકનો અધિકાર પાળવો; સૂતકનો પાળવો નહિ."

૭૩૯ એ વિષે વિશેષ ચંદ્રિકાનિબંધમાંઃ—"શાવાશૌચમાં આવેલા બીજા શાવાશૌચની પહેલા આશૌચશેષથી શુધ્ધિ થાય; અધિકાશૌચથી કમી આશૌચની શુદ્ધિ થાય, પણ કમી આશૌચથી અધિકાશૌચની શુધ્ધિ થાય નહિ." સ્મૃત્યંતરમાંઃ–"સૂતકમાં બરાબરીનું કે કમી આવેલું સૂતક પૂર્વ સૂતકની જોડે નિવૃત્ત થાય; તેમ મૃતકમાં મૃતક નિવૃત્ત થાય." તથા સૂતકમાં આવેલા સૂતકની મૃતકની જોડે નિવૃત્તિ થાય. શાવાશૌચમાં સૂતક કે સૂતકમાં મૃતક આવે, તોપણ મૃતકના દિવસથીજ શુદ્ધિ થાય. તે વિષે ષટ્ત્રિંશન્મતમાંઃ–"મરણાશૌચમાં જનનાશૌચ આવે, તો મરણાશૌચની જોડે જનનાશૌચ ઉતરે; પણ જનનાશૌચની જોડે મરણાશૌચ ઉતરે નહિ. મરણાશૌચ પણ પોતાના બરાબરીના જનનાશૌચની શુધ્ધ કરનારૂં છે; પણ પોતાથી અધિકની શુધ્ધ કરનારૂં નથી, એવું મિતાક્ષરામાં કહ્યું છે. જો પ્રાપ્ત થયેલા આશૌચ કરતાં અધિક કાલનું આશૌચ વચમાં આવ્યું, તો અધિકાશૌચથી શુદ્ધિ થાય. તે વિષે ઉશનાઃ–"સ્વલ્પાશૌચમાં દીર્ઘાશૌચ આવે, તો દીર્ઘ કાલના આશૌચથી શુધ્ધિ થાય; પૂર્વાશૌચથી ન થાય." [ મુલમાં એજ અર્થ છે. ]

૭૪૦, સ્મૃત્યર્થસારમાં પણઃ–જન્મ ને મરણનિમિત્ત સ્વલ્પ કાલના આશૌચમાં દીર્ઘ કાલનું આશૌચ આવે, તો દીર્ઘ કાલના આશૌચથી શુદ્ધિ થાય;

સ્વલ્પકાલના આશૌચથી ન થાય. અહીં આશૌચને સ્વલ્પપણું ને દીર્ઘપણું કાલના સ્વલ્પ ને દીર્ઘપણાથી જાણવું; જન્મ ને મરણનિમિત્તથી ન જાણવું. [તે જન્મ ને મરણનિમિત્તના બન્ને સૂતકને જાણવું.] જન્મનિમિત્ત દીર્ઘ કાલના આશૌચમાં સ્વલ્પ કાલનું મરણાશૌચ નિવૃત્ત થાય છે, તે અભિપ્રાયથી હારીતઃ—જાતકમાં મૃતક વા મૃતકમાં જાતક આવે, તો અધિક જાતકથી કમી મૃતકની શુદ્ધિ થાય; પણ કમી મતકથી અધિક જાતકની શુદ્ધિ થાય નહિ. જે વચન છે કે, "પૂર્વે એક કાલમાં પ્રાપ્ત થયેલા જન્મમરણસૂતકમાં મરણ સૂતક ગુરૂ (ભારે છે." તે વચન જન્મમરણનિમિત્ત આશૌચના સમાનકાલપણાવિષે જાણવું. બરાબરીમાં મરણાશૌચ ભારે છે, તેથી ત્રણ રાત્રિના મરણાશૌચથી દશ રાત્રિનું જનનાશૌચ નિવૃત્ત થાય નહિ, એ રહસ્ય છે; કારણકે "જનનમાં મરણ કે મરણમાં જનન આવે, તો બરાબરીનું કે કમી હોય, તેની શુદ્ધિ થાય; અધિકની શુદ્ધિ થાય નહિ," એવું ચંદ્રિકાનિબંધમાં છે. તથાઃ—"કમી કાલના મરણાશૌચની અધિક જન્માશૌચથી શુદ્ધિ થાય." હવે એક જાતીના આશૌચમાંનું હોય, તોપણ તે શૌવાશૌચની પૂર્વશેષથી કહેલી શુદ્ધિનો અપવાદ ( કંઇ કારણથી કોઇ ઠેકાણે નિષેધ ) કહે છે.

૭૪૧ તે વિષે વિજ્ઞાનેશ્વરઃ—"દશ દિવસનાં બે આશૌચો એકમાં એકઠાં થાય, ત્યારે અગ્નિ મૂકનારના આશૌચસિવાય બીજા આશૌચની શુદ્ધિ પૂર્વાશૌચની સાથે થાય." અગ્નિ મૂકનાર શબ્દથી પુત્ર લેવો, એવું કેટલાક કહે છે; પણ તે અયોગ્ય છે. સાધારણ રીતે જે અગ્નિ મૂકનારો હોય તે લેવો; કારણકે માતાપિતાના મરણનિમિત્ત પુત્રનું આશૌચ બીજા આશૌચથી નિવૃત્ત ન થવાવિષે બીજી સ્મૃતિઓમાં કહેલું છે. [માટે ફરી અગ્નિ મૂકવાના નિમિત્તનું પુત્રનું આશૌચ નિવૃત્ત થતું નથી, એવું કહેવું યોગ્ય નથી.] તેથી અગ્નિ મૂકનાર એ શબ્દથી પુત્ર કે ગમે તે અગ્નિ મૂકનાર અન્યગોત્રી, એવો અર્થ લેવો ઘટે છે; તથા અન્ય ગોત્રી, અન્ય ગોત્રી આચાર્યદિનું ઊર્ધ્વ દૈહિક કરે, તો તેણે દશરાત્ર આશૌચ પાળવાનું મિતાક્ષરામાં કહ્યું છે. "મરણ પામેલા ગુરૂની ઉત્તરક્રિયા શિષ્ય કરે ને પ્રેતના સંબંધીની સાથે ભોજન કરે, તો તે દશરાત્રિથી શુદ્ધ થાય," એવી મનુસ્મૃતિ છે. અહીં શિષ્ય શબ્દ ગ્રહણ કરે છે, તેથી પુત્ર ન હોય તો તે અધિકારી છે. તે શિષ્ય અંત્યેષ્ટિ કરે, તો, દશ

રાત્ર આશૌચ છે, એવું ચંદ્રનિબંધમાં વિશેષ વ્યાખ્યાન છે. તેમ દશકભાષ્યમાં પણઃ- ગોત્રજ જો અગ્નિદાતા હોય, તો તેજ પ્રેતના સ્પર્શથી દશરાત્ર આશૌચવાળો થાય છે. જોકે પૂર્વાશૌચથી પશ્ચિમાશૌચ ઉતરે છે, તોપણ પશ્ચિમાશૌચથી અગ્નિદાતા સૂતિકાની પેઠે દશરાત્ર આશૌચવાળો થાય છે. [ મરણાશૌચમાં પ્રસૂતિ થઈ, તો સૂતિકાને પ્રસૂતિનિમિત્ત દશરાત્ર આશૌચ પાળવું પડે છે, તેમ પૂર્વાશૌચમાં બીજાને અગ્નિદાન કરે, તો તે સંબંધી દશરાત્ર પાળવું પડે.] તથાઃ—"અન્યગોત્રી અન્યગોત્રીને અગ્નિ મૂકે, તો તેણે ઉદકપિંડદાન વગેરે દશ દિવસ આશૌચ પાળવું." એવું કરંડિકામાં છે.

૭૪૨ તથા પુત્ર સન્નિધાન ન હોય, તો જે અન્ય ગોત્રીએ દહનસહિત સંસ્કાર કર્યો, તેણેજ દશાહસુધીનું પ્રેતકર્મ કરવાવિષે મિતાક્ષરામાં કહ્યુંછે. એજ અભિપ્રાયથી પ્રેતને સ્પર્શ કરનારા [દહનસહિત સંસ્કાર કરનારા] બ્રાહ્મણને દશરાત્ર આશૌચ છે, એવી શંખસ્મૃતિ છે. હવે માતાપિતાના આશૌચનો સન્નિપાત (એક આશૌચ હોય, તેમાં બીજુ આવે તે ) થાય, તો અંગિરસે વિશેષ કહ્યોછે કે, "માતુશ્રીના આશૌચમાં પિતાનું આશૌચ આવે, તો પિતાના આશૌચથી શુદ્ધિ થાય; પણ પિતાના આશૌચમાં માતાનું આવે, તો પક્ષિણી (દોઢ દિવસ અગર બાર પ્રહર) વધારવી." તેનો અર્થ એવો છે કે, માતા પૂર્વે મરણ પામી ને તેના દશ દિવસના આશૌચમાં પિતા મરણ પામે, તો તે પિતાના દશ દિવસસુધી આશૌચ પાળીને શુદ્ધિ થાય; માતાના દશ દિવસથી થાય નહિ. પણ પિતાના દશ દિવસના આશૌચમાં માતાનું મરણ થાય, તો પિતાના દશ દિવસના આશૌચની સમાપ્તિ કરીને માતુશ્રીનું પક્ષિણી આશૌચ વધારે પાળવું; પિતાના આશૌચથી શદ્ધિ કરવી નહિ. આ માતુશ્રીનું વધારે પક્ષિણી આશૌચ તેના મરણનિમિત્તનું છે; પિંડક્રિયાદિ નિમિત્ત નથી; તે તો સંપૂર્ણ પાળવું. [માતાના મરણદિવસથી ગણીને તેનું દશમું, અગિયારમું ને બારમું તે તે દિવસે કરવું.]

૭૪૩ એમ ન પાળે, તો બીજા વાક્યની સાથે વિરોધ આવશે. એ રીતે સન્નિપાતઆશૌચની શુદ્ધિ કહી, તોપણ તેનો વિશેષ ગૌતમે કહ્યો છે કે, "રાત્રિશેષ હોય ને બીજું આશૌચ આવે, તો પૂર્વાશૌચ સમાપ્ત કરીને બે દિવસ વધારે આશૌચ પાળવું; પ્રભાતમાં આવે તો, ત્રણ

દિવસ વધારે પાળવું." એનો અર્થ એ છે કે, પૂર્વાશૌચની શુધ્ધિની રાત્રિમાત્ર બાકી છે, [દશમે દિવસે સૂર્યાસ્ત પછી બીજું આશૌચ આવે,] ને બીજું આશૌચ આવે, તો પૂર્વાશૌચના દિવસ પૂરા કરી બે દિવસ વધારે આશૌચ પાળીને શુદ્ધિ કરવી; પ્રભાતે એટલે તે રાત્રિના પાછલા પ્રહરમાં જનનાદિ બીજું આશૌચ આવે, તો વધારે ત્રણ રાત્રિથી શુદ્ધિ કરવી; પુર્વ આશૌચથી સમાપ્તિ ન કરવી.

૭૪૪ શાતાતપ પણઃ—"રાત્રિ શેષ હોય તો, બે દિવસ વધારવા ને પાછલી પ્રહરરાત્રિ શેષ હોય, તો ત્રણ દિવસ વધારવા. આ આશૌચપ્રકરણમાં કોઇ ઠેકાણે રાત્રિ શબ્દ ને કોઈ ઠેકાણે અહઃશબ્દ કહ્યો છે; પણ તે બે શબ્દથી અહોરાત્ર (આઠ પ્રહર) ગણવો." તથાઃ—"પૂર્વાશૌચના ત્રણ ભાગ કરવા; તેમાં બે ભાગની અંદર બીજું સૂતક આવે, તો પૂર્વશેષથી શુધ્ધિ થાય, ને ત્રીજા ભાગમાં આવે, તો બીજા સૂતકની સમાપ્તિથી શુધ્ધિ થાય;" એવું બ્રહ્માણ્ડપુરાણમાં છે. આ પૂર્વાશૌચની સમાપ્તિ કરીને અધિકાશૌચનું અનેક પ્રકારે વિધાન કરનારાં વાક્યો છે, તોપણ દેશાચારને અનુસારે વ્યવસ્થા લેવી.

ઇતિ સન્નિપાતાશૌચનો નિર્ણય.



## અથ અનુગમનના આશૌચનો નિર્ણય.

પ્રેતની જોડે જવું કે તેને ઉંચકી જવું, તેનો વિશેષ પ્રકાર મનુએ કહ્યો છે કે, "મરનાર અસાપંડ દ્વિજને બંધુની પેઠે ઉંચકી જાય ને તેના ઘરમાં રહે, તો તેની ત્રિરાત્રથી શુધ્ધિ થાય." અસપિંડ એટલે અન્ય ગોત્રી માતાના પક્ષના સપિંડો આદિ જાણવા.

૭૪૫ કારણકે પિતૃપક્ષના સપિંડોને ઉંચકી જવાનું વિહિત છે. ઉંચકી જવું એટલે સ્મશાનમાં લેઈ જવું. બંધુની પેઠે એટલે સ્નેહથી તેમ તેના ઘરમાં રહે, તો ત્રણ દિવસ આશૌચ. તે વિષે સ્મૃત્યર્થસારમાંઃ—સ્નેહાદિથી પોતાની જાતના પ્રેતનું વહન કરે ને તેને ઘેર રહે, તો ત્રિરાત્ર આશૌચ લાગે ફરી મનુઃ—"જો તેમનું અન્ન ખાય, તો દશ દિવસથી શુધ્ધ; ને તે સૂતકીનું અન્ન ન ખાય, તેમ તેને ઘેર પણ ન રહે, તો નિર્હરણ(વહન)માત્રની એક દિવસથી શુદ્ધિ થાય," એ રીતે સ્મૃત્યર્થસારમાં પ્રતિપાદન કર્યુંછે.[ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.]

એ હેતુથીજ દશકઃ—"વહન કરે તો મૃતનું સૂતક[દશાહ]લાગે;જો મૃતનું અન્ન ન ખાય તો ત્રિરાત્ર,ને તેને ઘેર ન રહે તો એકરાત્ર આશૌચ લાગે."આ સજાતિ પ્રેતના વહનવિષે જાણવું.અન્ય જાતિના પ્રેતનું વહન કરે તો,તે તે જાતિનું આશૌચ લાગે, એવું ગૌતમે કહ્યું છે. "નીચ વર્ણ ઉંચ વર્ણને વહન કરે વા ઉંચ વર્ણ નીચ વર્ણને વહન કરે, તો પ્રેતજાતિનું આશૌચ પાળવું." તેમ કોઈ અનાથ બ્રાહ્મણના પ્રેતને બ્રાહ્મણ વહન કરે, તો સ્નાનમાત્ર કરવાનું પારાશરે કહ્યું છે. "અનાથ બ્રાહ્મણના પ્રેતનું બ્રાહ્મણો વહન કરે તો, તેમને પગલે પગલે યજ્ઞનું પુણ્ય લાગેછે; ને તે શુભકર્મ કરનારાને પાપ કે અશુભ પ્રાપ્ત થાય નહિ. પાણીમાં સ્નાનમાત્રથી તેમની શુદ્ધિ થવાનું વિધાન છે."

૭૪૬ તેમ બ્રાહ્મણે ક્ષત્રિયાદિકોને દહનાદિ સંસ્કાર કરવો નહિ. તે વિષે બ્રહ્મપુરાણમાંઃ—"બ્રાહ્મણે કામ, મોહ, ભય કે લોભથી અન્ય જાતિને સંસ્કાર કર્યો, તો તે મરનારની જાતિનો થાય." હવે માત્ર જોડે જવાવિષે મનુઃ—"પોતાની ઈચ્છાથી પોતાની જાતિના કે અન્ય જાતિના પ્રેતની સાથે સ્મશાનસુધી જાય, તો તે સચૈલ સ્નાન કરી અગ્નિસ્પર્શ કરીને ઘી પીવાથી શુદ્ધ થાય." જાતિના એટલે પિતૃના પક્ષના. અન્ય જાતિ એટલે સપિંડસિવાયના. તથાઃ—"બ્રાહ્મણે દ્વિજ વર્ણના પ્રેતને અનુગમન (પાછળ જવું તે) કરવું નહિ, ને કરે તો સ્નાન કરી અગ્નિસ્પર્શ કરીને ઘી પીવાથી શુદ્ધિ થાય." દ્વિજ એટલે ક્ષત્રિયવૈશ્યના પ્રેતનું સ્નેહાદિથી અનુગમન કરે, તો તલાવઆદિના છુટા પાણીમાં સચૈલ (વસ્ત્ર જેટલાં હોય તેટલાં સુદ્ધાં) સ્નાન કરી અગ્નિસ્પર્શ કરીને ઘી પાવાથી શુદ્ધ થાય. આ ઘી પીવારૂપી પ્રાયશ્ચિત્ત સપિંડસિવાયના દ્વિજોના અનુગમનવિષે જાણવું; કારણ કે સપિંડોનુ અનુગમન વિહિત છે, તેથી દોષ નથી. ઘૃતપ્રાશન શુધ્ધિમાટે છે, ભોજનને ઠેકાણે નથી. શૂદ્રના અનુગમનનું ત્રિરાત્ર આશૌચ કહેશે. તેમ રડવાનું પણ આશૌચ કહ્યું છે

૭૪૭ પારસ્કરઃ—"મરનારના બાંધવોની સાથે રડે, તો એક દિવસ ને રાત્રસુધી દાનશ્રાધ્ધાદિ કર્મ વર્જિત કરવું." આ દાનાદિ તજવાનું કહ્યું, તે સચૈલ સ્નાન ન કરે તો જાણવું; કારણકે રડે તો સ્નાનમાત્ર વિજ્ઞાનેશ્વરે કહ્યું છે. મૃતના બાંધવોની સાથે અસ્થિસંચય કરતા પહેલાં રડે ને આંસુ ગાળે, તો સચૈલ સ્નાનથી શુધ્ધિ છે. વિષ્ણુઃ— સંચયન કર્યાપછી સાધારણ સ્નાન કે

આચમનથી શુદ્ધિ શંખ કહેછે. તથાઃ—"સપિંડના પ્રેતને અલંકાર જાણીને કરે, તો પાદકૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત, અને અજ્ઞાનથી કરે તો ઉપવાસ, ને અશક્તિ હોય તો સ્નાનથી શુદ્ધિ થાય," એવું શંખે કહ્યું છે. સ્મૃત્યર્થસારમાં પણઃ—ધર્માર્થે બ્રાહ્મણના પ્રેતને વહન, સ્નાન, અલંકાર, દહનાદિ કરે તો, સચૈલ સ્નાનથી સદ્યઃ શુદ્ધિ થાય.

૭૪૮ અગર સચૈલ સ્નાન ને પ્રાણાયામથી શુદ્ધિ કરવી, એ બ્રાહ્મણવિષે કહ્યું. શૂદ્રના અનુગમન વિષે તો,"જ્ઞાનથી દુર્બલ બ્રાહ્મણે શુદ્રના પ્રેતને અનુગમન કર્યું, તો તે ત્રિરાત્રથી શુદ્ધ થાય. ત્રિરાત્ર ગયાપછી સમુદ્રગામિની નદીમાં જઇ સો પ્રાણાયામ કરી ઘી પીવાથી શુદ્ધ થાય," એવું પરાશરે કહ્યું છે. તથાઃ—ક્ષત્રિય કે વૈશ્યનું અનુગમન કરે કે માણસના લીલા અસ્થિને સ્પર્શ કરે, તો ત્રિરાત્ર આશૌચ લાગે; સૂકું અસ્થિ હોય તો અહોરાત્ર આશૌચ વસિષ્ઠે કહ્યું છે. તથાઃ—ક્ષત્રિય વૈશ્યનું અનુગમન કરે, તો એક દિવસ આશૌચ છે, ને શુદ્રનું અનુગમન કરે, તો પક્ષિણી આશૌચ લાગે. વૈશ્ય શૂદ્રનું અનુગમન કરે, તો એક દિવસ લાગે, એવું સ્મૃત્યર્થસારમાં છે.

ઇતિ અનુગમનાશૌચનો નિર્ણય.

-:(o):-

## અથ વિજાતીય સપિંડાશૌચ નિર્ણય.

ક્ષેત્રજાદિ પુત્રોનું સપિંડપણું છે, તોપણ તેમના જન્મ ને મરણનિમિત્ત આશૌચ દશરાત્ર નથી. તેમના અહોરાત્ર આશૌચ વિષે મનુઃ—"ઔરસસિવાયના પુત્રો ને અન્યને ત્યાં ગયેલી ભાર્યાઓ" મરણ પામે, તો તેમનું આશૌચ અહોરાત્ર રહે. એ વિષે બીજા સપિંડોને આશૌચ ન હોવાનું પ્રજાપતિ કહે છે. "અન્યને આશ્રયે રહેલી પોતાની દારા (સ્ત્રીઓ)અને પરપત્નીના પુત્ર મરણ પામે, તો બીજા સપિંડો સ્નાનથી શુદ્ધ થાય, ને તેમનો પિતા ત્રિરાત્રથી શુદ્ધ થાય."

૭૪૯ વિષ્ણુઃ—"ઔરસસિવાયના પુત્રો અવતરે કે મરે તો, ને પૂર્વે બીજાની ને પછી પોતાની થયેલી સ્ત્રીઓ મરણ પામે કે પ્રસૂત થાય તો," સન્નિધિમાં ત્રિરાત્રથી ને પરદેશમાં એક રાત્રથી શુદ્ધિ થાય, એવી વ્યવસ્થા લેવી.

મરીચિઃ—"પરપૂર્વ પુત્ર ને સ્ત્રીનું સૂતક ને મૃતકનું આશૌચ સપિંડોને એક રાત્ર ને પિતાને ત્રિરાત્ર લાગે." [પરપૂર્વ એટલે પહેલે બીજાની હોય, ને પછી પોતાની થયેલી સ્ત્રી ને તેનો પુત્ર.] જો બ્રાહ્મણના સપિંડો ક્ષત્રિયાદિ હોય, તો બાધાયનાદિકે કહેલા કલ્પને અનુસારે લેવું. તેજ કહેછે કે, "ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર જાતિના,બ્રાહ્મણના સપિંડો થયા હોય, તો તેમના આશૌચની શુદ્ધિ બ્રાહ્મણની દશ દિવસથી થાય. હારીત પણઃ—" અન્ય વર્ણના જન્મમરણઆશૌચની બ્રાહ્મણની શુદ્ધિ દશ દિવસથી થાય; અને બ્રાહ્મણની ક્ષત્રિયાદિકના અનુક્રમે છ, ત્રણ ને એક દિવસથી શુદ્ધિ થાય," એવું વિષ્ણુસ્મૃતિમાં કહે છે. (એનો વિવેક.) ક્ષત્રિયોના વૈશ્ય કે શૂદ્ર સપિંડો હોય, તો સૂતક ને મૃતકની ક્ષત્રિયની શુદ્ધિ અનુક્રમે છ રાત્ર ને ત્રણ રાત્રથી થાય; અને વૈશ્યની શૂદ્ર સપિંડના જન્મમરણાશૌચની શુદ્ધિ છ રાત્રિથી થાય. નીચ વર્ણના ઉંચ વર્ણ સપિંડો હોય, તો તેમના સૂતક કે મૃતક સંબંધી ઉંચ વર્ણની શુદ્ધિ થયેથી નીચ વર્ણની શુદ્ધિ થાય. તેમ જુદી જાતના ભાઇઓ ભાગ વહેંચીને જુદા થયા હોય ને પિતા મરણ પામે, તો પોતપોતાની જાતનું આશૌચ પાળે.

૭૫૦ તે વિષે શંખઃ—"દ્વિજાતિના અસવર્ણ (જુદેજુદી જ્ઞાતિના) પુત્રોએ પોતપોતાની જાતિનું આશૌચ ને ધર્મ પાળવા. કશ્યપઃ—"ચાર વર્ણના ભિન્ન ભિન્ન જાતિના પુત્રો પિતાના એકઠા રહેતા હોય, તો તેમણે પિતાનું આશૌચ પિતાની જાતરું પાળવું; જો પિતાથી જુદા રહેતા હોય, તો પોતપોતાની જાતિનું પાળવું." વિજાતિ માણસનું સપિંડપણું ત્રણ પુરૂષસુધી હોયછે. તે વિષે કહ્યુંછે કે, "માતા ભિન્ન જાતિની ને પિતા ભિન્ન જાતિનો હોય, તેના પુત્રો જુદી જુદી જાતના હોય, તેનું સપિંડીકરણ તો એક રીતરું હોય; પણ આશૌચ પોતપોતાની જાતિરું જુદેજુદું પાળવું; કારણ કે તેનો પિંડ (સપિંડપણું) ત્રણ પુરૂષસુધી પ્રવર્ત્તે છે."[ગ્રંથાર્થ આવી ગયો છે.] પ્રતિલોમ જાતિનારું તો આશૌચજ નથી. પ્રતિલોમ એટલે ધર્મભ્રષ્ટ. "પાખંડ માર્ગને આશ્રય કરીને રહેલા, ચોર, પતિને મારનારી સ્ત્રીઓ, વ્યભિચારીણી સ્ત્રીઓ ને પુરૂષ, સુરાપાન કરનારી સ્ત્રીઓ ને પુરૂષ અને આત્મઘાત કરનારી સ્ત્રીઓ ને પુરૂષ,એટલા આશૌચ ને ઉદકાદિ ક્રિયાના પાત્ર નથી." એ ધર્મભ્રષ્ટ લોકોનું પણ વિધિપૂર્વક

દહન કર્યાપછી આશૌચાદિ પાળવાનું પૂર્વે ચાંડાલાદિ હતના સંસ્કારપ્રકરણ-માં કહ્યુંછે.

## ઇતિ ભિન્ન જાતના સપિંડોના આશૌચનો નિર્ણય.



## અથ અસગોત્રાશૌચ નિર્ણય.

૭૫૧ અસગોત્ર, માતામહ,આચાર્ય અને માંમાઆદિને અતિદેશથી પ્રાપ્ત થયેલું આશૌચ કહેછે. બૃહસ્પતિઃ—"માતામહ, આચાર્ય ને શ્રોત્રિય, એમનું ત્રણ દિવસ આશૌચ લાગે." માતામહ એટલે માતાનો પિતા. ઉપનયન કરીને વેદ ભણાવનારો તે આચાર્ય. તેના પુત્રનું ને પત્નીનું અહોરાત્ર આશૌચ લાગે.તે વિષે મનુઃ—"આચાર્યનું ત્રિરાત્ર ને તેની સ્ત્રી ને પુત્રનું અહોરાત્ર આશૌચ લાગે. વેદની એક શાખાનો સ્વાધ્યાયી (જોડે ભણનારો) શ્રોત્રિય. " ગુણવાન્ શ્રોત્રિયનું આશૌચ ત્રણ રાત્રિ પાળવાનું મનુ કહેછે." એક ગામમાં રેહનારા સબ્રહ્મચારી શ્રોત્રિયનું એકાહ આશૌચછે, એવું આશ્વલાયન કહેછે. સબ્રહ્મચારી એટલે આચાર્યે ઉપનયન કરેલો. [પોતાનો જે આચાર્ય તેજ તેનો આચાર્ય.] તેનું એકાહ કહ્યું; તે સમીપ ન હોય તે વિષે જાણવું, ને સમીપ હોય તો ત્રણદિવસ લાગે.

૭૫૨ તથા યાજ્ઞવલ્ક્યઃ—" ગુરૂ, અંતેવાસી, અનૂચાન, માતુલ ને શ્રોત્રિય, " [ એમનું પૂર્વેના વચનમાં કહ્યાપ્રમાણે આશૌચ જાણવું. ] ગુરૂ એટલે વેદ ભણાવનારો ને મંત્રોપદેશ કરનારો. અંતેવાસી એટલે શિષ્ય. અનૂચાન એટલે વેદના અંગનું વ્યાખ્યાન કરનારો. એ સમીપ મરણ પામે, તો તેમનું અહોરાત્ર આશૌચ છે. જે મુખ્ય ગુરૂ પિતા હોય,તેનું દશરાત્ર લાગે. તેમાં દાન અધ્યયન વર્જિત કરવાનું આશ્વલાયન કહેછે. તથા પ્રચેતાઃ—" યાજ્ય ( કુલ પરંપરાગત યજમાન ) ને ઋત્વિજનું આશૌચ ત્રણ દિવસ લાગે. " સ્મૃત્યર્થસારમાંઃ—માતામહ, ગુરૂ, આચાર્ય, દૌહિત્ર, ભાણેજ, સંબંધી, શ્રોત્રિય, બહુયજ્ઞ ક્રતુકર્મના કરનારા ઋત્વિજ આદિ, ગુણવાન્ હોય ને એક ગામમાં મરે, તો ત્રણ રાત્રિ ને ગ્રામાંતરમાં પક્ષિણી, આશૌચ લાગે. ગુણવાન્ ન હોય, તો એક ગામમાં મરે તો પક્ષિણી, ને બીજા ગામમાં એક દિવસ લાગે. તથા માતુલાદિનું પક્ષિણી આશૌચ, કહ્યું છે.

૭૫૩ મનુઃ—" માતુલ [માંમા ] ને શિષ્ય, ઋત્વિજ, બાંધવ (માતાના પક્ષના), એમનું આશૌચ પક્ષિણી લાગે." પક્ષિણીનું લક્ષણ એવું છે કે, જે રાત્રિને બે બાજુ પાંખોની પેઠે બે દિવસ હેયછે, તે રાત્રિને પક્ષિણી કહેછે. [ સૂર્યોદયથી બીજે દિવસે અસ્તમાનસુધી બાર પ્રહર. તેમાં બે બાજુ બે દિવસના ચાર ચાર પ્રહર ને વચમાં રાત્રિના ચાર પ્રહર આવ્યા. તે બાર પ્રહરની બે પક્ષવાળી રાત્રિને પક્ષિણી જાણવી. એટલે દોઢ દિવસ થયો.] તથાઃ—" સાસુ, સાસરો, બહેન, માંમી, માંમા, માશી અને ફોઈ, એમનું પક્ષિણી રાત્રિ આશૌચ જાણવું. " તથાઃ—" માંમા, સસરો, મિત્ર, ગુરૂ, ગુરૂપત્ની ને માતામહી, એમનું પક્ષિણી આશૌચ છે." માતુલ શબ્દે કરીને માતાના બાંધવો લેવાથી પોતાના બાંધવો ( બહેનબનેવી વગેરે ) પિતૃ બાંધવો ( ફોઈફુવા વગેરે ) એક યોનિસંબંધી જાણવા. તે વિષે ગૌતમઃ—સપિંડસિવાયના યોનિસંબંધવાળા, સહાધ્યાયી (જોડે ભણનારો), એમનું પક્ષિણી લાગે. યોનિસંબંધવાળા એટલે માંમ.નો પુત્ર, માશીનો પુત્ર,, ફોઈનો પુત્ર, ઇત્યાદિ મિતાક્ષરામાં કહ્યા છે.

૭૫૪ તે વિષે સ્મૃતિઃ—" પોતાની ફોઇના પુત્ર, માશીના પુત્ર ને માંમાના પુત્રાદિ, એ આત્મબાંધવો જાણવા; તેમ પિતાની ફોઈનો પુત્ર, પિતાની માશીનો પુત્ર, પિતાના માંમાનો પુત્ર, ઈત્યાદિ પિતાના બાંધવો જાણવા. વળી માતાની ફોઈનો પુત્ર, માતાની માશીનો પુત્ર, માતાના માંમાનો પુત્ર, ઇત્યાદિ માતૃબાંધવો જાણવા. માતાના કાકાના પુત્ર પણ માતૃબાંધવો જાણવા. તેમ પિતાના કાકાના પુત્ર પણ પિતૃબાંધવો જાણવા." તે પિત્રાઈ છે માટે, એ. પિતૃબાંધવોને પક્ષિણીમાં લેવા નહિ. એમનું પક્ષિણી આશૌચ લાગે. દશકમાં તો અન્યોન્યનું પક્ષિણી આશૌચ કહ્યુંછે. તેમ માસો, ફૂવો, એમનું પણ પક્ષિણી કહ્યુંછે. તેમાં શિષ્ટાચારથી નિર્ણય લેવો. છેક સ્વલ્પ સંબંધીનું સ્નાનમાત્ર કરવું. સ્મૃત્યર્થસારમાં તેમ વૃદ્ધ પ્રચેતાઃ—" દૌહિત્રને ને બહેનના પુત્રનો દહનસંસ્કાર કર્યો હોય, તો ત્રિરાત્ર; નહિતો એકરાત્ર આશૌચ લાગે, એવો ધર્મ છે."

૭૫૫ સ્મૃત્યર્થસારમાંઃ—યાજ્ય ( કુલપરંપરાગત યજમાન), ઋત્વિજ [ કુલપરંપરાગત], દૌહિત્ર, જોડે ભણનારો, જોડે જનોઈ દીધેલો, આત્મબાંધવો,

પિતૃબાંધવો, માતૃબાંધવો, શ્વશુર, માતુલ, શિષ્ય, ઉપાધ્યાય, અનૂચાન (વેદાંગનો વક્તા), ગુરૂનો પુત્ર, આચાર્યનો પુત્ર, સારો મિત્ર, બહેનનો પુત્ર,સાસુ, બહેન, માતામહી, માશી, ફોઈ, માંમી, ગુરૂ, આચાર્યની સ્ત્રીઓ, એમનું એક ગામમાં મરણ થાય, તો પક્ષિણી ને અન્ય ગામમાં અહોરાત્ર આશૌચ પ્રાપ્ત થાય; ને જો તેઓ ગુણરહિત (હિતકર્તા ન હોય) હોય તો, એક ગામમાં એકાહ ને અન્ય ગામમાં સ્નાનમાત્ર કરવું. તથા વૃદ્ધપ્રચેતા:–"બહેન ને ભાઈનું, દહનસંસ્કાર થયો હોય તો, ને મિત્ર, જમાઈ, દૌહિત્ર, ભાણેજ, સાળો ને તેનો પુત્ર,એટલાનું સ્નાનમાત્ર કરવાથી સદ્યઃ શુદ્ધિ થાય છે." સદ્યઃ એ અત્યંત ગુણરહિત હોય તે વિષે જાણવું, એવું સ્મૃત્યર્થસારમાં કહ્યું છે. વિષ્ણુઃ—જે સપિંડસિવાયના હોય, તે પોતાને ઘેર મરે, તો તેનું એક રાત્ર આશૌચ છે.

૭૫૬ વૃદ્ધ મનુઃ—"ગામનો ધણી, કુલનો ધણી, શ્રોત્રિય તપસ્વી, ને શિષ્ય, એમના સૂતકની નક્ષત્રદર્શનથી શુદ્ધિ થાય." તથાઃ–"જે રાજાના રાજ્યમાં રહેતા હોઇએ, તે રાજાનું સજ્યોતિઃનક્ષત્ર કે સૂર્યદર્શનસુધી આશૌચ પાળવું." જ્યોતિ એટલે તેજ હોય ત્યાંસુધી, એટલે દિવસે મરે તો સૂર્ય દેખાતા સુધી, ને રાત્રે મરે તો નક્ષત્ર દેખાતાં હોય, ત્યાંસુધીના આશૌચને સજ્યોતિ કહે છે. તથાઃ–" જ્યાંસુધી મરેલાનું શબ ગામમાં રહે, ત્યાંસુધી ગામને આશૌચ રહે; ને ગામ બહાર લેઈ ગયા, એટલે શુદ્ધિ થાય." એ રીતે આશૌચના પ્રકાર બતાવનારાં સ્મૃતિનાં વચનો ખોળી લેવાં.

ઇતિ સગોત્રાશૌચનો નિર્ણય.

-:(૦):-

## અથ સગોત્ર શાવાદિના સંસર્ગ (સંબંધ)નું આશૌચ

તે વિષે વિશેષ અંગિરા કહે છે કે, "જે ગૃહસ્થાશ્રમીને સંસર્ગથી આશૌચ આવે, તેની સ્નાનસંધ્યાદિ ક્રિયાનો લોપ થાય નહિ, ને તે બીજા ઘરનાને લાગે નહિ." તે આશૌચ કેવલ ગૃહસ્થાશ્રમીને એકલાનેજ લાગે;તેના ઘરનાં સ્ત્રીઆદિને ને દ્રવ્યાદિ પદાર્થોને લાગે નહિ. [દાખલો કે, સસરાનું જમાઈનેજ લાગે;પણ તેના ભાઈ કે માતાપિતા વગેરેને લાગે નહિ.]તથાઃ–"મરનારનું ત્રણ માસપછી જ્ઞાન થયું, તો તેનું દશ દિવસનું આશૌચ ત્રણ દિવસ પાળ-

વું; છ માસ પછી પક્ષિણી; નવ માસપછી એક દિવસ અને વર્ષપછી સ્નાન ઉદકદાન કરવા જેટલું આશૌચ પાળવું." એ ત્રિરાત્રાદિ અતિક્રાંત આશૌચ વિષે પણ સંસર્ગાશૌચનો નિર્ણય લેવો.

૭૫૭ એ અર્થ સ્મૃત્યંતરમાં દેખાડયો છે કે, "દશાહ સૂતક દશ દિવસ પાળવાનું તે રહેલું અતિક્રાંત આશૌચ ગૃહસ્થાશ્રામીએ પછવાડેથી જાણ્યું, તો તેને એકલાનેજ તે સૂતક લાગે; ઘરના પદાર્થોને લાગે નહિ," માટે તેના દ્રવ્યથી પુત્રાદિકે પંચમહાયજ્ઞાદિ કરવા. એ વિષે વિશેષ ગરૂડપુરાણમાંઃ—"ઘરનો માલીક પ્રવાસમાં ગયાપછી ઘરનો કોઈ મરણ પામે, તેનું આશૌચ ગયાપછી ઘરના માણસે શ્રાધ્ધનો પ્રારંભ કર્યો; પછી તે માલીક આવીને આશૌચ જાણ્યું, તો તેને અતિક્રાંતઆશૌચ લાગે; તેના ઘરના દ્રવ્યાદિને લાગે નહિ, માટે પુત્રાદિકે આરંભ કરેલુ શ્રાદ્ધ યથાર્થ સમાપ્ત કરવું, ને તે માલીકે દૂર બેસવું." એમાં આરંભ કરેલું એવો શબ્દ છે, તેથી માલીકના અધિકારનું શ્રાદ્ધ પુત્રાદિકે આરંભ કરેલું હોય, તે પુત્રાદિકે સમાપ્ત કરવું; અને આરંભ ન કર્યો હોય, તો માલીકે સૂતકને અંતે કરવું.

## ઇતિ સંસર્ગાશૌચનો ને અતિક્રાંતાશૌચનો નિર્ણય.



## અથ આશૌચમાં કર્મનો નિર્ણય.

૭૫૮ "સૂતકમાં સંધ્યાદિ કર્મનો અને દાન, પ્રતિગ્રહ,હોમ ને સ્વાધ્યાયનો ત્યાગ કરવો." ઈત્યાદિ વાક્યથી સર્વ કર્મના ત્યાગનો પ્રસંગ પ્રાપ્ત થયો. તેમાં કોઈક કર્મ કરવાની આજ્ઞા દેખાડે છે. અહીં સૂતક ને મૃતક બન્ને જાણવાં; કારણકે અપવિત્રતા બન્નેની સરખી છે, તેથી બન્નેને આશૌચ કહેછે. પુત્ર જન્મનિમિત આશૌચમાં પણ વૃદ્ધિશ્રાદ્ધ કરવું. કારણકે "વિવાહમાં, પુત્રજન્મમાં,પિતૃઈષ્ટિ(પિતાની ક્રિયા)અને સોમયાગ,એટલાં કાર્યમાં જનનાશૌચ હોય તોપણ શ્રાદ્ધ કરવું," ઇત્યાદિ વચન છે. માટે "જે દિવસે પુત્રજન્મ થાય, તે દિવસે આશૌચનો દોષ નથી; કારણકે કોઇ પૂર્વજનો જન્મ થાયછે." [મૂલાર્થ આવી ગયો છે.] "અને દેવતાઓપિતરો આવીને ત્યાં તેને બોધ આપેછે, તેથી તે દિવસ પુણ્યરૂપ અને પિતરોના વંશની વૃધ્ધિ કરનારોછે."એમાં દિવસ શબ્દથી રાત્રિ પણ જાણવી. પુત્રજન્મ રાત્રે થયો હોય, તો રાત્રે પણ શ્રાધ્ધદાનાદિ

કરવું; પ્રાપ્ત થયેલા બીજા આશૌચના સન્નિપાતમાં પણ કરવું. તે વિષે પ્રજાપતિઃ—"આશૌચમાં પુત્રજન્મ થાય, તો જાતકર્મના કરનારની તત્કાલ (તેટલા વખતસુધી) શુધ્ધિ થાય; ને બીજું સૂતક આવ્યું હોય, તો પૂર્વાશૌચની શુદ્ધિથી તેની શુદ્ધિ થાય;" [ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.]

૭૫૯ તથા વ્યાસઃ—"સૂવાવડીના ઘરમાં જન્મદા નામની દેવતાઓ રહેછે, તેથી તેમના પૂજનનિમિત્ત જન્માશૌચની પ્રથમ, છઠે ને દશમે દિવસે શુદ્ધિ થાયછે; માટે એ ત્રણે દિવસ જનનાશૌચ તે કર્મ કરવા વખતે પાળવું નહિ." માર્કંડેય પણઃ—"સૂતિકા બાલકનું રક્ષણ કરવાસારૂ રાત્રિએ વિશેષે કરીને ષષ્ઠી દેવીનું પૂજન કરવું; ને રાત્રે જાગરણ તથા જન્મદા નામની દેવતાઓને બલિદાન કરવું; તેમ હાથમાં શસ્ત્ર રાખીને પુરૂષોએ અને સ્ત્રીઓએ નૃત્યગીતવડે કરીને રાત્રે જાગરણ કરવું. દશમે દિવસે તેમજ કરીને જનનાશૌચ પણ પાળવું નહિ." તે રીતે પુત્રજન્મમાં સુવર્ણાદિનો પ્રતિગ્રહ કરવાનો દોષ નથી. તે વિષે યાજ્ઞવલ્કયઃ—"પુત્રજન્મદિવસે બ્રાહ્મણોએ સુવર્ણ, પૃથ્વી, હાથી, ઘોડો, અન્ન, વસ્ત્ર, શય્યા, આસન ઈત્યાદિનો પ્રતિગ્રહ કરવો." તથા પુત્રજન્માશૌચમાં રાંધેલું અન્ન જમવાનો દોષ તેણેજ કહ્યોછે કે, "જન્માશૌચમાં રાંધેલા અન્નસિવાય સર્વ વસ્તુનો પ્રતિગ્રહ કરવો. જો અજાણતે રાંધેલું અન્ન જમે, તો ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું." જન્મનિમિત્ત વા મરણનિમિત્ત આશૌચમાં તેનું પક્વ અન્ન ભોજન કરવાનો નિષેધ યમસ્મૃતિમાં કહ્યોછે.

૭૬૦ "જન્મ ને મરણનિમિત્ત સૂતકીના કુલનું અન્ન જમવું નહિ." [ગ્રંથાર્થ આવ્યો છે.] અહીં દશાહાદિ નાના મોટા સર્વ સૂતકવાળાનું અન્ન નિષિદ્ધ છે; કારણકે આશૌચવાળા બ્રાહ્મણનું જે બીજો બ્રાહ્મણ અન્ન ખાય, તો ખાનારને સૂતકીના જેટલું સૂતક લાગે, એવું વિષ્ણુએ કહ્યુંછે. મનુ પણઃ—"સૂતકીનું અન્ન ખાનારને દશ દિવસ આશૌચ લાગે." એ જાણી જોઇને ખાનાર વિષે જાણવું. જો અજાણતે સૂતકીનું અન્ન ખાધું, તો તે ખાધેલું પચેન થતાસુધી સૂતક લાગે. અંગિરાઃ—"જનનાશૌચીનું અને મરણાશૌચીનું અન્ન દશ દિવસની અંદર જમે, તો ખાધેલું અન્ન પચન થઈ નીચેથી નીકળી જતાસુધી ખાનારો સ્પર્શ કરવા યોગ્ય નથી." સૂતકીનું અન્ન જમ્યાથી સૂતકીના કુલના ન હોય, તેમને દોષ લાગે; સૂતકીના કુલનાને ન લાગે. કારણકે "સૂત-

કાન્નભોજનનો દોષ તેના કુલનાને ન લાગે,એવું મનુ કહેછે." તેમ યમનું પણ વચન છે. સ્મૃત્યર્થસારમાં પણઃ—સૂતકાન્નભોજન ભિન્ન કુલનાનું ન કરવું; એક કુલવાળાનું કરવું, [દશાહાધિકારી સપિંડોએ કરવું,] તેમાં દોષ નથી. અન્ન આપનાર ને જમનાર બન્ને સૂતકને જાણતા ન હોય, તો જમવાનો દોષ-નથી.

૭૬૧ તે વિષે ષટ્ત્રિંશન્મતમાંઃ—"બન્ને જણે સૂતક ન જાણ્યું હોય, તો દોષ નથી. બેમાંથી એક જણે પણ સૂતક જાણ્યુ હોય, તો જમનારને દોષ લાગે." તેમાં જમનારને ભોજનનિમિત્ત દોષ ને આપનારને જમાડવાનો દોષ લાગે; ભોજનનિમિત્ત લાગે નહિ. [*મૂલાર્થ આવી ગયો છે. ] તથા ગરૂડપુરાણમાંઃ—"અન્નનો દાતા ને ભોક્તા બન્નેએ સૂતક ને મૃતક ન જાણ્યું હોય, તો તે સૂતકનો બન્નેને જમવા અને જમાડવા સબંધી દોષ લાગે નહિ."બ્રહ્મપુરાણમાં પણઃ—"સૂતક ને મૃતક દાતા અને ભોક્તા બન્નેના જાણવામાં ન આવ્યું હોય, તો શ્રાદ્ધઆદિનો કરનાર ને શ્રાધ્ધઆદિમાં જમનાર બન્નેને દોષ લાગે નહિ." તેમ ષટ્ત્રિંશન્મતમાં વિશેષ કહેછે કે, "શ્રાદ્ધમાં બ્રાહ્મણ જમેછે, તે વેળા વચમાં યજમાનને સૂતક કે મૃતક આવે, તો બીજાના ઘરના જલથી આચમનાદિ કરવું; એટલે તે જમનારા સર્વે શુધ્ધ છે."

૭૬૨ તથા સૂતકીના કેટલાક દ્રવ્યને આશૌચ લાગતું નથી; તેથી તે પદાર્થો ગ્રહણ કરવા યોગ્ય છે. તે વિષે મરીચિઃ—" મીઠું, મધ, માંસ, પુષ્પ, મૂલ, ફલ, તિલ, ઔષધ, મૃગચર્મ, પોતાની મેળે લીધેલાં પક્વ અને અપક્વ અન્ન, સર્વ જાતનાં પુષ્પ, એટલાને બન્ને પ્રકારનાં આશૌચ લાગતાં નથી." પક્વ એટલે ભક્ષ્ય અન્ન.અપક્વ એટલે કાચા ચોખા વગેરે. પોતાની મેળે એટલે માલીકે આજ્ઞા આપ્યાથી પોતે લીધેલું. આ સૂતકીનું અપક્વ અન્નાદિ ગ્રહણ કરવાનું કહ્યું, તે નિત્ય અન્નસત્ર આપતો હોય, તે સૂતકી વિષે જાણવું; બીજા વિષે નહિ. તે વિષે અંગિરાઃ—" અન્નસત્ર આપનારા સૂતકીનું કાચું અન્ન નિંદિત નથી; ને તેનું રાંધેલું અન્ન જમે, તો ત્રણ રાત્રિસુધી દૂધ પીને રહેવારૂપી પ્રાયશ્ચિત્ત કરવું."પક્વ એટલે રાંધેલું: એ-રીતે અન્નસત્રવાળાનું પણ રાંધેલું અન્ન ગ્રહણ ન કરવું, તો બીજાનું ન ગ્રહણ કરવું, એમાં શું કહેવું ? તથાઃ—" સંકટમાં પડેલો ( દરિદ્રી ) બ્રા

ક્ષણ આમતેમ લોકોને ઘેર જમવાવાસ્તે ફરતો હોય, તે સૂતકીનો પ્રતિગ્રહ કરવાથી કે અન્ન જમ્યાથી પાપયુકત થતો નથી; તે બ્રાહ્મણને અગ્નિ કે સૂર્યતુલ્ય જાણવો. અથ જન્માશૌચમાં સિધ્ધાન્નભોજનના નિષેધના પ્રસંગથી પ્રાપ્ત અને અપ્રાપ્તને કહીને, ફરી જે કંઇક કર્મ કરવાની આજ્ઞા છે, તે કહેછે.

૭૬૩ તે વિષે જે સ્મૃતિઆદિમાં કહ્યું છે કે, "સૂતકમાં સંધ્યાદિ કર્મ કરવાં નહિ" તથાઃ—"હે પાર્થિવ (રાજા), જનનાશૌચ, ભ્રાંતિ, આતુર [અત્યંત શક્તિરહિત માંદો,] ને ભય, એ સિવાય સર્વકાલ પ્રાતઃસાયંસંધ્યાની ઉપાસના કરવાની શાસ્ત્રને ઈષ્ટ છે." ઈત્યાદિ વચનથી આશૌચમાં સંધ્યોપાસનાદિ કરવાનો નિષેધ કર્યો છે; પણ તે નિષેધ દર્ભગ્રહણાદિ વિધિપૂર્વક ન કરવાના અભિપ્રાયનો છે. કારણકે "સૂતક ને મૃતકમાં, તેમ રોગ થયો હોય ત્યારે અને રસ્તામાં, દર્ભ ને જલરહિત માનસી સંધ્યા કરવી." એ વચનથી દર્ભજલગ્રહણાદિ વિધિરહિત સંધ્યા કરવાનું વિધાન છે. હવે વિહિત કર્મનો કંઇ કારણથી ફરી નિષેધ કરે, તો તે કર્મ કરવાનો વિકલ્પ લેવો. [ઈચ્છા હોય તો કરવું, નહિતો નહિ કરવું.] એ વિહિતપ્રતિષિદ્ધન્યાયથી જેમ અતિરાત્ર નામના યજ્ઞમાં વિહિત ને પ્રતિષિદ્ધ ષોડશિ નામના પદાર્થનું વિકલ્પે કરીને ગ્રહણ થાય છે, તેની પેઠે સૂતકમાં માનસી સંધ્યા કરવાનું વિહિત છે, ને તે ન કરવું એવો નિષેધ પણ છે, તો વિહિતપ્રતિષિદ્ધન્યાય લાગુ થવાથી સૂતકમાં સંધ્યા કરવાના વિકલ્પની શંકા ન કરવી. કારણકે "સ્નાન ને સંધ્યાનો પરિત્યાગ કરવાથી સાત દિવસમાં બ્રાહ્મણ શૂદ્રપણાને પામે; માટે સૂતકમાં પણ સ્નાન ને સંધ્યાનો પરિત્યાગ કરવો નહિ." એ સ્મૃત્યર્થસારના વચનથી સંધ્યાવંદન ન કરે, તો શૂદ્રપણાની પ્રાપ્તિ કહી છે, માટે સંધ્યાનો ત્યાગ ન કરવો.

૭૬૪ એજ અર્થ પુલસ્ત્ય કહેછે કે, "સૂતકમાં ને મૃતકમાં મંત્રનો ઉચ્ચાર માનસિક કરીને પ્રાણાયામસિવાયનું સંધ્યાવંદન કરવું." જોકે સંધ્યોપાસનમાં જલનો નિષેધ કર્યો છે, તોપણ ગાયત્રીનો માનસિક ઉચ્ચાર કરીને જલની અંજલિનો પ્રક્ષેપ કરવો (ઉછાળવી), એવું પૈઠીનસિ કહેછે. સૂતકમાં ગાયત્રીથી જલની અંજલિ નાંખીને પ્રદક્ષિણા કરી સૂર્યનું ધ્યાન કરતાં કરતાં નમસ્કાર કરવો. એ વિષે વિશેષ સ્મૃત્યંતરમાંઃ—સંધ્યાને સ્માર્તપણું [સાક્ષા-

ત્ શ્રુતિમાં ન કહેલું હોય,ને સ્મૃતિમાં કહેલું હોય તેને સ્માર્ત કહે છે.] છે, તોપણ તેમાં ગાયત્રીથી જલની અંજલિ આપવી; માર્જનનો વિકલ્પ છે. અથવા યથાશક્તિ પ્રાણાયામ કરીને માનસિક મંત્ર ભણી માર્જનાદિ કર્યાપછી વાણીથી ગાયત્રીમંત્ર ભણીને અંજલિ આપવી. સંધ્યાનો ત્યાગ કરે તો પુલસ્ત્યઃ-"સંધ્યા, ઇષ્ટિ, ચરૂ (સ્માર્તાગ્નિ ઉપર કરેલો ભાત) અને નિત્યહોમ, એ જીવતા હોઈએ ત્યાંસુધી કરવું; સૂતકમાં પણ ત્યાગ કરવો નહિ. ત્યાગ કરે તો અધોગતિને પામે. તેમ સૂતકમાં અગ્નિહોત્રહોમાદિક કરવું."

૭૬૫ તે વિષે મિતાક્ષરામાંઃ-"વૈતાન (અગ્નિહોત્ર)ની ને ઔપાસનની ક્રિયા કરવી; કારણકે તેનો શ્રુતિમાં વિધિ છે." વિતાન એટલે અગ્નિનો વિસ્તાર. તેમાં અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ઈત્યાદિ કરવાની વૈતાન ક્રિયાની દરરોજ ઉપાસના કરવી; અને ઉપાસન એટલે ગૃહ્યાગ્નિમાં કરવાની સાયંપ્રાતર્હોમાદિ ઔપાસનક્રિયા. એ રીતે વૈતાન ને ઔપાસનની વૈદિકક્રિયા કરવી. એ પ્રકારે ઔપાસનહોમ પણ વૈદિક છે, એવું મિતાક્ષરામાંજ પ્રતિપાદન કર્યું છે. એ હેતુથીજ સ્મૃત્યર્થસારમાંઃ-ઔપાસનઅગ્નિમાં કરવાનો સાયંપ્રાતર્હોમ, સ્થાલીપાક ( અગ્નિહોત્રમાં પુનમઅમાવાસ્યાની ઇષ્ટિ થાય છે, તે ઠેકાણે સ્માર્તમાં જે ઈષ્ટિ કરે છે તે. ) ઇત્યાદિ નિત્ય અને નૈમિત્તિકક્રિયા શ્રુતિવિહિત છે, માટે કરવીજ; તેમ શ્રૌતકર્મ કરવાનું કહ્યું, તે પણ નિત્યનૈમિત્તિકપણાના અભિપ્રાયથી છે, એવું જાણવું.

૭૬૬ તે વિષે પૈઠીનસિઃ—અગ્નિહોત્ર સંબંધી કર્મસિવાય બીજાં નિત્ય કર્મ સૂતકમાં ન કરવાં. કોઈના મતમાં શાલાગ્નિ એટલે સ્માર્તાગ્નિસંબંધી કર્મ ન કરવાનું કહ્યુંછે; [વૈતાન એટલે અગ્નિહોત્રનાં કરવાં, ને સ્માર્તાગ્નિનાં કર્મ ને બીજાં નિત્યકર્મ ન કરવાં, એવું કેટલાકનું મત છે.] માટે તેમને વિષે આશૌચ નથી. અગ્નિહોત્રસંબંધી નિત્યકર્મ પોતે કરવાં, એ હેતુથીજ વ્યાઘ્રપાદઃ-"ચંદ્રસૂર્યગ્રહણનિમિત્ત સૂતકસિવાય બીજા સૂતકમાં સ્માર્તકર્મ પોતે ન કરવું; ને શ્રૌતકર્મ સ્નાન કરીને પોતે કરવું. સ્નાન કરવાથી તે કર્મ કરવા જેટલી શુદ્ધિ થાય." અહીં શ્રૌત એવું કર્મનું વિશેષણ ગ્રહણ કર્યું; તેથી સ્માર્તદાનાદિ કર્મ કરવાનું જણાય છે, ને કામ્યકર્મ તો સ્માર્ત છે, તોપણ સર્વ વર્જિત કરવું; અને પિંડયજ્ઞાદિ સ્માર્તકર્મ અન્ય ગોત્રી કને કરાવવું; પોતે ન કરવું.

૭૬૭ તે વિષે જાતૂકર્ણ્યઃ—"સૂતક ઉત્પન્ન થયેથી સ્માર્તકર્મ શી રીતે કરવું કે, પિંડયજ્ઞ, ચરૂ ને હોમ અન્ય ગોત્રી પાસે કરાવવું." પિંડયજ્ઞ એટલે પિંડપિતૃયજ્ઞ. તેમ શ્રવણાકર્મ, આશ્વયુજી ઈત્યાદિ સ્માર્તના સ્થાલીપાક અન્ય કને કરાવવા. શ્રોત પિંડયજ્ઞાદિ કર્મ પણ બીજા પાસે કરાવવાં; કારણકે એટલાં સ્માર્તકર્મ અન્ય ગોત્રી કરે, એવું પૈઠીનસિ કહેછે. [અગ્નિહોત્રમાં પણ સ્માર્તાગ્નિ જુદો હોયછે, તેથી તેના પિંડયજ્ઞાદિ જુદા કરવાનું કારણ છે.] બૃહસ્પતિ પણઃ—"સૂતક ને મૃતકમાં, તેમ શ્રાધ્ધમાં યજમાન જમ્યો હોય તો, અને પ્રવાસમાં જવું પડે તો, બીજા કને હોમાદિ કરાવવું; પણ કર્મ બંધ કરવું નહિ;" અન્ય પાસે કરાવવું.તેમાં પણ '**इदं न मम**' એવું ભણીને જે દ્રવ્યનો ત્યાગ કરવો પડેછે, તે પ્રધાનકર્મ અને ઇષ્ટિમાં યજમાનનું કર્મ યજમાને પોતે કરવું; કારણકે યજમાને કરવાનું કર્મ બીજાએ કરવાથી ફલદાયક થાય નહિ. અને "દાન, પ્રતિગ્રહ, હોમ ને સ્વાધ્યાય કરવો નહિ," એ વચનમાં હોમનો જે નિષેધ કર્યોછે, તે કામ્યહોમનો કે વૈશ્વદેવનો જાણવો.

૭૬૮ એ હેતુથી સંવર્તઃ—બ્રાહ્મણે દશ દિવસ વૈશ્વદેવરહિત રહેવું; કારણ કે જનનાશૌચ ને મરણશૌચમાં પંચમહાયજ્ઞનું વિધાન ન કરવું," એવું વૈશ્વદેવનું વર્જન કહ્યું; અને નિત્યહોમ વિષે "સૂતકમાં કાચા અન્નથી વા-ફલથી હોમ કરવો," એવું તેણેજ ( સંવર્તેજ ) કહ્યું છે. આશૌચમાં દાનાદિકનો નિષેધ છે. તે વિષે સ્મૃત્યર્થસારમાંઃ—દાન, પ્રતિગ્રહ, પંચમહાયજ્ઞ, નિત્યશ્રાધ્ધ, સ્વાધ્યાયાદિક સ્માર્તકર્મનો સૂતકમાં ત્યાગજ કરવો. નિત્યસ્નાનાદિ તો કરવુંજ, એવું તેમાંજ કહ્યું છે. નિત્યસ્નાન, શૌચ, ( જંગલ જવાનું ) આચમન, ભોજન ને તેના નિયમો, અને અપવિત્ર સ્પર્શ કરવા યોગ્ય ન હોય,તેનો સ્પર્શ થયેથી સ્નાન, એ તો કરવાંજ. આશૌચમાં નિત્યસ્નાન કરવું, પણ સ્નાનાંગ તર્પણ ન કરવું; કારણકે અસ્પૃશ્યનો સ્પર્શ થયેથી કરવાના સ્નાનને અંગે તર્પણ કરવાનું કોઇ સ્મૃતિમાં જોવામાં આવતું નથી, તેથી સ્નાનાંગ તર્પણનો નિયમ નથી. અગ્નિહોત્રાદિ કર્મ નિમિત્ત થોડા કાલમાં પણ આશૌચની શુદ્ધિ થવાનું કહ્યું છે.

૭૬૯ સ્મૃત્યંતરમાંઃ—"જે અગ્નિહોત્ર ને વેદયુકત બ્રાહ્મણછે,તે એક દિવસથી શુદ્ધ થાયછે; કેવલ વેદયુક્ત હોય,તે ત્રણ દિવસથી શુદ્ધ થાય અને બેથી રહિ-

ત હોય, તે દશ દિવસથી શુદ્ધ થાય." શંકા કરેછે કે, એ વચનથી અધ્યયન ને અગ્નિહોત્રવાળાની શુદ્ધિ એક ને ત્રણ દિવસથી કહી.અહીં[ અધ્યયન ને અગ્નિહોત્ર એ બે કર્મ કરવામાટે તે શુદ્ધિ કહી કે સર્વ કર્મ કરવામાટે શુદ્ધિ કહી ? જો બે કર્મ કરવામાટે કહી, એવી કલ્પના કરીએ તો,] સર્વ કર્મ કરવામાટે તે એકાહાદિથી શુદ્ધિની કલ્પના કરવાને કેમ ઈષ્ટ નથી ? તેનું ઉત્તર કે, 'શાવાશૌચ દશ દિવસ પાળવું,' એ સામાન્ય વચનથી પ્રાપ્ત થયેલા દશાહસૂતકનો બાધ કરીનેજ 'એક દિવસથી શુદ્ધ થાય' ઇત્યાદિ વચન, શુદ્ધિ વિષે એકાહાદિ દિવસનું વિધાન કરેછે; અને બાધ કરવાનું કારણ અયોગ્યતા છે, માટે જેટલાનો બાધ કરવાથી અયોગ્યતારૂપી દોષ મટતો હોય, તેટલાનોજ બાધ કરવો. [ અગ્નિહોત્ર ને વેદાધ્યયન એ બે શ્રૌતકર્મ દશ દિવસસુધી બંધ રાખવાને અયોગ્ય છે; બીજાં દાનાદિ કર્મ બંધ રાખવાને યોગ્ય છે. ] માટે આ વચનથી કાનેવિષે સૂતકનો બાધ કરવો, એવી આકાંક્ષા થઈ, ત્યારે એ વચનમાં '**अग्निवेद समन्वित:**' એ વિશેષણ બ્રાહ્મણને આપ્યું છે,તેથી અગ્નિહોત્ર ને વેદનો સ્વાધ્યાય, એ બે કર્મમાંજ દશાહસૂતકનો બાધ પ્રાપ્ત થયો; દાન પ્રતિગ્રહાદિ કર્મમાં ન થયો. એવું થયેથી બ્રાહ્મણને વિશેષણ આપેલું અગ્નિવેદ પદ, બ્રાહ્મણે કરવાના અગ્નિહોત્રસ્વાધ્યાયરૂપ કાર્યમાં અન્વિત ( લાગુ ) થયું. દશ દિવસના સૂતકનો આ સંકોચ કર્યો, તે સર્વ વ્યવહાર કરવા વિષે નથી. [બાકીનો સર્વ વ્યવહાર દશ દિવસસુધી ન કરવો, ] એટલો વિચાર કર્યો, એટલે પુષ્કલ થયું. તેમ જન્મ ને મરણાશૌચમાં ચંદ્રસૂર્યગ્રહણ પ્રાપ્ત થયું, તો તે સંબંધી સ્નાન, તર્પણ, શ્રાદ્ધ, દાનાઆદિ કર્મ કરવું; તે ન કરે તો દોષ છે. તેવિષે બૃહસ્પતિઃ—" ગ્રહણમાં ને સંક્રાંતિમાં જો માણસ સ્નાન ન કરે, તો સાત જન્મસુધી કુષ્ઠી [ કોઢના રોગવાળો ] ને દુઃખ ભોગવનારો થાય." વૃદ્ધવસિષ્ઠઃ—" સૂતકમાં ને મૃતકમાં સૂર્યચંદ્રગ્રહણનિમિત્ત સ્નાન કરવું; ન કરે તો મૃત્યુ થાય,ને કરે તો ન થાય."

૭૭૦ અંગિરા પણઃ—"સર્વે વર્ણોએ સૂતક ને મૃતકમાં ગ્રહણનિમિત્ત સ્નાન, શ્રાદ્ધ અને દાન કરવું; એમાં શઠપણું કરવું નહિ."બ્રહ્માંડપુરાણમાંઃ— "આશૌચવાળો પુરૂષ ગ્રહણમાં ગ્રહણનિમિત્ત સ્નાનદાનાદિ કરવાને યોગ્ય છે;" [ગ્રંથાર્થ આવ્યો છે.] કારણ કે જેમ મરણસૂતકથી જન્મસૂતકનો બાધ થાયછે,

તેમ દેવતાઇ ગ્રહણસૂતકથી જન્મ ને મરણ એ બન્ને સૂતકનો બાધ થાય છે. એ અભિપ્રાય લેઇને લિંગપુરાણઃ—"સૂતક ને મૃતકનો ગ્રહણમાં દોષ નથી; કારણકે જ્યાંસુધી ગ્રહણ મુક્ત થયું નથી, ત્યાંસુધી બીજા સૂતકની શુદ્ધિ છે." ષટ્ત્રિંશન્મતમાંઃ—"આશૌચવાળા સર્વે વર્ણોએ ગ્રહણનિમિત્ત સ્નાન કરીને શ્રાદ્ધકર્મ કરવું; અને ભૂતાન્ન એટલે ગ્રહણ થતા પહેલાં રાંધેલું અન્ન (રસોઈ) કોઇએ જમવું નહિ." રાંધેલા અન્ન વિષે વિશેષ સ્મૃત્યંતરમાંઃ—"ગ્રહણ થતા પહેલાં રાંધેલું અન્ન ગ્રહણ પાછી કદાપિ જમવું નહિ; પણ ગ્રહણ થતા પહેલાં તેની ઉપર દર્ભ ઢાંકી મૂક્યા હોય, તો જમવાનો દોષ નથી."

ઇતિ ગ્રહણમાં કર્મનો નિર્ણય.



## અથ મૃત્યધિકારના નાના સૂતકનો નિર્ણય.

૭૭૧ તેમાં વિવાહાદિ મંગલ સૂતક આવે, તો ભોજનનો નિર્ણય. વિવાહાદિ મંગલમાં સૂતક આવતા પહેલાં બ્રાહ્મણોવાસ્તે કરેલું અન્ન બ્રાહ્મણે જમવુંજ. તે વિષે બૃહસ્પતિઃ—"વિવાહ, ઉત્સવ ને યજ્ઞ, એમાં વચ્ચે સૂતક કે મૃતક આવે તો,પૂર્વે સંકલ્પેલું અન્ન જમવાનો દોષ નથી." તેમ બીજો વિશેષ ષટ્ત્રિંશન્મતમાંઃ—"વિવાહોત્સવયજ્ઞમાં વચમાં સૂતક કે મૃતક આવે તો,પારકાએ વિવાહાદિ કરનારના ઘરનું અન્ન આપવું, અને તે બ્રાહ્મણોએ જમવું." પારકા એટલે સૂતકરહિત.તથા વિવાહાદિ ઉપક્રમ કરીને કહેછે કે,"શેષ અન્ન પારકાએ આપ્યાથી આપનારને અને જમનારને સૂતક અડતું નથી," એવું મિતાક્ષરામાં છે. તેમ પૈઠીનસિએ પણ શુધ્ધિ કહીછે કે, "વિવાહ, દુર્ગ (સંકટ),યજ્ઞ, યાત્રા ને તીર્થકર્મ, એટલે ઠેકાણે સૂતક લાગે નહિ; તેમાં યજ્ઞાદિ કરવું." તેમ આરંભ કરેલા વ્રતાદિકમાં વચમાં સૂતક કે મૃતક આવે, તોપણ આરંભેલું વ્રતાદિક કરવું. તે વિષે વિષ્ણુઃ—"વ્રત, યજ્ઞ, વિવાહ, શ્રાદ્ધ, હોમ, અર્ચન (દેવપૂજન), જપ, એમનો આરંભ કર્યાપછી સૂતક કે મૃતક આવે, તો તે લાગે નહિ; આરંભ ન કર્યો હોય તો લાગે."સૂતક શબ્દથી મૃતક પણ જાણવું.વ્રતાદિના આરંભનું લક્ષણ વિષ્ણુએજ કહ્યું છે કે,"યજ્ઞમાં બ્રાહ્મણોનું વરૂણ (વરૂણી) કરે, તેજ આરંભ જાણવો. વ્રત ને સત્ર (અન્નછત્ર) માં સંપલ્ક, વિવાહાદિમાં નાંદીશ્રાધ્ધ અને શ્રાધ્ધમાં રસોઇ તૈયાર થાય,એ આરંભ જાણવો."

૭૭૨ તથાઃ—"યજ્ઞમાં એકવીશ દિવસ, વિવાહમાં દશ દિવસ, ચૌલ ને ઉપનયનમાં ત્રણ દિવસ, ને શ્રાદ્ધમાં રસોઇનો આરંભ, એ રીતે અગાઉ આરંભ કરેલો ઉપયોગમાં આવે," એવું સ્મૃત્યંતરમાં કહ્યું છે. અભ્યંગ (તેલ ને પીઠી ચોળવી તે.) આદિ વિવાહમાં આશૌચ નથી. વળી કથા પ્રમાણે આરંભ થઈ શક્યો નહિ, ને કંઇ કારણથી વિવાહાદિ કર્મ કરવુંજ પડે, એવો પ્રસંગ આવે અને જો કર્તાને આશૌચ આવે, તો કૂષ્માંડમંત્રથી ઘીનો હોમ કરીને વૃદ્ધિશ્રાદ્ધાદિ વિવાહરૂપ મંગલ કરવું. તે વિષે વિષ્ણુઃ—"આરંભ ન કરેલા કર્મની શુદ્ધિમાટે કૂષ્માંડમંત્રથી ઘીનો હોમ કરવો, ને ગોપ્રદાન આપીને પંચગવ્ય પ્રાશન કરવાથી સૂતકી મંગલ કર્મ કરવાસારૂ શુધ્ધ થાય છે." કૂષ્માંડમંત્રો '**यद्देवा देवहेडनं**' ઇત્યાદિ યજુર્વેદમાં પ્રસિદ્ધ છે. આ કૂષ્માંડહોમનું વિધાન સૂતકીને વૃદ્ધિશ્રાધ્ધાદિ કરવાનો અધિકાર થવામાટે છે. વિવાહમાં નાંદીશ્રાદ્ધ કરવું, એ આરંભ કહ્યો છે, માટે તે ન કરે ત્યાંસુધી વિવાહનો આરંભ થાય નથી. વરની ને કન્યાની વરૂણીરૂપી અભ્યંગાદિ વિધિ કરવાથી આરંભ થાય છે, માટે તે ન કરે તો વિવાહાદિ કરવું લોકવિરૂદ્ધ છે; માટે વૃદ્ધિશ્રાધ્ધ કરનારા સૂતકી અધિકારીએ લૌકિક વરૂણ લક્ષણ અભ્યંગાદિ વિધિ કરીને વૃદ્ધિશ્રાધ્ધાદિ કરવું. જે કોઇકે કહ્યું છે કે, આરંભ ન થયેલા કન્યાના વિવાહ વિષેજ કૂષ્માંડહોમનું વિધાન છે, તે કહેવું અયોગ્ય છે.

૭૭૩ કારણકે વચનમાં વર કે કન્યા એવો કંઈ પણ વિશેષ પ્રકાર દેખાતો નથી. તથાઃ—"બ્રાહ્મણોને નિમંત્રણ કર્યું ને શ્રાધ્ધકર્મનો આરંભ કર્યો, તેમાં સ્વાધ્યાયથી વિરામ પામેલા નિમંત્રિત બ્રાહ્મણના શરીરમાં પિતરો રહેવાથી તેને આશૌચ લાગે નહિ." એ રીતે જોકે નિમંત્રિત બ્રાહ્મણને આશૌચ ન લાગવાનું પ્રતિપાદન કર્યું, તોપણ શિષ્ટાચારની પરંપરાને અનુસરવું. તેમ દાનવાસ્તે પૂર્વે સંકલ્પ કરી મૂકેલા દ્રવ્યને આશૌચ લાગતું નથી. "પૂર્વે સંકલ્પ કરીને મૂકેલું દ્રવ્ય આપવાનો દોષ નથી," એવી ક્રતુસ્મૃતિ છે. તેમ વિવાહાદિ ઉત્સવમાત્રમાં આશૌચ નથી. તે વિષે સ્મૃત્યર્થસારમાં કહ્યું છે કે, વિવાહ, યજ્ઞ ને ઉત્સવમાં આરંભ કર્યાપછી વચમાં જન્મમરણાશૌચ આવે તો, તે આશૌચની, પૂર્વે [દાન કરવાનો] સંકલ્પ કરેલું દ્રવ્ય, તેમ આરંભ કરેલાં ચૌલ, ઉપનયન, વિવાહ, સંસ્કારકર્મ, અને પૂર્વે આરંભેલા યજ્ઞ, પ્રતિષ્ઠા, બાગ વ-

-ગેરેનો ઉત્સર્ગ, વૃષોત્સર્ગાદિ યજ્ઞ, યુદ્ધ, યુદ્ધવાસ્તે વિહિત શાંતિકર્મ, કોલ્લા વગેરે, રોગ, રાજભય, દેશમાં અનેક પ્રકારના ઉપદ્રવ, એ રીતે પૂર્વે આરંભ કરેલા વિવાહોત્સવ, સંકટ, યજ્ઞ, યાત્રા. તીર્થ અને યુદ્ધકર્મમાં સદ્યઃ શુદ્ધિ થાય. તે તે પ્રધાનકર્મવાસ્તે તેને અંગે શાંતિકર્મ કરાવવાં, તેમ વ્યાધિઆદિથી મરણાવસ્થા થયેલી હોય, તેની શાંતિમાટે દાન કરવામાં સદ્યઃશૌચ થાય. [સ્નાન માત્ર કરીને શુદ્ધિ થાય]

૭૭૪ મિતાક્ષરામાં પણઃ—"મહા કષ્ટરૂપ આપત્તિ આવી પડે, તો સદ્યઃશૌચ થાય." ઈત્યાદિ નિમિત્તોમાં મુખ્ય આશૌચ પાળવાનો અસંભવ હોય,તો સદ્યઃશૌચરૂપ અનુકૂલતા કહીછે. મહા કષ્ટ એટલે રોગાદિ કારણથી મરણાવસ્થા. તથાઃ—"ઋત્વિજો યજ્ઞની દીક્ષા લેઈને યજ્ઞકર્મ કરનારા, તેમ અન્નસત્ર આપનારા, જનોઇસંબંધીવ્રતવાળા, બ્રહ્મચારી, દાતા અને બ્રહ્મવેત્તા, એમને સદ્યઃશૌચછે. તેમ દાન, વિવાહ, યજ્ઞ, યુદ્ધ, દેશભંગ,કષ્ટ અને આપત્તિ, એટલામાં સદ્યઃશૌચનું વિધાન છે." ઋત્વિજો એટલે યજ્ઞમાં વરણી આપેલા પોતપોતાનું કર્મ કરનાર બ્રાહ્મણો. યજ્ઞ કરવામાટે પહેલાં દીક્ષણાસંસ્કાર કરવો પડેછે, તે પ્રમાણે સંસ્કાર થયો હોય તે દીક્ષિતને, અને યજ્ઞમાં કહેલા કર્મને કરનારાને સદ્યઃશૌચ છે. સત્રી ને વ્રતી જે કહ્યા, તેમને સત્રનું કાર્ય ને વ્રત કરતી વેળા શુદ્ધિ છે; સર્વકાલ નથી. તથાઃ—"નિયમે કરીને રોજ અન્ન આપનારને, તેમ કૃચ્છ્ર ચાંદ્રાયણ વ્રત કરનારને, વ્રતાંગ હોમ અને બ્રાહ્મણભોજન કરતી વેળા શુદ્ધિ છે." તેમ "બીજો કોઈક નિયમ ગ્રહણ કરનારને પણ આશૌચ નથી; [સદ્યઃશૌચ છે.]"

૭૭૫ વળી બ્રહ્મચારી, વાનપ્રસ્થ ને સંન્યાસી, એ ત્રણને સર્વકાલ શુદ્ધિ છે; કારણકે એમને સૂતક ધારણ કરવાવિષે પ્રમાણ નથી. તોપણ સ્મૃત્યર્થસારમાંઃ—બ્રહ્મચર્યાદિ વ્રતવાળા, કંઇ પ્રકારના નિયમવાળા ને નિત્ય અન્ન આપનાર ,એમને જ્યાંસુધી તે કર્મ કરે,ત્યાંસુધી આશૌચ નથી ઋત્વિજોઆદિએ તે વખતે સ્નાન કરવું.યજમાને તો સ્નાન આચમન કરી'[**अमुक देवतायै इदं न मम**]'કહીને દેવતાને નામે ત્યાગ કરવો. તેમ અત્યંત ભૂખથી પીડાયલાને ભૂખનું નિવારણ કરવાવાસ્તે પ્રતિગ્રહ કરવામાં આશૌચનો સંકોચ કરવાને મનુએ કહ્યું છે કે, "કુસૂલધાન્યક,કુંભીધાન્યક, ત્ર્યહક, ઐકાહિક ને અશ્વસ્તનિક."એનો અર્થ

એવો છે કે, કુસૂલધાન્યક (કુસૂલ એટલે કોઠારમાં માય,એટલું ધાન્ય સંગ્રહ રાખનારા) ને દશાહાશૌચછે. કુંભીધાન્યક (કુંભી એટલે હાથીની કે ઉંટની ઉપર જેટલું ધાન્ય ભરાય, તેટલું આશરે આઠ મણ અન્ન ઘરમાં શિલીક રાખનારા) ને ચાર દિવસ આશૌચ લાગે.ત્ર્યહક (ત્રણ દિવસ પુરતું ધાન્ય શિલીક રાખનાર) ને ત્રણ દિવસ લાગે. (એક દિવસ પુરતું રાખે,)તે ઐકાહિકને એક દિવસ આશૌચ લાગે.(એક દિવસ પણ શિલીક ન રાખે અને જે વખતે જેટલું મળે, તેટલાથીજ નિર્વાહ કરતો હોય) તે અશ્વસ્તનિકને સદ્યઃશૌચ છે. 'શ્વસ્' એ શબ્દને સ્તુટ્ આગમ થઈને એટલે શબ્દ જોડાઇને શ્વસ્તનિક શબ્દ થયો; તેના પહેલાં નકાર ને બદલે અકાર જોડયો; એટલે અશ્વસ્તનિક શબ્દ સિદ્ધ થયો. તેનું વ્યાકરણનું સૂત્ર, 'શ્વસ્ સ્તુટ્ ચ' એવું છે,તેથી આજ જમ્યો કે બીજા દિવસસારૂ અન્ન ન હોય, તેને અશ્વસ્તનિક કહેછે.

૭૭૬ આ આશૌચનો સંકોચ, જેની પ્રતિગ્રહસિવાય ક્ષુધાની શાંતિ થતી નથી, [બીજો ઉપાય કરતાં આવડતો નથી,] તને વાસ્તે છે; બીજાને વાસ્તે નથી, એવું જાણવું. આશૌચના દિવસ પૂરા થયેથી તે ઉતરી ગયાપછી સર્વ વર્ણોએ શુદ્ધિનિમિત્ત સ્નાન કરવું. [એવુંજ મૂલમાં સ્પષ્ટ કર્યું છે.] એ વિષે વિશેષ મનુઃ—"બ્રાહ્મણ સ્નાન કરવાથી, ક્ષત્રિય વાહન ને આયુધ (હથીઆર)ને અડવાથી, વૈશ્ય ચાબખો કે ઘોડાની લગામને અડવાથી અને શૂદ્ર પોતાની ક્રિયા કરવાથી શુદ્ધ થાય."ક્રિયા એટલે સ્નાન. એ સર્વ વર્ણને લાગુ છે. [ સર્વ વર્ણોએ સ્નાન કરીને વચનમાં કહ્યા પ્રમાણે અડવાનું કરવું; બ્રાહ્મણ સ્નાન કરીને સંધ્યા વગેરે પોતાનું કર્મ કરવાથી,ને શૂદ્ર સ્નાનમાત્ર કરવાથી શુધ્ધ થાય.] હવે રાજ્યનું કામ ચલાવતી વેળા રાજાને આશૌચ લાગતું નથી. તે વિષે મનુઃ—"રાજાને પ્રજારક્ષણવાસ્તે રાજ્યાસન કરેલું છે, તેની ઉપર તે બેઠો, એટલે તેને સદ્યઃશૌચ થાય." પંચમહાયજ્ઞાદિ કરવાને રાજાને પણ આશૌચ લાગે. તે વિષે પ્રચેતાઃ—"કારૂ, શિલ્પી, વૈદ્ય, દાસી, દાસ, રાજા, અને રાજાના કામદારો,એમને સદ્યઃશૌચ છે." કારૂ એટલે સૂપડાં કરનારા વગેરે; શિલ્પી એટલે ચિતારા,ધોબી વગેરે; એમને પોતાનું કામ કરતીવેળા આશૌચ નથી. શાતાતપઃ—"શિલ્પકારને આદે લેઇને શુદ્રો; દાસી, દાસ, એમને પોતાના માલીકને નવરાવવું, તથા તેના શરીરના કંઇ સંસ્કાર કરવા હોય,

અગર તેના ઘરનું કંઇ કામ કરવું હોય, તે વેળા દોષ નથી. તથાઃ—"વૈદ્ય જે કામ કરે તે બીજાથી થઇ શકે નહિ, માટે તે નાડી જોવા વગેરેમાં અડવાને સર્વદા શુદ્ધ છે." આ કહેલા લોકોથીજ બની શકે, એવા કામમાં તેમને સ્પર્શ કરવો યોગ્ય છે. બીજા ધર્માદિ કામમાં તેઓ શુદ્ધ નથી.

ઇતિ ઉપનયન થયાપછીના મરણાધિકારના નાના પ્રકારના સૂતકનો નિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં પરોપકાર વાસ્તે નાના સૂતકનો નિર્ણય સંપૂર્ણ.



## અથ રજસ્વલાની શુદ્ધિ કહે છે.

૭૭૭ દિવસે રજસ્વલા કે જન્મમરણ થાય, તો તે દિવસથી અશુચિપણું (અપવિત્રપણું) થાય. તે વિષે કાત્યાયનઃ—"સૂર્યોદય થયાપછી સ્ત્રી રજસ્વલા થાય કે કોઇનું જન્મમરણ થાય, તો તે દિવસ ને આવતી રાત્રિ મળીને એક અહોરાત્ર ગણવું." તથાઃ—"રાત્રિના ત્રણ ભાગ કરવા; તેમાં બે ભાગ પૂર્વ દિવસમાં ગણવા, ને ત્રીજો ભાગ સૂર્ય ઉગે તે પછીના બીજા દિવસમાં ગણવો. એ પ્રમાણે રજસ્વલા ને સૂતકવિષે જાણવું." [ રાત્રે રજસ્વલા, સૂતક કે મૃતક થાય, તે વિષે આ વચન છે.] એ રીતે આ બીજો પક્ષ છે, તોપણ "રાત્રે રજસ્વલા કે જન્મમરણ થાય, તો તે રાત્રિ પૂર્વ દિવસમાં ગણવી. સૂર્યોદય થયો નથી, ત્યાંસુધી બીજો દિવસ ગણાય નહિ;" એવું વચન કેટલાક બતાવે છે, ને તે પ્રમાણે વ્યવહાર પણ કરે છે, તોપણ દેશાચાર પ્રમાણે વ્યવસ્થા લેવી. રજસ્વલા ત્રણ દિવસ અશુદ્ધ હોય છે. "ચોથે દિવસે વ્યવહાર જેટલી શુદ્ધ થાય." વ્યવહાર એટલે પતિને અડવા જેટલો જાણવો. દેવ ને પિતૃકર્મમાં તો પાંચમે દિવસે યોગ્ય થાય. તે વિષે સ્મૃત્યંતરઃ—"રજસ્વલા ચોથે દિવસે સ્નાન કરીને પતિના કામભોગ શુદ્ધ થાય; ને દેવપિતૃકર્મમાં પાંચમે દિવસે શુદ્ધ થાય." પાંચમે દિવસે એ શબ્દથી રજ (આભડછેટ) નો નિવૃત્તિકાલ જાણવો, એવો મિતાક્ષરાનો અભિપ્રાય છે. રજની નિવૃત્તિ (ન દેખાવાપણું) ન થઇ હોય તો, "સાત દિવસ પછી પિતૃદેવની પૂજામાં ને વ્રતમાં તે યોગ્ય થાય," એવું ગરૂડપુરાણમાં કહેલું જાણવું.

૭૭૮ તથાઃ—"જ્યાંસુધી રજની પ્રવૃત્તિ હોય [આભડછેટ દેખાતી હોય], ત્યાંસુધી સ્ત્રી સદાચાર (દેવપૂજાદિ) કરવા યોગ્ય નથી; રજ નિવૃત્ત થાય, ત્યારે તે ઘરના ને પતિના કામમાં યોગ્ય થાય." એમાં વિશેષ, સ્મૃત્યર્થસારમાંઃ—રજસ્રાવ ન દેખાય, તો ચાર દિવસથી શુદ્ધિ થાય; ને દેખાવામાં આવતો હોય, તો જ્યાંસુધી દેખાય ત્યાંસુધી અશુધ્ધ રહે. જનનમરણાદિનું આશૌચ તો જે દિવસે જાણવામાં આવે, તે દિવસથી લાગે; પણ રજસ્વલા છે, એવું જાણવામાં ન આવેલું હોય, તોપણ તેણીએ અજાણપણામાં અડેલા પદાર્થને દોષ છે; કારણ કે સર્વ દોષનું નિમિત્ત, તે હોવામાત્રથીજ દોષનું ઉત્પન્ન કરનારૂં છે. સૂતક તો જાણવામાં આવે, તે વખતથી દોષનું ઉત્પન્ન કરનારૂં છે. [કોઈ સ્ત્રી સવારથી રજસ્વલા થઇ હોય, ને તેણે મૂઢતા વગેરે કારણથી જાણ્યું નહિ, કે હું રજસ્વલા છું, અને ઘરમાં કોઇ પદાર્થને અડયાપછી તેણે જાણ્યું કે, હું સવારથી રજસ્વલા થઇ છું, તોપણ તેણે અજાણપણામાં અડેલા પદાર્થ દોષવાળા થાયછે; કારણકે રજસ્રાવ હોવામાત્રથીજ દોષકારક છે. પણ સૂતક તો ઉત્પન્ન થયાપછી કેટલાક કાલસુધી જાણવામાં ન આવ્યું હોય, ને ઘરમાં અડાઅડ કર્યાપછી જાણ્યું કે, મને ફલાણા દિવસથી સૂતક ઉત્પન્ન થયું છે, તોપણ તેણે પૂર્વે અડેલા પદાર્થોને દોષ નથી; કારણકે સૂતક જાણવામાં આવેથી દોષકારક છે. રજસ્રાવની પેઠે ઉત્પન્ન થવામાત્રથી દોષકારક નથી.] સર્વકાલ સૂતક જાણવામાં નજ આવે તો, તે શુદ્ધજ છે. બીજું રજસ્વલાના રજસ્રાવની નિવૃત્તિ થઇને સ્નાન કરી શુધ્ધ થયાપછી ફરી અઢાર દિવસની અંદર રજસ્રાવ થાય, તો અશુદ્ધ થાય નહિ; અઢારમે દિવસે રજસ્રાવ થાય, તો એક રાત્ર અશુધ્ધ રહે; ઓગણીસમે દિવસે થાય તો બે રાત્રિ ને વીશમે દિવસે ત્રણ રાત્રિ અશુદ્ધ થાય.

૭૭૯ તે વિષે અત્રિઃ—"સ્નાન કરી શુદ્ધ થયાપછી ફરી અઢાર દિવસની અંદર રજસ્વલા થાય, તો તે સ્ત્રી અશુદ્ધ નથી. અઢારમે દિવસે એક રાત્રિ, ઓગણીસમે દિવસે બે રાત્રિ, ને વીશમા દિવસથી આરંભીને સર્વકાલ ત્રિરાત્રિસુધી અશુદ્ધ થાય." બીજું "ચૌદ દિવસની અંદર સ્ત્રી રજસ્વલા થાય, તો તે અશુદ્ધ થતી નથી," એવું જે બીજી સ્મૃતિનું વચન છે, તે સ્નાન કરવાના દિવસથી ગણવાના અભિપ્રાયનું છે, [પ્રથમ ઉપર કહેલું અત્રિવચન રજસ્રાવ થવાના દિવસથી ગણવાના અભિપ્રાયનું છે,] તેથી પરસ્પર વિરોધ નથી. મિતાક્ષરા-

માં:—જે સ્ત્રીને વિશ દિવસપછી રજસ્રાવ થવાની બહુધાકરીને ટેવ છે, તેને વીશમે દિવસે રજસ્રાવ થવાથી ત્રિરાત્રિ અશુધ્ધપણું છે; અને આરૂઢયૌવન (ભર જુવાની) વાળી સ્ત્રીને અરાઢ દિવસની અંદર રજસ્રાવ થવાની ટેવ હોય, તેને અરાઢમે દિવસે રજસ્રાવ થવાથી ત્રિરાત્રિ અશુદ્ધપણું છે. તે વિષે વિશેષ સ્મૃત્યર્થસારમાં:—તેરમા દિવસ પછી રજસ્રાવ થવાનો સ્વભાવ હોય, તેને અગિયાર દિવસની અંદર અશુદ્ધપણું નથી. અગિયારમે દિવસે રજસ્રાવ થાય તો એક રાત્રિ, બારમે દિવસે બે રાત્રિ અને તેરમા દિવસથી ત્રિરાત્રિઅશુધ્ધ થાય.

૭૮૦ તેવું થયેથી, રજસ્રાવ થાય તે દિવસથી ત્રણ દિવસ, તે રજસ્વલા સ્ત્રીએ સ્નાન કરવું નહિ. [સ્નાનરહિત બેશી રહેવું.] તેજ કહે છે કે, "રજસ્વલા સ્ત્રી પહેલે દિવસે ચાંડાલી, બીજે દિવસે બ્રહ્મહત્યારી અને ત્રીજે દિવસે રજકી (ધોબણ) જાણવી; ચોથે દિવસે તે શુદ્ધ થાય છે," એવું બીજી સ્મૃતિઓમાંથી જાણવું. તે વિષે વિશેષ અંગિરા:—"રજસ્વલા સ્ત્રીએ હાથમાં કે મૃત્તિકાના પાત્રમાં હવિષ્યાન્ન જમવું; ભૂમિ ઉપર સૂવું, અને ચોથે દિવસે સ્નાન કરીને શુધ્ધ થવું," એવું સ્મૃત્યર્થસારમાં છે. રજસ્વલાએ સાઠ વાર મૃત્તિકાથી પોતાનું અંગ ધોઇને અને ક્ષત્રિયાદિ ક્ષત્રિયવૈશ્યશૂદ્રસ્ત્રીઓએ અનુક્રમે પિસ્તાળીસ, ચોતરીસ ને પચીસ વાર, એ પ્રમાણે એક કરતાં એક ચોથો ચોથો ભાગ કમી મૃત્તિકાથી, અને વિધવાએ પોતપોતાની જાતિથી બમણી મૃત્તિકાથી પોતાનું અંગ ધોઇને નિર્મલ થયાપછી દંતધાવનપૂર્વક સંગવકાલમાં સચૈલ સ્નાન કરવું. અથ રજસ્વલાના ધર્મ વિષે પારાશર કહે છે કે, "કંઈ નિમિત્તથી સ્નાન પ્રાપ્ત થયુ, તો રજસ્વલાએ બીજા પાત્રમાં પાણી લેઇ સ્નાન કરીને વ્રત પાળવું, ને કોઇ પ્રકારથી સાંગોપાંગ સર્વ શરીર પક્ષાળવું; વસ્ત્ર નીચોવવું નહિ, તેમ બીજું વસ્ત્ર ( કાપડું ) ધારણ કરવું નહિ." વ્રત એટલે રજસ્વલાએ કરવાનાં વ્રત.

૭૮૧ તે વિષે સ્મૃત્યર્થસારમાં:—રજસ્વલાએ કાજલ, શરીરે તેલ ચોળવું, સ્નાન, પ્રવાસ, દંતધાવન, નખ કાપવા, દોરીને અડવું, વ્યાપાર (ઘરનું કામ), તાંબૂલ, મધુ (મદ્ય), માંસ, ગંધપુષ્પઆદિ, દિવસે નિદ્રા અને ગ્રહનક્ષત્રતારાનું દર્શન, ઈત્યાદિ તજવું. વસિષ્ઠ:—રજસ્વલાએ કંઈ ખટપટ કરવી નહિ; હસવું નહિ; ધાતુ વિનાના પાત્રથી વા હાથથી કે લાલ રંગના આયસપાત્ર(લોઢાનાં પાત્ર)

થી પાણી પીવું, ઈત્યાદિ ધર્મ છે. એ વિષે ઉશનાએ(શુંક્રાચાર્યે)પણ વિશેષ કહ્યોછે કે, "રજસ્વલાને જ્વર (તાવ) આવે, તો તેની શુધ્ધિ શી રીતે ને કેવા કર્મથી થાય?"એવો પ્રશ્ન કરીને કહ્યું છે કે, "ચોથે દિવસે બીજી સ્ત્રીએ તાવવાળી રજસ્વલાને સ્પર્શ કરીને સચૈલ [માથાબોળ સવસ્ત્ર] સ્નાન કરવું એવું; દશબાર વાર સ્પર્શ કરી કરીને સચૈલ સ્નાન કરવું. [તેથી રજસ્વલા શુદ્ધ થાય; તેને નહાવું પડે નહિ.] પછી (અનુકૂલ દિવસે) આચમન કરી તે વસ્ત્રનો ત્યાગ કરી ફરી સ્નાન કરીને પોતે પણ શુધ્ધ થવું. ત્યારપછી પુણ્યદિવસે યથાશક્તિ દાન કરવાથી તે શુધ્ધ થાય." આ શુધ્ધ થવાનો પ્રકાર રજસ્વલાસિવાય બીજા રોગાતુરવિષે પણ કરવો. પરાશરઃ—"આતુર છે ને તેને સ્નાન પ્રાપ્ત થયું, તો જે સારો માણસ હોય, તેણે આતુરને અડી અડીને સ્નાન કરવું; એવું દશ વાર કરવાથી આતુર માણસ શુધ્ધ થાય."

## ઇતિ રજસ્વલાની શુદ્ધિનો નિર્ણય.



## અથ રજસ્વલા સ્ત્રીઓ પરસ્પર અડે, તેનું પ્રાયશ્ચિત્ત.

૭૮૨ વૃદ્ધ વસિષ્ઠઃ—"એક પતિની કે એક ગોત્રની રજસ્વલા સ્ત્રીઓ જાણતેઅજાણતે અન્યોન્યને અડે, તો સ્નાન કરવાથી શુધ્ધ થાય." જુદા જુદા પતિની, એક કુલની, એક વર્ણની, એક યોનિગોત્રસંબંધવાળી રજસ્વલા સ્ત્રીઓ અજ્ઞાનથી અન્યોન્યને અડે, તો સ્નાનમાત્ર કરવું. તે વિષે માર્કંડેયઃ—"સવર્ણ રજસ્વલાઓ અન્યોન્યને અડે, તો તેજ વખતે સ્નાન કરવાથી શુધ્ધ થાય, એમાં સંદેહ નથી." જ્ઞાનપૂર્વક સ્પર્શ કરે તો, એક રાત્રિ ઉપવાસ કરવો. યોનિગોત્રસંબંધ મળતો હોય ને સવર્ણા હોય, તે અજ્ઞાનથી અન્યોન્યને અડે, તો સ્નાન કરી એક રાત્ર નિરાહાર કરવો. તે વિષે કશ્યપઃ—"બ્રાહ્મણી રજસ્વલાને બ્રાહ્મણી રજસ્વલા અડે, તો એક રાત્રિ નિરાહાર કરીને પંચગવ્યથી શુદ્ધ થાય." પંચગવ્યનું પ્રાશન શુધ્ધ થયાપછી કરવું; અશુદ્ધિમાં તેનો નિષેધ છે. જ્ઞાનપૂર્વક સ્પર્શ કરે તો, સ્વાભાવિક શુધ્ધિ થતાસુધી કંઈ ખાવું નહિ, એવું સ્મૃત્યર્થસારમાં કહ્યુંછે.

૭૮૩ અસવર્ણ (જુદેજુદા વર્ણની) સ્ત્રીઓએ અન્યોન્યને સ્પર્શ કર્યો તો, વૃદ્ધ વસિષ્ઠઃ—"બ્રાહ્મણી અને ક્ષત્રિયની રજસ્વલા અન્યોન્યને અડે, તો

બ્રાહ્મણી કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરે ને ક્ષત્રિયા અર્ધ કૃચ્છ્ર કરે, તો શુધ્ધ થાય. બ્રાહ્મણી ને શુદ્રી અન્યોન્યને અડે, તો બ્રાહ્મણી કૃચ્છ્ર ને શુદ્રી દાન કરેથી શુદ્ધ થાય." દાન એટલે પાદકૃચ્છ્રને બદલે નિષ્કનો ચોથો ભાગ એટલે એક તોલો [ સોનું કે રૂપું દાન કરે.] હવે ક્ષત્રિયાદિ સ્ત્રી વિષે તો, "ક્ષત્રિયા ને વૈશ્યની રજસ્વલા સ્ત્રીઓ અન્યોન્યને સ્પર્શ કરે, તો ક્ષત્રિયા ત્રિરાત્રથી ને વૈશ્યની અહોરાત્રથી [ ઉપવાસ કરવાથી ] શુધ્ધ થાય. તેમાં ક્ષત્રિયા ને શુદ્રી અન્યોન્ય અડે, તો ક્ષત્રિયા ત્રણ રાત્રિથી ને શુદ્રી અહોરાત્ર ઉપવાસથી શુધ્ધ થાય; તેથી નીચ વર્ણની સ્પર્શ કરે, તો સ્વાભાવિક શુધ્ધિ થતાસુધી. અન્ન ખાવું નહિ; જો ખાય તો જેટલા ફેરા ખાય, તેટલા દિવસ વધારે, શુદ્ધિ થયાપછી ઉપવાસ કરવો પડે, ને દાન આપવું પડે.

૭૮૪ સ્મૃત્યર્થસારઃ—" રજસ્વલાને અન્ય જાતિ [ નીચ જાતિ ] ની રજસ્વલાએ સ્પર્શ કર્યો, તો સ્વાભાવિક શુદ્ધિ થતાસુધી [ ચોથા દિવસસુધી ] ભોજન ન કરવું, ને શુધ્ધ થયાપછી સ્નાન કરવાથી શુધ્ધ થાય," એવું પ્રચેતા કહેછે. પતિતચાંડાલાદિનો સ્પર્શ થાય તો, વૃદ્ધ વસિષ્ઠ વિશેષ કહેછે કે, " રજસ્વલાને પતિત, અંત્યજ ( ઢેડ ) અને શ્વપાક (ભંગીયો) નો સ્પર્શ થાય, તો ચાર દિવસસુધી ઉપવાસ કરીને સ્નાન કરી શુધ્ધ થયાપછી પ્રાયશ્ચિત્ત કરવું. "[ગ્રંથનો અર્થ આવ્યો છે.] માર્કંડેય પણઃ—" પતિત, અંત્યજ અને શ્વપાકનો સ્પર્શ રજસ્વલાને થયો હોય, તો, ચોથે દિવસે શુધ્ધ થયાપછી પ્રાયશ્ચિત્ત કરવાનું વિદ્વાનોએ કહ્યું છે." બૃહસ્પતિઃ— " રજસ્વલાને પતિતાદિનો પહલે દિવસે સ્પર્શ થયો હોય તો ત્રિરાત્ર, બીજે દિવસે બે દિવસ અને ત્રીજે દિવસે અહોરાત્ર ઉપવાસ કરવો; ને ચોથે દિવસે નક્તભોજન કરવું." આ પ્રાયશ્ચિત્ત જ્ઞાનપૂર્વક સ્પર્શવિષે જાણવું. અજ્ઞાનથી સ્પર્શ થાય તો, બૌધાયનઃ—"રજસ્વલાને ચાંડાલ, અંત્યજ, કૂતરૂં ને કાગડો, એમનો સ્પર્શ થયો હોય, તો જે દિવસે તે શુદ્ધ થવાની, ત્યાંસુધી [રજ વહેતું હોય ત્યાં સુધી] નિરાહાર કરવો." અહીં અંત્યજ શબ્દ શૂદ્રને માટેછે, તોપણ અંત્યજાદિને વાસ્તે જાણવો. તે વિષે મનુએ કહ્યું છે કે, "રજક, ચર્મકાર (ચામડીયો કે મોચી), નટ, બરટ (સૂપડાં ટોપલા વગેરે કરેછે તે), કૈવર્તભેદ (હોડી હાંકનારા), ભિલ્લ (ભીલડા કાળી વગેરે)ને મેદ (ઢીંમર), એ સાત પ્રકારના અંત્યજો કહેલા છે. બીજા લુહાર, ચામડીયા, સુતાર, સલાટ (પથરાનું કામ કરનાર), કંસારા

(કાંસાનું ને તાંબાનું કામ કરનારા), દરજી કે છીપા ને કલાલ, એ પણ અંત્યજ છે.

૭૮૫ એમાં 'ચ' શબ્દછે, તેથી કૂતરૂં, વરૂ, શિયાળ, વાંદર, ગર્ધવ, ઉંટ, ને ગામનાં ભૂંડ, ઇત્યાદિ. વાયસ એ શબ્દથી કાગડો, મરઘડો, ગીધ, બાજ કે શીચાણો ઈત્યાદિ લેવા. એમનો રજસ્વલાને સ્પર્શ થાય તો, શુદ્ધિદિવસસુધી ઉપવાસ કરવો. એ રીતે સ્મૃત્યર્થસારમાંઃ—"અજ્ઞાનથી ચાંડાલ કે બીજી રજસ્વલાઆદિનો સ્પર્શ થાય, અને અત્યંત અપવિત્ર મલનો કે ઉચ્છિષ્ટનો સ્પર્શ થાય, તો સ્પર્શ થયેલા દિવસથી ઉપવાસ કરવો; તેથી શુદ્ધિકાલમાં શુદ્ધ થાય. એમાં પહેલા દિવસથી સ્પર્શ થયેલી રજસ્વલાએ ભોજન ન કરવાથી અનુક્રમે કાય (પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત પાદ પાદ કમી) કરવું. [પહેલે દિવસે સ્પર્શ થયેલી જમે, તો આખું પ્રાજાપત્ય, બીજે દિવસે પોણું, ને ત્રીજે દિવસે અર્ધું પ્રાજાપત્ય કરવું; એટલે પ્રત્યામ્નાય (રોકડી દક્ષણા) કરવો.] જ્ઞાનપૂર્વક સ્પર્શ થાય, તો પ્રથમ દિવસથી ભોજન ન કરતાં ચોથે દિવસે શુદ્ધ થવું, ને કદાપિ પ્રથમ દિવસે ભોજન ન કરે, તો ત્રિરાત્ર ઉપવાસ કરવો બીજે દિવસે બે રાત્ર ને ત્રીજે એક રાત્ર, એ રીતે નિમિત્તને અનુસારે પ્રાયશ્ચિત્ત કરવું. જે તેનુંજ વચન છે કે, "રજસ્વલાને ગ્રામ્ય એટલે શૂદ્ર, રજક આદિનો સ્પર્શ થયો, કે કુકડો, કાગડો, કૂતરૂં, એમનો સ્પર્શ થયો, તો સ્નાન કરીને ચંદ્રદર્શન થતાસુધી અન્ન જમવું નહિ. કુકડાદિનું જુદું વિધાન છે, તેથી ગ્રામ્ય શબ્દથી શૂદ્રાદિ જાણવા. તે વચન અશક્તિવિષે જાણવું, અથવા જેનું નાનું બાલક હોય, તે વિષે જાણવું. તે વિષે સ્મૃત્યર્થસારમાંઃ—ગમે તેનો સ્પર્શ થાય, તોપણ ધાવણા બાલકવાળી રજસ્વલાએ સ્નાન કરીને શુદ્ધ થવું. પછી ઉપવાસને બદલે નિષ્ક્રય (રોકડા દ્રવ્યથી) પ્રાયશ્ચિત્ત કરવું; બીજીએ શુદ્ધિ થતાસુધી ઉપવાસ કરવો બાલસંતાનવાળી કે અશક્તસિવાયની રજસ્વલા જો ભોજન કરે, તો તે જેટલી વાર જમે, તેટલી સંખ્યા પ્રમાણે તેટલા દિવસ શુદ્ધ થયાપછી ઉપવાસ કે તેને બદલે પ્રત્યામ્નાય કરવો. તેમ ચાંડાલાદિકને અડનારએ રજસ્વલાને સ્પર્શ કર્યો, તોપણ ઉપવાસ ન કરતાં જમે, તો ત્રિરાત્રાદિ ઉપવાસ કરવા.

૭૮૬ તથાઃ—"અશક્તિ હોય તો ઉપવાસાદિને બદલે બ્રાહ્મણોને સુવર્ણ દાન અથવા ભોજન આપવું." એ બદલાનો અનુકલ્પ પૂર્વે કહેલા સર્વ પ્રાય-

શ્ચિત્તોને વિષે પણ કરવો. અથ ઉચ્છિષ્ટ રજસ્વલાના પરસ્પર સ્પર્શ વિષે અત્રિઃ—"રજસ્વલા સ્ત્રીઓ ઉચ્છિષ્ટ હોય, ત્યારે અન્યોન્યને સ્પર્શ કરે, તો બ્રાહ્મણી કૃચ્છ્ર પ્રાયશ્ચિત્તથી ને શદ્રી ઉપવાસ કરીને દાન કરેથી શુદ્ધ થાય." હવે જમતીવેળા રજસ્વલાને કૂતરા વગેરેનો સ્પર્શ થાય, તો વિશેષ સ્મૃત્યંતરમાંઃ—જમતીવેળા રજસ્વલાને કૂતરૂં કે ચાંડાલાદિનો સ્પર્શ થાય, તો શુદ્ધ થયાપછી ગોમૂત્રને યાવક (રાંધેલા જવ કે ચોખાની ચીકણી લાળ જેવી તર આવેછે તે)નો આહાર ૭ દિવસ કરવાથી શુદ્ધ થાય."આ ગોમૂત્રાદિ વિધાન પાંચમે દિવસે નાહીને શુદ્ધ થયાપછી જાણવું. અજીઠો બ્રાહ્મણાદિ સ્પર્શ કરે તો, માર્કંડેયઃ—"કંઇ કારણથી રજસ્વલાએ ઉચ્છિષ્ટ દ્વિજોનો સ્પર્શ કર્યો, તો નાભિથી નીચે ઉચ્છિષ્ટ દ્વિજના સ્પર્શનું અહોરાત્રને ઉપરના ઉચ્છિષ્ટનું ત્રિરાત્ર ઉપવાસવ્રત કરવું." [એ રજસ્વલાનું પ્રાયશ્ચિત કહ્યું.] હવે તે અડેલા બ્રાહ્મણવિષે કહેછે કે, તેજ પ્રાયશ્ચિત તેણે પણ કરવું. એ અજાણતે સ્પર્શ કરનારનું જાણવું; જાણીને કરનારને તેથી બમણું કરવાનું કહ્યું છે.

૭૮૭ તથા રજસ્વલાને વિષે વિશેષ કહેછે. પુલસ્ત્યઃ—"રજસ્વલા સ્ત્રીને કૂતરૂં, શિયાળવું કે કાગડો અડે તો,તે પાંચ રાત્રિ નિરાહાર રહીને પંચગવ્ય પીવાથી શુદ્ધ થાય. નાભિથી ઉપર સ્પર્શ કરે,તો બમણું પ્રાયશ્ચિત્ત કરવું. મોઢે કરે તો ત્રણગણું, મૂર્ધા [માથાની વચમાં તાળવું કહે છે તે] ને કરે તો ચારગણું ને રજસ્વલાસિવાયનાને એ સ્થાનમાં સ્પર્શ કરે, તો સચૈલસ્નાન કરવું." હવે બીજી રજસ્વલા સ્ત્રીને સ્પર્શ કર્યાપછી સ્નાન કર્યાસિવાય પોતાને રજસ્રાવ દેખાયો, તો તે વિષે વિશેષ સ્મૃત્યર્થસારમાંઃ—"સપત્ની (પોતાની શોકય) રજસ્વલાનો સ્પર્શ થઈને તે આભડછેટમાં પોતે રજસ્વલા થાય, તો સ્નાન કરીને સદ્યઃશુદ્ધ થાય." સપત્ની પોતાના વર્ણની કે ઉંચ વર્ણની હોય, તો એક રાત્રિ નિરાહાર રહેવું; નીચ વર્ણની હોય તો પાંચમે દિવસે શુદ્ધ થતાસુધી ઉપવાસ કરીને પછી પંચગવ્ય પ્રાશન કરવું. અથવા ચાંડાલ, સૂતિકા, શબ, શબને અડેલો, ધોબી વગેરે,કૂતરૂં, ગામનાં ભૂંડ ઈત્યાદિનો સ્પર્શ થયાપછી રજોદર્શન થાય, તો પાંચમે દિવસે શુદ્ધ થતાસુધી ઉપવાસ કરીને પછી ત્રિરાત્રાદિ પ્રાયશ્ચિત કરવું. બીજું કોઇ સ્પર્શ કરવા યોગ્ય ન હોય, તેનો સ્પર્શ થઈને રજસ્રાવ દેખાય, તો એક ઉપવાસ કરવો.

૭૮૮ તેમ જનનાશૌચ વા મૃતાશૌચમાં મધ્યે ઋતુદર્શન થાય, તો સ્નાન કરીને જમવું, ને શુધ્ધિ થયાપછી ઉપવાસ કરવો. ઋતુ પ્રાપ્ત થયું ને તેની મધ્યે આશૌચ પ્રાપ્ત થાય, તો સ્નાન કરીને જમવું. અથ વ્રતનો આરંભ કર્યાપછી રજોદર્શન થાય, તે વિષે સત્યવ્રતઃ–"લાંબા દિવસનું વ્રત આરંભ કર્યાપછી વચમાં રજોદર્શન થાય, તોપણ તે વ્રતનો ઉપરોધ ( બંધ ) ન થાય," એવું સ્મૃત્યર્થસારમાં કહ્યું છે. પ્રારંભ કરેલા વ્રતમાં રજોદર્શન થાય, તો વ્રતનો લોપ થાય નહિ. વ્રતને અંગે દેવતાપૂજનાદિ બીજા કને કરાવવું; કૃચ્છ્રાદિ વ્રતવાળી રજસ્વલાએ હવિષ્યભોજનાદિ પોતે કરવું. તે વિષે "રજસ્વલાએ પાંચમે દિવસે શુદ્ધ થઈને પોતે કરવું, ને વચમાં ચાર દિવસ પતિ કે અન્ય પાસે કરાવવું;" એવું કાલાદર્શમાં કહ્યું છે. એ વિષે વિશેષ પ્રકાર છે કે, રજસ્વલાને કૂતરાઆદિએ દંશ કે સ્પર્શ કર્યો, તો પાંચ દિવસ ઉપવાસ કરીને પંચગવ્ય પીને શુધ્ધ થવું. નાભિની ઉપર મુખને કે મસ્તકને દંશસ્પર્શ થયો હોય,તો તેજ પ્રાયશ્ચિત્ત બમણું કરવું, એવું સ્મૃત્યર્થસારમાં કહ્યુંછે.

## અથ રજસ્વલાને ગમન કરે તેનું પ્રાયશ્ચિત્ત.

જે પુરૂષ પોતાની રજસ્વલા સ્ત્રીનું ગમન કરે, તેણે ત્રિરાત્ર ઉપવાસ કરીને અંતે ઘી પીને શુદ્ધ થવું.

૭૮૯ તે વિષે મનુઃ—"રજસ્વલાને ગમન કરનારાએ ત્રિરાત્રિ ઉપવાસપૂર્વક અંતે ઘીનું પાન કરવું; તેથી તે શુધ્ધ થાય." [મૂલાર્થ આવી ગયો છે.] આ પ્રાયશ્ચિત્ત અજાણપણાથી રજસ્વલાને એક વાર ગમન કરવાવિષે છે; ને વારંવાર ગમન કરે, તો સપ્ત રાત્રિ ઉપવાસ શાતાતપે કહ્યોછે. હવે બુધ્ધિપૂર્વક (જાણીને) એક વાર ગમન કરે, તોપણ સપ્ત રાત્રિ ઉપવાસ કરવો. વારંવાર જાણીને ગમનનું અતિ કૃચ્છ્ર પ્રાયશ્ચિત કરવું. તે વિષે સંવર્તઃ–"રજસ્વલાને, ગર્ભવતીને તેમ પતિત સ્ત્રીને ગમન કરવાના પાપની શુદ્ધિમાટે અતિકૃચ્છ્ર પ્રાયશ્ચિત કરવું."ઘણા દિવસસુધી એકસરખું વારંવાર ગમન કરે, તો ત્રણ વર્ષનું પ્રાયશ્ચિત્ત કરવું," એવું સ્મૃત્યર્થસારમાં છે. તેજ પ્રમાણે બુધ્ધિપૂર્વક એકવાર ગમન કરે, તો સાત રાત્રિનું પ્રાયશ્ચિત્ત કરવું. તથાઃ—"સ્ત્રીઓને રોગના કા-

રણથી જે અત્યંત રજસ્રાવ થાયછે, તેથી તે અશુદ્ધ થતી નથી; કારણકે તે રજસ્રાવ વિકારવાળો છે," એવું સ્મૃત્યંતરમાં કહ્યું છે.

ઇતિ રજસ્વલા વિષેનો નિર્ણય સંપૂર્ણ.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં રજસ્વલા શુદ્ધિનો નિર્ણય સંપૂર્ણ.



અથ ગ્રહણનો નિર્ણય.

૭૯૦ રાહુ ચંદ્રનો ને સૂર્યનો ગ્રાસ કરે, તેને ગ્રહણ કહેછે તે રાહુ પૂર્ણિમા ને પ્રતિપદાની સંધિમાં ચંદ્રનો અને અમાવાસ્યા ને પ્રતિપદાની સધિમાં સૂર્યનો ગ્રાસ કરેછે. તે વિષે વૃદ્ધ ગાર્ગ્યઃ—"પૂર્ણિમા ને પ્રતિપદાની સંધિમાં પૂર્ણ મંડલવાળો રાહુ ચંદ્રનો, અને અમાવાસ્યા ને પ્રતિપદાની સંધિમાં સૂર્યનો ગ્રાસ કરેછે." જેટલી ઘડીનું ગ્રહણ હોય, તેમાં પર્વ (અમાવાસ્યા કે પૂર્ણિમા) ના છેવટના ભાગમાં સ્પર્શકાલ, ને પ્રતિપદાના આરંભના ભાગમાં મોક્ષકાલ જાણવો. સ્પર્શકાલથી માંડીને મોક્ષકાલસુધી ગ્રહણની તેટલી ઘડી પુણ્યકાલની જાણવી. તે વિષે બ્રહ્મસિદ્ધાંતમાંઃ—"પર્વના છેવટ ભાગમાં ગ્રહણની જેટલી ઘડી હોય તેટલી, અને પ્રતિપદાના આરંભના ભાગમાં હોયછે, તે સર્વ ઘડી એકઠી કરવાથી જેટલી ઘડી થાય, તેટલી ઘડીનો સૂર્યચંદ્રગ્રહણનો પુણ્યકાલ છે. પર્વ શબ્દે કરીને અમાવાસ્યા ને પૌર્ણમાસી જાણવી.મૂલમાં 'અનેહાઃ' શબ્દથી કાલ જાણવો. ગ્રહણનો સર્વકાલ પુણ્ય છે, એવું મત્સ્ય કહેછે. "સંક્રાંતિ બેસે તે વખતથી પહેલી સોળ ઘડી ને પછીની સોળ ઘડી, અને ગ્રહણની સંપૂર્ણ ઘડી પુણ્યકાલ છે." અથ ગ્રહણ થતા પહેલાં ભોજન ન કરવાનો કાલ બતાવનારાં વચનોમાં પ્રથમ મહાભારતઃ—"ચંદ્રગ્રહણમાં ગ્રહણથી ત્રણ પ્રહર પહેલાં, અને સૂર્યગ્રહણમાં ચાર પ્રહર પહેલાં ભોજન કરવું.એનો,ચંદ્રગ્રહણ થતા પહેલાં ત્રણ પ્રહરની અંદર ન જમવું અને સૂર્યગ્રહણથી પહેલાં ચાર પ્રહરની અંદર જમવું નહિ, એ અર્થ છે. બાલ, વૃદ્ધ ને આતુરવિષે વિશેષ કાલાદર્શમાંઃ—"ચંદ્રગ્રહણમાં પહેલા ત્રણ પ્રહર, ને સૂર્યગ્રહણમાં પહેલા ચાર પ્રહરમાં ભોજન ન કરવું; બાલકઆદિએ પહેલા બે પ્રહરમાં ન કરવું;

૭૯૧ વૃદ્ધ વસિષ્ઠઃ—"બાલ, વૃધ્ધ ને આતુરસિવાયના માણસોએ સૂર્યગ્રહણમાં પહેલા ચાર પ્રહરમાં ને ચંદ્રગ્રહણમાં પહેલા ત્રણ પ્રહરમાં જમવું નહિ." બાલ, વૃદ્ધ ને આતુરોએ એક પ્રહરને આંતરે જમવું, એ અર્થમાં મત્સ્યવચન ભોજનને વાસ્તે દિવસના પાંચ ભાગ બતાવે છે. "સવારનો ત્રણ મૂહુર્ત્ત દિવસ પ્રાતઃકાલ, તે પછીનો ત્રણ મુહૂર્ત્ત સંગવ, પછી ત્રણ મુહૂર્ત્ત મધ્યાન્હ, ત્યારપછી ત્રણ મુહૂર્ત્ત અપરાણ્હ અને પછી છેલ્લા ત્રણ મુહૂર્ત્ત સાયંકાલ જાણવો. તે સાયંકાલ સર્વ ધર્મવિષે નિષિદ્ધ છે." તેનુંજ બીજું વચનઃ—સાયંકાલમાં ગ્રહણ હોય, તો અપરાણ્હમાં ભોજન કરવું નહિ; અપરાણ્હમાં હોય તો મધ્યાન્હમાં ને મધ્યાન્હમાં હોય,તો સંગવકાલમાં ભોજન કરવું નહિ. સંગવમાં ગ્રહણ હોય, તો બીલકુલ ભોજન કરવુંજ નહિ. આ વચન બાલ, વૃદ્ધ ને આતુરવિષે છે. દીપિકા પણઃ-"વૃદ્ધ, આતુર, સ્રીઓ ને બાલકોએ ગ્રહણના પ્રહરથી પહેલા પ્રહરમાં જમવું." હવે રાત્રિએ પ્રથમ પ્રહરપછી ગ્રહણ થાય, તો દિવસે મધ્યાન્હ પહેલાં જમવું; ને રાત્રિના પાછલા ચોથા પ્રહરમાં ગ્રહણ હોય તો, રાત્રિના પ્રથમ પ્રહરથી પહેલાં જમવું.

૭૯૨ તે વિષે વસિષ્ઠઃ-"ચંદ્રનું ગ્રહણ રાત્રિના પહેલા પ્રહર પછી હોય, તો મધ્યાન્હથી પહેલાં, ને પાછલા ચોથા પ્રહરમાં હોય, તો પ્રથમ પ્રહરથી પહેલાં જમવું. [ગ્રંથકારનો અર્થ આવ્યો છે. ] એ વિષે વિશેષ એ છે કે, ચંદ્રનો ગ્રસ્તોદય (દિવસે સાયંકાલે ગ્રહણ થઇને રાત્રે ચંદ્ર ઉગે તે) હોય, ત્યારે દિવસે ગ્રહણ થયું છે, માટે પૂર્વ દિવસે ભોજન કરવું નહિ. તે વિષે કાલાદર્શમાંઃ—ચંદ્રનો ગ્રસ્તોદય હોય તો, પૂર્વ દિવસે જમવું નહિ; શુધ્ધ ચંદ્રનું દર્શન થયેથી જમવું; પણ શુધ્ધ ચંદ્રદર્શન થવાને મધ્યરાત્રિ થાય, તો ન જમવું. આ સ્મૃતિમાં 'અહઃ' શબ્દ છે, તેને **'कालाध्वनोरत्यंत संयोगे'** આ સૂત્રથી દ્વિતીયા વિભક્તિ થઈ છે. હવે જો સૂર્ય રાહુગ્રસ્ત થઇને અસ્ત પામે, તો પૂર્વ દિવસે ને ગ્રસ્તાસ્ત પછી રાત્રે પણ ન જમવું; તેમ ચંદ્ર પણ ગ્રસ્ત થઇને અસ્ત પામે, તો ગ્રસ્તાસ્ત પછીના દિવસે ભોજન ન કરવું. ફરી બીજી તિથિમાં તે ચંદ્ર ને સૂર્ય શુધ્ધ દેખાય, ત્યારે સ્નાન કરીને ભોજન કરવું. તે વિષે કાલાદર્શમાંઃ—"સૂર્યચંદ્ર ગ્રસ્ત થઈને અસ્ત પામે, તો બીજે દિવસે શુધ્ધ થઈને ઉદય થાય, ત્યારે માણસે સ્નાન કરીને જમવું." માણસે એટલે સર્વ વ-

ર્ણોએ. મનુ પણઃ-ગ્રહણ મુક્ત થયાસિવાય ચંદ્ર ને સૂર્ય અસ્ત પામે, તો ફરી બીજે દિવસેં તેમની શુદ્ધિનાં દર્શન કરી સ્નાન કરીને જમવું.

૭૯૩ એજ અર્થને માર્કંડેયઃ-"ચંદ્રનું કે સૂર્યનું જે દિવસે ગ્રહણ હોય, તે દિવસે ગ્રહણ પહેલાં જમવું નહિ; અને ગ્રસ્ત થઇને અસ્ત થયો હોય, તો ફરી ઉદય થઈને શુદ્ધનાં દર્શન થયાસિવાય જમવું નહિ; શુધ્ધનાં દર્શન કરી સ્નાન કરીને જમવું. તથા ગાર્ગ્યઃ—" સંધ્યાકાલે ચંદ્રનું ને સૂર્યનું ગ્રહણ થાય, તો તે દિવસે અને રાત્રે કદાપિ ભોજન કરવું નહિ." એનો એવો અર્થ છે કે,ચંદ્ર ગ્રસ્તાસ્ત થાય, તો ગ્રસ્તાસ્ત પછીને દિવસે, અને સૂર્ય ગ્રસ્તાસ્ત થાય તો ગ્રસ્તાસ્ત પછીની રાત્રે ભોજન કરવું નહિ. એમાં કદાચન શબ્દ છે, તેનો અર્થ એ છે કે,ધારણાપારણા વ્રત કરનારને અને પૌર્ણમાસી આદિ તિથિનક્ષત્રનિમિત્ત વ્રત કરનારને પણ પૂર્વ વચનમાં કહેલો નિષેધ છે. [ધારણાપારણા કરનારને અને તિથિનક્ષત્રનિમિત્ત વ્રત કરનારને વ્રતભંગના ભયથી પારણા કરવાસિવાય છૂટકો નથી; માટે જલપારણાદિ પૂર્વે કહેલો અનુકલ્પ લેવો. પૂર્વ વચનનો બાધ એને લાગુ નથી.] એવું કલ્પાદર્શમાં વ્યાખ્યાન છે. તેમ "સાગ્નિકને તો પત્ની ને યજમાને વ્રાત્ય (અન્વાધાનવ્રત વાસ્તે કહેલા પદાર્થનું) ભોજન કરવું." તેમ "વ્રતરહિતનું હોમેલું દ્રવ્ય દેવતાઓ જમતા નથી." એ બે શ્રુતિથી સાગ્નિકને વ્રાત્યભોજન પ્રાપ્ત થયું; કારણ કે શ્રુતિનો ને સ્મૃતિનો પરસ્પર વિરોધ આવે, ત્યાં શ્રુતિ બલવતી છે, તોપણ ગ્રહણભોજનની ઘણીજ નિંદા જોવામાં આવેછે, માટે સાગ્નિકે ભોજન કેમ થાય, એવી શંકા ઉત્પન્ન થઇ.

૭૯૪ તેનું ઉત્તર કે, "સંધ્યાસમયમાં ચંદ્ર કે સૂર્યને રાહુ ગ્રાસ કરે, ત્યારે આતુર, સ્રીઓ ને બાલકસિવાય બીજાએ તે દિવસે જમવું નહિ." એ સ્મૃતિના વચનથી જેમ આતુરઆદિને ભોજન કરવાનું કહ્યું છે, તેમ શ્રુતિના બલથી સાગ્નિકને કંઈ વ્રતની સિધ્ધિવાસ્તે વ્રતની સિધ્ધિ કરનારૂં સ્વલ્પ ભોજન કરવું યોગ્ય છે. અથવા ગ્રહણની છેક સમીપ વ્રતનો કાલ આવેથી વ્રતભોજનને ઠેકાણે જલપાન કરવું; તેથી વ્રતસિધ્ધિ થાયછે, એવું કેટલાક કહેછે. સૂર્ય ગ્રસ્તાસ્ત થાય, ત્યારે ગ્રહણથી પહેલે દિવસે ને પછીની રાત્રિએ, અને ચંદ્ર ગ્રસ્તાસ્ત થાય તો, ગ્રહણથી પહેલી રાત્રિએ ને

પછીને દિવસે, એ રીતે અહોરાત્ર જમવું નહિ. તે વિષે વિષ્ણુધર્મમાં:—"ચંદ્ર ને સૂર્ય ગ્રસ્ત થઇને અસ્ત પામ્યા, તો પૂર્વાપર અહોરાત્ર જમવું નહિ. તે ગ્રહણથી મુક્ત થયા, એવું જોઈને સ્નાન કરીને ભોજન કરવું." સૂર્યગ્રસ્તાસ્ત થાય, તો ગ્રહણથી પહેલાં જમવાવિષે આગળ કહીશું.

૭૯૫ શંકા કરેછે કે, જ્યારે મેઘનું વાદળ આવ્યાથી ચંદ્રનું કે સૂર્યનું ગ્રહણ છૂટેલું જોવામાં આવતું નથી, ત્યારે ભોજન નહિ થાય. [કારણ કે શુદ્ધનાં દર્શન થયા સિવાય ભોજન ન કરવા વિષે પૂર્વ વચનમાં છે.] તેનું ઉત્તર કે સાંભળ. નેત્રથી સ્પષ્ટ જોવાયા જોઇએ એવું નથી; શુદ્ધનું દર્શન એટલે શુદ્ધ જાણવામાં આવવા જોઇએ, એવું છે. તે વિષે વૃદ્ધ ગૌતમ:—"ચંદ્રસૂર્યના ગ્રહણમાં તે દિવસે ગ્રહણ પહેલાં ભોજન કરવું નહિ; ને પછી રાહુમુક્ત ચંદ્રસૂર્ય થયા, એવું જાણીને સ્નાન કરી જમવું. ફરી શંકા કરેછે કે, એવું હોય તો ગ્રસ્તાસ્તમાં પણ શાસ્ત્રથી ગ્રહણમુક્ત થવાનું જાણવામાં આવેથી, મુક્ત થયું કે તરતજ, જમવાનું પ્રાપ્ત થાય. તેનું ઉત્તર કે, એમ નહિ. 'અહોરાત્ર જમવું નહિ.' તેમ 'જ્યાંસુધી તેમનો ઉદય ન થયો હોય,' એ બે વચનથી ઉદય થયાપછીજ ભોજન કરવું; મુક્ત થયાપછી નહિ. સૂર્યગ્રહણમાં વિશેષ કહેછે કે, સૂર્ય ગ્રસ્તાસ્ત થાય તો ઉપવાસ ન કરવો. તે વિષે સ્મૃત્યંતરમાં:—"સાયાન્હ કાલમાં સૂર્યગ્રહણ હોય તો, સંગવકાલમાં ભોજન કરવું; શારદકાલમાં હોય તો, સંગવકાલથી પહેલાં અને મધ્યાન્હમાં હોય તો ગ્રહણ છૂટયા પછી ભોજન કરવું; પરંતુ સૂર્યગ્રહણમાં ઉપવાસ કરવો નહિ." શારદકાલ એટલે અપરાણ્હકાલ. "જે અપરાણ્હ તે આ યજ્ઞમાં શારદ છે," એવી શ્રુતિ છે. ગ્રહણ છૂટયા પછી દિવસ શેષ રહે તેમાં જમવું; પહેલાં નહિ. આ ઉપવાસનો નિષેધ પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીવિષે છે. તે વિષે જૈમિનિ:—"રવિવારે, સંક્રાંતિમાં અને ચંદ્રસૂર્યના ગ્રહણમાં પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીએ ઉપવાસ ને તેના પારણા ન કરવાં." હવે દિવસે ચંદ્રગ્રહણ ને રાત્રે સૂર્યગ્રહણ છે, એવું શાસ્ત્રથી સમજવામાં આવે, તોપણ તે દેશાંતરમાં છે; તેથી નિષ્ફલ છે માટે તે નિમિત્ત સ્નાનદાનાદિ કરવું નહિ.

૭૯૬ તે વિષે ષટ્ત્રિંશન્મતમાં:—"સૂર્યગ્રહણ રાત્રે ને ચંદ્રગ્રહણ દિવસે આવે, તો તે નિમિત્ત સ્નાન કે દાન કરવું નહિ." આ વચનમાં રાત્રિ ને દિવ-

સ શબ્દનું ગ્રહણ કર્યું છે, માટે તેથી ઉલટું એટલે રાત્રે ચંદ્રગ્રહણ ને દિવસે સૂર્યગ્રહણ છે, એવું નિશ્ચયે કરીને જ્યોતિઃ શાસ્ત્રથી જાણવામાં આવે, ને મેઘનાં વાદળ વગેરેથી જોવામાં ન આવે, તોપણ સ્નાનદાનાદિ કરવું, એવું સમજાય છે. જે વચન છે કે, "ચંદ્ર કે સૂર્ય રાહુગ્રસ્ત થયો હોય, તેને જોવાથી અક્ષય્ય પુણ્ય થાય છે; તેમ રવિવારનો યોગ હોય તો, વિશેષે કરીને પુણ્યકારક છે." આ માર્કંડેયવચનમાં જોવાથી એટલે નેત્રે કરીને જોવાથીજ સ્નાનાદિ કરવું; કેવલ શાસ્ત્રથી જાણીને ન કરવું, એવું કોઈકે નિરૂપણ કર્યું છે. તે કહેવું વાદળ રહિત જોવા યોગ્ય આકાશમાં પણ જણાય નહિ, તે વિષે જાણવું; અગર શાસ્ત્રમાંજ સંદેહ હોય તો તે વિષે જાણવું, એ અભિપ્રાય છે. માટે શાસ્ત્રથી જેટલા કાલસુધી ગ્રહણ કહ્યું હોય, તેટલો કાલ પુણ્ય છે.

૭૯૭ "ગ્રહણકાલમાં ભોજન કરવું નહિ; ગ્રહણ મુક્ત થયાપછી સ્નાન કરીને ભોજન કરવું, અને ગ્રસ્તાસ્ત હોય તો, બીજે દિવસે ફરી ઉદય થયેથી શુધ્ધ ચંદ્રસૂર્યને જોઈને સ્નાન કર્યાપછી જમવું" ગ્રહણકાલમાં ભોજન કરે તો, શાતાતપઃ—"નવશ્રાદ્ધમાં, ગ્રામયાજકનું, ગ્રહણમાં સ્ત્રીના પ્રથમ ગર્ભાધાનનિમિત્ત, અન્ન જમે તો ચાંદ્રાયણ પ્રાયશ્ચિત કરવું. ગ્રહણસિવાયના નિષિધ્ધકાલમાં ભોજન કરે તો, કાત્યાયનઃ—ચંદ્રસૂર્યગ્રહણમાં ભોજન કરે તો, પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થાય; ને તેજ દિવસે ભોજન કરે તો, ત્રિરાત્રવ્રત કરવાથી શુધ્ધ થાય." અહીં છેક ગ્રહણનો સમીપ કાલ ને તેથી કંઇ દૂર કાલમાં ભોજન વિષે પ્રાજાપત્ય ને ત્રિરાત્રની વ્યવસ્થા કરવી. પુત્રવાન્ ગૃહસ્થાશ્રમીસિવાયના લોકોને ગ્રહણના પહેલાં ઉપવાસ વિષે ગાલવઃ—"જે ચંદ્રસૂર્યગ્રહણનિમિત્ત ત્રિરાત્ર ઉપવાસ કરીને વિધિપૂર્વક સ્નાનદાન કરે, તે બ્રહ્માની સાથે સુખ ભોગવે; ને એક રાત્ર ઉપવાસ કરીને સ્નાનાદિ કરે તો, સાપ કાંચળી કાઢી નાખે છે તેમ, તેની પાપરૂપી કાંચળી નીકળી જાય. ગ્રહણમાં વિશેષ વ્યાસ કહે છે કે, "રવિવારે સૂર્યગ્રહણ ને સોમવારે ચંદ્રગ્રહણ આવે, તેને ચૂડામણિ નામે યોગ કહે છે; તેમાં દાનાદિનું અનંત ફલ મળે. બીજા વારમાં ચંદ્રસૂર્યગ્રહણનું જે પુણ્ય કહ્યું છે, તે કરતાં ચૂડામણિગ્રહણમાં કોટિગણું પુણ્ય થાય છે.

૭૯૮ વળી બીજો વિશેષ કહેછે. દર્શશ્રાધ્ધ ને સાંવત્સરિકશ્રાધ્ધ સિદ્ધાન્ન-

થી કરવાનું પ્રાપ્ત છે, તેમાં ગ્રહણનો સંભવ થયો અને જમનાર બ્રાહ્મણ મળતા નથી, તો તે વિષે ગોભિલઃ—સૂર્યગ્રહણ, દર્શ ને પ્રત્યાબ્દિક પ્રાપ્ત થયું, તે સિદ્ધાનથી કરવાનો અસંભવ હોય, તો પુત્રે આમાન્નથી વા સુવર્ણથી શ્રાદ્ધ કરવું." બ્રાહ્મણ મળે તો જમનારને દોષ અને કર્ત્તાનો અભ્યુદય (કલ્યાણ) છે, એવું મિતાક્ષરામાં છે. દર્શ શબ્દથી પૌર્ણમાસી પણ લેવી.

ઇતિ ગ્રહણમાં ભોજનનો નિર્ણય.



અથ ગ્રહણમાં કરવાનું [કર્તવ્ય] કહેછે.

ગ્રહણમાં પહેલાં સ્પર્શનિમિત્ત સ્નાન કરવું. તે વિષે બ્રહ્મવૈવર્તમાંઃ—"ગ્રહણના આરંભમાં સ્નાન કરવું ને મધ્યભાગમાં હોમ તથા દેવપૂજન કરવું." તથા બીજું વચનઃ—ગ્રહણનો સ્પર્શ થાય, ત્યારે સ્નાન કરવું; અર્ધો ગ્રાસ થાય, ત્યારે હોમ કરવો; મોક્ષ થવા માંડે, ત્યારે દાન, ને મુક્ત થયાપછી સ્નાન કરવું." સ્નાન ન કરે તો દોષ છે. વૃદ્ધ વસિષ્ઠઃ—ગ્રહણમાં ને સંક્રાંતિમાં તે નિમિત્તનું સ્નાન ન કરે, તો સાત જન્મસુધી કુષ્ટરોગી અને દુઃખી થાય." સ્નાન કરવાને સ્પર્શકાલ શ્રેષ્ઠ, મધ્યકાલ મધ્યમ અને મોક્ષકાલ કનિષ્ટ છે.

૭૯૯ તે વિષે વ્યાસઃ—સ્પર્શકાલમાં સ્નાન કરવાથી દેવ ને પિતરો, મધ્યકાલમાં માણસો અને મોક્ષકાલમાં રાક્ષસો તૃપ્ત થાય." સંપૂર્ણ ગ્રહણનો કાલ પુણ્યરૂપ છે, તોપણ સ્નાનાદિમાં સ્પર્શકાલ શ્રેષ્ઠ છે, એ અભિપ્રાય છે. ગ્રહણમાં ગંગાદિ મહા નદીઓમાં સ્નાન કરવું, તે વિષે વૃદ્ધ વસિષ્ઠઃ—"ગ્રહણમાં લક્ષગણું ને સૂર્યગ્રહણમાં દશ લક્ષગણું સ્નાનનું ફલ છે. તેમાં જો ગંગાની પ્રાપ્તિ થાય, તો ચંદ્રગ્રહણમાં કોટિગણું ને સૂર્યગ્રહણમાં દશ કોટિગણું સ્નાન કરવાનું ફલ છે." વળી "કોટિસંખ્યા ઉત્તમ ગોપ્રદાનો આપ્યાથી જે ફલ પ્રાપ્ત થાય છે, તે ફલ ચંદ્રગ્રહણમાં ગંગાસ્નાન કરવાથી મળેછે. સૂર્યગ્રહણમાં ગંગાસ્નાનનું ફલ દશ કોટિગણું થાય છે, એવું કહ્યુંછે." કોટિ એટલે કોટિગણું. ને દશસંખ્યા એટલે દશ કોટિગણું. તથા મત્સ્યપુરાણમાંઃ—"સૂર્યગ્રહણમાં સ્નાન કરવાસારૂ ગંગા, કનખલ, પ્રયાગ, પુષ્કર ને કુરૂક્ષેત્ર, એ તીર્થો પુણ્યરૂપ છે." બ્રહ્મપુરાણમાંઃ—"ગંગા, ગોદાવરી ને સરસ્વતી, એ ત્રણ નદીઓ મહા પુણ્યદાયી છે. શિવના અંશથી 'ગાં' એટલે પૃથ્વી ઉપર 'ગ' એટલે પ્રાપ્ત થઈ, માટે તે-

ને ગંગા કહીછે." એ ત્રણ નદીઓની પ્રાપ્તિનો અસંભવ હોય તો, "અન્ય મહા નદીઓમાં, અન્ય તીર્થોમાં વા સમુદ્રમાં [ગ્રહણસ્નાન ઉત્તમ છે.]" તે ન મળે તો, વાપી આદિમાં સ્નાન કરવું, તે વિષે શંખઃ—"વાપી, કૂવો, તલાવ, પર્વતમા પાણીનું ઝરણ, નદી, નદીઓમાં દેવખાત (દેવતાઓએ કરેલો કુંડ જેવો ખાડો), તલાવડી, ઉદ્ધૃત જલ ( કૂવા આદિમાંથી કાઢી લીધેલું પાણી) અથવા ઉંના પાણીથી સૂર્યચંદ્રગ્રહણમાં સ્નાન કરવું." ઉષ્ણોદકથી સ્નાન આતુર વિષે જાણવું. તે વિષે વ્યાસઃ—"એક તો સૂર્યના કિરણથી પવિત્ર થયેલું ને ફરી અગ્નિના સંયોગથી પવિત્ર થયું; માટે વ્યાધિઆદિથી આતુર થયેલા માણસે ઉષ્ણોદકથી સ્નાન કરવું. ગ્રહણમાં ગમે તે જલથી સ્નાન કરે, તો ગંગાસ્નાન સમાન છે. તે વિષે વ્યાસ કહે છે.

૮૦૦ "ચંદ્રસૂર્યગ્રહણમાં સર્વ જલ ગંગા સમાન, સર્વ બ્રાહ્મણો વિષ્ણુસમાન અને સર્વ દાન ભૂમિદાન સમાન છે." સ્નાન કરીને શ્રાદ્ધ કરવું, તે વિષે લિંગપુરાણમાંઃ—"જેટલા કાલસુધી વ્યતીપાત હોય ને જેટલા કાલસુધી ચંદ્રસૂર્યગ્રહણ હોય, તેટલો કાલ ગજચ્છાયા છે, માટે તેમાં પિતૃઓને આપેલું શ્રાદ્ધાદિ અક્ષય્ય થાય." મહાભારતમાંઃ—"ગ્રહણમાં ગરીબ માણસે સર્વસ્વથી પણ શ્રાદ્ધ કરવું; પણ નાસ્તિક બુદ્ધિથી ન કરે તો, કાદવમાં ચોંટેલી ગાય જેમ પીડાય છે, તેમ તે પીડાય છે. ઋષ્યશૃંગ પણઃ—"ગ્રહણમાં જે વિધિપૂર્વક શ્રાદ્ધ કરે, તેણે સંપૂર્ણ પૃથ્વીનું દાન બ્રાહ્મણને આપ્યું." વિધિપૂર્વક એટલે ગ્રહણમાં આમાન્નથી વા સુવર્ણથી શ્રાદ્ધ કરવું. "ચંદ્રસૂર્યગ્રહણમાં સૂતક કે મૃતક હોય, તોપણ સ્નાનદાનાદિ કરવાનો દોષ નથી; કારણકે જ્યાંસુધી ગ્રહણ મુક્ત થયું નથી, ત્યાંસુધી સૂતકીની તત્કાલ શુદ્ધિ છે." એ રીતે જન્મ ને મરણનિમિત્ત આશૌચમાં ગ્રહણનિમિત્ત શ્રાદ્ધદાનાદિ કરવું, એવું પહેલાં સૂતકમાં કર્માધિકારીના નિર્ણયપ્રકરણમાં કહ્યું છે. ગ્રહણમાં સંધ્યાકાલે ને રાત્રિમાં પણ શ્રાદ્ધ કરવું, તે વિષે વિષ્ણુઃ—"સંધ્યાકાલે ને રાત્રે વિચક્ષણ પુરૂષે કદાપિ શ્રાદ્ધ કરવું નહિ; પણ ગ્રહણ હોય, તો તે બન્ને કાલમાં પણ કરવું."

૮૦૧ દેવલ પણઃ—"જે રીતે સૂર્યગ્રહણમાં દિવસે સ્નાનદાનાદિ કરવાનું, તે રીતે ચંદ્રગ્રહણમાં રાત્રે કરવું." કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણનિમિત્ત કરેલું

શ્રાદ્ધદાનાદિ અત્યંત સમૃદ્ધિવાળું થાય, તે વિષે સુમતિને માર્કંડેય કહે છે કે, "જે નર કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણનિમિત્ત સ્નાન કરીને શ્રાદ્ધાદિ કરે, તે અનંત (અક્ષય્ય) થાય છે." એવું કહીને ફરી કહેછે કે, "ભાઈ, હવે તું મનમાં શું ચિંતન કરે છે.? જો એવું ચિંતન કરતો હઈશ, કે કઠિન મૃત્યુલોકમાં માણસો પોતાના શ્રેય માટે ઘણા કષ્ટાય છે, તો તું સન્નિહતી નામની નદીમાં જઈને સૂર્યગ્રહણનિમિત્ત સુવર્ણનો થોડો કણ પણ પાત્ર બ્રાહ્મણને દાન આપ." [ તેથી તુરત શ્રેય થશે. ] વિદ્યા, તપ ને વ્રતથી સંપન્ન બ્રાહ્મણને પાત્ર કહે છે. તે વિષે યાજ્ઞવલ્ક્યઃ—"કેવલ વિદ્યાથી વા તપથી પાત્રપણું આવતું નથી. જે બ્રાહ્મણમાં વ્રત, વિદ્યા ને તપ, એ ત્રણે એકઠાં હોય, તે બ્રાહ્મણને પાત્ર કહેછે."એવા પાત્ર બ્રાહ્મણને સોનાનો જરાક કણ પણ દાન આપ." એવું કહીને ફરી કહે છે.

૮૦૨ "કુરૂક્ષેત્રમાં સન્નિહતી તીર્થને વિષે સૂર્યગ્રહણપર્વનિમિત્ત પાત્ર બ્રાહ્મણને માણસો જે કંઈ આપે, તે આપેલું દાનાદિક પક્ષના તેર દિવસમાં દરરોજ તેરગણું વૃદ્ધિ પામે." તે ગ્રહણમાં ભૂમિઆદિનું દાન કરવું, તે વિષે મહાભારતમાંઃ—"ઉત્તરાયન ને દક્ષિણાયન બેસે ત્યારે, મેષ ને તુલાસંક્રાંતિ બેસવારૂપી વિષુવકાલમાં, ચંદ્રસૂર્યગ્રહણમાં, પાત્રીભૂત બ્રાહ્મણને દક્ષિણાસહિત પૃથ્વીદાન આપવું." તથા "પૃથ્વી, ગાયો, સુવર્ણ, ધાન્ય, જે જે ઇચ્છિત હોય, તે સર્વ પોતાના કલ્યાણમાટે બ્રાહ્મણને દાન આપવું." જે રીતનો દાન-લેનારો પાત્ર હોય, તે રીતે ફલમાં પણ કમીજાસ્તીપણું દક્ષે કહ્યું છે. "અબ્રાહ્મણને દાન આપ્યું હોય, તે એકગણુંજ રહે; બ્રાહ્મણબ્રુવને આપે તો બમણું થાય; શ્રોત્રિયને આપે તો તે લક્ષગણું થાય, ને પાત્રને આપે તો અક્ષય્ય (અનંત ) થાય." એમનાં લક્ષણો ચતુર્વિંશતિમતમાંઃ—"બ્રાહ્મણના વીર્યથી ઉત્પન્ન થયેલો, મંત્રસંસ્કારરહિત ને જ્ઞાતિમાત્રમાં જીવન કરનારો બીજા કોઇનું ખાઈને વટલ્યો નથી, એવો માણસ અબ્રાહ્મણ જાણવો."

૮૦૩ તથા જે બ્રાહ્મણે વેદાધ્યયન ન કર્યું હોય, તેને બ્રુવ જાણવો. તે વિષે કહેછે કે, "ગર્ભાધાનાદિ સંસ્કાર ને વેદયુક્ત તથા ઉપનયનયુક્ત હોઈને કોઈને ભણાવતો નથી ને પોતે ભણતો નથી, તે બ્રાહ્મણબ્રુવ છે." ચાર વેદમાંથી એક શાખાના વેદને ભણનારો શ્રોત્રિય જાણવો. એક શાખાધ્યાયી તે

ઉપાધ્યાયને શ્રોત્રિય કહ્યોછે. ગાયત્રી માત્ર ગ્રહણ થઈછે ને વેદાધ્યયનરહિતછે,તેને નામધારક બ્રાહ્મણ કહેછે. તે વિષે કહ્યું છે કે, "ગાયત્રીને જાણે ને સંધ્યામાત્ર કરે, તે અજ્ઞાની ખેતીવાડી કરનારા નામધારક બ્રાહ્મણ જાણવા." પાત્ર બ્રાહ્મણ ન મળે તો, "શ્રોત્રિય કે અશ્રોત્રિય,પાત્ર કે અપાત્ર અને બ્રાહ્મણબ્રુવ કે ગમે તે પ્રકારનો બ્રાહ્મણ હોય, તો પણ ગ્રહણમાં દાન આપવાને યોગ્ય છે." દાનોમાં ભૂમિદાન કરતાં ગાયો ને સુવર્ણનું દાન કમી દરજાનું છે. લિંગપુરાણમાં:—"પૃથ્વી અગ્નિનું પ્રથમ સંતાનછે; ત્યારપછી અનુક્રમે ગાયો,સુવર્ણ, ધાન્ય એક પછી એકસંતાન છે. એ એક કરતાં એક શ્રેષ્ઠ દાનો આપનારને શ્રેષ્ઠપણું છે, ને તેણે આ સર્વ લોક દાન આપ્યા જાણવા; એમાં સંશય નથી."

૮૦૪ સર્વ વર્ણો ગ્રહણમાં સૂતકી થાય, તે વિષે વૃદ્ધ વસિષ્ઠઃ—"સર્વ વર્ણોને ગ્રહણમાં સૂતક છે; તેમાં સચૈલ સ્નાન કરવું ને રાંધેલું અન્ન તજવું. કદિ રાંધેલું હોય, તો ગ્રહણ થતા પહેલાં તે અન્નની ઉપર દર્ભ ઢાંકી મૂકવા, એટલે તે જમ્યાથી દોષ નથી.

ઇતિ ગ્રહણમાં શ્રાદ્ધદાનાદિ કર્તવ્ય.

અથ માર્ગશીર્ષ માસમાં વિશેષ દેવીપુરાણમાં:—"માર્ગશીર્ષ માસમાં વેદિકા નદીને વિષે ગ્રહણનું પુણ્ય છે. હે મહા મુનિ, પૌષમાસમાં નર્મદામાં પુણ્ય છે; માઘમાં સન્નિહતી નદી શુભ છે; ફાલ્ગુનમાં વરણા નદી, ચૈત્રમાં સરસ્વતી, વૈશાખમાં ચંદ્રભાગા નદી, જ્યેષ્ઠમાં કૌશિકી, આષાઢમાં તાપી, શ્રાવણમાં સિંધુનદ, ભાદ્રપદમાં ગલ્લકી નદી, આશ્વિનમાં સરયૂ, કાર્તિકમાં પ્રયાગતીર્થ ગ્રહણનિમિત્ત સ્નાનદાનાદિ કર્મ કરવાને અત્યંત શ્રેષ્ઠ છે." અથ નક્ષત્રવિશેષમાં શુભઅશુભપણું ગાર્ગ્ય કહે છે કે, "જ્યેષ્ઠાનક્ષત્ર, રોહિણી, અનુરાધા, અભિજીત્, ધનિષ્ઠા, શ્રવણ, ઉત્તરાષાઢા, એ સાત નક્ષત્રો ઇંદ્રનું મંડલ છે. આ મંડલમાં ગ્રહણ થાય, તો જગતને શુભકારક ને વિશેષેકરીને સર્વ પ્રાણીને આનંદદાયક થાય છે."

૮૦૫ તથા ગર્ગઃ—"પુષ્ય, પૂર્વાભાદ્રપદા, ભરણી, પૂર્વાફાલ્ગુની, મઘા, વિશાખા અને કૃત્તિકા, એ સાત નક્ષત્રો અગ્નિનો ગણ ( મંડલ ) છે. એ મંડલમાં ચંદ્રસૂર્યગ્રહણ થાય, તો રાજાને ભય ઉત્પન્ન કરનારૂં ને પ્રજાને ઘણું દોષકારક છે." "ઉત્તરાભાદ્રપદા, રેવતી, મૂલ, પૂર્વાષાઢા, આ-

દ્રા, શતતારકા અને આશ્લેષા, એ સાત નક્ષત્રો વરૂણનું મંડલ છે. એ મંડલમાં ચંદ્રસૂર્યગ્રહણ થાય, તો દેશમાં દુર્ભિક્ષ (અન્ન મળવાનું કઠિન પડે તે), રોગ ને પ્રજાનો નાશ થાય, એવો નિશ્ચય છે." "ઉત્તરા, હસ્ત, ચિત્રા સ્વાતિ, પૂનર્વસૂ, મગશીર ને અશ્વિની, એ સાત નક્ષત્રો વાયુનું મંડલ છે. એમાં ગ્રહણ આવે, તો યુદ્ધપ્રસંગ, ભય,દુર્ભિક્ષ, વ્યાધિ, શસ્ત્રઆદિનો કોપ ને બીજા ઉપદ્રવ જલદી થાય." આ મંડલોમાં ગ્રહણ થાય, તો રાજાએ શાંતિ કરવી. તે વિષે કશ્યપઃ—"અગ્નિમંડલ,વરૂણમંડલ ને વાયુમંડલ,એમાં ગ્રહણ આવે, તો શાંતિ કરવી; ઈંદ્રમંડલમાં કરવી નહિ.

૮૦૬ તેમ જેના જન્મનક્ષત્રમાં કે જન્મરાશિમાં ગ્રહણ થાય, તેણે તે વખતે શાંતિ કરવી. તે વિષે કહ્યુંછે કે, "જેના જન્મલગ્નરાશિમાં કે જન્મનક્ષત્રમાં ચંદ્રગ્રહણ થાય, તે પ્રાણ રહેશે કે નહિ, એવા સંદેહમાં પડે અગર મરણ પામે." તથાઃ—"જેના જન્મનક્ષત્રમાં ચંદ્રસૂર્યગ્રહણ થાય, તો તે નક્ષત્રમાં ઉત્પન્ન થયેલા શાંતિરહિત માણસોને પીડા થાય." ગ્રહણશાંતિ વિષે મત્સ્યપુરાણમાંઃ—"બ્રાહ્મણોને યથાશક્તિ વસ્ત્ર ને ગોપ્રદાનથી પૂજવા; વ્યાહૃતિમંત્રથી તિલનો હોમ કરવો ને પોતાનું હિત ઇચ્છતો હોય, તો યથાશક્તિ દાન પણ આપવું." સૂર્યગ્રહણમાં સૂર્યમંત્રનો ને ચંદ્રગ્રહણમાં ચંદ્રના મંત્રનો જપ કરવો; તેમ ચંદ્રસૂર્યગ્રહણ થયેથી મંગલકાર્યમાં નવ દિવસ તજવા.

૮૦૭ તેજ કહેછે કે, "ચંદ્રસૂર્યગ્રહણસંબંધી તેરશથી નવ દિવસ સર્વ મંગલકાર્યમાં તજવા. બીજે પ્રકારે સ્મૃતિવચનઃ—"ચંદ્રગ્રહણનો બારશથી ત્રીજસુધી વેધ લાગેછે, ને સૂર્યગ્રહણનો અગિયારશથી ચતુર્થીસુધી વેધ લાગેછે." ખંડગ્રહણ (થોડું પણ બિંબ ઉઘાડું રહે તે)નો ત્રણ દિવસ વેધ લાગે; તે એવો કે, ગ્રહણ દિવસથી પહેલો એક દિવસ, ગ્રહણદિવસ અને તે પછીનો એક દિવસ વેધ છે; કારણકે "તેમનું ખંડગ્રહણ હોય, તો ત્રણ દિવસ નિંદિત છે," એવું વચન છે. આ ગ્રહણનો વેધ નિત્યનૈમિત્તિકાદિ કર્મમાં લાગે નહિ. તે વિષે વચનઃ—"નિત્ય, નૈમિત્તિક, જપ, હોમ, યજ્ઞક્રિયા-

ઓ, ઉપાકર્મ ને ઉત્સર્જન, એ કર્મમાં ગ્રહણનો વેધ લાગે નહિ.

ઇતિ ગ્રહણનો નિર્ણય.

ઇતિ અચલ દ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં ભાગ્યવાન્ પુરૂષોમાટે ગ્રહણનિર્ણય સંપૂર્ણ.

-:(૦):-

## અથ ઉપાકરણનિર્ણય.

૮૦૮ વેદાધ્યયન કરનારા દ્વિજોએ વેદોની યાતયામતા (નિર્વીર્યપણું) દોષની નિવૃત્તિ માટે ઓષધી (ડાંગેર વગેરે) નો પ્રાદુર્ભાવ ( ઉગી નીકળવું ) થાય, ત્યારે શ્રાવણમાસની પૂર્ણિમાદિ સ્મૃતિમાં કહેલા કાલમાં ઉપાકર્મ કરવું. તે વિષે યાજ્ઞવલ્ક્યઃ—"અધ્યયનોનું ઉપાકર્મ શ્રાવણીપૌર્ણમાસીમાં કે શ્રવણનક્ષત્રમાં વા હસ્તનક્ષત્રમાં અથવા ધાન્ય ઉગી નીકળે ત્યારે, અગર શ્રાવણીપંચમીને દિવસે કરવું. અધ્યાયોનું બહુ વચન સર્વ શાખાઓના અભિપ્રાયનું છે, તેથી સર્વ શાખાઓનું"ઉપાકર્મ કહેલા કાલમાં સરખી રીતે પ્રાપ્ત થયેથી વિશેષ કહે છે. પારસ્કરસૂત્રઃ—અથ સ્વાધ્યાયનું ઉપાકર્મ, ઓષધીનો પ્રાદુર્ભાવ, શ્રવણનક્ષત્ર, શ્રાવણીપૌર્ણમાસી, શ્રાવણીપંચમી અને હસ્તનક્ષત્ર, એમાંથી ગમે તેમાં કરવું. "ઋગ્વેદીઓએ શ્રવણનક્ષત્રમાં ને સામવેદીઓએ હસ્તનક્ષત્રમાં કરવું;" એવી ગોભિલસ્મૃતિ છે. તેમાં 'તુ' શબ્દ છે, તેથી ઋગ્વેદીઓએ હસ્તનક્ષત્રમાં પણ કરવું; કારણકે ઓષધીનો પ્રાદુર્ભાવ થાય, ત્યારે હસ્ત કે શ્રવણનક્ષત્રમાં કરવું, એવું શાંખાયનગૃહ્યમાં છે.

૮૦૯ અને સામવેદી તો હસ્તનક્ષત્રમાંજ ઉપાકર્મ કરે. ઓષીધપ્રાદુર્ભાવ સર્વ શાખાઓને સરખોજ છે, ને શ્રાવણશુક્લપક્ષના હસ્તનક્ષત્રાદિ ઉક્ત કાલમાં ઉપાકર્મ કરવું. તે વિષે નિગમઃ—" શ્રાવણપૌર્ણમાસીમાં શ્રાવણીકર્મ વિધિપૂર્વક કરવું; ને ઉપાકર્મ તો કર્કના સૂર્ય થાય, ત્યારે હસ્તનક્ષત્રમાં શ્રાવણશુકલપંચમીમાં વા શ્રવણનક્ષત્રમાં કરવું." ઉપાકર્મમાં પૂર્વાણ્હકાલ લેવો. તથા પ્રચેતાઃ—ઉપાકર્મ પૂર્ણિમાને દિવસે પૂર્વાણ્હમાંજ કરવું., વિષ્ણુપુરાણમાંઃ—"વેદ ભણનારા દ્વિજોએ શ્રાવણીપૂર્ણિમામાં શ્રવણ, હસ્ત કે પંચમીમાં પૂર્વાણ્હકાલમાં વિધિપૂર્વક વેદનું ઉપાકરણ નામનું કર્મ કરવું." અપરાણ્હમાં ઉપાકરણ કરવાનું કહેશે, તે સામવેદી વિષે જાણવું. હવે ઉત્સર્જનના-

બીજા કાલ કહેછે. યાજ્ઞવલ્ક્યઃ—" પૌષમાસની રોહિણીમાં અથવા અષ્ટકામાં ગામ બારણે જલના તીરમાં જઇને વેદનું ઉત્સર્ગ નામનું કર્મ વિધિપૂર્વક કરવું."

૮૧૦ તથાઃ—" માઘશુકલપ્રતિપદાને દિવસે પૂર્વાણ્હમાં ઉત્સર્જન કરવું," એવું મનુએ માઘશુકલપ્રતિપદામાં ઉત્સર્જન કરવાનું કહ્યુંછે. એ ઉત્સર્જન ઉપાકર્મને દિવસે વિકલ્પે કરીને કરવું. તે વિષે ખાદિરગૃહ્યમાંઃ—" આ ઉત્સર્જન વિકલ્પે કરીને ઉપાકર્મને દિવસે કરવું. તથા દીપિકાઃ—"આ ઉપક્રિયા વિધિને દિવસે કરવી." ઉપક્રિયા એટલે ઉત્સર્જન ક્રિયા,વિધિને દિવસે એટલે ઉપાકર્મને દિવસે વિકલ્પે કરીને કરવી, એવો એના અભિપ્રાય છે. "સવારે ઉત્સર્જનક્રિયા કરવી," એવું ગોભિલ કહેછે; તેથી પણ ઉત્સર્જનના કાલ પૂર્વાણ્હ છે. અથ નિર્ણય. હસ્ત, શ્રવણ કે પૌર્ણમાસી, એમની બે દિવસ પૂર્વાણ્હમાં વ્યાપ્તિ હોય, તો પરવિદ્ધ દિવસે (બીજે દિવસે) ઉપાકર્મ કરવું. તે વિષે નિગમમાંઃ—"ઉત્તરાષાઢાનક્ષત્રયુક્ત શ્રવણમાં કરેલું ઉપાકર્મ તપને હણેછે; માટે તે ધનિષ્ઠાયુક્ત શ્રવણમાં કરવું. [એટલે પરવિદ્ધ વિધાન થયું.]"

૮૧૧ વ્યાસ પણઃ—"ઉત્તરાષાઢાયુક્ત શ્રવણમાં કરેલા ઉપાકર્મથી વર્ષસુધી સ્વાધ્યાયને તત્કાલ નાશ થાય; માટે શ્રવણનક્ષત્રનું કર્મ ધનિષ્ઠાયુક્તમાં કરવાથી તે ઉપાકર્મ સફલ થાય." તેમ હસ્તનક્ષત્ર બે દિવસ હોય, તો ચિત્રાયુક્તમાં (પરવિદ્ધ હસ્તમાં) કરવું. તે વિષે પરિશિષ્ટમાંઃ—"ઋગ્વેદી, યજુર્વેદી ને સામવેદી, એમણે શ્રવણનિમિત્ત ઉપાકર્મ ધનિષ્ઠાયુક્ત શ્રવણમાં, પ્રતિપદાયુક્ત પૌર્ણમાસીમાં અને ચિત્રાયુક્ત હસ્તમાં,એ રીતે પરવિધ્ધમાં કરવું." [ એવોજ અર્થ મૂલકારે લખેલો છે. ] એમાં જો કે પ્રતિપદાયુક્ત પૌર્ણમાસી લેવાનું કહ્યું, તોપણ બે દિવસ તે કાલમાં પૌર્ણમાસીની વ્યાપ્તિ હોય, તો તૈત્તિરીયશાખાવાળાએ પ્રતિપદાયુક્ત લેવી, ને બીજાએ પૂર્વવિદ્ધા (પહેલી) લેવી. તે વિષે ગોભિલઃ—"તૈત્તિરીયશાખાવાળાએ ઉદયાત્ પૌર્ણમાસીમાંઉપાકર્મ કરવું; અને ઋગ્વેદીએ ગ્રહણ કે સંક્રાંતિરહિત શ્રવણમાં કરવું."અહીં તૈત્તિરીયક શબ્દથી બીજા યજુઃશાખીનું પણ ગ્રહણ કરવું, એવું કોઇકે કહ્યુંછે; પણ તે અયોગ્ય છે.

૮૧૨ કારણ કે દીપિકાકારે કાલનિર્ણયકારના અભિપ્રાય જા-

ણીનેજ કહ્યું છે કે, " બે દિવસ કર્મકાલમાં વ્યાપ્તિવાળી પૌર્ણમાસી હોય અગર ન હોય, તો તૈત્તિરીયશાખીએ પરા લેવી, ને બીજા યજુર્વેદીએ પૂર્વા લેવી. " [ એજ અર્થ મૂલકારે કર્યો છે. ] એવું કહેથી ચતુર્દશીયુક્ત પૌર્ણમાસી ઉપાકર્મમાં લેવાનો નિષેધ કરનારૂં નિર્ણયામૃતનું ને કાલિકાપુરાણનું વચન તૈત્તિરીયકશાખાવિષે લેવાનું સૂચિત થયું. અથવા ભલે કાલિકાપુરાણનું વચન સર્વ યજુઃશાખાવિષે લાગુ થાઓ,તોપણ જે વિહિત હોય ને તેજ નિષિદ્ધ થયું તો, તે કર્મ વિકલ્પે કરીને કરવું, એ ન્યાયથી તૈત્તિરીયકશાખાસિવાયના યજુર્વેદીને વિકલ્પે કરીને ચતુર્દશીવેધવાળી પૌર્ણમાસીમાં પણ ઉપાકર્મ કરવાનું પ્રાપ્ત થયું; તથાપિ શ્રવણનક્ષત્રસંબંધી ઉપાકર્મ કરનારને ચતુર્દશીવેધની શંકા પણ નથી; કારણકે વેધ તો પુનમને કહ્યો છે; નક્ષત્રને નથી. હવે હસ્ત,શ્રવણ ને પૌર્ણમાસી ગ્રહણ કે સંક્રાંતિયુક્ત હોય, તો તેમાં ઉપાકર્મ ન કરવું.

૮૧૩ તે વિષે સ્મૃતિઃ—"ઋગ્વેદી, યજુર્વેદી ને સામવેદીએ ગ્રહણ ને સંક્રાંતિયુક્ત હસ્તશ્રવણપૌર્ણમાસીમાં ઉપાકર્મ ન કરવું; અને જો દોષયુક્ત પર્વ આદિમાં ઉપાકર્મ કરે, તો તે રાજ્યના દ્વિજાતિઓ દુઃખ, શોક ને રોગથી ઘણી પીડા પામે." પર્વ શબ્દથી શ્રવણહસ્ત પણ જાણવાં. દોષયુક્ત કાલમાં ન કરતાં બીજા કાલમાં કરવું. હવે શાખાભેદવાળા ઉપાકર્મના કાલમાં ગ્રહણ કે સંક્રાંતિ હોય,તો તે વિષે કાલાંતર કહેછે કે, "જો ગ્રહણ કે સંક્રાંતિનો દોષયુક્ત ઉપાકર્મકાલ શ્રાવણપૌર્ણમાસી થાય, તો તે ઉપાકર્મ શ્રાવણશુક્લપંચમીને દિવસે કરવું. સંક્રાંતિ કે ગ્રહણ પર્વને દિવસે આવે, તો તે માસની હસ્તયુક્ત પંચમીમાં ઉપાકર્મ કરવું." આ વચન વાજસનેયીશાખાના યજુર્વેદીવિષે જાણવું. તે વિષે સ્મૃતિમહાર્ણવમાંઃ—"પૌર્ણમાસીને દિવસે સંક્રાંતિ કે ગ્રહણ આવે, તો વાજસનેયીશાખાવાળાએ પંચમીમાં ઉપાકર્મ કરવું." અહીં 'તુ' એવો શબ્દછે, તેથી ઋગ્વેદી પણ લેવા. શ્રાવણશુક્લપંચમીમાં ઋગ્વેદીએ પણ કરવું.

૮૧૪ તે વિષે-દીપિકામાંઃ—"ઋગ્વેદી ને વાજસનેયીશાખાવાળાએ ઉપાકર્મ વાસ્તે શ્રાવણશુક્લપંચમી હસ્તયુક્ત અથવા કેવલ પંચમી લેવી;અથવા હસ્તયુક્ત બીજી કોઈ તિથિ લેવી."એટલે ગમે તે દિવસે હસ્તમાં કરવું,એવો અભિપ્રાય છે. તે વિષે કેટલાક કહેછે કે, "ઓષધીનો પ્રાદુર્ભાવ થયેથી શ્રાવણમાસની હસ્તયુક્ત

પંચમી લેવી." એ સર્વશાખાવિષે સાધારણ રીતે પ્રવૃત્ત થયેલું યાજ્ઞવલ્ક્યવચન છે, તેથી સર્વ શાખાવાળાને શ્રાવણશુક્લપંચમીમાંજ ઉપાકર્મ કરવાનું પ્રાપ્ત થયું; પણ તેમ નહિ. કારણ કે તેમ લે તો, ભાદ્રપદમાં ઉપાકર્મનું વિધાન કરનારાં ઋષિવાક્યો અનર્થક(નિષ્ફલ)થશે. બીજું શ્રાવણશુક્લપંચમી તૈત્તિરીયોને નિષિદ્ધ છે, તે વિષે કહ્યું છે કે, "શ્રાવણશુક્લપંચમીમાં તૈત્તિરીયોએ ઉપાકર્મ ન કરવું." શ્રાવણશુક્લપંચમી દોષવાળી હોય, તો ભાદ્રપદપૌર્ણમાસીમાં તૈત્તિરીયોએ ઉપાકર્મ કરવું, એવું કાલનિર્ણયકારે કહ્યુંછે; માટે શ્રાવણમાસમાં ઉક્ત કાલને વિષે ગ્રહણસંક્રાંતિ દોષ હોવાથી તે વખતે ન કરી શકાયું, તો સર્વેએ ભાદ્રપદમાં કરવું.

૮૧૫ તે વિષે બહ્વૃચપરિશિષ્ટમાં:—"વૃષ્ટી ન હોવાથી શ્રાવણમાં ઓષધીનો પ્રાદુર્ભાવ ન થયો હોય, તો શ્રાવણમાં ઉપાકર્મ ન કરતાં ભાદ્રપદમાં કરવું." ઓષધી ઉગવાનો અભાવ કહ્યો, તેથી સંક્રાંતિ આદિ દોષ પણ જાણવો; કારણ કે સ્વાધ્યાયનું ઉપાકર્મ શ્રાવણી કે ભાદ્રપદીમાં કરવું, એવું વસિષ્ઠ કહેછે. તે પ્રકારે કાલનિર્ણયકારે પ્રકરણનો ઉપસંહાર (સમાપ્તિ)એવો કર્યો છે કે, ગ્રહણસંક્રાંતિ દોષવાળી શ્રાવણીપુનમ હોય તો, પ્રૌષ્ઠપદીમાં (ભાદ્રપદી પુનમમાં) ઉપાકર્મ કરવું. મનુ પણ:—"શ્રાવણીમાં કે પ્રૌષ્ઠપદીમાં યથાવિધિ ઉપાકર્મ કરીને કર્મયોગી ( કર્મમાં તત્પર ) બ્રાહ્મણે સાર્ધપંચમમાસસુધી વેદનું અધ્યયન કરવું." અર્ધ માસછે પાંચમો જેમાં,એમાં ઉપાકર્મ કર્યું હોય,તે માસથી સાઢા ચાર માસસુધી અનધ્યાય ન હોય,તે દિવસોમાં અધ્યયન કરવું.સ્મૃતિમાં 'અપિ' શબ્દ છે, તેથી ભાદ્રપદસંબંધી હસ્તશ્રવણપંચમી લેવી. એ કાલમાં ઉપાકર્મ કરવું.

૮૧૬ તે પ્રકારે કહ્યુંછે કે, "કંઈ નિમિત્તથી શ્રાવણમાસમાં ઉપાકર્મ ન કર્યું હોય તો, પોતાની શાખાને વિહિત કાલમાં ભાદ્રપદમાસમાં કરવું." [ગ્રંથાર્થ આવ્યો છે.] માટે પોતાની શાખાને વિહિત કાલમાં કરવાનો અસંભવ થયો તો, શ્રાવણ ને ભાદ્રપદમાં ગ્રહણસંક્રાંતિરૂપ દોષરહિત કોઇ દિવસે અન્ય શાખાના વિહિતકાલમાં પણ કરવું. જે પારકા ( પર શાખા ) નું અવિરોધિ હોય, તે કર્મ પોતે કરવું; પણ કર્મનો લોપ કરવો નહિ. સામવેદીનું ઉપાકર્મ હસ્તનક્ષત્રમાં થાયછે,એવું પહેલાં કહ્યુંછે. તે વિષે વિશેષ કહેછે કે,

"સામવેદી બ્રાહ્મણોએ એકઠા થઇને શ્રાવણ કે ભાદ્રપદમાં પુષ્યનક્ષત્રમાં ઉત્સર્જન, ને હસ્તમાં ઉપાકર્મ કરવું." હસ્તનક્ષત્રમાં અધ્યયનનો આરંભ કરી; ને તેથી પહેલાં પુષ્યનક્ષત્રમાં વિસર્જન કરવું; કારણકે શ્રાવણ ને ભાદ્રપદ બન્ને માસ એ પ્રકરણમાં ગ્રહણ કર્યાછે.

૮૧૭ તે વિષે ગોભિલઃ—"સામવેદીએ એકઠા મળીને પ્રથમ ઉત્સર્જન પ્રાતઃકાલે પુષ્યમાં કરીને પછી હસ્ત હોય તે દિવસે અપરાણ્હમાં ઉપાકર્મ કરવું." હસ્ત હોય તે દિવસે ઉપાકર્મ ને પુષ્ય હોય તે દિવસે ઉત્સર્જન કરવું. તે વિષે પરિશિષ્ટમાંઃ—" ભાદ્રપદમાસમાં હસ્તથી પૂર્વ [કર્ક સંક્રાંતિમાં] પુષ્ય હોય,તો શ્રાવણમાસમાં વેદનું ઉત્સર્જન ગામ બહાર કરી લેવું;" ને ભાદ્રપદીપૌર્ણમાસી આવી, એટલે હસ્તમાં ઉપાકરણ કરવું, એવું ગોભિલ કહેછે. "ઉત્સર્જન સવારે ને ઉપાકર્મ અપરાણ્હમાં કરવું," તે વિષે ગોભિલઃ—"અધ્યયનનું ઉપાકર્મ અપરાણ્હકાલમાં ને ઉત્સર્જન પૂર્વાણ્હમાં કરવું, એવું વેદવેત્તા કહેછે." કાલની વૃદ્ધિ થાય, તોપણ સામકીએ સિંહના સૂર્યમાંજ ઉત્સર્જન કરીને હસ્તમાં ઉપાકર્મ કરવું. તે વિષે ગાર્ગ્યઃ—"સિંહના સૂર્યમાં પુષ્ય નક્ષત્રને દિવસે ગામની બારણે જલ સમીપ એકઠા થઈને સામકીએ પોતપોતાના વેદનું ઉત્સર્જન કરવું, અને શુક્લપક્ષના હસ્તમાં અપરાણ્હકાલે ઉપાકર્મ કરવું." અહીં કાલની વૃદ્ધિ [અધિકમાસ વગેરે] હોય, તોપણ ઉત્કર્ષ (બીજે ફેરે કરવાનું) ન કરવો.

૮૧૮ માટે "દશાહરા, ચારે યુગાદિ તિથિઓ,ઉપાકર્મ ને મહા ષષ્ઠી (કપિલાષષ્ઠી, એટલાનો ઉત્કર્ષ કરવો નહિ; આ ઉત્સર્જન વૃષાદિ સંક્રાંતિથી કરવાનું ઈષ્ટછે."આ ઋષ્યશૃંગવચન ઉપાકર્મના અનુત્કર્ષ (ઉત્કર્ષ ન કરવો તે)નું વિધાન કરે છે, તે સામકી વિષે જાણવું; કારણકે તેમને 'કાલની વૃદ્ધિ હોય, તોપણ સિંહના સૂર્યમાંજ કરવાને ગાર્ગીયવાક્યમાં વિધાન છે, અને સામકી સિવાયના બ્રાહ્મણોવિષે તો ઉત્કર્ષ થાય. તે વિષે કાત્યાયનઃ—"કાલવૃદ્ધિ હોય તો ઉપાકર્માદિ કર્મનો ઉત્કર્ષ કરવો; પણ રાજ્યાભિષેકાદિ વૃધ્ધ્વનો ને યુગાદિ તિથિઓનો ઉત્કર્ષ કરવો નહિ." આ યુગાદિ તિથિઓનો ઉત્કર્ષ ન કરવા વિષે કહ્યું, તે નક્ષત્રવારાદિથી પ્રાપ્ત થયેલા અલભ્યયોગવિષે જાણવું, અલભ્ય યોગમાં કહેલું વ્રતાદિક અલભ્ય યોગમાંજ કરવું. [ બીજામાં ન કર-

વું.] તે નિમિત્ત શ્રાધ્ધ બે કરવાં; કારણ કે "મન્વાદિ ને યુગાદિનિમિત્ત શ્રાદ્ધ અધિક ને શુદ્ધ બન્ને માસમાં કરવાં," એવું વચન છે. જે વચન છે કે, શ્રાવણીપૌર્ણમાસીમાં વા આષાઢીમાં ઉપાકર્મ કરીને વેદાધ્યયન કરવું.

૮૧૯ તે બૌધાયનવચન, શ્રાવણી ને ભાદ્રપદીમાં ચંદ્રગ્રહણાદિ દોષયુક્ત હોય, તો બૌધાયનશાખા ભણનારાએ આષાઢીપૌર્ણમાસીમાં ઉપાકર્મ કરવા વિષે છે. કોઇકે કહ્યું છે કે, શાખાધિકરણન્યાયથી યજુઃશાખીને આષાઢીમાં કરવાનું વિધાનછે,એટલો વિચાર બસછે. તે વિષે વિશેષ કહેછે કે, સૂર્યગ્રહણમાં પૂર્વના ચાર ને પાછલા ચાર અને ગ્રહણદિન એમ નવ દિનસુધી વેધછે ખંડગ્રહણનો ત્રણ દિવસ વેધ છે, એવું પૂર્વે ગ્રહણનિર્ણયમાં કહ્યું છે. તેવું થયેથી ચતુર્દશીમાં શ્રવણનક્ષત્રને ગ્રહણના વેધનો દોષ આવ્યાથી ઋગ્વેદીએ ઉપાકર્મ ન કરવું, એવું પ્રાપ્ત થયું; પણ તેમ નહિ. ઉપાકર્મમાં વેધનો દોષ નથી, તે વિષે કહ્યું છે કે, "નિત્ય, નૈમિત્તિક, જાપ્ય, હોમ, યજ્ઞક્રિયા, ઉપાકર્મ ને ઉત્સર્ગ, એટલાને ગ્રહણનો વેધ લાગતો નથી."

ઇતિ ઉપાકર્મનિર્ણય.



## હવે એમાં કર્તવ્ય કહે છે.

૮૨૦ "ઉપાકર્મમાં ને ઉત્સર્જનમાં દર્ભના ઋષિ કરીને પૂજવા." [ગ્રંથાર્થે આવ્યોછે.] તે વિષે કાષ્ણર્યાજિનિઃ—"ઉપાકર્મમાં ને ઉત્સર્ગમાં યથાકાલે બ્રાહ્મણોએ એકઠા થઇને દર્ભના ઋષિનું પૂજન કરી તર્પણ કરવું."બૌધાયન પણઃ—"ગૌતમાદિ સાત દર્ભના ઋષિ કરીને પોતાના વંશનો ઉધ્ધાર કરવાસારૂ તેમનું પૂજન કરીને તર્પણ કરવું." અહીં ગૌતમાદિ એટલે સ્વશાખોક્ત ઋષિ જાણવા. ભવિષ્યોત્તરમાંઃ—"શ્રાવણની પૌર્ણમાસી પ્રાપ્ત થઇ, એટલે સૂર્યોદય વખતે બુધ્ધિવાને શ્રુતિસ્મૃતિવિધાનથી સ્નાન કરવું.

ઇતિ ઉપાકર્મનો નિર્ણય.

અથ રક્ષાબંધનનો નિર્ણય શ્રાવણીપૌર્ણમાસીના નિર્ણયમાં કહ્યો છે.



## અથ ઉત્સર્જનનો કાલ.

૮૨૧ "પૌષમાસની રોહિણીમાં અથવા અષ્ટકામાં ગામ બહાર જલની

પાસે વિધિવત્ વેદનો ઉત્સર્ગ કરવો," એવું યાજ્ઞવલ્ક્ય કહેછે. બીજો પ્રકાર એવોછે કે, "માઘમાસના પુષ્યનક્ષત્રમાં અથવા શુક્લપ્રતિપદાના પૂર્વાણ્હમાં ગામ બહાર વેદનો ઉત્સર્ગ કરવો," એવું મનુ કહેછે. માઘશુક્લપ્રતિપદામાં ઇશાન દિશાતરફ ઘણી ઓષધી (ડાંગેર વગેરે) વાળા દેશમાં તે કરવું, એવું શાંખાયન કહેછે. અહીં ઉપાકર્મના કાલભેદથી ઉત્સર્જનના કાલનો ભેદ છે. "કર્મયોગી વિપ્ર સાઢા ચાર માસસુધી વેદાધ્યયન કરે," એની અપેક્ષાએ અથવા ઉપાકર્મને દિવસેજ ઉત્સર્ગ કરીને ઉપાકર્મ કરવું, એવું પૂર્વે કહેલું છે. કાત્યાયનઃ—"દરવર્ષે વેદના ઉત્સર્જનસહિત ઉપાકર્મ ગામ બહાર વિધિપૂર્વક કરવું; તેથી ફરી વેદનું અપ્યાયન (પુષ્ટિ) થાય."

ઇતિ ઉપાકર્મ ને ઉત્સર્જનનો નિર્ણય.

—:(૦):—

## અથ ચાતુર્માસ્યવ્રતનો કાલ.

૮૨૨ મહાભારતમાંઃ—"આષાઢશુક્લએકાદશીને દિવસે ઉપવાસ કરીને નિયમથી ચાતુર્માસ્યનું કંઇ વ્રત કરવું." કંઈ એટલે એકભક્ત, અયાચિત, પાંદડા ઉપર જમવું, કંઈ ભોજનનો પદાર્થ વર્જિત કરવો, ઇત્યાદિ વ્રતનો પ્રારંભ મંત્રથી કરવો. પ્રારંભનો મંત્ર સનત્કુમારે કહેલો અહીંજ મૂલમાં સ્પષ્ટ છે, તેનો અર્થ. "હે દેવ કેશવ, આ તમારી આગળ મેં વ્રત ગ્રહણ કર્યું છે, તે તમારી પ્રસન્નતાથી નિર્વિઘ્ન સિદ્ધિને પામો; અને આ વ્રત ગ્રહણ કરીને પૂર્ણ થયાસિવાય વચમાં હું મરણ પામું તો, હે જનાર્દન, તમારા પ્રસાદથી મારૂં વ્રત સંપૂર્ણ થાઓ." આરંભનો બીજો વિશેષકાલ સનત્કુમાર કહે છે કે, "માણસે ચાતુર્માસ્યનું વ્રત આષાઢની એકાદશીમાં અગર કર્ક સંક્રાંતિને દિવસે અથવા પૈર્ણમાસીમાં શ્રદ્ધાથી લેવું." આ કાલમાં ગ્રહણ કરવાનો અસંભવ થાય, તો પ્રયત્નથી કાર્તિકમાસની તુલાસંક્રાંતિને દિવસે વ્રત ગ્રહણ કરવું.

૮૨૩ તે વિષે મહાભારતમાંઃ—"વર્ષાઋતુના ચાર માસમાં કંઈ વ્રત કરવું, તે વખતે કરવાનો અસંભવ થાય તો, કાર્તિકમાં તુલાસંક્રાંતિને દિવસે પ્રયત્નથી કરવું. વર્ષાઋતુના ચાર માસ કંઇક વ્રતથી કાઢવા; વ્રત ન કરે તો બાર માસનું પાપ પ્રાપ્ત થાય." વારાહપુરાણમાંઃ—"હે રાજા, કંઇ પણ ચાતુ-

વું.] તે નિમિત્ત શ્રાદ્ધ બે કરવાં; કારણ કે "મન્વાદિ ને યુગાદિનિમિત્ત શ્રાદ્ધ અધિક ને શુદ્ધ બન્ને માસમાં કરવાં," એવું વચન છે. જે વચન છે કે, શ્રાવણીપૌર્ણમાસીમાં વા આષાઢીમાં ઉપાકર્મ કરીને વેદાધ્યયન કરવું.

૮૧૯ તે બૌધાયનવચન, શ્રાવણી ને ભાદ્રપદીમાં ચંદ્રગ્રહણાદિ દોષયુક્ત હોય, તો બૌધાયનશાખા ભણનારાએ આષાઢીપૌર્ણમાસીમાં ઉપાકર્મ કરવા વિષે છે. કોઇકે કહ્યું છે કે, શાખાધિકરણન્યાયથી યજુઃશાખીને આષાઢીમાં કરવાનું વિધાનછે,એટલો વિચાર બસછે. તે વિષે વિશેષ કહેછે કે, સૂર્યગ્રહણમાં પૂર્વના ચાર ને પાછલા ચાર અને ગ્રહણદિન એમ નવ દિનસુધી વેધછે ખંડગ્રહણનો ત્રણ દિવસ વેધ છે, એવું પૂર્વે ગ્રહણનિર્ણયમાં કહ્યું છે. તેવું થયેથી ચતુર્દશીમાં શ્રવણનક્ષત્રને ગ્રહણના વેધનો દોષ આવ્યાથી ઋગ્વેદીએ ઉપાકર્મ ન કરવું, એવું પ્રાપ્ત થયું; પણ તેમ નહિ. ઉપાકર્મમાં વેધનો દોષ નથી, તે વિષે કહ્યું છે કે, "નિત્ય, નૈમિત્તિક, જાપ્ય, હોમ, યજ્ઞક્રિયા, ઉપાકર્મ ને ઉત્સર્ગ, એટલાને ગ્રહણનો વેધ લાગતો નથી."

ઇતિ ઉપાકર્મનિર્ણય.



## હવે એમાં કર્તવ્ય કહે છે.

૮૨૦ "ઉપાકર્મમાં ને ઉત્સર્જનમાં દર્ભના ઋષિ કરીને પૂજવા." [ગ્રંથાર્થ આવ્યોછે.] તે વિષે કાર્ષ્ણાજિનિઃ—"ઉપાકર્મમાં ને ઉત્સર્ગમાં યથાકાલે બ્રાહ્મણોએ એકઠા થઇને દર્ભના ઋષિનું પૂજન કરી તર્પણ કરવું."બૌધાયન પણઃ—"ગૌતમાદિ સાત દર્ભના ઋષિ કરીને પોતાના વંશનો ઉદ્ધાર કરવાસારૂ તેમનું પૂજન કરીને તર્પણ કરવું." અહીં ગૌતમાદિ એટલે સ્વશાખોક્ત ઋષિ જાણવા. ભવિષ્યોત્તરમાંઃ—"શ્રાવણની પૌર્ણમાસી પ્રાપ્ત થઇ, એટલે સૂર્યોદય વખતે બુદ્ધિવાને શ્રુતિસ્મૃતિવિધાનથી સ્નાન કરવું.

ઇતિ ઉપાકર્મનો નિર્ણય.

અથ રક્ષાબંધનનો નિર્ણય શ્રાવણીપૌર્ણમાસીના નિર્ણયમાં કહ્યો છે.



## અથ ઉત્સર્જનનો કાલ.

૮૨૧ "પૌષમાસની રોહિણીમાં અથવા અષ્ટકામાં ગામ બહાર જલની

પાસે વિધિવત્ વેદનો ઉત્સર્ગ કરવો," એવું યાજ્ઞવલ્કય કહેછે. બીજો પ્રકાર એવોછે કે, "માઘમાસના પુષ્યનક્ષત્રમાં અથવા શુક્લપ્રતિપદાના પૂર્વાણ્હમાં ગામ બહાર વેદનો ઉત્સર્ગ કરવો," એવું મનુ કહેછે. માઘશુક્લપ્રતિપદામાં ઈશાન દિશાન્તરફ ઘણી ઓષધી (ડાંગેર વગેરે) વાળા દેશમાં તે કરવું, એવું શાંખાયન કહેછે. અહીં ઉપાકર્મના કાલભેદથી ઉત્સર્જનના કાલનો ભેદ છે. "કર્મયોગી વિપ્ર સાઢા ચાર માસસુધી વેદાધ્યયન કરે,"એની અપેક્ષાએ અથવા ઉપાકર્મને દિવસેજ ઉત્સર્ગ કરીને ઉપાકર્મ કરવું, એવું પૂર્વે કહેલું છે. કાત્યાયનઃ—"દરવર્ષે વેદના ઉત્સર્જનસહિત ઉપાકર્મ ગામ બહાર વિધિપૂર્વક કરવું; તેથી ફરી વેદનું અપ્યાયન (પુષ્ટિ) થાય."

ઇતિ ઉપાકર્મ ને ઉત્સર્જનનો નિર્ણય.

—:(૦):—

## અથ ચાતુર્માસ્યવ્રતનો કાલ.

૮૨૨ મહાભારતમાંઃ—"આષાઢશુક્લએકાદશીને દિવસે ઉપવાસ કરીને નિયમથી ચાતુર્માસ્યનું કંઇ વ્રત કરવું."કંઈ એટલે એકભક્ત, અયાચિત, પાંદડા ઉપર જમવું, કંઈ ભોજનનો પદાર્થ વર્જિત કરવો, ઇત્યાદિ વ્રતનો પ્રારંભ મંત્રથી કરવો. પ્રારંભનો મંત્ર સનત્કુમારે કહેલો અહીંજ મૂલમાં સ્પષ્ટ છે,તેનો અર્થ. "હે દેવ કેશવ, આ તમારી આગળ મેં વ્રત ગ્રહણ કર્યું છે, તે તમારી પ્રસન્નતાથી નિર્વિઘ્ન સિદ્ધિને પામો; અને આ વ્રત ગ્રહણ કરીને પૂર્ણ થયાસિવાય વચમાં હું મરણ પામું તો, હે જનાર્દન, તમારા પ્રસાદથી માંરૂં વ્રત સંપૂર્ણ થાઓ." આરંભનો બીજો વિશેષકાલ સનત્કુમાર કહે છે કે, "માણસે ચાતુર્માસ્યનું વ્રત આષાઢની એકાદશીમાં અગર કર્ક સંક્રાંતિને દિવસે અથવા પૈર્ણમાસીમાં શ્રદ્ધાથી લેવું." આ કાલમાં ગ્રહણ કરવાનો અસંભવ થાય, તો પ્રયત્નથી કાર્તિકમાસની તુલાસંક્રાંતિને દિવસે વ્રત ગ્રહણ કરવું.

૮૨૩ તે વિષે મહાભારતમાંઃ—"વર્ષાઋતુના ચાર માસમાં કંઈ વ્રત કરવું, તે વખતે કરવાનો અસંભવ થાય તો, કાર્તિકમાં તુલાસંક્રાંતિને દિવસે પ્રયત્નથી કરવું. વર્ષાઋતુના ચાર માસ કંઇક વ્રતથી કાઢવા; વ્રત ન કરે તો બાર માસનું પાપ પ્રાપ્ત થાય." વારાહપુરાણમાંઃ—"હે રાજા, કંઇ પણ ચાતુ-

ર્માસ્યનું વ્રત કરવું; ન કરે તો પ્રયત્નસિવાય સહેજ વર્ષનુ
નહિ." તથા "ચાર પ્રકારનું ચાર માસનું વ્રત આચરણ ક
ક્ષની બારશે તે સમાપ્ત કરવું."સમાપ્તિનો મંત્રાર્થ. "હે પ્રભો
વ્રત મેં પ્રીતિથી કર્યું. તે ન્યૂન હોય, તો તમારી કૃપાથી પૂ
ર પ્રકારનું એટલે કહેલા ચાર કાલમાં આરંભ કરેલું વ્રત.
વ્ય સોનાનું કરીને આપવું, ગોપ્રદાન આપવું, વગેરે પ્રક
ભણીને વ્રત સંપૂર્ણ કરવું. તેમ ગુરૂ કે શુક્ર અસ્ત પામ્યો
વૃદ્ધ હોય અને ખંડતિથિ હોય, તોપણ ચાતુર્માસ્યવ્રતનો
કરવી.

૮૨૪ તે વિષે વૃદ્ધ ગાર્ગ્યઃ—"ગુરૂ કે શુક્રનું બાલ્ય,
ખંડતિથિ ઈત્યાદિ વિચાર ચાતુર્માસ્યના વ્રતવિષે કરવો
કે, અગ્નિનું આધાન, પ્રતિષ્ઠા ઈત્યાદિનો માર્કંડેયે નિ
ચાતુર્માસ્યનો આરંભ કેમ થાય? તેનું ઉત્તર કે, વિશેષ વચ
સામાન્ય વચનોનું બલ ચાતુર્માસ્યસિવાયનાં બીજાં વ્રતિ
વું. તે વિષે વિશેષ મત્સ્યપુરાણમાંઃ—"વિષ્ણુ ભગવાન્ ર
માં શયન કરે છે; ભાદ્રપદમાં પરિવર્તન (પાસુ મરડવું તે
ર્ત્તિકમાં જાગે છે." એ સર્વ શુક્લપક્ષની એકાદશીમાં કરે

ઇતિ ચાતુર્માસ્યવ્રતનો નિર્ણય.



## અથ નદીઓના રજોદોષનો નિર્ણય.

કર્ક સંક્રાંતિથી બે માસ સર્વ નદીઓ રજસ્વલા થાય
ષે સ્નાનતર્પણાદિ કરવાનું શ્રેષ્ઠ નથી; તેથી તે ન કરવું.

૮૨૫ તે વિષે મરીચિઃ—"કર્ક સંક્રાંતિમાં સર્વ નદ
ય છે, તેથી તેમના વર્ષાઋતુના આરંભના નવા પાણીમાં
નથી, માટે ન કરવું." તે વિષે માર્કંડેય પણઃ—"શ્રાવણ
નદીઓ રજસ્વલા હોયછે; માટે તેમાં સ્નાન કે દેવઋષિ
યોગી યાજ્ઞવલ્ક્યઃ—"રજથી દોષયુક્ત નદી આદિના જલમ

તેમાં સંધ્યોપાસનતર્પણ કરવું નહિ." ગાર્ગ્યઃ—"વર્ષાઋતુમાં સર્વ નદીઓ રજસ્વલા થાયછે, માટે ગૌતમીસિવાયની નદીઓમાં સ્નાન કરવું નહિ." ગૌતમી શબ્દથી સર્વ સમુદ્રગામિની નદીઓ જાણવી.તેમાં રજોદોષ નથી,તે વિષે વ્યાઘ્રપાદઃ—"સિંહાર્ક ને કર્કાર્ક મધ્યે સર્વ સમુદ્રગામિની (સમુદ્રમાં મળનારી ) નદીસિવાય બીજી નદીઓ રજસ્વલા હોયછે, માટે તેમાં સ્નાન ન કરવું." એ વચનથી સમુદ્રગામિની નદીસિવાયની સર્વ નદીઓને સાધારણ રીતે વર્ષાઋતુમાં રજની પ્રાપ્તિ થઇ; તેમાં કોઇ નદીઓવિષે વિશેષકાલ કહેછે.

૮૨૬ સ્મૃત્યર્થસારમાં—"જે નાની નદીઓ ઉનાળામાં સૂકાઇ જાયછે ને ચોમાસામાં નવા જલથી પૂર્ણ થાયછે, તેમને દશ દિવસ રજસ્વલાપણું હોયછે." તેમ એક યોજન વહેવાવાળીથી છ યોજનસુધીની નદીઓને કુલ્યા કહેછે; તેથી અધિક બાર યોજનસુધી લાંબી વહેવાવાળી અલ્પ નદીઓ કહેવાય છે,અને તેથી પણ અધિક વહેવાવાળી એકલી નદીઓ કહેવાય છે. "કુલ્યા, અલ્પ નદી અને નદી એ સાત દિવસ રજસ્વલા હોયછે." પક્ષ, માસ, એવું પણ બીજા કહેછે."જે નદી કોઈ સમુદ્રગા મહા નદીને મળતી હોય,તેને પણ મહા નદી જાણવી."સર્વ મહા નદી વિષે મહાભારતમાંઃ—"હે રાજા,સર્વ મહા નદી, વેદિકા, કાવેરી, વેણિકા, એ કર્ક બેસે ત્યારથી ત્રણ દિવસ રજસ્વલા હોય છે." [મૂલમાં એજ અર્થ છે.]તથા ભવિષ્યત્પુરાણમાંઃ—"હે દેવિ, કર્ક સંક્રાંતિથી ત્રણ દિવસ મહા નદીઓ રજસ્વલા હોયછે; તેમ ચોથે દિવસે જાન્હવી જેવી શુદ્ધ થાય છે." જાન્હવી એટલે ગંગા. શંકા કરેછે કે, જાન્હવી જેવી એમ કહ્યું; તેથી આ વચનમાં ગંગાને પણ રજોદોષ જણાય છે. તેનું ઉત્તર કે, એમ નહિ. આ દ્રષ્ટાંત શુદ્ધિમાત્ર વિષે છે; રજસ્વલાપણા વિષે નથી.

૮૨૭ અહીં સર્વ મહા નદીઓવિષે રજોદોષની પ્રસક્તિ (પ્રાપ્તિ) થઇ; પણ ગંગાદિ મહા નદીઓને રજોદોષ નથી. તે વિષે નિગમઃ—"ગંગા, ધર્મપ્રવીણા, યમુના ને સરસ્વતી, એમનો રજોદોષ ગુપ્ત રહે છે, માટે તે સૌરભેય (ગાય કે સાંઢીઆ)ની પેઠે નિર્મલ છે." માર્કંડેય પણઃ—"કાલિંદી (યમુના), ગૌતમી (ગોદાવરી), ગંગા, વેણિકા ને સરસ્વતી, એ નદીઓ રજથી દોષવાળી થતી નથી; કારણ કે તે દેવથી ઉત્પન્ન થઇ છે, ને સમર્થ છે." [ગ્રંથાર્થ આવ્યો છે] મરીચિઃ—"આદિત્યકન્યા (યમુના), ગંગા, પ્લક્ષજા, ગૌતમી,સરસ્વતી,વેણી ને

નદ સંજ્ઞાવાળી, એમને રજોદોષ લાગતો નથી."[મૂલાર્થ આવ્યોછે.] નદ સંજ્ઞા એટલે શોણનદ, સિંધુનદ, ઈત્યાદિ પુરૂષ નામવાળા. એમને રજોદોષ નથી. તે રીતે પ્રસ્રવણાદિ એટલે નાના પાણીના ઝરા નદી નામના છે, તેમને પણ અતિ અલ્પપણું હોવાથી રજોદોષ નથી.

૮૨૮ એ હેતુથીજ સ્મૃત્યર્થસારમાંઃ–સર્વ ક્ષુદ્ર (અલ્પ) નદી રજસ્વલા નથી. કાલાદર્શમાં પણઃ–"કર્ક સંક્રાંતિથી સિંહ સંક્રાંતિસુધી સર્વ કેવલ નદીઓ રજસ્વલા હોય છે; પણ ગોદાવરી, વેણી, સરસ્વતી, ભાગીરથી, કાલિંદી (યમુના) ને શોણાદિ નદને રજસ્વલાપણું નથી. એ સિવાયની સર્વ મહા નદીઓ ત્રણ દિવસ રજસ્વલા હોય છે." કાત્ય.યંતઃ–"જાન્હવી, યમુના, ગોદાવરી, સરસ્વતી, કૃષ્ણા, વેણી ને નદ, એમને રજોદોષ નથી." બ્રહ્મપુરાણમાંઃ–"ગોદાવરી, ભીમરથી, તુંગભદ્રા, વેણી, તાપી ને પયોષ્ણી એ વિંધ્યાચલની દક્ષિણ દિશામાં છે; અને ભાગીરથી, નર્મદા, યમુના, સરસ્વતી, વિશોકા ને વિતસ્તા, એ વિંધ્યાચલની ઉત્તર દિશામાં છે. આ બાર મહા નદીઓ દેવ,ઋષિ ને ક્ષેત્રથી ઉત્પન્ન થએલી છે. તેમને વિષે સ્નાન ને યાત્રા કરનારા માણસોને તે પાપથી પાવન કરે છે."

૮૨૯ સ્મૃત્યર્થસારમાંઃ—ગંગાયમુનાસરસ્વતી શબ્દ સ્મૃતિપુરાણાદિને વિષે છે. ત્યાં તેમના તીરમાં ન રહેતા હોય, તેમને પણ રજોદોષ લાગતો નથી એવું કહેછે. બીજી નદીઓમાં લ.ગે. તીરવાસી લોકોને તો બીજી મહા નદીઓમાં રજોદોષ હોય, તોપણ લાગે નહિ. [તીરનિવાસી ન હોય, તેમને લાગે છે.] વ્યાઘ્રપાદઃ–"સૂકાતું ન હોય એવા જીવતા પાણીવાળા વાપી કે કૂવા જે ગામમાં ન હોય, તે ગામના રહેવાસીને ઉપભોગવાસ્તે રજોદોષયુક્ત પાણીનો દોષ નથી." તે વિષે મત્સ્યપુરાણઃ–"પુણ્ય નદીની સાથે મળનારૂં દોષયુક્ત જલ પણ પવિત્ર છે." મહાભારતમાંઃ–"અપવિત્ર જલ પણ ગંગામાં મળ્યું, એટલે પાવન થાય છે." કાલાદર્શમાંઃ–"રજોદુષ્ટ નદીનું જલ ગોદાવરીઆદિ મહા નદીમાં મળ્યું, તે બીજા એટલે ગંગાદિના જલને બગાડતું નથી, ને પોતે પાવન થાય છે." [એ અર્થ મૂલકારે એ રીતે સ્પષ્ટ કર્યો છે.] રજોદોષવાળા નદીઆદિ જલમાં સ્નાનસંધ્યોપાસન ને દેવઋષિપિતૃતર્પણ કરવું નહિ.

૮૩૦ તે વિષે કહ્યુંછે કે, "રજોદોષયુક્ત નદી વગેરેના જલમાં સ્નાનસંધ્યાતર્પણાદિ કરવું નહિ." નદીના પ્રસંગથી તલાવ વગેરેના રજોદોષવિષે કહેછે. વર્ષાઋતુમાં જે નવીન જલ આવે,તે ત્રણ દિવસ અશુદ્ધછે. બીજા કાલમાંવરસાદ થઈને નવું પાણી આવે, તે દશ દિવસ અશુદ્ધ છે. તે વિષે સ્મૃતિસંગ્રહમાંઃ—"વર્ષાકાલમાં નવું જલ શુદ્ધ છે; પણ તે ત્રણ દિવસસુધી પીવું નહિ. અકાલે આવેલું નવું જલ દશ દિવસ પીવું નહિ. જો પીધું તો અહોરાત્ર ઉપવાસ કરવો." તથા કાલાદર્શમાંઃ—" તલાવ આદિમાં રહેલું જલ, પોતાના કાલમાં આવ્યું હોય, તો આરંભથી ત્રણ દિવસ અપવિત્ર છે, નહિતો દશ દિવસ અશુચિ છે; અને તે પૂર્વના જલમાં મિશ્રિત થયું હોય, તો અપવિત્ર થાય નહિ." નવા જલની બરાબર કે તેથી અધિક જુનું પાણી મળેલું હોય, તો નવું જલ શુદ્ધછે, તે વિષે ભવિષ્યત્પુરાણમાંઃ—"જુનું જલ નવા પાણીની સાથે બરાબરીનું કે અધિક મળેલું હોય તો,તે નવું આવેલું પાણી દોષવાળું ન થાય,એવું સૂરિ (વિદ્વાન્) લોકો કહેછે;"માટે તેમાંસ્નાનસંધ્યાદિ દેવર્ષિપિતૃતર્પણ ન કરવું,એવો વાક્યનો શેષ છે. તે વિષે વિશેષ વ્યાઘ્રપાદઃ—"ઉપાકર્મ, ઉત્સર્જન,પ્રેતસ્નાન ને ચંદ્રસૂર્યનું ગ્રહણ,એ નિમિત્તના સ્નાનમાટે રજોદોષ લાગે નહિ." તથાઃ—"જે જલ ગામનો જીવારો થવાને યોગ્ય છે અગર તે સિવાય બીજું જલજ નથી, એટલે ગામનો જીવારો થવાસારૂ બીજો રસ્તોજ નથી, તો તે નવા જલને રજોદોષ નથી." બીજી ગતિ નથી ને જીવન તેથીજ થવાનું હોય, તો દોષ નથી.

ઇતિ નદીના રજોદોષનો નિર્ણય.



અથ અગસ્ત્યના અર્ઘ્યનો વિધિ.

૮૩૧ મત્સ્યપુરાણમાંઃ—અગસ્ત્ય ઋષિ પોતાની પત્નીસહિત બ્રાહ્મણોની સાથે મલયાચલ પર્વતના એક દેશમાં તપ કરતા હતા; અને તે સમુદ્રને પી ગયા, તેથી પ્રસન્ન થયેલા શંકરબ્રહ્માદિ દેવતાઓએ વરદાન માગ એવું કહ્યું, ત્યારે અગસ્ત્યે કહ્યું કે, "પચીસ હજાર કોટિ (ક્રોડ) બ્રહ્મા થતાસુધી દક્ષિણાપથ નામે દક્ષિણ દિશાના માર્ગમાં હું વિમાનમાં બેસનારો થાઉં; ને મારા વિ-

માનનો જ્યારે ઉદય થાય, ત્યારે જે મારૂં પૂજન કરે, તે અનુક્રમે સાત લોકનો અધિકારી થાય, એવું વરદાન આપો". તે સાંભળી "તથાસ્તુ (તેમ થશે) કહીને જેવા આવ્યા હતા તેવા ગયા. માટે વિદ્વાનોએ અગસ્ત્યનો ઉદય થાય, ત્યારે સર્વકાલ તેનું પૂજન કરી અર્ઘ આપવો. અગસ્ત્યનો ઉદય થયાપછી સાત રાત્રિપછી કન્યા સંક્રાંતિ પહેલાં વિદ્વાનોએ તેનું પૂજન કરી અર્ઘ આપવો." તેનો પૂજાવિધિ એવો છે કે, " [અગસ્ત્યનો ઉદય થઈ સાત દિવસ ગયાપછી] વિદ્વાને દરરોજ ઉષ:કાલમાં(પાછલી પાંચ ઘડી રાત્રિએ) ઉઠીને ધોળા તિલમિશ્રિત જલથી સ્નાન કરી ધોળાં વસ્ત્ર પહેરીને પંચરત્ન, અનેક પ્રકારનાં ફલ, આંબાનાં પાંદડાં, [મોંઢા ઉપર] ઘી ભરેલું પાત્ર (ઢાંકણ)ને પુષ્પવસ્ત્રાદિ આભૂષણ,એ પદાર્થો સહિત જલ ભરેલા નવા (છિદ્ર રહિત) કુંભનું સ્થાપન કરવું. અને તેના મુખ ઉપર સુવર્ણની લાંબા ચાર હાથવાળી અંગુઠા જેટલી પુરૂષની મૂર્તિને આજુબાજુ ઉગેલા સાત ધાન્યસહિત સ્થાપન કરી તે ઘડાને ઉષ:કાલમાં નદીઆદિ પાણીના તીર પાસે લેઈ જઈને શ્રદ્ધાથી મળસ્કાની રાત્રિમાં અગસ્ત્યનું પૂજન કરી તેને અર્ઘ આપવો." તે એવી રીતે કે, "કાંસાના પાત્રમાં ધોળા પુષ્પચંદનઅક્ષતસહિત જલ ભરીને એકાગ્રચિત્ત થઈ દક્ષિણ દિશાભણી મુખ કરીને લંબોદર, દીર્ઘબાહુ (લાંબા હાથવાળા) ને દ્વિજમાં શ્રેષ્ઠ, એવા અગસ્ત્યને મંત્ર ભણી ઉછાળીને [ કાંસાના પાત્રમાં તૈયાર કરેલો ] અર્ઘ આપવો."

૮૩૨ **અર્ઘના મંત્ર:**—"કાશ (કાસોટું અગર દર્ભની એક જાત)ના પુષ્પતુલ્ય વર્ણવાળા, અગ્નિ ને વાયુથી ઉત્પન્ન થયેલા,મિત્રાવરૂણ દેવતાના પુત્રને ઘડામાંથી જન્મ પામેલા હે અગસ્ત્ય ઋષિ, હું તમને નમસ્કાર કરૂંછું. પૂર્વે જેમણે વાતાપિ નામના દૈત્યનું ભક્ષણ કર્યું ને સમુદ્રને પીને સૂકવી દીધો, એવા લોપામુદ્રાના પતિ શ્રીમાન્ અગસ્ત્યને હું નમસ્કાર કરૂંછું. વિંધ્યાચલની વૃદ્ધિનો ક્ષય કરનાર, મેઘજલ ને વિષનો નાશ કરનાર, રત્નપ્રિય, લંકામાં નિવાસ કરનાર, દેવર્ષિ હે અગસ્ત્ય ઋષિ, હું તમને નમસ્કાર કરૂંછું. લંકામાં રહેનાર અને ઉત્તમ ઋષિસહિત (રાક્ષસસહિત એવો પાઠાન્તર પણ છે.) લંકાના દ્વારમાં ઉદય થયેલા હે અગસ્ત્ય ઋષિ, હું તમને નમસ્કાર કરૂંછું. મારો આપેલો આ અર્ઘ તમે ગ્રહણ કરો,રાજપત્નીઓના જેવો જેનો સદાચાર છે, એવી પતિવ્રતા ઋષિપત્ની લોપામુદ્રાના પતિ અગસ્ત્ય ઋષિને હું વારંવાર નમસ્કાર કરૂંછું. જે

અગસ્ત્યઋષિના ઉદયથી પાપ અને રોગનો નાશ થાયછે, તે પુત્ર ને શિષ્યસહિત અગસ્ત્યને હું નમસ્કાર કરૂં છું. ઘડામાંથી ઉત્પન્ન થયેલા, મહા ભાગ્યવાન્, દેવોને શાંતિ કરનાર, પિતૃરૂપ, ઈશ્વરરૂપ (સમર્થ), જગત્‌ના નાથ, હે અગસ્ત્ય, મારા અર્ઘનું તમે ગ્રહણ કરો. વંશ એટલે વાંસના પાત્રમાં મૂકેલા ને રત્ન, સાત ધાન્ય અને સપ્ત ફલયુક્ત એવા મારા આપેલા અર્ઘને તમે ગ્રહણ કરો. એ વિધિથી જે પુરૂષ અગસ્ત્યને સાત અર્ઘ આપે, તેને સાત લોકનું સુખ મળે. મરતાસુધી એ પ્રમાણે જે કરે, તે પરબ્રહ્મને પામે. તેની સાંગતાને માટે યથાશક્તિ હોમ, ગોપ્રદાન અને બ્રાહ્મણભોજન કરવું." નિર્ણયામૃતમાં:—"જો શક્તિ હોય તો, રૂપાની ખરીઓ સોનાનાં શીંગડાંને મુખ કરાવીને બહુ દૂધવાળી, વસ્ત્ર, ઘંટા, અલંકાર પહેરાવેલી વાછડાસહિત ધોળી ગાય બ્રાહ્મણને નમસ્કાર કરીને આપવી." એ રીતે અગસ્ત્યનો ઉદય થયેથી સાત દિવસપછી કહ્યાપ્રમાણે સંપૂર્ણ સામગ્રીયુક્ત અર્ઘ જન્મસુધી અથવા સત્તર વર્ષસુધી પૂજન કરીને આપવો, એવું કોઇક કહેછે.

## ઇતિ અગસ્ત્યના અર્ઘનો વિધિ.

## ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપકગ્રંથની ટીકામાં ઉપાકર્માદિ ચાર નિર્ણયો સંપૂર્ણ.

--:(૦):--

## અથ સંક્રાંતિનો નિર્ણય

૮૩૩ સંક્રાંતિ બાર છે. તે વિષે કહ્યુંછે કે, "કર્ક, મકર, સિંહ, કુંભ, વૃશ્ચિક, વૃષભ, તુલા, મેષ, કન્યા, ધન, મીન ને મિથુન." અલિ એટલે વૃશ્ચિક. એ વિષે વિશેષ કહેછે કે, "બે અયન, બે વિષુવ, ચાર ષડશીતિ ને ચાર વિષ્ણુપદી, એ રીતે બાર છે. તેમાં મકર સંક્રાંતિથી ઉત્તરાયન ને કર્કથી દક્ષિણાયન. તુલા ને મેષ બે સંક્રાંતિ વિષુવ. અને વૃષ, સિંહ, વૃશ્ચિક અને કુંભ, એમના સૂર્ય હોય, ત્યારે તેને વિષ્ણુપદી કહેછે. કન્યા, મિથુન, ધન ને મીન, એ ચાર સંક્રાંતિ ષડશીતિ મુખનામની છે. તે વિષે વૃદ્ધ વસિષ્ઠ:—"મકર ને કર્ક, એ બે સંક્રાંતિને અનુક્રમે ઉત્તર ને દક્ષિણ અયન કહેછે અને તુલા ને મેષ એ બેને વિષુવ કહે છે. બીજી રહી તે રાશિચક્રના મધ્યની છે. [ગ્રંથાર્થ આવ્યોછે.] વૃષ, વૃશ્ચિક, કુંભ ને સિંહ, એ રાશિને સૂ-

યૈ ગતિ કરે, તો તેને વિષ્ણુપદી નામે કહેછે,ને તે વિષુવે કરતાં અધિક ફલ આપે છે. કન્યા, મિથુન, મીન ને ધનના રવિ હોય, તો તેને ષડશીતિમુખ કહેછે. તેનું ફલ પણ છાશીગણું છે,ને સંક્રાંતિનિમિત્ત સ્નાનદાન ન કરે, તો દોષ છે.

૮૩૪ શાતાતપઃ–"સૂર્ય સંક્રાંતિ પુણ્યરૂપ છે. તે નિમિત્ત માણસ સ્નાન ન કરે, તો સાત જન્મસુધી રોગી ને દુઃખી થાય; અને જો તે નિમિત્ત હોમ, શ્રાદ્ધ, દાન કરે તો, તે માણસને સૂર્ય સાત જન્મસુધી તે તે ફલ આપે છે." ઇત્યાદિ વચનથી સ્નાનાદિ કરવાની ઈચ્છા થઈ, તો કાલ અતિ સૂક્ષ્મછે, તેથી તે જાણી શકાય વા ન જાણી શકાય, તોપણ તેટલા કાલમાં સ્નાનાદિ કરવાનો અસંભવ હોવાથી સંક્રાંતિપ્રવેશના સમીપના કાલને પુણ્યપણું કહે છે. દેવલઃ–" સંક્રાંતિપ્રવેશનો કાલ અતિ સૂક્ષ્મ છે, તેથી માંસચક્ષુવાળાને જાણવાને કઠિન છે; માટે સંક્રાંતિ બેસે, તે વખતથી પહેલાં ને પછી ત્રીશ ઘડીને પવિત્ર કહેલી છે." આ વચન સર્વે સંક્રાંતિને સરખું લાગુ થયેથી બીજી સ્મૃતિમાં વિશેષ પ્રકાર કહેછે કે, "વૃષ, સિંહ, વૃશ્ચિક, કર્ક ને કુંભ, એ સંક્રાંતિનો આદિ ભાગ, મેષ ને તુલાનો મધ્ય ભાગ ને બાકીની સંક્રાંતિનો અંત ભાગ પુણ્યરૂપ છે.

૮૩૫ તે વિષે ગાલવઃ–"વષુવ સંક્રાંતિના મધ્ય ભાગમાં, વિષ્ણુપદ અને દક્ષિણાયનના આદિ ભાગમાં તેમ ષડશીતિમુખ અને ઉત્તરાયનના અંત ભાગમાં ઘણું ફલ છે."તે વિષે વિશેષ પ્રકાર. કર્ક સંક્રાંતિ બેસતા પહેલી ત્રીશ ઘડી પુણ્ય છે, અને મકર સંક્રાંતિ બેઠાપછી વીશ ઘડી પુણ્ય છે. વસિષ્ઠઃ– "ઉત્તરાયન બેઠાપછી ને દક્ષિણાયન બેસતા પહેલાં પુણ્ય છે." વળી તેજ કહે છે કે, "કર્કની પહેલી ત્રીશ ઘડી ને મકરની પછીની વીશ ઘડી પુણ્ય છે." બીજા નિબંધગ્રંથમાં ચાળીશ કહીછે. તેમ વિષ્ણુપદી સંક્રાંતિમાં પૂર્વની સોળ ને પછીની સોળ ઘડી પુણ્ય છે. તથા વૃદ્ધ વસિષ્ઠઃ–"વિષ્ણુપદીમાં પૂર્વની ને પછીની સોળ સોળ ઘડી પુણ્ય છે. " તેમ તુલા ને મેષની પહેલી દશ ને બેઠા પછીની દશ ઘડી પુણ્ય છે, તે વિષે વૃદ્ધ વસિષ્ઠજ કહે છે કે, " તુલા ને મેષની બેસતા પહેલી ને પછીની દશ દશ ઘડી પુણ્ય છે."

૮૩૬ ભવિષ્યોત્તરમાં પણઃ–"તુલા ને મેષની દશ પહેલી ને દશ પછીની પણ ઘડી પુણ્ય છે." તેમ ષડશીતિ નામની [ કન્યા, મિથુન, ધન ને

મીન ] સંક્રાંતિઓ બેઠાપછી ચારે મળીને સાઠ ઘડી પુણ્યકાલ છે, તે વિષે વસિષ્ઠઃ—"ષડશીતિ બેઠાપછી સાઠ ઘડી પુણ્ય છે." અહીં ષડશીતિમુખની ચારે સંક્રાંતિ મળીને સાઠ ઘડી પુણ્ય જાણવી. એટલે દરેકની પંદર પંદર થઇ; કારણકે દાનખંડમાં "ષડશીતિ બેઠાપછી અષ્ટિ (સોળ) ઘડી પુણ્ય છે," એવું વ્યાખ્યાન કર્યું છે. અથવા 'ષડશીતિ બેઠાપછી' એવું કહ્યું, તે ઘણી પુણ્યરૂપ છે, એ અભિપ્રાયથી કહ્યું છે. ષડશીતિમુખ સંક્રાંતિ બેસતા પહેલાં પણ પુણ્યકાલ છે, એવું દાનખંડમાં કહ્યું છે. "સંક્રાંતિ બેસતા પહેલાં ને પછી પણ પુણ્યકાલ સોળ સોળ ઘડીનો છે," એવું જાણવું. વિષુવાદિ સંક્રાંતિમાં અધિક ફલ આપનારો સૂક્ષ્મ પુણ્યકાલ કહે છે.

૮૩૭ ગાલવઃ—" વિષુવ સંક્રાંતિનો છ મુહૂર્ત્ત, ને ષડશીતિમુખનો બે મુહૂર્ત્ત પુણ્યકાલ છે. "તેમ વિષ્ણુપદનો ત્રણ મુહૂર્ત્ત પુણ્યકાલ મુનિઓએ કહ્યો છે" બીજે પ્રકારે કાલનો ભાગ કાલાદર્શમાંઃ—"સંક્રાંતિ દિવસે બેસે તો, તે આખો દિવસ પુણ્યકાલ છે; તેમાં સ્નાનાદિ કરવું." તેજ વાત મૂલકાર કહે છે કે, દિવસે સંક્રાંતિ બેસે તો, તે આખો દિવસ સ્નાનાદિ કર્મવાસ્તે પુણ્યકાલ છે. આદિ શબ્દથી શ્રાદ્ધદાન, દેવતાપૂજનલેવું. વૃદ્ધ વસિષ્ઠ પણઃ—"દિવસે સંક્રાંતિ બેસે તો, તે સઘળો દિવસ પુણ્યકાલ છે; અને જે જે ઘડી સંક્રાંતિની પાસેપાસેની હોય, તે તે એક કરતાં એક અધિક પુણ્ય છે." એ સર્વ સંક્રાંતિને વિષે જાણવું. તે એ રીતે કે, ત્રીશ કે સોળ ઇત્યાદિ જે પુણ્યકાલની ઘડી કહી છે, તેમાંથી જે જે પાસેની હોય, તે તે અધિક પુણ્ય છે, એવું જાણવું. આ નિર્ણય દિવસે સંક્રાંતિ બેસે તેનો છે. રાત્રે બેસે તે વિષે વૃદ્ધ વસિષ્ઠઃ—"રાત્રે સંક્રાંતિ બેસે, તો સ્નાનદાન વિષે અર્ધો દિવસ પુણ્યકાલ જાણવો. તેમાં મધ્ય રાત્રિથી પહેલાં સંક્રાંતિ બેસે, તો પૂર્વ દિવસે મધ્યાન્હ પછીથી સાયંકાલસુધી,ને મધ્ય રાત્ર પછી બેસે, તો બીજે દિવસે સૂર્યોદયથી બપોરસુધી પુણ્યકાલ જાણવો." તથાઃ—" સંક્રાંતિની પાસેપાસેનો અર્ધો દિવસ સ્નાનદાનમાં પુણ્ય છે." [અર્ધા દિવસમાં પણ જે જે સંક્રાંતિની પાસેનો ભાગ હોય,ને વધારે પુણ્ય છે.]

૮૩૮ તેનો અર્થ એ છે કે, મધ્યરાત્રથી પહેલાં સંક્રાંતિ બેસે તો, પૂર્વ દિવસના ઉત્તરાર્ધમાં ( જે જે ઘડી સૂર્યાસ્તની પાસે હોય તેમાં); અને મધ્યરાત્રપ-

છી સંક્રાંતિ બેસે, તો બીજા દિવસના પૂર્વાર્ધમાં (મધ્યાન્હથી પહેલી સૂર્યોદયની સમીપની ઘડીમાં) સ્નાનદાનાદિ કરવું; [એ અધિક પુણ્ય છે.] જે વચન છે કે, "વિષ્ણુપદીમાં ધન, મીન, નૃયુક્ (મિથુન) ને કન્યા, એ ચાર રાશિની સૂર્યસંક્રાંતિ રાત્રિના પૂર્વભાગમાં કે ઉત્તરભાગમાં થતી હોય, તો અનુક્રમે પૂર્વ દિવસની સાયંકાલે પાંચ ઘડી ને ઉત્તર દિવસની સવારની પાંચ ઘડી શ્રૌત-સ્માર્તકર્મમાં પુણ્ય છે." એ રીતે રાત્રે પૂર્વોત્તર ભાગમાં સંક્રાંતિ હોય, તો પૂર્વોત્તર દિવસની પાંચ પાંચ ઘડી પુણ્યરૂપ કહી, તે અધિક પુણ્યના અભિપ્રાયથી છે. [કારણ કે તે સંક્રાંતિની પાસેની ઘડી છે.] એવું થયેથી સર્વ સંક્રાંતિઓમાં ગયેલી ઘડી ને આવતી ઘડી એવો વિચાર છોડીને, જે દિવસના અર્ધમાં સંક્રાંતિ સમીપ ઘડી આવતી હોય, તેમાં સ્નાનાદિ કરવું, એવું સિદ્ધ થયું. જો બરાબર મધ્યરાત્રેજ સંક્રાંતિ બેસે, તો તે વિષે હવે કહેછે.

૮૩૯ વસિષ્ઠઃ—"બરાબર મધ્યરાત્રેજ સંક્રાંતિ બેસે તો, તે વખતથી પહેલા કે પાછલા છ પ્રહર સંક્રાંતિના પુણ્યકાલના છે; તેમાં સ્નાનાદિ કરવું." એનો અર્થ સ્પષ્ટ છે. વૃદ્ધ વસિષ્ઠ પણઃ—"બરાબર પરિપૂર્ણ અર્ધરાત્રે સંક્રાંતિ થતી હોય, તો કર્ક ને મકરસિવાયની બીજી સંક્રાંતિઓના બન્ને બાજુના બે દિવસ પુણ્યરૂપ છે." અહીં જોકે મધ્યરાત્રે સંક્રાંતિના બે દિવસ સ્નાનાદિમાં પુણ્ય કહ્યા, તોપણ સંક્રાંતિ બેસતીવેળા પૂર્વ દિવસની તિથિ હોય, તો પૂર્વ દિવસ પુણ્ય છે; જુદી તિથિ હોય તો, બીજે દિવસ પુણ્ય છે. તે વિષે કહ્યું છે કે, "જો સંક્રાંતિ બેસતીવેળા પૂર્વ દિવસથી જુદી તિથિ ન હોય, તો પૂર્વ દિવસ પુણ્ય છે, ને અર્ધરાત્રપછી સંક્રાંતિ બેસે, તો બીજે દિવસ પૂણ્ય છે." એટલે અર્ધરાત્ર પછી બેસે, તો પૂર્વ તિથિ કે બીજી હોય, તોપણ બીજે દિવસજ પુણ્ય જાણવો. રાત્રિસંક્રાંતિના બે દિવસ પુણ્ય કહ્યા, તે કર્કમકર સંક્રાંતિસિવાય બીજી સંક્રાંતિ વિષે જાણવા. હવે મકરકર્ક સંક્રાંતિનો વિશેષ પ્રકાર કહે છે.

૮૪૦ કાલાદર્શમાંઃ—"મળસ્કામાં વા મધ્યરાત્રે જો કર્ક સંક્રાંતિ થતી હોય, તો નરે (માણસે) પૂર્વ દિવસે સ્નાનદાનાદિ કરવું. પ્રદોષકાલમાં કે મધ્યરાત્રે મકર સંક્રાંતિ થતી હોય, તો બીજે દિવસે સ્નાનાદિ કરવું." અહીં નર શબ્દ છે, તેથી સર્વ વર્ણ જાણવા. ભવિષ્યોત્તરમાંઃ—મિથુન રાશિથી કર્કના સૂર્ય પ્રભાતમાં કે

મધ્યરાત્રે થતા હોય, તો પૂર્વ દિવસ પુણ્યરૂપ જાણવો." વૃદ્ધ ગાર્ગ્ય પણ:–"અર્ધરાત્રે વા ત્યારપછી સૂર્યોદય થતાંપહેલાં દક્ષિણાયન (કર્કસંક્રાંતિ) થતી હોય, તો પૂર્વ દિવસજ પુણ્ય છે." મકર સંક્રાંતિ વિષે તેજ કહેછે કે, "જો અસ્તમાન થતામાંજ મકર સંક્રાંતિ થતી હોય, કે પ્રદોષમાં વા મધ્યરાત્રે થતી હોય, તો બીજે દિવસે સ્નાનદાનાદિ કરવું." પ્રદોષ એટલે રાત્રિનો પ્રારંભ.

૮૪૧ એ રીતે પુરાણમાં પણ:–"ધન રાશિને ત્યાગ કરીને મકર રાશિનો સૂર્ય પ્રદોષમાં કે અર્ધરાત્રે થતો હોય, તો સ્નાનદાનાદિ બીજે દિવસે કરવું." [એ વિષે વિચાર કરવો છે, વાસ્તે પ્રથમ શંકા ઉત્પન્ન કરેછે કે,] અર્ધ રાત્રે મકર કે કર્ક સંક્રાંતિ થતી હોય, તો વસિષ્ઠવચનમાં કહેલો વીશ કે ત્રીશ ઘડીનો પુણ્યકાલ પૂર્વ કે બીજે દિવસે પહોચી શકેછે, તેથી તેમને પુણ્યપણું ભલે થાઓ; પરંતુ જો મળસ્કામાં કર્ક સંક્રાંતિ હોય ને પ્રદોષકાલમાં મકર સંક્રાંતિ હોય, તો મકર ને કર્ક સંક્રાંતિના વીશ કે ત્રીશ ઘડીના કાલ કરતાં દૂરના પર કે પૂર્વ દિવસને પુણ્યપણું કેમ થશે? [એવી શંકા કરીને પોતેજ ઉત્તર આપેછે કે,] સાંભળ. 'મિથુનથી કર્ક સંક્રાંતિ' ઈત્યાદિ પૂર્વે કહેલા વાક્યથી પુણ્યપણાનું વિધાનછે, તેથી 'સામાન્ય વચનનો વિશેષ વચનથી બાધ થાયછે,' એ ન્યાયથી પૂર્વાપરદિવસને પુણ્યપણું સિદ્ધ થશે. તે એવી રીતે કે, "સંક્રાંતિના સમીપનું દિનાર્ધ પૂર્વ દિવસનું કે ઉત્તર દિવસનું જે આવે, તે પુણ્યરૂપ છે." ઈત્યાદિ વચનો સર્વ સંક્રાંતિ વિષે સામાન્ય (સાધારણ) છે, અને "મિથુન રાશિથી ઉતરીને કર્કના સૂર્ય પ્રદોષમાં કે મધ્યરાત્રે થાય, તો પૂર્વ દિવસ પુણ્યરૂપ છે." એ વચન કેવલ દક્ષિણાયનના કર્ક સંક્રાંતિ વિષેજ છે. તેથી એ વિશેષ શાસ્ત્ર છે. [એ રીતે પૂર્વાપરદિવસને પુણ્યપણાની સિદ્ધિ થઇ, તોપણ એ સિદ્ધાંત નહિ લેવો.]

૮૪૨ કારણકે જોકે ન્યાયથી, દૂર પૂર્વાપરદિવસને પુણ્યપણું પ્રાપ્ત થયું, તોપણ સમીપ ભાગને પુણ્યપણાનું વિધાન કરનારાં આગળ કહેવાનાં અનંતભટ્ટીયાદિ વચનોની સાથે વિરોધ આવેછે. તેમણે કર્કમકરઅયનસંક્રાંતિ રાત્રે આવે, તો તેના સમીપના રાત્રિભાગને પુણ્યપણું કાલાદર્શમાં કહ્યુંછે, અને નિર્ણયામૃતમાં પણ કર્ક ને મકરની સંક્રાંતિ રાત્રે આવે, તો પુણ્યકાલથી દૂર પૂર્વાપર દિવસને પુણ્યપણું કહ્યું છે, તો સમીપ રાત્રિભાગને પુણ્યપણું છે, એમાં શું કહેવું? એ કૈમુત્યન્યાયથી [પૂર્વે સમજાવેલો છે.] અયન સંક્રાંતિમાં રાત્રે પણ સ્નાનદાનાદિ કરવાનું સિદ્ધ થયું. પારિજાતમાં પણ રાત્રિભાગને પુણ્યપણું

કહ્યુંછે. બીજું પુણ્યકાલથી દૂર દિવસને પુણ્યપણું બતાવનારાં વચનોનું બીજે પ્રકારે વ્યાખ્યાન કરે, તો એજ વચનોથી રાત્રિભાગને પુણ્યપણું પ્રાપ્ત થાયછે. તેનું વ્યાખ્યાન એવી રીતે કે, "મળસ્કામાં કે મધ્યરાત્રે કર્ક સંક્રાંતિ થતી હોય,તો સ્નાનદાનાદિક પૂર્વ દિવસે કરવું. પ્રદોષકાલમાં કે મધ્યરાત્રે મકર સંક્રાંતિ થતી હોય, તો બીજે દિવસે સ્નાનાદિ કરવું."

૮૪૩ તથાઃ-" મિથુનથી કર્કનો સૂર્ય થાય, " તથાઃ-" જો અસ્તમાન વખતે સક્રાંતિ થાય, " ઇત્યાદિ પૂર્વે કહેલા વચનોમાં પ્રભાત ( મળસ્કુ ) ને પ્રદોષ શબ્દ છે, તે તો કર્કમકરસંક્રાંતિસમયથી પૂર્વ ને પર કાલનો અતિશય ( અધિકપણું ) સૂચવનારા છે. [ મૂલ.ર્થ આવી ગયો છે. ] તે રીતે પ્રભાતે કર્ક સંક્રાંતિ હોય તો પૂર્વ દિવસે, ને પ્રદોષમાં મકરસંક્રાંતિ હોય તો બીજે દિવસે, એ રીતે દિવસ શબ્દની સાતમી વિભક્તિ છે, તેનો દિવસમાં એવો અધિકરણરૂપ અર્થ સંભવતો નથી; કારણકે દિવસને સંક્રાંતિના કહેલા ત્રીશ ને વીશ ઘડી પુણ્યકાલથી દુરપણું છે, માટે ' જન્મ થયેલા પુત્રનું નામકર્ણ દશમી રાત્રે કરવું; ' એમાં દશમી રાત્રે એ સાતમી વિભક્તિનો અર્થ જેમ દશમી રાત્રે સૂતક હોયછે, માટે તેને દશમી રાત્રિને અતીત્ય એટલે ત્યાગ કરીને અગિયારમી રાત્રે કરવું, એવી ત્યાગલક્ષણા કરેછે, તેમ દિવસે, એ દિવસ શબ્દની સાતમી વિભક્તિની ત્યાગલક્ષણા કરવાથી, દિવસને ત્યાગ કરીને રાત્રિભાગને પુણ્યપણું દઢ થાય છે; માટે અયન સંક્રાંતિનિમિત્ત સ્નાન રાત્રે પણ કરવું. એ પ્રકારે કરેલા અર્થનો દાનખંડમાં અંગીકાર પણ કર્યો છે, તે પ્રમાણે ત્યાં લખ્યું છે. તે એવી રીતે કે, " રાત્રે સ્નાન ને વિશેષેકરીને દાન ન કરવું. " એ નિષેધ અયન સંક્રાંતિસિવાય અન્ય સંક્રાંતિ વિષે છે. જે સંક્રાંતિનિમિત્ત રાત્રે પણ સ્નાનાદિ કરવાનું વિધાન છે, તે બન્ને અયન સંક્રાંતિવિષે છે.

૮૪૪ એ હેતુથીજ " કર્ક ને મકર સંક્રાંતિસિવાય, " એવું કહ્યુંછે, તેથી મકરકર્ક સંક્રાંતિનિમિત્ત રાત્રે પણ સ્નાનદાનાદિ કરવાને બતાવનારાં વચનોની મદદમાં " જે જે સમીપની ઘડી હોય, તે તે અધિક પુણ્ય છે, " એ વાક્ય લેવું. એ રીતે દાનખંડમાં લખ્યું છે, માટે જે રાત્રે અયન સંક્રાંતિ થઈ હોય, તે રાત્રિભાગની અજહલ્લક્ષણા કરવાથી સન્નિહિત પર ને પૂર્વ ક્રિ-

વસને પુણ્યપણું છે. [ અજહત એટલે ત્યાગ ન કરવો. લક્ષણા એટલે સંબંધી પદાર્થ લેવો. અહીં દિવસ પુણ્ય છે, એવું કહેવાથી દિવસનો ત્યાગ ન કરતાં, તે દિવસ ને સમીપ સંબંધવાળી રાત્રિ પણ પુણ્ય છે, એવી અજહલ્લક્ષણા લેવી. ] એવું થયેથી મીથુનથી કર્કના સૂર્ય થાય, તો પૂર્વ દિવસ પુણ્યરૂપછે,ઇત્યાદિ દાનખંડના વાક્યોથી કહેલું સર્વ અનુકૂલ થયું. અથવા અયન સંક્રાંતિમાં રાત્રિની અજહલ્લક્ષણાના અભિપ્રાયથી ભવિષ્યોત્તરમાં અધિક પુણ્યકાલ કહ્યોછે. તે સંબંધી વચનઃ—" મળસ્કામાં કર્ક સંક્રાંતિ ને પ્રદોષ કાલમાં મકર સંક્રાંતિ આવે,તો અનુક્રમે પૂર્વ ને પર સાઠ ઘડી પુણ્ય છે." [ કર્કમાં પૂર્વ ને મકરમાં પર., ] એમાં વિશેષ પ્રકાર. અયન સંક્રાંતિના સમીપના રાત્રિભાગમાં સ્નાનાદિ કરવાનો અસંભવ થાય, તો સમીપને દિવસે કરવું.

૮૪૫ તે વિષે કાલનિર્ણયદીપિકામાંઃ—"અયન સંક્રાંતિ મધ્યરાત્રિથી પહેલી કે પછી થાય તો, સંક્રાંતિના સમીપનો દિન કે દિનાર્ધ પુણ્યકાલ છે. આ વચન બન્ને અયનવિષે સાધારણ છે. અનંતભટ્ટે તો વિશેષ કહ્યું છે કે, "ધન, મીન, કન્યા ને મિથુન, એ રાશિને ઉલ્લંઘન કરીને બીજી રાશિને મધ્ય રાત્ર પહેલાં કે પછી સૂર્ય ગતિ કરતો હોય, તો પૂર્વદિવસની અપરાણ્હની પાંચ ઘડી ને બીજા દિવસની સવારની પાંચ ઘડી સ્નાનાદિમાં તથા દેવપિતૃના કામમાં પુણ્યકાલ છે,"એનો અર્થ સૂર્ય ધન કે મીનનું અતિક્રમણ (ઉલ્લંઘન)કરે, ત્યારે મકર કે મેષ સંક્રાંતિ થાય છે; અને કન્યા કે મિથુનનું ઉલ્લંઘન કરે, તો તુલા ને કર્ક સંક્રાંતિ થાય છે. અહીં બે અયન નામની ને બે વિષુવ નામની સંક્રાંતિ છે. એ સંક્રાંતિઓ રાત્રિના પૂર્વ ભાગમાં બેસતી હોય, તો અપરાણ્હની પાંચ ઘડી ને ઉત્તર ભાગમાં બેસતી હોય, તો સૂર્યોદયપછી બીજા દિવસની પાંચ ઘડી પુણ્યકાલ છે. અહીં પાંચ ઘડી અધિક પુણ્યકાલના અભિપ્રાયથી છે. શંકા કરે છે કે, **"मिथुनात्कर्क संक्रांतिः"** એ વાક્ય,

૮૪૬ તથા **"यद्यस्तमय वेलायां"** ઇત્યાદિ વાક્યો અનર્થક (નિષ્ફલ) થશે. તેનું ઉત્તર કે, એવું ન સમજીશ. એ વાક્યોનું અયન સંક્રાંતિ નિમિત્ત રાત્રે પણ સ્નાનદાનાદિ કરવા વિષે સફલપણું થશે, એવું અમે કહી

એ છીએ. માટેજ દાનખંડ કાલાદર્શ પારિજાત અને નિર્ણયામૃતાદિના ગ્રંથ કર્તાઓએ 'મિથુનથી કર્ક સંક્રાંતિ' ઈત્યાદિ વચનોના અર્થનો વિચાર કરતાં રાત્રે પણ સંક્રાંતિનિમિત્ત સ્નાનદાનશ્રાદ્ધાદિ કરવાવિષે પુણ્યકાલનું પ્રતિપાદન કર્યું છે. તેમણે સંશયવાળાં વચનો લખ્યાં છે, તેમનું વ્યાખ્યાન આપ્યું નથી; ફક્ત રાત્રે પુણ્યરૂપ અર્થ માત્ર ગ્રહણ કર્યો છે. એ ગ્રંથોમાં અયનવિષે રાત્રિભાગને પુણ્યપણું બતાવનારાં વિશેષ વચન દેખાતાં નથી. કોઈ અન્ય ઠેકાણે હશે, તો શી હાનિ છે? એ વચનોનો અર્થ પૂર્વે અહીં વ્યાખ્યાન કર્યોછે. એવું થયેથી 'મકરકર્કસિવાય' એ વાક્યનો આ અર્થ છે કે,

૮૪૭ મકરકર્ક સંક્રાંતિનિમિત્ત સ્નાનાદિ રાત્રે ને દિવસે પણ કરવું. અન્ય સંક્રાંતિનિમિત્ત તો દિવસેજ કરવું; રાત્રે નહિ. તેથી સંક્રાંતિવિષે રાત્રે સ્નાનાદિનું વિધાન કરનારાં વચનો અયનસંક્રાંતિ વિષે જાણવાં. તથાઃ—"કર્કસંક્રાંતિની પૂર્વની ત્રીશ ઘડી ને મકરની પછીની વીશ ઘડી અને તુલામેષ વર્ત્તમાન હોય તો, તેની પૂર્વે ને પર દશ દશ ઘડી પુણ્ય છે." એવું વસિષ્ઠનું વચન છે. વર્ત્તમાન ને ઉભય શબ્દનો સંબંધ કર્ક મકરને પણ છે, એવું દાનખંડમાં વ્યાખ્યાન કર્યું છે; માટે મકર ને કર્કની પણ પૂર્વે ને પર ઘડી પુણ્યકાલ છે. તે દક્ષિણાયન ને ઉત્તરાયન સંક્રાંતિ રાત્રે થાય, તો રાત્રે પણ સ્નાનશ્રાધ્ધાદિ કરવું, એવો અર્થ લેવો. સમીપ ભાગના દિવસને પુણ્યપણું, ઇત્યાદિ બીજા સર્વ ધર્મ સર્વ સંક્રાંતિવિષે સાધારણ (સરખા) છે. "અર્ધ રાત્રિ પહેલાં સંક્રાંતિ હોય,તો પૂર્વ દિવસે મધ્યાન્હ પછી સ્નાનાદિ કરવું;અને અર્ધરાત્રિ પછી સંક્રાંતિ હોય, તો બીજે દિવસે સૂર્યોદય પછી બે પ્રહરસુધી સ્નાનાદિ કરવું." ઇત્યાદિ સ્મૃતિઓ, બન્ને અયન સંક્રાંતિઓ મળસ્કું ને મધ્યરાત્ર ઇત્યાદિ કાલમાં થતી હોય તો, ગ્રહણની પેઠે રાત્રે પણ સંક્રાંતિના સમીપ ભાગના પુણ્યપણાને ત્યાગ ન કરતાં સમીપ દિવસના ભાગનું પુણ્યપણું લેઇને સમીપ દિવસના પુણ્ય કાલમાં સ્નાનશ્રાધ્ધાદિ કરવું એવુ કહેછે.કારણકે જેજે ઘડી સમીપ હોય,તે અધિક પુણ્ય છે, એવું વસિષ્ઠવચન છે. સ્મૃત્યર્થસારમાં મકરસંક્રમણની પૂર્વે ઘડી પણ પુણ્યકાલ છે, એવું કહ્યું, તેથી કર્કસંક્રમણની પછીની ઘડી પણ પુણ્ય છે, એવું જાણવું. [ કર્ક સંક્રાંતિ બેઠાપછી દક્ષિણાયન થાય છે, ને મકર સંક્રાંતિ બેસતા પહેલાં દક્ષણાયન હોય છે, તેથી કર્કની પછીની ઘડી ને મકરની પ્ર-

હેલી ઘડીમાં દક્ષિણાયન હોવાથી સ્નાનાદિ કરવું યોગ્ય નથી; પણ વિશેષ વાક્ય તે વિષે છે, માટે તેમાં કરવું. ]

ઇતિ અયનવિષે વિશેષ પ્રકાર.

૮૪૮ એમાં 'કર્કની ત્રીશ ઘડી' ઈત્યાદિ વચન વિશેષ સંક્રાતિઓનાં નામ કહી કહીને સ્નાનાદિનું વિધાન કરે છે, અને 'અર્ધરાત્રથી પહેલાં,' ઈત્યાદિ વચન તો વિશેષ કાલનું નામ કહી કહીને સ્નાનાદિનું વિધાન કરે છે; માટે બન્ને પ્રકારનાં વચનેનું બલ સરખું હોવાથી, આ બન્ને વચનોનો અને તેમાં કહેલા કાલનો વિકલ્પ સ્વીકારવો.

અથ સંક્રાંતિવિષે સાધારણ રીતે કહે છે.

"જે જે ઘડી સંક્રાંતિના સમીપની હોય, તે તે અધિક અધિક પુણ્યવાળી જાણવી. સર્વ સંક્રાંતિનો પુણ્યકાલ પૂર્વની ને પછીની સોળ સોળ ઘડીસુધી જાણવો; અને ચંદ્રસૂર્યગ્રહણમાં તો જેટલી ઘડીસુધી ગ્રહણ દેખાતું હોય તેટલી ઘડી પુણ્યકાલ જાણવો." જે વચન છે કે, "દિવસે સંક્રાંતિ થઈ હોય, તો પૂર્વ અને બીજી એમ બે રાત્રિ, અને રાત્રે સંક્રાંતિ થઈ હોય, તો પૂર્વનો ને પછીનો એમ બે દિવસ મળીને દાનઅધ્યયનકર્મમાં પક્ષિણી સંક્રાંતિ લેવી." આ વાક્યવિષે બીજા નિબંધ ગ્રંથ) માં વેદ ભણાવવારૂપી દાનમાં ને વેદ ભણવારૂપી કર્મમાં પૂર્વ ને પર બન્ને દિવસને પુણ્યપણું કહીને ફરી કહ્યું છે, એ યોગ્ય નથી; કારણકે "અયનમાં ને વિષુવ સંક્રાંતિમાં (કર્કમકર અયન ને મેષતુલા વિષુવ ) તેમ આષાઢશુક્લએકાદશીમાં, કાર્તિકશુક્લએકાદશીમાં અને ચાતુર્માસ્યની દ્વિતીયાએ માં વેદ ભણવો નહિ," એવું વચન છે. નિત્યબ્રહ્મયજ્ઞમાં વેદ ભણવાનો અનધ્યાય નથી. તે વિષે સ્મૃત્યંતરમાં:—"ઉપાકર્મમાં, નિત્યબ્રહ્મયજ્ઞમાં અને હોમમાં વેદ ભણવાનો અનધ્યાય નથી."

ઇતિ નિર્ણય.



સંક્રાંતિમાં કરવાનો વિધિ કહે છે.

૮૪૯ "સંક્રાંતિમાં ને ગ્રહણમાં સ્નાન, શ્રાદ્ધ ને દાન કરવું." તેમ "ગ્રહણ, સંક્રાંતિ, વિવાહ, મરણ ને વૃદ્ધિશ્રાદ્ધ, એટલે ઠેકાણે અને નિત્ય ને કામ્યવ્રતમાં સ્નાનદાનાદિ કરવું." આદિ શબ્દથી દેવાર્ચન, જપ, હોમ, ઇત્યા-

દિ જાણવું. વસિષ્ઠઃ—"સંક્રાંતિમાં સ્નાન કરી ઉપવાસ કરીને જે માણસ પ્રાતઃકાલે શ્રીહરિનું પંચોપચાર પૂજન કરે, તેને કામનાનું ફલ મળે." તેમ "અયનમાં ને વિષુવમાં ત્રિરાત્ર ઉપવાસ કરી સ્નાન કરીને શ્રીહરિનું પૂજન કરે, તો તેને સર્વ કામનાનું ફલ મળે." સ્નાનાદિનું ફલ વૃદ્ધવસિષ્ઠ કહે છે કે, "જે ફલ દરરોજ સ્નાનાદિ કરવાથી થાય છે, તે ફલ અયનમાં કરવાથી કોટિગણું, વિષુવમાં લક્ષગણું અને ષડશીતિ ને વિષ્ણુપદી સંક્રાંતિમાં હજારગણું થાય." ભારદ્વાજઃ—"ષડશીતિમાં ને બન્ને વિષુવ સંક્રાંતિમાં જે દાન કરે, તો સમુદ્રનો અંત જણાય, પણ તેના ફલનો અંત જણાતો નથી." શાતાતપઃ—"અયન સંક્રાંતિમાં સર્વ કાલ, વિષુવ ને વિષ્ણુપદીમાં મધ્યકાલ અને ષડશીતિમાં અંત ભાગનો કાલ સ્નાનાદિવિષે આદરથી લેવો." કેવલ સૂર્ય સંક્રાંતિને જ પુણ્યકાલ છે એમ નહિ, પણ સર્વ ગ્રહની સંક્રાંતિનો પણ પુણ્યકાલ છે.

૮૫૦ તે વિષે જ્યોતિઃશાસ્ત્રમાંઃ—તેનો અર્થ માત્ર અહીં કહીએ છીએ. સૂર્ય સંક્રાંતિની પૂર્વ ને પર સોળ સોળ ઘડી પુણ્યકાલ છે; તેમ ચંદ્રની પણ એક રાશિથી બીજી રાશિ કે નક્ષત્રમાં ગતિ થાય, ત્યારે પૂર્વ ને પર એક એક ઘડી ને તેર તેર પલ પુણ્યકાલ છે. એ રીતે મંગલની ચાર ઘડી ને એક પલ તેમ બુધની ત્રણ ઘડી ને ચૌદ પલ પૂર્વપર પુણ્યકાલ છે. ગુરૂની સાડાચાર ઘડી ને સાત પલ પૂર્વ ને પર પુણ્યકાલ છે. એ કહેલા કાલમાં "આદ્ય, મધ્ય ને અંત ભાગમાં જપ, દાન ને હોમ કરનારને સ્વર્ગની પ્રાપ્તિ થાય."

ઇતિ સંક્રાંતિનો નિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં સ્નાનાદિ કાલજ્ઞાનસહિત સંક્રાંતિનો નિર્ણય.



## અથ અધિકમાસનો નિર્ણય.

૮૫૧ તે મહીના ચાર પ્રકારના છે. તે વિષે કહ્યું છે કે, "પ્રતિપદાથી અમાવાસ્યા સુધીના માસને ચાંદ્ર કહેછે; સૂર્ય મેષાદિ રાશિનો થાય, તેને સૌરમાસ કહેછે; તેમ ચંદ્રમા સત્તાવીશ નક્ષત્રમાં ગતિ કરે [બારે રાશિ ભોગવે], તેને નાક્ષત્રમાસ કહેછે, ને બારે મહીના બરાબર ત્રીશ ત્રીશ દિવસનાજ ગણીએ, તો

વર્ષના ત્રણસેં સાઠ દિવસ થાય, તે માસને સાવન કહેછે." એજ પ્રમાણે બ્રહ્મ સિદ્ધાંતમાં કહ્યું છે કે, "શુક્લપક્ષની પ્રતિપદાથી અમાવાસ્યા સુધીનો ચાંદ્રમાસ, બરાબર ત્રીશ દિવસનો સાવનમાસ, સૂર્ય એક રાશિ ભોગવે તેને સૌરમાસ, અને સર્વ નક્ષત્રોને ચંદ્ર ભોગવે તેટલા કાલને નાક્ષત્રમાસ કહે છે." હવે શુક્લ ને કૃષ્ણપક્ષના આરંભના ભેદથી ચાંદ્રમાસના બે ભેદ છે, તે વિષે ત્રિકાંડમંડનઃ—"ચાંદ્રમાસ પણ શુક્લપક્ષાદિ ને કૃષ્ણપક્ષાદિ એવો બે પ્રકારનો છે. તેમાં કૃષ્ણપક્ષાદિ માસ તો કેટલાક અંગીકાર કરતા નથી." કેટલાક એટલે વિંધ્યાચલથી દક્ષિણ દિશામાં રહેનારા. તેઓ શુક્લપ્રતિપદાદિ માસનો અંગીકાર કરેછે; કૃષ્ણપક્ષાદિનો નથી કરતા. હવે શુક્લપ્રતિપદાદિ અમાવાસ્યાંત ચાંદ્રમાસ જ્યારે સંક્રાંતિરહિત આવે, ત્યારે તે તેરમો અધિક માસ થાય છે.

૮૫૨ શંકા કરેછે કે, 'બાર માસનો સંવત્સર' એવી શ્રુતિ છે, તેથી તેરમો માસ કેમ કહોછો ? તેનું ઉત્તર કે, એ ખરૂં, પણ શ્રુતિમાંજ તેરમા માસનું અભિધાન (કહેવું) છે; માટે તેજ અધિકમાસને મલમાસ અને મલિમ્લુચ એવે નામે કહે છે. આ અધિક માસ આવવાના કાલનો નિયમ જ્યોતિઃ સાગરમાંઃ—"ત્રીશ માસથી ઉપર ને છત્રીશ માસની અંદર અધિકમાસ આવે છે, એવું બાદરાયણિ કહે છે." [મૂલકારે એજ અર્થ કર્યો છે.] વસિષ્ઠ સિદ્ધાંતમાં તો વિશેષ છે કે, "ગયેલા અધિકમાસથી આરંભ કરીને આવતા અધિક માસની અંદરના માસને ગર્ભમાસ કહે છે. એવા ગર્ભના બત્રીશ માસ, સોળ દિવસ અને ચાર ઘડીએ ફરી અધિકમાસ આવે છે. [મૂલાર્થ આવી ગયો છે.] એવું થયેથી શુક્લપક્ષ ને કૃષ્ણપક્ષ બન્નેમાં સૂર્ય સંક્રાંતિ ન આવે, તો તે સંક્રાંતિરહિતને અધિકમાસ કહે છે. તે સર્વ કર્મ કરવાને નિંદિત છે." એ વિષે બીજું વચનઃ—"જે માસની અમાવાસ્યાની અહોરાત્રમાં પણ સૂર્યસંક્રાંતિ થતી હોય તો તે માસ પવિત્ર છે; ને જો અમાવાસ્યામાં પણ ન થતી હોય [અમાવાસ્યાને ઉલ્લંઘન કરે] તો તે અધિકમાસ જાણવો.

૮૫૩ એનો અર્થ એવો છે કે, જો અમાવાસ્યામાં દિવસે કે રાત્રે સૂર્ય સંક્રાંતિ થતી હોય, તો તે ચાંદ્રમાસ પવિત્ર છે; ને જો અમાવાસ્યાની વ્યાપ્તિને ઉલ્લંઘન કરીને પ્રતિપદામાં સંક્રાંતિ થઈ, તો તે ચાંદ્રમાસ અધિક થાય, એવું અનંતભટ્ટે પણ વ્યાખ્યાન કર્યું છે. તે અધિમાસ એટલે અધિ-

ક તેરમો માસ સર્વ કર્મ કરવાને ત્યાજ્ય છે. તે વિષે પૈઠીનસિઃ—"સર્વ શ્રૌત ને સ્માર્તક્રિયા બાર માસમાં કરવી, ને તેરમે મહીને કરે તો તે નિષ્ફલ થાય છે; માટે તેરમા માસમાં શ્રૌતસ્માર્તક્રિયા કરવી નહિ; કરે તો પોતાના જન્મની હાનિ કરી અનર્થ ઉત્પન્ન થાય." ભૃગુ પણઃ—"સૂર્યની એક રાશિમાં બે અમાવાસ્યા થાય, તો તે અધિકમાસ દેવપિતૃક્રિયાનો હણનારો થાય છે." તેનેજ મલમાસ ને મલિમ્લુચ કહે છે. [ ગ્રંથકારનો અર્થ આવી ગયો. ] તે વિષે ગૃહ્ય પરિશિષ્ટમાં:—"એ મલિમ્લુચ માસ પાપથી ઉત્પન્ન થયેથી મલીન ને પાપરૂપ છે, તેથી તેમાં પિતૃનાં ને દેવનાં કર્મ કરવાને નિંદિત છે, માટે તેમાં તે કર્મ કરવાં નહિ. તે માસ પણ ચાંદ્ર કહેવાય છે.

૮૫૪. તે વિષે જ્યોતિઃશાસ્ત્રમાં કહ્યું છે કે, "એક વારમાં બે તિથિની સમાપ્તિ થાય, તેને દિનક્ષય કહેછે. એ રીતે એક સંક્રાંતિમાં બે માસની સમાપ્તિ, એટલે બે અમાવાસ્યાઓ આવે, તેને મલમાસ કહે છે." તથાઃ—"સૂર્યસંક્રાંતિરહિત શુક્લપક્ષાદિ માસ ચાંદ્ર છે; પણ તે ક્રિયાથી બાહ્ય છે, એવી દીપિકા છે." ગાર્ગ્યઃ—"જ્યારે બે અમાવાસ્યા સંક્રાંતિરહિત હોય, ત્યારે તે મલમાસ જાણવો; ને પછીનો તે નામવાળોજ બીજો માસ શુદ્ધ છે." મૈત્રેયસૂત્રમાં પણઃ—"જો બે અમાવાસ્યા થતા સુધી સૂર્ય એકજ રાશિને સંક્રાંતિ કરે, તો તે સંક્રાંતિરહિત પહેલો માસ મલિમ્લુચ ને બીજો શુદ્ધમાસ જાણવો." વ્યાસઃ-"જે માસની અમાવાસ્યાને ઉલ્લંઘન કરીને સૂર્યસંક્રાંતિ થાય, તો પૂર્વ માસનો ત્યાગ કરવો. એક છેટલી ઘડી અમાવાસ્યામાં પણ સૂર્યસંક્રાંતિ હોય, તો તેથી ઉત્તર માસ ( બીજો માસ ) અધિક જાણવો." અહીં સિનીવાલી શબ્દ છે, તેથી સંપૂર્ણ અમાવાસ્યા જાણવી; [ ખંડિત નહિ ] કારણ કે અમાવાસ્યાની ઘડી માત્ર શેષ હોય, ને તેમાં સંક્રાંતિ થાય, તો તે સંક્રાંતિરહિત માસ નથી. તે વિષે કહ્યું છે કે, "દર્શ એક ઘડી શેષ હોય ને તેમાં સૂર્યસંક્રાંતિ થતી હોય, તો વિદ્વાનોએ તેને સંક્રાંતમાસ કહ્યો છે." અનંતે પણઃ—"સૂર્યે જે માસનું ઉલ્લંઘન કર્યું, તે ચાંદ્રમાસ મલિમ્લુચ છે. તે માસમાં જે કર્મ કહેલું હોય, તે તેમાં ન કરતાં તેથી બીજા ઉત્તર માસમાં કરવું. એ રીતે સાઠ દિવસના માસમાં પૂર્વાર્ધે એટલે પહેલા ત્રીશ દિવસ મલિમ્લુચ જાણવા; માટે તે પૂર્વાર્ધને તજીને તેમાં કરવાની પિતૃદેવની ક્રિયા ઉત્તર અર્ધમાસમાં કરવી."

૮૫૫ જ્યોતિઃપિતામહ પણઃ—"બાદરાયણ ઋષિઓએ સાઠ દિવસનો માસ કહ્યા છે, તેનો પૂર્વાર્ધ તજીને ઉત્તરમાસમાં ક્રિયા કરવી." તેમ ઋષ્યશૃંગ પણઃ—"બાર માસના સંવત્સર કરતાં અધિક તેરમો માસ અસુર લોકોનો હોવાથી નિંદિત છે, તેથી તેરમા માસમાં શ્રાદ્ધ કરે, તો તે પિતરોને મળતું નથી." ઈત્યાદિ સ્મૃતિ વચનથી અધિક માસમાં સાધારણ રીતે સર્વ કર્મનો ત્યાગ પ્રાપ્ત થયેથી કેટલાંક કર્મ કરવાની અનુજ્ઞા (આજ્ઞા) દેખાય છે. તે વિષે બૃહસ્પતિઃ—"મલિમ્લુચ માસમાં પ્રયત્નથી નિત્યનૈમિત્તિક કર્મ કરવાં; કારણ કે તે અમુક માસમાં કરવું, એવું માસના નામથી ન છતાં રોજ કરવાનું આવશ્યક છે." તેજ કહે છે કે, રોજને રોજ શ્રાદ્ધ, વૈશ્વદેવ, બ્રહ્મયજ્ઞ, દેવપૂજન, ને અતિથિની પૂજા કરવી. મત્સ્યપુરાણમાં પણઃ—"દર્શશ્રાદ્ધ, નિત્યશ્રાદ્ધ, દરરોજ ગાય, તિલ, જમીન, સુવર્ણ ઇત્યાદિનું નિત્યદાન કરવાનો જે નિયમ હોય, તે મલમાસમાં પણ કરવું." તે બીજી સ્મૃતિમાં પણ કહ્યું છે.

૮૫૬ કાલાદર્શમાંઃ—"મન્વાદિ તિથિનિમિત્ત દાન, તિલ, ગાય, પૃથ્વી, સુવર્ણ, ઈત્યાદિનું નિત્યદાન, સંધ્યા, સ્માર્તાગ્નિનું કર્મ, પર્વનિમિત્ત હોમ, આગ્રયણ, સાગ્નિના દર્શપૂર્ણમાસ, અગ્નિહોત્રનો નિત્યહોમ, દેવનું ને અતિથિનું પૂજન, વિધિપૂર્વક સ્નાન, અભક્ષ્ય ને અપેય (ખાવાપીવા લાયક ન હોય તે) નું વર્જન, પિતૃતર્પણ, જે આજીવનરૂપ નિત્યનિમિત્તવાળું, એ સર્વ નિત્યનૈમિત્તિક બન્ને માસમાં કરવું." પર્વહોમ એટલે સ્માર્તાગ્નિનો પાર્વણ સ્થાલીપાક. આગ્રયણ તો બીજા માસમાં કરવાના અસંભવરૂપ આપત્તિ હોય તો મલમાસમાં કરવું; નહિતો નહિ. એમનો અને આજીવન નિમિત્તનો નિત્યવિધિ છે; માટે આજીવનનિમિત્તનું કર્મ નિત્ય છે. તે પ્રકારે ગોભિલઃ—"નિત્યનૈમિત્તિક કર્મ, ને દાન, તીર્થસ્નાન, ગ્રહણાદિ નિમિત્તનું સ્નાન, શ્રાદ્ધ, નિત્યશ્રાદ્ધ, એ સર્વ મલિમ્લુચ માસમાં કરવું." આદિ શબ્દથી યુગાદિ ને મન્વાદિ જાણવાં. વળી ઋષ્યશૃંગે અધિકમાસમાં દર્શશ્રાદ્ધનો જે નિષેધ કર્યો છે, તે "સંવત્સરથી અધિક મલિનમાસ આવે, તો તેમાં દર્શશ્રાદ્ધ ન કરવું." એ અમાવાસ્યા સંબંધી કામ્ય દર્શશ્રાદ્ધનો છે.

૮૫૭ એ રીતે જાબાલિઃ—"મલિમ્લુચમાસમાં નિત્યનૈમિત્તિક શ્રાદ્ધ કર-

વું; પણ તિથિ, નક્ષત્ર કે વારમાં જે કામ્ય કહેલું હોય તે ન કરવું." તથા:-
"જાતકર્મનું શ્રાદ્ધ, દર્શશ્રાદ્ધ, મલમાસમાં પણ કરવું; કારણકે વ્યાસનું વ-
ચન છે." સ્મૃતિસંગ્રહમાં:-"જાતકર્મ, પુંસવન ને સીમંતોન્નયન, એ નિમિ-
ત્ત ઉત્પન્ન થાય, તો તે મલમાસમાં પણ કરવાં." એમાં 'ચ' શબ્દ છે, તેથી
અલભ્ય યોગમાં કહેલાં વ્રતો ને કૃચ્છ્રરૂપ વ્રતો જાણવાં. એ હેતુથીજ મરીચિ:-
"કંઈયોગ ને અલભ્યયોગનિમિત્ત કર્મ, સીમંત ને પુંસવન, એમાં દાનાદિ ક-
હ્યાં છે, તે પ્રથમ મલમાસમાં પણ કરવાનો દોષ નથી." અલભ્યયોગ એટલે
અર્ધોદય, મહાવ્યતીપાત, કપિલાષષ્ઠી, ઈત્યાદિમાં વિહિતશ્રાદ્ધ અને વ્રત કર-
વાં. તેમઃ-"રોગશાંતિમાટે અલભ્યયોગનિમિત્ત શ્રાદ્ધ, વ્રત અને પ્રાયશ્ચિત્ત,
નિમિત્ત ઉત્પન્ન થયેથી બન્ને માસમાં કરવાં." રોગનિવૃત્તિમાટે નક્ષત્રશાંતિ,
ગ્રહપૂજનાદિક અને નિમિત્ત ઉત્પન્ન થયું કે નૈમિત્તિક, એ પૂર્વ કે પર મા-
સમાં જેમાં નિમિત્ત ઉત્પન્ન થાય, તેમાં કરવું. પ્રાયશ્ચિત્ત પણ નિમિ-તવશાત્
કરવું. તેમ અગ્નિનો નાશ થયો હોય, તો પુનરાધાન મલમાસમાં કરવું.

૮૫૮ મત્સ્યપુરાણમાં:-"ચંદ્રસૂર્યગ્રહણ, મરણ ને પુત્રજન્મ, એમાં મ-
લમાસ હોય, તોપણ શ્રાદ્ધાદિ દાન કરવું; તેથી અક્ષય્ય થાય." વ્યાસ:-
"તીર્થસ્નાન, જપ, હોમ, જાતકર્માદિ ક્રિયા મઘા ને ત્રયોદશીના કારણથી શ્રા-
દ્ધનિમિત્ત ઉત્પન્ન થયું હોય તે, ને જેની કર્યા સિવાય ગતિ નથી, તેટલાં સર્વ
મલમાસમાં કરવાં." તીર્થસ્નાન પૂર્વે જોયેલું હોય તેનું કરવું [નવિન તીર્થયા-
ત્રા જવું નહિ.] કારણ કે "મલમાસમાં અપૂર્વ તીર્થ વર્જિત કરવું;" તેમ અ-
પૂર્વ (નવિન) દેવનું દર્શન કરવા પણ જવું નહિ. કાણ્વગૃહ્યપરિશિષ્ટમાં:-
"મલમાસમાં ગતિ નથી, તેથી નિત્યનૈમિત્તિક વગેરે કરવું." તથા:-ચંદ્રસૂર્ય
ગ્રહણમાં સ્નાન, દાન, શ્રાદ્ધ, જપાદિ અને નિત્યનૈમિત્તિક, મલમાસ હોય તો-
પણ કરવું." ગૃહ્યપરિશિષ્ટમાં:-"વષટ્કાર રહિત હોમ, પર્વેષ્ટિ ને આગ્રહાય-
ણ, એ મલમાસમાં કરવાં; કામ્ય ઇષ્ટિ ન કરવી." વષટ્કાર રહિત એટલે અ-
ગ્નિહોત્રાદિ હોમ. પર્વ એટલે ઇષ્ટિ. દુર્ભિક્ષ હોય તો આગ્રહાયણ કરવું. "ગર્ભ-
નિમિત્ત, વાર્ધુષિક એટલે વૃદ્ધિજીવન (વ્યાજ), મરણ, શ્રાદ્ધકર્મ, માસિક, સ-
પિંડીકરણ ને નિત્ય, એટલે ઠેકાણે મલમાસ વર્જિત કરવો નહિ." કામ્યઇષ્ટિ
આદિ મલમાસમાં કરવી નહિ."

૮૫૯ તે વિષે વ્યાસઃ—"શ્રૌત ને સ્માર્તક્રિયા, જે બારે માસ કરવાની, તે મલમાસમાં પણ કરવી. કામ્યઇષ્ટિ વર્જિત કરવી." તેમ મલમાસમાં મરણ પામેલાનું દાહાદિ સર્વ પ્રેતકાર્ય કરવું. દીપિકાઃ—દાહાદિક, વર્ષી વગેરે સર્વ પ્રેતકર્મ કરવું. સત્યવ્રતઃ—"મલમાસમાં જો દ્વિજ મરણ પામે, તો તેની સર્વ પિંડોદકાદિ ઉત્તરક્રિયા કરવી." દ્વિજ શબ્દથી સર્વ વર્ણો લેવી. કાલાદર્શમાંઃ—મરણને આરંભીને દહન, અગ્નિઆચ્છાદન, તિલોદક, પિંડદાન, નવશ્રાધ્ધ, દ્વાદશાહ, ષોડશશ્રાધ્ધ ને સપિંડીકરણ સુધી ઉત્તરક્રિયા કરવી. સત્યવ્રતઃ—વર્ષ સુધી ઉદકુંભ ને ઘી મિશ્રિત અન્ન આપવું, અને સંવત્સર વધ્યો હોય, તોપણ પ્રતિમાસે માસિકો કરવાં." માસિક નૈમિત્તિક છે. બીજું પણ નૈમિત્તિક મલમાસમાં કરવું. તે વિષે ગભસ્તિઃ—"મલમાસમાં નૈમિત્તિક સિવાય કામ્યકર્મ કદાપિ ન કરવું. નૈમિત્તિક તો તેમાંજ કરવું." પ્રેતશ્રાધ્ધ નૈમિત્તિક છે, એ હેતુથી કાઠકગૃહ્યપરિશિષ્ટમાંઃ—"મરણથી આરંભ કરીને શ્રાદ્ધ, પિંડ, ઉદકક્રિયા ને સપિંડીકરણાંત સર્વ ક્રિયા જે વખતે પ્રાપ્ત થાય, ત્યારે કરવી." યથાકાલ એટલે નિમિત્ત ઉત્પન્ન થાય કે તરતજ કરવી.

૮૬૦ તે વિષે હારીતઃ—" મલમાસમાં આબ્દિક, માસિક, પ્રેતકર્મ ને સપિંડાન્તક્રિયા અને વર્ષસુધી ઉદકુંભાદિ, એ સર્વ કરવું." સંવત્સર વધે તોપણ તેમાં આવેલા મલમાસમાં એક માસિક કરીને, બીજા શુધ્ધમાસમાં પણ ફરી તે માસિક કરવું. તે વિષે વસિષ્ઠઃ—સંવત્સર મધ્યે જો અધિમાસ આવે,તો માસિક કરવામાટે એક દિવસ વધારવો. [માસિક તિથિ વધારવી; એટલે સોળ માસિકો થવાનાં તે સત્તર થાય.] વૃદ્ધ વસિષ્ઠ પણઃ—"શ્રાદ્ધતિથિ પ્રાપ્ત થઈ ને અધિકમાસ હોય, તો બે શ્રાદ્ધ કરવાં. એવું કરેથી દોષ નથી." [બેમાસમાં બે શ્રાદ્ધ કરવાં.] પ્રેતશ્રાધ્ધ બે માસમાં બે કરવાં, એવું અનંતભટ્ટે વ્યાખ્યાન કર્યું છે, માટે આદ્યમાસિક જે કર્યું તે તો કર્યું, અને દ્વિતીયમાસિક, ત્રૈપક્ષિક ઈત્યાદિ મલમાસની પ્રાપ્તિને અનુસારે કરવું. ભવિષ્યત્પુરાણમાંઃ—"મરનારનું વર્ષ પૂરૂં થતાની અંદર મલમાસ આવે, તો તેનું વર્ષશ્રાધ્ધ તેમ પ્રતિમાસિક મલમાસમાં અને શુધ્ધમાં કરવું; કારણકે કાલવશાત્ સૂર્ય ચક્રની પેઠે ફરે છે, માટે સાંવત્સરિકશ્રાધ્ધ માસના ચિન્હવાળું કરવું;" એટલે પોષનું આવે તો માઘનું, ઇત્યાદિ તે તે નામવાળું. [માસનું નામ દેવું એજ ચિન્હ.]

૮૯૫ જે જાબાલિ વચન છે કે, "એક રાશિના સૂર્યમાં જે અધિકમાસ આવે છે,તેમાં એકોદ્દિષ્ટશ્રાધ્ધ કરવું; શુદ્ધમાસમાં કદાપિ ન કરવું,તેનો એવો અર્થ છે કે, પૂર્વમાસનિમિત્તનું એકોદ્દિષ્ટ બીજા માસમાં ન કરવું. શુધ્ધમાસમાં દેવકાર્ય, પવિત્રારોપણ, નાગપૂજાદિ, કુલધર્મ અને પ્રાપ્તકર્મ,ઉત્તરમાસમાં કરવાથી દોષ નથી,અનેએના વિધિનો લોપ થયો,એમ પણ થતું નથી.ગૃહ્યપરિશિષ્ટમાંઃ— "મલવેત્તા લોકો મલમાસને કાલનો મલ કહેછે, માટે તેમાં આવશ્યક કર્મસિવાય બીજો વિશેષ યજ્ઞ કરવો નહિ." દર્શપૂર્ણમાસાદિ કર્મસિવાય બીજાં વિશેષ કર્મ મલમાસમાં ન કરવાં. બીજામાં કરવાથી જેના વિધિનો લોપ ન થતો હોય, તેવાં કર્મ ઉત્તરમાસમાં કરવાં. જેમ વસંત ઋતુમાં કરવાને કહેલો જ્યોતિષ્ટોમયાગ બીજા વૈશાખમાં કરવાથી વિધિનો લોપ નથી; કારણ કે બીજા માસમાં વસંત ઋતુજ છે,

૮૯૬ તેમ હારીતઃ—"ઉપાકર્મ, ઉત્સર્જન, કામ્ય,ઉત્સવ (જન્માષ્ટમીઆદિ) અને અષ્ટકા,એટલાં માસવૃદ્ધિ હોય તો,પિતૃકર્મસિવાય બીજા માસમાં કરવાં." વળી " ઈશાનબલિ, વિષ્ણુનું શયનવ્રત (આષાઢીએકાદશી) ને પરિવર્ત્તન (ભાદ્રપદએકાદશી)નવરાત્રમાં દુર્ગાનું અને ઇંદ્રનું સ્થાપન ને વિસર્જન, [ચૈત્રસુદિ પડવામાં] ઇંદ્રના ધ્વજનું ઉત્થાન (ઉભો કરવો તે) ને અન્ય દેવકર્મ, અને પૂર્વમાસમાં જે નિષિદ્ધ કરેછે, તે સર્વ બીજા માસમાં કરવાં."દમનારોપણ,સર્પબલિ,અવરોહણ નામનું કર્મ અને આગ્રહાયણી ઇષ્ટિ, (જે ત્રણે સ્માર્તયજ્ઞ છે,) એ મલમાસમાં ન કરવાં. તેમ મલમાસમાં વર્જ્ય કરવાનાં પરિશિષ્ટમાં કહેછે કે, "સોમયાગાદિ કર્મ, આગ્રયણ, અગ્નિઆધાન અને ચાતુર્માસ્યવ્રતનો આરંભ નિત્ય છે, તોપણ તે મલમાસમાં વર્જિત કરવાં. [મૂલાર્થ આવી ગયો છે.] તથાઃ—"ઉપાકર્મ, હોમ, શ્રાદ્ધ, પર્વ (કપિલા ષષ્ઠી મહાવ્યતીપાતાદિ) ને ઉત્સવ, એ શુદ્ધમાસમાં કરવાં. મલમાસમાં કરે તો નિષ્ફલ થાય."પારાશરઃ"— "જે માસમાં શુક્લપક્ષ, કૃષ્ણપક્ષ કે અમાવાસ્યામાં પણ સંક્રાંતિ ન હોય, તે માસસંબંધી કર્મ ઉત્તરમાસમાં કરવું. તે માસસંબંધી એટલે તે માસના નામથી વિહિત કર્મ.

૮૯૭ તે એવું કે, વૈશાખમાં અક્ષયતૃતીયા, જ્યેષ્ઠમાં વટસાવિત્રી, આષાઢમાં ચાતુર્માસ્યવ્રતનો આરંભ અને શ્રાવણમાં જન્માષ્ટમી, ઈત્યાદિ તે

તે માસમાં વિહિતછે,માટે તે મલમાસમાં ન કરવાં," તેમ ગ્રંથાન્તરમાં:-"સ્પષ્ટ-માસનું નામ દેઈને કરવાને કહેલું મલમાસમાં ન કરવું."તેમ કામ્યકર્મનો આરંભ કર્યાપછી સમાપ્તિ થતા પહેલાં વચમાં મલમાસ આવી પડે, તોપણ તે આરંભેલું કામ્યકર્મ કરવું; કારણ કે ચાતુર્માસ્યનાં વ્રતો કાર્તિકમાં સમાપ્તિ કરવાનાં સંકલ્પેલાં હોય, તેમનો વચમાં ત્યાગ કરે, તો સંકલ્પની સાથે વિરોધ આવે, તે અન્યાય છે; એવું અનંતભટ્ટે કહ્યું છે. [એ રીતે સર્વ વ્રતોનું જાણવું.] કામ્યનો આરંભ ને સમાપ્તિ મલમાસમાં કરવી નહિ. તે વિષે પુરાણ ને સ્મૃતિ:-"જે સૂર્યસંક્રાંતિરહિત માસ છે, તે મને માન્ય નથી; તેમાં વ્રતની ને યજ્ઞોની સમાપ્તિ કે આરંભ કરવો નહિ."કાલાદર્શમાં પણ:-"મલમાસમાં વ્રતનો આરંભ ને સમાપ્તિ, કામ્યકર્મ અને પાપનું પ્રાયશ્ચિત્ત,એ ન કરવાં." પાપનિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત કરવાનું રહેલું હોય તે ન કરવું. તે માસમાંજ ઉત્પન્ન થયું હોય, તો તેમાં કરવું.

૮૬૮ જ્યોતિઃ પારાશર:—"અગ્નિઆધાન, પ્રતિષ્ઠા, યજ્ઞ, દાન, વ્રત, વેદવ્રત, વૃષોત્સર્ગ, ચૌલકર્મ, મેખલા (જનોઈ), માંગલ્યકર્મ ને રાજ્યાભિષેક, એ મલમાસમાં ન કરવાં." પ્રતિષ્ઠા એટલે દેવ, વાવ, કૂવા, તલાવ, બાગ,ઈત્યાદિની સ્થાપના. યજ્ઞ એટલે અગ્નિષ્ટોમાદિ. દાન એટલે શાસ્ત્રપ્રસિધ્ધ સોળ મહાદાનો, તેમ જલ, ઘૃત, દહિં, દૂધ, ઈત્યાદિની ધેનુ, વાહન, ઘર, બેમુખી ગાય, ઇત્યાદિ દાનો. ગ્રંથાંતરમાં કામ્યવ્રતો,વેદ ભણવાસંબંધી વ્રાતિકાદિ વ્રતો અને વૃષોત્સર્ગ કામ્ય જાણવાં;નૈમિત્તિક નહિ. એ વગરે કર્મો મલમાસમાં વર્જિત કરવાં.વૃષોત્સર્ગ વિષે બૌધાયન:—અથ વૃષોત્સર્ગ બે પ્રકારનોછે. કામ્ય અને નૈમિત્તિક. જે એકાદશાહને દિવસે થાયછે, તે નૈમિત્તિક છે; અને કાર્તિકી ને વૈશાખીપુનમમાં, ગ્રહણમાં અને સંક્રાંતિમાં કરવાનો વૃષોત્સર્ગ કામ્ય છે. ચૂડાચૌલકર્મ પ્રસિધ્ધ છે. મેખલા, જનોઈ ને પ્રથમ રાજ્યાભિષેક, એટલાં મલમાસમાં વર્જિત કરવાં. [ગ્રંથકારે કરેલો અર્થ ટીકામાં આવી ગયો છે.] તે વિષે વસિષ્ઠ:-"વાપી, કૂપ ને તલાવઆદિની પ્રતિષ્ઠા, અને યજ્ઞકર્મ,મહા દાન ને વ્રતો મલમાસમાં ન કરવાં."

૮૬૯ ગાર્ગ્ય:-"નામકર્મ, અન્નપ્રાશન, ચૌલ, વિવાહ, મૌંજીબંધન (જનોઈ), નિષ્ક્રમ (છોકરાને ચોથા માસમાં થાય છે તે સંસ્કાર), જાતકર્મ અ-

ને કામ્ય વૃષોત્સર્ગ;" એ મલમાસમાં ન કરવાં." મરીચિઃ—"ગૃહપ્રવેશ, ગોદાન (જનોઇ દીધેલાનું સોળમે વર્ષે થાય છે તે ), સ્થાન બાંધવું, આશ્રમગ્રહણ કરવો ને મહોત્સવ (જન્માષ્ટમીઆદિ), એટલાં મલમાસમાં અને ગુરૂશુક્રના અસ્તમાં ન કરવાં." આશ્રમ એટલે વાનપ્રસ્થ ને સંન્ન્યાસ. દૈવયોગથી રહેલો મહોત્સવ મલમાસમાં ન કરવો. અતિપન્ન એટલે રહેલો દેવનો મહોત્સવ, એવું કાલાદર્શમાં કહ્યું છે. મત્સ્યઃ—"આધાન, યજ્ઞકર્મ, પ્રાયશ્ચિત્ત અને વ્રતો, એ મલમાસમાં ને ગુરૂશુક્રના અસ્તમાં ન કરવાં." ઉપપ્લવ એટલે અસ્ત.

૮૭૦ ગાર્ગ્યઃ—"નવીન દેવનું પૂજન શુક્રના અસ્તમાં કરે, તો શોક ઉત્પન્ન થાય; તેમ મલમાસમાં નવીન તીર્થયાત્રા ન કરવી." શુક્ર શબ્દથી ગુરૂ પણ જાણવો. તથાઃ—"ગુરૂ ને શુક્ર અસ્ત પામ્યા હોય, અગર બાલ્ય કે વૃદ્ધ અવસ્થાવાળા હોય તેમાં, ને મલમાસમાં વ્રતનું ઉદ્યાપન ને આરંભ ન કરવો. સ્મૃતિસંગ્રહમાંઃ—"દર્શપૌર્ણમાસઇષ્ટિનો આરંભ, અગ્નિઆધાન ને પાંચ કૂર્મ શિલાદિ દેવતાઓની પ્રતિષ્ઠા, એટલાં મલમાસમાં ન કરવાં. [ગ્રંથાર્થે આવી ગયો છે.] ગાર્ગ્યઃ—"નામકર્મ ને જાતેષ્ટિનો જે વિહિતકાલ હોય, તેમાં તે કરવાં. તે કાલ ઉલ્લંઘન થયો, તો પ્રશસ્ત (શ્રેષ્ઠ) પુણ્યમાસમાં કરવાં." શ્રીમહાભારતમાંઃ—"પ્રથમ રાજ્યાભિષેકને શુધ્ધ કાલની આપેક્ષા છે. પ્રતિસાંવત્સરિકશ્રાધ્ધ તો નિત્ય છે, માટે પોતાના કાલમાં થાય." [શુદ્ધ કાલ જોવાની જરૂર નથી.] હવે નિત્ય ને નૈમિત્તિકનો મલમાસવિષે વિશેષ કહે છે.

૮૭૧ હારીતઃ—" અધિકમાસમાં વૃધ્ધિશ્રાદ્ધ, તેમ કામ્યકર્મનો આરંભ ને મરનારના પ્રથમ વર્ષસિવાયનું આભ્યુદયિક શ્રાદ્ધ ન કરવું." પ્રથમ વર્ષ સિવાય એટલે પ્રથમ વર્ષનો ત્યાગ કરીને બીજું આભ્યુદયિકશ્રાદ્ધ મલમાસમાં ન કરવું. પ્રથમ સંવત્સરમાં મલમાસ આવે, ત્યારે મલમાસમાં મરણ પામેલાનું કે બારમે મહીને સપિંડીકરણ કરે, તેનું સપિંડીકરણ થયાપછી બીજે દિવસે કરવાનું આભ્યુદયિક મલમાસમાં પણ કરવું. "ભાઈ, ભત્રીજો, કોઇ સપિંડ કે શિષ્યે સપિંડીકરણ કરીને આભ્યુદયિકશ્રાદ્ધ કરવું." આભ્યુદયિક વૃધ્ધિશ્રાદ્ધ વિશ્વરૂપાચાર્યે વિભાગપ્રકરણમાં કહ્યું છે. તથાઃ— "સપિંડીકરણ કર્યાપછી જે કંઈ શ્રાધ્ધકર્મ ને યજ્ઞ કે પૂર્ત ( વાપીકૂપાદિ ) તે મલમાસમાં ન કરવું," એવું કહ્યું છે, તોપણ દર્શશ્રાધ્ધ વિષે તો મલ

માસમાં મરણ પામેલાનું બારમે દિવસે સપિંડીકરણ થયાપછી મલમાસમાં પણ અમાવાસ્યાનો એટલે દર્શશ્રાધ્ધનો આરંભ થશે. કારણકે "જાતકર્મનિમિત્ત શ્રાદ્ધ ને દર્શશ્રાધ્ધ મલમાસમાં કરવાં," એવું વચન છે.

## ઇતિ અધિમાસનો નિર્ણય.

૮૭૨ ફરી એ વિષે વિશેષ જ્યોતિઃસિદ્ધાંતમાંઃ—"તુલા, કન્યા, વૃશ્ચિક, ધન, મકર ને કુંભ, એ રાશિનો સૂર્ય હોય, ત્યારે અધિકમાસનું વિધાન નથી." આ વચનનો અર્થ એ છે કે, ઘટ એટલે તુલારાશિથી માંડીને કહેલા ક્રમથી કુંભરાશિસુધી ગમે તે રાશિમાં સૂર્ય હોય, ત્યારે સ્વાભાવિક અધિકમાસ આવતો નથી. ફક્ત ભાદ્રપદમાસની અમાવાસ્યામાં કન્યાનો સૂર્ય થઇને તે પછીની અમાવાસ્યાને પણ ઉલ્લંઘન કરીને પ્રતિપદા કે દ્વિતીયાને દિવસે તુલાનો સૂર્ય થાય, ત્યારે આશ્વિન અધિકમાસ થાય. તે વિષે કહ્યું છે કે,"કન્યાના સૂર્ય (પિતૃપક્ષ) માં જે સોળ દિવસ છે,તે યજ્ઞતુલ્ય છે; તેમાં આપેલા શ્રાધ્ધથી પિતરોની અક્ષય્ય તૃપ્તિ થાય છે." એ વચનમાં કહેલા સોળ શ્રાદ્ધની પૂર્તિ અશ્વિનમાસની પ્રતિપદાને દિવસે થાય છે. તે સોળમું શ્રાદ્ધ અધિકઅશ્વિનપ્રતિપદામાં પ્રાપ્ત થયું; તથાપિ તે અધિકમાસ છતાં પણ નથી, એ અર્થ છે. સોળ દિવસમાં કન્યાસંક્રાંતિનિમિત્ત સોળ શ્રાધ્ધોને નૈમિત્તિકપણું છે. તેથી નૈમિત્તિકશ્રાદ્ધનો મલમાસમાં પણ નિષેધ નથી. તે વિષે પ્રજાપતિઃ— "અધિકમાસમાં નૈમિત્તિકશ્રાધ્ધ વર્જિત કરીને કામ્ય કદાપિ ન કરવું; કારણકે નૈમિત્તિકને તો તેમાં કરવાનું કહ્યું છે. આર્યપ્રતિપદા (આજા પડવા) નું શ્રાધ્ધ તો આશ્વિનમાસની પ્રતિપદાનિમિત્ત છે, તેથી તે મલમાસમાં ન કરવું; અથવા તે પિતૃકાર્ય છે, માટે બન્ને માસમાં કરવું. અથ જે વર્ષમાં આશ્વિન અધિકમાસ થાય, તે વર્ષમાં દ્વિસક્રાંતમાસ (એક માસમાં બે સંક્રાંતિ થાય તે) હોયજ;તેને પણ મલમાસ કે ક્ષયમાસ કહે છે. તે વિષે ગ્રંથાંતરમાંઃ—"બે સંક્રાંતિવાળા માસને મલમાસ કે ક્ષયમાસ કહે છે." એક માસમાં બે સંક્રાંતિ બેસતી હોય, તે પણ શુક્લપક્ષાદિ ચાંદ્રમાસ જાણવો. જે માસમાં સૂર્ય બે રાશીને ગતિ કરે, તે મલમાસ જાણવો, તે વિષે સત્યવ્રતઃ—"જે માસમાં સૂર્ય બે રાશિને સંક્રાંતિ કરે, તે અધિકમાસ નથી, તો તે કેવલ મલમાસ છે." એને અધિકસંજ્ઞા નથી, કેવલ મલમાસસંજ્ઞા છે.

૮૭૩ કાઠકગૃહ્યમાંઃ—"જે માસમાં સંક્રાંતિ થતી ન હોય, અગર બે સંક્રાંતિ થતી હોય, તેને મલમાસ કહે છે; તે ત્રીશમો માસ થાય છે." કોઈક ગ્રંથમાં 'ત્રયોદશમો' એવો પાઠ છે. આ દ્વિસંક્રાંતિ માસને ક્ષયમાસ કહે છે, તે વિષે જ્યોતિઃસિદ્ધાંતમાંઃ—" સંક્રાંતિરહિત માસને અધિકમાસ, અને દ્વિસંક્રાંતિમાસને ક્ષયમાસ કહે છે, અને એ કોઈક સમયે આવે છે. ક્ષયમાસ કાર્તિકાદિ ત્રણમાંથીજ એક થાય; બીજા ન થાય. તે વર્ષમાં અધિકમાસ બે આવે." દ્વિસંક્રાંતિ એટલે જે માસમાં બે સંક્રાંતિ થાય, તે સકલ કર્મને હણનારો છે, ને તેને મલમાસ કે ક્ષયમાસ કહે છે. તે કાર્તિકાદિ ત્રણ માસમાંનોજ થાય; બીજા માસ પૈકી ન થાય. જે વર્ષમાં ક્ષયમાસ આવે, તેમાં ક્ષયમાસથી પહેલાં ત્રણ માસ પૈકી એક અધિક થાય, ને પછીથી એક અધિક થાય; એ રીતે બે અધિકમાસ થાય. એ રીતે તેર માસવાળા વર્ષમાં અધિકમાસ એવું નામ, ક્ષયમાસપછીના સંક્રાંતિરહિત માસનું છે; તેથી પૂર્વ માસનું નથી. તે વિષે તેમાંજ કહ્યું છે કે, " એક વર્ષમાં બે સંક્રાંતિરહિત માસ આવે, ત્યારે બીજા સંક્રાંતિરહિતને અધિકમાસ કહે છે; પહેલાને નહિ. કારણકે વર્ષમાં તેર માસ આવે, પણ ચૌદ માસ હોતા નથી, એવું શ્રુતિ કહે છે. જ્યારે આશ્વિનાદિ છ માસમાં એક અસંક્રાંતમાસ ને ચૈત્રાદિ છ માસમાં એક અસંક્રાંતમાસ આવે, ત્યારે બીજા વચનમાં પણ પછીના અસંક્રાંતમાસને અધિમાસ કહ્યો છે.

૮૭૪ તે વિષે બ્રહ્મસિદ્ધાંતમાંઃ—"ચૈત્રથી પછી જે અસંક્રાંત માસ આવે, તેને અધિક સંજ્ઞા નથી; દ્વિસંક્રાંતપછી જે અસંક્રાંત માસ આવે, તેને અધિક સંજ્ઞા છે. કારણ કે સર્વ શાસ્ત્રમાં દીઠુંછે કે, બે અસંક્રાતમાસ આવે, તો બીજાને અધિક ગણીને તેથીજ તેર માસની પૂર્તિ થાયછે." અસંક્રાંત પૂર્વમાસથી નહિ, પણ બીજા માસથી તેરમાની પૂર્તિ શાસ્ત્રમાં દીઠી છે; અથવા આશ્વિનાદિ છ માસમાંજ ક્ષયમાસ આવેછે, તેથી પૂર્વ ને પછી, એવા બે અસંક્રાંત માસ આવેછે, એવું પહેલાં કહ્યુંછે, તે પૈકી પછીનો અસંક્રાંતમાસ અધિક જાણવો. ચૈત્રાદિ છ માસમાંતો બે અધિક આવતા નથીજ; કારણ કે તે તો ક્ષયમાસની બે બાજુ આવે. ક્ષયમાસવાળા વર્ષમાં તો ઉત્સવમંગલાદિ કાર્યમાં બે અસંક્રાંતમાસ ને એક ક્ષયમાસ, એ ત્રણે તજવા. તે વિષે જ્યોતિઃશાસ્ત્રમાંઃ—

" જે વર્ષમાં બે અધિકમાસ આવેછે, તે કાર્તિકાદિ ત્રણમાં આવેલા ક્ષયમાસની બે બાજુજ આવેછે; માટે તે ત્રણે માસ વિવાહ, યજ્ઞ, ઉત્સવ, ઈત્યાદિ મંગલકાર્યમાં તજવા.

૮૭૫ એ રીતે દીપિકા પણ કહે છે કે, " વિવાહ, ઉત્સવ, યજ્ઞ, ઈત્યાદિ મંગલકાર્યમાં બન્ને અસંક્રાંતમાસ અને ક્ષયમાસ એ ત્રણે તજવા. " તથા ગ્રંથાંતરમાં:–" જે વર્ષમાં દ્વિસંક્રાંતમાસ આવે,તેમાં બે અસંક્રાંતમાસ આવે;તે ત્રણે માસ સર્વ શુભ કર્મમાં વર્જિત કરવા."જે વર્ષમાં એક ક્ષયમાસ,તેમાં બે અધિકમાસ નિયમેઆવે.બાકીનો અર્થ સ્પષ્ટછે.તથાતે વર્ષમાં પહેલો એક માસ અધિક સંક્રાંતિરહિત આવે; વચમાં એક દ્વિસંક્રાંત ક્ષયમાસ, અને પછી ત્રીજો એક ફરી અસંક્રાંત અધિકમાસ આવે.તેમાં પહેલા અસંક્રાંત અધિકને 'સંસર્પ' એવી સંજ્ઞાછે;વચલા દ્વિસંક્રાંત ક્ષયમાસને 'અંહસ્પતિ'સંજ્ઞા છે, અને ત્રીજા અસંક્રાંત અધિકમાસને 'અધિકમાસ' સંજ્ઞા છે. તેમાં કાલનિર્ણયકારોએ નામ દેઇને વિવાહાદિ પ્રસિદ્ધ કાર્યમાં ત્રણે માસની નિંદા કરી છે. તથા બૃહસ્પતિજ્યોતિર્ગ્રંથમાં પણ:–" જે વર્ષના માસમાં સંક્રાંતિ ન હોય, એવા બે અધિકમાસ આવે, ને જે માસમાં બે સંક્રાંતિ હોય, તે પહેલો સંસર્પ માસ ને બીજો દ્વિસંક્રાંતમાસ,જેને અંહસ્પતિ સંજ્ઞાછે,એ બંન્ને પ્રકારના માસ, અને ત્રીજો અધિકમાસ એ ત્રણે પણ નિંદિત છે. " કારણકે, " સંસર્પ ને અંહસ્પતિ નિંદિત છે, " એવું વચન છે. " એક સૌરમાસમાં બે અમાવાસ્યા અધિક (ઉલ્લંઘન) થાય,તે પહેલો માસ અધિકસંસર્પનામનો થાય, ને જે એક ચાંદ્રમાસમાં બે સંક્રાંતિ થાય, તે અંહસ્પતિ નામનો થાય." અંહઃ એટલે પાપ; તેનો પતિ અંહસ્પતિ કહેવાય છે.

૮૭૬ તથા જે વચન છે કે, "વર્ષની અંદર બે માસમાં સંક્રાંતિ નથી, એવા બે માસ થાય, તો તેમાં પૂર્વમાસ પ્રાકૃત (બીજા માસ જેવો), ને બીજો અધિક છે." જે વર્ષમાં બે માસ સંક્રાંતિરહિત આવે, તેમાં પહેલો સંક્રાંતિરહિત માસ પ્રાકૃત એટલે શુદ્ધ છે. તથા:–" સંસર્પ ને અંહસ્પતિ, એ બે પ્રકારના અધિકમાસ છે; તેમાં પૂર્વપર [અંહસ્પતિ ને ઉત્તર અધિક માસ ]દુષ્ટ છે,અને પરપૂર્વ [પૂર્વ અસંક્રાંત સંસર્પને પર દ્વિસંક્રાંત અંહસ્પતિ ] શુભાવહછે." એટલે અંહસ્પતિથી પહેલો અધિકમાસ શુભાવહ છે, તે વચનવિષે કહીએ છીએ. એ વિષે ગ્રંથાંતરમાં ક્ષયમાસના આદિ અસંક્રાંતમાસને જે શુભપણું ક-

હું, તે બત્રીશ માસપછી થવાના અધિકમાસને, બત્રીશ માસ પહેલાં થવાથી તેમાં મલમાસ શબ્દની પ્રવૃત્તિ થતી નથી, એવા અભિપ્રાયવાળું તે વચન છે; કારણ કે, બત્રીશ માસપછી આવવાના અધિકમાસને મલમાસપણું છે. તે પ્રમાણે પરિશિષ્ટમાં કહ્યુંછે કે, "કાલવેત્તા લોકો બત્રીશ માસપછી આવેલો અસંક્રાંતમાસ કાલનો મલ છે, એવું કહેછે." એ અભિપ્રાયથી જાબાલિઃ—"એક વર્ષમાં બે અધિકમાસ આવે, તો પૂર્વમાસ પ્રાકૃત ને બીજો અધિક જાણવો. ગયેલા અધિકમાસથી આરંભ કરીને બત્રીશ માસપછી આવવાનો જે અસંક્રાંત, તે બત્રીશ માસ પહેલાં આવે, તો તે પ્રાકૃત એટલે શુધ્ધ છે, એવું કાલનિર્ણયકારોએ વ્યાખ્યાન કર્યું છે. [તેથી તેને શુભાવહ છે, એવું સમજવું નહિ, અને તેને મલમાસ છે, એમ કહેવું નહિ;પણ તે શુભાવહ તો નથીજ] જે આચાર્યોએ સ્મૃતિવાક્યમાં અનુષ્ટુપ આદિ છંદનો ભંગ થવાના ભયથી પૂર્વ અસંક્રાંતમાસને અધિક શબ્દનો પ્રયોગ કર્યોછે,તેનો અર્થ અસંક્રાંતજ જાણવો;'મલમાસ' એવો અર્થ જાણવો નહિ,એવું દીપિકાના વિવરણમાં (ટીકામાં) છે. એ રીતે શુભપણાની બુદ્ધિથી બત્રીશ માસથી વધારે કાલ થયેથી પૂર્વ અસંક્રાંતમાસ આવે, તોપણ તે ક્ષયમાસથી પૂર્વે આવેલો, તેથી તેને શુધ્ધ [ચૈત્રાદિ માસની પેઠે પ્રાકૃત] જાણવો. એવું મૂલ ગ્રંથમાં જણાય છે.

૮૭૭ તેથી દીપિકાકારે પણઃ—"બહુ કાલે આવે,તોપણ પૂર્વ અધિકમાસ શુભ છે,"ઇત્યાદિ પૂર્વે કહેલા વચનોથી પૂર્વ અસંક્રાંતમાસ શુભ કર્મમાં નિંદિત છે,તોપણ પૂર્વ અસંક્રાંતમાસને શુભ શબ્દનો પ્રયોગ કરનારાનો એ અભિપ્રાય છે કે, ક્ષય નામના ઉત્તરમાસ કરતાં પૂર્વ અસંક્રાંતમાસ શુભ છે. સર્વ કર્મ કરવા યોગ્ય શુભપણું કહીએ તો, "પૂર્વોત્તર બે અસંક્રાંતમાસ ને ક્ષયમાસ એ ત્રણે માસ વિવાહ, યજ્ઞ, ઉત્સવ ને મંગલાદિ કામમાં પ્રયત્નથી તજવા." ઈત્યાદિ જ્યોતિઃશાસ્ત્રાદિ ગ્રંથોની સાથે વિરોધ આવશે.બીજું:—"કન્યાગત સૂર્યમાં અસંક્રાંતમાસ (અધિકમાસ) આવે, તો દૈવ ને પિતૃકર્મ તુલાના સૂર્યમાં કરનારને અક્ષય્ય ફલ મળે." એ જ્યોતિઃપિતામહસ્મૃતિમાં પણ દેવપિતૃસંબંધી કર્મ ઉત્તર માસમાં (શુધ્ધ માસમાં) કરવાનું કહ્યું છે. કન્યાના સૂર્યમાં અસંક્રાંત આશ્વિનજ હોયછે, ને તે ક્ષયમાસ થવાનો હોય તો સંભવે છે; નહિ તો નહિ.

૮૭૮ કારણ કે જ્યોતિઃસિધ્ધાંતમાં—"તૂલા, કન્યા, વૃશ્ચિક, ધન, મ-

કર ને કુંભ, એ રાશિમાં સૂર્ય હોય, ત્યારે અધિકમાસ થતો નથી." એ વચનથી કન્યાદિ રાશિમાં સૂર્ય હોય,ત્યારે સ્વાભાવિક [ક્ષયમાસ આવ્યાસિવાય]અધિકમાસ થવાનો નિષેધ છે. અનંતભટ્ટે પણ આશ્વિનમાસને અધિકપણું કહીને તેમાં કામ્ય ન કરવું, એવું ગ્રંથસમાપ્તિ વખતે કહ્યું. તેમ કાર્ત્તિકાદિ સંક્રાંતિરહિત માસમાં પણ એ રીતે જાણવું. તે અધિક કાર્ત્તિકમાસની પ્રતિપદામાં દીપોત્સવ (દીવાલી)સંબંધી કર્મ થાય;કારણકે શુધ્ધ આશ્વિનમાસમાં તેનો પ્રારંભ કરેલો છે. પ્રારંભપછી નિયમે કરીને કરવું, એવું કાત્યાયન કહે છે. તથાઃ—"દીપોત્સવીના ત્રણ દિવસ સંલગ્ન (લાગલાગટ) કરવા. વચમાં ખાલી દિવસ જવા દેવો નહિ; જવા દે તો નરકમાં પડે." ત્રણ દિવસ એટલે ચતુર્દશી, અમાવાસ્યા ને પ્રતિપદા, એમનું દીવાલીસંબંધી કર્મ લાગલાગટ કરવું, એવું દીપોત્સવનિર્ણયમાં કહ્યુંછે.

ઇતિ નિર્ણય.



## અથ ક્ષયમાસવિષે કહે છે.

૮૭૯ ક્ષયમાસના પહેલા અસંક્રાંતમાસવિષે કિંચિત્ કહીને, હવે ક્ષયમાસવિષે પણ કહીએ છીએ. બે સંક્રાંતિવાળા ક્ષયમાસમાં પણ મલમાસની પેઠે વર્જ્યાવર્જ્યનો વિવેક છે. તે વિષે કહ્યું છે કે, "દ્વિસંક્રાંત ને સંક્રાંતિરહિત બન્ને મલમાસમાં કેટલું કાર્ય કરવું ને કેટલું ન કરવું, તેનો વિવેક કરીને 'કરવું,' એવું શાસ્ત્રવેત્તા કહેછે."[એજ રીતે મૂલ ગ્રંથકારે ફરી સ્પષ્ટ લખ્યું છે.] કાઠકગૃહ્યમાં પણઃ—"સંક્રાંતિરહિત માસમાં વર્જ્ય (કરવાનું નહિ તે.) અને અવર્જ્ય (કરવાનું તે.) નો વિધિછે,તેજ દ્વિસંક્રાંત ક્ષયમાસમાં કરવાને કહ્યોછે;" માટે મલમાસમાં કરવાનું શું અને તજવાનું શું, તેનું વિધાન સર્વ ઠેકાણે જાણી લેવું, એવું કાલાદર્શમાં પણ કહ્યુંછે. પ્રથમ સંવત્સરી જે પ્રમાણે મલમાસમાં કરવાનું કહ્યું છે, તે પ્રમાણે ક્ષયમાસમાં પણ કરવું. બીજા સંવત્સરીઆદિવિષે વિશેષ પ્રકાર સ્મૃત્યંતરમાંઃ—"એક માસમાં બે સંક્રાંતિ આવે, તો બે માસનું કર્મ આ ક્ષયમાસમાં કરવું."તે એવી રીતે કે,બે સંક્રાંતિ આવ્યાના કારણથી એકતા પામેલા ફલાણા નામના ક્ષયમાસમાં ફલાણા નામના માસમાં કર્મ કરૂંછું, એવો સંકલ્પ કરીને કરવું. ગાલવ પણઃ—"દરવર્ષે માતાનું ને પિ-

તાનું જે મરણતિથિનું શ્રાદ્ધ, તે બન્ને માસમાં કરવું," એવું વ્યાઘ્રવચન છે. અહીં બન્ને માસમાં એટલે એક માસમાં બે સંક્રાંતિ છે, માટે ક્ષયમાસ બે માસરૂપી છે. તેમાં બે માસ છે; [શુદ્ધમાસમાં ને શુદ્ધમાસના નામના ક્ષયમાસમાં જે અર્ધે ભાગનો એક માસ થાય,તેમાં મળીને બે વાર શ્રાદ્ધ કરવું.]એવું બીજા નિબંધમાં વ્યાખ્યાન કર્યું છે. એમાં વિશેષ કહેછે કે, ક્ષયમાસમાં મરણપામેલાના સંવત્સરીઆદિ શ્રાદ્ધવાસ્તે મરણમાસાદિનું જ્ઞાન થવાસારૂ ઉપાય કહેછે. ક્ષયમાસની જે તિથિમાં મરણ પામ્યો હોય, તે તિથિના બે ભાગ કરીને તેમાં પૂર્વ ભાગમાં મરણ પામ્યો હોય તો પૂર્વમાસ, ને બીજા ભાગમાં મરણ પામ્યો હોય તો બીજો માસ જાણવો.

૮૮૦ તેવિષે કહ્યુ છે કે,"મરણતિથિનો પૂર્વાર્ધ હોય તો પહેલો માસ,ને ઉત્તરાર્ધમાં મરણ પામ્યો હોય તો ઉત્તર માસ જાણવો.એ રીતે વિદ્વાનોએ ક્ષયમાસમાં મરણ પામેલાના મરણમાસનો નિશ્ચય કરવો." તે રીતે શુક્લપક્ષમાં મરણ પામ્યો હોય તો શુક્લપક્ષ, ને કૃષ્ણપક્ષમાં કૃષ્ણપક્ષ જાણવો. તેમ ક્ષયમાસમાં જન્મ થાય, તો દરવર્ષે જન્મગાંઠનો ઉત્સવ કરવાસારૂ એજ રીતે તિથિનું જ્ઞાન જાણવું. તે રીતે દીપિકા પણઃ—"ક્ષયમાસમાં મરણ પામેલાની મરણતિથિના બે ભાગ કરીને પૂર્વ ભાગમાં મરણ થયું હોય તો, પ્રતિસાંવત્સરિકશ્રાદ્ધમાટે પૂર્વ માસની તિથિ ને બીજા અર્ધમાં મરણ થયું હોય, તો બીજા માસની મરણતિથિ લેવી. એ રીતે જન્મગાંઠમાટે પણ જાણવું." તેમાં કામ્યવિષે વિશેષ કહેછે કે, કામ્યકર્મનો પ્રથમારંભ ક્ષયમાસમાં ન કરવો; ફરી આરંભ કરવો હોય, તો તે તેમાં કરવો, ને આરંભ કરેલાની સમાપ્તિ પણ કરવી. તે વિષે કાઠકમાંઃ—"આરંભ કરેલા કામ્યકર્મની સમાપ્તિ પહેલાં ન થઈ શકતી હોય, તો આવેલા મલમાસમાં સમાપ્તિ કરવી; તેમાં સંશય રાખવો નહિ." એવું ન લઇએ તો, કાર્તિકક્ષયમાસમાં ચાતુર્માસ્યની સમાપ્તિ ન કરવાનો પ્રસંગ આવશે. તેમ પૂર્વ વર્ષના પૌષમાસમાં આરંભ કરેલા માઘસ્નાનનો ક્ષયમાસ પૌષ આવે,તો તેમાં ફરી આરંભ ન કરવાનો પ્રસંગ આવશે. કારણકે પ્રારંભ કરેલું નિયમથી કરવું; ને સમાપ્તિ વખતે ન કરે તો દોષ છે, એવું કાત્યાયને કહ્યુંછે.

ઇતિ ક્ષયમાસનો નિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં ક્ષયમાસનો ને અધિકમાસનો નિર્ણય સંપૂર્ણ.

—:(૦):—

## અથ ગુરૂ ને શુક્રના અસ્તનો વિચાર.

૮૮૧ મૌઢ્ય એટલે અસ્ત.સૂર્યમંડલમાં પ્રવેશ થવાનું નામ અસ્ત.તે બન્નેનો સૂર્યમંડલમાં પ્રવેશ થાય,અગર તેમનું બાલપણું કે અસ્તપણું હોય તો,મલમાસમાં જે તજવાનું કહ્યુંછે, તેજ કર્મ એમાં પણ તજવાં. તે વિષે કાલાદર્શમાં:–"મલમાસમાં નિષિધ્ધ કરેલાં કર્મ ગુરૂશુક્રાસ્તાદિમાં પણ ન કરવાં. નારદીયમાં પણઃ– "જે કાલમાં ગુરૂ કે શુક્ર સૂર્યમંડલમાં પ્રવેશ કરીને તેજહીન થાય, તો તે કાલ દીક્ષા,વ્રત,તીર્થયાત્રા,વિવાહ,યજ્ઞ અને ઉત્સવ,એમનો નાશ કરનારો થાયછે." તેજહીન શબ્દથી બાલપણું ને વૃધ્ધપણું જાણવું. તથા બ્રહ્મસિદ્ધાંતમાં:–"સર્વ ગ્રહ સૂર્યમંડલમાં પ્રવેશ કરે,ત્યારે તેમનો અસ્ત થાયછે,એમ કહેછે. વળી તેનું અસ્ત થતાપહેલાં વૃધ્ધપણું ને પછી ફરી ઉદય થયો તે વખતે બાલપણું થાયછે, એમ કહ્યું છે." અસ્તથી પૂર્વાવસ્થા વૃધ્ધપણું ને ઉત્તરાવસ્થા એટલે ઉદય થયો કે, બાલપણું જાણવું, તેનું પ્રમાણ બતાવેછે.

૮૮૨ બ્રહ્મસિદ્ધાંતમાં:–" પૂર્વ-દિશામાં અસ્ત થાય, તો તે થયા પહેલાં પંદરદિવસ વૃધ્ધપણું, ને પશ્ચિમ દિશામાં અસ્ત થાય તો, પાંચ દિવસ વૃધ્ધપણું થાયછે.એ રીતે શુક્રનું વૃધ્ધપણું જાણવું.પૂર્વદિશા ભણી ઉદય થાય, તો પાંચ દિવસ, ને પશ્ચિમમાં ઉદય થાય તો, દશ દિવસ શુક્રનું બાલપણું જાણવું." એ રીતે શુક્રનું જાણવું [ મૂલકારે ફરી એજ લખ્યું છે ] ગુરૂનું તો પૂર્વ ને પશ્ચિમ દિશામાં પણ બાલપણું ને વૃદ્ધપણું પંદર પંદર દિવસનું જાણવું. તે વિષે તેમાંજ કહ્યુંછે કે, " ગુરૂનું બાલત્વ ને વૃધ્ધત્વ પૂર્વ ને પશ્ચિમમાં પણ પંદર દિવસનું જાણવું." હવે બીજો પ્રકાર. બાર્હસ્પત્યમાં:–"પૂર્વમાં કે પશ્ચિમમાં શુક્રનો ઉદય થાય, તો અનુક્રમે પાંચ ને સાત દિવસ બાલપણું, ને વૃધ્ધપણું એથી ઉલટું સાત ને પાંચ દિવસ જાણવું. શુક્રની પેઠે ગુરૂનું પણ જાણવું." દામોદરીયમાં તો:–"શુક્રનું બાલપણું પૂર્વ દિશામાં ત્રણ, ને પશ્ચિમમાં દશ દિવસ હોયછે, અને તેનું વૃધ્ધપણું પૂર્વ દિશામાં પંદર ને પશ્ચિમ દિશામાં પાંચ દિવસ હોયછે. ગુરૂનું બાલવૃદ્ધપણું પૂર્વ ને પશ્ચિમમાં સરખુંજ પંદર પંદર દિવસ હોયછે. ત્યારપછી તે શુદ્ધ (નિર્મલ) થયા, એટલે શુક્લપક્ષમાં વિવાહાદિ કરવું. તે કૃષ્ણપક્ષની પંચમીસુધી કરવાને શુભ છે, પછી અશુભ જાણવું; માટે કૃષ્ણપંચમીપછી વિવાહ કરવો નહિ."

૮૮૩ તે રીતે રત્નમાલામાં:—"પૂર્વ દિશામાં શુક્રનો ઉદય થયેથી ત્રણ દિવસ, ને પશ્ચિમમાં ઉદય થયેથી દશ દિવસ બાલપણું છે, અને પશ્ચિમમાં અસ્ત થયેથી પાંચ દિવસ ને પૂર્વમાં અસ્ત થયેથી પંદર દિવસ શુક્રનું વૃદ્ધપણું જાણવું. બૃહસ્પતિનું તો પૂર્વ અને પશ્ચિમમાં બાલપણું ને વૃદ્ધપણું સરખું પંદર દિવસનું વસિષ્ઠાદિ ઋષિઓએ કહ્યુંછે." એ રીતે વચનોમાં મોટા ને અલ્પ કાલના બાલવૃદ્ધપણાના પક્ષો લખેલા છે; તેમાંથી દેશભેદથી અથવા આપત્કાલ હોય તો, અલ્પ કાલના પક્ષો લેવા. તે વિષે મિહિરાચાર્ય:—"બાલપણાના ને વૃધ્ધપણાના નાનામોટા કાલના ભેદ દેખાડયા છે, પણ તેમાંથી અધિક કાલનો પક્ષ હોય તે લેવો, ને કમી કાલના પક્ષો દેશભેદથી અગર આપત્કાલમાં લેવા." દેશભેદથી વિશેષ પ્રકાર કહેછે. ગાર્ગ્ય:—"શુક્ર ને ગુરૂનું પૂર્વપશ્ચિમમાં બાલપણું ને વૃધ્ધપણું વિંધ્ય ને અવંતિ દેશમાં સાત રાત્રિનું, વંગ દેશમાં છ રાત્રિનું ને હૂણ દેશમાં પાંચ રાત્રિનું લેવું. બાકીના દેશમાં ત્રણ દિવસનું લેવાને કહેછે." એ રીતે બાલપણું ને વૃદ્ધપણું પણ સરખું કહ્યું છે. એ કરતાં પણ જે વધારે કાલનો પક્ષ છે, તે દેશભેદની વ્યવસ્થાએ લેવો. તેમ તીર્થમાં કાલવિશેષના અભિપ્રાયવાળો બીજો પક્ષ જ્યોતિઃશાસ્ત્રમાં છે. વસિષ્ઠે પાંચ દિવસ ને શૌનકે એક દિવસ કહ્યોછે; ત્રણ દિવસ ગર્ગે કહ્યાછે અને યવનાચાર્યના મતમાં પાંચ મુહૂર્ત્ત [દશ ઘડી ] ભૃગુસુત ( શુક્ર ) ને માટે કહ્યા છે.

૮૮૪ એ રીતે કહેલા પ્રકારના ગુરૂશુક્રના બાલ વૃદ્ધપણામાં ને અસ્તમાં અગ્નિઆધાન, પ્રતિષ્ઠા, નામકરણ, અન્નપ્રાશનસંસ્કાર, તેમ "અસ્તગામી ગુરૂ ને શુક્ર હોય તો," ઇત્યાદિ વચનથી મલમાસમાં નિષિધ્ધ કરેલાં કર્મ પણ એમાં વર્જિત કરવાં. તેમ દીપિકાઃ—"અગ્નિઆધાનાદિ કહેલું કર્મ શુક્રની બાલ્યાદિઅવસ્થામાં ન કરવું." એ પ્રકારે ગુરૂશુક્રના અસ્તની પેઠે સિંહના ગુરૂમાં, ધનાર્ક ને મીનાર્કમાં વિવાહાદિ શુભ કર્મ ન કરવું. તે વિષે વ્યવહારસારમાં:—સૂર્યના ક્ષેત્રમાં ( સિંહરાશિમાં ] ગુરૂ આવે ને ગુરૂના ક્ષેત્રમાં [ધન ને મીનરાશિમાં] સૂર્ય આવે, તો સાક્ષાત્ શુક્રની કન્યા પરણાવી હોય તે વિધવા થાય, તો બીજાની વિધવા થાય એમાં શું કહેવું?" [ગ્રંથકારનો અર્થ આવી ગયો છે. ] કેવલ વિવાહજ ન કરવો એમ નહિ, પણ ચૌલ, વ્રતબંધ [ જનોઇ ) ઈત્યાદિ પણ ન કરવાં. તે વિષે લલ્લ:—"સિંહરાશિના બૃહસ્પતિ હોય, ત્યારે વિવાહ, ચૌલ, વ્રતબંધ

દીક્ષા, યાત્રા, પ્રતિષ્ઠા, યજ્ઞ, વાસ્તુપૂજા, ઈત્યાદિ ન કરવું; તેમ ધન મીનના સૂર્ય હોય, ત્યારે પણ ન કરવું."

૮૮૫ તેમ વૃદ્ધ ગાર્ગ્યઃ—"મીન,ધન ને સિંહરાશિના સૂર્ય હોય, ત્યારે ચૌલ, અન્નપ્રાશન,વિવાહ ને ગૃહવાસ્તુ,એ કરવાં નહિ."ઇત્યાદિ વચનથી મીનાર્કમાં કર્મનો નિષેધ કહ્યોછે, તોપણ ચૈત્રમાસમાં મીનાર્કમાં ઉપનયન કરવાની અનુજ્ઞાનાં વચનો જ્યોતિઃશાસ્ત્રમાંછે."ગ્રહશુદ્ધિ કે લગ્નશુધ્ધિ ને લગ્નની વર્ગશુધ્ધ ન આવે તો, તે બાલકનું ઉપનયન ચૈત્રમાં મીનાર્ક હોય ત્યારે કરવું." અહીં 'લગ્નાદિ શુધ્ધિ ન આવે તો,' એવું કહ્યું, તેથી લગ્નાદિ શુધ્ધિ આવે, તો માઘાદિ કહેલા પાંચ માસમાં કરવું. તે માસમાં મુહૂર્ત્તની શુધ્ધિ ન હોય તો, મીનાર્કચૈત્રમાં કરવાનું જાણવું. લગ્નાદિ અશુધ્ધિથી કાલનું ઉલ્લંઘન થાય તો, તેમાંજ કહ્યુંછે કે, "મીનાર્કચૈત્રમાં બ્રાહ્મણોનું મૌંજીબંધન કરવું. મીનાર્કચૈત્રમાં કરવાવાસ્તે ગુરૂશુક્રના અસ્તનો, ને ચંદ્રગુરૂની શુદ્ધિનો પણ વિચાર કરવો નહિ." એ અભિપ્રાયથી "માઘાદિ ૭ માસમાં બાલકનું મેખલાબંધન (જનોઈ) કરવાનું માન્ય છે." એ રીતે વૃદ્ધ ગાર્ગ્યે ૭ માસ ગ્રહણ કર્યાછે; તેમ કુલાચારથી ચૌલકર્મ પણ તેવા ચૈત્રમાં કરવું.

૮૮૬ તે વિષે રત્નમાલામાં:—"ચૈત્રમીનાર્કમાં ચૌલનક્ષત્રમાં પોતાના કુલાચાર પ્રમાણે વિધિપૂર્વક ચૌલ કરવાને મુનીંદ્રો કહેછે." આશ્વલાયનઃ—ત્રીજે વર્ષે ચૌલ કરવું, કે પોતાના કુલાચાર પ્રમાણે પ્રથમાદિ વર્ષમાં કરવું? એ મૌંજીબંધન ને ચૌલ સિંહના ગુરૂમાં ન કરવું,તે તેમાંજ(રત્નમાલામાં)કહ્યુંછે કે, "બાર્ગ, ચૌલ,જનોઈ, વ્રતબંધ,દીક્ષા,વિવાહ,યાત્રા,વધુપ્રવેશ [નવી વહુને ઘેર લાવવી તે,] તલાવ, કૂવો અને દેવપ્રતિષ્ઠા, એટલાં કાર્ય સિંહના બૃહસ્પતિમાં કરવાં નહિ," એવું વચન છે.તેમ મકરરાશિના ગુરૂમાં પણ વિવાહાદિ ન કરવાવિષે જ્યોતિષમાં:—"વિવાહાદિમાં સિંહનો ને મકરનો ગુરૂ યત્નથી તજવો." એ વિષે વરાહ ને લલ્લ આચાર્ય કહેછે કે, "ગોદાવરીના ઉત્તર તીરથી આરંભીને ભાગીરથીના દક્ષિણ તીરસુધીના દેશમાં સિંહરાશિના બૃહસ્પતિ હોય, તો વિવાહાદિ ન કરવું." અહીં આદિ શબ્દથી વ્રતબંધચૌલાદિ લેવું; માટે "ગંગાના ઉત્તર તીરમાં ને ગોદાવરીના દક્ષિણ તીરમાં વિવાહાદિ વિષે સિંહસ્થ ગુરૂનો દોષ નથી." તથાઃ—"નર્મદાના પૂર્વભાગમાં ને શોણભદ્ર નદની ઉત્તરદક્ષિણમાં અને ગણ્ડકી નદીના પશ્ચિમ ભાગમાં મકરના ગુરૂનો દોષ નથી."

૮૮૭ જે ત્રિવિક્રમનુ વચન છે કે, "સિંહસ્થમાં પણ મઘાનક્ષત્રના ગુરૂને પ્રયત્નથી વર્જિત કરવો; બીજા સિંહના ભાગના ગુરૂમાં વિવાહાદિ કરવું," તે વચન ગયા વિષે જાણવું. વાયુપુરાણમાં વિશેષ કહેછે કે, "ગયામાં સર્વકાલ વિચક્ષણ પુરૂષે પિંડ આપવા; એટલે અધિકમાસમાં તેમ જન્મદિવસમાં ને ગુરૂશુક્રના અસ્તમાં પિંડદાન કરવું." આ વચન પરંપરાથી આદરેલું નથી; કારણકે સંપૂર્ણ સિંહના ગુરૂમાં વિવાહાદિનો નિષેધ કરનારાં ઘણાં વચનો છે; તેમ ગુરૂશુક્રના અસ્તમાં પણ જાણવું. "સિંહસ્થ ગુરૂમાં પણ ગયાશ્રાદ્ધનો ત્યાગ કરવો નહિ." આ વચનથી ગયાશ્રાદ્ધ યાત્રાપૂર્વક છે, તેથી ગયાની યાત્રાનો નિષેધ નથી, એ તાત્પર્ય છે. જે વચન છે કે, "ગુરૂ સિંહરાશિનો કે નીચનો (મકરનો) વક્રી કે અતિચારી, બાલ, વૃધ્ધ વા અસ્તંગત હોય તો, સંન્યાસ, યુધ્ધ, યાત્રા, વ્રત, નિયમવિધિ, કર્ણવેધ [કાન વિંધવા તે,] દીક્ષા, મૌંજીબંધન, કન્યાનો વિવાહ, વાસ્તુ ને દેવ પ્રતિષ્ઠા, એટલાં સત્પુરૂષે વર્જિત કરવાં" અહીં મકરના ગુરૂ તેમ તેની બાલવૃદ્ધઅસ્તઅવસ્થા શુભ કર્મમાં ત્યાગવી, એવું કહ્યું ને પૂર્વે પણ કહ્યુંછે. તેમાં વક્રી ને અતિચારવિષે વાદીઓની વિપ્રતિપત્તિ (તકરાર) છે.

૮૮૮ કેટલાક કહે છે કે, સર્વ રાશિમાં ગુરૂ વક્રી કે અતિચારી હોય, ત્યારે શુભ કર્મ ન કરવું; બીજા કેટલાક એમ કહેછે કે ગુરૂ સિંહરાશિમાં વક્રી કે અતિચારી હોય ને સિંહરાશિમાં હોય, ત્યારે વિવાહાદિ પૂર્વે કહેલું શુભ કર્મ ન કરવું. એ વિષે વિશેષ જ્યોતિઃશાસ્ત્રમાંઃ—"અતિચારી થયેલો ગુરૂ ફરી પૂર્વ રાશિનો ન થાય, તો તે શુભ કર્મને હણેછે, એવું સર્વ મનીષિ (ડાહ્યા,લોકો કહેછે."અતિચાર શબ્દથી વક્રી પણ જાણવો.[અતિચાર એટલે જે રાશિમાં ગ્રહ હોય ને તે રાશિ જેટલોકાલ શાસ્ત્રમાં ભોગવવાની કહી હોય, તેટલો કાલ ન ભોગવતાં વધારે ગતિ થયેથી, વહેલો બીજી આવતી આગળની રાશિનો થાયછે;અને જે રાશિમાં ગ્રહ હોય, તેમાંથી પાછો ઉલટો ચાલીને પૂર્વે ભોગવેલી રાશિમાં ફરી આવે, તેને વક્રી કહેછે.]તથા ભૂપાલવલ્લભમાંઃ—"અતિચારી ગુરૂ ફરી તે રાશિમાં ન આવે, તો સંવત્સરનો ક્ષય જાણવો. [ક્ષયમાસની પેઠે ક્ષયસંવત્સર જાણવો.] તે વર્ષમાં શુભની ઇચ્છા કરનારે વિવાહાદિ શુભ કર્મ ન કરવું." જો વક્રી કે અતિચારી ગુરૂ ફરી તે રાશિનો થાય, તો તે વક્રીઅતિચારી ગુરૂમાં પણ વિવાહાદિ કરવું. શંકા

કરેછેકે, એ રીતે સિંહના ગુરૂમાં પણ કરવાને સમાન તેનું લેવું? તેનું ઉત્તર કે, એવું બોલવું નહિ; કારણ કે સંપૂર્ણ સિંહસ્થ ગુરૂમાંજ શુભ કર્મ વર્જિત કરવાનાં કહ્યાં છે, તો સિંહરાશિમાં વક્રીઅતિચારી ગુરૂ હોય, તો શુભ કર્મ ન જ કરવાં, એવું પ્રાચીન જ્યોતિર્વિદ્ લોકો કહેછે.

૮૮૯ એ રીતે ગુરૂના વક્રાતિચારમાં કર્મ કરવાનું વિધાન ને નિષેધ કરનારાં વાક્યોની કહેલા વિષયમાં વ્યવસ્થા કરવી. જે વચન છે કે, "મંગલાદિ પાંચ ગ્રહ [સૂર્યચંદ્રસિવાયના] વક્રી કે અતિચારી હોય, તોપણ જે રાશિથી તે વક્રી કે અતિચારી થયા હોય, તે રાશિનું ફલ આપેછે; પણ તે પૈકી બૃહસ્પતિમાત્ર તેમ નથી આપતો." તે વચન ગોચરનું (જન્મકાલના ગ્રહનું) ફલ શુભાશુભ જાણવાવિષે જાણવું.

ઇતિ ગુરૂશુક્રના અસ્તનો નિર્ણય.

-:(०):-

## અથ ઉપનયનકાલનિર્ણય.

"ગર્ભાધાનથી (ગર્ભ રહે તે દિવસથી) કે જન્મથી આઠમે વર્ષે બ્રાહ્મણનું, અગિઆરમે ક્ષત્રિયનું અને બારમે વર્ષે વૈશ્યનું ઉપનયન કરવું." યાજ્ઞવલ્કય:—"ગર્ભથી કે જન્મથી આઠમે વર્ષે બ્રાહ્મણનું, અગિયારમે વર્ષે ક્ષત્રિયનું અને બારમે વર્ષે વૈશ્યનું, અથવા સર્વેનું કુલાચાર પ્રમાણે ઉપનયન કરવું." એવિષે મેધા (બુદ્ધિવૃદ્ધિ) આદિ કામનાએ વૃદ્ધ ગાર્ગ્ય કાલાંતર કહેછેકે, "બ્રાહ્મણાદિ દ્વિજોનું મેધાની કામનાએ પાંચમે, વીર્યની કામનાએ સાતમે અને ધનની કામનાએ આઠમે વર્ષે ઉપનયન કરવું." એનો વિવેક. મેધાકામી બ્રાહ્મણે પાંચમે, વીર્યકામી ક્ષત્રિએ સાતમે અને ધનકામી વૈશ્યે આઠમે વર્ષે ઉપનયન કરવું. તથા નિબંધાંતરમાં:—"મેધાકામી બ્રાહ્મણે પાંચમે વર્ષે, વીર્યકામી ક્ષત્રિએ સાતમે અને ધનકામી વૈશ્યે આઠમે વર્ષે ઉપનયન કરવું. એના ત્રણગણા વર્ષમાં પણ ઉપનયન થાય." પાંચને ત્રણગણા કર્યા, એટલે પંદર વર્ષ બ્રાહ્મણને જનોઇ દેવાનો ગૌણકાલ છે; તેમજ એકવીશમું ક્ષત્રિયને ને ચોવીશમું વર્ષ વૈશ્યને ગૌણકાલ છે. તે ગૌણકાલ ગયાપછી ઉપનયનાદિ કરવું નહિ.

૮૯૦ તે વિષે વસિષ્ઠ:—"સોળમું વર્ષ બેસતાસુધી બ્રાહ્મણનો જનો-

ઈનો કાલ જાય નહિ;બાવીશમું વર્ષ બેસતાસુધી ક્ષત્રિયનો ને ચોવીસમું બેસતાસુધી વૈશ્યનો જનોઇનો કાલ જતો નથી." ત્યારપછી જનોઈનો કાલ જાયછે,તેથી તેઓ પતિતસાવિત્રીક (ગાયત્રીથી ભ્રષ્ટ) થાયછે; માટે પછી તેમને જનોઈ દેવું નહિ. ગાર્ગ્યગૃહ્યમાં ઉપનયનનું વ્યાખ્યાન કરીએ છીએ કે, ગર્ભાષ્ટમે વર્ષે બ્રાહ્મણને, ગર્ભથી અગિયારમે ક્ષત્રિયને અને ગર્ભથી બારમે વર્ષે વૈશ્યને જનોઇ દેવું. વસંત, ગ્રીષ્મ ને શરદઋતુ અનુક્રમે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણને જનોઈ દેવાનો કાલ છે. તથા કાલાદર્શમાં:–"બ્રાહ્મણને વસંતઋતુ, ક્ષત્રિયને ગ્રીષ્મઋતુ અને વૈશ્યને શરદઋતુ જનોઈનો કાલછે,તેમ ઉત્તરાયનકાલ સર્વેને સરખોછે." તથાઃ–"વિપ્ર ને ક્ષત્રિયનું ઉપનયન ઉત્તરાયનમાં અને વૈશ્યનું દક્ષિણાયનમાં કરવું.તેમાં અનધ્યાયતિથિ ને સંક્રાંતિ વર્જિત કરવી."ગાર્ગ્યઃ–"વિપ્રને વસંતઋતુમાં,ક્ષત્રિયને ગ્રીષ્મઋતુમાં અને વૈશ્યને શરદઋતુમાં જનોઈ દેવું; અથવા માઘાદિ પાંચ માસના શુક્લપક્ષમાં જનોઈ દેવાને સર્વે દ્વિજોને સાધારણછે."વૃદ્ધ ગાર્ગ્યઃ– 'માઘાદિ છ માસ મેખલાબંધનને માટે માન્ય છે. ચૌલકર્મને અને અન્નપ્રાશનને માટે શ્રાવણમાસાદિ કાલ ઉક્તકાલ હોય, તોપણ વર્જિત કરવો." શ્રાવણાદિ એટલે શ્રાવણમાસ સિંહ, ધન ને મીનસંક્રાંતિમાં ઉક્તકાલ હોય, તે.પણ ચોલ, અન્નપ્રાશનાદિ ન કરવું.

૮૯૧ શંકા કરેછે કે, [કાલાદર્શના વચનમાં બ્રાહ્મણાદિને વસંતાદિ કાલ જુદેજુદા કહીને ઉત્તરાયન સર્વેને સરખું છે. એવું ઉત્તરાયનને સ્વતંત્ર કાલપણું કહ્યું. પણ ઉપનયનવિષે તો ઉત્તરાયનને સ્વતંત્ર કાલપણું સંભવતું નથી. જેમ 'અમાવાસ્યામાં શ્રાદ્ધ કરવું' ને અપરાણ્હમાં શ્રાદ્ધ કરવું,' એ રીતે શ્રાદ્ધને બે પ્રકારના કાલનું વિધાન કર્યું, તોપણ અમાવાસ્યારૂપી કાલનું અપરાણ્હરૂપ [ચોથા ત્રિમુહુર્તરૂપ ] પોતાના અવયવદ્વારા એ શ્રાદ્ધનું સાધનપણું ગ્રહણ કરેથી તે અમાવાસ્યાના વિધિને યથાર્થપણું આવે છે, [અમાવાસ્યાના અપરાણ્હમાં શ્રાદ્ધ કરે,તો યથાશાસ્ત્ર થાય; પણ અમાવાસ્યામાંજ અપરાણ્હસિવાયના બીજા સાયંકાલાદિ કાલમાં કરે, તો શાસ્ત્ર નિષિદ્ધ થવાથી યથાર્થપણું નથી. ] તેમ ઉત્તરાયનના અવયવરૂપ વસંતઋતુ આદિદ્વારા ઉત્તરાયનને ઉપનયનનું સાધનપણું લે, તો ઉત્તરાયનવિધાનને યથાર્થપણું આવે. [માટે ઉત્તરાયન ને વસંતાદિ ઋતુ બન્ને મળીને ઉપનયનકાલ યોગ્ય છે; ઉત્તરાયનને સ્વતંત્રપણું કહેવું યોગ્ય નથી.] તેનું ઉત્તર કે, એમ

નહિ. અપરાણ્હનો સંબંધ ઘણાને લાગે છે, તેથી કોનો અપરાણ્હ, એવી આકાંક્ષા થયેથી, અમાવાસ્યાનો અપરાણ્હ, એવી રીતે અમાવાસ્યાવિધિને અપરાણ્હદ્વારાએ સાર્થકતા ઘટે છે. વસંતાદિ કાલને તો ઉત્તરાયન ને અનુત્તરાયનનો સંબંધ નથી; [એક ઉત્તરાયનનોજ સંબંધ છે, તેથી કોની વસંતાદિ ઋતુ એવી આકાંક્ષા થતી નથી.] માટે અમાવાસ્યા જેવું બીજાને મળીને સાધનપણું ઉત્તરાયનને ઘટતું નથી, તો ઉપનયનવિધિના બલથીજ સ્વતંત્ર ઉત્તરાયનનેજ કાલપણું આવ્યું, તેથી ઉત્તરાયનનો ને વસંતાદિ કાલનો વિકલ્પ જાણવો; અથવા ઉત્તરાયનનું સ્વરૂપ વસંતાદિના સ્વરૂપથી જુદું છે, તેથી સ્વતંત્રપણું લેવું.

૮૯૨ તે વિષે ગૃહ્યપરિશિષ્ટમાંઃ—"ઉત્તરાણનું જુદું રૂપ છે, તેથી તેનો સ્વતંત્ર વિધિ છે; માટે ઉત્તરાયનનો ને વસંતાદિ કાલનો વિકલ્પ મુનિઓએ કહ્યોછે." [તે સ્વરૂપભેદ એવો છે કે,] જ્યોતિચક્રમાં સૂર્યનું ઉત્તરમાં ગમન તે ઉત્તરાયનનું સ્વરૂપ છે, ને વસંતઋતુનું સ્વરૂપ તો મીન ને મેષરાશિમાં સૂર્યનું ગમન થવું એ છે; અથવા ચૈત્રવૈશાખ એ વસંતનું સ્વરૂપ છે. એ-રીતે બન્નેનું જુદું સ્વરૂપ છે,માટે જોકે બ્રાહ્મણાદિ વર્ણોને વસંતાદિ ઋતુસિવાયના માઘાદિ માસમાં ઉપનયનનો વિધિ પ્રસિદ્ધ છે,તોપણ બ્રાહ્મણાદિકોને વસંતાદિમાં મુખ્ય ઉપનયન છે. કારણકે વસંતમાં બ્રાહ્મણનું ઉપનયન કરવું,એવી શ્રુતિ છે. તેમાં અસંભવ હોય તો, માઘાદિ માસમાં કરવાનું જાણવું. વ્રતબંધ વિષે માસનું ફલ સુરેશ્વર કહેછે કે, "માઘમાસમાં જનોઇ દીધું હોય તો, મહા ધનવાન્ ધનપતિ થાય;ફાલ્ગુનમાં પ્રાજ્ઞ(અતિ બુદ્ધિવાન) ને બલવાન્, ચૈત્રમાં મેધાવી (ધારણાશક્તિવાળો)ને વેદવેત્તા અને વૈશાખમાં સુંદર,સુખી ને કુશલબુદ્ધિ થાય.તેમ જ્યેષ્ઠમાં બલવાન્ ને પંડિત, ને આષાઢમાં મહાન્ શત્રુને જીતનારો ને પ્રસિદ્ધ પંડિત થાય." અહીં ઉપનયનમાં ચાંદ્રમાસ લેવાનું કાલાદર્શમાં કહ્યું છે. ત્રિકાંડીઃ—"શ્રૌતસ્માર્તકર્મમાં માસિકમાં, અને સંવત્સરીમાં ચાંદ્રમાસ, ને વિવાહ, સેવક અને વ્યાજ, એમાં બીજા માસ લેવા."ઉપનયન પૂર્વાણ્હમાં કરવાનું કહ્યુંછે. "શુક્લપક્ષના પૂર્વાણ્હમાં સર્વ શાખીઓએ ઉપનયન કરવું."[મૂલ ગ્રંથકર્ત્તાનો અર્થ આવી ગયો છે.]

૮૯૩ તે વિષે દામોદરીયમાં પણઃ—"શુક્લપક્ષના પૂર્વાણ્હમાં [ઉપનયન

માં પણ થાય. તેમનું સ્વરૂપ. "દ્રવ્યનું ગ્રહણ કરીને કન્યા આપે, તે આસુર વિવાહ છે; કન્યાનો ને વરનો બેનો પરસ્પર સંકેત (સલાહમસલત) થાય, તે ગાંધર્વ; યુદ્ધ કરીને કન્યાનું હરણ કરે તે રાક્ષસ, ને છલ (કપટ) કરીને કન્યાનું હરણ કરે, તે પૈશાચવિવાહ જાણવો." બ્રાહ્મ, દૈવ, આર્ષ ને પ્રાજાપત્ય, એ ચાર ધર્મ્યવિવાહ છે. તે એવી રીતે કે, "કન્યાને યથાશક્તિ અલંકાર પહેરાવીને દક્ષિણાસહિત દાન આપે, તેને બ્રાહ્મવિવાહ કહે છે. તે કન્યાને જે પુત્ર થાય, તે પૂર્વના દશ ને પછીના દશ પુરુષ ને પોતે કન્યાદાતા, એ રીતે બન્ને તરફના એકવીશ કુલપુરુષને પાવન કરે છે." તથાઃ—"યજ્ઞમાં ઋત્વિજને કન્યા આપે, તે દૈવ,ને બે ગોપ્રદાન લેઈને આપે, તે આર્ષવિવાહ છે. [દૈવવિવાહથી આપેલી કન્યાનો પુત્ર આઠ આઠ પુરુષને પાવન કરે,] અને આર્ષવિવાહથી થયેલી કન્યાનો પુત્ર ઉભય મળીને ચૌદ પુરૂષને પાવન કરે." ઉત્તરજ એટલે સહધર્મ [અમે વિવાહમાં આટલું કરીશું ને તમે આટલું કરજો, એમ પરસ્પર સરખો ઠરાવ કરીને કન્યા આપે તે.] ને આચરણ કરનાર અર્થીને (ગરજુને) કન્યા આપે, તે પ્રાજાપત્યવિવાહથી આપેલી કન્યાનો પુત્ર છ છ પુરૂષને પાવન કરે. એમાં વિશેષ કહે છે કે, પ્રથમ ગર્ભમાં ઉત્પન્ન થયેલા પુત્ર કે કન્યાનો વિવાહ જ્યેષ્ઠમાસમાં કરવો નહિ.

૮૯૮ તે વિષે રત્નમાલામાંઃ—"પ્રથમ ગર્ભમાં ઉત્પન્ન થયેલા પુત્રનો કે કન્યાનો વિવાહ જ્યેષ્ઠમાસમાં કરવો નહિ." તથાઃ—"જ્યેષ્ઠ પુત્ર કે કન્યાનું 'મંગલકાર્ય જ્યેષ્ઠમાસમાં ન કરવું,'' એવું **જ્યોતિષશાસ્ત્રમાં** કહ્યું છે. વિવાહપ્રસંગથી પ્રાપ્ત થયેલું કંઈ **સ્મૃત્યર્થસારમાં** કહે છે કે, "વિવાહનો આરંભ કરીને લાજા (ડાંગેરના) હોમની પ્રાપ્તિ થઈ,ને કન્યાને ઋતુ પ્રાપ્ત થયું,તો યાજ્ઞિક લોકોએ કેમ કરવું?" ત્યારે કહેછે કે, "તે કન્યાને સ્નાન કરાવીને યથાવિધિ અર્ચન (દેવતાદિનું પૂજન) કરીને **'युंजान'** મંત્રથી આહુતી આપી વિવાહકર્મ કરવું." **સ્મૃતિચંદ્રિકામાંઃ**—"વિવાહહોમનો આરંભ થયો ને કન્યા રજસ્વલા થાય, તો ત્રણ દિવસ વરકન્યાએ જુદેજુદું સૂવાબેસવા ને જમવાનું કરવું,અને ચોથે દિવસે સ્નાન કરીને,તે અગ્નિમાં યથાવિધિ વિવાહહોમ કરવો." ઈત્યાદિ **સ્મૃતિસંગ્રહમાં** છે. ઋતુકાલથી પહેલાં કન્યા વિવાહ યોગ્ય છે, તોપણ આઠ વર્ષની કન્યા પરણાવવી શ્રેષ્ઠ છે. તે વિષે **સંવર્તઃ**—"આઠ વર્ષની ક-

ન્યાને ગૌરી, નવ વર્ષનીને નગ્નિકા અને દશ વર્ષનીને કન્યા કહે છે; બારમે વર્ષ તે વૃષલી થાય છે."

૮૯૯ કશ્યપઃ—"સાત વર્ષનીને ગૌરી, દશ વર્ષનીને કન્યકા ને બારમું વર્ષ બેઠું, એટલે તેને કુમારિકા કહે છે."જેને સ્તન ઉત્પન્ન થયા નથી,તેને નગ્નિકા કહેવાને અંગિરા કહે છે. નગ્નિકાનો વિવાહ કરવા વિષે ભવિષ્યત્પુરાણમાંઃ—"ધર્માચરણ કરનારી નગ્નિકા કન્યા ગુણવાન્ વરને આપવી; ગુણહીનને ન આપવી,અને તેને રજસ્વલા થવા દેવી નહિ."તથાઃ—"આઠ વર્ષની કન્યાને પરણાવવી શ્રેષ્ઠ છે. ચારે વર્ણને તે રીતે પરણાવેલી કન્યા આહિતા એટલે ઋતુદર્શન ન થયેલી હોવી જોઇએ." "ત્રીશ વર્ષના પુરૂષને બાર વર્ષની કન્યા પરણાવવી," એવું મનુ કહે છે. તે વિષે અંગિરા પણઃ—"રજોદર્શન પ્રાપ્ત ન થયું હોય તેને ગૌરી, અને રજોદર્શન પ્રાપ્ત થયું હોય તે કન્યાને રોહિણી કહે છે; માટે જ્યાંસુધી ઋતુમતી ન થાય, ત્યાંસુધી કન્યાને પરણાવવી;" કારણકે "પરણાવતા પહેલાં રજોદર્શન થયેલી કન્યાને જોવાથી તેનો સ્વામી (કન્યાદાન કરનારો) બ્રહ્મહત્યારો થાય છે, એવું સ્મૃત્યંતરમાં છે.

૯૦૦ એ રીતે કન્યાને ન પરણાવનારને દોષ છે. હવે સ્વામી એટલે અધિકારી બતાવે છે. "પિતા, પિતામહ, ભાઇ, સપિંડ ને જનની, એટલાં પૂર્વપૂર્વને અભાવે(ન હોય) તો,ઉત્તરોત્તર (એક પછી એક) કન્યાદાન દેવાને અધિકારી થાયછે." નારદઃ—"પિતાએ પોતે કન્યાદાન કરવું; નહિતો પિતાની આજ્ઞાથી ભાઈએ કરવું. ત્યારબાદ માતામહ, માંમા, સપિંડો ને બાંધવો, (માશી ફોઈ, બહેન વગેરે) એમણે કરવું; તે સર્વે ન હોય તો માતાએ કરવું. તે સ્વસ્થ હોય, [માંદી, ગાંડી, વાયડી ને પતિત ન હોય ] તો કરે; નહિતો [ અસ્વસ્થ એટલે માંદી વગેરે હોય તો] સ્વજ્ઞાતિવાળાએ કન્યાદાન દેવું." એમાં વિશેષ કહે છે. પિતા મરણ પામ્યો હોય ને ભાઈ કે બહેનો પરણાવવાની હોય, તો તે ભાઇબહેનોને મોટા ભાઇ પરણાવે. મિતાક્ષરામાંઃ—"જે ભાઈ કે બહેનો સંસ્કારરહિત હોય ને પિતા મરણ પામે, તો પૂર્વે સંસ્કાર થયેલા ભાઇએ તેમનો જનોઈવિવાહ વગેરે સંસ્કાર કરવો." [મૂલાર્થે આવી ગયોછે.] એ રીતે પિતા ન હોય, તો તેના પુત્રોનો વિવાહસુધીનો સંસ્કાર કરવાને ભાઈને પિતા જેટલો અધિકાર છે. તેમ અહીં સંસ્કારનિમિત્ત વૃદ્ધિશ્રાદ્ધમાં તેનો પિતા ન હોય, તો પિતૃાના ક્રમ-

થી [અન્નાદિ] આપવું, એવું વૃદ્ધિશ્રાદ્ધના અધિકારીના નિર્ણયમાં કહ્યુંછે. પિતામહાદિને કન્યાદાનનો અધિકાર છે, તોપણ પુત્રના પુત્રનો સંસ્કારનિમિત્ત વૃદ્ધિશ્રાદ્ધમાં અધિકાર નથી; અને કન્યાદાનમાં જે વૃદ્ધિશ્રાદ્ધ કહ્યું, તે રહિત કન્યારૂપી સંપ્રદેય (દાનનું દ્રવ્ય) આપવું નહિ, એવું જાણવું.

૯૦૧ સ્કંદપુરાણમાં:—"પારકી કન્યાને સુવર્ણ આપી પોતાની કરીને વિધિપૂર્વક દાન આપવાને અન્ય ગોત્રી પણ યોગ્ય છે." હવે કન્યાદાનનો વિધિ કહેછે. ઋષ્યશૃંગઃ—"પ્રપિતામહપૂર્વક વરના ગોત્રનો ઉચ્ચાર કરી કન્યાનું પણ તેજ રીતે ઉચ્ચારકરીને દાન કરવું." તથાઃ—"દેશકાલનો ઉચ્ચાર કરીને સંપ્રદાન (વર)ના ને પોતાના ત્રણ પુરૂષનો ઉચ્ચાર કરીને કન્યાદાન આપવું." અહીં કન્યાદાન આપવાનું વાક્ય એવું છે કે, "હે વિપ્ર, આ યથાશક્તિ આભૂષણ પહેરાવેલી ગૌરી કન્યા, અમુક ગોત્રના અમુક શર્મા તમને મેં આપી; તે તમે અંગીકાર કરો," એવું દાનખંડમાં કહ્યુંછે. અથ વિવાહનાં નક્ષત્રો. "મૂલ, અનુરાધા, મૃગશીર્ષ, રોહિણી, હસ્ત, રેવતી, સ્વાતિ, મઘા, ઉત્તરા, એટલાં નક્ષત્રોમાં સ્ત્રીઓનું લગ્ન કરવાનું વિધાન છે." બીજું લગ્નઆદિ શુભ મુહૂર્ત્ત જ્યોતિષશાસ્ત્રમાંથી જાણવાં. તેમ પરણવા જવાને માટે પ્રતિશુક્રાદિ દોષ નથી.

૯૦૨ તે વિષે સુરેશ્વરાચાર્યઃ—"પોતાના ઘરમાં પ્રવેશ, દેશવિપ્લવ (દેશને ઉપદ્રવ), વિવાહ ને વહુનો ગૃહપ્રવેશ, એટલે ઠેકાણે પ્રતિશુક્રનો વિચાર કરવો નહિ." તેમ ફરીને બીજા ગૃહપ્રવેશવાસ્તે વિશેષ પ્રકાર તહીંજ કહ્યોછે કે, "માઘ, ફાલ્ગુન ને વૈશાખ, એ માસના શુક્લપક્ષના શુભ દિવસમાં ગુરૂ ને રવિની શુદ્ધિ [શશિની અનુકૂલતા] જોઇને પત્નીનું ફરી ઘેર લેઇ જવાનું કરવું." અહીં શુદ્ધિ જોવાની, તે પતિને ચંદ્રબલ ને શુભ દિવસ વા દીવાલીઆદિ મંગલદિવસ જોઇને પત્નીને લેઈ જવી.

ઇતિ વિવાહનો નિર્ણય.

—:(૦):—

## અથ સોદર (સગાં ભાઇબહેન)ના વિવાહનો વિશેષ નિર્ણય.

સગા ભાઈનો એક વર્ષમાં વિવાહ કરવો નહિ, તે વિષે મિહિરાચાર્યઃ—"એક વર્ષમાં સગા બે ભાઈનો વિવાહ કરવો નહિ, એવું ગર્ગનું વચન છે." લલ્લ પણઃ—"શ્રેયની ઈચ્છા રાખનારાએ એકનો વિવાહ થયાપછી બીજા ભાઈનો વિવા-

હ દશ માસની અંદર કરવો નહિ." આ વચનમાં પુરૂષ ભાઇઓનો નિષેધ જણાય છે, પણ ભ્રાતૃ શબ્દનો ને પુત્ર શબ્દનો અને બહેન ને કન્યાવાચક સ્વસા ને દુહિતા શબ્દનો વ્યાકરણસૂત્રથી એકશેષ માસ થાયછે; માટે આ સ્મૃતિમાં પુરુષ ભાઇનો ઉચ્ચાર છે, તેથી પુત્ર ને કન્યા બેનો પણ એક વર્ષમાં વિવાહ કરવો નહિ,

૯૦૩ તોપણ "પુત્રીનો વિવાહ કર્યાપછી બીજી પુત્રીનો કરવો;" એવું આગળ કહેવાનું વચન છે, તેમાં એક વર્ષમાં બે પુત્રીનો વિવાહ કરવાનું કહ્યું છે, માટે બે કન્યાના વિવાહનો નિષેધ નથી, એવું ભાસે છે. બે પુત્રીવિષે તેણેજ વિશેષ કહ્યું છે કે, "એક પુત્રીને પરણાવ્યાપછી બીજી પુત્રીને ચાર દિવસપછી પરણાવવી; ચાર દિવસસુધીમાં પરણાવવી નહિ, એવું સૂરી લોકો કહેછે." એક કન્યાનું લગ્ન થયેથી ચાર દિવસસુધી બીજી કન્યાનું લગ્ન કરવાનું સૂરી એટલે સૂક્ષ્મદર્શી વિદ્વાન્ કહેછે, એવું કાલાદર્શમાં વ્યાખ્યાન કર્યું છે. તે પ્રમાણે એ વિષે વરાહમિહિરઃ—"પિતાએ એક કન્યાને પરણાવીને ચાર દિવસ પૂરા થતાસુધી બીજી કન્યાને પરણાવવી નહિ." તેમ પુત્રનો વિવાહ કર્યાપછી કન્યાનો ન કરવો. તે પ્રમાણે ચૌલ ઉપનયન, વિવાહાદિ મંગલકાર્યમાં બીજું મંગલકાર્ય પ્રાપ્ત થયું હોય, તો પહેલું મંગલ ન કરવું. તે વિષે વરાહમિહિરઃ—"પુરુષ પુત્રનું લગ્ન કર્યાપછી પિતાએ કન્યાનું લગન તેજ વર્ષમાં છ માસની અંદર ન કરવું. મુંડન પછી મુંડન ન કરવું. મુંડન પછી મંડન કરવું, પણ મંડન પછી મુંડન ન કરવું." મુંડન પછી મુંડન એટલે ચૌલપછી ઉપનયન ન કરવું. મુંડનપછી મંડન એટલે વિવાહ કરવો. મંડનપછી મુંડન એટલે વિવાહ પછી ચૌલ કે ઉપનયન ન કરવું.

ઇતિ સગા ભાઈબહેનોવિષે મંગલકાર્યનો નિર્ણય.



## અથ પરિવેત્તાદિનું લક્ષણ ને નિર્ણય.

૯૦૪ મોટા ભાઇને પરણાવ્યાસિવાય નાનો ભાઈ પરણે, તો તેને પરિવેત્તા કહેછે. તે વિષે મનુઃ—"પરણવાનું કે અગ્નિહોત્ર મોટા ભાઇ છતાં જે નાનો ભાઇ કરે, તો નાનો ભાઈ પરિવેત્તા ને મોટો ભાઈ પરિવિત્તિ જાણ-

વો." "પરિવિત્તિ, પરિવેત્તા, પરણેલી નાના ભાઈની સ્ત્રી, તે કન્યાદાન કરનારો અને વિવાહવિધિ કરાવનારો ગોર, એ પાંચે નરકમાં પડે છે." યાજ્ઞવલ્કય:–"પરિવિત્તિ [ પરણ્યાસિવાયનો મોટા ભાઈ] ને અને પરણેલા નાના ભાઈને પણ અગ્નિહોત્રનો, વેદનો કે તપનો અને શ્રાધ્ધનો અધિકાર નથી, ને તે કરે તો નિષ્ફલ થાય." પણ મોટા ભાઇને નપુંસકાદિ દોષ હોવાથી વિવાહાદિ કરવાનો અધિકાર ન હોય, તો નાના ભાઇને દોષ નથી. તેવિષે કહ્યુંછે કે, "મોટા ભાઈ નપુંસક હોય, દેશાંતરમાં નીકળી ગયો હોય, સન્ન્યાસી થયો હોય, અગર પતિત હોય, તેમ વેદશાસ્ત્રથી વિવર્ણ (ભ્રષ્ટ) હોય, તો પરિવેદનનો (નાના ભાઇને પરણવાનો) દોષ નથી." સ્મૃત્યર્થસારમાં પણ:–"મોટા ભાઈ ષંઢ, (નપુંસક), બહેરો, આંધળો, સ્તબ્ધ (લોકવિરોધિ,અતિ ગર્વવાળો), જડ (મૂર્ખ કે વાયડો), ગદ્ગદ (તોતડો કે જીભ ચોટતી હોય તે), મૂગો, કૂબડો, અત્યંત ઠીંગણો, રોગી, અતિ સુક્કડ, વિકલાંગ (કાણો, ઠુંઠો, લંગડો વગેરે), પુરૂષત્વ ગયેલું હોય, મત્ત હોય, શયનસ્થાનમાં ઇંદ્રિયરહિત હોય, મૂક, ઉન્મત્ત, ઈત્યાદિ દોષવાળો હોય, તો પરિવેદનનો દોષ નથી; મોટા ભાઇ પરણવા લાયક હોય, તો પરિવેદનને (નાનાને પરણવાનો) દોષ છે.

૯૦૫ તે વિષે કહેછે કે, "મોટા ભાઈ સોદર્ય (સગો) અધિકારી હોય, તો પરિવેદનનો દોષ છે; તેમ કાકાનો પુત્ર, ક્ષેત્રજ પુત્ર અને સંપન્ન એટલે પુત્ર માનીને રાખેલો, એ જોકે મોટા ભાઈ હોય, તોપણ પરિવેદનનો દોષ નથી." સ્મૃત્યર્થસારમાં:–"કાકાના પુત્ર,હોરમણ ભાઈ ને પરસ્ત્રીને વિષે ઉત્પન્ન કરેલા પુત્ર, જોકે મોટા હોય, તોપણ વિવાહઅગ્નિહોત્ર નાના ભાઇએ કરવાથી દોષ નથી." જે યાજ્ઞવલ્કયે વિવાહમાત્રને પરિવેદનદોષ છે, અગ્નિહોત્રવિષે નથી,એવું કહ્યુંછે, તે વચન:–"નાના ભાઈએ મોટા ભાઈની આજ્ઞાથી વિધિપૂર્વક અગ્નિહોત્ર કરવું; કારણ કે પરણવાથી પરિવેદનદોષ છે;અગ્નિહોત્રથી ને યજ્ઞથી નથી." તે વચન જ્યેષ્ઠની આજ્ઞાથી નિત્યઅગ્નિહોત્ર કરવાવિષે 'જીવતા:સુધી અગ્નિહોત્ર કરવું.' એ શ્રુતિને અનુસારે છે. પરંતુ મોટા ભાઇ અધિકારી હોય, તો તેની આજ્ઞાથી પણ નાના ભાઈને કેમ અધિકાર થાય? કારણ કે સ્મૃત્યર્થસારમાં:–"પિતા અધિકારી છતાં આજ્ઞાથી પણ પુત્રે અગ્નિહોત્ર લેવું નહિ." તે

વિષે કહેછે કે, "પ્રથમ વિવાહ કે પ્રથમ અગ્નિહોત્ર,જો પિતા કે મોટો ભાઈ કરનારો અધિકારી હોય,તો નાના ભાઈએ ન કરવું."

## અથ સ્માર્તાધિકારી ને તેનો કાલ કહેછે.

૯૦૬ શાંખાયન ગૃહ્યમાં:—જ્યારે છેલ્લી સમિધ આપે, ત્યારે અગ્નિને પ્રદીપ્ત માત્ર કરવો. છેલ્લી સમિધ જે સમાવર્ત્તનકર્મમાં અપાયછે,તે આપી એટલે અગ્નિને દીપન માત્ર કરવું, આવસથ્યકર્મ ન કરવું; કારણકે પત્ની નથી. તેમ વૈવાહકર્મ જ્યેષ્ઠ ભાઈ અધિકારી હોય ને નાનો ભાઈ પરણ્યો, તે વેળાએ જે વિવાહાગ્નિ ઉત્પન્ન થયો છે, તેને નાના ભાઈએ ધારણ માત્ર કરવો (રાખવો); પણ તેમાં આવસથ્ય કર્મ ન કરવું. મોટો ભાઈ છતાં આવસથ્ય કરે, તો પરિવેદનનો દોષ આવે તેમ દાયાદ્ય કાલે [પણ ન કરવું,] એવું કેટલાક કહેછે. દાયાદ્યકાલે એટલે વિભાગ કાલે પણ જ્યેષ્ઠ હોય, તો કનિષ્ઠે આવસથ્ય ન કરવું. [જુદો રહ્યો તોપણ ન કરવું.] તેમ પત્નીરહિત હોય, તેણે પણ આવસથ્ય ન કરવું,તે વિષે કારિકામાં:—"ધનાદિ વિભાગ કાલમાં વા વિભાગ થયાપછી અગ્નિનું ધારણ માત્ર કરવું.ભાગ લેનારા જ્યેષ્ઠને અનુક્રમે એક પછી એક સપત્નીક હોય,તો તે અધિકારી થાય."તથા ગૃહપતિ મરણ પામે, તો પોતે જ્યેષ્ઠ અધિકારી થાય. ગૃહપતિ એટલે પિતા મરણ પામે, તો વડીલ દીકરો પિતાનું સપિંડન કરીને અગ્નિહોત્ર ગ્રહણ કરે.

૯૦૭ તે વિષે તેમાંજ કહ્યું છે કે, "પિતા મરણ પામ્યાપછી મોટો પુત્ર ભાઇથી જુદો ન થયો હોય, તોપણ અગ્નિહોત્ર તેણેજ લેવું. એ નિમિત્તરૂપ કાલ કહ્યા. હવે અમાવાસ્યાદિ વિષે અનિમિત્તકાલ (નિમિત્ત વિનાના કાલ) કહે છે. તે વિષે કારિકામાં:—"વૈશાખી અથવા બીજી અમાવાસ્યામાં કંઈ નક્ષત્રતિથિના યોગથી,અધિકારીને અગ્નિકર્મ કરવાને કાલ ગુણવાળો (શ્રેષ્ઠ) છે." તથા શાંખાયનઃ—વૈશાખી વા બીજી અમાવાસ્યામાં નક્ષત્રયોગથી અગ્નિકર્મ પોતાની ઇચ્છાથી કરવું, એવું કેટલાક કહે છે.

## અથ આવસથ્યાધિકારી બતાવે છે.

અગ્નિઆધાન ન કરે તો કાર્ષ્ણાજિનિ:—"જ્યેષ્ઠ પુત્ર વિવાહ થયાપછી સ્માર્તાગ્નિઆધાન વર્ષસુધી ન કરે, તો ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું; અ-

જેટલા માસ ન કર્યું હોય, તેટલા દરેક માસ ગણતરી પ્રમાણે ચાંદ્રાયણ કરવું."

ઇતિ આવસથ્યાગ્નિકારી નેં કાલનો નિર્ણય.

-:(૦):-

## અથ પરિવિત્તિઆદિને પ્રાયશ્ચિત્ત કહે છે.

કૃચ્છ્ર કે અતિકૃચ્છ્ર વસિષ્ઠ કહે છે. હારીતે તેથી અધિક કહ્યું છે. મોટો ભાઈ છતાં [તેને પરણાવ્યાસિવાય] નાનો ભાઈ પરણે ને અગ્નિહોત્ર કરે, તો તે પરિવેત્તા, ને મોટો ભાઈ પરિવિત્તિ જાણવો. કન્યા પરિવેદની ને કન્યાનો દાતા પરિદાયી જાણવો. તેમ કર્મ કરનારો પરિયષ્ટા કહેવાયછે. એ પાંચે પતિત છે, માટે તેઓ વર્ષસુધી પ્રાજાપત્ય કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવાથી પાવન થાય.

૯૦૮ શંખ પણઃ—પરિવિત્તિ ને પરિવેત્તાએ વર્ષસુધી બ્રાહ્મણને ઘેરથી ભિક્ષાન્ન ( મધુકરી ) લાવીને જમવું. આ પ્રાયશ્ચિત્ત બુદ્ધિપૂર્વક આજ્ઞા આપ્યાવિષે છે; કારણકે પ્રાયશ્ચિત્ત મોટું છે. યમ પણઃ—" પરિવેદન થવાથી પરિવિત્તિ ને પરિવેત્તા બેને બબ્બે કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કહ્યુંછે. કન્યાને કૃચ્છ્ર, દાતાને અતિકૃચ્છ્ર અને હોતા એટલે પરિયષ્ટાને ચાંદ્રાયણ કહ્યું છે, તે પ્રમાણે કરવું. આ લોકો પ્રાયશ્ચિત્ત કરવાથી વ્યવહાર યોગ્ય થાયછે, પણ અધર્માચરણનું ફલ તો તેમને ભોગવવાનું રહ્યુંજ. [ તેનું પાપ ભોગવવાનું રહ્યુંજ. લોકમાં માત્ર વ્યવહાર યોગ્ય તેઓ થયા.] તેમ જ્યેષ્ઠ પુત્રીને પરણાવ્યાસિવાય કનિષ્ઠ પુત્રીને પરણાવવાનો પણ દોષ છે તે વિષે સ્મૃત્યંતરમાંઃ—"જ્યેષ્ઠ કન્યાને પરણાવ્યાસિવાય નાનીને પરણાવે, તો નાની કન્યાને અગ્રેદિધિષ્ઠૂ ને મોટીને દિધિષ્ઠૂ કહેછે."તે દિધિષ્ઠૂ, તેનો પતિ,દાતા ને યાજક એમને ગૌતમે પ્રાકૃત [પૂર્વના પ્રકરણમાં કહેલુંછે.]વર્ષનું પ્રાયશ્ચિત્ત કહ્યુંછે,તેને પરિવિત્તિઆદિની પેઠે દોષ છે. વસિષ્ઠે કૃચ્છ્ર ને અતિકૃચ્છ્ર કહ્યુંછે. યમે પૂર્વે કહેલું પણ કરવું.

ઇતિ મોટો ભાઇ અધિકારી છતાં કનિષ્ઠને પરણવાવિષેનો નિર્ણય.

ઇતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં વ્રતબંધાદિવિષે નિર્ણય કહ્યા છે.

-:(૦):-

## અથ સર્પબલિ.

૯૦૯ પુરાણઃ—"પ્રમાદથી (ભૂલથી) કે ઇચ્છાથી જે માણસ સર્પ કર-

ડ્યાથી મરણ પામ્યો, તેની શુદ્ધિમાટે સર્પપૂજનરૂપ કર્મ કરવું. શુક્લકૃષ્ણપક્ષની પંચમીઓમાં નાગનું પૂજન કરવું." તેનો વિધિ કહેછે. પંચમીને દિવસે પ્રાતઃકાલે ગંગાદિ તીર્થોમાં સ્નાન કરીને યજમાને,યમની રૂપાની ને નાગની સોનાની મૂર્તિ કલશ (ઘડા)ની ઉપર સ્થાપન કરી ગંધપુષ્પનૈવેદ્યાદિથી પૂજન કરીને સર્વૌષધિયુક્ત દૂધમિશ્રિતજલથી સર્પના મંત્ર ભણીને તર્પણ કરવું. તેના મંત્ર.૧'कालिको नाम सर्पः'२'नमोस्तु सर्पेभ्यः'३'या इषवः' ४'यो वामीरो'५'सर्पसाम'६'प्रसर्पसाम'७'उपसर्पसाम' ८'निधनसाम'એ રીતે આઠ મંત્રથી ને અનંતાદિ નામથી તર્પણ કરીને મુખ્ય આઠ બ્રાહ્મણથી શ્રાદ્ધ કરી,પાયસ,કણીક, દહિં ને મધ,મિશ્રિત કરીને એ પદાર્થોના આઠ પિંડ આઠ નાગના નામથી આપવા.પહેલો પિંડ અનંતને, બીજો વાસુકીને, ત્રીજો તક્ષકને, ચોથો કર્કોટકને, પાંચમો પદ્મને, છઠ્ઠો મહાપદ્મને, સાતમો શંખને ને આઠમો કંબલને આપવો.

૯૧૦ એ રીતે પિંડ કરવા,અને શંખથી અગર ત્રાંબાના પાત્રથી સર્વૌષધિમિશ્રિત ક્ષીરજલની 'कालिको नाम सर्प'એ મંત્ર ભણીને પહેલા પિંડ ઉપર જલધારા કરવી. તેજ પ્રમાણે બીજા પિંડ ઉપર'नमोस्तु सर्पेभ्यः,' ત્રીજા ઉપર 'या इषवो यातु,' ચોથા ઉપર 'ये वामीरो,'પાંચમા ઉપર 'सर्पनाम,' છઠ્ઠા ઉપર 'प्रसर्पनाम,' સાતમા ઉપર 'उपसर्पसामं' અને આઠમા ઉપર 'निधन साम'એ મંત્રથી અનુક્રમે જલની ધારા કરવી.પછી ગંધાદિથી પૂજા કરીને 'भद्रंकर्णोभिः'એ મંત્રથી વિસર્જન કરવું.ત્યારપછી પોતાના ગૃહ્યમાં કહેલા વિધિથી પૃથ્વીના પાંચ સંસ્કાર કરીને આઠ નાગને નામે દૂધમાં ભાત રાંધીને ઈશાન દિશામાં ધોળા વસ્ત્રસહિત રૂદ્રકુંભનું સ્થાપન કરી તેની ઉપર અષ્ટ નાગને સ્થાપન કરવા. "સુવર્ણના સુંદર મણિવિભૂષિત આઠ નાગ કરવા." તેનાં નામ. "અનંત, વાસુકિ, તક્ષક, કર્કોટક, પદ્મ, મહાપદ્મ, શંખ ને કંબલ." એ રીતનાં નામથી "નાગોનું વિધિપૂર્વક ગંધપુષ્પ ધૂપદીપનૈવેદ્ય વગેરેથી પૂજન કરીને કુશાંડી કરી પાયસચરૂ રાંધીને હોમ કરવો. તેમાં પ્રથમ આધાર નામનો હોમ કરી આજ્યભાગ નામની બે આહુતિ

આપીને ધીયુક્ત પાયસચરૂનો હોમ કરવો.'' **'कालिकादि'** એ પહેલાં કહેલા મંત્રથી ઘીની આહુતિ આપી ચરૂની આપવી.

૯૧૧ તેના મંત્ર મૂલમાં અહીંજ લખેલા છે, તેમનો અર્થ. ૧ ''જે શેષનાગાદિ સર્પ બ્રહ્મલોકમાં છે, તે સર્વને હું નમસ્કાર કરૂંછું. સર્વકાલ તે મને પ્રસન્ન હજો. ૨ વિષ્ણુલોકમાં જે કાલિકાદિ સર્પ છે, તેમને હું નમસ્કાર કરૂંછું. તે મને સર્વકાલ પ્રસન્ન હજો. [અહીંથી સર્વ મંત્રોના ઉત્તરાર્ધનો એકજ અર્થ છે, ને તેનું તે વચન છે, માટે ફરી લખવાનું કારણ નથી. ] ૩ પરીક્ષતના સર્પસત્રમાં આસ્તીક ઋષિએ રક્ષણ કરેલા સર્પને હું નમસ્કાર કરૂંછું. ઇત્યાદિ પૂર્વની પેઠે. ૪ મલયાચલમાં કર્કોટકાદિ સર્પ છે,તેમને.....૫ જે સર્પ પર્વતના અગ્ર ઉપર ને સાંધામાં રહેછે, તેમને.....૬ પૃથ્વીમાં જે ઝેરી સર્પ છે, તેમને....૭ ગામમાં, અરણ્યમાં ને પ્રસ્તરમાં (રસ્તામાં કે ઘરમાં) જે સર્પ રહેછે, તેમને....૮ સમુદ્રમાં ને અન્ય જલમાં જે સર્પ રહેછે,તેમને....૯ મહા બલવાન્ અનંતાદિ સર્પ જે રસાતલમાં રહેછે,તેમને''...''આ આહુતિનો **'सर्पेभ्य इदं न मम'** એ રીતે સર્પને નામે ત્યાગ કરવો ત્યારપછી 'સ્વિષ્ટકૃત્' નામની આહુતિ આપીને પ્રાયશ્ચિત્તાહુતિ આપવી.પછી પ્રજાપતિની આહુતી આપીને 'સંસ્રવ'નામનું જલ પ્રાશન કરી વિધિપૂર્વક કર્મ સમાપ્ત કરવું.''એ રીતે સંવત્સરસુધી પૂર્ણ વ્રત થયેથી સુવર્ણનો નાગ અને તિલસહિત ગોપ્રદાન દાન કરવાં. સર્પદંશથી મરણ પામેલાના અગિયારમે દિવસે આ કહેલા,કે આગળ કહેવાના વિધિથી સર્પબલિ કરીને ઊર્ધ્વદૈહિકક્રિયા કરવી.

ઇતિ સર્પબલિ.

-:(૦):-

## અથ સર્પબલિનો બીજો પ્રકાર.

૯૧૨ શુક્લકૃષ્ણ બન્ને પક્ષની પંચમીમાં ભોંય ઉપર લોટનો નાગ પાંચ ફેણોનો, લાકડાનો કે મૃત્તિકાનો કરીને ચંદન, કરેણના કે ગુલદાવરીના અગર જાઇના પુષ્પ ને ધોળા ચોખા ઈત્યાદિ, પદાર્થોથી અનંત, વાસુકિ, શંખ, પદ્મ, કંબલ, કર્કોટક, અશ્વતર,ધૃતરાષ્ટ્ર, શંખપાલ, કાલિય, એવા નામથી તેનું પૂજન કરવું. પછી ગાયનું દૂધ ને જલ પૃથ્વી ઉપર નિવેદન કરી ઘી, પાયસ, મોદક વગેરેથી બ્રાહ્મણોને જમાડી **'नमोस्तु सर्पेभ्यः'** ઇત્યાદિ મંત્ર-

થી નાગનું ઉપસ્થાન (ઉભા રહીને સ્તુતિ) કરીને એવું બોલવું કે, 'હે નાગ, ફ-લાણા મરણ પામેલા જનને છોડ છોડ' એવું કહી તે દિવસે મધુર ભોજન કરવું. એ રીતે વર્ષસુધી પૂજન કરી સોનાનો નાગ ને ગાય બ્રાહ્મણને આપ્યાપછી ઉત્તર-ક્રિયા કરવી. એ સર્પબલિનો વિધિ સ્મૃત્યર્થસારમાંથી લખેલો છે.

૬૧૩ અથ વિષ્ણુપુરાણમાંની નાગબલિ. "ભાદ્રપદની શુક્લપંચમીને આ-રંભીને બન્ને પક્ષની પંચમીઓમાં અથવા અન્ય પંચમીને આરંભીને ના-ગનું પૂજન કરવું. તે નાગ લાકડાનો, મૃત્તિકાનો કે લોટનો પાંચ ફેણોવાળો કરી તેનું ગંધપુષ્પાદિથી પૂજન કરવું. પછી બ્રાહ્મણોનું પૂજન કરીને તેમને જમાડવા; અને સોનાના નાગ ને ગાયનું દાન આપવું. પછી ઉપસ્થાન કરી કહેવું કે, 'ફલાણા નામના મરનાર જનને છોડ છોડ.' પછી અનંતાદિ નાગનું પૂજન કરીને ઉપસ્થાન કરવું." તેના મંત્રનો અર્થ. "જે સર્પ પૃથ્વીમાં, આકા-શમાં અને સ્વર્ગમાં રહેછે, તેમને હું નમસ્કાર કરૂંછું. હે અનંત, વાસુકી, શં-ખ, પદ્મ, કંબલ, કાલિય, કર્કોટક, શંખપાલ, અશ્વતર, ધૃતરાષ્ટ્રક, તમે સર્વ સર્પના અધિપતિ છો, માટે હું પ્રાર્થના કરૂંછું કે, તમારા કુલના અગર બીજા કોઈ સર્પે સ્પર્શ કરવાથી મરણ પામેલા ફલાણા માણસ ઉપર દયા કરીને તમારા કુલના સર્પને કહી મૂકજો કે, તેનો અપરાધ ક્ષમા કરજો, ને તારા મુખના વિષસ્પર્શથી ફલાણા નામના મરણ પામેલાના પ્રાણ ચિત્તથી જુદા પડયા છે, માટે આ જનને છોડ છોડ." એવી પ્રાર્થના કરવી. તે દિવસે મધુર ભોજન ક-રવું. સુમંતુઃ—"સુવર્ણનો કે રૂપાનો કરેલો નાગ ને ગાય બ્રાહ્મણને વિધિવત્ દાન આપવાથી પિતાના ઋણથી મુક્ત થાય." પિતાના એટલે જેને સર્પ કરડયો હોય, તે જાણવો. નાગનું લક્ષણ મત્સ્યપુરાણમાંઃ—"ઢાલતરવાર ઝાલનારા, નાભિની નીચે સર્પાકાર ને ઉપર પુરુષાકાર, ફેણોવાળા મસ્તકના, બે જીભોવાળા અને વિષમ (ત્રણ, પાંચ કે સાત ઇત્યાદિ) હાથવાળા [નાગનું સ્વરૂપ કરવું.]" શા-તાતપઃ—"સર્પનો દંશ થયો હોય, તેની નાગબલિ કરીને સુવર્ણનો સર્પ બ્રાહ્મણ-ને દાન આપવો." મિતાક્ષરામાં તો પુરાણવિધિથી નાગનું પૂજન કરીને પછી વિષ્ણુબલિ કરવી.

ઇતિ સર્પબલિ.

---

## અથ વિષ્ણુબલિ.

૯૧૪ વિષ્ણુબલિ કરવાથી ચાંડાલાદિના હાથે દુર્મરણ પામેલા પ્રેતની શુદ્ધિ થઈને પુત્રે કરેલા શ્રાદ્ધનું ગ્રહણ કરવાની યોગ્યતા થાય છે. તે એ પ્રમાણે કરવાની છે કે, કોઇ શુક્લપક્ષએકાદશીને દિવસે વિષ્ણુનું ને યમનું ગંધપુષ્પાદિથી પૂજન કરી તેના મોંઢા આગળ અગિયાર બ્રાહ્મણને ઉત્તરાભિમુખ બેસાડીને દક્ષિણાભિમુખયજમાને સવ્ય જનોઇ રાખી પ્રેતનું વિષ્ણુરૂપે સ્મરણ કરતાં કરતાં કેશવનારાયણાદિ અગિયાર નામથી એકોદ્દિષ્ટવિધિએ દૈવિકશ્રાધ્ધની પેઠે બ્રાહ્મણોના પાદપ્રક્ષાલનાદિ અર્ધસહિત તૃપ્તિપ્રશ્નસુધી શ્રાધ્ધ કરી દક્ષિણાગ્ર દર્ભને વિષે, પોતે દક્ષિણમુખ થઇને મધઘીથી પ્લુત (ખુબ નરમ થાય એવા)તિલમિશ્રિત અગિયાર પિંડ આપવા.પછી ગંધાદિથી પૂજા કરીને સ્વધાવાચનસમયે બન્ને ઘૂંટણ પૃથ્વીને અડાડી, ધ્યાનયુક્ત થઈ શંખના કે ત્રાંબાના પાત્રથી 'सहस्रशीर्षादि' અગિયાર મંત્રથી દરેક મંત્રે દરેક પિંડને જલધારા કરીને બ્રાહ્મણોને દક્ષણા આપી સંતોષ પમાડવા;ને 'भद्रंकर्णेभिः'મંત્રથી પિંડોનું વિસર્જન કરી તેમને નદીઆદિના જલમાં પધરાવવા.પછી તે રાત્રે ઉપવાસ કરીને બીજે દિવસે સવારે વિષ્ણુનું આરાધન કરી પંચરત્નમુદ્રા (અંગુઠી)અને જનોઈ યુક્ત પાંચ કલશ ઉપર બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, સપરિવાર યમ ને પ્રેતનું સ્થાપન કરી પૂજન કરવું. તેમની આગળ પાંચે દેવતાના અગ્રભાગે દક્ષિણાભિમુખ થઇ પ્રેતને વિષ્ણુરૂપે સ્મરણ કરી અર્ઘપિંડસહિત એકોદ્દિષ્ટવિધિથી શ્રાદ્ધ કરવું. "બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, યમ ને પ્રેત, એ પાંચ દેવતાનું પાંચ કુંભ ઉપર સ્થાપન કરીને તેમની આગળ શ્રાદ્ધ કરવું."

૯૧૫ અહીં બ્રહ્મા, વિષ્ણુ રૂદ્ર ને યમ,એમને નામે પૂર્વોક્ત વિધિથી ચાર પિંડ આપીને વિષ્ણુનું કીર્ત્તન કરી નામગોત્રસહિત પ્રેતનું સ્મરણ કરીને પાંચમો પિંડ આપવો. અહીં પણ પૂર્વની પેઠે 'ब्राह्मणोऽस्यमुख ' ઇત્યાદિ પાંચ મંત્રથી પાંચ પિંડની ઉપર જલધારા કરવી. પૂર્વવત્ વિસર્જન પણ કરવું. બ્રાહ્મણોને દક્ષણા આપી સંતોષ પમાડી તે બ્રાહ્મણોમાં એકને પ્રેતબુદ્ધિથી સ્મરણ કરીને,તેને ગાય, પૃથ્વી, સોનું વગેરે આપીને ઘણોજ સંતોષ પમાડવો. પછી પોતાના જનસહિત ભોજન કરવું. તે અગિયારમે દિવસે કરે તો, ત્યાં પણ એજ વિધિ કરવો.

૯૧૬ તે વિષે પુરાણનાં વચનોઃ—"હે ગરૂડ, શુક્લપક્ષની એકાદશીને દિવસે વિષ્ણુ ને યમનું ગંધપુષ્પાદિથી પૂજન કરીને, શ્રીકૃષ્ણની આગળ બ્રાહ્મણોને બેસાડી નારાયણબલિ નામનો વિધિ કરવો. તેમાં બાંધવસહિત યજમાને પવિત્રપણે ભક્તિથી અગિયાર શ્રાદ્ધ કરવાં; સવ્ય કરી દક્ષિણમુખ થઈ તિલમિશ્રિત પિંડ આપવા, અને ધ્યાનધારણાયુક્ત થઈ પૃથ્વીને બન્ને ઘૂંટણ અડાડી શંખના કે ત્રાંબાના પાત્રથી, તે ન મળે તો, ગમે તે પાત્રથી ઋગ્વેદના મંત્ર ભણીને દરેક પિંડ ઉપર અર્ઘ (જલધારા) આપવો, અને **'भद्रंकर्णेभिः'**, એ મંત્રે પિંડનું વિસર્જન કરી તેમને તીર્થના જલમાં નાંખવા. એ રીતે અગિયાર દેવતાનું શ્રાદ્ધ કરીને બીજે દિવસે ચતુર્વેદિ બ્રાહ્મણોને નિમંત્રણ કરી, યથાવિધિ પાંચ દેવતાનાં પાંચ શ્રાદ્ધ કરવાં. તે પાંચ દેવતા, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, યમ, ને પાંચમો પ્રેત, એમને જુદા જુદા કુંભ ઉપર સ્થાપન કરી તેમની આગળ શ્રાદ્ધ કરવું. વિષ્ણુ સોનાના, રૂદ્ર ત્રાંબાના, બ્રહ્મા રૂપાના ને યમ લોઢાના કરવા." ગરૂડપુરાણમાં વિષ્ણુબલિના પ્રધાનકર્મમાં પૂર્વે વિષ્ણુતર્પણ કરવાનું કહ્યું છે. "નાગ (પંચમી) બાર ઘડીથી, દિક્ (દશમી ) પંદર ઘડીથી ને ભૂત ( ચતુર્દશી ) અઢાર ઘડીથી ઉત્તરતિથિને દોષ આપેછે" એ સ્કંદવચનથી દશમીની પંદર ઘડીના વેધવાળી એકાદશીમાં વિષ્ણુબલિઆદિ કર્મ ન કરવું, એવું શિષ્ટોએ કહેલું છે.

ઇતિ ગરૂડપુરાણમાં કહેલો વિષ્ણુબલિનો વિધિ.



## અથ પંચક મરણનો નિર્ણય.

૯૧૭ હવે ધનિષ્ઠાદિ પંચકમાં મરણ પામેલાને સદ્ગતિ આપનારો વિધિ કહેછે. તે વિષે ગરૂડપુરાણનાં વચનોઃ—" જે પંચકમાં મરણ પામે, તેની ઉત્તમ ગતિ થતી નથી. ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી રેવતીના અંતસુધી સાઢાચાર નક્ષત્રને પંચક કહેછે; તે સર્વદા અશુભ છે, માટે તેમાં મરેલાનો દાહ કરવો નહિ. એ સર્વ જાતિને વાસ્તે જાણવું. પંચકમાં જલ આપવું નહિ; દાહ ને જલદાન કરે, તો અશુભ થાય. લોકયાત્રા ( લૈકિક ) સ્વજન દુઃખી હોય, તોપણ ન કરવી. પંચક પછી કરે તો, પુત્રગોત્રીને સંતોષ થાય; માટે પં-

ચક પછી કરવું. અન્યથા ( નહિ તો ) તેની પછવાડે તેને ઘેર હાનિ થાય, માટે પંચકમાં મરણ પામેલાનું પંચકમાં દહનાદિ કરવું નહિ."

૯૧૮ " અથવા પંચકમાં વિધિપૂર્વક દાહ કરવો; કારણ કે પંચકમાં તરત શબની આહુતિ તીર્થમાં આપવી. તીર્થમાં સદ્યઃ આહુતિરૂપ દાહ પુણ્યકારક છે, માટે બ્રાહ્મણોએ નિયમથી મંત્ર ભણીને વિધિપૂર્વક દાહ કરવો.; તે એવો કે, શબના સમીપ ચાર નક્ષત્રમંત્રથી મંત્રેલાં દર્ભનાં પુતળાં મૂકીને પછી તે પુતળાંની સાથે શબનો દાહ કરવો. સૂતકને અંતે પુત્રે શાંતિનું કર્મ કરવું, ને સર્વ ઉપદ્રવનો નાશ કરનારૂં દાન બ્રાહ્મણને આપવું; તેથી તે પ્રેત ઉત્તમ ગતિને પામે. તે પ્રેતને નામે તિલ, ગાય, સુવર્ણ, ઘી, ભોજન, જોડો, છત્રી, સોનાની અંગુઠી, વસ્ત્ર અને દક્ષણા, એ સર્વ પાપનાં નાશ કરનારાં દાન બ્રાહ્મણોને આપવાં. એ રીતે પંચકમાં મરણ પામેલા બાલક, તરૂણ કે વૃદ્ધનું પંચકવિધાન ન કરે તો, તેને વિઘ્ન ઉત્પન્ન થાય." વિધાન એટલે નક્ષત્રનું પૂજન ને જપ. સર્વકાલ નક્ષત્રનું પૂજનહોમ દેવપૂર્વક કરવું, એવું કહ્યુંછે, તેથી નક્ષત્રદેવતાનું પ્રથમ પૂજન કરવું. ધનિષ્ઠાદિ પાંચ નક્ષત્રના દેવતા અનુક્રમે કહ્યા છે.

૯૧૯ જ્યોતિષમાંઃ—" વાસવ ( ઇંદ્ર ), વરૂણ, અજએકપાદ, અહિર્બુધ્ન્ય, ને પૂષા, એ ધનિષ્ઠાદિ પાંચ નક્ષત્રના પાંચ દેવતા છે. યજ્ઞકર્મમાં એ દેવતાનું પૂજન કરવું. [ ગ્રંથકર્ત્તાએ એજ અર્થ લીધો છે. ] આ પાંચ દેવની મુર્તિ સુવર્ણની કરવી ત્રાંબાના પાંચ ઘડા ઉપર વસ્ત્રમુદ્રાપનસહિત વિધિપૂર્વક તેમનું સ્થાપન કરીને નક્ષત્રદેવતાનું પૂજન કરવું. ત્યાં દેવતનાં નામમંત્ર બ્રાહ્મણોએ જપવાં. તે બ્રાહ્મણોની આગળ પુત્રે એવું વચન સંભળાવવું કે, 'હે બ્રાહ્મણો, પંચકમાં મરણ પામેલા દોષવાળા ફલાણા નામના પ્રેતની દુર્ગતિ થશે, એવી શંકા છે; માટે તેની સદગતિ થાય, એવું કરજો.' પછી પુત્રાદિ યજમાને બ્રાહ્મણોને દક્ષિણા આપીને સ્વતિવાચન કરાવવું. એ રીતે વિધાન કરીને પછી એકાદશાદિ ક્રિયા કરવી."

૯૨૦ અહીં એવો ક્રમછે કે, યજમાને અગિયારમે દિવસે મૃત્તિકા, ગોમય ને ગોમુત્ર ઈત્યાદિથી સ્નાન કરી બ્રાહ્મણની આગળ અદ્યેત્યાદિ દેશકાલનું સંકીર્ત્તન કરીને 'ફલાણા ગોત્રના ફલાણા નામના મરણ પામેલા પ્રેતની પંચકમરણરૂપ દુર્ગતિની શાંતિસારુ, તેમ સ્ત્રીપુત્રાદિ પરિવારસહિત મારી શંકા.

થયેલી,એ અનિષ્ટનિવૃત્તિવારતે અને અભ્યુદયાર્થે પંચકનું વિધાન હું કરૂંછું,' એવો સંકલ્પ કરી વિષ્ણુની પૂજા કરીને દક્ષિણ દિશામાં સ્થાપન કરેલા જલપૂર્ણ,મુદ્રાપન,પૂર્ણપાત્ર(કાંઠીયું),વસ્ત્ર,નાળીએર,સર્વૌષધિયુક્ત પાંચ ઘડા ઉપર સુવર્ણથી કરેલા વસુઆદિ પાંચ દેવતાનું અગ્નિઉત્તારણ(અગ્નિમાં તપાવેથી તથા ટાંકણાં મારવાથી ઉત્પન્ન થયેલી દોષનિવૃત્તિત માટે કરવાનો સંસ્કાર)ને પ્રાણપ્રતિષ્ઠા કરીને સ્થાપન કર્યાપછી બ્રાહ્મણોએ તે તે દેવતાના મંત્રનો જપ કરવો.જપને અંતે યજમાને દક્ષણા આપી બ્રાહ્મણોને સંતુષ્ટ કરીને ફલાણાનું પંચકમાં મરણ થવાથી ઉત્પન થયેલા દોષની નિવૃત્તિ થાઓ, એવી પ્રાર્થના કરી પુણ્યાહવાચન કરવું. પછી એકાદશાહવિહિત કર્મ કરવું. જપનો દશાંશ હોમ કરવાનો વિકલ્પ છે. તેના મંત્રો 'येन:सपत्ना,' 'वरुण:प्रावता,' 'शंनो अजएकपात्,' 'उतनोऽहिर्बुध्न्यः' અને 'शुक्रंते अन्यत्' એ ઋગ્વેદીના મંત્રોછે. 'वसोःपवित्रमसि,'वरुणस्योत्तंभनमसि,''उतनोऽहिर्बुध्न्यः,'शिवोनामासि'અને 'पूषन्तवव्रते'એયજુર્વેદીનામંત્રોછે.'तमग्निमस्त', 'यदा कदा च मीढुषे' 'इंद्रो विश्वस्य राजसि,''ब्रह्मजज्ञानं,''शुक्रंते अन्यत्' એસામવેદીનામંત્રોછે.'अष्टौ शतानि श्वेतकेतूनां,'वाजादेवी देवमृणालि,''शुनासीरौत,''सच्याप्यायकृणोमि कर्मसिद्ध्ये'અને'यद्वहादेह मृषित्र:' એ અથર્વણવેદીના મંત્રો છે.

ઇતિ પંચકમાં મરણ પામેલાનો વિધિ.



## અથ નીલોદ્વાહકર્મના કાલનો નિર્ણય.

૯૨૧ અથ તેનું ફલ કહે છે. મત્સ્ય અગસ્ત્યને કહે છે કે, "હે સાધો,જે તેં મને પૂછ્યું,તે હું તને કહું છું,તે સાંભળ. નીલોત્સર્ગવિધિ કરવાથી[માણસ] પિતરોના ઋણથી મુક્ત થાયછે.ગયાશ્રાદ્ધ ને અશ્વમેધ કરતાં નીલોત્સર્ગ અધિક માનેલો છે. જે પિતરો ઘોર રૈરવ, ને કુંભીપાક નરકમાં ગયેલા હોય, તે સર્વે નીલોત્સર્ગ કરવાથી મોક્ષ પામે, ને સો કુલનો ઉદ્ધાર થાય." ઈત્યાદિ ફલ કહ્યું છે. અથ તેના કાલ કહેછે. "કાર્તિકની, વૈશાખની કે ફાલ્ગુનની પૌર્ણમાસીમાં,





અષ્ટકાઓમાં, આશ્વિનની ષષ્ઠીમાં અગર ચૈત્રીપૌર્ણમાસીમાં, તેમ માઘમાસની પૂર્ણીમામાં, ઉત્તરાયન ને દક્ષિણાયન બેસે ત્યારે, અગર મેષ કે તૂલાસંક્રાંતિ બેસે ત્યારે, ચંદ્રસૂર્યગ્રહણમાં, વૈધૃત કે વ્યતીપાતમાં, તેમ યુગાદિમન્વાદિ તિથિઓમાં, દિવસના ક્ષયમાં,સંક્રાંત કે સંક્રાંતિસામ્ય (જ્યોતિષમાં સૂર્યચંદ્રની ગતિનું ગણિત કરવાથી આવેછે તે) માં વિશેષે કરીને માતાપિતાની મરણતિથિમાં, અથવા જે દિવસે શ્રધ્ધા, ધન, તીર્થ ને પાત્ર, સર્વનો યોગ આવે તે દિવસે, બતાવેલા નીલોત્સર્ગના કાલ શ્રેષ્ઠ છે; એમાં કંઈ વિચાર કરવો નહિ. નીલોત્સર્ગ કરવાથી નાસ્તિક, જગત્ને કાયટાં કરાવનારા, જે નરકને પામેલા હોય તે સર્વે પિતરોની મુક્તિ થાય." વૃષભનાં લક્ષણ,ઉંચા ખાંધવાળો ઈત્યાદિ કહેલાં છે.

૯૨૨ શાંખાયનગૃહ્યમાં:—ટોળામાં તેજસ્વી, બલવાન્ વાછડાને અલંકાર પહેરાવીને ઉત્સર્ગ કરવો;ને ટોળામાં મુખ્ય ચાર વત્સતરી (ધાવણથી છુટેલી)વાછડીઓ, અગર ચાર ન મળે તો,એક પણ વાછડી જોઇએ. તેવિષે ગરૂડપુરાણમાં:-"હે ગરૂડ, એક વર્ણી વાછડો ને તેવીજ વાછડી લાવી તેમને સ્નાન કરાવવું, ને અલંકાર પહેરાવી, તે જોડું પ્રતિષ્ઠિત કરી પૂજન કરીને ઉત્સર્ગ કરવો; તેથી પ્રેતનો મોક્ષ થાય. તેના પુંછડામાં તર્પણ કરી મંત્રપૂર્વક ઉત્સર્ગ કરવો. (છોડી દેવો.) જેનો અગિયારમે દિવસે વૃષોત્સર્ગ ન કર્યો, તેનું પ્રેતપણું સ્થિર રહેછે; સૌ શ્રાધ્ધ કરવાથી પણ પ્રેતપણું જતું નથી.

ઇતિ નીલોત્સર્ગના કાલનો નિર્ણય.

ઈતિ અચલદ્વિવેદીકૃત નિર્ણયદીપક ગ્રંથની ટીકામાં સર્પાદિથી મરણનો વિધિ ને નીલોદ્વાહકાલનો નિર્ણય સંપૂર્ણ.

-:(૦):-

## અથ સિદ્ધવિરૂદ્ધયોગ.

૯૨૩ હવે રવિવારે સિધ્ધવિરૂધ્ધ યોગ કહેછે. તેમાં પ્રથમ સિદ્ધિયોગવિષે કહે છે કે, "રવિવારે અષ્ટમીતિથિ અને હસ્ત, અશ્વિની, ઉત્તરાદિ ત્રણ નક્ષત્રો, મૂલ, પુષ્ય કે ધનિષ્ઠા, એ નક્ષત્ર પૈકી ગમે તે એક નક્ષત્રનો યોગ આવે, તો સિદ્ધિયોગ થાય છે; તેમ ઉત્તરાદિ ત્રણ ને મૂલ, પુષ્ય, હસ્ત, એ નક્ષત્રનો યોગ શુભ છે. અથ વિરૂધ્ધયોગ. રવિવારે દ્વાદશી, ચતુર્દશી ને સપ્તમી અને વિશાખાદિ નક્ષત્રોનો યોગ હોય, તે વિરૂધ્ધયોગ છે. તે વિષે કહ્યું છે કે, "રવિવારે દ્વા-

દશી કે ચતુર્દશીતિથિ, અને વિશાખા, ભરણી, મઘા, અનુરાધા ને જ્યેષ્ઠા, એ વિરૂધ્ધયોગને વર્જિત કરવા. રવિવાર ને દ્વાદશીના યોગને 'ક્રકચ' કહેછે, અને સપ્તમી ને રવિવારના યોગને 'સંવર્ત' કહે છે; તે પણ શુભ કર્મમાં તજવા. તે વિષે રત્નમાલામાં કહ્યું છે કે, "રવિવારે સાતમીનો યોગ હોય, તો તે શુભ કર્મમાં પ્રયત્નથી તજવો; અને ધર્મદાનકર્મમાં તો, "સોમવારે અમાવાસ્યા ને રવિવારે સાતમીમાં ધર્મદાન કરનારાને સાઠ હજાર વર્ષનું પુણ્યફલ મળે."

૬૨૪ તથાઃ—"ષષ્ઠીયુક્ત સપ્તમીમાં રવિવાર આવે, તે હજાર સૂર્યગ્રહણ તુલ્ય 'પદ્મક' નામનો યોગ છે." તથા બીજે ઠેકાણે કહ્યું છે કે, "રવિવારે વિશાખાદિ ત્રણ નક્ષત્ર ને ષષ્ઠીનો યોગ શુભદાયક નથી" એ સિવાયની તિથિઓ ને નક્ષત્રો રવિવારે સમ છે. [શુભ કે અશુભ નથી.] તેમ દિવસમાં ચાર પ્રહરના આઠ અર્ધ પ્રહર છે; તેમાં રવિવારે ચોથો અર્ધ પ્રહર શુભ કર્મમાં તજવો. તથાઃ—"શુક્રવારે ને રવિવારે પશ્ચિમ દિશામાં જવું નહિ;" કારણ કે રવિવારે તે દિશામાં દિશાશૂલ હોય છે. તેમ તિથિવિષે પણ કહેછે કે, ષષ્ઠી ને ચતુર્થીને દિવસે પશ્ચિમમાં યોગિની રહે છે. ચતુર્થી ને દ્વાદશીએ નૈઋતમાં, સપ્તમી ને પૌર્ણમાસીએ વાયવ્યમાં, પ્રતિપદા ને નવમીએ પૂર્વમાં, દ્વિતીયા ને દશમીએ ઉત્તરમાં, તૃતીયા ને એકાદશી અગ્નિકોણમાં, પંચમી ને ત્રયોદશીએ દક્ષિણમાં અને અષ્ટમી ને અમાવાસ્યામાં ઈશાનકોણમાં યોગિની વાસ કરે છે, માટે તે દિવસે તે દિશામાં જવું નહિ. દ્વાદશી ને ચતુર્દશી રવિવારે આવે,તોપણ ધર્મદાન કર્મમાં શ્રેષ્ઠ છે. રવિવારે ચૌદમું મુહૂર્ત્ત કુલિક છે; તેમાં શુભ કર્મ ન કરવું. રાત્રિએ તેરમું મુહુર્ત્ત કુલિક છે.[દિવસની ને રાત્રિની બબ્બે ઘડીનાં પંદર પંદર મુહૂર્ત્ત પહેલાં કહેલાં છે, તે પ્રમાણે જાણવાં.]

ઇતિ રવિવારે સિદ્ધાદિયોગ સંપૂર્ણ.

---

## અથ સોમવારે સિદ્ધવિરૂધ્ધ યોગ.

તેમાં પ્રથમ સિધ્ધયોગ કહે છે. નવમી સોમવારે સિદ્ધછે, તે વિષે કહેછે કે, "સોમવારે નવમી, ને પુષ્ય, શ્રવણ, રોહિણી ને મૃગશીર્ષ, એ યોગને સિધ્ધયોગ કહે છે. તે સર્વ કર્મમાં શુભદાયક છે." સોમવારે અનુરાધાનક્ષત્ર પણ શ્રે-

ષ્ઠ છે. તથાઃ—"પુષ્ય, અનુરાધા, શ્રવણ, રોહિણી ને મૃગશીર્ષ, એ સોમવારે સિદ્ધિ આપનારાં નક્ષત્રો છે." અથ સોમવારે વિરૂદ્ધ કહે છે. ત્રયોદશી ને એકાદશી સોમવારે વિરૂધ્ધ છે.

૯૨૫ તે વિષે કહ્યું છે કે, " સોમવારે ચિત્રા, ઉત્તરાષાઢા, પૂર્વાષાઢા, વિશાખાનક્ષત્ર એકાદશી ને ત્રયોદશી એ યોગ નેષ્ટ કહ્યાછે; અને સોમવારે પૂર્વાષાઢા ને ઉત્તરાષાઢા, વિશાખા ને અભિજિત્, એ નક્ષત્રો શુભમાં વર્જિત કરવાં."[ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.] ઉતરાષાઢાનો ચોથો ચરણ ને શ્રવણની પેહેલી ચાર ઘડી મળીને અભિજિત્ નામનું નક્ષત્ર સોમવારે વિરૂધ્ધ છે. અન્ય તિથિઓ ને નક્ષત્રો સોમવારે સિદ્ધ તેમ વિરૂદ્ધ પણ નથી, અર્થાત્ સમ છે. તથાઃ—શનિ ને સોમવારે પૂર્વ દિશા ભણી જવું નહિ. એ વચનથી સોમવારે પૂર્વ દિશામાં દિશાશૂલ છે. શનિવારે નવમી સિદ્ધા છે; કારણકે તે રિક્તાતિથિ છે. તેવિષે કહ્યું છે કે, શનિવારે રિક્તાતિથિનો સિધ્ધિયોગ છે. તેમ સોમવારે સાતમો અર્ધ પ્રહર શુભમાં તજવો; તેમ બારમું મુહૂર્ત્ત કુલિક નામે છે; તે મંગલ કર્મમાં તજવું. રાત્રે અગિયારમું મુહૂર્ત્ત તજવું.

ઇતિ સોમવારે સિધ્ધવિરૂધ્ધ યોગ.

-:(૦):-

## અથ મંગલવારે સિધ્ધ ને વિરૂધ્ધ યોગ.

૯૨૬ તેમાં પ્રથમ સિધ્ધ કહેછે. મંગલવારે તૃતીયા, અષ્ટમી ને ત્રયોદશી સિધ્ધ છે; ષષ્ઠી પણ સિધ્ધ છે, તે વિષે કહ્યું છે કે, " મંગલવારે ષષ્ઠી, તૃતીયા, અષ્ટમી કે ત્રયોદશી, અને મૂલ, અશ્વિની, મૃગશીર્ષ, અશ્લેષા, કે ઉત્તરા ભાદ્રપદા, એ સિધ્ધ છે." ત્રિવિક્રમમાં તો મંગલવારે પણ કૃત્તિકાનક્ષત્ર પ્રશસ્ત ( શ્રેષ્ઠ ) છે. " અશ્વિની, કૃત્તિકા, આશ્લેષા અને ઉત્તરાભાદ્રપદા મંગલવારે શુભ છે. " અથ વિરૂદ્ધ કહેછે. મંગલવારે પ્રતિપદા ને દશમી વિરૂદ્ધ છે, તે વિષે કહ્યું છે કે, "મંગલવારે ઉત્તરાષાઢા, આર્દ્રા, પૂર્વાભાદ્રપદા, શતભિષા ને ધનિષ્ઠા નક્ષત્ર અનેદશમી ને પ્રતિપદા તિથિ, એમનો યોગ વર્જિત કરવો."[ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.) દશમી ને મંગલવારનો 'ક્રકચ' નામે યોગ થાય છે, તે અભિપ્રાયથી મંગલકર્મમાં મંગલવારે દશમી તજવાની કહી છે; ધર્મકર્મમાં તજવી નહિ. ત્રિવિક્રમમાં તો મંગલવારે ધનિષ્ઠાદિ ત્રણ નક્ષત્રો ને આર્દ્રા તજવાનું કહ્યુંછે. અહીં સ્મૃતિમાં પૂર્ણા શબ્દનો અભિ

પ્રાય એ છે કે, બન્ને પક્ષમાં પંદર તિથિઓના [ ત્રણ ભાગ કરવા; એટલે એક એક ભાગમાં પાંચ પાંચ તિથિઓ આવે છે, ] તેમને અનુક્રમે નંદા, ભદ્રા, જયા, રિક્તા ને પૂર્ણા, એવી સંજ્ઞા આપેલી છે. ( તેમાં દશમીને પૂર્ણા કહી છે. )

૯૨૭ તેજ વિષે કહેછે કે,પ્રતિપદા,ષષ્ઠી ને એકાદશી, એ ત્રણ ભાગની પ્રથમ તિથિઓ નંદા કહી છે. ફરી ગણતાં ત્રણ ભાગની બીજી તિથિઓ દ્વિતીયા, સપ્તમી ને દ્વાદશી ભદ્રા જાણવી;તેમ ત્રીજા ભાગની તૃતીયા,અષ્ટમી ને ત્રયોદશી જયા તિથિઓ, ચોથા ભાગની ચતુર્થી, નવમી ને ચતુર્દશી રિક્તાતિથિઓ અને પાંચમા ભાગની પંચમી દશમી ને પૌર્ણમાસી, પૂર્ણા તિથિઓ છે, તેમાં મંગલવારે જયા તિથિના યોગને સિદ્ધિયોગ કહેછે.બીજી તિથિઓ તેમ સિદ્ધ વિરૂદ્ધસિવાયનાં નક્ષત્રો સમાનછે.તથાઃ—"ઉત્તર દિશામાં બુધવારે ને મંગલવારે ન જવું,એ વચનથી મંગલવારે ઉત્તર દિશામાં દિશાશૂલ છે; તેમાં પ્રયાણ કરવું નહિ. મંગલવારે દશમું, ને રાત્રે નવમું મુહૂર્ત્ત કુલિક છે, તે શુભ કર્મમાં તજવું.

ઇતિ ભોમવારે સિદ્ધવિરૂદ્ધ યોગ.

---

અથ બુધવારે સિદ્ધવિરૂદ્ધ યોગ.

તેમાં પ્રથમ સિદ્ધયોગ કહેછે.દ્વિતીયા,દ્વાદશી ને સપ્તમી બુધવારે સિદ્ધછે, તે વિષે કહ્યુંછે કે, "બુધવારે દ્વિતીયા,દ્વાદશી ને સપ્તમીનો સિદ્ધયોગ છે. તેમજ મૃગશીર્ષ, અનુરાધા,હસ્ત ને કૃત્તિકાનો સિદ્ધયોગ છે."બુધવારે કહેલાં ને બીજાં નક્ષત્રો ત્રિવિક્રમે સિદ્ધિદાયક કહ્યાં છે. " કૃત્તિકાદિ ત્રણ, પુષ્ય ને અનુરાધા નક્ષત્ર કાર્યની સિદ્ધિ કરનારાં છે."

૯૨૮ અથ વિરૂદ્ધ યોગ. બુધવારે તૃતીયા,નવમી, પ્રતિપદા, રેવત્યાદિ નક્ષત્રોનો યોગ વિરૂદ્ધ છે, તે વિષે કહ્યુંછે કે, "બુધવારે ધનિષ્ઠા,ભરણી, અશ્વિની,મૂલ, અને રેવતીનક્ષત્રો તેમ તૃતીયા,નવમી ને પ્રતિપદા,એ તિથિઓનો યોગ ત્યાગ કરવો." તથાઃ—"બુધવારે રેવતી આદિ ત્રણ ને મૂલનો ત્યાગ કરવો." બીજી તિથિઓ ને નક્ષત્રો સિદ્ધ કે વિરૂદ્ધ નથી; સમ છે. બુધવારે ભદ્રાનો યોગ સિદ્ધ છે. બુધવારે ઉત્તર દિશામાં દિશાશૂલ છે;તેમાં દ્વિતીયા ને દશમીમાં ઉત્તર દિશા-

ષ્ઠ છે. તથાઃ–"પુષ્ય, અનુરાધા, શ્રવણ, રોહિણી ને મૃગશીર્ષ, એ સોમવારે સિદ્ધિ આપનારાં નક્ષત્રો છે." અથ સોમવારે વિરૂદ્ધ કહે છે. ત્રયોદશી ને એકાદશી સોમવારે વિરૂધ્ધ છે.

૯૨૫ તે વિષે કહ્યું છે કે, " સોમવારે ચિત્રા, ઉત્તરાષાઢા, પૂર્વાષાઢા,વિશાખાનક્ષત્ર એકાદશી ને ત્રયોદશી એ યોગ નેષ્ટ કહ્યાછે; અને સોમવારે પૂર્વાષાઢા ને ઉત્તરાષાઢા,વિશાખા ને અભિજિત્, એ નક્ષત્રો શુભમાં વર્જિત કરવાં."[ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.] ઉતરાષાઢાનો ચોથો ચરણ ને શ્રવણની પેહેલી ચાર ઘડી મળીને અભિજિત્ નામનું નક્ષત્ર સોમવારે વિરૂધ્ધ છે. અન્ય તિથિઓ ને નક્ષત્રો સોમવારે સિદ્ધ તેમ વિરૂદ્ધ પણ નથી, અર્થાત્ સમ છે. તથાઃ– શનિ ને સોમવારે પૂર્વ દિશા ભણી જવું નહિ. એ વચનથી સોમવારે પૂર્વ દિશામાં દિશાશૂલ છે. શનિવારે નવમી સિદ્ધા છે; કારણકે તે રિક્તાતિથિ છે. તેવિષે કહ્યું છે કે, શનિવારે રિક્તાતિથિનો સિધ્ધિયોગ છે. તેમ સોમવારે સાતમો અર્ધ પ્રહર શુભમાં તજવો; તેમ બારમું મુહૂર્ત્ત કુલિક નામે છે; તે મંગલ કર્મમાં તજવું. રાત્રે અગિયારમું મુહૂર્ત્ત તજવું.

ઇતિ સોમવારે સિધ્ધવિરૂધ્ધ યોગ.



## અથ મંગલવારે સિધ્ધ ને વિરૂધ્ધ યોગ.

૯૨૬ તેમાં પ્રથમ સિધ્ધ કહેછે. મંગલવારે તૃતીયા, અષ્ટમી ને ત્રયોદશી સિધ્ધ છે; ષષ્ઠી પણ સિધ્ધ છે, તે વિષે કહ્યુંછે કે, " મંગલવારે ષષ્ઠી, તૃતીયા, અષ્ટમી કે ત્રયોદશી, અને મૂલ, અશ્વિની, મૃગશીર્ષ, અશ્લેષા, કે ઉત્તરા ભાદ્રપદા, એ સિધ્ધ છે." ત્રિવિક્રમમાં તો મંગલવારે પણ કૃત્તિકાનક્ષત્ર પ્રશસ્ત ( શ્રેષ્ઠ ) છે. " અશ્વિની,કૃત્તિકા, આશ્લેષા અને ઉત્તરાભાદ્રપદા મંગલવારે શુભ છે. " અથ વિરૂદ્ધ કહેછે. મંગલવારે પ્રતિપદા ને દશમી વિરૂદ્ધ છે, તે વિષે કહ્યુંછે કે, "મંગલવારે ઉત્તરાષાઢા, આર્દ્રા,પૂર્વાભાદ્રપદા, શતભિષા ને ધનિષ્ટા નક્ષત્ર અનેદશમી ને પ્રતિપદા તિથિ, એમનો યોગ વર્જિત કરવો."[ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.) દશમી ને મંગલવારનો 'ક્રકચ' નામે યોગ થાય છે, તે અભિપ્રાયથી મંગલકર્મમાં મંગલવારે દશમી તજવાની કહી છે; ધર્મકર્મમાં તજવી નહિ. ત્રિવિક્રમમાં તો મંગલવારે ધનિષ્ઠાદિ ત્રણ નક્ષત્રો ને આર્દ્રા તજવાનું કહ્યુંછે. અહીં સ્મૃતિમાં પૂર્ણા શબ્દનો અભિ

પ્રાય એ છે કે, બન્ને પક્ષમાં પંદર તિથિઓના [ ત્રણ ભાગ કરવા; એટલે એક એક ભાગમાં પાંચ પાંચ તિથિઓ આવે છે, ] તેમને અનુક્રમે નંદા, ભદ્રા, જયા, રિક્તા ને પૂર્ણા, એવી સંજ્ઞા આપેલી છે. ( તેમાં દશમીને પૂર્ણા કહી છે. )

૯૨૭ તેજ વિષે કહેછે કે, પ્રતિપદા, ષષ્ઠી ને એકાદશી, એ ત્રણ ભાગની પ્રથમ તિથિઓ નંદા કહી છે. ફરી ગણતાં ત્રણ ભાગની બીજી તિથિઓ દ્વિતીયા, સપ્તમી ને દ્વાદશી ભદ્રા જાણવી; તેમ ત્રીજા ભાગની તૃતીયા, અષ્ટમી ને ત્રયોદશી જયા તિથિઓ, ચોથા ભાગની ચતુર્થી, નવમી ને ચતુર્દશી રિક્તાતિથિઓ અને પાંચમા ભાગની પંચમી દશમી ને પૌર્ણમાસી, પૂર્ણા તિથિઓ છે, તેમાં મંગલવારે જયા તિથિના યોગને સિદ્ધિયોગ કહેછે. બીજી તિથિઓ તેમ સિદ્ધ વિરૂદ્ધસિવાયનાં નક્ષત્રો સમાનછે. તથાઃ—"ઉત્તર દિશામાં બુધવારે ને મંગલવારે ન જવું, એ વચનથી મંગલવારે ઉત્તર દિશામાં દિશાશૂલ છે; તેમાં પ્રયાણ કરવું નહિ. મંગલવારે દશમું, ને રાત્રે નવમું મુહૂર્ત્ત કુલિક છે, તે શુભ કર્મમાં તજવું.

ઇતિ ભોમવારે સિદ્ધવિરૂદ્ધ યોગ.

---

## અથ બુધવારે સિદ્ધવિરૂદ્ધ યોગ.

તેમાં પ્રથમ સિદ્ધયોગ કહેછે. દ્વિતીયા, દ્વાદશી ને સપ્તમી બુધવારે સિદ્ધછે, તે વિષે કહ્યુંછે કે, "બુધવારે દ્વિતીયા, દ્વાદશી ને સપ્તમીનો સિદ્ધયોગ છે. તેમજ મૃગશીર્ષ, અનુરાધા, હસ્ત ને કૃત્તિકાનો સિદ્ધયોગ છે." બુધવારે કહેલાં ને બીજાં નક્ષત્રો ત્રિવિક્રમે સિદ્ધિદાયક કહ્યાં છે. " કૃત્તિકાદિ ત્રણ, પુષ્ય ને અનુરાધા નક્ષત્ર કાર્યની સિદ્ધિ કરનારાં છે."

૯૨૮ અથ વિરૂદ્ધ યોગ. બુધવારે તૃતીયા, નવમી, પ્રતિપદા, રેવત્યાદિ નક્ષત્રોનો યોગ વિરૂદ્ધ છે, તે વિષે કહ્યુંછે કે, "બુધવારે ધનિષ્ઠા, ભરણી, અશ્વિની, મૂલ, અને રેવતીનક્ષત્રો તેમ તૃતીયા, નવમી ને પ્રતિપદા, એ તિથિઓનો યોગ ત્યાગ કરવો." તથાઃ—"બુધવારે રેવતી આદિ ત્રણ ને મૂલનો ત્યાગ કરવો." બીજી તિથિઓ ને નક્ષત્રો સિદ્ધ કે વિરૂદ્ધ નથી; સમ છે. બુધવારે ભદ્રાનો યોગ સિદ્ધ છે. બુધવારે ઉત્તર દિશામાં દિશાશૂલ છે; તેમાં દ્વિતીયા ને દશમીમાં ઉત્તર દિશા-

માં ગમન કરવું નહિ. બુધવારે પાંચમો અર્ધ પ્રહર શુભ કર્મમાં તજવો.દિવસે આઠમું ને રાત્રે સાતમું મુહૂર્ત્ત કુલિક છે. તેમાં શુભ કામ ન કરવું.

ઇતિ બુધવારે સિદ્ધવિરૂદ્ધ યોગ.

---

અથ ગુરૂવારે સિધ્ધવિરૂધ્ધ યોગ.

તેમાં પ્રથમ સિધ્ધયોગ કહેછે. ગુરૂવારે પંચમી, દશમી ને પૌર્ણમાસી તિથિઓ સિધ્ધ છે; કારણકે ગુરૂ ને પૂર્ણાનો સિધ્ધિયોગ છે, એવું કહ્યું છે.

૯૨૯ તે વિષે કહેછે કે,"ગુરૂવારે દશમી,પંચમી ને પૌર્ણમાસી તિથિઓ અને વિશાખા,પૂર્વા ફાલ્ગુની,અનુરાધા,પુષ્ય અને પુનર્વસુ, એ નક્ષત્રો સિદ્ધ છે.[ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.] ત્રિવિક્રમમાં:—"ગુરૂવારે પુનર્વસૂ ને રેવતીનું દ્વય એટલે બબ્બે (પુષ્ય ને અશ્વિની) તેમ અનુરાધા, એ અર્થની સિદ્ધિ કરનારાં છે" પુનર્વસૂ ને આદિ બે ને રેવતીને આદિ બે, તેમ અનુરાધા કાર્યસિધ્ધિ કરનારાં છે. અથ વિરૂધ્ધયોગ કહેછે. ચતુર્થી ને અષ્ટમી ગુરૂવારે વિરૂધ્ધ છે,તે વિષે કહ્યું છે કે, "ગુરૂવારે અષ્ટમી ને ચતુર્થી તિથિ, અને આર્દ્રા,શતભિષા, કૃત્તિકા, રોહિણી ને મૃગશીર્ષ, એ નક્ષત્રો વિરૂધ્ધ છે" તથા:—"ગુરૂવારે રોહિણી આદિ ત્રણ, ને દ્રગ્વેદ એટલે કૃત્તિકા ને શતભિષા, એ વિરૂધ્ધ છે."દગ્ધે એવો પાઠાન્તર છે, તેનો અર્થ એવો કે, એ બે નક્ષત્રો દગ્ધ છે. એ સિવાયની તિથિઓ ને નક્ષત્રો ગુરૂવારે સમ છે. તથા ગુરૂવારે દક્ષિણ દિશાભણી જવું નહિ. એ વચનથી ગુરૂવારે દક્ષિણ દિશામાં દિશાશૂલછે,તેમ ગુરૂવારે આઠમો અર્ધ પ્રહર શુભ કર્મમાં ત્યાગ કરવો ગુરૂવારે દિવસે છઠ્ઠુ ને રાત્રે પાંચમું મુહૂર્ત્ત કુલિક છે, તે મંગલ કાર્યમાં તજવું.

ઇતિ ગુરૂવારે સિધ્ધવિરૂધ્ધ યોગ.

---

અથ શુક્રવારે સિધ્ધવિરૂધ્ધ યોગ.

૯૩૦ તેમાં પ્રથમ સિધ્ધયોગ કહેછે.પ્રતિપદા,ષષ્ઠી ને એકાદશી,એ નંદા તિથિઓ શુક્રવારે સિધ્ધ છે. નંદાશુક્રનો યોગ સિધ્ધ છે. ત્રયોદશી પણ શુક્રવારે સિધ્ધ છે,તે વિષે કહ્યું છે કે, "શુક્રવારે પ્રતિપદા,ષષ્ઠી, એકાદશી ને ત્રયોદશી, અને પૂર્વાફાલ્ગુની, ઉત્તરાષાઢા, હસ્ત,શ્રવણ ને રેવતી, એ સિધ્ધ છે."શુક્રવારે પુનર્વ-

સ્, શ્રવણ, અનુરાધા,રેવતી ને અશ્વિની, એ સિદ્ધિયોગ છે." અથ વિરૂદ્ધયોગ. "શુક્રવારે પુષ્ય, આશ્લેષા, મઘા ને રોહિણી એ દ્રોહિણ (લોકમાં દ્વેષ ઉત્પન્ન કરનારી) છે." [ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.]બીજી તિથિ ને નક્ષત્ર શુક્રવારે સમ છે. શુક્રવારનો ત્રીજો અર્ધ પ્રહર શુભ કર્મમાં ત્યાગ કરવો; તથા શુક્ર ને રવિવારે પશ્ચિમમાં જવું નહિ.એ વચનથી પશ્ચિમ દિશામાં શુક્રવારે દિશાશૂ છે, [માટે તે વારે] તે દિશામાં પ્રયાણ ન કરવું.

૯૩૧ તથા શુક્રવારે દ્વિતીયા ને સપ્તમી, અને જ્યેષ્ઠાનક્ષત્ર વિરૂધ્ધ છે, તે વિષે કહ્યુંછે કે, "શુક્રવારે દ્વિતીયા ને સપ્તમી અને રોહિણી, જ્યેષ્ઠા, પુષ્ય, મઘા, આશ્લેષા, સર્વ કાર્યમાં વર્જિત કરવાં." શુક્રવારે દિવસે ચોથું, ને રાત્રે ત્રીજું મુહૂર્ત્ત કુલિક છે, તેમાં મંગલકાર્ય વર્જિત કરવું.

ઇતિ શુક્રવારે સિદ્ધવિરૂદ્ધ યોગ સંપૂર્ણ.



અથ શનિવારે સિદ્ધવિરૂધ્ધ યોગ.

તેમાં પ્રથમ સિદ્ધયોગ કહેછે.ચતુર્થી,નવમી અને ચતુર્દશી,એ રિક્તાતિથિ શનિવારે સિધ્ધ છે.શનિવારે રિક્તાતિથિઓ અને રોહિણીઆદિ પણ સિદ્ધયોગ છે, તે વિષે કહ્યું છે કે, "શનિવારે ચતુર્થી, નવમી, ચતુર્દશી અને રોહિણી, શતભિષક્, સ્વાતિ, મઘા ને પૂર્વાફાલ્ગુની, એ સિદ્ધયોગ છે. તેમ શનિવારે સ્વાતિ, શ્રવણ ને રોહિણી સકલ ઇષ્ટની સિદ્ધિકારક છે.

૯૩૨ અથ વિરૂદ્ધ યોગ. "શનિવારે હસ્ત, ઉત્તરાષાઢા, રેવતી, ચિત્રા ને ઉત્તરાફાલ્ગુની,તેમ પંચમી ને ષષ્ઠી તિથિ વર્જિત છે." વળી "શનિવારે પૂર્વાષાઢા ને ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, હસ્ત ને ચિત્રા, એ વિરૂધ્ધયોગ છે. [ગ્રંથકારનો અર્થ આવી ગયોછે.]એ સિવાય બીજાં નક્ષત્રો ને તિથિઓ શનિવારે સમ છે. પૂર્વ દિશામાં શનિ ને સોમવારે જવું નહિ,એવું કહ્યુંછે, તેથી શનિવારે પૂર્વ દિશામાં દિશાશૂલ છે; તેમાં ગમન કરવું નહિ. તેમ શનિવારે છઠો અર્ધ પ્રહર શુભ કર્મમાં તજવો. શનિવારે દિવસે બીજું, ને રાત્રે પ્રથમ મુહૂર્ત્ત કુલિક છે, તે શુભ કર્મમાં તજવું.

૯૩૩ અથ પ્રયાણમાં સંમુખ યોગિની વર્જવી. સંમુખ જ્ઞાનનો ઉપાય કહે છે કે, "યોગિની પંદર ઘડીસુધી ઉંચું, ને પછી દશ ઘડી નીચું

જુએ છે; તેમ દશ ને અગિયાર એટલે એકવીશ ઘડી દક્ષિણ દિશા ભણી, ને તિથિની છેલ્લી પંદર ઘડી સંમુખ જુએ છે, તે વર્જિત કરવી." સ્મૃતિમાં 'સાર્ધદશા' શબ્દ છે, તેનો અર્થ દશનું અર્ધ પાંચ સહિત દશ (પંદર). એટલે તિથિના અંતની પંદર ઘડી સંમુખ છે. "તિથિ, નક્ષત્ર ને વાર, એ ત્રણથી દુષ્ટ દિવસ હોય, તે મંગલકાર્યમાં તજવો; ધર્મના કામમાં ન તજવો." બેથી કે એકથી દુષ્ટવિષે કહેછે કે, "જે વિરૂદ્ધયોગ તિથિ ને વારથી કે નક્ષત્ર ને વારથી થયા હોય, તે હૂણ, વંગ ને ખસ નામના દેશમાં વર્જિત કરવા; બીજા દેશમાં નહિ કરવા." તથાઃ—"અયોગ ને સિદ્ધિયોગ જો એક દિવસે આવે તો, સિધ્ધિયોગ અયોગને હણે છે."

ઇતિ સિદ્ધવિરૂદ્ધ યોગનિર્ણય સંપૂર્ણ.

---

## અથ દેવ ને વાપીકૂપાદિની પ્રતીષ્ઠાના કાલનો નર્ણય.

૯૩૪ "સારા દિવસ ને નક્ષત્રમાં સુમૂહૂર્ત્ત હોય, તે કાલમાં વાપી, કૂપ, તલાવ, એમનો પ્રતિષ્ઠાવિધિ કરવો." સંક્રાંતિવિશેષમાં ફલવિશેષ કહે છે કે, "કર્કમાં વાપી આદિની પ્રતિષ્ઠા કરે, તો પુત્રનો લાભ થાય; મકરસંક્રાંતિમાં સુખ, મીનમાં યશ ને અર્થલાભ, કુંભમાં બહુ જલ, વૃષભ ને મિથુનમાં વૃદ્ધિ, વૃશ્ચિકમાં નિર્મલ, કન્યામાં પિતૃતૃપ્તિ ને તુલામાં મોક્ષ થાય." "હે દ્વિજ, સિંહ, મેષ ને ધનમાં જલનો નાશ થાય."અથ દક્ષિણાયનમાં તલાવાદિ પ્રતિષ્ઠાનું વિધાન કહ્યુંછે કે, "તેમની પ્રતિષ્ઠામાં કાલનો નિયમ નથી; કારણકે તેમાં જલજ પ્રમાણ છે." ભવિષ્યોત્તરપુરાણના અભિપ્રાયથી ઉત્તરાયનમાં પ્રતિષ્ઠા કરવી, તે વિષે ગાર્ગ્યઃ—"દેવતા, આરામ (બાગ), વાપી આદિની પ્રતિષ્ઠા ઉત્તરાયનમાં માઘાદિ પાંચ માસના શુકલપક્ષમાં કૃષ્ણપક્ષની પંચમીસુધી કરવી. દક્ષિણાયનમાં કરે તો તે નિષ્ફલ થાય."

૯૩૫ તથા મત્સ્યપુરાણમાંઃ—"ચૈત્રમાં, ફાલ્ગુનમાં, જયેષ્ઠમાં કે માઘમાં ને વૈશાખમાં, સર્વ દેવની પ્રતિષ્ઠા શુભદાયક છે." કારણતંત્રમાંઃ—"દક્ષિણાયન ગયાપછી ચૈત્રમાસસિવાય બીજા માઘાદિ પાંચ માસના શુકલપક્ષમાં પ્રતિષ્ઠા કરવી. કેટલાક આગમિક (અગમ નારદપંચરાત્રાદિ તંત્રના સંપ્રદાયી) ચૈત્રમાસ પ્રતિષ્ઠામાં ગ્રહણ કરતા નથી. એ વિષે કાલાદર્શમુ

વચન:—"દેવ,બાગ,તલાવઆદિની પ્રતિષ્ઠા ઉત્તરાયનમાં માઘાદિ પાંચ માસમાં શુક્લપક્ષમાં કરવી; ને કૃષ્ણપક્ષમાં પણ પંચમીસુધી કરવી. કેટલાક ચૈત્રમાસને માનતા નથી." અહીં આદિ શબ્દથી વાપી, કૂવો ઇત્યાદિ લેવા. આરામ એટલે બાગ. કૃષ્ણપક્ષમાં દશમોપર્યંત કરવાવિષે પણ જે પ્રમાણ છે, તે વિષ્ણુધર્મોત્તર પુરાણમાં:—"કૃષ્ણપક્ષમાં પ્રથમ ત્રિભાગ (પાંચ દિવસ)માં પ્રતિષ્ઠા શુભ આપનારી ઉત્તમ છે; બીજા ત્રિભાગમાં મધ્યમ છે, ને ત્રીજા ત્રિભાગમાં કર્તાનો નાશ કરનારી થાય છે." કર્તાને ચંદ્રબલ હોય, તે દિવસે કરવી. તેમાં રિક્તાતિથિસિવાય બીજી તિથિઓ શુભ છે.

૯૩૬ તે વિષે કાલાદર્શમાં:—"રિક્તાતિથિ વિના બીજી સર્વ શુભકારકછે. તેમાં પૂર્ણાતિથિ શુભ છે; જયાતિથિ શ્રેષ્ઠ છે; ભદ્રા મધ્યમ ને નંદા કનિષ્ઠ છે." ચતુર્થી, નવમી ને ચતુર્દશી રિક્તા છે. તે વિના બીજી શુભ છે. તેમાં પંચમી, દશમી ને પૌર્ણમાસી, એ પૂર્ણાતિથિ વર (શ્રેષ્ઠ) છે. તૃતીયા, અષ્ટમી ને ત્રયોદશી, એ જયાતિથિ પણ વર નામ શ્રેષ્ઠ છે. દ્વિતીયા, સપ્તમી અને દ્વાદશી, એ ભદ્રાતિથિ મધ્યમ છે. પ્રતિપદા; ષષ્ઠી ને એકાદશી, એ નંદાતિથિ કનિષ્ઠ છે. તે વિષે કારણતંત્રમાં:—" જયા ને પૂર્ણા શ્રેષ્ઠ છે, ભદ્રા મધ્યમ છે અને નંદા કનિષ્ઠ છે. તે સર્વ તિથિઓ પ્રતિષ્ઠાદિ દેવકર્મમાં ગ્રહણ કરવી." અહીં મધ્યમ ને કનિષ્ઠપણું સંભવ પ્રમાણે લેવું. રિક્તા તો નજ લેવી. તે સિવાય સર્વ શુભાવહ છે. વિષ્ણુધર્મોત્તરમાં કહ્યું છે કે, વારમાં, મંગલવારસિવાય સર્વ વાર શુભાવહ છે. એનો વિશેષ કારણતંત્રમાં:—" ઉગ્રદેવની પ્રતિષ્ઠામાં રવિવાર, ચલ પ્રતિષ્ઠામાં ગુરૂ ને મંગલવારસિવાય સર્વે બાકીના વાર, અને શનિ, શુક્ર, બુધ ને સોમવાર સ્થિર પ્રતિષ્ઠામાં શુભ છે."ઉગ્ર એટલે વિદારણ નૃસિંહ, વીરભદ્ર, ભૈરવઆદિની પ્રતિષ્ઠામાં રવિવાર શુભ છે. ગુરૂવાર ચલપ્રતિષ્ઠામાં સંમત (માન્ય) છે. બીજા શનિ, શુક્ર, સોમ ને બુધવાર સ્થિર પ્રતિષ્ઠામાં માન્ય છે. તેના યોગ કહેછે કે, "શૂલાદિ નવયોગસિવાય બીજા સર્વ યોગ શુભદાયકછે."

૯૩૭ તે નવ યોગ સનત્કુમાર કહેછે કે, "વ્યાઘાત, શૂલ, ગંજ, વ્યતીપાત, અતિગંજ, વિષ્કુંભ, વજ્ર, પરિઘ ને વૈધૃતિ, એ યોગમાં પ્રતિષ્ઠા કરવી નહિ." હવે કરણ કહેછે. "પ્રતિષ્ઠામાં પ્રથમ ત્રણ[બવ,બાલવ ને કૌલવ]શુભ છે." વિષ્ટિવિના બીજા સર્વ કરણ લેવા, એવું કેટલાક કહેછે. નક્ષત્રવિષે કારણતંત્રમાં કહેછે કે, "ઉત્તરાફાલ્ગુની, મઘા, આશ્લેષા, ભરણી, કૃત્તિકા, વિશાખા ને ચિત્રા,

સિવાયનાં બીજાં નક્ષત્રો પ્રતિષ્ઠાના કાર્યમાં શુભ છે." આ કહેલાં સાત નક્ષત્ર- સિવાય બીજાં એકવીશ નક્ષત્રો પ્રતિષ્ઠામાં શુભ છે. તે વિષે મત્સ્યઃ—"પૂર્વાષાઢા ને ઉત્તરાષાઢા, રેવતી, મૂલ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદા, પૂર્વાભાદ્રપદા, જ્યેષ્ઠા, શ્રવણ, રોહિણી, ધનિષ્ઠા, અશ્વિની, પુનર્વસૂ, હસ્ત, પુષ્ય, મૃગશીર્ષ, અભિજિત્, અનુરાધા, સ્વાતિ, [તે સિવાય આર્દ્રા, પૂર્વાફાલ્ગુની ને શતભિષા, એ ત્રણ ઉપરનાં સ્મૃતિમાં લખ્યાં છે.] જુમલ્લે એ એકવીશ નક્ષત્રોમાં ને અભિજીત્‌માં પ્રતિષ્ઠા કરવી." ઉત્તરાફાલ્ગુનીનો નિષેધ છે, તોપણ અહીં ગ્રહણ કર્યું છે. ઉત્તરાષાઢાનો છેલ્લો ચરણ ને શ્રવણની પહેલી ચાર ઘડી મળીને અભિજિત્ જાણવું.

૯૩૮ ગાર્ગ્યઃ—" ઉત્તરાષાઢાનો અંત્યપાદ ને શ્રવણની પહેલી ચાર ઘડી મળીને અભિજિત્ જાણવું." તે નક્ષત્રોમાં રોહિણી, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરાભાદ્રપદા, એ ચાર સ્થિર નક્ષત્રો છે. તે પ્રતિષ્ઠામાં શુભ છે. શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, પુનર્વસૂ અને સ્વાતિ, એ ચ ર નક્ષત્રો છે; તેમાં ચલ પ્રતિષ્ઠા કરવી શુભ છે. જ્યેષ્ઠા, પુનર્વસૂ, હસ્ત, અશ્વિની, મૃગશીર્ષ, રેવતી, અનુરાધા અને સ્વાતિ, એ તિર્યક્‌મુખ નક્ષત્રોછે.હવે ઉર્ધ્વમુખ નક્ષત્ર કહેછે. પુષ્ય, આર્દ્રા,શ્રવણ,ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદા, શતભિષા, રોહિણી ને ધનિષ્ઠા, એ ઉર્ધ્વમુખ છે. એ સ્થિર ને ચલ બન્ને પ્રતિષ્ઠામાં શુભ છે. તે વિષે કારણતંત્રમાંઃ—"સ્થિર પ્રતિષ્ઠામાં સ્થિર નક્ષત્રો ને ચલ પ્રતિષ્ઠામાં ચર નક્ષત્રો લેવાં. ઊર્ધ્વમુખ ને તિર્યક્‌મુખ નક્ષત્રો બન્ને પ્રતિષ્ઠામાં શુભ છે. સ્થિર ને ઊર્ધ્વવક્ત્ર નક્ષત્રો ધનપ્રાપ્તિ વાસ્તે શુભ છે." ઊર્ધ્વમુખ ને સ્થિર નક્ષત્રો વનસ્પતિની પ્રતિષ્ઠામાં શ્રેષ્ઠ છે. ઈતિ શબ્દથી મૂલ, પૂર્વાષાઢા ને પૂર્વાભાદ્રપદા અધોમુખ નક્ષત્રો જાણવાં.

૯૩૯ તે અધોમુખ ને સ્થિર નક્ષત્રો વાપીકૂપાદિની પ્રતિષ્ઠામાં શ્રેષ્ઠ છે. મૂલ, શતભિષા ને આર્દ્રા, એ તીક્ષ્ણ નક્ષત્રો તીક્ષ્ણ દેવતા વિદારણ નસિંહ, વીરભદ્ર ઈત્યાદિની પ્રતિષ્ઠામાં શુભ છે. તે વિષે કહ્યું છે કે, " વાપી, કૂપ, તલાવાદિ પ્રતિષ્ઠામાં અધોમુખ ને સ્થિર, અને તીક્ષ્ણ દેવની પ્રતિષ્ઠામાં તીક્ષ્ણ નક્ષત્રો શુભ છે." ઈષ્ટા ( યજ્ઞ ), પૂર્ત ( કૂવો વગેરે ) આદિ મહાન્ શુભ કે અશુભ કર્મમાં ઋત્વિજો અનુપહત [ કોઇ પ્રકારના દોષથી રહિત ] હોય, તોપણ તેમણે યોગ્યતામાટે કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, ચાંદ્રાયણ, એ રૂ-

પી સર્વે પ્રાયશ્ચિત્ત કરવું. તેના સ્થાનમાં (બદલામાં) બાર પ્રાજાપત્ય કે તે-નું અર્ધ પ્રાયશ્ચિત્ત કરવું, એવું સ્મૃત્યર્થસારમાં કહ્યુંછે.

ઇતિ પ્રતિષ્ઠાકાલનો નિર્ણય.

-:(૦):-

## અથ દેવતાપ્રતિષ્ઠાનું વિધાન.

૯૪૦ તે વિષે સંક્ષેપથી કહેછે કે, "સ્મૃતિઓ ને પુરાણમાંના પક્ષ (પ્રકારભેદ) જોઈ પ્રતિષ્ઠાનો સંગ્રહ[થોડો થોડો]કર્યો છે. પ્રતિષ્ઠા કરવાના સ્થાનથી પૂર્વ કે ઉત્તર દિશામાં મંડપ કરવો." મંડપનું અધિવાસન[મંડપના દેવતાનું સ્થાપન] આગળ કહીશું. "જો એક કુંડ કરવાનો હોય તો, ઉત્તર દિશામાં કરવો, ને માતૃકાનું સ્થાપન અગ્નિકોણમાં કરવું; નૈર્ઋતિકોણમાં (ખુંણામાં) વાસ્તુદેવતાની પીઠ અને ઈશાનમાં ગ્રહપીઠ (ઓટલી) કરવી. અને મધ્યમાં વેદિકા (ઓટલી) ઉપર વસ્ત્રસહિત કુંભસ્થાપન [મુખ્ય-દેવતાનું] કરવું. દેવતાની ચર [હલાવીને વારંવાર ઉંચકી મૂકી શકાય એવી] પ્રતિષ્ઠા કરવી હોય, તો મંડપ કરવાનો નિયમ નથી. મંડપ ન કરે, તે પક્ષમાં છાયામંડપ કરવો; અથવા ઘરમાં સ્થાપન કરવું. સર્વ પ્રકારના મંડપમાં [ઉગી નીકળે એવા] જવ વાવવા. અનેક પ્રકારના [પૂજાસામગ્રીના] પદાર્થો ભરીને ચાર સૂપડાં (છાબડીઓ) મૂકવાં, અને ફૂલવસ્ત્રાદિથી અલંકાર કરેલો જલપૂર્ણ કુંભ (ઘડો) સ્થાપન કરવો. પછી જે આચાર્ય વરેલો હોય, તેણે શુધ્ધ દેહ [સ્નાનયોગ્યતા માટે પ્રાયશ્ચિત્ત વગેરે કરેલો] થઈને ઉત્તમ મંત્રથી તે કુંભને અભિમંત્રણ (ઘડા ઉપર હાથ મૂકીને મંત્ર ભણવા તે] કરવું. તેમાં ઋગ્વેદીએ શ્રીસૂક્ત નામના મંત્ર ભણવા; યજુર્વેદીએ મંડલ નામનું બ્રાહ્મણ (વેદનો એક ગદ્યરૂપ ભાગ છે તે) ભણવું; સામકીએ પ્રાક્સામ નામનું સામ ભણવું, અને અથર્વણવેદીએ 'विष्णोर्नुकं' એ વિષ્ણુસૂક્ત ભણવું. પછી [અગ્નિ સ્થાપન કરીને] સ્રુચિમાં સ્રુવાથી ચાર વાર ઘી લેઈને પોતપોતાના મંત્રથી હોમ કરવો." [ખેરના લાકડાની હાથીના મોંઢાના નીચલા હોઠ જેવા આકારવાળી ઘીની ધાર પડે, એવા અગ્રવાળી ને ડાંડાવાળી સ્રુચિ હોય છે. અને તેજ લાકડાનો સ્રુવો આચમની જેવો મોટો હોયછે.]

૯૪૧ "યજુર્વેદીએ તે હોમ 'रक्षोघ्न' નામના મંત્રથી, સામકીએ મહ-

ત્ વૈશ્વાનરના સામથી અને અથર્વણીએ 'शन्नोमित्रः' એ મંત્રથી, અથવા સર્વે બ્રાહ્મણોએ દેવના મૂલ મંત્રથી સો સંખ્યા કરવો. તેટલીજ સંખ્યા ખાખરની સમિધ ( દાતણ જેવા કડકા ) હોમવી. તેમ સ્થિર પ્રતિષ્ઠામાં ગ્રહયજ્ઞ ( ગ્રહશાંતિક ) સંપૂર્ણ કરવો. [ દેવની મૂર્તિ ઘડીને કરેલી હોય તો ] અગ્નિઉત્તારણ ( અગ્નિમાં તપાવવાના કે ટાંકણાથી ઘડવાના દોષનિવારણ માટે જલને દૂધની ધારા મંત્રપૂર્વક કરવી પડે છે તે ) કરવું. પછી મૃત્તિકાથી, પંચગવ્યથી, ભસ્મથી ને દૂધથી અનુક્રમે સ્નાન કરાવવું. ત્યારપછી પાંચ પ્રકારના કષાયથી ( ઉકાળાથી ), સપ્ત ધાન્યથી, સર્વૌષધિથી, પછી હોમમાં સંપાતોદક થાયછે તેથી, ને પંચામૃતથી તે તે દેવતાના મંત્રથી એક પછી એકથી સ્નાન કરાવવું શ્રેષ્ઠ છે. વસ્ત્ર, ચંદન, અક્ષાંગ ધૂપ વગેરે કરીને નેત્રોન્મીલન ( આંખો ઉઘાડવાનો સંસ્કાર કરવો પડેછે તે ) કરવું. 'विश्वतश्चक्षु :' એ મંત્રથી નેત્રોન્મીલન કરીને તરતજ ભોજન કરવાયોગ્ય પદાર્થોનું નૈવેદ્ય કરવું ને આરશી દેખાડવી. પછી કટુક ( તીખી ) વનસ્પતિનું સ્નાન કરાવવું. " તેના મંત્રો. 'वरुणः प्राविता,' 'अहेंद्राणि,' 'अभित्वापूर्वप्रीतये,' 'वायवायाहि,' 'नवोभवति,' 'भद्रंवददक्षिणतः,' 'धन्वनागाः,' 'देवींवाचमजनयं,' 'जातवेदसे,' 'बलित्थापर्व,' 'ब्रह्मादेवानां,' 'त्यमूषुवाजितं,' 'नाहामिंद्राणि,' 'तुंजे तुंज,' 'येनापावक,' 'प्रयाजान्से,' 'अयंवेनः,' એ ઋગ્વેદીના મંત્રો છે. 'वरुणस्योत्तंभनं,' 'त्रातारमिंद्र,' 'प्रपर्वतस्य,' सवितात्वा,' 'इमंदेवा,' 'इमं मे वरुणश्रुधी,' 'उदुत्तमं,' 'लोकंप्रणाच्छिद्रं,' 'अग्नेसहस्वपृतना,' 'दिवोमूर्धासि,' 'पयः पृथिव्यां,' 'या ओषधीः पूर्वाजाता,' 'अन्नपतेरन्नस्यनोधेहि,' 'त्वंयविष्ठ,' 'अग्निः प्रियेषुधाम,' प्रजापतेनत्वदे,' 'त्रीणिपदा,' 'इदं विष्णु,' घृतवतीभुवनाना,' 'अवतत्वधनुः' એ યજુર્વેદીના મંત્રો છે. 'अग्निदूताइ,' 'संतपयांसि,' 'घृ

थिव्या अंतरिक्षा,' 'इंदुरिंद्रिया,' 'शुक्रं शुक्रं,' 'अतोदेवा,' 'वरुणसाम,' 'देवव्रत,' 'भुक्तोत्तर,' 'पुरुषत,' એ સામવેદીના મંત્રો છે. 'अग्नेर्मन्वेप्रथमस्य,' 'शाकसर्य,' 'नक्षत्राणि,' 'पृथिव्यामग्नये 'सहस्रबाहुः,' 'य आत्मदा बलदा,' 'अस्मिन्वसुवसवो,' 'पुनरेहि वाचस्पते,' 'यःके तुंदेवं 'शन्नो मित्रः,' 'शन्नो वातः' 'शन्नोदेवी,' એ અથર્વણવેદીના મંત્રો છે. સૂપડાં માથા ઉપર મૂકીને સ્ત્રીઓ ગાયન કરતી કરતી ચાર પ્રદક્ષિણા કરે. ત્યારપછી દિશાઓના પાલક દેવાતાઓને (ઇંદ્રાદિ દશ ) બલિદાન આપીને રાજાના ઉપચારથી [ છત્રચંમર ધરીને વાજીંત્રો વગાડતાં ] મુખ્ય દેવતાને પીઠ ( વેદી ) ઉપર લેઇ જવા. અને સંક્ષેપથી [ પંચોપચાર ] પૂજા કરીને પૂર્વે કહેલા મંત્રથી સ્થાપન કરેલા કુંભના જલે કરીને અભિષેક કરી જલાધિવાસન (પાણીમાં ડુબાવી મૂકી ઉપર વસ્ત્ર ઢાંકી મુકવું તે ) કરવું. આખી રાત્રિ મૂકીને સવારે પ્રાણપ્રતિષ્ઠા ( મંત્ર ભણીને મૂર્તિમાં દૈવત આણવું તે ) કરવી. તેનો 'ध्रुवाद्यौः' ઇત્યાદિ સર્વ દેવતાઓનો સાધારણ મંત્ર છે; ને દરેક દેવતાનો મૂલ મંત્ર હોય, તો તે જુદો ભણવો. પછી સુગંધી પુષ્પાદિકે પૂજા કરીને મૂર્તિના હૃદય(છાતી) ઉપર જમણો હાથ મૂકી એક સો આઠ મૂલ મંત્રનો જપ કરી સોળ ઉપચારથી પૂજન કરવું. તેમાં શિવના પંચવક્ત્રનું [ 'सद्योजातादि' પાંચ મંત્રછે, તેથી પાંચ મુખનું ]પૂજન કરવું. વિષ્ણુનું પુરૂષસૂકતે કરીને [ 'सहस्रशीर्षा' ઇત્યાદિથી] કરવું. દેવીનું શ્રીસૂક્તથી[ 'हिरण्यवर्णा' ઇત્યાદિથી] અથવા 'आपोदेवीरापः,' 'घृतवती,' 'श्रीश्चते,' 'मनसःकामं,' 'सक्तुमिव,' 'जातवेदसे,' 'कामं कामदुघे,' आनोयज्ञं, 'याओषधीः,' 'सरस्वतीयोन्यां,' 'तेजःपशूनां,' देवींवाचेति,' 'समिध्धो अग्निर्मनुषः,' योमेधांदेव,' मेधांमेवरुणः,' 'इमं मे वरुण,' એ સોળ મંત્રથી સોળ ઉપચારથી પૂજન કરવું. સૂર્યના મંત્રો. 'विभ्राड्,' 'उ

दुत्यं,' येनापावक,' 'दैव्यावधवर्जू,' 'तंप्रत्नथा,' 'अयंवेनः,' 'चित्रंदेवाना,' 'आनइंडाभिः,' 'यदद्य,' 'तरणिः,' 'तत्सूर्यस्यदेव,' 'तन्मित्रस्य,' 'बण्महांअसि,' 'बट्सूर्यश्रवसा,' 'श्रायंतइव,' 'आद्यादेवा,' 'आकृष्णेन,' એ સૂર્યના મંત્રો છે. હવે ગણપતિનો 'गणानांत्वेति,' એકજ મંત્ર છે. બીજા દેવતાઓના તે તે વિધિના મંત્રો ગ્રંથોમાંથી જોવા. પછી પ્રાસાદ (દેવાલય કે મંદિર) ની પ્રતિષ્ઠા ને ભુવન નામના ન્યાસ કરી પૂજા કરવી, અને કલશારોપણ (દેવલ ઉપર શિખર ચઢાવવું તે) ને ધ્વજ ચઢાવવો. તેનો પ્રકાર સર્વ દેવપ્રતિષ્ઠાના ગ્રંથમાં વિસ્તારથી કહેલો છે. ત્યારપછી સ્વસ્તિવાચન ને મંગલ કરવું. દક્ષિણામાં ગાયો, સોનું, વસ્ત્ર, ઈત્યાદિ યથાશક્તિ બ્રાહ્મણોને આપવાં."

ઇતિ દેવપ્રતિષ્ઠાનો નિર્ણય.



## અથ તલાવ આદિનો ઉત્સર્ગ.

૯૪૨ વન્હિપુરાણમાં—"સારો દિવસ, શુભ નક્ષત્ર ને મુહૂર્ત્તમાં વાપી(વાવ), કૂવો, તલાવ, ઈત્યાદિનો ઉત્સર્ગવિધિ કરવો. તે સંપૂર્ણ વિધિ કરે, તો કર્ત્તાને સંપૂર્ણ ફલ મળે, ને મનોરથ પૂર્ણ થાય." મત્સ્યપુરાણમાંઃ—" તલાવઆદિની પ્રતિષ્ઠામાં તલાવઆદિની પશ્ચિમ દિશામાં, પાસે પૂર્વ કે ઉત્તર ભણી ઉતરતા ઢાળવાળી જમીન ઉપર મંડપ કરવો. તેનો પ્રકાર દાનખંડમાંઃ—સોળ થાંભલાવાળો ને સોળ હાથ લાંબોપહોળો, નવવેદી(ચોરી કે ઓટલી) યુક્ત ચાર દ્વાર (બારણાં) નાં તોરણસહિત ધ્વજપતાકાદિથી અલંકાર કરેલો મંડપ કરવો. તેનું વિસ્તારથી વિધાન ઋગ્વેદી મહારૂદ્રવિધાન ગ્રંથમાં મેં કહ્યું છે. મધ્યવેદી પરિમિત [તે મંડપના નવ ભાગ પાડી નવ કોઠા કરવા. તેના મધ્યનો એટલે પાંચમો કોઠો જેટલો લાંબોપહોળો આવે, તેના જેટલી લાંબીપહોળી] ઇંટોથી રચેલી ચાર ખુંણાની, ને પહોળાઇના ચોથા ભાગ જેટલી ઉંચી શુભ વેદી મંડપના મધ્ય ભાગમાં કરવી. તેની ઉપર "તત્વવેત્તાએ પાંચ રજ (લોટ જેવા ઝીણા રંગ) થી મંડલ કરવું. તે એવું કે, ચક્રાકાર, સોળ આરા એટલે અગ્રવાળું, કમલગર્ભ જેવો મધ્યમાં આકાર હોય એવું, ને ચારેગમ ગોળ રેખાવાળું, વચ-

માં કરીને તેની બહાર ચતુરસ્ર એટલે ચાર ખુંણીયું ને તેની ચાર દિશાએ ચાર દ્વાર હોય, એવું શોભિતું મંડલ કરવું.

૯૪૩ મંડલ કાઢવાનો ઉપાય.વેદીની મધ્યમાં લોઢાના પરકાર(એક જાતનું સુડી જેવું ,હથિઆર)થી એક વર્તુલ(ગોળાકાર રેખા) ત્રણ આંગળનું કરવું.[એટલે મધ્યમાં પરકાર ફેરવી આજુબાજુ ફરતી રેખા આવે,ને તેની અંદર ત્રણ આંગળ જમીન આવે એવું કરવું.]તેની બહાર ફરતું બાર આંગળનું,તેથી મોટું વીશ આંગળનું ને તેની પણ બહાર ચોવીશ આંગળનું વર્તુલ કરવું.એ રીતે ચાર રેખાનાં વર્તુલો કરવાં. મધ્યભાગ એટલે ત્રણ આંગળના વૃત્તને નાભિ કહેછે.બીજા વૃત્તને આઠ દલ (પાંખડીઓ) કરવાં; ત્રીજા વૃત્તને સોળ દલ ને ચોથા વૃત્તને ચાર આરા (દલ) કરવા. ચોથાને નેમિ એવી સંજ્ઞા છે. તે સર્વ વૃત્તોની બારણે ચારે ગમ ચાર દ્વારવાળું ચોખંડુ ત્રણ રેખાનું મંડલ કરવું. એને વારૂણમંડલ કહેછે. એનો વિસ્તાર બે હાથનો કરવો. એક બાજુ વૃદ્ધિના અભિપ્રાયથી પદ્મને વાસ્તે બીજું વૃત્ત નવ આંગળનું કરવું.[એટલે બીજું વૃત્ત બાર આંગળનું કહ્યું હતું,તે નવ આંગળનું કરવું.] ત્રણ આંગળનું નાભિવૃત્ત છે,[તેની ઉપર દોઢ આંગળ આંતરે મૂકીને બીજું વૃત્ત કર્યું, એટલે નવ આંગળનું થાય.] તેની ઉપર આરક નામનું ત્રીજું વૃત્ત આઠ આંગળને આંતરે કરવું. ચોથું નેમિચક્ર ચાર આંગળને આંતરે કરવું, એવું કેટલાક કહેછે.

૯૪૪ અથ મંડલમાં રંગ પૂરવાવિષે કહે છે કે, " નાભિચક્ર ધોળું કરવું; નવ આંગળનું ચક્ર પીળું કરવુંને તેનાં દલો પચરંગી કરવાં. ચોથા નેમિચક્રના ચાર દલમાં ચાર રંગ પૂરવા. તેની બારણેની ચારખુંણીયા ત્રણરેખાઓ ત્રણ રંગની કરવી. એ રીતે વેદી ઉપર વારૂણમંડલ કાઢીને ત્યાં પંચ પલ્લવયુક્ત જલપૂર્ણ કુંભ સ્થાપન કરી, તેની ઉપર વરૂણાદિનું પૂજન કરવું. અહીં ચોખાનો લોટ રંગાવીને તે મંડલમાં કહેલા રંગ પૂરવા. રંગનો પ્રકાર આગળ કહીશું. તેમાં વરૂણ, ઊષા, ઈત્યાદિ દેવતાનું સ્વરૂપ ને તે શાનું કરવું, તે દ્રવ્ય આગળ કહીશું. ઉષાદિ દેવતાઓને રત્નોસહિત સોનાની સ્થાલીમાં મૂકીને સ્થાપન કરવું. મધ્ય વેદીની આજુબાજુ સવા હાથ જમીન મૂકીને છેટે ચારે દિશામાં યોનિમેખલાસહિત ચાર કુંડ ને ઈશાન દિશામાં પાંચમો આચાર્યકુંડ કરવો. તેની જોડે ઉત્તરભણી ગ્રહની પીઠ કરવી. એ રીતે પાંચ કુંડ કરવા. તેજ દેખાડે છે કે, "ઈશાન દિશામાં ગ્રહપીઠ, અગ્નિદિશામાં

માતૃકાની પીઠ, નૈઋતિમાં વાસ્તુપીઠ અને વાયવ્ય દિશામાં મંગલાભિષેકની પીઠ કરવી. અહીં વાસ્તુપૂજા કરવી.

૯૪૫ તે ન કરે તો, મત્સ્યપુરાણમાં દોષ કહેછે. દોષ એટલે જલની હાનિ થાય. સર્વ કુંડ ચોખુંણીઆ કે અનેક આકારના થાયછે. તે ન બની શકે તો, તેના સ્થાનમાં સ્થંડિલો ( ચોખંડી ઓટલીઓ ) કરવાં. તેની સામગ્રી. દરેક દ્વારના પંચપલ્લવરત્નસહિત બબ્બે કલશ, તેમ બીજાં પણ યજ્ઞનાં ઉપકરણ પ્રોક્ષણીપાત્ર [ ખેરના લાકડાનું અર્ઘીયું જેવું હોયછે તે. ), સ્થાલી ( ભાત રાંધવાની તપેલી , પ્રણીતા (ખેરનું ચોખડું નાના દાંડાવાળું હોયછે તે,) સ્રુચિ, સ્રુવો, સમિધો, ઘી, ઈત્યાદિ; તેમ પંચપલ્લવસર્વૌષધિ, નાળીએર, વિવિધ રંગનું ચંદન, પુષ્પ, દૂધ, દીપ, હાર, દૂધવાળા ઝાડનો યૂપ (થાંભલો), તલાવાદિને વીંટવાસારૂ સૂત્ર, વગેરે જે બીજા ઉપયોગી પદાર્થો જોઇતા હોય, તે સંપાદન કરવા. યૂપનું સ્વરૂપ આગળ કહેશે. પછી ઉત્સર્ગ કરવાને પહેલે દિવસે 'કાલ સવારે તલાવાદિનો ઉત્સર્ગ કરીશ,' એવો સંકલ્પ કરીને યજમાને વૃદ્ધિશ્રાદ્ધ કરવું. પછી ઋત્વિજોની વરૂણી કરવી; તેમાં આચાર્યઆદિ ચોવીશ બ્રાહ્મણો વરવા. તેમાં "આઠ હોતાને નામે, તેમજ આઠ દ્વારપાલો ને આઠ જપના સારા બ્રાહ્મણો વરવા. એ સર્વે બ્રાહ્મણો વેદવેત્તા ને કુલશીલવાન્ હોવા જોઇએ. સ્થાપક બ્રાહ્મણ તો સૌથી ઉત્તમ જોઇએ," સ્થાપક એટલે આચાર્ય. બ્રાહ્મણની પાદ્યપૂજા કરીને, 'હું કૂલાણાનો ઉત્સર્ગ કરૂંછું', 'તેમાં તું આચાર્ય થા, ઋત્વિક્ થા, જાપક થા,' ઇત્યાદિ કેહવું. ને તે બ્રાહ્મણોની મધુપર્કથી પૂજા કરવી.

૯૪૬ તેમને "સોનાનાં કુંડલો; કેયૂર (કાનનાં આભૂષણ),કડાં, અંગુઠીઓ અને અનેક પ્રકારનાં વસ્ત્ર આપી સર્વેને સરખા પૂજવા.આચાર્યનું માત્ર બમણું પૂજન કરવું." શય્યા આપીને સ્વસ્તિવાચન કર્યાપછી પત્નીસહિત યજમાને પુત્રપૌત્રાદિ જોડે લેઇને વાજતેગાજતે મંડપના પશ્ચિમ દ્વારમાં થઈ પ્રવેશ કરવો. ત્યાં આચાર્યે પૂર્વ કુંડની પાસે ઋગ્વેદી બે હોતા બ્રાહ્મણોનું સ્થાપન કરવું. એ રીતે બીજા બબ્બે હોતા બ્રાહ્મણો દરેક કુંડની પાસે તે તે વેદના [દક્ષિણમાં યજુર્વેદી, પશ્ચિમે સામકી ને ઉત્તરે અથર્વણવેદી] સ્થાપન કરવા. જાપક દ્વારપાલોનું પણ એજ ક્રમથી સ્થાપન કરવું. "દક્ષિણ બાજુ ઉત્તરાભિમુખ યજમાને બેસવું, ને હોતાએ વરૂણના મંત્રથી ઘી ને સમિધોનો હોમ

કરવો."વરૂણના મંત્ર.'तत्वायामिએ પાંચ, 'त्वन्नो अग्ने वरुणस्य' એબે મંત્ર ને 'इमंमे वरुण' એ એક આહુતિની સંખ્યા સમિધોની ને ઘીની એકસો આઠ કરવી. પછી આચાર્યે 'હોમ કરો' એમ હોતાઓને કહેવું,અને જાપકોને 'જપ કરો' એવું કહેવું."

૯૪૭ ત્યારપછી આચાર્યે પોતાના કુંડમાં અગ્નિ સ્થાપન કરીને મંત્રથી ગ્રહશાંતિ કરવી. અગ્નિઉત્તારણપૂર્વક વરૂણ, કૂર્મ આદિ જલચર દેવતાઓને વેદીઉપર સ્થાપન કરી પૂજા કરવી. [પૂજાવિધિ આગળ કહેશે.] તેમ અધિદેવતા, પ્રત્યધિદેવતાસહિત સૂર્યાદિ નવ ગ્રહોનું પૂજન કરવું, અને ઇંદ્રાદિ દિક્પાલ, લોકપાલસહિત ગ્રહયજ્ઞમાં કહેલા દેવતાઓનું પૂજન કરવું. તે ગ્રહ આદિ દરેક દેવતાને અઠ્ઠાવીશ અઠ્ઠાવીશ આહુતિઓ આપવી. અથ જપ કરવાના સૂક્તમંત્ર. "રાત્રિસૂક્ત, રૂદ્રસૂક્ત, પાવમાન,મંગલસૂક્ત ને પુરુષસૂક્ત, એટલાં પૂર્વ દિશાના ઋગ્વેદી દ્વારપાલોએ ભણવાં." સુમંગલ એટલે 'कनिक्रदज्जनुषं.' "શાક્ર, સૌમ્ય, રૌદ્ર, કૌષ્માંડ, જાતવેદસ ને સૌરસૂક્ત, એ દક્ષિણ દ્વારમાં યજુર્વેદીએ ભણવાં."શાક્ર એટલે 'इंद्रोनो विश्वतस्पतिः' નું અનુવાદક છે. રૌદ્ર એટલે 'इमारुद्राय तवसे,' સૌમ્ય એટલે 'सोमो धेनुं,' કૂષ્માંડ એટલે 'यद्देवादेवहेडनं'અને જાતવેદસ એટલેयस्त्वाहृदा कीरणा એનાં અનુવાક છે. સૌર એટલે सूर्योदेवी." વૈરાજ,પુરૂષસૂક્ત, સૌપર્ણ, ઇંદ્રસંહિતા, શૈશવ, પંચનિધન, ગાયત્ર્ય, જ્યેષ્ઠસામ, વામદેવ્ય, બૃહત્સૌમ્ય, રૌરવ, રથંતર, ગવાંવ્રત, વિકીર્ણ, રક્ષોઘ્ન ને યશ, એ પશ્ચિમ દ્વારમાં સામકી બ્રાહ્મણોએ ભણવાં." વૈરાજ એટલે 'पिबासोममिंद्र.'સૌપર્ણ એટલે 'उद्दुदनिसृतामद्य' એ ત્રણ સામછે. ઈંદ્રસંહિતાએટલે'आवोराजानं.' શૈશવ એટલે 'उच्चातेजातमंधसो.' પંચનિધન એટલે એનોએજ મંત્ર છે. વામદેવ્ય એટલે 'कयानाश्चित्र.'ગાયત્ર્ય ને જ્યેષ્ઠસામ એ ત્રણ આજ્યદોહ. બૃહત્સામ એટલે 'त्वामहं' સૌમ્ય એટલે संतेपयांसि,' રૌરવ એટલે 'पुमानःसोमधारय,' રથંતર એટલે 'अभित्वाशूरनोनुमः,' ગવાંવ્રત

એટલે '**तेमन्वतप्रथमं**,' વિકીર્ણ એટલે '**विभ्राड्**,' અનેરાક્ષોઘ્ન યશઃસામ એટલે '**बृहदिंद्रायनायज**.' "શાંતિક, પૌષ્ટિક, એ આથર્વણવેદી બ્રાહ્મણો એ ઉત્તર દ્વારમાં વરૂણદેવનું ધ્યાન કરતાં કરતાં જપવાં."

૯૪૮ એ રીતે "પ્રથમ દિવસે અધિવાસન કરીને રાત્રિ ગયાપછી સવારે વિધિયુક્ત કર્મ કરવું." સવારે ગોતારણ, યૂપારોપણ ને જલોત્સર્ગાદિ ક્રિયા કરવી. તે પોતાના ગૃહ્યમાં બતાવેલો વરૂણદેવતાના ચરૂનો વિધિ કરીને કરવી; તેનું વિધાન કહીશું. અહીં યથોક્ત મંડપ ન કરી શકાય, તો પ્રાકૃત (છાયા) મંડપ કરવો. ઘણા ઋત્વિજો વરવાનું સામર્થ્ય ન હોય, તો થોડામાં કરવું, તે વિષે **દાનખંડમાં**:—"અશક્તિ હોય તો અર્ધા ભાગના બ્રાહ્મણો વરવા, અને એક કુંડ કરવો; પણ વિત્તશાઠય કરવું નહિ, એવો **સ્વાયંભુમનુએ** વિધિ કહેલો છે." અહીં એકાગ્નિ શબ્દની સપ્તમી વિભક્તિના અર્થમાં '**वत्**' પ્રત્યય, '**तत्र तस्य**' ઈત્યાદિ સૂત્રથી થયેલો છે; તેથી અશક્તે થોડા બ્રાહ્મણમાં એક અગ્નિ સ્થાપન કરીને ઉત્સર્ગ થાય છે, એવું સૂચવ્યું, અન્ય ગ્રંથોમાં થોડામાં થોડા પાંચ બ્રાહ્મણ વરવાના કહ્યા છે.

૯૪૯ તલાવની પ્રતિષ્ઠાના આરંભમાં **બૃહત્પારાશર**:—"વિધિ જાણનારા, પવિત્ર શાંત, ધર્મવેત્તા એક બ્રાહ્મણને બીજા ચાર બ્રાહ્મણોસહિત ઉત્સર્ગ કરવામાં વરવો." એક બ્રાહ્મણ એટલે આચાર્ય. કારણ કે જલનો ઉત્સર્ગ ન કરે તો દોષ છે. "સભાસદોનું પૂજન કરી મંત્રથી બલિદાન આપ્યાપછી યજમાને સ્રીપુત્રઇષ્ટમિત્રસહિત અવભૃથસ્નાન [ યજ્ઞને અંતે સ્નાન કરવું પડેછે તે] કરવું. પછી તે વરેલા બ્રાહ્મણોને યથાશક્તિ દક્ષણા ને ગાય આપવી." તથાઃ—"યજ્ઞપાત્ર, યજ્ઞની શેષ રહેલી સામગ્રી ને મંડપ ઋત્વિજોને વહેંચીને આપવા; અને આચાર્યને વધારામાં હોમનાં પાત્ર, શય્યા ને ગોપ્રદાનો આપવાં." તે વિષે કહેછે કે, "સો, અડસઠ, પચાસ, છતરીસ, અગર પચીશ ગોપ્રદાનો બ્રાહ્મણોને આપવાં." આ વિધિ કૂવા, વાપી ઈત્યાદિ બીજી સર્વ પ્રતિષ્ઠાને સરખોજ છે. તે વિષે કહ્યુછે કે "સર્વ પ્રતિષ્ઠાનો એજ વિધિ છે; પરંતુ દેવાલય, બાગ, ભૂમિ, એમાં મંત્ર જુદા છે, એટલો વિશેષ છે." વારૂણચરૂ [ ભાત ] વિષે વિરૂધ્ધ ધર્મ જણા

ય, તો પોતાની શાખામાં કહ્યા પ્રમાણે કરવું. એ રીતે પ્રતિષ્ઠામાં અધિવાસવિધિ કહ્યો. હવે અધિવાસન થયાપછી ઋગ્વેદીગૃહ્યમાં કહેલા વારૂણચરૂવિધાનના પ્રસંગથી યૂપારોપણ, ગોતારણ, પુચ્છતર્પણ, ઈત્યાદિ વારૂણેષ્ટિના પદાર્થો કહેછે.

ઇતિ તલાવાદિનો ઉત્સર્ગ.



## અથ ગૃહ્યોક્ત વાપીનો ઉત્સર્ગવિધિ કહેછે.

૯૫૦ તે વિષે કારિકાઃ—" બ્રહ્મા, વિષ્ણુ, શંકર, ગણપતિ ને અંબિકા એમને નમસ્કાર કરીને ગૃહ્યોક્ત વાપીના ઉત્સર્ગની પદ્ધતિ કહુંછું". વન્હિપુરાણમાંઃ—" સારો દિવસ, સારૂં મુહૂર્ત્ત ને નક્ષત્ર જ્યારે આવે, ત્યારે વાપી, કૂપ અને તલાવ, એમનો ઉત્સર્ગવિધિ કરવો. " તથાઃ—" પુત્રપૌત્રપત્નીસહિત યજમાને સર્વૌષધિના જલથી સ્નાન કરીને શુક્લ ( ધોળા ) ચંદનનો અનુલેપ ( ઉટી ) કરી 'વાપીઆદિનો ઉત્સર્ગ કરૂં છું', એવો સંકલ્પ કરવો. પછી સ્વતિવાચન, માતૃકાપૂજન, નાંદીશ્રાદ્ધ, આચાર્યાદિ ઋત્વિજોનું વરૂણ અને મધુપર્કાદિપૂજન કરવું. " પછી જલાશય ( વાપી વગેરે ) થી પશ્ચિમ દિશામાં કરેલા મંડપમાં આચાર્યે પોતાની શાખા પ્રમાણે ઉજ્વલ ( પ્રદીપ્ત ) અગ્નિનું સ્થાપન કરવું. " પુરાણમાંઃ—" ઉત્તમ દ્વિજે સર્વ પ્રાણિના ઉપકાર સારૂ પ્રથમ શાંતિ કરીને સર્વ કામના આપનારો વરૂણદેવતાનો ચરૂ સ્થાપિત કરેલા અગ્નિમાં શ્રપણ કરવો ( રાંધવો ); " એવું વચન છે, તેથી પ્રથમ ગ્રહશાંતિ કરવી. તેમાં 'विश्वकर्मन् हविषा ' એ મંત્રથી વિશેષ [ ચરૂઆદિ મુખ્ય દ્રવ્યનો ] હોમ, ને વારૂણમંત્રથી સમિધ, ઘી ને તિલનો હોમ કરવો. ગ્રહશાંતિનો હોમ થયાપછી અગ્નિમાં પૂર્વ બાજુએ વરૂણનો જવનો ચરૂ દૂધમાં શ્રપણ કરવો; અને " જલચરગણસહિત વરૂણનું વિધિપૂર્વક સ્થાપન કરીને પૂજન કરવું. " પરિશિષ્ટમાંઃ—" આલ્હાદિની શક્તિસહિત વરૂણનુ સ્વરૂપ કહેછે કે, મગરનું વાહન, ચાર હાથ, તેમાં કમલ નેકુંશીનુ ધારણ બે હાથમાં, ને એક હાથ આલ્હાદિનીના વાંસા ઉપર છે, અને એક હાથે મગરની ચોટલી ઝાલી છે, એવુ સુવર્ણનું વરૂણનું સ્વરુપ કરવુ. તેની બે બાજુ સોનાના બે હંસ ને બે ચક્રવાક ( સારસ, પ-

ક્ષી કરવા." સોનાનો કે રૂપાનો કાચબો, બગલો, ને ત્રાંબાની જલોકા [ જ-ળો ] કરવી. બીજા મત્સ્ય દેડકો, જલસર્પ, વગેરે રૂપાનાં કરવાં. તે વિષે કહેછે કે, " માછલી, કાચબી, જળો, દેડકી, પાણીની ઘો, મગરી ને તંદુ-કી [પોરા ], એ સાત જલમાતરો કહેવાય છે. " હવે ધાતુ [ સોનુરૂપુ વગેરે ] ના સ્વરૂપનુ અગ્નિઉત્તારણ અને માટી ભસ્મ ને ગવ્ય [ગાયનુ છાણ], એવડે શુ-દ્ધિ કરીને પંચામૃતથી પૂજન કરી સ્થાપન કરીને અધિવાસન કરવુ.

૯૫૧ "શુભ જલથી ભરેલા ધાતુના કે મૃત્તિકાના કુંભમાં સર્વૌષધિ, સુ-વર્ણ, પંચરત્ન અને પંચપલ્લવ નાંખીને તેની ઉપર વસ્ત્ર અને ચોખા પૂરેલું પાત્ર ઢાંકીને તે કુંભનું સ્થાપન કરવું; અષ્ટદલરત્નયુક્ત સ્થાલીમાં વારૂણમંડલના વરૂણાદિ દેવતાને મૂકીને કુંભ ઉપર સ્થાપન કરવું. " [ મૂલ ગ્રં-થકારનો અર્થ આવી ગયો છે. ] તથાઃ—" '**वरुणस्य**' એ મંત્રથી સ્થાલીમાં દેવતાનું સ્થાપન કરવું; અને પૂર્વે કહેલી જલમાતૃકાનું સ્થા-પન કરીને શુભ વરૂણનું પૂજન કરવું." તે વિષે કહ્યું છે કે, "તે મંડલ ઉપર મૂકેલા ઘડામાં વરૂણનું મત્સ્યાદિ ગણસહિત સ્થાપન કરવું." એ રીતે બીજી યૂપાદિસામગ્રી કર્મનો આરંભ કરતા પહેલાંજ સ્થાપન કરી મૂકવી. હવે વરૂ-ણની પૂજાનો વિધિ કહેછે. " '**वरुणस्योत्तंभनं**' એ મંત્રે વરૂણનું આવાહન કરવું. '**तत्वायामि**' મંત્રે આસન, '**त्वन्नोअग्ने**' મંત્રથી પાદ્ય ને આચમ-ન, '**सत्वं न**'મંત્રે સ્નાન, '**आपोदेवी**'મંત્રે વસ્ત્ર,'**उद्दुत्तमं**'મંત્રે ગંધ અને'**व-रूणस्योत्तंभनं**' એ મંત્રે પુષ્પ અર્પણ કરવાં."અને'**वरुणाय नमः**'**प्रचेत-से नमः प्रतीच्याधिपतयेनमः, यादोऽधिपतयेनमः परशुपाणयेनमः, कमलहस्तायनमः, आल्हादिनी प्रियायनमः**' એ નામથી પૂજા કરવી. " '**देवीराप**' એ મંત્રથી ધૂપ, '**देवीःशुद्धाः**' થી દીવો, '**आपोदेवी**' થી નૈવેદ્ય,'**उद्दुत्तमं**'થી આરતિ અને'**तत्वायामि**'થી વિશેષાર્ધ, એ રીતે તે તે મંત્રે તે તે પદાર્થો અર્પણ કરવા. એ રીતે પૂજનનો વિધિ છે; અને યથાવિધિ સંપૂ-ર્ણ ગૃહ્યોક્તવિધિથી હોમ કરવો." ત્યાં દક્ષિણ બાજુએ ઉત્તરાભિમુખ યજમાને બેસવું. "'**स्विष्टकृत**' નામની આહુતિ આપીને માર્જનકર્મસુધી કુશાંડિકા

(યજ્ઞનું કર્મ) કરવી." પછી યૂપ રોપવો. તથાઃ—"હોમસ્થાનથી પૂર્વ દિશામાં અગર જલસ્થાનથી ઈશાનમાં દર્ભઅક્ષત નાંખીને તે સ્થાનમાં તે યૂપને ભોંયમાં ખોદીને રોપવો." પરિશિષ્ટમાંઃ—"તે યૂપ વાપીકૂપતલાવની ઉત્તર બાજુએ રોપવો. તે ખેર, પીપળો, વૈકંકત (વેલાંતરો), ઉમૈડો, શમી ને વડ, એમાંથી ગમે તે લાકડાનો, યજમાનના મસ્તકસુધી, ખાંધસુધી, અથવા ઉર (છાતી)સુધી વા નાભિ જેટલો ઉંચો કરવો. એ અનુક્રમે બ્રાહ્મણક્ષત્રીયવૈશ્યશુદ્રવર્ણોને માટે જાણવું."

૯૫૨ દાનખંડમાંઃ—" શુભની ઇચ્છા કરનારે દૂધવાળા ઝાડનો ત્રણ હાથ અગર યજમાન જેટલો ઉંચો યૂપ કરી સ્થાપન કરવો. " યૂપનું લક્ષણ. " તેનો પાંચમો ભાગ ભોંયમાં રોપીવો. ઉપર બારણે ત્રણ ભાગ રાખવા. ભોંયની જોડેના ત્રીજા ભાગમાં તેને ચોખંડો, વચલા ભાગમાં આઠ ખુંણીઓ, ને ઉપલ્યા ભાગમાં ગોળ કરવો. " યૂપપદનો અર્થ. **'सावित्ता प्रथम'** એ મંત્રથી યૂપને સ્પર્શ કરવો. **"समुद्रज्येष्ठा'** એ મંત્રે દશ કુભના જલથી તેને સ્નાન કરાવવું. **'अंजातिरवा '** એ મંત્રથી તેને ઘી ચોપડવું. **'युंजंतिब्रध्न '** એ મંત્રે ગંધપુષ્પાદિથી ગર્તમાં પૂજન કરવું. પછી પંચામૃતની અગ્નિ, ભૂમિ ને દ્યૌઃ દેવતાને આહુતિ આપવી. પછી **'यूपप्रस्क'**એ મંત્રે યૂપનું ગર્ત [ ખાડા]માં સ્થાપન કરવું. **'युवंवस्त्राणि'** એ મંત્રે તેને વસ્ત્ર વીટવાં. ને સ્થાપન કર્યાપછી યૂપમાં વરૂણમંત્રના ન્યાસ કરવા. ત્યારપછી વેદનો ને વાજીંત્રોનો ઘોષ કરતા કરતા જલાશયની પાસે જઈ જલમાં જલમાતૃનું ને જલનું પૂજન કરવું." જલની પૂજાનો મંત્ર **' समुद्रज्येष्ठा'** ઈત્યાદિ છે. " જલાશયથી આજુબાજુ ફરતા ઇંદ્રાદિ દિક્પાલોનું પૂજન કરવું; પછી મત્સ્યાદિસહિત વરૂણયુક્ત ઉદકુંભ સુદ્ધાં, નો દહિં, અક્ષત, પંચરત્નસહિત સુવર્ણની સ્થાલીને ચાર બ્રાહ્મણો કને ઝલાવીને, ઉત્તરાભિમુખ થઈ યજમાને તેને વાપીઆદિ જલમાં ઉંધી કરાવવી. અથર્વણનો મંત્ર, સામનો મંત્ર, **'पुनर्मामे'** ત્રણ ઋચાઓ ને **'आपोहिष्ठा'**એ મંત્રથી સ્થાલી ઉંધી વાળ્યાપછી પ્રાર્થના કરવી.આથર્વણ, સામ, **'शन्नोदेवी'** એ મંત્રથી જ-

લમાં નાંખીને ફરી વરૂણનું પૂજન કરવું. 'वरूणस्योत्तंभन,' ઈસ.દિ પૂર્વે કહેલા મંત્રથી પૂજન કરવું."

૯૫૩ પછી પ્રાર્થના. "હે વરૂણ, તને દેવતાઓએ ઉત્પન્ન કર્યો છે. જલમાં નિવાસ કરનાર હે દેવેશ, આ જલાશયમાં નિત્ય સન્નિધાન ('જલમાં રહ્યાં) કર. હે પુષ્કરાદિ તીર્થો, ગંગાદિ નદીઓ, તમો સર્વ ઈચ્છિત ફલ આપવાસારૂ આ જલમાં નિરંતર વાસ કરો. હે મત્સ્યાદિ જલચર જીવો, આ મેં કરેલા જલાશયમાં તમે નિરંતર સ્વાભાવિક ક્રીડા કરીને રહેજો." 'यंर्तिकचेदं' એ મંત્રે પાણીમાં ડુબકી મારીને નિત્યતર્પણ કરવું. તેના દેવતા બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર, પ્રજાપતિ. "ઋષિ, છંદ, વેદ, પૂર્વાચાર્ય, ગંધર્વ, ઈતરાચાર્ય, અંશસહિત સંવત્સરો, દેવ, અપ્સરસો, નાગ, તીર્થ, સાગર, પર્વત, નદીઓ, મનુષ્ય, પન્નગ, રાક્ષસ, પિશાચ, સુપર્ણ, પક્ષિ, સર્વ ભૂત, સર્વ પશુ, વનસ્પતિ, ઓષધિ, એ દેવતાને ખાવાપીવામાં મારૂં શુભ થવાસારૂ હું જલથી તર્પણ કરૂં છું, તે માટે આ જલથી ચારે પ્રકારના [જરાયુ, અંડજ' ઉદ્ભિજ ને સ્વેદજ] પ્રાણિઓ તૃપ્ત થાઓ. તેમ દિક્પાલ અને લોકપાલ સર્વે તૃપ્ત થાઓ. આ વાપીમાં તર્પણથી સર્વે મારૂં શુભ કરજો; અને આ તર્પણથી દેવ ને પિતૃદેવ નિરંતર તૃપ્તિને પામો."

૯૫૪ દાનખંડમાં:—" તે જલમાં સુવર્ણાલંકાર પહેરાવીને ગાયને તારવી. હે રાજા, પછી તે ગાય સામવેદી બ્રાહ્મણને આપવી." ગાયનું અનુમંત્રણ (ગાય તરે ત્યારે ભણવાનો) કરવાનો મંત્ર. "હે ગાયો, આ જલને પાવન કરો,ને નિત્ય નિરંતર શુદ્ધ થઈને અમૃતરૂપ થાઓ. આ તીર્થમાં સ્નાન કરવાથી મને તારો, ને બીજા લોકોને પણ આ લોકમાંથી તારો; તેમ પોતે આ પાણીમાં તરો." એ રીતે તે ગાય તે પાણીમાં તરે, તે વખતે તેનું પુછડું યજમાને ઝાલીને ઉત્તરભણી તરતાં તરતાં જવું. તીરે ગયા,એટલે 'आपो अस्मान्' એ મંત્રથી માર્જન (પોતાના માથા ઉપર પાણી છાંટવું તે) કરી પુછડામાં તર્પણ કરવું. તથા:—"ગાયનું પૂજન કરીને તેને પાણીમાં તરવાને છોડી તેના પુછડું યજમાને ઝાલીને ઉત્તરાભિમુખ તેડે આવવું." પછી " હે ગાય, તું જગતને વંદન (નમસ્કાર) કરવાયોગ્ય, પવિત્ર,તથા બીજાના પાપને નાશ કરનારી છું; માટે મને પેલી પાર લેઈ.

જઈને મારી સર્વકાલ વૃદ્ધિ કર. એવી પ્રાર્થના કરીને ત્રિગુણિત (તેવડા) સૂત્રથી જલાશયને વીંટીને ધોળાં વસ્ત્ર તથા પુષ્પના હાર પ્હેરીને યૂપનું પૂજન કરવું, પછીતેને પણ વસ્ત્ર વીંટીને પોતે આલિંગન(છાતી સંઘાતે દાબવો તે) કરી બોલવું કે, હે યૂપ, તને દેવતાઓએ ઉત્પન્ન કર્યો છે; માટે તું પાપને નાશ કરનારછું. તેથી આ જલનો રોધ (બંધન તળાવ વગેરે) કરવાથી મારૂં પાપ તું લેઇ લે. આ યૂપ કીર્તિની નિશાની છે, તે નિરંતર સ્થિર રહેજો. યૂપના મૂલમાં જલમાતૃ, વરૂણ ને દિક્‌પાલોનું પૂજન કરીને" મંડપમાં આવી જલના ઉત્સર્ગનો સંકલ્પ કરવો. તે એવો કે, આ જલ સર્વના કામમાં આવો. "હાથમાં અક્ષત ને દર્ભને લેઇને દેશ, કાલ, ફલનો ઉચ્ચાર કરી કહેવું કે, આ પાણી સર્વ લોકાના ઉપભોગસારૂ મેં ત્યાગ કર્યું છે." એવું કહીને સંકલ્પ મૂકવો. મેં આ જલાશયનો ઉત્સર્ગ કર્યો, એવું પણ કહેવું. "એ ઉત્સર્ગયજ્ઞથી મારા પિતરો,દેવ,મનુષ્યો,સર્વે પ્રાણિ તૃપ્ત થઈ મને પ્રસન્ન. થાઓ. પછી સુવર્ણાલંકાર પહેરાવેલી તે ગાયને, વાછડાસહિત ગળામાં વસ્ત્ર બાંધીને કાંસાનું દો'વાનું પાત્ર, સોનાનાં શીંગડાં ને બીજી દક્ષિણા ઇત્યાદિ સામગ્રીસહિત બ્રાહ્મણને આપવી-" પછી બ્રાહ્મણભોજન કરવું.

૯૫૫ "સહસ્ર, એકસો આઠ, પચાસ કે નિદાન (છેવટ) વીશ બ્રાહ્મણ યથાશક્તિ જમાડવા." પછી પ્રાર્થના કરવી કે, "મારી સમૃદ્ધિમાટે આ જલ માણસો, જનાવરો વગેરે સર્વ પ્રાણિઓને પગલે પગલે પગથી વ્યાપ્ત થાઓ, ને સર્વેને સરખી રીતે પ્રાપ્ત થાઓ." "ત્યારપછી બ્રાહ્મણોએ કરેલા શાંતિપાઠના શબ્દઘોષસહિત જલને પ્રદક્ષિણા કરીને ફલસહિત અર્ઘ આપવો. તેનો મંત્ર. હે વરૂણ, મેં આ જલાશયમાં વિધિપૂર્વક તને આવાહન કર્યો છે; માટે આ મારો અર્ઘ ગ્રહણ કરીને મેં કરેલી પ્રદક્ષિણા પણ ગ્રહણ કર;" એવી પ્રાર્થના કરવી. " પછી નમસ્કાર કરી હર્ષયુક્ત થઇ, મંડપમાં આવી અભિષેકાદિ ( મંગલસ્નાન ) કરીને સંપૂર્ણ થવાની પ્રાર્થના કરવી. હે રાજા, એવું વારૂણેષ્ટિનું વિધાન જે કરે, તે પોતાના પૂર્વપિતૃયુક્ત પોતે પરબ્રહ્મને પામે." **પરિશિષ્ટમાંઃ**–પુણ્યતિથિ, કરણ ને શુભ નક્ષત્ર હોય, તે દિવસે પૂર્વદિશામાં જઇને ઉત્તરભણી કે પૂર્વભણી નમતી ઢાળવાળી જલાશયની પાસેની જમીન ઉપર વૃધ્ધિશ્રાદ્ધ ને માતૃકાપૂજનાદિપૂર્વક વરુણદેવતાનો ચરુ શ્રપણ કરવો (રાંધવો).

લમાં નાંખીને ફરી વરૂણનું પૂજન કરવું. '**वरूणस्योत्तंभन**,' ઈત્યાદિ પૂર્વે કહેલા મંત્રથી પૂજન કરવું."

૯૫૩ પછી પ્રાર્થના. "હે વરૂણ, તને દેવતાઓએ ઉત્પન્ન કર્યો છે. જ-લમાં નિવાસ કરનાર હે દેવેશ, આ જલાશયમાં નિત્ય સન્નિધાન ('જલમાં રહ્યાં) કર. હે પુષ્કરાદિ તીર્થો, ગંગાદિ નદીઓ, તમો સર્વ ઈચ્છિત ફલ આ-પવાસારૂ આ જલમાં નિરંતર વાસ કરો. હે મત્સ્યાદિ જલચર જીવો, આ મેં કરેલા જલાશયમાં તમે નિરંતર સ્વાભાવિક ક્રીડા કરીને રહેજો." '**यत्किंचेदं**' એ મંત્રે પાણીમાં ડુબકી મારીને નિત્યતર્પણ કરવું. તેના દેવતા બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, પ્રજાપતિ. "ઋષિ, છંદ, વેદ, પૂર્વાચાર્ય, ગંધર્વ, ઈતરાચા-ર્ય, અંશસહિત સંવત્સરો, દેવ, અપ્સરસો, નાગ, તીર્થ, સાગર, પર્વત, નદી-ઓ, મનુષ્ય, પન્નગ, રાક્ષસ, પિશાચ, સુપર્ણ, પક્ષિ, સર્વ ભૂત, સર્વ પશુ, વ-નસ્પતિ, ઓષધિ, એ દેવતાને ખાવાપીવામાં મારૂં શુભ થવાસારૂ હું જલથી ત-ર્પણ કરૂં છું, તે માટે આ જલથી ચારે પ્રકારના [જરાયુ, અંડજ' ઉદ્ભિજ ને સ્વેદજ] પ્રાણિઓ તૃપ્ત થાઓ. તેમ દિક્પાલ અને લોકપાલ સર્વે તૃપ્ત થા-ઓ. આ વાપીમાં તર્પણથી સર્વે મારૂં શુભ કરજો; અને આ તર્પણથી દેવ ને પિતૃદેવ નિરંતર તૃપ્તિને પામો."

૯૫૪ દાનખંડમાંઃ–" તે જલમાં સુવર્ણાલંકાર પહેરાવીને ગાયને તારવી. હે રાજા, પછી તે ગાય સામવેદી બ્રાહ્મણને આપવી." ગાયનું અનુમંત્રણ ( ગાય તરે ત્યારે ભણવાનો ) કરવાનો મંત્ર. "હે ગાયો, આ જલને પાવન કરો,ને નિત્ય નિરંતર શુદ્ધ થઈને અમૃતરૂપ થા-ઓ. આ તીર્થમાં સ્નાન કરવાથી મને તારો, ને બીજા લોકોને પણ આ લોક-માંથી તારો; તેમ પોતે આ પાણીમાં તરો." એ રીતે તે ગાય તે પાણીમાં તરે, તે વખતે તેનું પુછડું યજમાને ઝાલીને ઉત્તરભણી તરતાં તરતાં જવું. તીરે ગયા,એટલે '**आपो अस्मान्**' એ મંત્રથી માર્જન (પોતાના માથા ઉપર પાણી છાંટવું તે ) કરી પુછડામાં તર્પણ કરવું. તથાઃ–"ગાયનું પૂજન કરીને તેને પાણીમાં તરવાને છોડી તેના પુછડું યજમાને ઝાલીને ઉત્તરાભિમુખ તેડે આવવું." પછી " હે ગાય, તું જગતને વંદન ( નમસ્કાર ) કરવાયોગ્ય, પવિત્ર તથા બીજાના પાપને નાશ કરનારી છું; માટે મને પેલી પાર લેઈ

જઈને મારી સર્વકાલ વૃદ્ધિ કર. એવી પ્રાર્થના કરીને ત્રિગુણિત (તેવડા) સૂત્રથી જલાશયને વીંટીને ધોળાં વસ્ત્ર તથા પુષ્પના હાર પ્હેરીને યૂપનું પૂજન કરવું, પછીતેને પણ વસ્ત્ર વીંટીને પોતે આલિંગન(છાતી સંધાતે દાબવો તે) કરી બોલવું કે, હે યૂપ, તને દેવતાઓએ ઉત્પન્ન કર્યો છે; માટે તું પાપને નાશ કરનારછું. તેથી આ જલને રોધ (બંધન તળાવ વગેરે) કરવાથી મારૂં પાપ તું લેઇ લે. આ યૂપ કીર્તિની નિશાની છે, તે નિરંતર સ્થિર રહેજો. યૂપના મૂલમાં જલમાતૃ, વરૂણ ને દિક્પાલોનું પૂજન કરીને" મંડપમાં આવી જલના ઉત્સર્ગનો સંકલ્પ કરવો. તે એવો કે, આ જલ સર્વના કામમાં આવો. "હાથમાં અક્ષત ને દર્ભને લેઇને દેશ, કાલ, ફલનો ઉચ્ચાર કરી કહેવું કે, આ પાણી સર્વ લોકાના ઉપભોગસારૂ મેં ત્યાગ કર્યું છે." એવું કહીને સંકલ્પ મૂકવો. મેં આ જલાશયનો ઉત્સર્ગ કર્યો, એવું પણ કહેવું. "એ ઉત્સર્ગયજ્ઞથી મારા પિતરો,દેવ,મનુષ્યો,સર્વે પ્રાણિ તૃપ્ત થઈ મને પ્રસન્ન થાઓ. પછી સુવર્ણાલંકાર પહેરાવેલી તે ગાયને, વાછડાસહિત ગળામાં વસ્ત્ર બાંધીને કાંસાનું દોવાનું પાત્ર, સોનાનાં શીંગડાં ને બીજી દક્ષિણા ઇત્યાદિ સામગ્રીસહિત બ્રાહ્મણને આપવી-" પછી બ્રાહ્મણભોજન કરવું.

૯૫૫ "સહસ્ર, એકસો આઠ, પચાસ કે નિદાન (છેવટ) વીશ બ્રાહ્મણ યથાશક્તિ જમાડવા." પછી પ્રાર્થના કરવી કે, "મારી સમૃદ્ધિમાટે આ જલ માણસો, જનાવરો વગેરે સર્વ પ્રાણિઓને પગલે પગલે પગથી વ્યાપ્ત થાઓ, ને સર્વેને સરખી રીતે પ્રાપ્ત થાઓ." "ત્યારપછી બ્રાહ્મણોએ કરેલા શાંતિપાઠના શબ્દઘોષસહિત જલને પ્રદક્ષિણા કરીને ફલસહિત અર્ઘ આપવો. તેનો મંત્ર. હે વરૂણ, મેં આ જલાશયમાં વિધિપૂર્વક તને આવાહન કર્યો છે; માટે આ મારો અર્ઘ ગ્રહણ કરીને મેં કરેલી પ્રદક્ષિણા પણ ગ્રહણ કર;" એવી પ્રાર્થના કરવી. "પછી નમસ્કાર કરી હર્ષયુક્ત થઇ, મંડપમાં આવી અભિષેકાદિ ( મંગલસ્નાન ) કરીને સંપૂર્ણ થવાની પ્રાર્થના કરવી. હે રાજા, એવું વારૂણેષ્ટિનું વિધાન જે કરે, તે પોતાના પૂર્વપિતૃયુક્ત પોતે પરબ્રહ્મને પામે." પરિશિષ્ટમાંઃ—પુણ્યતિથિ, કરણ ને શુભ નક્ષત્ર હોય, તે દિવસે પૂર્વદિશામાં જઇને ઉત્તરભણી કે પૂર્વભણી નમતી ઢાળવાળી જલાશયની પાસેની જમીન ઉપર વૃધ્ધિશ્રાદ્ધ ને માતૃકાપૂજનાદિપૂર્વક વરુણદેવતાનો ચરુ શ્રપણ કરવો (રાંધવો).

૯૫૬ શાંખાયન ગૃહ્યમાંઃ—અથ પુષ્કરણી ( વાવ ), કૂપ તલાં વાદિનો ઉત્સર્ગ શુક્લપક્ષની પુણ્યતિથિમાં કરવો. દૂધમાં જવનો ચરૂ શ્રપણ કરીને 'त्वन्नोअग्ने' એ બે મંત્ર, અને 'अवतेहेळ'ને 'इमं मे वरुणो' એ બે, તેમ 'उदुत्तमं,' 'वरुणेमाधिपंशिक्षमाणस्य,' એ મંત્રથી હોમ કરવો. પછી પશ્ચિમાદિ આઠ દિશાઓમાં ચતુર્થીવિભક્તિ ને સ્વાહાકાર અંતે જોડેલા, એવા દરેક પદથી આઠ આહુતિ પ્રદક્ષિણ રીતે આપવી. ગૃહ્ય, ઉપગૃહ્ય, મયોભૂ, આખર, નિખર, નિસર, નિઃકાસ, સપત્નપણ, એ આઠ [ગૃહ્યાયનમઃ સ્વાહા, ઈત્યાદિ આઠે પદને જોડવું.] પદથી અગ્નિમાં પય (દૂધ) નો હોમ કરવો. 'विश्वतश्चक्षु', इदंविष्णु' ને 'स्विष्टकृत', આહુતિ આપી માર્જનસુધી કર્મ કરીને 'यत्किंचेदं' એ મંત્રે માર્જન (માથા ઉપર પાણી છાંટવું તે) કરીને આચાર્યને બે વસ્ત્ર, ગાય ને દક્ષિણા આપી બ્રાહ્મણભોજન કરવું. ભાષ્યમાં તોઃ—માર્જન કર્યાપછી ગાયને પાણીમાં તારવી. પુચ્છના અગ્રને ઝાલીને પોતે પાણીમાં તરતાં તરતાં જતીવેળા 'इदं सासिलं' ઈત્યાદિ મંત્ર ભણીને તટમાં જઈ 'यत्किंचेदं' એ મંત્રે માર્જન કરવું; અગર પાણીમાંથી નીકળીને તર્પણ કરવું. 'आपो अस्मान् मातरः' એ મંત્રે માર્જન કરી ઈશાની દિશામાં નીકળવું તે વેળા 'सूयवसात्' એ મંત્ર જપવો, જો ગાય 'હિં' એવો શબ્દ કરે તો, 'हिंकृण्वती वसुपत्नी' એ મંત્ર જપવો. પછી તે ગાય અલંકારસહિત બ્રાહ્મણને આપવી; ને ઉપર બીજી દક્ષિણા આપવી. પિતરોમનુષ્યો તૃપ્ત થાય, એવું કહીને ઉત્સર્ગ તો કરવોજ; કારણકે જે ઉત્સર્ગ કરે, [તેને ફલ મળે.] પછી બ્રાહ્મણભોજન કરીને સ્વસ્તિવાચન કરવું, એવું શૌનકે વ્યાખ્યાન કર્યું છે. "પોતાના ગૃહ્યમાં જે કર્મ ન કહેલું હોય ને તે વિરૂદ્ધ ન હોય, તો પોતાના કર્મમાં લેવું. ફલનું અધિકપણું છે, તેથી યૂપાદિ સર્વ કર્મ કરવું. આ ઉત્સર્ગની પદ્ધતિદીપિકા ( દીવો ) જેમને કર્મના અનુક્રમનું અજ્ઞાનરૂપી અંધારૂ હોય, તેમને પ્રકાશ થવામાટે મેં કરી છે."

ઇતિ વારૂણેષ્ટિ.

### અથ વાપીયજ્ઞ.

૯૫૭ પરિશિષ્ટમાંઃ—અથ વારૂણનો વિધિ ને વાપીયજ્ઞનું વ્યાખ્યાન કરીએ છીએ. પુણ્યતિથિ, કરણ ને શુભ નક્ષત્રમાં વારૂણ દેવતાનો ચરૂ શ્રપણ કરીને ( રાંધીને ) આજ્યભાગ નામની આહુતિસુધી કર્મ કરી ઘીની ચાર આહુતી આપવી. તેના મંત્ર. 'समुद्रज्येष्ठा' એ ચારે ઋચા ( મંત્ર ) ભણવી. પછી હોમના દ્રવ્યની આઠ આહુતિ આપવી. તેના મંત્ર. 'तत्त्वायामि ब्राह्मणावंदमान:' એ પાંચ, 'त्वन्नो अग्ने वरुणस्य विद्वान्' એ બે અને इमंमे वरुणश्रुधी,' એ એક તથા, નવમું 'स्विष्टकृत' એ નવ પ્રાણરૂપ છે, ને પ્રાણ આપઃ ( જલ)રૂપ છે, માટે નવ મંત્રથી આપ ( જલ કે દૂધ ) નીઆહુતિ આપવી. [ જલ ક્રિયાશક્તિવાળું છે, તેથી તે નવ આહુતિ, હોમદ્રવ્યથી આપવારૂપી ક્રિયા કરવી, એ અભિપ્રાય છે ભાષ્યકર્ત્તાએ 'तस्मिन्नपो मातरिश्वा' એ ઇશાવાસ્યના મંત્રમાં આપ શબ્દનું એ રીતનું વ્યાખ્યાન કર્યું છે, માટે પ્રત્યક્ષ જલની આહુતિ આપવી, એવો અભિપ્રાય ન લેવો, એવું મને ભાસે છે.] માર્જન કર્યાપછી ગાયને પાણીમાં તારવી. તરતી વેળા 'इदंसालिलं' ઈત્યાદિ મંત્ર ભણવો. એ પ્રયોગ શાખાંતરનો છે.

ઇતિ વાપીયજ્ઞ.

---

### અથ રંગઉત્પત્તિનો પ્રકાર કહેછે.

પ્રતિષ્ઠાનો વિસ્તાર દાનખંડાદિ ગ્રંથમાંથી જાણવો. મંડલમાં વેદિકા ઉપર વારૂણમંડલ કરવું.અધિવાસન કહેવાના સમયે કહ્યું છે કે,સોળ આરાનું ચક્ર કરવું,ઈત્યાદિ વિધિછે."તત્વવિત્ પુરૂષે પાંચ વર્ણનારંગથી મંડલકરવું." એમાં કહેલા પાંચ રંગવિષે વિશેષ પંચરાત્ર ગ્રંથમાંઃ—" પાંચ પ્રકારના રંગ વારૂણમંડલ પૂરવાવાસ્તે કરવા. તેમાં ધોળા રંગને માટે ચોખા કે જવનો લોટ લેવો; લાલમાટે કંકુ, કેસર, સીંદુર, ગેરૂ, ઇત્યાદિ લેવું; પીળામાટે હરતાલ કે હળદર લેવી; કાળા રંગને માટે બાળેલા જવ લેવા, અને તેમાં પીળો, મેળ-

૯૫૬ શાંખાયન ગૃહ્યમાંઃ—અથ પુષ્કરણી ( વાવ ), કૂપ તલા વાદિનો ઉત્સર્ગ શુક્લપક્ષની પુણ્યતિથિમાં કરવો. દૂધમાં જવનો ચરૂ શ્રપણ કરીને '**त्वन्नोअग्ने**' એ બે મંત્ર, અને '**अवतेहेळ**'ને '**इमं मे वरुणो**' એ બે, તેમ '**उदुत्तमं**,' '**वरुणेमाधिपंशिक्षमाणस्य**,' એ મંત્રથી હોમ કરવો. પછી પશ્ચિમાદિ આઠ દિશાઓમાં ચતુર્થીવિભક્તિ ને સ્વાહાકાર અંતે જોડેલા, એવા દરેક પદથી આઠ આહુતિ પ્રદક્ષિણ રીતે આપવી. ગૃહ્ય, ઉપગૃહ્ય, મયોભૂ, આખર, નિખર, નિસર, નિઃકામ, સપત્નપણ, એ આઠ [ગૃહ્યાયનમઃ સ્વાહા, ઈત્યાદિ આઠે પદને જોડવું.] પદથી અગ્નિમાં પય (દૂધ) નો હોમ કરવો. '**विश्वतश्चक्षु**', **इदंविष्णु**' ને **स्विष्टकृत**', આહુતિ આપી માર્જનસુધી કર્મ કરીને '**यत्किंचेदं**' એ મંત્રે માર્જન (માથા ઉપર પાણી છાંટવું તે) કરીને આચાર્યને બે વસ્ત્ર, ગાય ને દક્ષિણા આપી બ્રાહ્મણભોજન કરવું. ભાષ્યમાં તોઃ—માર્જન કર્યાપછી ગાયને પાણીમાં તારવી. પુચ્છના અગ્રને ઝાલીને પોતે પાણીમાં તરતાં તરતાં જતીવેળા '**इदं सासिलं**' ઈત્યાદિ મંત્ર ભણીને તટમાં જઈ '**यत्किंचेदं**' એ મંત્રે માર્જન કરવું; અગર પાણીમાંથી નીકળીને તર્પણ કરવું. '**आपो अस्मान् मातरः**' એ મંત્રે માર્જન કરી ઈશાની દિશામાં નીકળવું તે વેળા '**सूयवसात्**' એ મંત્ર જપવો, જો ગાય 'હિં' એવો શબ્દ કરે તો, '**हिंकृण्वती वसुपत्नी**' એ મંત્ર જપવો. પછી તે ગાય અલંકારસહિત બ્રાહ્મણને આપવી; ને ઉપર બીજી દક્ષિણા આપવી. પિતરોમનુષ્યો તૃપ્ત થાય, એવું કહીને ઉત્સર્ગ તો કરવોજ; કારણકે જે ઉત્સર્ગ કરે, [તેને ફલ મળે.] પછી બ્રાહ્મણભોજન કરીને સ્વસ્તિવાચન કરવું, એવું શૌનકે વ્યાખ્યાન કર્યું છે. "પોતાના ગૃહ્યમાં જે કર્મ ન કહેલું હોય ને તે વિરૂદ્ધ ન હોય, તો પોતાના કર્મમાં લેવું. ફલનું અધિકપણું છે, તેથી યૂપાદિ સર્વ કર્મ કરવું. આ ઉત્સર્ગની પદ્ધતિદીપિકા ( દીવો ) જેમને કર્મના અનુક્રમનું અજ્ઞાનરૂપી અંધારૂ હોય, તેમને પ્રકાશ થવામાટે મેં કરી છે."

ઇતિ વારૂણેષ્ટિ.

છોડીને બીજી કનિષ્ઠ સ્ત્રીને જોડે રાખવી નહિ, તે વિષે મિતાક્ષરામાં:—"બીજી સવર્ણા જ્યેષ્ઠ પત્ની છતાં તે વિના અન્ય વર્ણની પત્નીને જોડે રાખીને ધર્મ કાર્ય કરવું નહિ. ધર્મકાર્યમાં સવર્ણા જ્યેષ્ઠ સ્ત્રીસિવાય બીજી સવર્ણા કનિષ્ઠને રાખવી નહિ." સવર્ણા છતાં બીજી અન્ય વર્ણની મોટી સ્ત્રીને પણ રાખવી નહિ. સવર્ણા સ્ત્રીઓમાં પણ જયેષ્ઠાનો ત્યાગ કરીને વચલી કે કનિષ્ઠા રાખવી નહિ. તેમાં પણ જ્યેષ્ઠાપૂર્વક રાખવાનું સ્વાભાવિક છે. [જ્યેષ્ઠાને સમીપ રાખીને અનુક્રમે એક પછી એક કનિષ્ઠાઓએ બેસવું.]

ઇતિ અનેકભાર્યનો નિર્ણય.



અથ જેની સ્ત્રી મરણ પામે, તેનો નિર્ણય.

"પતિવ્રતા સ્ત્રીને અગ્નિહોત્રના અગ્નિથી દહન કરીને વિલંબ (વાર) ન કરતાં જલદી બીજી સ્ત્રી પરણીને ફરી અગ્નિહોત્ર લેવું." વૃતવાળી એવો શબ્દ સ્મૃતિમાં છે, તેનો અર્થ આચારવાળી. અગ્નિહોત્ર ન હોય, તો સ્માર્તાગ્નિથી દહન કરીને જલદી વિધિવત્ બીજી સ્ત્રી પરણીને અગ્નિ સિધ્ધ કરવો; કારણકે "દ્વિજોએ આશ્રમસિવાય એક દિવસ રહેવું નહિ." દક્ષ:—અગ્નિઆધાન વખતે જોડે રહેલી સ્ત્રી જીવતી હોય ને બીજી મધ્યમ મરણ પામે, તો તેને અગ્નિહોત્રથી દહન કરવી નહિ. તે વિષે તેમાંજ કહ્યું છે કે, "પહેલી સ્ત્રી જીવતી હોય ને બીજી સ્ત્રીને અગ્નિહોત્રથી બાળે, તે સુરા (દારૂ) પીધા જેવું થાય છે." તેમજ:—"બીજી સ્ત્રી મરણ પામેથી જે અગ્નિહોત્રનો ત્યાગ કરે, તો તેને બ્રહ્મોકુ અને ઇચ્છાથી અગ્નિહોત્રનો ત્યાગ કરે, તેને પણ બ્રહ્મોકુ (ભ્રષ્ટ બ્રાહ્મણ) કહે છે." આ શાસ્ત્રાર્થ પ્રથમ અગ્નિહોત્ર લેતી વખતે જે સ્ત્રી ન હોય, પછીથી પરણેલી હોય, તે વિષે જાણવો. બીજી સ્ત્રી અગ્નિહોત્ર લેતી વખતે જોડે હોય, તો તેને અગ્નિહોત્રથી બાળવી, એવું જણાય છે.

ઇતિ મૃતભાર્યાનો નિર્ણય.



અથ પુત્રમાં ગૌણ ને મુખ્ય પુત્રનો નિર્ણય.

૯૬૦ "ધર્મપત્નીના પુત્રને ઔરસ કહેછે. તેના જેવોજ પુત્રિકાપુત્ર જાણવો. ક્ષેત્રજ [પોતાની સ્ત્રીને વિષે સગોત્રીથી કે અન્યગોત્રીથી. ઉત્પન્ન થયેલો.] એટલે કેવલ ક્ષેત્રમાં થયેલો." ચોથો ગૂઢજ એટલે ગુપ્ત ઉત્પન્ન થયેલો; કાનીન એટલે કન્યા અ-

વસ્થામાં થયેલો; કૃત્રિમ એટલે પુત્ર કરીને માનેલો;દત્રિમ એટલે કોઇએ આપેલો. પૌનર્ભવ એટલે પુનર્ભૂનો પુત્ર [પૂર્વે કહેલોછે.] કોઇએ નાંખી દીધેલો તે અપવિદ્ધ;ક્રીતઃ એટલે વેચાતો લીધેલો;પુત્ર બુદ્ધિથી સ્વીકાર કરેલોતે ગૃહિત, બારમો દૌહિત્ર સ્વાભાવિક પુત્રજેવોછે. [પુત્રિકાપુત્ર જે કહ્યો,તે પણ કરીને આપેલીકન્યાનો પુત્ર.] એ બાર જાતના પુત્ર છે. એમનાં લક્ષણ મિતાક્ષરાદિ ગ્રંથમાંથી જાણવાં. તેમાં ઔરસ પુત્ર મુખ્ય છે. બીજાને ઔરસને ઠેકાણે કારણસર પુત્રકાર્ય કરવામાત્ર જેટલું પુત્રપણું છે; તેમને મુખ્ય પુત્રપણું નથી. તે વિષે મનુઃ—"આ ક્ષેત્રજાદિ અગિયાર પુત્રોને ઔરસ પુત્રનું પ્રતિનિધિપણું (તેનું કાર્યમાત્ર કરવાપણું) કહ્યુંછે; કારણકે ઔરસ ન હોય. તો ક્રિયાનો લોપ ન થવો જોઇએ, એવું મનીષિ લોકોએ કહ્યુંછે." આ ગ્રંથમાં કહેલા નિર્ણય પ્રમાણે વર્તનારા પુરૂષોનું મંગલ થાય. ઇતિ મંગલ. આ ગ્રંથ સંપૂર્ણ થયોછે.

"અનેક પ્રકારના નિર્ણય બતાવનારો નિર્ણયદીપકગ્રંથ ભાગ્યવાન્ અચલદ્વિવેદીએ કર્યોછે. એ મહારૂદ્રવિજ્ઞાનનો સહોદર(સગો ભાઈ)છે.એ નિર્ણયદીપક (નિર્ણયનો દીવો)શુદ્ધ માર્ગ દેખાડવા વાસ્તે કર્યોછે."[द्विवेदि विदुषां प्रधान' ઇત્યાદિ શ્લોકનો અર્થ ગ્રંથારંભમાં લખાયલો છે, તેથી ફરી લખ્યો નથી.] "વૃદ્ધપુર [વડનગર] માં જે બ્રાહ્મણો વસેછે, તે દેવ જેવા છે, તોપણ ઉત્તમ વિવેક પ્રાપ્ત થવાસારૂ સર્વ પૃથ્વી ઉપર આ ગ્રંથનો ઉપયોગ થજો." "સંવત પંદરસેં પંચોતેરની સાલમાં જેઠ વદિ બારશને દિવસે આ ગ્રંથ પરિપૂર્ણતાને પામ્યોછે." ઈતિ શ્રી [ છપ્રકારના]' નાગર જ્ઞાતિમાંથી એક જ્ઞાતિના અચલ દ્વિવેદી નામે નાગર બ્રાહ્મણેકરેલા નિર્ણયદીપકની કૃષ્ણશાસ્ત્રી અરણેકરે કરેલી ટીકા સંપૂર્ણ થઈ છે. શ્રીરસ્તુ. કલ્યાણમસ્તુ. આ ગ્રંથ કરાવનાર ને કરનારનું કલ્યાણ થજો.





श्री गणेशाय नमः

# શ્રી નિર્ણયદીપક ગ્રંથના ભાષાન્તરનું શુદ્ધિપત્ર.

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ | લીટી. |
|---|---|---|---|
| દાનાદિ | દાન આદિ. | ૩ | ૪ |
| નાહિને | નાહીને | ૩ | ૯ |
| અગ્નિહોમ | અગ્નિમાં હોમ | ૩ | ૧૩ |
| નિમેષ તે | નિમેષનો | ૪ | ૬ |
| આવર્તન | આવર્ત્તન | ૫ | ૪ |
| પ્રાણીઓ | પ્રાણિઓ | ૬ | ૯ |
| | | ૧૧૯ | ૧૪ |
| વરોધ | વિરોધ | ૧૦ | ૭ |
| રૂઢિ | રૂઢી | ૧૩ | ૧૧ |
| વેલાએ | વેળાએ | ૧૩ | ૨૫ |
| કાઇની | કોઇની | ૧૪ | ૧૯ |
| પુનર્વસુ | પુનર્વસૂ | ૧૬ | ૨ |
| મુલ્ય | મૂલ્ય | ૧૬ | ૧૧ |
| વ્યતિપાત | વ્યતીપાત | ૧૬ | ૧૩ |
| | | ૨૮ | ૧૭ |
| અપરણ્હ | અપરાણ્હ | ૧૮ | ૮ |
| સિવાયના | સિવાયનાં | ૧૯ | ૮ |
| અપરાણુ | અપરાણ્હ | ૨૧ | ૧૨ |
| મુહુર્ત | મુહૂર્ત્ત | ૨૧ | ૨૫ |
| | | ૮૪ | ૫ |
| | | ૨૩ | ૫ |
| ત્રહૂર્ત્ત | ત્રિમુહૂર્ત્ત | ૨૩ | ૧૦ |
| અંગિકાર | અંગીકાર | ૨૩ | ૨૦ |
| કહેછે જે | કહેછે કે જે | ૨૪ | ૩ |
| આયુષ | આયુષ્ | ૨૪ | ૧૫ |
| | | ૧૫૦ | ૧૧ |
| ચતુર્દશીકત | ચતુર્દશીયુક્ત | ૨૪ | ૨૦ |
| સંત્વરી | સંવત્સરી | ૨૪ | ૨૬ |
| વૃાદ્ધ | વૃદ્ધિ | ૨૫ | ૯ |
| — | — | ૮૦ | ૧૭ |

| અશુદ્ધ, | શુધ્ધ. | પૃષ્ઠ | લીટી. |
|---|---|---|---|
| | | ૮૭ | ૫ |
| — | — | ૨૫ | ૧૩ |
| શ્રાધ્ધ | શ્રાદ્ધ | ૨૬ | ૧૯ |
| પૂવાણ્હ | પૂર્વાણ્હ | ૨૭ | ૮ |
| | | ૧૨૬ | ૧૦–૧૧ |
| શ્રાધ | શ્રાધ્ધ | ૨૭ | ૧૩ |
| પૂવા | પૂર્વા | ૨૮ | ૩ |
| સાધરણ | સાધારણ | ૩૬ | ૧૩ |
| એ | ૦ | ૩૭ | ૩ |
| અનત | અનંત | ૩૯ | ૨ |
| પૂર્ણિણમા | પૂર્ણિમા | ૩૯ | ૧૭ |
| પૂણિમા | પૂર્ણિમા | ૩૯ | ૧૯ |
| અતુમતિ | અનુમતિ | ૩૯ | ૨૦ |
| સાંધ | સંધિ | ૪૦ | ૨ |
| | | ૪૦ | ૧૫ |
| સમાપ્ત | સમાપ્તિ | ૪૧ | ૧૦ |
| ર્વિકા | અર્વિકા | ૪૨ | ૧૨ |
| પર્વણિ | પર્વણી | ૪૪ | ૧૭ |
| દ્વિવેદિ | દ્વિવેદી | ૪૪ | ૨૨ |
| ૦ | | ૪૫ | ૩ |
| દ્રષ્ટિ | દ્રષ્ટ | ૪૫ | ૧૧ |
| સમાપ્ત | સમાપ્ત | ૪૫ | ૨૫ |
| કાષ્ણુર્યજનિ | કાર્ષ્ણાજિનિ | ૪૬ | ૨ |
| સંવત્સરી પછી | સંવત્સરીમાં પછી | ૪૭ | ૧૦ |
| વિાધવત્ | વિધિવત્ | ૪૭ | ૧૮ |
| શ્રાધ્માં | શ્રાદ્ધમાં | ૪૮ | ૨૨ |
| છે | છે. | ૪૮ | ૨૭ |
| ચાડિયો | ચાંડીયો | ૪૯ | ૬ |
| આધકારી | અધિકારી | ૪૯ | ૬ |
| | | ૫૫ | ૨૯ |
| બેન | બહેન | ૫૨ | ૨૬ |
| ઔરસ | ઔરસ | ૫૩ | ૨ |
| મ ણ્ | મરણ્ | ૫૩ | ૩ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | લીટી. |
|---|---|---|---|
| પિત્તરો | પિતરો | ૫૪ | ૨૦ |
| ચુકે | ચૂકે | ૫૫ | ૧૩ |
| અંગી કાર | અંગીકાર | ૫૫ | ૧૯ |
| એકોદ્દિષ્ટ | એકોદ્દિષ્ટ | ૫૫ | ૨૫ |
| પ્રતિ સાંવ | પ્રતિસાંવત્સરિક | ૫૫ | ૨૭ |
| પુત્રહાનિ | પુત્રહાનિ | ૫૬ | ૩ |
| લે લેવી | લેવી | ૫૬ | ૧૯ |
| વિશ્વદેવ | વિશ્વેદેવ | ૫૭ | ૧૬ |
| | | ૭૨ | ૨૦ |
| સુગંધિ માન્ પદાથા | સુગંધીમાન્ પદાર્થો | ૫૮ | ૨૩-૨૪ |
| અશ્વમેધ | અશ્વમેધ | ૫૮ | ૨૪ |
| અન્નમધ્યે | અન્ન મધ્યે | ૬૦ | ૨૧ |
| લોહમિષ | લોહામિષ | ૬૧ | ૧૧ |
| પૂથ્વીને | પૃથ્વીને | ૬૨ | ૨૮ |
| ઇષ્ઠ | ઇષ્ટ | ૬૩ | ૨૧ |
| અર્ધ્યપાત્ર | અર્ધ્યપાત્ર | ૬૫ | ૧૮ |
| | | (૭૨ અ) | ૧૩ |
| દકરે | દરેક | ૬૬ | ૨૨ |
| સવ | સર્વ | ૬૭-૧૧૯ | ૩-૫ |
| મધ | મધુ | ૬૯ | ૧૩ |
| વ્યસ | વ્યાસ | ૬૯ | ૧૭ |
| જુષધ્વ | જુષધ્વં | ૬૯ | ૧૭ |
| મુળ | મૂળ | ૭૧ | ૭ |
| એ | ૦ | ૭૧ | ૨૧ |
| આશિર્વાદ | આશીર્વાદ | ૭૨ | ૨૦ |
| | | (૭૨ અ) | ૧૮ |
| પાતુ | પાન્તુ | ૭૨ | ૨૫ |
| પુષ્ઠિ | પુષ્ટિ | ૭૨ | ૨૬ |
| તુષ્ઠિ | તુષ્ટિ | ૭૨ | ૨૬ |
| મારકડે | મારકંડે | ૭૨ | ૨૯ |
| અઘોરાઃ | અઘોરાઃ | ૭૨બ | ૨ |
| સુર્યાસ્ત | સૂર્યાસ્ત | ૭૩ | ૨૨ |
| , | ૦ | ૭૪ | ૧ |
| સુંધીને | સૂંધીને | ૭૪ | ૨ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | લીટી. |
|---|---|---|---|
| એકોદ્દિષ | એકોદ્દિષ્ટ | ૭૪ | ૯ |
| અર્દર્સ | અર્ધ્યે | ૭૪ | ૧૨ |
| ક્જિેએ | દ્વિજેએ | ૭૬ | ૩ |
| પૂર્વાતથિ | પૂર્વતિથિ | ૭૬ | ૧૧ |
| સુર્યોદય | સૂર્યોદય | ૭૭ | ૧-૨-૫ |
| પુર્વવિધ્ધા | પૂર્વવિધ્ધા | ૭૭ | ૭ |
| પુર્વતિથિ | પૂર્વતિથિ | ૭૭ | ૧૧ |
| | | ૧૨૬ | ૧૧ |
| અને | ૦ | ૭૮ | ૧૧ |
| બ્રહ્મવૈવતમાં | બ્રહ્મવૈવર્તમાં | ૭૯ | ૨ |
| બ્રહ્મન | બ્રહ્મન્ | ૭૯ | ૫ |
| બૃહત્તપાખા | બૃહત્તપા | ૭૯ | ૬ |
| દિપાવલિ | દીપાવલી | ૮૦ | ૪ |
| , | | ૮૦ | ૧૭ |
| માર્ગશીર્ષે | માર્ગશીર્ષ | ૮૦ | ૨૪ |
| પુજ્ય | પૂજ્ય | ૮૧ | ૧૪ |
| કોમળ | કોમલ | ૮૨ | ૧૯ |
| યુધષ્ઠિર | યુધિષ્ઠિર | ૮૨ | ૨૬ |
| | | ૮૮ | ૧૫ |
| કાળ | કાલ | ૮૩ | ૬ |
| પ્રાપ્ત | પ્રાપ્તિ | ૮૩ | ૨૨ |
| મેરમરૈયાં | મેરમેરૈયાં | ૮૪ | ૧૧ |
| કોડા | ક્રીડા | ૮૪ | ૨૧ |
| ખુબ | ખૂબ | ૮૪ | ૨૨ |
| સંનાસી | સંન્યાસી | ૮૬ | ૯ |
| તે | તે. | ૮૬ | ૨૦ |
| મધ્યન્હ | મધ્યાન્હ | ૮૮ | ૯ |
| સોધણુ | સોગણું | ૮૮ | ૧૮ |
| એ | ૦ | ૮૮ | ૨૦ |
| આયુષ્ય | આયુષ્ | ૯૦ | ૩ |
| થાય પણ, | થાય, પણ | ૯૦ | ૩ |
| વ્યંવસ્થા | વ્યવસ્થા | ૯૦ | ૭ |
| તો પણ | તોપણ | ૯૧ | ૩ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | લીટી. |
|---|---|---|---|
| શતપંથ | શતપથ | ૯૧ | ૬ |
| અ અન્વાધાન | અન્વાધાન | ૯૧ | ૬-૭ |
| ચુકવો | ચૂકવો | ૯૧ | ૧૬ |
| છે. | છે, | ૯૨ | ૭ |
| લિંકાર | અલંકાર | ૯૨ | ૨૮ |
| ટેછૂ | છૂટે | ૯૩ | ૬ |
| સામન્ય | સામાન્ય | ૯૩ | ૧૧ |
| વિરૂદ્ધા | વિરૂદ્ધ | ૯૩ | ૨૨ |
| દ્વિતિયા | દ્વિતીયા | ૯૪ | ૧૨ |
| | | ૧૦૫ | ૨૭ |
| લક્ષણા એ | લક્ષણાએ | ૯૪ | ૨૧ |
| બ્રાહ્મ | બ્રહ્મ | ૯૪ | ૨૨ |
| પુજન | પૂજન | ૯૫-૧૧૩ | ૧-૭-૧૨ |
| | | ૧૧૩ | ૭ |
| ફળ | ફલ | ૯૫ | ૧૧ |
| બીજા | બીજાં | ૯૭ | ૧૨ |
| લક્ષમીવાન્ | લક્ષ્મીવાન્ | ૯૭ | ૧૭ |
| ચતુથી | ચતુર્થી | ૯૭ | ૨૫ |
| કરેલાં | કરેલા | ૯૮ | ૨૪ |
| પુર્વતું | પૂર્વનું | ૧૦૦ | ૨૩ |
| સુવણ | સુવર્ણ | ૧૦૧ | ૨૬ |
| લક્ષમી | લક્ષ્મી | ૧૦૨ | ૩ |
| મુર્તિ | મૂર્તિ | ૧૦૨ | ૧૪ |
| મુકીને | મૂકીને | ૧૦૨ | ૧૪ |
| ત્રતીયા | તૃતીયા | ૧૦૨ | ૨૩ |
| | | ૧૦૪ | ૨-૪-૨૦ |
| શ્રોત | શ્રૌત | ૧૦૨ | ૨૭ |
| ચતુર્થિ | ચતુર્થી | ૧૦૪ | ૧૩-૧૫ |
| બ્રહસ્પતિ | બૃહસ્પતિ | ૧૦૪ | ૨૦ |
| ચતુર્થિ | ચતુર્થી | ૧૦૬ | ૧૬-૧૭-૧૮ વં |
| ભાદ્રપદ | ભાદ્રપદ. | ૧૦૬ | ૨૨ |
| શીકાર | શિકાર | ૧૦૬ | ૨૪ |
| શાન્તાને | શાન્તા ને | ૧૦૭ | ૬ |
| પુત્રને | પુત્ર તે | ૧૦૮ | ૬ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | લીટી. |
|---|---|---|---|
| ચતુર્થા | ચતુર્થી | ૧૦૮ | ૨૧ |
| સુર્યગ્રહણુ | સૂર્યગ્રહણુ | ૧૦૯ | ૨ |
| મૂતે | મૂર્તે | ૧૦૯ | ૧૧ |
| વિધિવત | વિધિવત્ | ૧૧૦ | ૨ |
| ભવિષ્યત | ભવિષ્યત્ | ૧૧૦ | ૨૫ |
| સર્પાકતિ | સર્પાકૃતિ | ૧૧૧ | ૨ |
| એ | | ૧૧૧ | ૪ |
| દિપ | દીપ | ૧૧૧ | ૫ |
| રુદ્રા | રુદ્રી | ૧૧૨ | ૧ |
| ઇચ્છાવળાએ | ઇચ્છાવાળાએ | ૧૧૨ | ૧૦ |
| પૂજાય છે. | પૂજાય છે, | ૧૧૨ | ૨૪ |
| માતામહ | માતામહત્રયી | ૧૧૨ | ૨૪ |
| વશિષ્ઠ | વસિષ્ઠ | ૧૧૩ | ૩ |
| કરવે | કરવો | ૧૧૩ | ૧૩ |
| વ્યાતીપાત | વ્યતીપાત | ૧૧૭ | ૨૨ |
| કુષ્ણુષષ્ઠી | કૃષ્ણુષષ્ઠી | ૧૧૭ | ૨૭ |
| વૃતખંડ | વ્રતખંડ | ૧૧૯ | ૭ |
| ભીષય | ભીષ્મ | ૧૧૯ | ૨૫ |
| સ્નાનાદી | સ્નાનાદિ | ૧૨૦ | ૬ |
| છુટયા | છૂટયા | ૧૨૦ | ૭ |
| નિર્ણુયા | નિર્ણુય | ૧૨૦ | ૧૭ |
| નરતર | નિરંતર | ૧૨૧ | ૨ |
| અશ્વમેઘ | અશ્વમેધ | ૧૨૧ | ૨૪ |
| સોભાગ્ય | સૌભાગ્ય | ૧૨૨ | ૧૭ |
| સૈભાગ્ય | સૌભાગ્ય | ૧૨૨ | ૨૨ |
| વિવસ્વાન | વિવસ્વાન્ | ૧૨૪ | ૧ |
| મૃતિકા | મૃત્તિકા | ૧૨૪ | ૪ |
| હસ્ત. | હસ્ત, | ૧૨૪ | ૧૫ |
| "અગસ્ત્ય | અગસ્ત્યઃ—" | ૧૨૫ | ૧ |
| મહાષ્ટમ | મહાષ્ટમી | ૧૨૬ | ૧૨ |
| ફ્લ ને | ફ્લને | ૧૨૭ | ૧૩ |
| પ્રત્યર્થં | પ્રીત્યર્થં | ૧૨૭ | ૨૩ |
| પુર્વક | પૂર્વક | ૧૨૮ | ૯ |

